તેમને વિશેષ અનુકૂળ હતી. એક દિવસ ફરતા ફરતા સ્ટેશન પાસેના વિશાળ મેદાન તરફ તેમની દષ્ટિ પડી. તેમણે જણાવ્યું કે–'પાલીતાણામાં ઘણી સંસ્થાઓ છે. આ તાલધ્વજની શીતળ છાયામાં એક ગુરુકુળ બને તો આસપાસના કેટલાએ ગામડાના બાળકોમાંથી રત્નો સાંપડે. આ તરફ કોઇનું ધ્યાન કેમ નથી ગયું ?' મારાથી બોલાઇ જવાયું–'મહારાજશ્રી ! તળાજામાં તો એવા પૈસા નથી, ભાવનગર પોતાની સંસ્થા પણ બહારના પૈસાથી ચલાવી જાણે છે, પણ આપશ્રી હાથમાં લ્યો તો ભાવનગરમાંથી કે આસપાસથી કોઇ જરૂર નીકળી આવે.'

પણ એ દિવસ ન જ આવ્યો તે ન જ આવ્યો.

આવા એક સંતનું સ્મારક જૈનસમાજ ઊભું કરશે કે ? આ યોગીને જૈનસમાજ, તેમના પ્રેમીજનો, ભક્તો, ભૂલી જશે શું ? તેમનું કાર્ય તો ચાલુ રહેવું જોઇએ. તેમના સ્મારક તરીકે ઘણું ઘણું થઇ શકે. તળાજામાં એક વિદ્યામંદિર ઊભું કરી શકાય. શ્રી જૈન ધર્મ પ્રસારક સભા મારફત એક ગ્રંથમાળા ચાલે છે તેને સ્થાયી રૂપ આપી શકાય. સિદ્ધાચળની છાયામાં તેમના સ્મારક રૂપે બૃહદ્ જ્ઞાનમંદિર ઉઘાડી શકાય. કન્યાકેળવણી માટે પ્રત્યેક વર્ષે એકાદ પુસ્તક બહાર પડે તેવી યોજના થઇ શકે. કોઇ સ્થાયી અને ચિરસ્મરણીય કામ થવું જોઇએ.

શ્રીમદ્ સદ્ગુણાનુરાગી શાંતમૂર્તિ એ સંતના પ્રેમીજનો આ પ્રાર્થના સાંભળશે કે ?

ફૂલચંદ હરિચંદ દોશી મહુવાકર

---

## એક ઉદાર ગુલામ

એક વાડીના રક્ષક તરીકે બેઠેલા ગુલામ પાસે એક બહુ ભૂખ્યો કુતરો આવ્યો. ગુલામે તેને ભૂખે ટળવળતો જોઇ પોતાને નોકરીને અંગે મળતા બે રોટલા ખવરાવી દીધા. કુતરો રાજી થઇને પુંછડી હલાવવા માંડ્યો. તે દશ્ય જોનાર એક શ્રીમાન્ ગૃહસ્થે ગુલામને પૂછ્યું કે–'તું હવે શું ખાઇશ?' તેણે કહ્યું કે–'હું રોજો ( ઉપવાસ ) કરીશ, આ કુતરો ભુખે ટળવળે ને હું ખાઉં તે મને યોગ્ય લાગ્યું નહીં.' પેલા શ્રીમાને તેની આવી અપૂર્વ ઉદારતા જોઇ તેના માલેકને મળી તેને ગુલામીમાંથી મુક્ત કરાવ્યો અને વાડી ખરીદી લઇ ગુલામને બક્ષીસ આપી. કહો, એમાં કોણ ઉદાર ?

# પ્રભાવિક-પુરુષો

## અભયકુમાર

( અનુસંધાન પૃષ્ઠ ૩૮૩ થી )

Birds of the same feather fly together.

સંધ્યાના ઓળા પથરાવા માંડ્યા છે. સીમમાંથી સારો દિવસ અંગ તોડી મહેનત કરનાર ને ધૂળમાંથી ધાન્ય પેદા કરનાર, વળી જગતના તાત તરિકેનું બિરુદ ધરાવનાર ખેડૂતવર્ગ પોતાના વ્હાલા બળદો સહિત નગર તરફ પ્રફુલ્લ વદને પાછો ફરવા માંડ્યા છે. કારીગર ને મજૂરગણના નાનકડા સમૂહો અહીંતહીં વાતો કરતાં, દિવસની કમાણીનો આંક કાઢતાં, તેમજ આવતા દિન માટેની કામગીરી નિરધારતાં દૃષ્ટિગોચર થાય છે. એકાદા ખૂણામાં મોજીલા ને નટખટ તરિકે પ્રસિદ્ધિ પામેલા માનવીઓની મંડળી ભેગી મળી અલકમલકની વાતો કિંવા શૃંગપૂચ્છવિહીન આખ્યાયિકાઓના પ્રવાહમાં મોજ માણી રહી છે.

ત્યાં સહજ એક સુંદરાકૃતિ ને વિચિત્ર વેષ-સજ્જિત વ્યક્તિએ અજાયબી પમાડે તેવી વાર્તા કહેવાનો આરંભ કર્યો. સૌ એ પ્રતિ કાન માંડી રહ્યા.

"જેના પ્રત્યેક ગાત્રો યૌવનાવસ્થાના તરવરાટથી ગુલાબની કળી સમા ખીલી રહ્યાં છે અને જેનો ચહેરો નિરખતાં ભલભલાના મન મુગ્ધ થાય છે. વળી જેના અંગ પર અલંકારો - પણ ઉચિત રીતે પહેરેલાં હોવાથી શોભામાં વૃદ્ધિ કરે છે એવી એક તરુણી, ચંદ્રજ્યોત્સ્નાના અજવાળામાં, લગભગ મધ્ય નિશાકાળ થવા આવ્યો છે તેવા સમયે, હાથમાં પૂજનસામગ્રી સહિત વસ્તીથી દૂર નિર્જન પ્રદેશમાં એકલી ચાલી જાય છે. વિના રોકટોક, રંચ માત્ર ગભરાટ કે ભીતિ વગર હંસગતિએ આગળ વધે છે.

ત્યાં અચાનક ચારેક ચોર સામા મળે છે. શુકનમાં જ આવું સુંદર ભક્ષ્ય મળવાથી તેના આનંદનો પાર રહેતો નથી. જલ્દી દાગીના ઉતારવાની હાકલ પડે છે.

પણ અરે! આ શું? જરા પણ ભય વિના, તરુણી નમ્ર સ્વરે કહે છે કે-'ભાઈઓ! આ દાગીના જરૂર તમને ઉતારી આપીશ, પણ મારી પ્રતિજ્ઞા પૂરી કરીને પાછી આવું એટલી ધીરજ તમારે ધરવી ઘટે.

સાંભળો, મનપસંદ વર મેળવવા હું બગીચામાંથી ગુપ્ત રીતે ફૂલો લાવી કામદેવની પૂજા કરતી હતી. એમ કરતાં એક વાર માળીના હાથમાં પકડાણી. ખરેખરી વાત કહી દીધી; એટલે તેણે મારી પાસેથી પરણીને સાસરે જવાનીને પ્રથમ રાત્રિએ મળવાનું વચન લઈ મુક્ત કરી. આજે શ્વસુરગૃહપ્રવેશનો પ્રથમ દિન છે. પતિ સહ પ્રથમ વાર્તાલાપ કરી, મારી

બાલ્યકાળની વાત જણાવી, વચનપૂર્તિ અર્થે આજ્ઞા મેળવી, હું માળીના આવાસ તરફ જઇ રહી છું. હાલ મને આ સ્થિતિમાં જવા દ્યો, પાછા ફરતાં આ સર્વ દાગીના આપીને જ હું ઘેર પાછી ફરીશ. મારા વચનમાં વિશ્વાસ રાખો.'

સાદી ને સીધી વાતથી ચોરોના દિલ પીગળ્યા. તરુણી આગળ વધી. થોડું અંતર કાપતાં જ રાક્ષસી માનવનો ભેટો થયો. એને પણ મોજ માણવાનો મનોરથ થયો, છતાં તરુણીમુખે સીધું ને સરલ બ્યાન સાંભળ્યું ત્યારે પાછા ફરવા સુધી થોભવાનું મુનાસિબ ધાર્યું.

આમ મધ્યરાત્રિ થતાં માળીના આવાસના કમાડ ઠોકાયા. જેની સ્મૃતિમાં પુષ્પચોર બાળાની પ્રતિજ્ઞાનો લવ સરખો પણ ભાગ્યે જ સંઘરાયેલો. તેણીને નજર સામે પતિગૃહેથી આવેલી અને પ્રતિજ્ઞા પાળવાને ઉત્સુક જોઇ વર્ષો પૂર્વેની વાત યાદ આવી. મશ્કરીમાં બોલાયેલ અક્ષરો ગંભીરરૂપે પરિણમ્યા નિહાળી માળીની નિદ્રા તો ઊડી ગઇ, પણ સાથોસાથ અંતરનો દરવાજો પણ ઊઘડી ગયો. તરુણી પ્રત્યે એક દીકરી જેવો સ્નેહ પ્રગટ્યો, વચન પાળવા અર્થે તેણીએ ખેડેલા સાહસ અને એમાં પતિએ પૂરેલા સુરથી એ મુગ્ધ બન્યો. તેણે વસ્ત્ર-દાગીનાની સારી ભેટ સાથે તેણીને પાછી વિદાય કરી.

તરુણીનું હૃદય આ જાતના સત્કારથી ધનગની ઊઠ્યું. સાચને આંચ નથી આવતી એ વચન પ્રતિની શ્રદ્ધા બળવત્તર બની.

પણ આશ્ચર્યનો સૂર્ય મધ્યાહ્ને તો ત્યારે પહોંચ્યો કે પાછા વળતાં રાક્ષસ તેમજ ચોરો તરફથી પણ કદર્થના પામવાને બદલે માજણ્યા ભાઇ જેવો સત્કાર થયો અને વધારામાં સાસરવાસો મળ્યો ! તે પોતે પણ આનું કારણ કલ્પી શકી નહીં. સરળહૃદયી તન્વંગીના દર્શને આ કપરા માનવ અંતરોમાં પણ ઉજાશ પ્રગટાવ્યો. એ શુભ શકુને તેઓને ધાર્યા કરતાં અતિ ઘણું પ્રાપ્ત થયું. તેઓએ જ્યારે સાંભળ્યું કે–માળી જેવો પુષ્પપરીક્ષક મ્હોંમાં આવેલ કોળિયાને વિનાચાખ્યે જવા દે છે ! અરે ! સુવાસિત કુસુમને વગરસુંઘે પાછું ફેરવે છે ! અને ઉપરથી પહેરામણી આપે છે તો શું તેઓ તેનાથી અધમ છે કે–આ ઉમંગભરી યુવતિના માર્ગમાં કાંટા ખડા કરે ! જીવનને ખારું બનાવે !

એમ બને જ નહીં. એનાથી અધિકો સત્કાર કરી શ્વસુરગૃહે જવા દેવામાં જ તેમની શોભા છે. એમાં જ દેવ રાજી રહે. આમ સત્યના પ્રભાવે જુદા જુદા અંતરોમાં કોઇ અણકલ્પેલા ભાવો પ્રગટ્યા અને આ નવયૌવના લઇ ગયા કરતાં અતિ ઘણી સમૃદ્ધિ સાથે હસતે મુખડે પાછી ફરી, સ્વપતિના નેત્ર સામે ખડી થઇ. સર્વ વ્યતિકર યથાર્થ રૂપે જણાવ્યો.

બંધુઓ ! મારી આ ચમત્કારી કથા પરથી તમો સર્વને પ્રશ્ન છે કે એમાં

વધારે પરાક્રમ કોણે દાખવ્યું ? અથવા પતિ, ચોર, રાક્ષસ કે માળી એ ચારમાંથી કોની સહૃદયતા વધુ પ્રશંસાપાત્ર લેખાય ? "

આમ પૂર્ણાહુતિનો ઘંટ વગાડીને એ-કીટશે શ્રોતાઓ પ્રતિ તે મીટ માંડી રહ્યો. ' मुंडे मुंडे मतिर्भिन्ना ' એ વાક્યાનુસાર અને ' यथा पिंडे तथा ब्रह्मांडे 'જેવાની વૃત્તિઓથી દોરાઈ, કેટલાકે Honey Moon યાને સમાગમની પ્રથમ રાત્રિએ વ્યવહાર તથા ધર્મ-નીતિની મર્યાદાને વટાવી જનાર પતિની સાહસિકતા વખાણી, કેટલાકે મુખમાં આવેલ ભક્ષ્ય લઇ દેનાર માળીને પ્રશંસાપાત્ર લેખ્યો, થોડાક રાક્ષસની પ્રશસ્તિ ગાનાર નીકળ્યા અને એકે તો ચોરને જ ધન્યવાદ આપ્યો. પરસ્પરના મંતવ્યોની ચર્ચા કરતાં સૌ વિખરાયા.

કથા કરનાર વ્યક્તિએ ચોરપ્રશંસકનું કાંડું પકડી, જરા દૂર લઇ જઇ, રૂવાબથી કહ્યું:-

' ખચ્ચાજી ! આમ્રવૃક્ષની કેરીઓ તમે જ તફડાવી છે ને ? '

ચોર-કેમ રે ! વાર્તાના રસમાં-તરુણીના નાદમાં દીવાનો તો નથી બન્યો ને ? વચમાં કેરીઓની વાત ક્યાંથી લાવ્યો ? હજુ વસંતની ઇતિશ્રી થયા વિના ગ્રીષ્મના આગમન કેવા ?

અભય-એક તો કરી ચોરી, હવે કરવી શિરજોરી ! પણ મને પીછાની લે એટલે આપોઆપ સમજાશે કે કથાકાર વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ મગધના સ્વામીનો મહામંત્રી અભય છે. કથાના નિમિત્તથી એણે ચોર પકડી પાડ્યો છે.

મંત્રીશ્વરનું નામ શ્રવણ કરતાં જ દીવાનો કહેનાર પોતે જ એરંડીયું પીધેલ જેવો બની ગયો ! ગરમીનો પારો એકાએક ઊતરી ગયો. ગુન્હો કરનાર જે ગભરામણ અનુભવે અને ભાવી વિટંબણાથી ધ્રૂજી ઊઠે તેવી એના દેહની સ્થિતિ થઇ. સંત્રાસક અવાજ છતાં પ્રેમાળ વાણીથી મંત્રીએ જણાવ્યું-' ભાઇ ! ગભરાવાની જરૂર નથી, મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે; તેથી જ To err is human યાને मनुष्या विस्मरणशीलाः જેવી ઉક્તિઓ પ્રચલિત બની છે, છતાં ખરેખરું વૃતાન્ત કહીશ તો જીવને જોખમ નહીં થવા દઉં. વાર્તામાંની નવયૌવના સમ 'સત્ય' પર ભરોસો રાખી ગુન્હો કબૂલી લે. 'सत्यमेव जयते' એ વાક્ય ત્રિકાળાબાધિત જ છે. સારાયે રાજગૃહમાં એ એક જ ઉદ્યાન એવું છે કે જ્યાં સદૈવ છએ ઋતુના ફળ નીપજે છે. એમાં વસનાર પટરાણી વિશાલાપતિ મહારાજા ચેટકની પુત્રી ચેલણા સતી નારી છે, એના નિમિત્તે દૈવી-સહાયથી આ ઉદ્યાનના મંડાણ થયા છે. સતત જ્યાં ચોકીપહેરો રહે છે ત્યાંથી કેરીઓ લાવવાનું ત્હારું સાહસ પણ કાળીનાગના મ્હોંમાં હાથ નાંખવા જેવું જ ગણાય. એની પાછળ મને તો વિદ્યાની મદદ અને કોઇ ખાસ કારણનું અનુમાન થાય છે. આવી

નાની-શી ચીજ સારુ પાકો ચોર આ જાતના બળતા અગ્નિકુંડમાં ન કૂદી પડે. '

' મંત્રીશ્વર! આપ વયમાં ભલે ન્હાના હો પણ પ્રજ્ઞાભારથી નમેલા યાને વૃદ્ધના અનુભવને પણ ટક્કર મારો તેવા છો. હજારોને છક્કડ મારી, અદ્યાપિ કોઇના પંજામાં ન આવનાર, તથા સલામત રીતે જીવનશકટ વહન કરનાર હું આજે તમારી ચુંગાલમાં સપડાયો છું તે એક જ કારણથી–મારી ગર્ભવતી પ્રિયાને આમ્રફળ ખાવાનો દોહદ થયો. એ અણપૂર્યો કેમ રખાય? એટલે જ અવનામિની વિદ્યાના જોરે ગઢ બહાર રહી, વૃક્ષને નમાવીને ઉદ્યાનના વૃક્ષ પરથી મેં કેરીઓ મેળવી. ચોકીદારોને એની ગંધ સરખી પણ ન આવી અને કોટવાળનો ગજ પણ ન વાગ્યો. માનસ-શાસ્ત્રના અભ્યાસી તમે જો ન મળ્યા હોત તો એ વાતનો પડદો આટલો જલ્દી ન ઉઘડત. હવે ચાહે તો મારો યા જીવાડો. આ જ સાચેસાચો વ્યતિકર છે. '

ઉપરનો બનાવ વાર્તાના ચાલુ પ્રબંધને સહજ જોડી દે છે. ચેલણા પ્રતિ દૃઢ પ્રેમ ધરાવનાર શ્રેણિકભૂપને સખત રક્ષણ વચ્ચેથી આમ્રફળ ગયાનું દુઃખ વિશેષ લાગ્યું. રાજાની આંખમાં ધૂળ નાંખીને વસ્તુ પ્રાપ્ત કરવી એ અશક્ય જ ગણાય. ત્યાં તો વિનંતિ જ શોભે. આ બનાવે ભૂપાળનો ગુસ્સો વધારી મેલ્યો. ચોરને પકડતાં આખરી પયગામ આવ્યો અભયના શિરે કે 'ગમે તેમ કરી ચોરને પકડી લાવો, નહિં તો તેની શિક્ષા તમે ખમો.' ઊંચા આસન સાથે જ ભારી જવાબદારી લખાયેલી છે. એવો ક્રમ અનાદિ છે. ચોરનો પત્તો મળ્યાનું સાંભળતાં જ મગધેશનો કોપ વધી પડ્યો. મંત્રી નિવેદન કરે તે પૂર્વે ચોરને ફાંસીને માચડે ચડાવી દેવાનો હુકમ થયો અને એ સામે હરફ પણ કોણ ઉચ્ચરે?

आज्ञालंघो नरेंद्राणाम्, अशस्त्रवधमुच्यते

સર્વત્ર અંધકાર હોય ત્યાં બુદ્ધિમાન કિરણ ફેંકી શકે. કેમકે—'Knowledge is power' અથવા તો बुद्धिर्यस्य बलं तस्य એ ટંકશાળી વચન છે. અભયકુમારે હિંમતપૂર્વક રાજા પાસે આવીને નમ્રતાથી ઉચ્ચાર્યું: 'મહારાજ! આ આમ્રફળનો ચોર.'

શ્રેણિક-એને શિક્ષા કરવાનો હુકમ અપાઇ ગયો છે. એમાં ખુદ ત્હારા આગ્રહથી પણ ફેરફાર ન કરવો એવો મારો નિશ્ચય છે. મારી આંખે પાટા બાંધી જનારને મ્હારે સખ્ત નશિયત કરી પ્રજામાં ધડો બેસાડવો જોઇએ. એ સમયે ગુન્હાનું પ્રમાણ નથી જોવાતું, પણ આસપાસના સંજોગ જોવાય છે.

અભય-સ્વામી! એ બધું સાચું, પણ એ વ્યક્તિ પાસે રહેલ વિદ્યા તો ગ્રહણ કરી લ્યો; નહિતર ચોરના મૃત્યુ સાથે વિદ્યાનું પણ મૃત્યુ થશે.

શ્રેણિક-તો પછી વિલંબ ન કરો. ઝટ લાવો એને અહીં. પહેલું કામ એ જ કરો.

ચોરે આસને બિરાજેલ રાજવીને વારંવાર અવનામિની વિદ્યાનો પાઠ સંભળાવ્યો; પણ રાજવીની સ્મૃતિમાં

એના શબ્દો કેમે કરી સ્થિર થયા જ નહીં. એટલે નૃપને એની દાનતમાં વહેમ પડ્યો. ત્યાં તો અભયકુમારે ધ્યાન ખેંચ્યું—

'મહારાજ ! વિદ્યાનું ગ્રહણ તો વિનયપૂર્વક થાય. વિદ્યાગુરુને ઉચ્ચાસને બેસાડી આપ સામે બિરાજો તો જ એ શિખી શકાય. 'વિનય વિના વિદ્યા મળે નહીં' એ વાત આપ સમજો છો જ.'

જ્યાં આ ફેરફાર થયો કે અલ્પ કાળમાં વિદ્યા કંઠાગ્ર થઇ ગઇ. રાજાની ગરજ સરી એટલે સેવકોને તેમની આજ્ઞા યાદ આવી. તેઓ બોલ્યા–ચાલ ભાઈ ચોર ! આગળ થા.

અભયકુમાર બોલી ઊઠ્યો–સબૂર કરો. મહારાજ ! વિદ્યાગુરુને કંઇ દક્ષિણા આપી કે ખાલી હાથે વિદાય કરો છો ? દેવ–ગુરુના દર્શન ખાલી હાથેન જ શોભે. વિદ્યાદાતા ગુરુનો ઉપકાર કદી પણ ન વિસરાય.

રાજા–તો પછી આપો સોનામહોરો ને જલ્દી પતાવો કાર્ય, ક્યાં સુધી હુકમ અણુજાણ્યો રહે ?

અભય–જ્યાં જીવનનુ અસ્તિત્વ નથી રહેવાનું ત્યાં સોનામહોરો આપવાથી શું ? એ કરતાં તો જીવનદાન એ જ શ્રેષ્ઠ દક્ષિણા છે. ગુરુનું સ્થાન અવશ્ય જ લેખાય.

આમ યુક્તિથી નૃપનો રોષ ઠંડો પાડ્યો અને ચોરનું કાર્ય સધાયું. જ્ઞાનનું ગૌરવ સ્વીકારી શ્રેણિક ભૂપાળે ચોરને સોનામહોરોની ભેટ આપી વિદાય કર્યો.

અભયકુમારની બુદ્ધિએ ચોરનો જીવ બચાવ્યો, એટલું જ નહિ પણ માનસશાસ્ત્રના અભ્યાસીએ આમ્રફળ જેવા તો કઇક ટોચકા ઊકેલ્યા.

એક રાંકની દીક્ષા સામે આંગળી ચીંધનાર વર્ગને ધનના ત્રણ ઢગલા કરી, જે આજીવન ટાઢા પાણીને ન અડકે, જે આજીવન અગ્નિનો ઉપયોગ ન કરે, અથવા તો જે આજીવન બ્રહ્મચર્યવ્રત સ્વીકારે, તેને એકેક ઢગલો આપી દેવાની જાહેરાત કરી, એમ કરવામાં સમાયેલ અમાપ આત્મબળનું જનતાને ભાન કરાવી રાંકની દીક્ષા એ કેવળ ઉદરપૂર્તિ અર્થે નહોતી એ સાબિત કરી દેખાડ્યું. અને એની પાછળ રહેલ 'ત્યાગ'ના દર્શન કરાવ્યા.

ચોકસી

---

## ચિદાનંદજીકૃત પદ

ચલના જરૂર જાકું તાકું કૈસે સોવના ? ચલના જરૂર૦
ભયે જબ પ્રાતઃકાળ, માતા ધવરાવે બાલ;
જગજન કરત સકલ મુખ ધોવના. ચલના૦ ૧
સુરભિકે[1] બંધ છૂટે, ધ્વડ ભયે અપૂઠે;
ગ્વાલબાલ[2] મિલકે વિલોવત વિલોવના. ચલના૦ ૨
તજ પરમાદ જાગ, તું ભી તેરે કામ લાગ;
ચિદાનંદ સાથ પાય, વિરથા ન ખોવના. ચલના૦ ૩

---

૧ ગાયના. ૨ ગોવાળીયાના બાળકો.

# માનપત્રનો મેળાવડો

અમારી સભાના વાઇસ પ્રેસિડેન્ટ રા. રા. જીવરાજભાઇ ઓધવજી દોશીને ભાવનગર સ્ટેટના સરન્યાયાધીશની પદવી પ્રાપ્ત થતાં સભાએ કરેલા ઠરાવ પ્રમાણે ટિફિનપાર્ટી સાથે તેમને એક માનપત્ર આપવાનો મેળાવડો પોષ શુદિ ૧૫ તા. ૧૬-૧-૩૮ રવિવારના રોજ સભાના મકાનમાં સભાના ભાવનગરનિવાસી મેમ્બરો ઉપરાંત રાજ્યના અધિકારીઓ અને આગેવાન વેપારીઓ વિગેરેની હાજરીમાં કરવામાં આવ્યો હતો. આમંત્રિત અધિકારીઓ, વેપારીઓ અને સભાસદો સારી સંખ્યામાં પધાર્યા હતા. પ્રમુખસ્થાન રા. રા. ભાસ્કરરાવભાઇ વિઠ્ઠલદાસ મહેતા જ્યુડીયલ આસીસ્ટંટસાહેબને આપવામાં આવ્યું હતું.

પ્રારંભમાં આમંત્રણપત્રિકા વંચાયા બાદ શ્રી વૃદ્ધિચંદ્રજી જૈનશાળાના વિદ્યાર્થીઓએ મંગલાચરણ તથા સ્વાગત, સંગીત સાથે મધુર સ્વરથી કર્યું હતું. પછી શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇએ નવા બનાવેલા શ્લોકો અર્થ સાથે વાંચ્યા હતા. ત્યારબાદ પ્રમુખ સાહેબની આજ્ઞાથી સભાના સેક્રેટરી ભાઇ ચુનીલાલ નાગરદાસ મહેતાએ નીચે મુજબનું માનપત્ર વાંચ્યું હતું.

વિદ્યાવિલાસી, ધર્મપ્રિય, કર્તવ્યપરાયણ, સૌજન્યાદિ
ગુણાલંકૃત, ધર્મબંધુ

## રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી

બી. એ. એલએલ. બી. સરન્યાયાધીશ સાહેબ, ભાવનગર સ્ટેટ.

આપણા ભાવનગર સંસ્થાનના મુખ્ય ન્યાયાધીશ ( ચીફ જજ્જ ) તરિકેની આપશ્રીની નીમણુક એ આજે અમારે મન અતિશય હર્ષપ્રદ અને મહાન ગૌરવનો વિષય બન્યો છે.

બુદ્ધિમત્તા, ઉમંગ, ચાતુર્ય અને કર્તવ્યપરાયણતા આપશ્રીના જીવન સાથે ઓતપ્રોત થયેલા હોઇને જે સમયે અંગ્રેજી ઉચ્ચ કેળવણીનો લાભ લેનાર વ્યક્તિઓની સંખ્યા અલ્પ હતી ત્યારે દૃઢ મનથી આપશ્રી ઉચ્ચ અભ્યાસમાં આગળ વધ્યા અને સં. ૧૯૬૩ ની સાલમાં બી. એ. એલએલ. બી.ની ઘણી કઠિન ગણાતી પરીક્ષામાં પ્રથમ વર્ષે જ અને પહેલા વર્ગમાં ઉત્તીર્ણ થયેલા તે હર્ષાસ્પદ પ્રસંગે આ સભાએ એક લઘુ માનપત્ર અર્પણ કરી આપનો

સત્કાર કર્યો હતો, તે પ્રસંગ આજે અમોને યાદ આવતાં અમારાં અંતઃકરણ પ્રફુલ્લ બને છે.

સં. ૧૯૬૪ માં આપ ભાવનગર રાજ્યના ન્યાયખાતામાં જોડાયા અને મહાલોમાં આપના નિર્મળ ન્યાય તથા સુંદર કારકિર્દીવડે આપને ભાવનગરની સ્થાનિક કોર્ટમાં સ્થાન મળ્યું. અહીં પણ નિર્મળ પ્રમાણિકવૃત્તિ તેમજ સચોટ કાર્યશૈલીથી ક્રમેક્રમે આગળ વધ્યા અને આજે ન્યાયખાતાની ઉચ્ચ કોટિના માનવંતા પદને પામ્યા. આપશ્રીનો આવો ઉત્કર્ષ જોઇને અમોને ઘણો જ ઉલ્લાસ થાય છે.

ન્યાયખાતાનું કાર્ય ઘણું જોખમદારીવાળું છે તેમાં પણ આપ અહીંના વતની હોવાથી નિઃસ્વાર્થપણે ફરજ બજાવવી તે વધારે મુશ્કેલીભર્યું છે, પરંતુ આપે દિનપ્રતિદિન પ્રતિષ્ઠામાં વૃદ્ધિ પામતાં તટસ્થવૃત્તિથી પ્રમાણિકપણે વફાદારીપૂર્વક એકનિષ્ઠાથી જ સેવા બજાવી કે જેથી આપ આજે આવો માનવંતો હોદ્દો મેળવવા ભાગ્યશાળી બન્યા

सत्यं परं भूषणम्—' મનુષ્યનું સાચું ભૂષણ સત્ય છે.' એ ભૂષણવડે આપ અલંકૃત છો તે કેટલાક પ્રસંગે મહેરબાન કાઉન્સીલર સાહેબ ખાનબહાદુર ગોઘાવાળા સાહેબે આપના અદલ ઇન્સાફથી પ્રેરાઇને આપની પ્રશંસા કરેલ છે તેથી સ્પષ્ટ થાય છે અને આપની યોગ્યતા પણ જણાઇ આવે છે.

આપ પ્રથમથી ગર્ભશ્રીમંત ન હોવાને લીધે ગરીબો અને દુઃખીઓના દુઃખો સ્હેજે સમજી શકો છો, તેથી વિકટ પ્રસંગોમાં પણ આપ સહનશીલતાથી પુરુષાર્થ સાધવાનો ઉત્તમ બોધ અન્યને પૂરો પાડો છો.

કેવળ જડવાદ તથા બુદ્ધિવાદથી ઉભરાતા આ જમાનામાં પણ આપનું ધર્મપરાયણ જીવન આપને જૈનધર્મના સિદ્ધાંતના કઠિન આગમાદિ ગ્રંથોનાં વાંચન, પરિશીલન અને અભ્યાસમાં પ્રેરક બન્યું છે અને આપ વિદ્યાભ્યાસંગી હોવાથી અનેક પ્રસંગોમાં આપનો ધર્મ ઉપરનો પ્રેમ તરી આવે છે. વળી આટલી ઉમ્મરે પણ આપ ધર્મશાસ્ત્રના અભ્યાસી અને ઉપાસક છો તેમજ ધાર્મિક જ્ઞાનનો વિનિમય કરવા ઉત્સુક રહો છો તે સદ્ગુણ આપણા સમાજના બંધુઓને ખાસ અનુકરણીય છે.

અહીંની જૈન કોમમાં આપ એક અગ્રેસર છો અને આપણા તપગચ્છ સંઘના મોભાદાર ગણાતા આગેવાન વર્ગમાં પણ આપનું અગ્રસ્થાન છે જેથી ઘણા પ્રસંગોએ આપની અમૂલ્ય સલાહનો લાભ સમાજને મળ્યા કરે છે.

આપ આ સભાના માનવંતા ઉપપ્રમુખ છો, શ્રી ભાવનગર પાંજરાપોળની વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ છો અને શ્રી ભાવનગર જૈન બોર્ડીંગના માનદ્ મંત્રી તેમજ શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના પ્રાંતિક મંત્રી છો; તેથી એ દરેક સંસ્થાને આપની અમૂલ્ય સેવા અને સલાહનો લાભ મળ્યા કરે છે અને એ આપની લોકપ્રિયતા સાબિત કરે છે.

નેકનામદાર મહારાજા સાહેબે કૃપાદૃષ્ટિથી આપને આવી ઉચ્ચ કોટિની પદવી એનાયત કરી છે તેથી અમો તે માન્યવર સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની આ તક હાથ ધરીએ છીએ.

જેમ જેમ આપ ઉચ્ચ પદવી પ્રાપ્ત કરો છો તેમ તેમ આપણા સમાજ પ્રત્યેની આપની ફરજ પણ વૃદ્ધિ પામતી જાય છે, તેથી જૈનસમાજના ઉન્નતિના કાર્યપ્રસંગે આપની અમૂલ્ય સેવાનો લાભ નિરંતર આપ્યા કરશો એવી અમો આશા રાખીએ છીએ.

પ્રાન્તે આજે એકત્રીશ વર્ષે ફરી વાર આપને આ દ્વિતીય માનપત્ર અર્પણ કરતાં અમારાં હૃદય હર્ષથી ઉભરાય છે અને હજુ પણ દિનપ્રતિદિન આપશ્રી યશસ્વી જીવન ગાળો, વિશેષ સુખસંપત્તિ મેળવો અને દીર્ઘકાળ પર્યંત જૈન કોમની સેવા બજાવવા ભાગ્યશાળી થાઓ એવી અંતઃકરણની અભ્યર્થના સાથે અમે વિરમીએ છીએ.

અમો છીએ આપના હિતચિંતકો,

**કુંવરજી આણંદજી, પ્રમુખ. ચુનીલાલ નાગરદાસ. ઓ. સે.**
**અમરચંદ ઘેલાભાઈ. ઓ. સે. નેમચંદ ગિરધરલાલ. ખજાનચી.**

## અને શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના સભાસદો.

ત્યારબાદ દીવાનબહાદુર રા. રા. ત્રિભુવનદાસ કાળીદાસ, રા. રા. વીરેંદ્રપ્રસાદ ચંદ્રપ્રસાદ દેશાઈ, રા. રા. મોતીચંદ ઝવેરચંદ મહેતા અને વકીલ ગુલાબરાય ગોવિંદરામ દેશાઈની અભિનંદન અને આશીર્વાદસૂચક આવેલી પત્રિકાઓ વાંચવામાં આવી હતી. પત્રિકાઓનું લખાણ ખાસ આકર્ષક અને મનનીય હતું.

ત્યારબાદ પ્રમુખની આજ્ઞાથી નીચે જણાવેલા વક્તાઓએ અવસરોચિત ભાષણો કર્યાં હતાં.

૧ વકીલ જગજીવનદાસ શિવલાલ - ૨ માસ્તર શામજી હેમચંદ દેશાઈ
૩ શેઠ દેવચંદભાઇ દામજી ૪ શા. છોટાલાલ ત્રિભુવનદાસ

ત્યારબાદ રા. રા. જીવરાજભાઈએ માનપત્ર સંબંધી અને વક્તાઓના વક્તવ્ય સંબંધી તેમજ પત્રિકાઓના લેખક મહાશયોને અંગે યથાયોગ્ય ઉત્તર આપતાં પોતાની નમ્રતા પ્રદર્શિત કરી હતી, અને તે સાથે માનપત્રદાતા સભા વિગેરેનો અંતઃકરણથી આભાર માનવા ઉપરાંત આ બધું પોતાની ઉપરના પ્રેમના પરિણામ તરિકે જણાવી તેમાં દર્શાવેલી શુભેચ્છાઓ અનુસાર યોગ્યતા મેળવવાની જિજ્ઞાસા જણાવી હતી..

ત્યારબાદ પ્રમુખસાહેબે બધી હકીકતનો સાર અને રહસ્ય જણાવી તેમજ કેટલીક બાબતના ખુલાસાઓ આપી સભ્યોના દિલનું રંજન કર્યું હતું. પ્રાંતે પોતાને આપેલા પ્રમુખસ્થાન માટે સભાનો આભાર માન્યો હતો.

ત્યારબાદ ટિફિનપાર્ટીની શરૂઆત કરવામાં આવી હતી. ચા-ટિફિનને ઇનસાફ આપ્યા બાદ પ્રમુખસાહેબે તેમજ અન્ય અધિકારીઓ અને સંભાવિત ગૃહસ્થોએ લીધેલી તસ્દીને માટે સભા તરફથી શેઠ ગુલાબચંદ આણંદજીએ આભાર માન્યો હતો. પ્રાંતે પાનસોપારી અને પુષ્પહારાદિવડે સત્કાર થયા બાદ મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે જૈન સંગીત કળા મંડળના તરુણોએ બેન્ડ સાથે કાર્યમાં ભાગ લીધો હતો અને પ્રસંગને વધારે દીપાવ્યો હતો.

---

## વક્તા તરિકે માસ્તર શામજી હેમચંદે ગાયેલ કવિતા

જગની નિંદા કે સ્તુતિથી લેશ માત્ર પણ નહિં ડરતા,
ન્યાય માર્ગના રસ્તા પર રહી ઉચ્ચ ઉચ્ચ કાર્યો કરતા;
એવા નરના અભ્યુદયથી અમને પુષ્કળ પ્રગટે માન,
**ઉત્સાહી જીવરાજભાઈનું અંતરથી કરીએ સન્માન.** ૧

નાની વયના વિદ્યાર્થી પર જે નિશદિન રાખે છે પ્રેમ,
તેને આગળ વધતા દેખી હર્ષ અતિશય નાવે કેમ?
જૈન પ્રજાને જાગૃત કરવા જેના અંતરમાં છે માન,
ઉત્સાહી જીવરાજભાઈનું અંતરથી કરીએ સન્માન. ૨

અખૂટ ખજાનો જ્ઞાનતણો માનીને તે પર ધરતા પ્યાર,
મોટી વયમાં પણ છે જેને જ્ઞાનધ્યાન પર હર્ષ અપાર;
સર્વ સભામાં નિર્ભય રહીને જ્ઞાનામૃતનું પાયે પાન,
ઉત્સાહી જીવરાજભાઈનું અંતરથી કરીએ સન્માન. ૩

ભાસ્કરનો અભ્યુદય થાતાં તિમિર સ્હેજે નાસી જાય,
ન્યાયી રાજ્ય શ્રી કૃષ્ણ ભૂપનું પ્રકાશમય તેથી દેખાય;
શ્યામ કૃપાથી સભા પ્રસારક ઝળહળતી આજે દેખાય,
ઉત્સાહી જીવરાજભાઈનું અંતરથી કરીએ સન્માન. ૪

---

# पुस्तकोनी पहोंच

१ श्री तीर्थंकर चरित्र—श्री अमरचंद्रसूरिकृत चोवीशे तीर्थंकरना संक्षिप्त चरित्रोना भाषांतर करावी छपावी प्रसिद्ध करनार श्री जैन आत्मानंद सभा, भावनगर. चरित्रो संक्षिप्त छे छतां वांचतां आनंद उपजे तेम छे. तेमां पण १-१६-१९-२०-२२-२३-२४ आ सात प्रभुना चरित्रो केटलाक विस्तार साथे आपेला छे. किंमत दश आना.

२ जीवनहितद्वात्रिंशिका—न्यायव्या. न्या.तीर्थ मुनिराज श्री न्यायविजयजीविरचित. इंग्लिश, संस्कृत ने गुजराती–त्रण भाषामां आ बत्रीशी श्री धर्मप्रभावक ग्रंथावळी नं. ४ तरीके श्री युवक संघ–वडोदरा तरफथी छपाइने बहार पडेल छे. किंमत बे आना.

३ जिनवाणी—( तुलनात्मक दर्शनविचार ) मूळ हिंदी लेखक हरिसत्य भट्टाचार्यजी. अनुवादक सुशील–भावनगर. श्री नगीनदास ग्रंथमाळा पुस्तक १ लुं, प्रकाशक–वैद्यराज नगीनदास छगनलाल शाह–अमदावाद. किं. बार आना. पृष्ठ २३२. खास वांचवा लायक छे. अनुवादकनो प्रयास स्तुत्य छे.

४ श्री पर्वतिथि चर्चासंग्रह—परिच्छेद पहेलो. लेखक–मुनि श्री कल्याणविजयजी.

५ श्री पर्वतिथि प्रकाश—श्री तत्त्वतरंगिणीनो विशिष्ट विवेचनात्मक अनुवाद. लेखक श्री जंबूविजयजी गणि.

६ सांवत्सरिक शास्त्रीय विचार—लेखक पंन्यास श्री मंगळविजयजी गणि.

७ सांवत्सरिक पर्वतिथि विचारणा—लेखक मुनिराज श्री जनकविजयजी.

आ नं. ४ थी ७ सुधीनी चारे बुको संवत्सरी संबंधी पोतपोताना विचारो जणावनारी छे. ते संबंधमां लखु लइने विशेष विचार जणाववो उचित लागतो नथी.

८ जैन पंचांग पद्धति—लेखक मुनि दर्शनविजयजी. फुलस्केप साइझना ८१ पृष्ठवाळो आ लेख घणा शास्त्राधारो साथे अने विवेचनयुक्त बहु प्रयास करीने तैयार करेल छे. ते श्री चारित्र स्मारक ग्रंथमाळा–विरमगाम तरफथी बहार पडेल छे. मध्यस्थ वृत्तिए लखाण करेल जणाय छे.

९ श्री विद्याविजयजी महाराजना व्याख्यानो—भाग पहेलो, प्रकाशक त्रीकमचंद तुळशीदास महेता–डगांगी. किंमत चार आना. आ बुकमां उक्त महाराजश्रीना विद्वत्तापूर्ण ७ व्याख्यानो आपेला छे. पृष्ठ १०० छे. आ व्याख्यानोए डगांगीखाते घणा लाभ साथे उपकार कर्यो छे.

१० श्री जैन कुसुमावळी—( धार्मिक अभ्यासक्रम ) प्रकाशक ने प्रयोजक मास्तर

મંગળદાસ મનસુખરામ શાહ-અમદાવાદ. ધાર્મિક શિક્ષક. કિંમત છ આના. આ બુકમાં એજ્યુકેશન બોર્ડના ધોરણાનુસાર બાળ ધોરણ ૧-૨, પુરુષ ધોરણ ૧ લું, કન્યા ધોરણ ૧-૨ અને સ્ત્રી ધોરણ ૧-૨-૩ તથા રાજનગર પરીક્ષા ધોરણ ૧-૨-૩-૪ માં આવતી તમામ બાબતો, પરચુરણ જરૂરી હકીકત તથા પદ્યસ્તવનમાળા આપેલ છે. પ્રયાસ સ્તુત્ય છે. એજ્યુકેશન બોર્ડની પરીક્ષા આપવા ઇચ્છિનારને ખાસ ઉપયોગી છે.

**૧૧ શ્રી પાર્શ્વનાથ પંચકલ્યાણક પૂજા**—મુનિ શ્રી દર્શનવિજયજીકૃત કિં. રૂા. ૦-૧-૦.

**૧૨ શ્રી હેમચંદ્રવચનામૃત**—શ્રી ત્રિ. શ. પુ. ચરિત્રમાંથી ઉદ્ધરીને ગુજરાતી અર્થ સાથે તૈયાર કરનાર મુનિરાજ શ્રી જયંતવિજયજી. એકંદર ૯૧૫ વચનામૃતો. શ્રી વિજયધર્મસૂરિ ગ્રંથમાળાના મણકા ૩૬ મા તરિકે તે ગ્રંથમાળાના મંત્રી દીપચંદ બાંઠિયા ઉજ્જૈનનિવાસીએ છપાવીને બહાર પાડેલ છે. દરેક વચનો અમૂલ્ય છે છતાં બુકનું મૂલ્ય આઠ આના રાખેલ છે. અમારે ત્યાંથી પણ મળશે.

**૧૩ સંક્ષિપ્ત જૈન ઇતિહાસ**—ભાગ ૩ જો, ખંડ ૧ લો. બાબૂ કામતાપ્રસાદજી, અલીગંજનિવાસીએ તૈયાર કરેલ તે " દિગંબર જૈન " માસિકની ૩૦ મા વર્ષની ભેટ તરીકે અને સૌ. સવિતાબાઇ સ્મારકમાળાના ૭ મા મણકા તરીકે હિંદી ભાષામાં અને શાસ્ત્રી ટાઇપમાં છપાવીને બહાર પાડેલ છે. પ્રકાશક મૂળચંદ કિસનદાસ કાપડિયા-સુરત. કિં. ૧-૦-૦ લેખકનો પ્રયાસ સ્તુત્ય છે. તેના પ્રથમના ભાગો પણ વાંચવા લાયક છે. એમાં દક્ષિણ ભારતના જૈન ધર્મનો ઇતિહાસ આપેલો છે.

**૧૪ શ્રી લઘુપૂજનવિધાન**—સુબોધ સંગ્રહ-કર્તા પુનમચંદ મંગળજી, અધ્યાપક-છાણી. પ્રારંભમાં એક ગૃહસ્થનું જીવનચરિત્ર, પછી કેટલીક વિધિઓ અને પ્રાંતે કેટલાક વચનામૃતો આપેલા છે. કિંમત રાખવામાં આવી નથી.

**૧૫ પંચરત્ન**—સમ્રાટ્ શ્રેણિક, શ્રીનેમિનાથસ્વામી, ચંદ્રગુપ્ત, સમ્રાટ્ ખારવેલ ને વીર ચામુંડરાયના સંક્ષિપ્ત ચરિત્રો આપેલા છે. લેખક બાબૂ કામતાપ્રસાદજી જૈન છે. આ બુક પણ " દિગંબર જૈન "ના ગ્રાહકોને ભેટ આપેલ છે.

**૧૬ આત્મવિચાર**—પ્રયોજક ને પ્રકાશક મણિલાલ મહોકમચંદ ઉદાણી-રાજકોટ. તેમના સ્વ. બંધુ શાંતિલાલ જગજીવનદાસના શ્રેયાર્થે છપાવેલ છે.

**૧૭ બ્રહ્મદત્તચરિત્ર**—મૂળ માગધી અને તેનું ભાષાંતર ઇંગ્રેજીમાં આપવામાં આવેલ છે. લેખક પી. એમ. શાહ એમ. એ. અર્ધમાગધીના પ્રોફેસર-અમદાવાદ. પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ. કિંમત લખી નથી.

**૧૮ શ્રી હૈમલિંગાનુશાસન**—કર્તા શ્રી હેમચંદ્રાચાર્ય. ટીપ્પનિકાયુક્ત સંપાદક ઉપાધ્યાય શ્રી ક્ષમાવિજયજી ગણિ. પ્રકાશક વૈદ્યરાજ વિનોદચંદ મોહનચંદ-સુરત, મહિધરપુરા. સ્વ. પુત્ર શશિકાંતના સ્મરણાર્થે છપાવેલ છે. ભેટ આપે છે.

**૧૯ શ્રી મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ**—(ઉત્તરાધ્યયન સૂત્રનો છાયાનુવાદ) સંપાદક ગોપાળદાસ જીવાભાઈ પટેલ. પ્રકાશક જૈન સાહિત્ય પ્રકાશક સમિતિ-અમદાવાદ. કિં. રૂા. ૧-૦-૦ સંપાદકે આવા પ્રકારનો પ્રથમ બે સૂત્રો માટે પ્રયાસ કરેલો છે. તેનો આ ત્રીજો પ્રયત્ન છે. જૈન શૈલીનો અપૂર્ણ બોધ હોવાથી સ્ખલનાઓ જણાય છે.

**૨૦ થી ૨૩ વિવિધ વિષય વિચારમાળા**—ભાગ ૧-૨-૩-૪ લેખક મુનિરાજ શ્રી મણિવિજયજી મહારાજ. અનેક વિષયોનો ગુજરાતી ભાષામાં સંગ્રહ કર્યો છે. પ્રકાશક લખમશી જેશંગભાઈ પાનસર, શ્રી શાહેર સંઘ, શ્રી બોરૂ સંઘ અને શ્રી આમોદ જૈન સંઘ છે. કિંમત રાખેલી નથી. શુમારે ૧૦ વર્ષ અગાઉ છપાયેલી છે. કિંમત રાખી નથી.

**૨૪ શ્રી જિનચંદ્ર ભક્તિસુધારસ**—યોજક મુનિરાજ શ્રી હંસસાગરજી. પ્રકાશક ાંઘવી કાંતિલાલ વીઠ્ઠલદાસ-ગોધા. મૂલ્ય સદુપયોગ. જુદા જુદા જૈનાચાર્યો ને મુનિઓના રેલા ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ વિગેરેનો પ્રયાસપૂર્વક સંગ્રહ કરેલો છે.

**૨૫ આત્મજ્યોતિ**—(શ્રીમદ્ રાજચંદ્રની કૃતિઓનો અલ્પ સંગ્રહ.) સંગ્રાહક માયાણી હરિલાલ જીવરાજ-ભાવનગર. પ્રકાશક ઉંઝા ફાર્મસી-ઉંઝા. કિંમત ૭ આના. આ શ્રીમદ્ રાજચંદ્રની કૃતિઓમાંથી સાર સાર ચૂંટીને ગદ્ય તથા પદ્યરૂપે કરેલો સંગ્રહ છે. ચૂંટણી સારી કરી છે.

**૨૬ મહાત્મા ગાંધીજી અને શ્રીમદ્ રાજચંદ્ર**—સંગ્રાહક ભોગીલાલ નગીનદાસ શાહ. પ્રકાશક ઉંઝા ફાર્મસી. કિંમત બે આના. આમાં પણ ઉપર પ્રમાણે ચૂંટણી કરેલી છે.

**૨૭ ઉપાધ્યાય શ્રી પ્રેમવિજયજીની જીવનરેખા**—સંપાદક જયંતિલાલ છોટાલાલ શાહ, કોચરબ. અમદાવાદ. એક મુનિનું જીવનચરિત્ર છે.

**૨૮ જ્યોતિઃકલ્પલતા**—લેખક મુનિ શ્રી શાંતિવિમળજી. પ્રકાશક શ્રી અમૃત-હિંમત ગ્રંથમાળાના સેક્રેટરી અમીન મગનભાઈ ડાહ્યાભાઈ. નાંદોલ (દહેગામ). એમાં જ્યોતિષને લગતો કેટલોક ઉપયોગી સંગ્રહ કરેલો છે.

**૨૯ મુનિ વિદ્યાવિજયના વચનામૃતો**—સંગ્રાહક માવજી દામજી શાહ-ઘાટકોપર. પૃષ્ઠ ૨૪. કિંમત ત્રણ આના. સમયને ઓળખો એ નામની ઉક્ત કર્ત્તાની લખેલી બુકમાંથી ઉદ્ધરિત ૧૦૮ પ્રેરક વચનોનો સંગ્રહ છે.

**૩૦ અધ્યાત્મપદ્યાવળી ભાગ ૧ લો**—પ્રયોજક મુનિરાજ શ્રી નયવિજયજી. પ્રકાશક શ્રી જૈન ધર્મપ્રચારક મંડળી, બોટાદ. કિંમત બે આના. દર્શન-મિત્ર-નય-અમૃત-જ્ઞાનરંજનના પદો ૭૪. મુનિ નયવિજયજીની બનાવેલી નવીન કૃતિ છે.

**૩૧ સુભાષિત પદ્ય રત્નાકર ભાગ ૩ જો**—સંગ્રાહક ને અનુવાદક મુનિરાજ શ્રી વિશાળવિજયજી. પ્રકાશક દીપચંદ બાંઠીઆ, મંત્રી શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટાસરાફા-ઉજ્જૈન. કિંમત રૂા. ૧-૪-૦ અમારે ત્યાંથી પણ મળશે. એમાં જુદા જુદા

૧૦૦ વિષય પર ૧૦૦૦ શ્લોકો અર્થ સાથે આપેલા છે. પ્રયાસ સ્તુત્ય છે. હિતશિક્ષાનો ભંડાર છે. ત્રણે ભાગ ખાસ વાંચવા લાયક છે.

૩૨ શ્રી કલ્પસૂત્ર સુબોધિકા ટીકા—શ્રી વિનયવિજયોપાધ્યાય કૃત. શ્રી સુરત-નિવાસી શેઠ ચંદુલાલ-છગનલાલ તથા શેઠ ચીમનલાલ સવાઇચંદ તરફથી મળેલી આર્થિક સહાયવડે શ્રી વિજયભદ્રસૂરિના પ્રશિષ્ય મુનિરાજ શ્રી ચરણવિજયજીએ પ્રયાસવડે શુદ્ધ કરીને તેમજ કરાવીને બહાર પાડેલ છે. તેના અર્થી મુનિરાજને સદરહુ ગૃહસ્થો તરફથી ભેટ તરીકે મોકલવામાં આવે છે.

૩૩-૩૪ શ્રી આત્મપ્રબોધ ગ્રંથ—શ્રી જિનલાભસૂરિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ તથા શ્રી શ્રીચંદકેવળી ચરિત્ર—શ્રી સિદ્ધર્ષિવિરચિત સંસ્કૃત પદ્યબંધ. તેના અર્થી મુનિરાજને શ્રી શીહોર સંઘ તરફથી ભેટ મળે છે. અનુક્રમે કિંમત રૂા. ૧ા ને કિંમત રૂા. ૧) છે. કિંમતથી મંગાવનારને અમારી સભામાંથી મળી શકશે.

૩૫ ન્યાયખંડખાદ્ય—અપરનામ મહાવીરસ્તવ પ્રકરણ-ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીવિરચિત. આચાર્ય શ્રી વિજયદર્શનસૂરિકૃત મહાવીરસ્તવકલ્પલતિકા નામે વૃત્તિયુક્ત. પ્રકાશક શેઠ તારાચંદ મોતીજી-જવાલનિવાસી એના ચાર ભાગો પૈકી બે બે ભાગ અમદાવાદ ને સુરતના જુદા જુદા પ્રેસમાં છપાયેલા છે. ગ્રંથ અપૂર્વ છે. ન્યાયશાસ્ત્રના પૂરા અભ્યાસી જ સમજી શકે તેમ છે. તેની ઉપર નવી ટીકા રચવી તે મહામુશ્કેલ કાર્ય છે. પ્રથમ એ જ ગ્રંથ ઉપર ન્યાયપ્રભા નામની ટીકા આચાર્ય શ્રી વિજયનેમિસૂરિ મહારાજે રચેલી છપાયેલ છે. તે ટીકા પણ અત્યંત વિદ્વત્તાભરેલી છે.

૩૬ શ્રી અષ્ટકપ્રકરણ—શ્રી હરિભદ્રસૂરિવિરચિત-શ્રી અભયદેવસૂરિકૃત ટીકા અને શ્રીજિનેશ્વરસૂરિકૃત વિવૃત્તિયુક્ત. સંશોધક શ્રી વિજયોદયસૂરિ. પ્રકાશક શ્રી જૈન ગ્રંથપ્રકાશક સમિતિ-અમદાવાદ. કિંમત રાખી નથી.

૩૭ શ્રી આવશ્યક સૂત્ર—શ્રીમ-મલયગિરિજીસૂરિકૃત ટીકા અને શ્રી ભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિયુક્ત, વિભાગ ૩ જો. કિં. રૂા. ૨-૦-૦ પ્રકાશક શ્રેષ્ઠી દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ ગ્રંથાંક ૮૫. કાર્યવાહક જીવનચંદ સાકરચંદ ઝવેરી. આ ટીકા પ્રથમ સામાયિક આવશ્યકની અને બીજા ચતુર્વિંશતિ સ્તવ આવશ્યકની કુંથુનાથજી સુધીની છે. **संमत्यर:** એ છેલ્લો શબ્દ છે. ત્યારપછીનો ભાગ કોઇ પણ કારણથી અપૂર્ણ રહી ગયેલ જણાય છે. પ્રસિદ્ધકર્ત્તાએ લભ્ય ભાગ ત્રણ ભાગમાં સંપૂર્ણ પ્રસિદ્ધ કરેલ છે.

૩૮ શ્રીભરતેશ્વરબાહુબલિવૃત્તિ—શ્રી મુનિસુંદરસૂરિ શિષ્ય શ્રી શુભશીલગણિ-વિરચિત. વિભાગ ૨ જો. શ્રેષ્ઠી દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી પ્રકાશક ઝવેરી જીવણચંદ સાકરચંદ. કિં. રૂ ૨) પ્રથમ વિભાગમાં શ્રીપ્રદ્યુમ્ન ચરિત્ર અપૂર્ણ રાખેલું તે આમાં પૂર્ણ કરી, બાકી રહેલા ત્યારપછીના સત્ત્વવંત પુરુષોના અને ત્યારપછી સત્ત્વવંત સ્ત્રીઓ ( સતીઓ )ના કુલ ચરિત્રો આપીને ગ્રંથ પૂર્ણ કરેલ છે. ભરહેસરની સજ્ઝાયમાં

જેના નામ નથી એવી પાંચ સતીઓના ચરિત્રો પ્રાંતે આપ્યા છે. શ્રીદેવી ને જયંતિની કથા મળેલ નહીં હોવાથી આપેલ નથી.

૩૯ **શ્રી લોકપ્રકાશ**—મૂળ વિભાગ ૪ થો, સર્ગ ૩૪-૩૫ કાળલોકના બાકી રહેલા ને, સર્ગ ૩૬ મો ભાવલોકનો, સર્ગ ૩૭ મો બીજક( અનુક્રમ )નો અને પ્રશસ્તિ આપીને આ શ્રી વિનયવિજયોપાધ્યાયકૃત અપૂર્વ ગ્રંથ પૂર્ણ કરેલો છે. કિં. રૂ ૧) છે, પ્રકાશક વિગેરેના નામ ઉપર પ્રમાણે સમજવા.

૪૦ **શ્રી પર્વકથા સંગ્રહ**—સંપાદક સ્વ. મુનિરાજ શ્રી હિમાંશુવિજયજી. કિં. રૂા. ૦-૪-૦ શ્રીવિજયધર્મસૂરિજૈનગ્રંથમાળાના પુ. ૩૭ મા તરીકે પ્રકાશક દીપચંદ બાંઠીયા, ઉજ્જૈન (માળવા) આ પ્રતમાં જ્ઞાનપંચમી, મૌન એકાદશી અને પોસ દશમી-એ ત્રણ પર્વની સંસ્કૃત કથાઓ છે. અને પાછળ હોળીપ્રબંધ તથા હોળીરજપર્વપ્રબંધ આપેલ છે.

૪૧ **શ્રી પર્યુષણાષ્ટાન્હિકા વ્યાખ્યાન (ભાષાંતર)**—મૂળકર્તા શ્રી ઉદયસોમસૂરિ. ભાષાંતરકર્તા મુનિરાજશ્રી મણિવિજયજી. પ્રસિદ્ધ કરનાર શ્રી બોરૂસંઘ. ભેટ આપવામાં આવે છે.

૪૨ **ચૌમાસી વ્યાખ્યાન ભાષાંતર તથા તેર કાઠીયાનું સ્વરૂપ**—ચોમાસી વ્યાખ્યાનના કર્તા શ્રી ક્ષમાકલ્યાણક મહારાજ છે. ભાષાંતરકાર મુનિરાજ શ્રી મણિવિજયજી છે. પ્રકાશક શ્રી બોરૂ સંઘ છે. પૃષ્ઠ ૧ થી ૬૪.

તેર કાઠીયાનું સ્વરૂપ પ્રથમ લખાયેલ છે તેની ઉપરથી મુનિરાજ શ્રી મણિવિજયજીએ કાંઇક સુધારોવધારો કરીને તૈયાર કરેલું છે. પૃષ્ઠ ૬૫ થી ૯૧. તેના પ્રકાશક પણ બોરૂ સંઘ છે. બંનેની ભેળી પ્રત ભેટ આપે છે.

૪૩ **શ્રી સમ્યક્ત્વ શુદ્ધિ વિષયે આરામનંદન કથા**—સંસ્કૃત પદ્યબંધ પાના ૧૨ તથા પ્રસ્તાવિક દુહા સંગ્રહ જેમાં દુહા ૪૫૯ છે. પાના ૧૫ છે. સંગ્રાહક બંનેના મુનિરાજ શ્રી મણિવિજયજી છે. પ્રકાશક બોરૂ સંઘ. ભેટ મળે છે.

૪૪ **શ્રી પંચસંગ્રહ-કર્મપ્રકૃત્યાત્મક વિભાગ ૨ જો**—મૂળ શ્રી ચંદ્રર્ષિ મહત્તરકૃતસ્વોપજ્ઞવૃત્તિ તથા શ્રી મલયગિરિજી મહારાજકૃત વિસ્તૃત વૃત્તિયુક્ત. સાધ્વી તિલકશ્રીજી તરફથી ગુરુણીજી લાભશ્રીજી મારફત ભેટ મળી છે. શ્રી ડભોઇવાળા ખુબચંદ પાનાચંદને માત્ર રૂા. ૧॥ મોકલવાથી ભેટ મળે છે. અપૂર્વ ગ્રંથ છે. કર્મસંબંધી જ્ઞાન મેળવવાના ઇચ્છકને ખાસ લાભ લેવા લાયક છે.

( ગુર્જરગ્રંથરત્નકાર્યાલય તરફથી પ્રોપ્રાઇટર શંભુલાલ જગશીભાઇએ ભેટ મોકલેલ બુકો.)

૪૫ **સોરઠ તારા વ્હેતા પાણી**—કિં. રૂા. ૨-૮-૦. લેખક ઝવેરચંદ મેઘાણી. સોરઠના ૭૫ વર્ષના વાતાવરણ ઉપરથી બનતા પ્રસંગો લઇને ગોઠવેલ અપૂર્વ નોવેલ. ખાસ વાંચવા લાયક છે.

૪૬ **રૂઢીના કલંક**—કીં. રૂા. ૨-૮-૦ જુની રૂઢીઓ સામે બંડ ઉઠાવી સામાજિક

ક્રાંતિનું દિશાસૂચન કરાવનાર લેખકની આ પ્રથમ જ કૃતિ હોવા છતાં પ્રયાસ પસંદ કરવા લાયક છે.

**૪૭ સ્ત્રીપુરૂષમર્યાદા**—કિં. પાંચ આના. લેખક કીશોરલાલ મશરૂવાળા. લેખક વિદ્વદ્વર્ગમાં પ્રસિદ્ધ છે. લેખમાં બંને બાજુને ન્યાય આપી છેવટ પોતાના અનુભવનો નિષ્કર્ષ આપેલો છે.

**૪૮ ઘર ભણી**—કિંમત રૂા. ૧–૮–૦ ' ઘરકા રાહ ' એ નામના હિંદી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. હરિજન વિગેરે પછાત કોમોના પ્રશ્નોને સારી રીતે ચર્ચ્યાં છે. મૂળ લેખક શ્રી ઇન્દ્ર યુ. વસાવડા.

**૪૯ પ્રગતિશીલ જાપાન**—કિં. ૦–૧૨–૦ લેખક ત્રિભુવનદાસ લુહાર. પ્રાચીન ને અર્વાચીન જાપાનની હકીકતથી ભરપૂર આ બુક નવા અભ્યાસીને ખાસ ઉપયોગી તેમજ વાંચવા લાયક છે.

**૫૦ રમકડાં અને ૫૧ શિકાર કથાઓ**—કિં. છ અને આઠ આના. ગુર્જર બાળ–ગ્રંથાવળી શ્રેણિ ત્રીજીના પુષ્પ ૨–૩. બાળકના–કુમારોના હૃદયને સંતોષ આપે તેવું વિવિધરંગી આ પુસ્તક વધતાં જતા બાળસાહિત્યમાં સારો ઉમેરો કરે છે.

**૫૨ લખમી અને બીજી વાતો–૫૩ નરકેસરી નેપોલિયન**—કિંમત બે બે આના. ચિંતન, મનન અને વિચારપૂર્ણ સાહિત્યના સ્રષ્ટા તરીકે જાણીતા થયેલા શ્રીયુત્ ધૂમકેતુની આ સસ્તી સાહિત્ય વાટિકાના પ્રથમ બે પુષ્પો બહાર પડ્યા છે. બંને પુસ્તકો વાંચવા લાયક છે.

## શ્રી ચિદાનંદજીકૃત પદ

અવધુ ખોલ નયન અબ જોવો, દગમુદ્રિત કયા સોવો ?　　અવધુ૦

મોહ નિંદ સોવત તેં ખોયા, સરવસ માલ અપાણા;
પાંચ ચોર અજહુ તોય લૂંટત, તાસ મરમ નહિ જાણા.　　અવધુ૦ ૧

મળી ચાર ચંડાલ ચોકડી, મંત્રી નામ ધરાયા;
પાઇ કેફ પિયાલા તોહે, સકલ મુલક ઠગ ખાયા.　　અવધુ૦ ૨

શત્રુ રાય મહાબલ જોદ્ધા, નિજ નિજ સેન સજાયે;
ગુણઠાણામેં બાંધ મોરચે, ઘેર્યા તુમ પુર આયે.　　અવધુ૦ ૩

પરમાદી તું હોય પિયારે, પરવશતા દુઃખ પાવે;
ગયા રાજ પુરુષારથસેંતી, ફિર બાઝા ઘર આવે.　　અવધુ૦ ૪

સાંભળી વચન વિવેક મિત્તકા, છિનમેં નિજ બલ જોડ્યા;
ચિદાનંદ ઐસી રમત રમંતા, બ્રહ્મ બંકા ગઢ તોડ્યા.　　અવધુ૦ ૫

સંવત ૧૯૯૪ ના માગશર માસની પત્રિકા નં. ૪૪

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા.

## ( સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

---

**ધાર્મિક પ્રવૃત્તિઓ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, જીનવંદન વગેરે દરેક ક્રિયાઓ થયેલ છે. માગશર વદિ ૧૦ મે શ્રી પાર્શ્વનાથ જન્મકલ્યાણના મહાન દિવસે બધા વિદ્યાર્થીઓએ ગિરિરાજ શ્રીશત્રુંજયની યાત્રા કરી હતી. માગશર શુદિ પાંચમે બધા વિદ્યાર્થીઓએ એકાસણા કર્યા હતાં.

**મુલાકાતો**—વૈદ્ય શાન્તિલાલ જમનાદાસ વડોદરા, શ્રી અંબાલાલભાઈ અણીદરા, શેઠ કપૂરચંદ હુકમાજી વડોદરા, શેઠ નાથાલાલ નાગરદાસ રાંધેજા, બેન મધુરીબેન રાધનપુર, શેઠ બાપુલાલ દલસુખભાઈ વડોદરા, શેઠ શેષમલજી વેલાજી બાબાગામ, શેઠ મોહનલાલ વાઘજીભાઇ ફોળવાળા કરાંચી, શેઠ મનુભાઈ લાલભાઇ મુંબઇ, શેઠ મગનલાલભાઇ જામનગર, શેઠ સુરેન્દ્રભાઇ કાળીદાસ અમદાવાદ, શેઠ રમણભાઇ લાલભાઈ અમદાવાદ, શ્રી પરમાણંદ કુંવરજી કાપડિયા ભાવનગર.

**ભેટ**—મુનિ મહારાજ શ્રી પ્રધાનવિજયજી તરફથી વ્યવહાર કૌશલ્ય ભાગ ૧-૨ તથા જૈનતત્ત્વપ્રવેશકજ્ઞાનમાળા.

### જમણવારો.

| | | |
|---|---|---|
| શેઠ નગીનદાસ કપૂરચંદ હા. રૂક્મણીબેન | સુરત | માગશર શુદિ ૨ |
| શેઠ કાન્તિલાલ ઇશ્વરલાલ | રાધનપુર | માગશર વદિ ૧૦ |

### માગશર માસની આવક.

| | |
|---|---|
| ૧૬૮-૪-૦ શ્રીજનરલ નિર્વાહ ફંડખાતે | ૨૫૧-૦-૦ શ્રીસ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૮૪-૦-૦ શ્રી ભોજન ફંડ ખાતે | ૧૨-૦-૦ શ્રી દેરાસરજી ખાતે |
| ૧-૦-૦ શ્રી કેળવણી ફંડ ખાતે | ૫૧૬-૪-૦ |

### સમાજના દાનવીરોને—

હજુ મકાન ખાતે રૂા. ૮૫૦૦) તથા શ્રી દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦) નો તૂટો છે. તે રકમ સાધારણ ખાતે લેણી પડે છે તો સમાજના દાનવીરોને તે તૂટો પૂરો કરી આપવા અમારી નમ્ર વિનંતિ છે.

શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડની તિથિઓ માત્ર ત્રણ જ મહિનાની ભરાણી છે અને હજુ નવ માસની તિથિઓ બાકી છે તો તે બાજુ સમાજના દાતાઓનું ધ્યાન ખેંચીએ છીએ.

---

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૩ મું :: અંક ૧૨ મો.

સંવત ૧૯૯૪ :: ફાલ્ગુન :: વીર સંવત ૨૪૬૪

હંસવાહિની



સરસ્વતી દેવી

પ્રકટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

વાર્ષિક લવાજમ બહારગામ માટે રૂ ૧-૧૨-૦ બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે.

પુસ્તક ૫૩ મું. અંક ૧૨ મો. | ફાલ્ગુન | વીર સં. ૨૪૬૪ વિક્રમ સં. ૧૯૯૪


## अनुक्रमणिका



---



### શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને સૂચના

નીચે જણાવેલી ચાર બુકો ભેટ આપવાની છે. તે નવા વર્ષના પહેલા કે બીજા અંકનું વેલ્યુ કરશું તેની સાથે મોકલવામાં આવશે. જે ગ્રાહકો બે વર્ષના લવાજમના રૂા. ૩॥ મનીઓર્ડરથી મોકલશે તેમને પાંચ આનાનો ફાયદો થશે.

૧ શ્રાવક યોગ્ય આચારવિચાર વિગેરે સંગ્રહ
૨ પ્રશમરતિ, વીતરાગ સ્તોત્ર ૨૦ પ્રકાશ વિગેરે
૩ પાલગોપાલ ચરિત્ર ભાષાંતર.
૪ સૂક્તમુક્તાવલી-ધર્મવર્ગ વિગેરે

નરોત્તમદાસ દેવચંદ તંત્રી.




પુસ્તક ૫૩ મું | ફાલ્ગુન | અંક ૧૨ મો
વિ. સં. ૧૯૯૪ | | વીર સં. ૨૪૬૪

## आत्माने उपदेशक पद

દુઃખસેં તું કાંહી ડરે; રે જીયા ! તું દુઃખસેં કાંહી ડરે રે;
પ્હેલે પાપ કરત નાંહીં શકે, અબ ક્યું શાસ ભરે રે. જીયા ! તું० ૧
કર્મભોગ ભોગતે વિના તુજકું, શિથિળ ભયા ન સરે રે. જીયા !० ૨
ધીરજ ધાર માર મેન મમતા, જ્યું સબ કાજ સરે રે. જીયા !० ૩
કરત દીનતા જીનતીન આગે, સો કોન સ્હાય કરે રે. જીયા !० ૪
આતમરામ સમર જગપતિકું, દુઃખ વિપત તે હરે રે. જીયા !० ૫

રાયચંદ મૂળજી-સુમંગી

---

અમે તો વીરના પુત્રો, અમારો ધર્મ ન્યારો છે;
અહિંસા ને પરમ સેવા, રૂડો એ મંત્ર ધાર્યો છે.
વિવેકી વિદ્વત્તાવાળા, નિરોગી ને નીતિધારી;
વળી થઇ શુભદૃષ્ટા ને, વિલોકીશું બધી બારી.
કદી કો બારીએ પેસી, કદી દ્વારે બીજે ઘુસી;
અમે જોશું બધી આલમ, બધી દુઃખો બધી ખુશી.
નહીં અંધા નહીં ડરપોક, નહીં ગુલામ કે લૂલા;
અમે થાશું કદાપિ ના, પડીશું જંગલે ભૂલા.
અમે શ્રી વીરના પુત્રો, બધા વીરબાળ દેવો છે;
બધા દેવો જગતબંધુ, અમારો ગર્વ એવો છે.

મુનિ કલ્યાણવિમળ

# એક મુનિના આત્માના ઉદ્દગારો

( કવાલી )

મળ્યો મારગ મહાવીરનો, છતાં સાધન બને ના કાંઇ;
અરે રે ! શું થશે મારું ? રહ્યો હું જ્યાં હતો ત્યાંહી. ૧

ગૃહસ્થી જીવનથી જળતો, નીકળીયો માંડ હું પુન્યે;
સાધુના સ્વાંગમાં આવી, પડ્યો પાછો ધમા-ધૂમે. ૨

હતી જ્યાં એકની આફત, વધારી જગતની માથે;
દોડાદોડ વધી પડી ઝાઝી, ભટકવું સર્વની સાથે. ૩

કદી અળગો પડીને જ્યાં, કરું છું શાંતિનું સાધન;
ધડાપીટ થઇ પડે વસમી, નડે સાધુ જીવન બંધન. ૪

વીતરાગી માર્ગ મૂકીને, સરાગી સ્નેહથી થાવું;
સહુ વર્તે તેમજ કરવું, નથી ગમતું હવે આવું. ૫

શુભાશુભ કર્મના બંધન, બંધાયા સૌ જગત જીવો;
તેમાંથી છૂટવા કાજે, લીધો મહાવીર વ્રત-દીવો. ૬

વહેવાર નિશ્ચય કરી ભર દે, નિજ ગુણ ગંધ ના જાણે;
હુંપદ મોટાઇમાં મ્હાલી, તોડી અન્યનું નિજ તાણે. ૭

ગોટાળો શું અરે ! આવો, ન કરવું કરવા નવ દેવું;
ભૂંડી ભવાઇની વાતુ, ગંજીના કુતરા જેવું. ૮

જે જે સાધન કહ્યા વીરે, તે સર્વે આત્મગુણ કાજે;
શુભાશુભની કરી ચોવટ, આજે તો ઊલટા ગાજે. ૯

શુદ્ધતમ માર્ગ નવ સૂઝે, ન મૂઝે કર્મથી જરીએ;
યોગોના ઉદ્ઘાટનથી, ભવાબ્ધિ કેમ કહો તરીએ ? ૧૦

લેવી છે મોક્ષની મોજો, ન ખોળ્યો નાથ નિજ ઘટમેં;
ભલા ભૂલા ભમે ભોળા, નથી કાંઇ સાર ખટપટમેં. ૧૧

વિરાગી માર્ગ છે વીરનો, વિરલ જન સાધશે તેને;
ત્રિગુપ્તિ માર્ગમાં મ્હાલે, સમતા ઝટ ભેટશે તેને. ૧૨

ઉત્સર્ગ સાધના કારણ, અપવાદી માર્ગ વીર ભાખે;
છતાં વળગ્યા રહી ત્યાં સૌ, ઉત્સર્ગ સ્વાદ નવ ચાખે. ૧૩

## સદ્ગત સદ્ગુણાનુરાગી
# કર્પૂરવિજયજી મહારાજ

" The love which survives the tomb is one of the noblest attributes of the soul. If it has its woes, it has likewise its delights. "—Washington Irving.

" મૃત્યુ પછી પણ ટકી રહેતો પ્રેમ એ આત્માનો એક ઉમદામાં ઉમદા ગુણ છે. જેમ તેનાથી દુઃખ થાય છે તેમ તેમાં આનંદ પણ સમાયેલો છે. "

સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજના સ્વર્ગગમનથી જૈન સમાજને પારાવાર દુઃખ થાય તેમાં નવાઈ નથી; પણ મૃત્યુ તો મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે એટલે કુદરતી કોપ સામે આપણે કાંઈ બચાવ કરી શકીએ એમ નથી.

" अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति, यानि पुमान् नैव चिन्तयति ॥ "

---

મમતની મૂઠ બાંધી છે, તિહાં તક માર્ગ નવ પાવે;
દેહાધ્યાસ દૂર જબ થાવે, તુરત સમતા ઘરે આવે. ૧૪

શુદ્ધાતમ માર્ગ આ છંડો, ધમાધુમમાં ગોથાં ખાવા;
નથી ગમતું હવે જરીએ, ઘાંચીના બેલ જ્યું દહાવા. ૧૫

ત્રિપુટી યોગની જે ત્રણ, તેના તોફાનથી છૂટે;
ત્રિગુપ્તિમાં કરે ગુંજન, નિર્મળતમ સુખને લૂંટે. ૧૬

નથી નવરાશ જ્યાં આની, યોગોવશ ઉછળતા રહેવું;
આવા વેશ કઇક વાર ભજવ્યા, છતાં નહીં લેવું કે દેવું. ૧૭

શુભાશુભ લોહ કનક બેડી, છતાં શુભમાં જ રહ્યા ખેડી;
સ્થિરાતમ ભાવ ગુપ્તિ વિણ, કદી કોને ન શિવ તેડી. ૧૮

ચિંતામણિ કર ચડ્યો સુજને, મહાવીર માર્ગ બડભાગી;
અવરની આશ શા માટે, નિજ ગુણરમણતા લાગી. ૧૯

દર્શન મિત્ર, પ્રભુપદમાં, મ્હાલતું મન રહે અહનિશ;
શિવાનંદ નય લહે નિજમાં, પ્રભુ સમ દેખતો ચૌદિશ. ૨૦

મુનિ મહેંદ્રવિજય

વિધિની વિચિત્ર ઘટનાથી સુઘટિત થયેલાં જનોનો જ્યારે અભાવ થાય છે ત્યારે વિદ્યમાન એવા વિવેકીજનો તેનું મધુર સ્મરણ, શબ્દોદ્વારા શું વ્યક્ત કરી શકે ? ફક્ત તેમના જીવનમાં જે ઉજ્જવળ દિશા દેખાઇ આવતી હોય તે ઉજ્જવળ દિશા સંબંધી વિચાર કરીને તેમાં જે સદ્‌ગુણો હોય તેને ગ્રહણ કરે અને કરાવે.

જ્યારે જ્યારે સદ્‌ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી મહારાજ વ્યાખ્યાન કરતા ત્યારે તેમની દલીલો, અનુભવી કથનો, યુક્તિવાદો, દષ્ટાંતો, તેમની વક્રોક્તિ, ઉપહાસ, પ્રહાર, આજ્ઞાઓ એ સર્વેની શ્રોતાઓ ઉપર અજબ અસર થતી. એમની પ્રતીતિઓ ઊંડી ઊતરેલી, દઢમૂળ અને સ્વતંત્ર જીવન્ત પાણીદાર વિચારામૃતથી પોષાયેલી હતી. એમની વાણીમાં અનેરી માધુર્યતા હતી. ટૂંકામાં એમની વાણીનો રણકો કાંઇ ઓર જ હતો. ' Short and sweet ' થોડું અને મીઠું વર્ચસ્વ એમને બહુ જ પસંદ પડતું. એમની સ્મૃતિ પણ અજબ હતી. જ્ઞાનાભ્યાસમાં એઓશ્રી મશગૂલ રહેતા. રોજ કાંઇક અવનવું શીખતા એવા તેઓ અજબ વિદ્યાર્થી હતા. વળી એક વાર શીખેલું એવું ને એવું સંગ્રહી રાખતા અને તેને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતા. એમની વિવેકશક્તિ, એમનું સતત ઉપયોગી જ્ઞાન અને અનુભવો એ સર્વ વિષે કોઇને પણ તેમના પ્રત્યે બહુમાન ઉપજ્યા વિના ન રહે. ગમે ત્યાંથી જે કંઇ સારું લાગે તે ગ્રહણ કરવું, પછી ક્યાં તો નાના બાળક પાસેથી હોય, મહાજ્ઞાની પાસેથી હોય કે જડ ગણાતી વસ્તુ પાસેથી હોય, તે સર્વે ગ્રહણ કરવું એ મધુકરવૃત્તિના સદ્‌અંશમાં એઓશ્રી કોઇથી ઉતરે એમ ન હતા. જે સત્યો એમના મગજના દીવાનખાનામાં સ્થાન લઇ શકતા તે જરઠ થઇ ગયેલી વિદ્યાના શુષ્ક ગુંચવણિયા કોયડાઓનાં નિર્માલ્ય સમાધાનો ન હતાં. મન, વચન અને કાયાથી પવિત્ર એવા જ્ઞાની અને સદ્‌ગુણાનુરાગી પુરુષના હૃદયમાં જરઠ થઇ ગયેલી વિદ્યાના શુષ્ક ગુંચવણિયા કોયડાઓનાં નિર્માલ્ય સમાધાનો પ્રત્યે તિરસ્કાર સિવાય બીજું શું હોઇ શકે ? એમનાં વિચારો અને સત્યો, સિદ્ધાંતો અને પ્રતીતિઓ એક સરખાં જીવન્ત હતાં. सदाचारो धर्मः અને शरीरमाद्यं खलु धर्मसाधनम् । એ બે વાક્યો એમના જીવનમાં જડી રાખેલાં હતાં તેમનામાં વિદ્વત્તા અને સૌજન્ય, જ્ઞાન, પાંડિત્ય અને સચ્ચારિત્રનો વિરલ સંયોગ હતો. એમનો શુદ્ધ વૈરાગ્ય, નિરભિમાનપણે અને નિર્વાસન કરાતી નિષ્કામ સત્પ્રવૃત્તિઓ, તેમનું જ્ઞાનાભ્યાસમાં લીન થઇ જવું, તેમનું યોગાનુષ્ઠાન, તેમનો સમભાવ અને સત્ત્વગુણ, તેમની મોહ વિનાની સૂક્ષ્મબુદ્ધિ અને તેમની પાછળ

પ્રકાશ કે કતું એમનું વિશુદ્ધ હૃદય એ સઘળું તેમના જીવનની પ્રતિભારૂપ હતું. સાંપ્રદાયિક ટૂંકી દૃષ્ટિ, રાગદ્વેષ અને તજ્જન્ય ખટખટ, પ્રપંચ, પ્રતારણા, આડંબર આદિ અંશો તેમના નિષ્કલંક વિશુદ્ધ જીવનમાં જરાયે જણાતા નહોતા. વેષમાત્રમાં કે તમોગુણી કર્મશૂન્યતામાં કે રજોગુણી લોભમૂલક ક્ષુદ્ર અહંભાવ-પ્રેરિત સત્કામપ્રવૃત્તિઓમાં ખરી સાધુતા નથી, એમ એમના સંસર્ગમાં આવનારને લાગ્યા વિના રહેતું નહીં. અહિંસા, શાંતિ, ક્ષમા, શક્તિ, શુચિતા, દયા, પ્રેમ, સહિષ્ણુતા, નિર્લોભિતા આદિ ગુણોનો સમૂહ જેને વિષે હોય એવા મહાત્માનું જીવન કોના હૃદયમાં સ્થાયી અસર ન કરી શકે ? આવા મહાત્માઓનો સંસર્ગ દુર્લભ છે. કહ્યું છે કે—

साधूनां दर्शनं पुण्यं, तीर्थभूता हि साधवः ।
कालेन फलते तीर्थं, सद्यः साधुसमागमः ॥

સાધુનું દર્શન પવિત્ર હોય છે અને સાધુઓ તીર્થ જેવા ( પવિત્ર ) હોય છે. તીર્થ તો કાળે જ ફળે છે, અને સાધુઓનો સમાગમ તો તરત જ ફળે છે.

એમનું સાહિત્ય ઉચ્ચ કોટીનું કદાચ નહિં ગણી શકાતું હોય પણ જનતાને ઉપયોગી જે ચારિત્ર્યપોષક સાહિત્ય જોઇએ છે તેવું સાહિત્ય એમણે પ્રસિદ્ધ કર્યું છે. વળી જે એમના વચનો હતાં તે બધાં વિકસ્વર બીજભૂત થાય એવાં હતાં.

એમનું જીવન આદર્શ જીવન જરૂર લેખી શકાય. જાણે જ્ઞાન, સંયમ અને દમતાની ત્રિવેણી. એમની પાસે નિર્દોષ મૃગો પણ રહી શકે, આનંદ કરી શકે અને ક્રૂરમાં ક્રૂર માનવી પણ રહી શકે; કારણ કે તેઓ અહિંસાવાદી અને વળી જીવન-મરણના ભય વગરના વિજયી યોદ્ધા હતા. એમને તો કર્મ સાથે યુદ્ધ ખેલવાનું હતું એટલે એમાં જે ધર્મરૂપ શસ્ત્ર વાપરવાનું હોય તેનો જ ઉપયોગ કરે ને ? એમનામાં ઊંચામાં ઊંચો માનવીય આદર્શ હતો, જેમાં આદર્શ સાધુતા અને વિદ્વત્તાનું અજબ સમ્મિશ્રણ હતું. ચારિત્રનું અસાધારણ બળ, હાર્દિક શ્રદ્ધા, તથા નૈસર્ગિક અમીરી સૌમ્યસ્વભાવ અને મિત્રભાવ, નિખાલસવૃત્તિ અને વિશાળ ગવેષણાબુદ્ધિ એ તેમના વિશિષ્ટ ગુણો હતા. અકર્મણ્યતાને ઉખાડી ફેંકી દેનાર સાચા વીર, ઉત્સાહની જાજ્વલ્યમાન મૂર્તિ, દૃઢતા અને ધીરજના પહાડ, તેમજ ચારિત્રના ઝળહળતા ભામંડળસમા સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજને સહસ્ર કોટી વંદન હો !

મગનલાલ દાનજીભાઇ શાહ

# સ્વજીવનની સફળતા કેમ થાય ?

" જાણો તેટલું વિવેકથી આચરો અને બોલો તેટલું પાળો "

૧. આપણે જાણીએ તેટલું વિવેકથી આદરવા અને બોલીએ તેટલું પાળવા સાવધાન રહીએ તો સ્વપરહિતમાં કેટલો બધો વધારો થાય ?

૨. ડહાપણભરી દયાથી સહુ કોઇને આપણા આત્મા તુલ્ય લેખવા;-સર્વ સાથે પરમ મૈત્રીભાવ રાખવો; દુઃખી જનો પ્રત્યે અનુકંપા બુદ્ધિ રાખવી; સદ્ગુણી જનો પ્રત્યે પ્રમોદ-પ્રસન્ન ભાવ રાખવો અને દુષ્ટ, દુર્બુદ્ધિ, પાપી, નિંદક જનો પ્રત્યે પણ રાગ-દ્વેષ નહીં કરતાં ઉદાસીનતા રાખી, અંતરથી સહુ કોઇનું એકાન્ત હિત ઇચ્છવું અને બને તેટલું સ્વપરહિત કરવું. એવો શુદ્ધ અહિંસકભાવ હૃદયમાં જાગૃત રાખવાથી સર્વત્ર કેટલી બધી શાન્તિ વધે અને અશાન્તિ-વૈરવિરોધાદિક દૂર ટળે ? આવા સદ્બુદ્ધિભર્યા વ્યાપારથી સ્વપરને કેટલો બધો ફાયદો થવા પામે ?

૩. ગમે તેવો આકરો શસ્ત્રાદિકનો ઘા યોગ્ય ઉપાયવડે રૂઝાય છે પરંતુ કઠોર વચનરૂપી ઘા તો કેમે.કરી રૂઝાતો નથી અને મરણ પર્યન્ત સાલ્યા કરે છે એમ નિશ્ચયપૂર્વક સમજી રાખી, સામાને પ્રિય લાગે અને હિતરૂપ થાય એવું જ સમયોચિત સત્ય વચન બોલવાની ટેવ પાડવાથી કેટલો બધો લાભ થવા પામે, અનર્થ થતો અટકે અને સુખ-શાન્તિ સચવાય.

૪. ચોરીનો માલ મોંકે ચડે નહીં, ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રોવે, અને પાપીનું ધન પલ્લે ( નાશ ) થાય વગેરે હિત વચનો અંતરથી સાચા સમજાયા જ હોય તો અનીતિ-અન્યાય-અપ્રમાણિકતા તજી, નીતિ-ન્યાય-પ્રમાણિકતા શુદ્ધ ભાવે આદરતાં શી વાર લાગે ? અને એવા ઉમદા વ્યવહારથી સહુ કોઇ કેટલા બધા સુખી થઇ શકે ?

૫. આપણી માતા—બહેન—દીકરી સાથે ખોટો વ્યવહાર રાખનાર જન પ્રત્યે આપણને કેટલો બધો તિરસ્કાર છૂટે છે ? તેવી જ રીતે પરાઇ માતા બહેન કે સ્ત્રી સંગાતે ખોટું કામ કરનાર હીનાચારી જીવ પ્રત્યે પરને પણ તેવો જ તિરસ્કાર છૂટે એમાં આશ્ચર્ય શું ? ત્યારે પવિત્ર મન—વચન—કાયાથી સુશીલ રહેતાં સ્વપરને કેટલો બધો ફાયદો થાય ? એવા વિચારશીલ ભાઇ બહેનોએ સ્વજીવન પવિત્ર બનાવી લેવા કેટલું બધું લક્ષ રાખવું જોઇએ ? શીલને જ સાચો શણગાર લેખવો જોઇએ.

૬. લોભ સમાન દુઃખ નથી અને સંતોષ સમું સુખ નથી એ સાચેસાચું સમજાયું હોય તો ખોટો બેહદ લોભ તજી સાચો સંતોષ સેવવો અને ખોટી લાલચો છોડવી; જેથી ખરું વાસ્તવિક સુખ સહેજે પ્રાપ્ત થઇ શકે.

૭. નકામી વાતો કરવાથી કશું વળવાનું નથી. રૂડી રહેણીકરણીથી જ કલ્યાણ થશે.

૮. પ્રમાદી જીવને નરી વાતો જ કરી કાળક્ષેપ કરવો ગમે છે, પારકી વાતો કરવી મીઠી લાગે છે; રહેણીકરણી કડવી ઝેર જેવી લાગે છે.

૯. જ્યારે ભાગ્યોદયે રૂડી રહેણી—કરણી કરવી સાકર સમી મીઠી લાગશે અને નકામી વાતો ઝેર જેવી લાગશે ત્યારે જ જીવનું કલ્યાણ થશે.

## સમયોચિત બોધવચનો

૧. મધ્યસ્થ, બુદ્ધિશાળી અને અર્થી-જિજ્ઞાસુ શ્રોતાજનો જ ખરું તત્ત્વ પામી શકે તેમજ સાંભળી, વિચારી, સમજી તેને વર્તનમાં મૂકી શકે.

૨. તત્ત્વવેત્તા મહામુનિજનોએ આઠ પ્રકારનો પ્રમાદ વર્જવો કહ્યો છે:—અજ્ઞાન, સંશય, મિથ્યાત્વ, રાગ, દ્વેષ, મતિભ્રંશ, ધર્મપ્રત્યે અનાદર તથા મન-વચન-કાયયોગનું દુષ્પ્રણિધાન.

૩. ઘણીખરી ઉત્તમ શક્તિ-સંપત્તિ, શુદ્ધ શીલ( બ્રહ્મચર્ય )નું યથાર્થ રીતે સેવન કરવાથી સાંપડી શકે છે તેમ છતાં તેના તરફ કેટલું બધું દુર્લક્ષ્ય રખાય છે અને જાણતાં અજાણતાં અનેક રીતે ફોગટ સ્વવીર્યનો વિનાશ કરાય છે. પારેવાં જેવી વિષયલોલુપતા સેવાય છે અને મન-વચન-કાયાને મલિન વાસનાવાળાં કરાય છે. પરસ્ત્રી કે વેશ્યાગમનમાં લુબ્ધ થવાય છે અથવા સૃષ્ટિવિરુદ્ધ વર્તન સેવન કરી પાયમાલી વહોરી લેવાય છે કે જેથી પરિણામે શીલભ્રષ્ટ થયેલા એવા સત્ત્વહીનોને ઘણે ભાગે સંતતિ થતી જ નથી અને થાય છે તો તે કેવળ નમાલી જ થવા પામે છે.

૪. બાળલગ્ન, કજોડાં, વૃદ્ધવિવાહ અને કન્યાવિક્રયાદિકવડે માત-પિતાદિક પોતાની પ્રજા-પુત્ર પુત્રી વિગેરેનું કેટલું બધું અહિત અને નુકશાન કરે છે ! એથી ભવિષ્યની પ્રજા શી રીતે સુખી થાય ? વળી ગતાનુગતિકપણે મરણાદિક પ્રસંગે નકામા ખર્ચ કરવા, વિવાહપ્રસંગે નાગાં ફટાણાં ગાવાં, નાતવરા કરવા, શરીર બગડે એવા અનુચિત ખાન-પાનાદિક ખાવાં—આવા અનેક દુષ્ટ રિવાજોની અંધપરંપરા ચાલુ રહેવાથી અત્યાર સુધીમાં આપણા સમાજને ઘણું સહન કરવું પડ્યું છે. આવા આવા અનર્થકારી દુષ્ટ રિવાજોને હિંમત રાખી ટાળવા દૃઢ પ્રયત્ન-પુરુષાતન કર્યા વગર સમાજના ઉદ્ધારની કે વાસ્તવિક સુખની આશા રાખી જ કેમ શકાય ?

૫. ઘણા વખતથી અજ્ઞાન-મિથ્યાત્વ યોગે આપણી કોમમાં જડ ઘાલી રહેલા રડવા-કુટવાદિક કુરિવાજોને દૂર કરવા સારુ સમાજનું હિત હૈયે ધરનારાઓએ પૂરતી હિંમત રાખી જાહેરમાં આવી વ્યાજબી સુધારા દાખલ કરવા-કરાવવા દૃઢ પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે.

૬. શ્રી કલ્પસૂત્રાદિકમાં આવતા ભગવાન મહાવીર પ્રમુખના ઉત્તમ ચરિત્રો વાંચી કે સાંભળી તેમાંનો ઉત્તમ બોધ હૈયે ધરવામાં આવે તો કેવું સારું ? પ્રસંગે પ્રસંગે પદે પદે તેમાં કેટલી ઉપયોગી વાતો આવે છે ? તે બધી એક કાનેથી બીજે કાને કાઢી નાખવી જોઇતી નથી, પરંતુ તેનો યોગ્ય આદર કરવા દરેકે દરેક જૈની કુટુંબે સાવધાન થવું જોઇએ.

૭. ઉત્તમ પ્રકારની ક્ષમા ( સમતા-સહનશીલતા ) નમ્રતા, સરળતા, નિર્લોભતા,

તપસ્યા, સંયતતા, સત્યતા, પવિત્રતા, નિઃસ્પૃહતા અને બ્રહ્મચર્યના પવિત્ર પાઠ શિખવાના ઉક્ત ચરિત્રોમાંથી મળે છે; જેથી ચેતન જાગૃત થવા પામે છે.

૮. વિષય-કષાય-નિદ્રા-વિકથાદિક પ્રમાદાચરણમાં આપણે અણમોલો વખત ખોઇ નહીં દેતાં, સ્વપર હિતકારી શુભ કાર્યો કરવામાં તેનો સદુપયોગ કરવો ઉચિત છે.

૯. ઉત્તમ આચાર-વિચારને સારી રીતે સમજી, પૂર્ણ શ્રદ્ધાથી તેનું જાતે સેવન કરવું અને આપણી ઉછરતી પ્રજાને પણ તેમાં કુશળ બનાવવા પૂરતી કાળજી રાખવી.

૧૦. શાણી માતા ધારે તો બાળકોમાં મૂળથી રૂડા બીજ-સંસ્કારો પાડી તેમનું જીવન સુધારી શકે. કુશળ પિતાદિક વડીલો પણ તેમાં બને તેટલો સક્રિય ભાગ લઇ તેમાં રસ રેડી શકે, તેથી તેમાં પ્રમાદ કરવો યોગ્ય નથી.

૧૧. બાળકો નબળી સોબતથી દૂર રહે અને સારી સોબતનો લાભ મેળવતા રહે એવી ચીવટ ઉત્તમ માતપિતાદિક જરૂર રાખતા રહે, જેથી દિનપ્રતિદિન તેમનામાં ગુણનો વધારો થવા પામે.

૧૨. ઉત્તમ સંગતિના અલભ્ય લાભ લેવા સહુ કોઇએ સદા સાવધાન રહી સ્વ-માનવજીવન સફળ કરવા જરૂર પ્રયત્ન કરવો.

૧૩. સ્વપરની સમુન્નતિ થાય એવા સન્માર્ગે સહુએ સુદૃઢતાથી વિવેકસર પ્રયાણ અચૂક કરતા રહેવું.

સ. ક. વિ.

## ખાસ જરૂરી

હાલના સમયમાં વ્યવહારિક ઉપદેશક લેખોની તેમજ સારા અનુભવીઓના લેખોની જરૂર છે.

પરદેશમાં કોઇ સાધનની ઊણપ પણ હોય છતાં તે ચલાવી લેવી જોઇએ.

હાલના જમાનાની વર્તણુક માટે લખતાં તો કલમ પણ ચાલે તેમ નથી, પરંતુ આપણે કોઇની જરૂર નથી. દરેકને પ્રભુ સદ્બુદ્ધિ આપો.

મનુષ્યને એટલું તો જરૂર જાણવું જોઇએ કે મારાં કુળને અને મારા ધર્મને અંગે મારા આચાર-વિચાર કેવા છે ને કેવા જોઇએ ! હું શું કરી રહ્યો છું ? બીજાની નહીં પણ પોતાના આત્માની દયા ખાવા જેવું છે.

હાલ તો નીચેના કવિત પ્રમાણે વર્તન જણાય છે:—

> કહેતે હૈ પણ કરત નહીં, મુખસેં બડે લબાડ;
> સાંઇકે દરબારમેં, ખૂબ ખાવેગા માર. ૧.
> પપો તો પરખ્યો નહીં, દદો કીધો દૂર;
> લલાસેં લાગી રહ્યો, નનો કીયો હજૂર. ૨.

'પાપને પારખ્યું નહીં, દયા કે દાનને તો દૂર જ રાખ્યા, લાવલાવની અથવા લક્ષ્મીની ( સ્ત્રીની ) લાલસામાં લાગ્યો રહ્યો અને યાચકાદિને જવાબ આપવા માટે નનાને ( નાકારને ) હજુરમાં જ રાખ્યો.'

ઘણાં વ્યાખ્યાનો કર્યાં ને ઘણાં સાંભળ્યાં પણ વર્તણુકમાં મૂકવાનાં તો પચ્ચખ્ખાણ જ કર્યાં હોય એમ જણાય છે.

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—મુનિ પ્રેમવિમળજી—અમદાવાદ )

**પ્રશ્ન ૧**—સ્થાનકવાસી મુનિ મિશ્રીલાલજીએ સાડાઆઠ માસના ઉપવાસ કરીને પારણું કર્યાનું કહેવામાં આવે છે તો વીરપ્રભુના શાસનમાં છ માસથી વધારે તપ થઇ શકે છે ?

**ઉત્તર**—છ માસની હકીકત પણ અત્યારનાં સમય માટે નથી, અત્યારે તો પ્રાયે ત્રણ માસનો સંભવ છે. પરંતુ મુનિ મિશ્રીલાલજીના ઉપવાસ આપણામાં કરાતા ઉપવાસ કે જેમાં ઉષ્ણ જળ સિવાય બીજું કાંઇ ન જ લેવાય એવા સાંભળવા પ્રમાણે નહોતા તેથી તેને અંગે વિરોધ સમજવો નહીં.

**પ્રશ્ન ૨**—પ્રથમ નરકમાં કાપોતલેશ્યા જ હોય એમ કહેલ છે તો ત્યાં રહેલા શ્રેણિકાદિના જીવો મનુષ્ય ભવાદિનું આયુષ્ય કે જે શુભલેશ્યાવડે જ બંધાય છે તે કેમ બાંધી શકે ?

**ઉત્તર**—કાપોતલેશ્યા જે કહી છે તે તેમની નિશ્ચિત દ્રવ્યલેશ્યા છે, બાકી ભાવલેશ્યા છએ હોય છે, તેથી શુભ ભાવલેશ્યા વર્તતી હોય ત્યારે મનુષ્ય ભવનું આયુ બાંધવામાં વિરોધ નથી.

**પ્રશ્ન ૩**—નારકીના જીવોને કોઇ દેવાદિ આવીને અમુક કાળની શાંતિ આપી શકે-એમ શ્રી જીવાભિગમમાં કહ્યું છે, તે બરાબર હોય તો કૃષ્ણના જીવને શાંતિ આપવા બળદેવના જીવે ઉપાડ્યા ત્યારે તેને ઊલટી અશાંતિ થઇ તે કેમ બને ?

**ઉત્તર**—બંને હકીકત બરાબર છે. દેવો અલ્પ કાળને માટે શાંતિ આપી શકે છે, પરંતુ બળદેવના જીવ દેવે તો તેને ત્યાંથી કાયમની શાંતિ આપવા માટે સ્વર્ગમાં લઇ જવાની ઇચ્છાથી ઉપાડ્યા હતા તેથી અશાંતિ થઇ છે. અલ્પ કાળની શાંતિનો સર્વથા નિષેધ નથી.

**પ્રશ્ન ૪**—દેવોને માટે શાસ્ત્રમાં મનુષ્ય ને તિર્યંચ એ બે ગતિ જ કહી છે, છતાં ઇશાન દેવલોક સુધીના દેવો પૃથ્વી, અપ્ ને વનસ્પતિકાયમાં પણ ઉપજે છે તો પછી બે ગતિ કયાં રહી ?

**ઉત્તર**—પૃથ્વી, અપ્ ને વનસ્પતિકાય પણ તિર્યંચગતિના જ પેટાભેદ છે તેથી બે ગતિમાં જવાનું કહ્યું છે તે અવિરોધી છે.

**પ્રશ્ન ૫**—નપુંસક શબ્દનો અર્થ શું છે ?

ઉત્તર—જેનામાં પુરુષ કે સ્ત્રીપણું ન હોય તેને નપુંસક જાણવો.

પ્રશ્ન ૬—શાસ્ત્રમાં નપુંસક વેદીને સ્ત્રી-પુરુષ બંનેના અભિલાષી કહ્યા છે, તો નારકી, એકેંદ્રિય, વિકળેંદ્રિય અને સંમૂર્ચ્છિમ પંચેંદ્રિય જે નપુંસકવેદી જ હોય છે તેને માટે એ હકીકત કેમ સંભવે ?

ઉત્તર—એ વ્યાખ્યા મનુષ્ય ને તિર્યંચ ગર્ભજ પર્યાપ્ત પંચેંદ્રિય માટે જ સમજવી, બીજા જીવો માટે સમજવી નહીં.

પ્રશ્ન ૭—શ્રી નયવિમળજી આઠમની થોયમાં કહે છે કે-' આઠમે આઠ સો આગમ ભાખી, ભવિમન સંશય ભાંજેજી ! ' એ આઠ સો આગમ શી રીતે સમજવા ? કારણ કે આગમ તો ૮૪ કહેલ છે.

ઉત્તર—શ્રી નયવિમળજી વિદ્વાન હતા. તેમણે શું અપેક્ષાએ આઠ સો કહ્યા છે તે સમજી શકાતું નથી, કાંઇ પ્રકારાંતરે ગણ્યા હશે.

પ્રશ્ન ૮—પ્રતિષ્ઠા એટલે અંજનશલાકા થયા વિનાના બિંબને અપૂજ્ય કહ્યા છે, પરંતુ પ્રભુના બિંબને જોઇને ભાવના ભાવનારને તો તેમના સ્વરૂપનો વિચાર કરવાનો છે તેમાં પ્રતિષ્ઠા થયેલ હોય કે ન હોય તેનો બાધ કયાં આવે છે ?

ઉત્તર—અંજનશલાકા( પ્રતિષ્ઠા )ની ક્રિયા તેમાં દેવત્વના આરોપણ માટે છે, તેથી તેની ખાસ આવશ્યકતા શાસ્ત્રસિદ્ધ છે. ભાવના ભાવનારને માટે પણ તેવી પ્રતિમા વધારે ઉપયોગી છે; તેથી એ ક્રિયાની જરૂર નથી એમ માનવું નહીં.

પ્રશ્ન ૯—પર્યુષણ પર્વના સ્તવનમાં ' નદીમાંહે જેમ ગંગા મોટી ' એમ કહેલ છે, છતાં અત્યારે તો સિંધુ નદી મોટી જણાય છે. તેમાં સ્ટીમરો પણ ચાલે છે છતાં ગંગાને મોટી કેમ કહી હશે ?

ઉત્તર—ગંગાના ઉપલક્ષણથી સિંધુ પણ સમજવાની છે. આ ભરતક્ષેત્રમાં અત્યારે પ્રત્યક્ષ જણાય છે તે કરતાં બીજી અહીંથી બહુ દૂર તે જ નામની બે નદીઓ ઘણા મોટા પ્રવાહવાળી છે તે સમજવાની છે. બાકી લોકોમાં ગંગાની પ્રસિદ્ધિ વિશેષ હોવાથી સ્તવનકારે તેને મોટી કહી છે.

પ્રશ્ન ૧૦—તે જ સ્તવનમાં કહેલ છે કે ' નવ વખાણ વિધિશું સાંભળતાં, પાપમેવાસી ધ્રૂજ્યા રે. ' છતાં અત્યારે તો આઠ વ્યાખ્યાન જ વંચાય છે, નવમું સમાચારીનું વ્યાખ્યાન વંચાતું નથી તેનું શું કારણ ? તેમાં મુનિનો જ આચાર છે તેથી તેની જરૂર જણાતી નહીં હોય ?

ઉત્તર—વખત ન મળવાથી તે વ્યાખ્યાન વંચાતું નથી. બારસે સૂત્ર

વાંચી રહ્યા પછી તે વાંચવાનો અધિકાર છે. કોઇ કોઇ સ્થાનકે કવચિત વંચાય પણ છે, બાકી નિષેધનું કોઈ પણ કારણ નથી.

**પ્રશ્ન ૧૧**—કાચા પાણીમાં ચુનો નાખવાથી ક્યારે અચિત્ત થાય ? અને તેનો કાળ કેટલો ?

**ઉત્તર**—આ પ્રવૃત્તિ જ કરવા યોગ્ય નથી, તેથી તેની વિશેષ ચર્ચા નિરુપયોગી છે. મુનિથી તો તે થઇ શકે તેમ જ નથી.

**પ્રશ્ન ૧૨**—રાજુલ રહેનેમિની સજ્ઝાયમાં ' પરનારીસેવી પ્રાણી નરકમાં જાય અને પ્રાયે દુર્લભબોધિ થાય. ' એમ કહેલ છે, તો પરનારી કોને સમજવી ? અને એવા દુર્લભબોધિ થયાના દષ્ટાંત એક બે જણાવશો.

**ઉત્તર**—જે સ્ત્રીને કોઇ પુરુષે ગ્રહણ કરેલી હોય તે પરસ્ત્રી સમજવી. પરદારાલંપટ માટે દુર્લભબોધિપણું પ્રાયિક સમજવું. દુર્ગતિગમન તો ચોક્કસ સમજવું. એને માટેના સંખ્યાબંધ દષ્ટાંતો છે છતાં આપ પૂછો છો તે આશ્ચર્ય છે.

**પ્રશ્ન ૧૩**—લવણસમુદ્રના પાણીનો રંગ કેવો છે ?

**ઉત્તર**—એને માટે ખાસ રંગ કહેલ નથી. સ્વાભાવિક રંગ જ હોય છે. કાળોદધિ માટે શ્યામ રંગ કહેલો છે. બાકી તો સમુદ્રના પાણીનો રંગ તેની નીચેની જમીનના રંગ ઉપરથી કહેવાય છે અને તેવા રંગનો આભાસ પાણીમાં જણાય પણ છે.

**પ્રશ્ન ૧૪**—બાહુબળિની સજ્ઝાયમાં અભિમાને ચડેલા ને શુભ ધ્યાનમાં રહેલા એવા બે વિશેષણો છે તે એક સાથે ઘટી શકે ?

**ઉત્તર**—એમાં વિરોધ નથી. અભિમાનનો વિચાર પ્રથમ આવ્યા પછી કર્મ ખપાવવા માટે શુભ ધ્યાનમાં જ લીન થયેલા છે.

**પ્રશ્ન ૧૫**—રાત્રે તિવિહારમાં એકલા પાણીની છૂટ છે તેમ કોઇ એકલા દૂધની છૂટ રાખે તો ચાલી શકે ? એ પણ પ્રવાહી છે.

**ઉત્તર**—તમારા જેવા મુનિ આવો પ્રશ્ન કરે તે વાંચી આશ્ચર્ય થાય છે. દૂધ તો અશનાહારમાં છે, તેથી રાત્રે બિલકુલ લેવાય જ નહીં.

**પ્રશ્ન ૧૬**—પ્રતિષ્ઠા કર્યા વિનાની પ્રતિમાને પૂજન કરાય નહીં એમ કહે છે તો ફોટા તથા સિદ્ધચક્રના ગટા ચિત્ર વિગેરેને વંદના થાય છે તેમ જ જિનચૈત્યને અભાવે તેની પાસે ચૈત્યવંદન કરી મુનિ પચ્ચખ્ખાણ પારે છે તેનું શું સમજવું ?

# જૈનોને બોધદાયક ગઝલ

(રાગ—સહોદર હિંદના જાયા.)

સહોદર[1] વીરના[2] પુત્રો !, મૂકો કાં ધર્મની માયા ?
નહીં થાશો વિધર્મી રે, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૧
વીરો ! કાં લોભ લાલચથી, ચૂકો છો આ મનુષ્ય જિંદગી ?
પીલો કાં પારસમણિને ? અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૨
કરો કાં ધર્મને પાયમાલ ? રાચો છો મોહ-માયાથી;
ભલા થઇ ના થશો પાપી, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૩
લૂંટી લક્ષ્મી અખૂટ જેણે, લુંટાવી લાજ પણ જેણે;
હજુ શું પાળશો તેને ? અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૪
બનાવ્યા વિધર્મી લાખોને, તજાવ્યા ધર્મ હજારોને;
ર્યા દુ:ખી કરોડોને, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૫
ભજાવ્યા ભાંડુ-ભાઇઓને, કર્યા છે ભ્રષ્ટ મારીને;
ચૂકાવી સત્ય પંથેથી, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૬
કીધું શરીર ભ્રષ્ટ વિધર્મીથી, જીવનધ્યેય ચૂકયા વિધર્મીથી;
થયા મિત્રો વિધર્મીના, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૭
અચળ પદને તમે ખોઇ, થયા બેહાલ સૌ કોઇ;
વિધર્મોમાં રહ્યા રાચી, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૮
અહો ! મુજ સ્વામીબંધુઓ ! પૂછું છું શું થશો દ્રોહી ?
ખૂટી લક્ષ્મી અને વૈભવ, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૯
મદદ માગે મદદ માગે, જૈનો અન્ય ધર્મીઓ પાસે;
કાયર જીવના તનુ કંપે, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૧૦
રસાતળ જાય છે ધર્મ, અહો ! મુજ જ્ઞાતિબંધુઓ !
મણિને ના મૂલે[3] વેચો, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૧૧
અહો ! બંધુ ! અહો ! બહેનો ! અહો ! પંડિત ! અહો ! સાધુ !
થશો ના વિધર્મીના પોષક, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૧૨
તજી ગૌરવ મહાવીરનું, લીયો કાં અન્ય ધર્મોને ?
કરો કાં સંગ પાપીનો, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૧૩
દુ:ખી હો તો ભલે રહેવું, ગમે તે કારણે મરવું;
કહો સૌ કે નથી જીવવું, અરે ! જૈન ધર્મ ત્યાગીને. સહો૦ ૧૪
ચહો જો ધર્મની રક્ષા, ચહો જો આત્મની રક્ષા;
માગે છે **વર્ધમાન** ભિક્ષા, કરો વિધર્મી[4] જૈનીઓ. સહો૦ ૧૫.

**વર્ધમાન કપૂરચંદ શાહ-માંડલ**

---

૧ ધર્મબંધુઓ ૨ મહાવીરના ૩ અમૂલ્યને મૂલ્યથી અથવા વગર મૂલ્યે વેચવું તે ૪ વિધર્મીઓને જૈની બનાવો.

# નવું વર્ષ

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આ માસિક આજે ૫૪ મા વર્ષમાં પ્રવેશ કરે છે. તેની ઉત્પાદક સંસ્થા આવતા શ્રાવણ શુદિ ૩ જે ૫૮ મા વર્ષમાં પ્રવેશ કરશે. એ બંને વચ્ચે ૩ વર્ષ ને ૮ માસનું અંતર છે. આવું મોટું આયુષ્ય સંસ્થાએ કે માસિકે નિર્વિઘ્નપણે ભોગવવું તે દેવગુરુની અસીમ કૃપાની નિશાની છે. સાથે સાથે કાંઇક તેની પદ્ધતિને પણ આભારી-છે. જો મંડનાત્મક પધ્ધતિ હોય, વ્યક્તિ પરત્વે લખાતું ન હોય અને વિવાદાસ્પદ લેખોને સ્થાન અપાતું ન હોય તો પ્રાયે વિઘ્નનો સંભવ રહેતો નથી.

ગત વર્ષ આપણા જૈન સમુદાયના સંબંધમાં સારી રીતે વ્યતીત થયું છે. ખેદનો વિષય માત્ર ગયા વર્ષના આદ્ય લેખમાં જણાવેલ છે તે જ પ્રમાણે આ વર્ષમાં પણ બનેલ છે. આપણા આચાર્યો સંવત્સરી સંબંધી એકમત થઈ શક્યા નથી અને સામસામા લેખો અનેક લખાયા છે. તેને અંગે ટ્રેકટો પણ બહાર પડી છે. આવી કલેશી બાબતમાં કાળક્ષેપ કરવાનું આપણા મહાપુરુષોને કેમ પરવડતું હશે તે સમજી શકાતું નથી. આ સંબંધમાં પરસ્પરની સમજાવટ સિવાય બીજાનો પ્રયાસ ચાલી શકે તેમ લાગતું નથી. તે સંબંધમાં એક તૃતીય પણ થયેલ છે પરંતુ તેને બહુ જાહેરાત મળી નથી. નવા વર્ષમાં તો સંવત્સરીને અંગે તેવું નિમિત્ત જણાતું નથી.

એક હર્ષકારક બીના શ્રી જામનગરથી નીકળેલા શેઠ પોપટલાલ ધારશી-ભાઈના સિદ્ધાચળના "છ રી" પાળતા સંઘની છે. એ સંઘના બંને સંઘવીઓનો સત્કાર સર્વત્ર બહુ સારો થયો છે. એમણે ઉદારતા પણ સારી બતાવી છે અને શ્રી ગિરનાર, શત્રુંજય તથા કદંબગિરિમાં મોટી કિંમતના હીરાના હાર પરમાત્માના કંઠમાં આરોપણ કરીને પારાવાર પુણ્યબંધ કરેલ છે. સંઘમાં આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી વિગેરે આચાર્યો સપરિવાર હોવાથી તેમજ બીજા સાધુ-સાધ્વીઓની સંખ્યા પણ સારી હોવાથી સંઘની શોભામાં વૃદ્ધિ થઇ હતી. પ્રાંતે સંઘવીએ છ રી પાળતા સંઘ સંબંધી સર્વ કાર્ય પતાવી જામનગરમાં પ્રવેશ કરતાં ત્યાંના સમુદાયે પણ સારો સત્કાર કર્યો છે અને ત્યાંના સંઘમાં રહેલો ઘણા વર્ષોનો ક્લેશ પણ સંઘવીના પ્રયાસથી શમી ગયો છે એ આનંદકારક પ્રસંગ બન્યો છે. મુનિમહારાજાઓએ, વિચક્ષણ શ્રાવકોએ અને બીજા પણ ગુણજ્ઞોએ જ્યાં બંને

ત્યાં સમાધાની કરાવવી, કુસંપનો નાશ કરવો અને નવો કુસંપ થવા ન દેવો એ જ તેમની ફરજ છે. કવચિત્ આથી ઉલટી પ્રવૃત્તિ પણ દેખાય છે તે શોચનીય છે.

હવે આ માસિકે ગત વર્ષમાં કરેલી સેવા સંબંધી કાંઈક વિચારીએ, લેખોનું સરવૈયું કાઢીએ કે જેથી માસિકનું ઉપયોગીપણું સમજી શકાય.

આ માસિકનો નિયમ દર માસે ૪ ફારમ ( ૩૨ પૃષ્ઠ ) આપવાનો હોવાથી બાર માસના ૩૮૪ પૃષ્ઠ આપવા જોઈએ તેને બદલે તેના કાર્યવાહકોએ ઉદાર દિલથી ૪૫૬ પૃષ્ઠ આપ્યા છે. એટલે ૭૨ પૃષ્ઠ ( ૯ ફારમ ) વધારે આપ્યા છે. સભાની પાસે લેખોની સીલક સારી રહેતી હોવાથી જેમ બને તેમ વધારે પૃષ્ઠો આપવાનો ઉત્સાહ રહ્યા કરે છે.

ગત વર્ષમાં પદ્ય લેખ ૪૧, ગદ્ય લેખ ૯૧ અને પ્રકીર્ણ લેખ ૧૭ મળી કુલ લેખ ૧૪૯ આપ્યા છે. જો તેના પેટા વિભાગ ગણવામાં આવે તો કુલ લેખો ૨૩૨ થાય છે.

પદ્ય લેખોમાં મુ. કર્પૂરવિજયજીના મોકલેલા ૮, ભગવાનદાસ મનસુખભાઈ મહેતા, કપૂરચંદ ઠાકરશી ને રાજપાલ મગનલાલ વ્હોરાના ત્રણ ત્રણ, છ વ્યક્તિના બે બે અને ૧૭ લેખકના એક એક લેખ આવેલ છે. પેટાવિભાગ જુદા ગણતાં કુલ ૪૬ લેખો આવ્યા છે. તેમાં ૧૬ લેખ મુનિરાજના મોકલેલ છે ને ૩૦ ગૃહસ્થોના મોકલેલ તેમજ લખેલ છે. દરેક લેખ વાંચવા લાયક ને અસરકારક છે. તેમાં ૧૨ તો સ્તવનો છે ને બાકીના ૩૪ જુદા જુદા વિષય સંબંધી છે. વાંચતાં આનંદ આપે તેમ છે.

ગદ્ય લેખમાં સન્મિત્ર કર્પૂરવિજયજીના ૨૩ લેખો આવેલા છે. જો કે તેઓ ગત વર્ષનાં આસો વદિ ૮ મે સ્વર્ગવાસી થયા છે તેથી તેમના તરફથી લખાઈને આવતા નવા લેખો બંધ થયા છે, પરંતુ પ્રથમના લેખો સીલકમાં હતા તે નાખેલા છે. તેઓના સ્વર્ગવાસને અંગે તેમના ત્યાગીપણાને સૂચવનારા, દીર્ઘદૃષ્ટિ પ્રદર્શિત કરનારા અને પોતાના સહવાસમાં બનેલા અનેક પ્રસંગોને સૂચવનારા ૯ લેખો આવેલા છે. મુમુક્ષુ મુનિનું ઉપનામ ધરાવનારા મુનિના ૧૧ લેખો આવેલા છે. તેઓ પાલીતાણાથી વિહાર કરી ગયા હોવાથી તેમના લેખો આવતા બંધ થયા છે. ભાઈ મોતીચંદ ગિરધરલાલના લખેલા વ્યવહાર કૌશલ્યના ૨૪ નાના લેખો અને એક શ્રી આનંદઘનજીના પદનો તથા એક આત્મપરિકમ્માનો કુલ ૨૬ લેખો આવેલા છે. મારા લખેલા ૧૨ લેખો પ્રશ્નોત્તરના અને બીજા ૨૧ લેખો જુદા જુદા પ્રસંગને અનુસરતા આવ્યા છે. તેમાં સુભાષિતરત્નમંજૂષાના મથાળાવાળા અને પં. વીરવિજયજીકૃત પ્રશ્નચિંતામણિમાંથી ઉદ્ધરેલા પ્રશ્નોત્તરોને

અંગે લખેલ લેખ બે બે અંકમાં આવેલ છે. ભાઇ ભગવાનદાસ મનસુખભાઇ મહેતાનો સિંદૂરપ્રકર :: સૂક્તમુક્તાવળીના અનુવાદવાળો લેખ ૭ અંકમાં આવેલ છે. તેમણે દરેક વિષયમાં વિવેચન પણ વિસ્તૃત લખવા માંડયું છે. ભાઇ રાજપાળ મગનલાલના ૧૨ લેખો આવેલા છે. તેમાં અક્ષરમાળાના મથાળાવાળા બે અને સુભાષિતરત્નમાળાના મથાળાવાળા બે લેખો છે. ભાઇ મોહનલાલ દીપચંદ ચોકસીએ પ્રભાવિક પુરુષોના મથાળાવાળો લેખ ચાલુ રાખ્યો છે. તેમાં અંતિમ રાજર્ષિ ઉદયનવાળો લેખ સાત અંકમાં આવ્યો છે. એક લેખ શ્રેણિકપુત્રોની સામાન્ય હકીકતનો છે અને શ્રેણિકપુત્ર અભયકુમારનો લેખ ચાર અંકમાં આવ્યો છે. છતાં હજી અધૂરો છે. તે હવે પછી નવા વર્ષમાં પૂર્ણ થનાર છે. અહીં સુધીના તો શ્રી જૈનધર્મપ્રકાશના કાયમના લેખકો સમજવાના છે. ઉપરાંત અમીચંદ કરશનજી શેઠના લખેલા ૩ લેખો, રામચંદ ડી. શાહના લખેલા ૩ લેખો અને બાકી છૂટાછવાયા દશ લેખકોના લખેલા એકેક લેખ છે. તેમાં મુનિ કલ્યાણવિમળજીનો લખેલો સોનેરી સૂત્રોનો લેખ બે અંકમાં આવેલો છે. બીજા લેખોમાં પણ કેટલાક તો ખાસ વાંચવા લાયક અને વિદ્વત્તાભરેલા છે. આ પ્રમાણે પેટા વિભાગ જુદા ગણતાં ગદ્ય લેખો કુલ ૧૫૪ થાય છે.

પ્રકીર્ણ લેખોમાં એક નવા વર્ષનો, બે અંકમાં પુસ્તકોની પહોંચનો, ા. રા. જીવરાજભાઇને આપેલા માનપત્રના મેળાવડાનો, સભાના ૫૬ મા વર્ષના રિપોર્ટનો અને બીજા ૨૫ નાના નાના લેખો. કુલ ૩૦ લેખો મારા લખેલા છે. એક જન્મભૂમિમાંથી લીધેલ છે ને એક કચ્છી દશા ઓશવાળ પ્રકાશમાંથી લીધેલ છે. કુલ ૩૨ લેખો છે.

ઉપર પ્રમાણે પદ્ય, ગદ્ય ને પ્રકીર્ણ લેખોનું સરવૈયું છે.

હવે નવા વર્ષ માટે *કાંઇક સૂચવવામાં* આવે છે. મુનિરાજ *શ્રી કર્પૂરવિજય*જીના લખાઇ આવેલા લેખો સીલકમાં હોવાથી હજી આગામી બારે અંકમાં તે આવશે. ભાઇ મોતીચંદ વ્યવહાર કૌશલ્યના નાના લેખો લખ્યા જ કરવાના છે તેથી તે દરેક અંકમાં ૨-૩-૪ આવશે. શ્રીમાન્ આનંદઘનજીના પદો ઉપર પણ લેખો લખવાની તેમની તીવ્ર જિજ્ઞાસા વર્તે છે, તેથી તે પણ આવશે. ભગવાનદાસનો સિંદૂરપ્રકરવાળો લેખ આ નવા વર્ષમાં પણ પૂરો થવા સંભવ નથી. તે લેખ દરેક અંકમાં આવ્યા જ કરશે. મોહનલાલ દીપચંદ ચોકસી પ્રભાવિક પુરુષના મથાળા નીચે લેખો લખ્યા કરવાના છે. પ્રારંભમાં તો શ્રેણિકરાજાના પુત્રો અભયકુમારાદિના ચરિત્રો આવવાના છે. ભાઇ રાજપાળ મગનલાલ લેખો લખવાના સારા ઉત્સાહી છે. તેમના ૫-૭ લેખો તો સીલકમાં રહ્યા કરે છે, તેથી

તે તો દરેક અંકમાં આવવાના છે. મારા લખેલા પ્રશ્નોત્તરો ઘણા સીલકમાં છે. વળી નવા પણ લખાતા જાય છે તેથી તે પણ શરૂ રહેવાના છે. વળી દરેક મહિને કાંઇપણ નવો પ્રસંગ પ્રાપ્ત થતાં એક બે લેખ લખાય છે તે સામાન્ય પ્રસાદી તરીકે આપ્યા કરવાની ઇચ્છા વર્તે છે.

આ તો ચાલુ લેખકોની વાત થઇ. તે સિવાય ગદ્ય ને પદ્યના જુદા જુદા લેખકોના લખેલા ઘણા લેખો પડતર છે તેમાંથી ચૂંટી ચૂંટીને ૧-૨-૩ આપવાના છે. નવા લેખો લખવાની અભિલાષા પણ ઘણા બંધુઓને છે, તેથી ઘણા લેખો આવે છે પરંતુ તેમાંથી ચૂંટણી કરીને લેખો આપવાનું ધોરણ રાખ્યું છે. પદ્ય લેખો તો દરમાસે ૫-૭ આવે છે અને ૧-૨ નખાય છે તેથી તેની સીલીક તો વધતી જ જાય છે. ઘણા લેખકોને તેના લેખો સ્થળસંકોચાદિ કારણે પાછા મોકલવા પડે છે. તેમને વખતે ખોટું પણ લાગતું હશે તેને માટે ક્ષમાયાચના છે.

માસિકને વધારે સારા સ્વરૂપમાં મૂકવાની ઘણા હિતેચ્છુઓની જિજ્ઞાસા દેખાય છે. તે સંબંધી જુદા જુદા વિચારો પણ જણાવવામાં આવે છે. તેને માટે પણ જો કોઇ સારી યોજના જણાશે તો તેને માન આપીને તેનો અમલ કરવાની જિજ્ઞાસા વર્તે છે. વર્તમાન ચર્ચા કે વર્તમાન સમાચાર ભાવનગર સિવાયના પ્રાયે દાખલ કરવામાં આવતા જ નથી, કારણ કે ઘણી વખત તેમાં વિવાદાસ્પદ-મતભેદવાળી હકીકતો હોય છે અને સરલ ભાવે લખ્યા છતાં તેને જુદું રૂપ આપવામાં આવે છે. એકને માટે કાંઇક ઠીક લખીએ ત્યારે બીજા માટે કેમ ન લખ્યું તેવો સવાલ થાય છે, તેથી તેવી બાબતથી ન્યારા રહેવાનું જ પ્રાયે પસંદ કરવામાં આવ્યું છે. દાખલા તરીકે સંવત્સરી સંબંધી ભાંજગડને અંગે એકથી વધારે લેખો આવ્યા છતાં તેને સ્થાન આપવામાં આવ્યું નથી; તેથી જ શાંતિથી બેસી શકયા છીએ.

સભા તરફથી પુસ્તક પ્રકાશન ખાતું તો શરૂ જ છે. મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીની પ્રેરણાથી શ્રી બુદ્ધિ-વૃદ્ધિ-કર્પૂર ગ્રંથમાળાનું કામ હાથ ધરવામાં આવ્યું તેમાં એકંદર ૩૦ મણકા બહાર પડ્યા છે. સાધ્વીજી લાભશ્રીજી તરફથી પ્રયાસ તો શરૂ જ છે, પરંતુ કોઇ મોટી બુક આ વર્ષમાં બહાર પડી નથી. નાની નાની બુકો ૩-૪ બહાર પડી છે. ભાઇ મોતીચંદના પ્રયાસને અંગે શ્રી શાંતસુધારસનો પહેલો ભાગ ગયા વર્ષમાં બહાર પડ્યો હતો, બીજો ભાગ આ વર્ષમાં બહાર પડ્યો છે. તેમાં તેના ગ્રંથકર્ત્તા શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયનું ચરિત્ર ૧૯૦ પૃષ્ઠમાં ઘણી ઉપયોગી હકીકતો સાથે લખાયેલું છે. શ્રી ઉપમિતિ

ભવપ્રપંચા કથાના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિ મહારાજાનું ચરિત્ર તે બુકના ચોથા ભાગ તરીકે બહાર પડનાર છે. તે સંબંધમાં ભાઈ મોતીચંદે પુષ્કળ લખેલ છે. તે બુકના સુમારે ૪૫ ફારમો તો છપાઇ ગયા છે. હજુ ૩૦-૩૫ ફારમો થવાનો સંભવ છે. આવું ચરિત્ર કોઇ ગ્રંથકર્ત્તાનું લખાયેલ જાણવામાં નથી. સભા તરફથી કેટલાક સૂત્રોનો ઉદ્ધાર પ્રથમ કરવામાં આવ્યો છે. શ્રી ઉત્તરાધ્યયન, શ્રી જ્ઞાતાધર્મકથા, નિરયાવળી, અનુત્તરોવવાઇ ને અંતગડદશાંગ તથા શ્રી વિપાકસૂત્ર મૂળ અને મૂળ તથા ટીકાના અર્થ સાથે છપાવેલ છે. હાલમાં શ્રી **સમવાયાંગસૂત્ર** તે જ પ્રમાણે છપાવવાનું શરૂ કરવામાં આવ્યું છે. તેના દશ ફારમો છપાણાં છે પરંતુ ૫૦ લગભગ ફારમો થવા સંભવ છે. પ્રથમ જણાવેલા સૂત્રો તો કથાનુયોગના અંગના છે, આ સૂત્રમાં દ્રવ્યાનુયોગ બહુ વિશેષ છે, તેથી બહુ ઉપયોગી થવા સંભવ છે. તેને અંગે પ્રયાસ પણ સારો લેવાય છે. બીજા બે પયન્ના છપાવ્યા છે તેમાં **પંચસંગ્રહ** તો નવો પ્રશ્નોત્તર રૂપે લખીને મૂળ સાથે છપાવ્યો છે ને **આરાધના સૂત્ર** અવચૂરિ તથા ગુજરાતી અનુવાદ સાથે છપાવેલો છે. આ બંને પયન્નાઓ પ્રાયે ભેટ જ અપાય છે. આજ સુધીમાં સભા તરફથી ચાર સો લગભગ નાની મોટી બુકો ગ્રંથો, ચરિત્રો, ટીકાઓ, અનુવાદો વિગેરેની બહાર પડેલ છે. એ સંબંધમાં સતત ઉદ્યમ ચાલ્યા જ કરે છે.

આવતા વર્ષ માટે સમવાયાંગ સૂત્ર ઉપરાંત બીજા પણ કેટલાક સાહિત્ય સંબંધી કાર્યો કરવાની ઇચ્છા વર્તે છે તે પ્રસંગોપાત માસિકમાં જાહેર કરશું.

સભાએ છપાવેલા કેટલાક અગત્યના ભાષાંતરો વિગેરેની આવૃત્તિઓ કરાવવાની આકાંક્ષા રહે છે કેમકે તે ખામી તે વિના પૂરી પડે તેમ નથી, પરંતુ તેને અંગે આર્થિક સહાયની અપેક્ષા રહે છે. જે કોઇ સદ્‌ગૃહસ્થની ઇચ્છા જ્ઞાનવૃદ્ધિ માટે દ્રવ્ય વાપરવાની થાય તેમણે અમારી સાથે પત્રવ્યવહાર કરવાથી તેમની ઇચ્છાનુસાર કાર્ય કરી આપશું. જ્ઞાનદાન એ સર્વોત્તમ પુણ્યબંધનું કારણ છે.

નવું વર્ષ સર્વે જૈન બંધુઓને આનંદકારક નીવડો, જ્ઞાન, દર્શન, ચારિત્રની વૃદ્ધિ થાઓ, ક્લેશ નાશ પામો ને સંપમાં વૃદ્ધિ થાઓ, અનેક શુભ કાર્યો થવાવડે જૈન શાસનની ઉન્નતિ થાઓ. આવી શુભેચ્છા સાથે તેની પ્રાપ્તિ માટે પરમાત્માની પ્રાર્થના કરી નવા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ.

કુંવરજી



# નવસ્મરણના કર્તા વિષે વિચાર

૧ **નવકાર**—(નમસ્કાર મહામંત્ર) ગણધરમહારાજવિરચિત, શાશ્વત અને આચારાંગસૂત્ર-પ્રથમાંગનું મંગળાચરણ છે. તે પંદરે કર્મભૂમિમાં એક સરખો વર્તે છે.

૨ **ઉવસગ્ગહરં**—શ્રી ભદ્રબાહુસ્વામીવિરચિત. આની પાંચ ગાથા ઉપરાંત વધારે ગાથાઓ પણ લભ્ય છે પરંતુ પ્રવૃત્તિમાં પાંચ ગાથા જ છે અને તે મહાપ્રભાવિક છે.

૩ **સંતિકરં**—શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય શ્રી મુનિસુંદરસૂરિવિરચિત. ગાથા ૧૩. કેટલીક બુકોમાં ૧૪ મી ગાથા પણ છે, પરંતુ પ્રચાર ૧૩ ગાથાનો વિશેષ છે. મહાપ્રભાવિક છે.

૪ **તિજયપહુત્ત**—એક સો સિત્તેર જિનની સ્તવના રૂપ. યંત્ર કરવાની વિધિ સાથે ગાથા ૧૪. કર્ત્તા તરિકે શ્રી દેવસૂરિના નામનો પ્રઘોષ છે.

૫ **નમિઊણસ્તોત્ર**—કર્ત્તા શ્રી માનતુંગસૂરિ. ગાથા ૨૪. ૨૧ મી ગાથામાં કર્ત્તાનું નામ આવી જતું હોવાથી પાછલી ૩ ગાથા પ્રક્ષેપ જણાય છે.

૬ **અજિતશાંતિસ્તોત્ર**—(અજીસંતો) ગાથા ૪૦, તેમાં પાછલી ૩ ગાથા ક્ષેપક જણાય છે. આ સ્તોત્ર મહાપ્રભાવવાળું છે. કર્ત્તા શ્રી નંદિષેણસૂરિ શ્રી નમિનાથ ને નેમિનાથના આંતરામાં થયેલા છે એવો ઉલ્લેખ લભ્ય છે. શ્રી શત્રુંજય મહાકલ્પમાં કહ્યું છે કે શ્રી નેમિનાથના શિષ્ય નંદિષેણ ગણિપતિ ( ગણધર ) શ્રી નેમિનાથની આજ્ઞાથી શત્રુંજય યાત્રા કરવા ગયેલા તેમણે આ સ્તોત્રની ત્યારે રચના કરી છે. કેટલાક શ્રીવર્ધમાનજિનના શિષ્ય નંદિષેણમુનિને પણ કર્ત્તા કહે છે.

૭ **શ્રી ભક્તામરસ્તોત્ર**—લઘુશાંતિસ્તવના કર્તા શ્રી માનદેવસૂરિના શિષ્ય શ્રી માનતુંગસૂરિએ શ્રીભોજરાજાના સમયમાં ખાસ જરૂરી પ્રસંગે આ સ્તોત્ર ૪૮ વસંતતિલકાનું બનાવ્યું હતું. તેમાંથી ૪ કાવ્ય ચાર પ્રતિહાર્યના વર્ણનવાળા કોઈ કારણે સંગોપી લીધા જણાય છે. કેટલીક બુકમાં ૪ શ્લોક ચાર પ્રાતિહાર્યવાળા તેમની કૃતિ તરિકે છપાવવામાં આવ્યા છે પરંતુ તેની કૃતિ જોતાં તે જુદાં પડે છે.

૮ **શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર**—કર્ત્તા શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિ. એમનું બીજું નામ કુમુદચંદ્ર હતું. કાવ્ય ૪૪. શ્રી અવંતિપાર્શ્વનાથના બિંબને પ્રગટ કરવા નિમિત્તે આ કાવ્ય શ્રી ઉજ્જયનીમાં વિક્રમ રાજાના વખતમાં બનાવેલું છે. સંસ્કૃત વસંતતિલકા વૃત્તમાં છે.

## વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૧૧)

**" માતા પોતાના બાળકને માણસ બનાવવામાં વીશ વર્ષ લે છે ત્યારે એક બીજી સ્ત્રી એને વીશ મિનિટમાં ગધેડો બનાવી દે છે."**

બન્ને સ્ત્રીઓ જ છે. પણ બન્નેનાં પરિણામો કેવાં જુદાં પડે છે તે જરા જોવા જેવું છે. ' ડગમગ પગ ટકતો નહિ, ખાઇ ન શકતો ખાજ ' વિગેરે દશામાં નથી ચાલતા આવડતું, નથી બોલતા આવડતું, નથી લાજ શરમ કે નથી સભ્યતા, એવા એક પરવશ પુત્રને શિક્ષણ આપી માતા મોટો માણસ બનાવી દે છે. એને જમવા કેમ બેસવું, કપડાં મેલાં કેમ ન કરવાં, બોલવાનું કેમ સુધારવું, સમાજમાં સભ્યતાથી કેમ વર્તવું–આવી આવી વાતો શીખવી એને નાગાને ઢાંકે છે, ન્હાતાં ધોતાં શીખવે છે, બોલતાં શિખવે છે, સ્વચ્છતા સમજાવે છે અને ટૂંકામાં એને ' જેન્ટલમેન ' બનાવી દે છે. ભાખોડીએ ચાલતાં બાળકને એ ગતિ, સ્થિતિ, શિષ્ટાચાર અને સામાજિક સભ્યતા શીખવવામાં વીશ વર્ષ લે છે અને તેને પરિણામે એ સમાજમાં પોતાનું સ્થાન ગોઠવી દે છે. વીશ વર્ષની તનતોડ મહેનતે એ સમાજનો કુશળ શહેરી થઇ પોતાનું સ્થાન જમાવતો આગળ ધપતો જાય છે અને બાળક મટી માણસ થાય છે, બાળુ મટી જઇ શહેરી થાય છે અને મફત કે અરધી ટિકિટે મુસાફરી કરવાને બદલે આખી ટિકિટ લેનાર થઇ આવડત, અક્કલ અને અનુકૂળતા પ્રમાણે આગળ આગળ સ્થાન મેળવતો જાય છે.

૯ **શ્રી બૃહત્ શાંતિસ્તોત્ર**—કર્ત્તા શ્રી વાદીવેતાળ શાંતિસૂરિ. **શ્રીઅર્હદભિષેક વિધિ** નામના તેમના કરેલા ગ્રંથનો શાંતિપર્વ નામનો ૭ મો વિભાગ છે. શ્રી પાટણના ભંડારમાં સંવત ૧૩૫૮ ની લખેલી આ સ્તોત્રની એક પ્રત છે તેમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. એ સ્તોત્રને અંતે અહં તિત્થયરમાયા એ ગાથા ઉપરથી કેટલાક શ્રી નેમિનાથજીની માતા શિવાદેવીનું કરેલું આ સ્તોત્ર છે એમ માને છે; પરંતુ તે યુક્તિયુક્ત લાગતું નથી. છેલ્લી ચાર ગાથા શિવમસ્તુ સર્વજગતઃ૦ વિગેરે ક્ષેપક જણાય છે.

આ નવસ્મરણમાં છેવટના ત્રણ સ્મરણો ( સ્તોત્રો ) સંસ્કૃત ભાષામાં છે. પ્રારંભના ૬ સ્તોત્રો પ્રાકૃત (માગધી) ભાષામાં છે. એક અજિતશાંતિસ્તવ ચોથા આરાનું શ્રી નંદિષેણ સૂરિનું રચેલું છે. પ્રથમનો નવકાર તો શાશ્વત છે. બાકીના ૭ સ્તોત્રો પાંચમા આરાના જુદા જુદા ૭ કર્ત્તાના રચેલા છે. (સંતિકરં ને ભક્તામર એક જ કર્ત્તાના એટલે કે શ્રી માનતુંગસૂરિના રચેલા છે. )

શાંતિસ્નાત્ર, બૃહત્સ્નાત્ર અને બિંબપ્રવેશ વિગેરે વિધાન વખતે તિજયપહુત્ત અને કલ્યાણમંદિર સિવાય સાત સ્મરણો પણ ગણવામાં આવે છે.

કુંવરજી

ત્યાં એને વીશનખીનો ભેટો થાય છે. પુરુષ ઝાંઝવાને જળ માની તેની પાછળ પડે છે, ખુવાર થાય છે, વખત ગુમાવે છે, અપમાનો ખમી ખાય છે અને અનેક પ્રકારની નિરાશાઓ પ્રાપ્ત કરે છે. એના સ્ત્રી તરફના પ્રેમનાં લફરાં જુઓ કે એની સ્ત્રીજાતિ તરફ વધારે પડતી ધ્યાન આપવાની દૃષ્ટિ જુઓ, એના કોલર નેકટાઇના ચાળા જુઓ કે એના સિનેમા સ્ટાર ( સ્ત્રી ) તરફના લટકા જુઓ, એને પરણેલો જુઓ કે પરણવાની આશામાં પ્રેમ કરતો જુઓ, એને આવાસગૃહની અંદર એકાંતમાં જુઓ કે જાહેર સ્થાનોમાં સ્ત્રી તરફ ટીકી ટીકીને નજર નાખતો જુઓ તો જણાશે કે સ્ત્રી એને વીશ મિનિટમાં મૂર્ખ બનાવી શકે છે, એનું આત્મતેજ કે ઓજસ ઉતરી જતું દેખાય છે અને એ અનેક પ્રકારના ગાંડા કાઢતો તેમજ અનંગરંગમાં એવા ચેનચાળા કરતો દેખાય છે કે જરા શાંતિથી વિચાર કરનારને એની પ્રત્યેક હીલચાલમાં ઉદ્ધતાઇ અને પરવશપણું દેખાય છે. જાતીય આકર્ષણ માણસને વિવશ બનાવી દે છે અને પછી તો તે પોતાની જાતને ભૂલી જાય છે અને કામદેવની અમર તજે એનામાં એટલું અંધત્વ આવી જાય છે કે એનામાંથી સદસદ્વિવેક નાશ પામી જાય છે.

દુનિયાના ખ્યાલમાં આ વાત ન આવે, પણ તે ખરેખર સત્ય છે. કામદેવ પ્રાણીને આંધળા બનાવી મૂકે છે અને વિચાર કે ગૃહસ્થાઇ ભૂલાવી દે છે. એવા દાખલા દરરોજ વાંચીએ. છીએ-જોઇએ છીએ. આ વસ્તુસ્થિતિ છે. માતા પણ એક સ્ત્રી જ છે અને પ્રેમપાત્ર કે હવસપાત્ર પણ એક સ્ત્રી જ છે, પણ બન્નેના સંબંધનાં પરિણામમાં કેટલો ફેરફાર થઇ જાય છે તે સમજી તેને વિચારે તેની કુશળતા પ્રશંસા યોગ્ય ગણાય. ગધેડા બનવાના તો રાજમાર્ગો છે, પરંતુ તેનાથી ચેતી સંયમમાં રહેનાર વ્યક્તિઓ પણ હોય છે અને તે કુશળ હોઇ ધન્ય છે.

સ્ત્રી કામદેવનું અમોઘ શસ્ત્ર છે. સ્ત્રીને વશ પડેલાને કામદેવ એ શસ્ત્ર વડે એવા ઘાયલ કરે છે કે તે ઉંચો થવા પામતો નથી. એને લઇને તે કુટુંબક્લેશ કરે છે, ભાઇઓમાં વિરોધ કરે છે માતાપિતાનું અપમાન કરે છે અને ધર્મને પણ ભૂલી જાય છે. કોઇ ઉત્તમ-પુરુષ જ એ શસ્ત્રથી ઘાયલ થતા નથી અને પોતાનું ડહાપણ કાયમ જાળવી રાખે છે. ધન્ય છે એવા સુજ્ઞજનોને !

"A mother takes twenty years to make a man of her boy, and another woman makes a fool of him in twenty minutes." (15-10-37) E. N.

## ( ૧૧૨ )

## "જે માણસને પોતાના સંબંધી વાતો કરવી બહુ ગમે છે તે ગાંડાઇ-મૂર્ખાઇ ભરેલું ઘણું કહી શકશે એમ ભરોસાપૂર્વક ધારી શકાય."

ઘણા માણસોને પ્રસંગે કે વગરપ્રસંગે પોતા સંબંધી વાતો કરવી બહુ ગમે છે. એ દરેક બાબતમાં પોતાના માપથી જ જગતને માપે છે, પોતાને ત્રાજવે સર્વને તોળે છે અને પોતાની આવડત પ્રમાણે બીજાની શક્તિનો ખ્યાલ કરે છે. એ કોઇના લૌકિકમાં

જશે તો પોતાને મરણના સમાચાર ક્યારે મળ્યા અને પોતે કેટલી ઉતાવળથી ત્યાં આવી પહોંચ્યો એની વાત કરવા મંડી જશે અને કોઇને સહજ ગળું દુ:ખવા આવ્યું હશે તો ગળે લગાડવાના દશ ઉપચાર બતાવશે અને તેમ કરતાં પોતે કેટલાને સાજા કર્યા છે અને મોટા દાક્તરો કરતાં પણ પોતાના કેસ્યડા કેવા આબાદ નીવડ્યા છે એમ બતાવવા લલચાશે. આવી આવી વાતો તો દરરોજ બને છે અને એવા પ્રસંગે લોકો પોતાની વાત કરવા લાગી જાય, તેને તો આપણે 'સકારણ'ના વિભાગમાં મૂકીએ, લૌકિકમાં મોડા આવનારને ખુલાસો કરવાની જરૂર સગપણ કે સંબંધને અંગે રહે છે અને ગળાની દવા બતાવનારનો આશય સામાનો વ્યાધિ મટાડવાનો પણ હોય છે.

એ સિવાય એક એવો વર્ગ છે કે જે કોઈ જાતના પ્રસંગ વગર પોતાની વાતો કરવામાં રસ લેતા હોય છે. એને કોઇ મોટા માણસ સાથે એક વખત સલામ કે વાતચીત થઇ ગઇ હોય તો તેની વાત દશ વર્ષ સુધી રસપૂર્વક કહ્યા જ કરે છે અને પોતે સમારંભ, જલસો કે વરઘોડો કાઢ્યો હોય તો તેના ગામને ઝાંપે એવો મહોત્સવ કોઇએ કદી ઉજવ્યો નથી એવી ઢબથી એ વાત કર્યા જ કરે છે. આવા માણસો જ્યારે વાત કરવા બેસે છે ત્યારે સાંભળનારમાં તુલનાશક્તિ કે અક્કલ છે જ નહિ એમ ધારી લઇ પોતાનું કથન હાંક્યે જ રાખે છે. ગમે તેવા પોતાના સાચા ખોટા પરાક્રમના બણગાં ફુંકવા એ એને સ્વભાવસિદ્ધ હોય છે. એને વખતનો વિચાર રહેતો નથી, એ પોતાની જાતના નાના વર્તુળમાંથી બહાર નીકળી શકતો નથી અને એવું અગડંબગડં બાફ્યે જાય છે કે એની વાતમાં નરી અખતા અને આત્મશ્લાઘા એના પ્રત્યેક વચનમાં તરી આવે છે, એ પોતાની અલ્પતા કદી સમજી શકતો નથી અને સાંભળનાર સ્વતઃ એની કેટલી મૂર્ખતા સમજી જાય છે તેનો કદી ખ્યાલ કરતો નથી. પોતાની જાતની વાતો કરવી એનું મૂળ અસ્મિતામાં હોય છે અને ગાંડા હાથી પર ચઢેલ જાતે પણ ગાંડો જ થઇ જાય છે. એ સમજતો નથી કે અભિમાન તો રાજા રાવણનું પણ રહ્યું નથી અને સાંભળનાર પણ અક્કલવાળા થોડાઘણા તો જરૂર જ હોય છે.

કુશળ માણસ પોતાની લઘુતા વિચારે, અનંત વિશ્વમાં પોતાનું અલ્પ સ્થાન જોઇ શકે અને પોતા કરતાં અનેક રીતે વધારે સારા દુનિયામાં છે તે સ્થિતિ ધ્યાનમાં રાખી ગુણવિકાસના માર્ગો લે. પોતાની વાત કરવામાં રસ લેવો એ વ્યવહારથી પણ હલકાઇ દેખાડે છે અને નૈતિક નજરે તુચ્છતાને પોષે છે. સમજુ માણસ અન્યત્ર ગુણ જુએ, ગુણની પ્રશંસા કરે, પોતાને અલ્પ ગુણવાળો માને, તેની નજર ઉચ્ચ કોટિના મનુષ્યો તરફ જ જાય. તેને અનેક સ્થળે પોતાથી વધતી સમજણવાળા, જ્ઞાનવાળા, પૈસાવાળા, આબરૂવાળા દેખાય. એ પોતાની જાતને દાબી ન દે પણ ભૂલી જાય. ડંફાસ મારનારની મૂર્ખાઇ પર હસવું તો જરૂર આવે, પણ એની એ નબળાઇ સમજી એના તરફ દયાની નજરે જોવા જેવું છે. આનું રહસ્ય બરાબર સમજે તે પોતાની વાતો કરવા તરફ કદી પસંદગી ન દાખવે.

---

"The man, who likes to talk about himself, may be relied upon to say much that is foolish." (4-11-1937)

(૧૧૩)

" કોઈ કામ ખરાબ રીતે કરવા યોગ્ય નથી અને જે દરેક કામમાં પોતાથી બનતું કરી છૂટે છે તે મોટી તકને માટે રાહ જોઈ બેસનારની હરીફાઈમાં આગળ તરી આવે છે. "

પેન્સીલ છોલવા જેવી કે શાક સમારવા જેવી નાની વાતથી માંડીને કોઇ પણ નાનું કે મોટું કામ ખરાબ રીતે કરવાની ટેવ જ પાડવી નહિ. જેને કપડા પહેરવામાં કે પુસ્તકો ગોઠવવામાં વ્યવસ્થા આવડતી નથી તે છતી સામગ્રીએ રવડી મરે છે. પાટલીની ઘડ સરખી પાડવાની ટેવવાળા મોટા કામમાં પણ શરૂઆતથી વ્યવસ્થા રાખતાં શીખી જાય છે અને વાત કરવામાં કાચું ભરડનાર આખરે ફસાઇ જાય છે. નાના કામના સરવાળાથી જ આખું જીવન બને છે એટલે કોઇ પણ કામને કે બાબતને નજીવી ધારી તેની ઉપેક્ષા કરવાની ટેવ જ રાખવી યોગ્ય ન ગણાય. એક વ્યવહાર કુશળ વિદ્વાને કહ્યું છે કે 'નાની વાતને કદી નાખતી કર નહિ, નહિ તો તે બાબત ગમે તેવી નજીવી હશે, પણ અંતે તે તારા પર સામ્રાજ્ય મેળવશે.' આ બાબત બહુ અગત્યની છે. 'એમાં તે શું ?' આવી વૃત્તિ કે વિચારણા રાખવી જ નહિ. નાની બાબતોમાં જે ચોક્કસ નથી રહેતો તેને મોટાં કામમાં પણ અવ્યવસ્થિત થઇ જવાની ટેવ પડે છે અને એક વાર દુર્વ્યવસ્થાની ટેવ પડી તે જતી જ નથી. કાગળ લખવો હોય તેમાં સીધી લીટી જ આવવી જોઈએ, બુટ પહેરતા હોઇએ તો તેની લેસ બાંધવી જ જોઇએ અને ટેબલ પર કે કપાટમાં ચોપડીઓ કે કાગળો વ્યવસ્થાસર ગોઠવાયલાં જ રાખવાં જોઇએ. આવી પ્રથમ દ્રષ્ટિએ નાની લાગતી વાતમાં જે ચોક્કસ રહે છે તે, અંતે ફાવી જાય છે.

વળી જે કામ કરવું તે સારી રીતે સુઘડતાથી જ કરવાની ટેવ પાડવી. ઢંગધડા વગરનું જીવન, અવ્યવસ્થિત કપડાં કે ધોયા વગરનું મોઢું જેટલું ખરાબ લાગે છે તેટલું જ નાનું કામ ખરાબ રીતે કરવાની ટેવ સામા ઉપર ખોટી અસર કરે છે. આપણે મોટાં કામ જ કરવાં છે એની રાહ જોઇને બેસી રહીએ તો જિંદગી પૂરી થઇ જાય. દરેક માણસ મોટો થવા બંધાયેલો નથી, પણ જે પરિસ્થિતિમાં તે મૂકાયલો હોય ત્યાં સારામાં સારી રીતે ચીવટથી સુઘડતાપૂર્વક પ્રત્યેક કામ કરવાને બંધાયેલો છે. નાતના જમણમાં પીરસવામાં પણ કળા છે અને વરઘોડામાં ચાલવામાં પણ આવડત જોઇએ છે. જાહેર સભામાં બોલવામાં પણ કુશળતાનો ખપ છે અને વાત કરવામાં પણ ચાલાકીની જરૂર છે. સંભાષણના નિયમો છે અને કામ કરવામાં કારવાઇ છે. ચાલવામાં પણ દક્ષતાની જરૂર છે અને આનંદ માણવામાં પણ આવડત જોઇએ છે. ટૂંકામાં કોઇ પણ કાર્ય ખરાબ રીતે કે રેઢિયાળ રીતે કરવા યોગ્ય નથી. સારી ટેવ પાડવાથી અને ચીવટ રાખવાથી એવી નાની વાતોમાં પણ હથરોટી બેસી જાય છે. કોઇ કામને નજીવું ધારવું નહિ અને કોઇ બાબતને નિર્જીવ ગણવી નહિ. ખોજી–શોધક માણસ ધૂળમાંથી સોનું કાઢી શકે છે અને બસો રૂપીયાની સાડી પહેરનાર સ્ત્રી આવડતની ગેરહાજરીમાં ફુવડ દેખાય છે. જીવનમાં સરખાઇ લાવવી એ આપણા કબજામાં જ છે, માત્ર તે માટે ચીવટ રાખી કામ લેવાની જરૂર છે. કુશળ માણસ નાનામાં નાની બાબતોને અંગે પણ ખૂબ સાવચેતી રાખે છે.

---

"No work is worth doing badly, and he who puts his best into every task will outstrip the man who waits for a great opportunity."

JOSEPH CHAMBERLAIN (13-11-37)

# વૈરાગ્યજનક પ્રેરક વચનો

૧ જે સુકૃત આવતી કાલે કરવા ધાર્યું હોય તે આજે જ જલ્દી કરી લે; કેમકે સારા કામમાં ઘણા વિઘ્ન આવે છે, તેથી શુભ કામ કરી લેવામાં વિલંબ ન કર.

૨ જાગવાની વખતે સૂઇશ નહિ અને નાસી જવાની વખતે વિસામો લઇશ નહી; કેમકે રોગ, જરા અને મૃત્યુ એ ત્રણ મહાભય તારી પાછળ લાગ્યા છે.

૩ પરભવ જતાં દેહ, ગેહ, પુત્રપરિવાર કોઈ આડા આવશે નહી; એક ધર્મ જ ખરો સખા થશે એમ સમજી પ્રાપ્ત થયેલી શુભ સામગ્રીનો સદુપયોગ કરી લે.

૪ જીવ જે કર્મ કરે છે એ પોતે જ ભોગવે છે, એ પોતે જ ચાર ગતિમાં ભટકે છે અને એ પોતે જ સકળ કર્મનો શૂરવીર થઇ ક્ષય કરે છે.

૫ જે જે દિવસો અને રાત્રિઓ ધર્મકાર્યમાં જાય છે તે તે સફળ થાય છે.

૬ સમજીને સ્વાધીનપણે ધર્મસાધન કરીશ તો પછી પરાધીનપણે નરકાદિક દુર્ગતિમાં જવું પડશે નહિ એમ સમજી સાવધાન થઈ સ્વહિત કરી લે.

૭ જ્યાંસુધી જરા અવસ્થા આવી પહોંચી નથી, વ્યાધિઓ વધી પડી નથી અને ઇન્દ્રિયો ક્ષીણ શક્તિવાળી થઇ ગઇ નથી ત્યાંસુધી ધર્મસાધન કરી લે. પછી જ્યારે દવ લાગે ત્યારે કૂવો ખોદવા બેસવો કામ આવશે નહી.

૮ આ વિશેષ સામગ્રીવાળા મનુષ્યજન્મની ક્ષણો લાખેણી જાય છે.

૯ ત્રણ જગતના પ્રાણીઓને મરતા દેખીને પણ જેમને વૈરાગ્ય થતો નથી તેમનું હૃદય ઘણું જ કઠોર-ધર્મસાધન કરવાને અયોગ્ય જણાય છે.

૧૦ જો તને ખરા સુખની ઇચ્છા હોય તો ધર્મસાધન કરવા ઉજમાળ થા.

૧૧ ખરું વાસ્તવિક સુખ જન્મ, જરા અને મરણ રહિત મોક્ષમાં જ છે.

૧૨ સમ્યક્ત્વ ( સમ્યગ્દર્શન ), સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ ખરો મોક્ષનો માર્ગ છે.

૧૩ ચિન્તામણિરત્ન સમાન ઉક્ત ધર્મની ઇચ્છા જ હોય તો તેને માટે અક્ષુદ્રતાદિક ઉત્તમ એકવીશ ગુણોની પ્રાપ્તિ પ્રમાદ રહિત થઇને કરી લે.

૧૪ શુદ્ધ ભાવ સહિત કરેલી ધર્મકરણીવડે જીવ દુર્ગતિથી બચીને સદ્ગતિનો ભાગી થાય છે એમ સમજી રુચિથી નિજ કર્તવ્ય કરજે.

મુનિ વિદ્યાનંદવિજય

# મહામોહનીય કર્મબંધના ૩૦ સ્થાનકો

( શ્રમણસૂત્રમાંથી ઉધ્ધૃત )

૧ કોઇ મનુષ્યને પાણીમાં બૂડાડીને મારે.
૨ મુખ વિગેરે ઢાંકી શ્વાસનો રોધ કરીને મારે.
૩ મસ્તક પર વાધરી વિગેરે બાંધીને મારે.
૪ મયૂરબંધન વિગેરેથી બાંધીને મારે.
૫ ઘણા મનુષ્યોના સ્વામી એવા રાજાને મારે.
૬ ઘણા લોકના આધારભૂત શ્રેષ્ઠી વિગેરેને મારે.
૭ પોતે સાજો છતાં સાધારણ માંદા પડેલાનું ઔષધાદિ ન કરે.
૮ સાધુને જ્ઞાનાદિ માર્ગથી ભ્રષ્ટ કરે.
૯ તીર્થંકરના અવર્ણવાદ બોલે.
૧૦ આચાર્યાદિકના અવર્ણવાદ બોલે.
૧૧ આહારાદિવડે આચાર્યાદિની ભક્તિ ન કરે.
૧૨ જ્યોતિષ વિગેરે અધિકરણો ઉત્પન્ન કરે. ( તેના વડે આજીવિકા કરે. )
૧૩ તીર્થનો ભેદ કરી વિરાધક બને. ૧૪ વશીકરણાદિ કરે.
૧૫ દીક્ષા લઇને પણ કામભોગની ( વિષયભોગની ) ઇચ્છા રાખે.
૧૬ હું બહુશ્રુત છું અથવા તપસ્વી છું એમ વારંવાર બોલે અથવા દંભથી મૌન ધારણ કરે.
૧૭ ગામ ઘર વિગેરે સળગાવે.
૧૮ પોતે અકૃત્ય કરીને બીજા પર તેનો આરોપ મૂકે. ( બીજા ઉપર ઢોળી દેય તે. )
૧૯ માયા-કપટ કરે. ૨૦ અશુભ મનવાળો રહે.
૨૧ નિરંતર અન્યની સાથે કલહ કર્યા કરે. ૨૨ વિશ્વાસઘાત કરે.
૨૩ વિશ્વાસુ મિત્રાદિકની સ્ત્રી પ્રત્યે ગમન કરે.
૨૪ પોતે કુંવારો નહીં છતાં હું કુંવારો છું એમ કહે.
૨૫ અબ્રહ્મચારી છતાં હું બ્રહ્મચારી છું એમ બોલે.
૨૬ જેને આશ્રી તે ધનાદિક પામ્યો હોય તેના જ ધનાદિનો નાશ કરે.
૨૭ ઉપકારીને જ વિઘ્નકારી થાય. ૨૮ સેનાપતિ મંત્રી વિગેરેનો ઘાત કરે.
૨૯ દેવાદિકને નહીં દેખતાં છતાં હું દેખું છું એમ અસત્ય કહે.
૩૦ દેવનો અવર્ણવાદ બોલે.

કું ૫૨૭

# દીવા નીચે અંધારું

નાનો દેખાતો દીવો, અનંતકાળના એકત્ર થયેલા અંધારાને ઉલેચે છે-ક્ષણવારમાં હરી લે છે. ગાઢ અંધકારનું જોર પણ દીવા પાસે ચાલતું નથી. સુદૃષ્ટિવાન મનુષ્ય પણ અંધકારમાં દીવાની અપેક્ષા રાખે છે. અર્થાત્ સર્વ જોવાની શક્તિ ધરાવનાર વિશાળ આંખો પણ અંધારામાં અટવાઇ જાય છે. જ્યારે દીપકના તેજની સહાય મળે ત્યારે જ તે સર્વ વસ્તુનું નિરીક્ષણ કરી શકે છે. આ પ્રમાણે જીવનમાં દીપકનું મહત્ત્વ ઓછું નથી.

રાત્રે તો ઠીક પરંતુ કવચિત્ દિવસે પણ દીપકની જરૂર પડે છે; અર્થાત્ ભૂમિગૃહ આદિ સ્થાનોમાં કે જ્યાં દિવસે પણ સૂર્યના કિરણો જવાને શક્તિમાન થતાં નથી. ત્યાં નાજુક જણાતો દીવો ભારે કામ કરે છે. માર્ગદર્શક ભોમિયો બને છે અને અન્યના માર્ગને ઉજાળે છે. આ પ્રમાણે દીપકજ્યોતિનો આપણા પર મહદ્ ઉપકાર છે. તેના વિના આપણને ચાલતું નથી. તેજસ્વીપણાના તેના ગુણથી જ તે સર્વને સહાયકારી થઇ શકે છે.

દીપકમાં અન્યને પ્રકાશ આપવાનો આ મહાગુણ હોવા છતાં તેનામાં એક મહાદોષ પણ રહેલો છે અને તે પ્રસિદ્ધ કહેવત મુજબ " દીવા નીચે અંધારું " છે. અર્થાત્ તેની પોતાની નીચે તો અંધારું જ વસતું હોય છે. એ કેટલું આશ્ચર્યજનક છે ! અન્યને પ્રકાશ દેનાર પોતાની નીચે રહેલા તિમિરને ન હરે તેને માટે શું કહેવું ?

આ તો નિર્જીવ દીવાની વાત થઇ, પરંતુ સમજશક્તિવાળા મનુષ્યગણમાં પણ અને વિદ્વાન ગણાતાં મનુષ્યોમાં પણ આ સ્વભાવ-અન્યને પ્રકાશ કરવાનો અને પોતાનામાં અંધારું રાખવાનો જણાય છે. એ વિશેષ આશ્ચર્ય ઉત્પાદક નથી શું ? દીપકનું તો અત્ર દૃષ્ટાંતમાત્ર છે, પરંતુ ખરી રીતે તો સમજદાર ગણાતી મનુષ્ય જાતિમાં જ્યારે તેવું વાતાવરણ હોય ત્યારે તેને માટે શું કહેવાય ?

**परोपदेशे पांडित्यम्** । અર્થાત્ ઘણા વિદ્વાનો પારકાને ઉપદેશ દેવામાં પંડિત હોય છે. પરંતુ જ્યારે પગ નીચે રેલો આવે છે ત્યારે તેઓ ખસી જનાર હોય છે. આનું નામ તે " પોથી માંહેનાં રીંગણાં " અર્થાત્-કથાકાર ભટ્ટ પોતાની પત્નીને ' તમે કાલે વાંચતા હતા તેમાં તો રીંગણાં ન ખાવાં એમ કહ્યું છે છતાં આજે તેનું શાક કરવાનું કેમ કહો છો ?' તેના જવાબમાં કહે છે કે " રીંગણાં ન ખાવાં તે તો કહેવા માત્ર છે અને તે તો પોથીમાંના રીંગણાં છે. પણ શું આપણે તે બંધ કરવાનાં હોય ખરાં ? " જ્યાં આવી મલિન મનોદશા પ્રવર્તતી હોય ત્યાં તેમની વિદ્વત્તાની શું અસર થઇ શકે ભલા ?

માનસશાસ્ત્રનો એ અવલ સિદ્ધાંત છે કે જે વસ્તુ પોતાના આચરણમાં ન ઉતારી હોય તેવી બાબતનો ઉપદેશ અન્યને કરવાથી, તેના ઉપદેશની અસર શ્રોતાઓ ઉપર પડી શકતી નથી, જ્યારે તેની પ્રતિપક્ષે જે વ્યક્તિ સંપૂર્ણ રીતે જીવનમાં સુંદર સિદ્ધાંતોને ઉતારે છે, તે મૌન રહેવા છતાં તેની સૂક્ષ્મ અસર અન્ય ઉપર થયા વિના રહેતી જ નથી.

તેથી જ કહેવાયું છે કે—गुरोस्तु मौनं व्याख्यानं, शिष्यांस्तु छिन्नसंशयाः અર્થાત્ ગુરુનું મૌન વ્યાખ્યાન ચાલે છે અને શિષ્યોના મનોસંશય છેદાઈ જાય છે. આવું ત્યારે જ બને છે કે જ્યારે ગુરુનું જીવન આદર્શના ઉચ્ચ શૃંગ પર વિરાજતું હોય.

જીવન અને કથન યાને રહેણી અને કહેણી એક સૂત્રથી સંધાયેલ હોય, તેના જ શબ્દોની વિદ્યુત્ જેવી અસર થાય છે, માટે જે જે જીવનમાં ઉતાર્યું હોય, અથવા તો જે પંથે ચાલવા આપણો પ્રયાસ હોય, તે જ વસ્તુ વિષે અન્યને ઉપદેશ કરવો ઇષ્ટ છે કે જેથી તે વ્યર્થ ન જતાં ફલિભૂત થાય.

રહેણીકહેણીની ભિન્નતાથી બીજા ઠગાતા નથી પણ તે તો આત્મવંચના એટલે કે પોતાના આત્માને જ ઠગવાપણું છે અને પરિણામે ભગવાન ભદ્રબાહુસ્વામીના કથન મુજબ " જેમ ગધેડો ચંદનનો ભાર વહન કરે છે તેથી તે ચંદનની સુગંધનો ભોક્તા નથી બનતો; તેમ કોઇ જ્ઞાની સમ્યગ્ચારિત્રથી રહિત હોય તો તે જ્ઞાનનો ભાગીદાર થાય છે, પણ સદ્દગતિનો ભોગી થતો નથી."

આવું વાતાવરણ આજકાલ બહુ જોવામાં આવે છે. તે છુપાવ્યું છુપાઇ શકતું નથી. કહેવાય છે કે—"પાપ છાપરે ચડીને પોકાર કરે છે." ( આ કહેવત જૂની છે. વર્તમાનમાં આમ કહી શકાય—" પાપ છાપે ચડીને પોકાર કરે છે." સામાન્ય મનુષ્યો તો ઠીક, પરંતુ જ્ઞાની કહેવાતા અને શાસ્ત્રજ્ઞ કહેવાતા પદવીધારીઓ જ્યારે સમજ્યા છતાં ભૂલે છે ત્યારે વિશેષ ખેદ ઉપજે છે. વધુમાં એ સ્થિતિ જાણવા છતાં જનતા તેવાઓમાં વ્યામોહ પામે છે એ તેથી પણ વધુ દુઃખોત્પાદક છે. તેવાઓએ જાણવું જોઇએ કે કોની વાત છુપાણી છે ? વ્હેલું મોડું પણ ખરાબ ચરિત્ર બહાર આવે છે. એ કુદરતી કાનૂન છે, અને ત્યારે લઘુતા થવાનો પાર રહેતો નથી.

આવા પ્રસંગે વિચાર સ્ફુરે છે કે અન્યને સારી રીતે ધર્મોપદેશ કરનાર, પેથીએ પેથીએ તેલ પૂરનાર, પોતે ભૂલ ખાતા હશે–કહેવા પ્રમાણે વર્તન નહીં રાખતા હોય, તેઓ શું પોતાને છૂટ મળશે એમ માનતા હશે ? કે પછી પાપ–પુન્ય એ પરને કહેવા માત્રની જ વસ્તુઓ છે એમ સમજતા હશે ? ज्ञानी जाणे !

આપણે માત્ર એટલું જ જાણીએ કે–અંતર્મુખ વૃત્તિ ન હોવાનું આ પરિણામ છે. જો કોઇ વખત પોતાના કાર્ય પર સિંહાવલોકન કરવામાં આવે–આત્મસાક્ષીએ પોતાના કાર્યોની સમીક્ષા કરવામાં આવે–પોતાના જીવનવ્યવહાર પર, પાછા ફરી નજર નાખવામાં આવે તો સુજ્ઞ મનુષ્યને પારાવાર પશ્ચાત્તાપ થાય. ખેદના ઉન્હા આંસુ ખરે. પરિણામે તેવા જનને પલટાતા વાર લાગતી નથી પરંતુ અંતર્મુખ વૃત્તિનો અભાવ, મોહનું પ્રબળત્વ, અને કદાગ્રહનું ગાઢ સામ્રાજ્ય, આ સર્વ કારણથી—

> **મારે કહેવું છે કાંઈ, મારે કરવું છે કાંઈ;**
> **એમ કરી ભવજળ, તરવો છે ભાઈ.**

આવું વાતાવરણ જણાય છે. કહો ભલા, આવા વર્તનથી ભવજળ તરાય કે તેમાં ડૂબાય ?

परोपदेशे पांडित्यं, दृश्यन्ते बहवो नराः ।
स्वकार्यमनुवर्तन्ते, ये ते जगति दुर्लभाः ॥

અર્થાત્—પરને ઉપદેશ દેવામાં પંડિત બનનાર ઘણા માણસો દેખાય છે પણ પોતાના કથન મુજબ વર્તનારા મનુષ્યો કવચિત્ જ મળે છે—દુર્લભ હોય છે.

કોઇના પર અંગત આક્ષેપના હેતુથી નહીં, પરંતુ વાતાવરણને આશ્રીને આ લેખ લખાયેલ છે તો આશા છે કે—સુજ્ઞ પાઠકો તેમાંથી સાર ગ્રહણ કરી સ્વજીવનોત્કર્ષ કરવા પ્રેરાશે તો જ બોલ્યું-લખ્યું સાર્થક થશે. આ કથન લેખક વાંચક સર્વને એક સરખું ઉપયોગી હોવાથી પોતાના નિરીક્ષક અને પરીક્ષક પણ બનવું જરૂરનું છે. તેથી જીવનનું જે ફળ-સચ્ચારિત્ર તે વધવાથી આત્મતત્ત્વની નિર્મળતા થશે. એ નિર્મળતા થતાં તેના આવરણો દૂર થશે. એ દૂર થતાં આત્મપ્રકાશ ફેલાશે. એ પ્રકાશ ફેલાવાથી અજ્ઞાન અંધકાર વિદારાશે અને ત્યારે મુક્તિ દૂર નહીં રહે. એ ધન્ય દિવસનું આજ તો સ્વપ્નું માત્ર છે, પરંતુ સુસ્વપ્ન સેવનાર કોઇ વખત યથાર્થ વસ્તુને પણ પ્રાપ્ત કરી શકે છે. એ આશા સાધ્યની નજીક લઇ જવામાં સહાયકારી બને છે.

રાજપાળ મગનલાલ વ્હોરા

## ટૂંકો ઉપદેશ

'धीरस्यापि शिरश्छेदे, धीरत्वं नैव मुञ्चति ।'
धर्मिणः संकटे प्राप्ते, धर्मत्वं नैव मुञ्चति ॥'[1]

ધીર શબ્દના મસ્તકનો છેદ કરે સતે એટલે ઉપરનું પાંખડું કાઢી નાંખે તો પણ તે ધીરપણું તો છોડતો નથી, તેમ ધૈર્યવાન મનુષ્યના મસ્તકનો છેદ થાય-પ્રાણાંત થવાનો વખત આવે તો પણ તે પોતાના ધીરપણાને છોડતા નથી-સત્ય માર્ગથી ચ્યુત થતા નથી-ઉન્માર્ગે ગમન કરતા નથી-પોતાનું દીનપણું બતાવતા નથી. તે તો એમજ ધારે છે કે-પ્રાણ તો એક વાર જીવથી છૂટા પડવાના જ છે પરંતુ જો આ જીવનમાં ધર્મ ન ચૂકાય-નીતિપરાયણ રહેવાય-પરદારાનું બંધુપણું જળવાય, અણઘટતી તૃષ્ણા ન કરાય, પાપવ્યાપાર કરીને પણ દ્રવ્ય ઉપાર્જન કરવાની લાલસા ન થાય તો જેટલી જિંદગી ભોગવીએ તેટલી સફળ છે. લૂખું કે સુકું, અનીતિ ભરેલું કે લોકનિંદ્ય જીવન ગમે તેટલું લાંબું જીવાય તો પણ તે નિરર્થક છે. ધીરજવાન, ધર્મયુક્ત, ધર્મપરાયણ મનુષ્ય ધર્મને જ જીવન માને છે. ધર્મ જાય તો જીવન નકામું માને છે, માટે આ અર્ધ શ્લોકમાં આપેલા અમૂલ્ય ઉપદેશથી-અન્યોક્તિથી પોતાનું ધીરત્વ-ધર્મવીરપણું ન છોડવાનું ખ્યાલમાં રાખવું. સુજ્ઞ જનો આવા ટૂંકા વાક્યથી પણ તેનો સાર હૃદયમાં ઉતારી જીવનને સાર્થક કરે છે. આ પૂર્વાર્ધ યથાશક્તિ અનુકરણ કરવા યોગ્ય છે.

કુંવરજી

૧. આ શ્લોકના બે પદ પ્રાચીન શબ્દાલંકૃતિવાળા છે. બીજા બે પદ નવા બનાવીને ઉમેર્યા છે

# શ્રી • જિ • ન • ધ • ર્મ • સ્તુ • તિ •

ચામર છંદ

૧

દિવ્ય આ પ્રકાશ શો સમસ્ત વસ્તુ વેદતો ?
 લોક અંતરે વિલીન અંધકાર ભેદતો;
મોહનિંદ ટાળી જ્ઞાનની પ્રભા પ્રવાહતો,
 જૈન ધર્મ ભાનુનો પ્રકાશ એ પ્રકાશતો.

૨

દોષની નિશા હરી ઉષા કરે સુબોધની,
 દષ્ટિદોષ દુષ્ટ સૌ કુદષ્ટિની નિરોધની;
એવી વિશ્વવ્યાપિની સુદિવ્ય જ્યોતિ કોણની ?
 શું ન જાણ એહ તો શ્રી જૈન ધર્મ ભાણની.

૩

વિશ્વ વ્યોમમાં વિલાસતો તમઃ નિઃસારતો,
 તત્ત્વચંદ્રિકાથકી ચકોર ચિત્ત ચોરતો;
પોષતો [1]કુમુદ કો ધે પ્રમોદવૃંદ આ ?
 નિષ્કલંક છે અપૂર્વ જૈન ધર્મ ચંદ્ર આ.

૪

કોણ એહ છે રસાળ વાણી પાણીથી ભર્યું ?
 સંત—હંસનાદથી દિગંતને ભરી રહ્યું;
ભવ્ય પદ્મખંડની અખંડ મંડળી હિસે,
 એ સરોવર શ્રી જૈન ધર્મ નામનું દીસે.

---

૧. પુષ્પ અથવા કુ+મુદ=પૃથ્વીનો આનંદ.

૫

'સ્યાત્' સદંક અંકિતા સરિત્ નયો તણી મળે,
અર્થગંભીરા રસાળ વાક્તરંગ ઉછળે;
એહવો અમૂલ્ય રત્નધામ કયો સમુદ્ર આ?
ધીર વીર ગમ્ય વીર ધર્મ રમ્ય ભદ્ર! આ.

૬

શીલ—પુષ્પસૌરભે ભરંત સૌ દિગંતને,
સન્મુનિ વિહંગ ગાનથી મુદંત સંતને;
ઇષ્ટ સર્વ સંપૂરંત વૃક્ષ ચારુ આ કયું?
કલ્પવૃક્ષ એહ જૈન ધર્મ નામનું કહ્યું.

૭

મંદાક્રાંતા

સાચો સીધો શુભ સુભગ ને સુંદર શ્રેષ્ઠ સારો,
ને નિર્વિઘ્ને શિવનગરીમાં શીઘ્ર પ્હોંચાડનારો;
દૈવી એવો મળવિકળ[1] આ કયો મહા રાજમાર્ગ?
એ તો વીર પ્રભુપ્રણીત સન્માર્ગ છે વીતરાગ.

૮

ઇંદ્રવજ્રા

ઉદ્યોત ત્રૈલોક્ય—ગૃહે કરંતો, નિઃશેષ વસ્તુ રૂપ વિસ્તરંતો;
નિર્ધૂમ નિર્ભ્ઝ પ્રદીપ આ કયો? એ જૈન ધર્મ પ્રદીપ પ્રકાશ્યો.

૯

પર્યાયથી વૃદ્ધ છતાં ન વૃદ્ધ, ને નિત્ય તારુણ્યથકી સમૃદ્ધ;
નિર્દોષ દેતો શિવમાર્ગ મર્મ, એવો પ્રકાશો ચિર જૈન ધર્મ!

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા



[1] મળ—મેલથી રહિત—નિર્મળ

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—માસ્તર મણિલાલ ગુલાબચંદ-બાલાપુર )

પ્રશ્ન ૧—ભવીનો અભવી કે અભવીનો ભવી થાય ?

ઉત્તર—ન થાય.

પ્રશ્ન ૨—મુનિ સ્થાપનાચાર્ય રાખે છે તે અક્ષ દક્ષિણ વર્તુલવાળા હોય તો લાભ અને વામ વર્તુલવાળા હોય તો અલાભ કહે છે તે બરાબર છે ?

ઉત્તર—દક્ષિણ વર્તુલવાળા ઉત્તમ ગણાય છે. લાભાલાભની વાત હું જાણતો નથી, એ બાબત ગુરુમહારાજને પૂછવું.

પ્રશ્ન ૩—પાંચ અભિગમમાં નાણું છોડીને મંદિરમાં પ્રવેશ કરવાનું મેસાણાની ભાષ્યની બુકમાં લખેલ છે તે બરાબર છે ?

ઉત્તર—એમાં નકાર છાપતાં રહી ગયેલ છે. પહેરેલા વસ્ત્રાભૂષણ ને નાણું વિગેરે અચિત્ત વસ્તુ ન છોડવી-તજી ન દેવી એ બીજો અભિગમ છે.

પ્રશ્ન ૪—હાલમાં જે મથુરા છે તે પ્રથમની મિથિલા સમજવી ?

ઉત્તર—એમ સમજી શકાય નહીં, તેને માટે શોધખોળ ખાતામાં રસ લેનાર વિદ્વાનને પૂછવું.

પ્રશ્ન ૫—ઉત્સેધાંગુળનું પ્રમાણ કેટલું ?

ઉત્તર—પ્રાયે અત્યારની આપણી અંગુળ જેવડું સમજવું. વધારે જાણવા માટે લોકપ્રકાશાદિ વાંચો.

પ્રશ્ન ૬—ગુરુવંદન ભાષ્યમાં ગુરુને સ્પર્શ કરવારૂપ આશાતના કહી છે તે કેવી રીતે સમજવી ? કારણ કે વાંદણા વખતે શિષ્ય તો ગુરુથી દૂર બેઠેલ હોય છે ?

ઉત્તર—એ આશાતનાઓ માત્ર વાંદણાના વખત માટે નથી, કાયમ માટે છે. તેમાં ગુરુને અડીને બેસવું, ચાલવું કે ઊભા રહેવું તે આશાતના કહેલી છે.

પ્રશ્ન ૭—માણિભદ્ર ને ક્ષેત્રપાળ એક કે જુદા ? તેની ઓળખાણ શું ?

ઉત્તર—એ બંને જુદા સમજવા. માણિભદ્ર તો એક યક્ષ છે, ક્ષેત્રપાળ અનેક હોય છે. માણિભદ્રની મૂર્તિ દેવસુરગચ્છના ઉપાશ્રયોમાં પ્રાયે હોય છે તેવી સમજવી. ક્ષેત્રપાળ તો અનેક જગાએ જુદા જુદા આકારવાળા હોય છે.

પ્રશ્ન ૮—પ્રભુને ચડાવતાં જે ફૂલ પડી જાય તેનો જીવ અભવ્ય સમજવો એમ કેટલાક કહે છે તે બરાબર છે?

ઉત્તર—અભવ્ય જીવનું શરીર જિનપ્રતિમાના ઉપયોગમાં આવતું નથી એમ કહેલ છે, પરંતુ તેટલા ઉપરથી જે ફૂલો પડી જાય તે બધાના જીવને અભવ્ય કહી શકાય નહીં.

પ્રશ્ન ૯—માણિભદ્રની ચંદનાદિથી પૂજા થઇ શકે?

ઉત્તર—ધૂપદીપથી પૂજા કરવાની પ્રવૃત્તિ છે.

પ્રશ્ન ૧૦—પ્રતિમા, સિદ્ધચક્ર, દેવી અને અષ્ટમંગળિક=એ અનુક્રમે પૂજા કરવી તે યોગ્ય છે?

ઉત્તર—સિદ્ધચક્રની પૂજા પ્રતિમાથી પહેલાં પણ કરવામાં બાધ નથી. દેવદેવીની પૂજા છેવટે કરવી. અષ્ટમંગળિકની પૂજા કરવાની ખાસ જરૂર નથી, તે તો પ્રભુ પાસે ધરવાના છે.

પ્રશ્ન ૧૧—દેરાસરના મહેતાને પગાર તો સાધારણ ખાતામાંથી અપાતો હોય પણ તે ખાતાની રકમ વસુલ થવાને વાર હોય તો ભંડાર ખાતાના દ્રવ્યમાંથી તેને પગાર અપાય?

ઉત્તર—વહીવટમાંથી તેને ખાતે કે સાધારણ ખાતે ઉધારીને આપવામાં અડચણ નથી, વર્ષ આખરે તે ખાતે લેણું રહેવું ન જોઇએ.

પ્રશ્ન ૧૨—નવકારમંત્રના કોઇ પાંચ પદ કહે છે ને આપણે તો નવપદ જ કહીએ છીએ તો વ્યાજબી શું સમજવું?

ઉત્તર—નવપદવાળો નવકાર જ કહેવાની શાસ્ત્રાજ્ઞા હોવાથી નવપદ કહેવા તે જ વ્યાજબી છે. એના ૬૮ અક્ષર જ બોલવાના છે.

પ્રશ્ન ૧૩—મુખકોશ બાંધવામાં નાક ઉપર પણ વસ્ત્ર બાંધવું કે નહીં?

ઉત્તર—મારી માન્યતા પ્રમાણે મુખ પર બાંધવું. તેનો અમુક ભાગ નાકની આડો પણ આવશે. બાકી મુખ ને નાક બંને બાંધવાથી કેટલાક માણસો મુંઝાય છે માટે જેમ યોગ્ય લાગે તેમ વિવેકથી વર્તવું.

પ્રશ્ન ૧૪—૨૧ ગાથાનું ઉવસગ્ગહરં ગણનારને રાશિ ઉપર ગણવાનું વિધાન કાંઇ વિશિષ્ટ હશે?

ઉત્તર—એ વિષયમાં મારો અનુભવ નથી. હું તો પાંચ ગાથાનું ઉવસગ્ગહરં ઐહિક આશા સિવાય ગણવું તેને જ મહાલાભકારક માનું છું.

**પ્રશ્ન ૧૫**—કેટલાક કહે છે કે-નવસ્મરણમાંથી સવારે ગણવા હોય તો સાત જ સ્મરણ ગણવા, બે ન ગણવા. કેટલાક કહે છે કે-નવે ગણવામાં બાધ નથી તો ઠીક શું ?

**ઉત્તર**—મને નવે સ્મરણ ગણવામાં બાધ જણાતો નથી; બધા મંગળિકકારી છે.

**પ્રશ્ન ૧૬**—શ્રીફળ સ્વસ્તિક ઉપર કેવી રીતે મૂકવું ?

**ઉત્તર**—અણીવાળો ભાગ આપણી તરફ રહે તેમ મૂકવું.

**પ્રશ્ન ૧૭**—પ્રભુ સન્મુખ નાગરવેલનું પાન શી રીતે મૂકવું ?

**ઉત્તર**—અણીવાળો ભાગ પ્રભુ તરફ ને ડીંટ આપણી તરફ રહે તેમ મૂકવું.

**પ્રશ્ન ૧૮**—દેરાસરજીના રંગમંડપમાં આચાર્યની પાદુકા તથા ફોટો મૂકાય ? તેની પૂજા થાય ? તેને અબ્ભુઠ્ઠીઓ ખમાવાય ?

**ઉત્તર**—મારા વિચાર પ્રમાણે દેરાસરના રંગમંડપમાં આચાર્યની પાદુકા કે ફોટો મૂકવો તે યોગ્ય લાગતું નથી, એટલે પછી પૂજા કરવાનો કે ખમાવવાનો સવાલ રહેતો જ નથી.

**પ્રશ્ન ૧૯**—આચાર્યની પાદુકાને દરરોજ આરતિ ઉતારાય ? ને સંવચ્છરીને દિવસે પાંચ આરતિ ને મંગળદીવો ઉતારાય ?

**ઉત્તર**—મને તો એની જરૂર જ લાગતી નથી. એમ કરવા જતાં આપણે પરમાત્માનું અલ્પ માન અથવા અનાદર કરીએ છીએ એમ મને લાગે છે.

**પ્રશ્ન ૨૦**—દેરાસરમાં મૂળનાયકને ઉતારેલી આરતિ ને મંગળદીવો બીજે ગભારે કે બીજા દેરાસરમાં ઉતારાય ?

**ઉત્તર**—બીજા દેરાસર માટે તો આરતિ મંગળદીવા જુદા જ રાખવા જોઇએ, બીજા ગભારા માટે બાધ જણાતો નથી.

**પ્રશ્ન ૨૧**—બીજા તીર્થો કરતાં સિદ્ધાચળનું માહાત્મ્ય વધારે છે તેનું ખાસ કારણ શું ?

**ઉત્તર**—એ તીર્થના અવલંબનથી અનેક જીવો સંસારનો પાર પામી ગયા છે-ત્યાંનું વાતાવરણ જ આત્માને નિર્મળ કરનાર છે.

**પ્રશ્ન ૨૨**—કદંબગિરિની ટોચ ઉપર દેરીમાં બે પગલાની જોડ છે તે કોની કોની છે ?

**ઉત્તર**—એક પ્રાચીન ને નાની છે તે ઋષભદેવની છે અને બીજી મોટી છે તે ગઇ ચોવીશીના ચોવીશમા પ્રભુના ગણધર કદંબ નામના હતા તેમની છે. તેમના નામ ઉપરથી જ એ કદંબગિરિ કહેવાય છે. કુંવરજી



# સંવર ભાવના

**આશ્રવથી** ઉલટો શબ્દ સંવર છે.

આશ્રવનો નિરોધ કરવાથી સંવરનો લાભ મળે છે, એટલે પાપરૂપ આશ્રવને આવવાનાં ગરનાળાં સમાન જે ૫૭ આશ્રવદ્વાર તેને સર્વથા રોકવાં એટલે નવાં આવતાં કર્મના સમૂહને અટકાવવા તે **સંવર** જાણવો. સમુદ્રમાં રહેલી નાવને છિદ્ર પડયું હોય તો પાણી અંદર ભરાય ને નાવ બૂડી જાય, પણ છિદ્રને બંધ કરી દીધું હોય તો તેમાં પાણી આવતું નથી અને નાવ બૂડતી પણ નથી. તેમ પાપ-આશ્રવને આવવાનાં પ્રનાળને રોકવાથી નવાં કર્મ આવતાં બંધ થાય છે. તે આવી રીતે-સમ્યગ્દર્શન( સમકિત )થી મિથ્યાત્વ આશ્રવ બંધ થાય છે. પાંચ ઇન્દ્રિયો અને મનને રોકવાથી ઇન્દ્રિયો અને મનદ્વારા આશ્રવ થતા બંધ થાય છે. છ કાય જીવની ઘાત કરવાવાળા આરંભના ત્યાગથી તથા અવિરતિરૂપ કર્મ આવવાનાં દ્વાર રોકવાથી વિરતિરૂપ સંવર થાય છે, આત્માને ખાસ અહિતકર તે તે પાપ-આશ્રવને બરાબર સમજીને તજવાથી અને આગળ બતાવાશે એવા દોષોનો ત્યાગ કરી સદ્‌ગુણોનું સેવન કરતા રહેવાથી સહેજે સંવરનો લાભ મળે છે. સોળ કષાય અને તેના સહચારી નવ નોકષાયોને જીતી દશ લક્ષણયુક્ત યતિધર્મને ધારણ કરવાથી સર્વવિરતિરૂપ સંવર થાય છે. મન, વચન અને કાયાના યોગ-વ્યાપારથી કર્મનું આવવું થાય છે પણ તેને ધ્યાન, સ્વાધ્યાય અને તપાદિકવડે રોકવાથી યોગસંવર થાય છે. વળી પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પાળવાથી, દશ પ્રકારનો યતિધર્મ ધારણ કરવાથી, બાર ભાવના ભાવવાથી, સત્તર પ્રકારે સંયમ પાળવાથી તથા બાવીશ પરિસહો સહન કરવાથી નવાં કર્મ આવતાં બંધ થાય છે; એટલે સંવર થાય છે. પાંચ પ્રકારના પ્રમાદને તજી યતનાથી વર્તવું તે **સમિતિ** કહેવાય છે, તેમાં અહિંસા એટલે દયા મુખ્ય છે. મન, વચન, કાયાના યોગને રોકવા તે **ગુપ્તિ** છે. સ્વતત્ત્વ એટલે આત્મતત્ત્વનું ચિન્તવન કરવું તે **ભાવના** છે. પૂર્વકર્મના ઉદયથી પ્રાપ્ત થતા ક્ષુધા, તૃષાદિ પરિસહને કાયરતા રહિત સમભાવથી સહેવા તે પરિસહનો જય છે. રાગાદિક દોષરહિત પોતાના આત્મસ્વભાવમાં પ્રવૃત્તિ કરવી તે **ચારિત્ર** છે. એવી રીતે જે વિષય-કષાયાદિકથી વિમુખ થઇને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવમાં પ્રતિબંધ રહિતપણે પ્રવર્તે છે તેને સમિતિ અને ગુપ્તિ આદિ ઉપર જણાવેલ ધર્મોવડે **નવીન કર્મનો આશ્રવ નહીં થતાં સંવર થાય છે.** જુઓ ! પુંડરીક અને કંડરીક એ બે ભાઇઓમાં કંડરીકે પ્રથમ ચારિત્ર ગ્રહણ કર્યું હતું પણ પાછળથી તેનું મન વિષયવિવશ ડોલાયમાન થવાથી તેણે ચારિત્ર તજીને રાજ્ય લીધું તેથી મરીને સાતમી નરકે ગયો. તેના ભાઇ પુંડરીકે કંડરીકને રાજ્ય સોંપી તેનાં ચારિત્રનાં ઉપકરણો લઇ નિશ્ચય કર્યો કે 'કોઇ મહર્ષિ ગુરુ કને જઇ મારે દીક્ષા અંગીકાર કરવી ત્યારપછી મારે આહારપાણી ગ્રહણ કરવાં' આવો અભિગ્રહ ધારી ઘેરથી અલવાણે પગે તે ચાલી નીકળ્યા. રસ્તે ચાલતાં પગમાં કાંટા વાગ્યા તેથી લોહીની ધારાઓ

ચાલી તો પણ ઉત્તમ ધ્યાને સમતાભાવે રહ્યા. ઉત્તમ ગુરુયોગે ચારિત્ર અંગીકાર કરી પારણે અરસનીરસ આહાર લેવાવડે અજીર્ણ થવાથી કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાને દેવપણે ઉપજ્યા. આશ્રવથી કંડરીકની કેવી દુર્દશા થઇ અને સંવરથી પુંડરીકની કેવી શુભ દશા થઇ તે સમજી જાગૃત થવું જોઇએ. ઇતિશમ્

## " એક અવિચળ લક્ષ્ય "

( ભાગ્યના સૂત્રમાંથી ઉધ્ધરિત )

૧- એક જ મુખ્ય લક્ષ્ય રાખવું અને તેને જ પ્રાપ્ત કરવાની તાલાવેલી તથા પ્રયત્ન સેવવા એ આપણા જીવનની મહત્ત્વની બાબત છે.

૨ માત્ર આત્મસમર્પણથી જ વિજય પ્રાપ્ત થાય છે.

૩ ઊંડા અભ્યાસનું નામ જ કુશાગ્ર બુદ્ધિ છે. કાર્યમાં કારણનો ઉપચાર છે.

૪ પ્રત્યેક માણસે પોતાના લક્ષ્યને બંધબેસતો ખાસ માર્ગ યાને પ્રવૃત્તિ નિશ્ચિત કરવી જોઇએ અને જો તેમાં સફળ જ થવાની ઇચ્છા હોય તો તેને જ વળગી રહેવું જોઇએ.

૫ એક તરુણ મનુષ્યના જીવનમાં અસ્થિરતા એ અક્રિયતા જેટલી જ ભયંકર નીવડે છે.'

૬ સાવધતાપૂર્વક અવલોકન કરનાર અને દઢતાપૂર્વક નિશ્ચય કરનાર પ્રત્યેક માણસ અજાણતાં બુદ્ધિમાન બની જાય છે.

૭ જે માણસો આ જગતમાં એક જ કામને સર્વભાવે હાથમાં ધરી રાખે છે તેઓ જ તેને બહુ સારી રીતે પાર પાડી શકે છે, અને તેઓ જ આ જગતમાં મોખરે આવે છે; માટે એક જ વિષયને વળગી રહો.

૮ એક જ સારું નિશ્ચિત લક્ષ્ય ઉદ્દેશરહિત જીવનની હજારોગમે ખરાબીઓને અટકાવે છે

૯ માત્ર શક્તિ હોવી જોઇએ એટલું જ પૂરતું નથી, પરંતુ તેને કોઇ દઢ-સ્થિર લક્ષ્ય પર એકાગ્ર કરવી જોઇએ.

૧૦ એક જ નિશ્ચિત ઉદ્દેશ જેવી ઉત્તમ વસ્તુ દુનિયામાં બીજી કોઇ છે જ નહીં.

૧૧ આ ટૂંકા માનવજીવનમાં જેને કાંઇપણ મહત્ત્વવાળું કાર્ય કરવું હોય તેણે પોતાની સર્વ શક્તિઓવડે એવું તો એકાગ્રતાપૂર્વક કામ કરવું જોઇએ કે આ દુનિયામાંના મોજ-શોખ કરવાને માટે જન્મેલા આળસુ માણસોને તો તે ગાંડા માણસ જેવો જ લાગે.

૧૨ એક અડગ લક્ષ ધરાવનાર તરુણ પુરુષ કરતાં વિશેષ ભવ્ય દશ્ય આ જગતમાં કોઇ જ નથી.

૧૩ સીધા પોતાના લક્ષ્ય તરફ ધસી જતા, વિઘ્નોમાંથી પોતાનો માર્ગ કાપી કાઢતા અને બીજા માણસોને હંફાવી-હતાશ બનાવી દે એવાં વિઘ્નોને જીતી લેતા એકાદ તરુણ પુરુષને જોવાથી આપણને કેવો આનંદ પ્રાપ્ત થાય છે? ઇતિશમ્

# જીવાજીવાદિ નવ તત્ત્વોનું સંક્ષિપ્ત વર્ણન

૧ જીવ–શુભ અશુભ કર્મનો કર્તા, શુભાશુભ કર્મનો હર્તા તથા શુભાશુભ કર્મનો ભોક્તા, ચેતના લક્ષણ યુક્ત અને દશ પ્રાણ ધારે તે જીવ કહેવાય. તેના ચૌદ ભેદ છે.
૨ અજીવ–એનાથી વિપરીત જડ લક્ષણવાળો, ચેતના રહિત હોય તે અજીવ કહેવાય તેના પણ ચૌદ ભેદ છે.
૩ શુભ કર્મના પુદ્ગલ વેદવા તે પુણ્ય. તેના ૪૨ ભેદ છે.
૪ અશુભ કર્મના પુદ્ગલ વેદાય તે પાપ. તેના ૮૨ ભેદ છે.
૫ નવાં નવાં કર્મ આત્મામાં આવવાના દ્વાર તે આશ્રવ. તે શુભ–અશુભ આશ્રવના ૪૨ ભેદ છે.
૬ આવતાં કર્મ જેનાથી રોકાય તે સંવર. તેના ૫૭ ભેદ છે.
૭ પૂર્વે બાંધેલાં કર્મનો અંશેઅંશે ક્ષય થાય તે નિર્જરા. તેના બાહ્ય–અભ્યંતર તપના સેવનરૂપ ૧૨ ભેદ છે.
૮ જીવને કર્મની સાથે બંધાવું તે બંધ. તેના ચાર ભેદ છે.
૯ જીવ સાથેનો કર્મનો સર્વથા વિયોગ થાય તે મોક્ષ. તે જાણવાના નવ પ્રકાર છે.

આત્માર્થી–કલ્યાણાર્થી–તત્ત્વજિજ્ઞાસુ જનોએ ઉક્ત નવે તત્ત્વોનું સવિસ્તર સ્વરૂપ સમજવાની જરૂર છે. તેમાંના જીવ અને અજીવ એ બે તત્ત્વ જ્ઞેય એટલે ખાસ જાણવા યોગ્ય છે. પુન્ય, સંવર, નિર્જરા, અને મોક્ષ એ ચાર તત્ત્વો ઉપાદેય એટલે આદરવા યોગ્ય છે. તથા પાપ, આશ્રવ અને બંધ એ ત્રણ તત્ત્વો હેય એટલે તજવા યોગ્ય છે. ગુરુગમ્ય બોધ મેળવી નવતત્ત્વાદિ વિસ્તારથી જાણનારની તત્ત્વશ્રદ્ધા દૃઢ ને નિર્મળ થવા પામે છે. તેથી જ તેને માટે પ્રેરણા કરવામાં આવે છે. પ્રતિશમ



## "સ્વાશ્રય"

૧ શક્તિની પ્રતીતિમાં જ સર્વ વસ્તુસ્થિતિનો સમાવેશ થઇ જાય છે. જે માણસ સૌથી વિશેષ સ્વાશ્રયી હોય તે જ સૌથી વિશેષ બળવાન છે.
૨ તારી શક્તિની આત્મપ્રતીતિમાં જ તારા વિકાસ અર્થેનું ઉત્તમોત્તમ સાધન કુદરતે મૂકેલું છે
૩ મોટો હોદ્દો કે ભારે પગાર મળવાથી જ કંઇ મહાપુરુષ બની જવાતું નથી. પોતાનામાં જો કંઇ સત્ત્વ હશે તો તે કામથી જ પ્રગટ થશે.
૪ જે માણસોએ પોતાની જાત ઉપર સૌથી વિશેષ આધાર રાખ્યો છે તેમણે જ સૌથી વિશેષ ઉન્નતિ પ્રાપ્ત કરી છે.
૫ માત્ર એક જ બાબત પાછળ મંડી પડવાથી સાધારણ બુદ્ધિ ધરાવનાર ઘણા માણસો મહા બુદ્ધિમાન તરીકે કીર્તિ પામ્યા છે.
૬ માણસે પોતાની જાતની જેટલી કિંમત આંકી હોય છે તેટલી જ કિંમત બીજા તેની ગણે છે

૭ ઇચ્છા ( પ્રબળ ) હોય તો માર્ગ અવશ્ય જડી આવે છે.

૮ ગોખણપટ્ટી દ્વારા મેળવેલું અપકવ જ્ઞાન પાછળથી આપોઆપ જ ભૂલાઇ જવાનું અને તે પોતાની શ્રદ્ધા અને આત્મમાન બંનેને ગુમાવી દેવાનો. હદપારની ગોખણપટ્ટીથી સ્મરણશક્તિ બગડે છે.

૯ બીજા માણસો કેવા થયા છે અને એમણે શું કર્યું છે તે વિષે વાંચવું તથા વિચાર કરવો એટલું જ બસ નથી, પરંતુ તેવા થવું અને તેવાં કામ કરવાં તે જરૂરી છે. તરુણ પુરુષો જીવનનો મહાન ઉદ્દેશ વિસરી જાય એવો ઘણો સંભવ છે.

૧૦ રૂસોએ કહ્યું હતું કે–હું ફરીથી કહું છું કે. 'તેને જ્ઞાન આપવું એ મારો ઉદ્દેશ નથી, પરંતુ તેને જરૂર પડે ત્યારે તે કેવી રીતે પ્રાપ્ત કરવું એ રીત શીખવવાનો મારો ઉદ્દેશ છે.'

૧૧ સર્વ જ્ઞાન આત્મશિક્ષણથી પ્રાપ્ત થાય છે. વિદ્યાર્થીની માનસિક ક્રિયા પર જ તેના જ્ઞાનની પ્રગતિનો આધાર રહે છે. 'શિષ્યને પોતાની જાતને ઓળખતા શીખવવું એ જ ગુરુનું મહાન કાર્ય છે.'

૧૨ માનસિક વિકાસ આપણને મનુષ્યત્વ અર્પણ કરે છે એટલા માટે તમારું માનસિક બળ વધારો.

૧૩ જે થોડા માણસો ચિન્તનશાલી હોય છે તેમાંથી પણ કેટલા થોડા માણસો યોગ્ય રીતે ચિન્તન કરે છે ?

ઇતિશમ્



## "ધૈર્ય અને ખંતથી શુભ કામ કરો"

' સઘળા કાર્યોમાં તેનો આરંભ કર્યા પૂર્વે ઉત્તમ તૈયારી કરી રાખવી જોઇએ.'

' અધીરાઇ એ અત્યંત ખરાબ પ્રકારની ઝડપ છે. '

' ઉતાવળ ગોથાં ખવરાવે છે અને બંધન તથા અંતરાય ઉત્પન્ન કરે છે. '

' આ સમયમાં એવા માણસોની જરૂર છે કે જેઓ જગતની નિંદા કે સ્તુતિની કંઇપણ દરકાર રાખ્યા વગર કામ કરવાની અને ધૈર્ય રાખવાની હિંમત અને શક્તિ ધરાવતા હોય. '

' પ્રત્યેક સફળ જીવનનો મોટો ભાગ પાયો નાંખવામાં જ વ્યતીત થાય છે. અર્થાત્ સફળતા એ પરિશ્રમ અને ખંતનું જ ફળ છે. '

' જે સ્વામી બનવાને ઉતાવળ કરે છે તે ગુલામ બની જાય એવો વધારે સંભવ છે. પોતાને બુદ્ધિમાન ધારીને આળસુ બનો તેના કરતાં તમારી જાતને મૂર્ખ ધારીને કામ કરો એ વધારે સારું છે. '

' અતિ સાધારણ એવા ઘણા છોકરાઓ કુશળ શિક્ષકની બીક ને રસભરી દેખ-રેખથી અસાધારણ પુરુષ બન્યા છે. ' ( સ. ક. વિ. )

# જિહ્વાનો ઉપયોગ કેવી રીતે કરવો ?

यस्य जिह्वा वशे नास्ति, तस्य वैरं जगत्त्रये ।
जिह्वायाममृतं यस्य, तस्यात्मीयं जगत्त्रयम् ॥ १ ॥
जिह्वाग्रे वसति विद्या, जिह्वाग्रे मित्रबांधवाः ।
जिह्वाग्रे बंधनं मोक्षो, जिह्वाग्रे परमं पदम् ॥ २ ॥

જિહ્વા એ એવી ઇંદ્રિય છે કે તેનો સદુપયોગ કરનાર માણસ પોતાનું શ્રેય સાધી શકે છે, જ્યારે તેનો જ દુરુપયોગ કરનાર પોતાનું બગાડે પણ છે. અમૃત અને વિષ એ બન્ને વસ્તુઓ જિહ્વામાં રહેલી છે. એટલે તેનો ઉપયોગ કેવી રીતે કરવો જોઇએ તે દરેક માણસે જાણવું ખાસ આવશ્યક છે.

જે માણસને પોતાની જીભ વશ નથી તેનું ત્રણે જગત વૈરી છે. આમ હોવામાં પોતાની જીભનો દુરુપયોગ એ જ મુખ્ય કારણ છે. અસત્ય વચન બોલવાં, કોઇના ઉપર ખોટા આક્ષેપ મૂકવા, ખોટી સાક્ષી પૂરવી, કોઇના અવર્ણવાદ બોલવા, આ બધા કાર્યોમાં જિહ્વાનો દુરુપયોગ જ મુખ્ય કારણ છે. હવે તે જ જિહ્વાવડે સત્ય વચન બોલવાની ટેવ રાખવી, ગુણી જનોની પ્રશંસા કરવી, અન્યને હિતકારી વચન કહેવા, મધુર અને માનપૂર્વક વચનોથી કોઇને બોલાવવા એ જિહ્વાનો સદુપયોગ છે. અને તેવાં વચનોવડે મહાધુરંધર પુરુષોને પણ વશ કરી શકાય છે. જિહ્વાવડે મધુર વચનો બોલવાં એ "જગતમાં એક મહાન્ વશીકરણ મંત્ર છે."

રસ્તે ચાલતી ડોસીને "મા" શબ્દવડે સંબોધવાથી તે ડોસીનો પ્રેમ આપણા પ્રત્યે જેવો સ્ફુરશે તેવો પ્રેમ "અય ડોકરી" કે એવા બીજા કોઇ તુચ્છ શબ્દવડે સંબોધવાથી સ્ફુરશે નહિ. આમ થવામાં પણ જીભનો સદુપયોગ જ મુખ્ય કારણ છે.

પોતાનો કટ્ટો દુશ્મન હશે, અનેક રીતે આપણું અહિત કરતો હશે, અવર્ણવાદ બોલતો હશે તે સામો મળે ત્યારે તેને સ્નેહયુક્ત વચનોથી બોલાવશું તો જરૂર તે માણસ આપણા પ્રત્યેના વૈરભાવનો ત્યાગ કરશે અને પોતે કરેલ દ્વેષનો પશ્ચાત્તાપ કરી સદાને માટે આપણો મિત્ર બની રહેશે, પરંતુ તે જ માણસને આપણે હલકા વચનથી બોલાવશું, ક્રોધયુક્ત વચનોથી તેની સાથે સંભાષણ કરશું તો અગ્નિમાં ઘી હોમ્યા જેવી સ્થિતિ થશે એટલે તે માણસ વધારે ઉશ્કેરાશે અને અરસ્પરસના વૈરભાવની ગ્રંથી વિશેષ લંબાશે. આમ થવામાં પણ જિહ્વાના ઉપયોગની જ ખૂબી છે.

પરમપદ( મોક્ષ )ની પ્રાપ્તિ પણ જિહ્વાવડે સાધી શકાય છે. તીર્થંકર આદિ સિદ્ધદશાને પામેલા ગુણી પુરુષોના ગુણગાન ગાવાથી આત્માના ખરા ગુણોનું

ભાન થાય છે અને તેથી પરિણામે તે ગુણો પોતાનામાં પ્રગટ થવાથી ઉપરોક્ત પુરુષો જેવા થઇ શકાય છે. તેથી તેમાં પણ જિહ્વા એ મુખ્ય સાધનભૂત બને છે.

જિહ્વાને વશ થયેલા મનુષ્યને બાકીની પણ ચાર ઇંદ્રિયોને વશ થવું પડે છે, કારણ કે જિહ્વાને અનુકૂળ પદાર્થોના ભક્ષણથી અને તેમાં લોલુપતા રાખવાથી બાકીની ચાર ઇંદ્રિયો પણ પોતાને અનુકૂળ વિષયો પ્રાપ્ત કરવા પ્રેરાય છે. એટલે પાંચે ઇંદ્રિયોને આધીન થવામાં જિહ્વા ઇંદ્રિય એ મુખ્ય હેતુ છે. પંચેંદ્રિયના વિષયોમાં આસક્ત બનેલા મનુષ્યની સંસારપરંપરા વધે એ સ્વાભાવિક છે. જિહ્વા-ઇંદ્રિયના વિષયને રોકનાર મનુષ્ય પાંચે ઇંદ્રિયના વિષયોને રોકનાર થાય છે.

એક મહાન્ પુરુષે જિહ્વાને ઉદ્દેશીને કહ્યું છે કે—

रे जिह्वे ! कटुकस्नेहे । मधुरं किं न भाषसे ? ।
मधुरं वद कल्याणि !, लोको हि मधुरप्रियः ॥ १ ॥

'કટુવચન ઉપર સ્નેહ કરનારી હે જિહ્વા ! તું મધુર કેમ નથી બોલતી ? હે કલ્યાણિ ! તું મધુર બોલ, કારણ કે લોકોને મીઠાશ જ પ્રિય છે.'

માસ્તર ખુબચંદ કેશવલાલ—મોરબી.

## નૂતન વર્ષની પ્રાર્થના

(કેશરીયા થાશું—એ રાગ.)

શ્રી શંખેશ્વર પાર્શ્વ પ્રભુજી, સહુને શાંતિ આપો;
કરુણાસાગર કૃપા કરીને, કષ્ટ અમારાં કાપો રે.
આ નવા વર્ષમાં, ટૂંકામાં ટૂંકી પ્રભુ પ્રાર્થના. ૧
બળસાગર રગરગ બળ રેડી, નસ નસમાં દ્યો નીતિ;
શ્રદ્ધા ને વિવેક ક્રિયા પર, પૂર્ણ પ્રસારો પ્રીતિ રે. આ નવા૦ ૨
વિશ્વધર્મ છે વિભુ તમારો, જગના દુઃખ હરનારો;
પ્રકાશ કરવાની મુજ શક્તિ, દિગંતમાં વિસ્તારો રે. આ નવા૦ ૩
આપ વદનનું દર્શન નિશદિન, જો પ્રભુ અમને થાયે;
"શ્યામ" જીવનનાં દુઃખડાં સઘળાં, સહેજે સહેજે જાયે રે.
આ નવા૦ ૪

માસ્તર શામજી હેમચંદ દેશાઇ.

# પ્રભાવિક—પુરૂષો

## અભયકુમાર

( ગતાંક પૃષ્ઠ ૪૧૨ થી શરૂ )

" અરર ! આ મારાના ઉપદ્રવથી ત્રાહી ત્રાહી થઇ ગયા. દિ' ઊગે ને જોત-જોતામાં સંખ્યાબંધ આત્માઓ પરલોક પ્રયાણ કરી જાય ! મેં ઘણા ઘણા યુદ્ધો ખેડી નાંખ્યા છે ! મારી ચક્ષુ સામે લોહીની નદીઓ વહેતી જોઇ છે ! મરણ કાંઠે પડેલા સૈનિકોના આર્ત્તસ્વરો સાંભળ્યા છે, સમરભૂમિના સપાટે ચઢવાથી કોઈના શિર તો કોઈના હાથ પગ, તો કોઈના વળી અન્ય ગાત્રો છેદાઈ જવાથી કેવળ ચીતરી ચઢે તેવા ભયંકર દ્રશ્ય પણ નિહાળ્યા છે; છતાં એ પ્રસંગો પર હું આટલો હતાશ નથી થયો. ક્ષત્રીવટના નામે, શૌર્યતાના સધિયારાથી—એ સર્વ અવિષન્ન ચહેરે દૃષ્ટિ હેઠળ પસાર થવા દીધું છે પણ આ મારી ડાકિનીનો ત્રાસ હવે તો જોયો જતો નથી. પ્રધાનજી ! કંઇ ઉપાય શોધો. કોઇ જ્ઞાની પુરુષની સલાહ પૂછી લાવો."

"મહારાજ ! મેં એનો પ્રતિકાર શોધવા સારુ ઓછા પ્રયાસ નથી કર્યા. આજે મારે માલવપતિના કાન સુધી વાત ન છૂટકે આણવી પડી છે. કદાચ ઇલાજ મળી આવે તો આપે જેને નજરકેદમાં રાખેલ છે એ બુદ્ધિનિધાન મંત્રીશ્વર અભયને પૂછવાથી જ મળવા સંભવ છે. બાકી સારી અવંતિ ફેંદી વળ્યો છું. ભૂવા—જતિ—વૈદ્ય કે ઇલ્મી કોઇને અણ-પૂછ્યા નથી મેલ્યા ! "

" અરે ! વિનાકારણ છળ કરી જેને પકડી મંગાવ્યો તે હવે સાચી સલાહ બતાવે કે ? શું દુનિયામાં એની જ પ્રજ્ઞા એક મહત્તાની ટોચે ચડી છે ? એ જ કેવળ બુદ્ધિનો ઇજારદાર છે ? "

" માલવેશ ! નીતિકારનું કથન છે કે ' बालादपि हितं ग्राह्यम् ' અને ' ગરજે ગમે તેની આજીજી કરવી ' આ લોકોક્તિ આપ કયાં નથી જાણતા ! એની બુદ્ધિપ્રગલ્ભતાના માપ મેં તો વાસવદત્તાના પ્રસંગ પરથી જ કાઢ્યા હતા. તે વેળા એણે મને સ્પષ્ટ જણાવેલું કે—' પ્રેમરક્તા વાસવદત્તાના વત્સ ઉદાયન સાથે ધામધુમથી લગ્ન કરવા એ જ ઇષ્ટ છે, બાકી અન્ય ઉપાય કરવા જતાં કયાં તો કુંવરી ભાગી છૂટશે, કિંવા મરણને ભેટશે.' આપસાહેબના એ પરત્વેના પ્રતિકારોનો શો નતીજો આવ્યો ? આંખમાં ધૂળ નાંખી ઉદાયન વાસવદત્તાને કૌશાંબી લઈ જ ગયો ને ! ભલે આપે તેની સાથે છળ કર્યું છે છતાં એ મંત્રી સલાહને વખતે પ્રપંચ રમે તેવો નથી. પવિત્રહૃદયી છે. ખોટી સલાહ કદી પણ આપે તેમ નથી."

"તો પછી બોલાવો ત્યારે. दीर्घसूत्री विनश्यति ।"

'નમસ્કાર માસાજી! છો તો મજામાં?'

અવંતિપતિ ચંડપ્રદ્યોતના સલાહ-ભુવનમાં પ્રવેશ કરતાં મંત્રીશ્વર અભયે રાજવીને ઉદ્દેશી પ્રશ્ન કર્યો.

'અરે અભય! આ કંઇ રાજગૃહી નથી, વળી હું ત્હારો માસો કે ત્હને નજરકેદમાં પૂરનાર શત્રુ?'

"મારે મન રાજગૃહી ને ઉજ્જયિની સમાન જ છે. વળી ચેડામહારાજની પુત્રી જેમ ચેલણા છે તેમજ શિવાદેવી પણ છે. ચેલણાદેવી પ્રત્યેનો મારો સ્નેહ મારી જનેતા સુનંદાથી તલભાર પણ કમી નથી. એ હિસાબે ચેલણાદેવીની બ્હેન શિવાદેવી મારા માસી જ છે અને આપ તેમના સ્વામી છો એટલે મારા માસા યાને વડીલ જ છો.

"જો કે આપે રાજગૃહમાંથી વેશ્યાને શ્રાવિકાનો સ્વાંગ સજાવી, ધર્મના ખોટા મિષથી છેતરપિંડી કરાવી મને અત્રે આણી બંધનમાં રાખ્યો છે, છતાં એનું મને દુઃખ નથી. છળપ્રપંચ એ ક્ષત્રીવટને લાંછનરૂપ હોઇ સાચા રાજવીનો ધર્મ નથી. સ્વામીભાઇના નાતાથી જમવા તેડી એ બનાવટી શ્રાવિકાએ જે કરણી કરી એનું ફળ એ બિચારીને જ ભોગવવું પડવાનું! જૈનનો ધર્મ 'તારક' છે પણ એ વામાએ તેના કરેલ દુરુપયોગથી એને માટે તો 'મારક' રૂપ નિવડવાનો. યાદ રાખજો કે ધર્મના અંચળા હેઠળ કરાતું છળ મહાભયંકર છે. માસાજી! આપ પણ રાજધર્મ ચૂકી શું લ્હાણુ કાઢો છો? પરાક્રમી છતાં, વગર વિચાર્યું કરવાથી આપની અપભ્રાજના ઓછી થાય છે શું?"

"અભય! મારે તારું નીતિશાસ્ત્ર સાંભળવું નથી. મેં બીજા જ કામ સારું તને બોલાવ્યો છે. એમાં સાચી સલાહ દઇશ ને?"

"આપ જેવું 'પિંડ તેવું બ્રહ્માંડ' જોવાનું મૂકી દો. પીઠનો ઘા કરવાનું અભય શિખ્યો જ નથી. વિશ્વાસ હોય તો પૂછો.'

'જોને ભાઇ! મારો સારો યે દેશ મહામારીની દારુણ ઘંટીમાં પીસાઇ રહ્યો છે, એનો કંઇ ઉપાય ન દર્શાવે?'

'મહારાજ! ઓહો! એમાં વિલંબ કેવો! 'હાથકંકણને આરસીની જરૂર કેવી?' આ કોઇ પિશાચદેવનું કાર્ય છે. સામાન્યતઃ આટલી પ્રબળતમ શક્તિ અને આટલો અમર્યાદિત વિસ્તાર કેવળ મરકીનો ન જ સંભવે. પરંતુ ગમે તેવા ક્રૂર દેવની શક્તિ પણ એકાદી સાધ્વી સુશીલા પતિવ્રતા સતીના દર્શન થતાં જ નષ્ટ થઇ જાય છે. રાણી શિવાદેવીના હસ્તે સર્વત્ર વારિ-છાંટણ કરાવો કે આપોઆપ આ આર્તિ શમી જશે. ઘરમાં મહાસતી મોજુદ છતાં વિલંબનું શું પ્રયોજન?"

અગમનજરી અભયની દવાએ હવા

ફેરવી નાંખી. જોતજોતામાં માલવદેશની મનોહરતા પુન: ખીલી ઉઠી. અભય-કુમારને માનપુરસ્સર વિદાય મળી. જતાં જતાં, એણે માસાને ઉદ્દેશીને કહ્યું કે—

"આપ તો મને અંધારે ઉપાડી લાવ્યા હતા, પણ હું તો તમને પ્રજાજનના દેખતાં ઉઘાડે છોગે એક વાર રાજગૃહી લઈ જઈશ અને ખાત્રી કરી આપીશ કે પ્રજ્ઞા-નૈપુણ્ય કોઈ અનોખી ચીજ છે અને અભયને છેડવો એ વાઘની બોડમાં હાથ નાંખવા તુલ્ય છે.'

રાજગૃહીમાં આવ્યા ને કેટલોય કાળ વહી ગયો ! રાજકાર્યની આંટીઘુંટીમાં કે વ્યવહારિક વિષયોના વમળમાં અભય-કુમારને ઝુકાવું પડયું. એથી ચંડપ્રદ્યોત રાજવીને શિક્ષા આપવાનું કરેલ પણ સ્મૃતિમાં તાજું છતાં એ માટેનો માર્ગ ન યોજી શકાયો. 'પુણ્યવંતને પગલે પગલે નિધાન' આ વચન અનુસાર અન્યદા એક બનાવ મંત્રીશ્વરના કર્ણપટ પર આવ્યો અને તરત જ પ્રદ્યોતરાજને બાંદી બનાવવાનું યંત્ર ગોઠવાઈ ગયું.

સીમાડાના એક રાજ્ય પર એ રાજાની એક રૂપ-લાવણ્યમાં અપ્સરાને શરમાવે તેવી કુંવરીને મેળવવા સારૂ ચંડપ્રદ્યોત રાજા એકાએક હલ્લો લઈ ગયો. ચરદ્વારા એ વાર્તા કુંવરીના પિતાએ જાણી. દક્ષમંત્રીની સલાહથી કામલોલુપી પ્રદ્યોતરાજને અધવચથી એવી છુપી રીતે ફસાવી નજરકેદ કરી લીધો કે એ બનાવની ગંધ સરખી સૈન્યને ન આવી ! નાયક વિનાનું સૈન્ય પાછું ફર્યું. એ વૃત્તાંતની ખબર જ્યારે રાજકન્યાને પડી ત્યારે ગુપ્તપણે તે પ્રદ્યોતરાજને મળી. પોતાની પ્રાપ્તિ અર્થે સાહસ ખેડનાર અવંતિપતિના પ્રત્યક્ષ દર્શન કરતાં તેણીના હૃદયમાં એને માટે સ્નેહ પ્રગટ્યો. આખરી અંજામ ઉભયના પાણિ-ગ્રહણમાં પરિણમ્યો અને પ્રદ્યોતરાજની કાર્યસિદ્ધિ થઈ. ઉક્ત પ્રસંગમાંહેની કામાસક્તિ પરથી અભયે યોજના રચી કાઢી.

મંત્રીશ્વર અભયે કામી નૃપને ફસાવવા સારુ એક યુવાન અને કામકેલીદક્ષ પણ્યાંગનાને પસંદ કરી. પોતે સોદાગર બન્યો અને રોજના પરિચયમાં આવનાર પણ ઓળખી ન શકે એવું વેશ-પરાવર્તન કરી, ઉજ્જયિની પહોંચ્યો રાજ-મહાલયની સમીપમાં આવાસ ભાડે રાખીને રહ્યો. પાણી માફક પૈસા વાપરી વેપારીસમાજમાં તેમજ રાજમહાલયમાં એવી તો સુંદર છાપ બેસાડી કે વ્યવહારી-સમૂહમાં એક દક્ષ ને કુશળ વેપારી તરીકેની તેને પ્રસિદ્ધિ પ્રાપ્ત થઈ. મહાલયની પ્રત્યેક દાસી કે દેવડી પરનાં પહેરગીરથી લઈ, ખુદ જનાનાવિભાગના મુખ્ય રક્ષક સુધીમાં ભાગ્યે જ કોઈ એવું હશે કે જે આ નવીન સોદાગર અને તેની સૌંદર્યવતી ભગિનીને નહીં ઓળખતું હોય ! દિવસો જતાં આ નિકટવર્તી રૂપરાશિની વાર્તા નૃપ ચંડપ્રદ્યોતના કર્ણરંધ્રમાં પહોંચી. એક કરતાં વધુ પ્રસંગે ગવાક્ષમાં બેઠેલ આ નવયૌવનાને રાજવીએ નીરખી પણ ખરી. મદનનો આવેગ ઉછળાયો, પુષ્પ-

ભોગી ભ્રમર જેમ પુષ્પરાશિની આસપાસ ભમ્યા કરે તેમ કામી ભૂપાળ પ્રદ્યોતની ચર્યા થઇ પડી. એકાદ તક સાધી આ પ્રમદાએ એવી તો નજર ફેંકી અને કોમળતાભર્યા કટાક્ષ દાખવ્યા કે કોઇ પણ રીતે રૂબરૂ મળવાની ચટપટી નૃપને લાગી. એક હોંશિયાર ચેટીદ્વારા મુલાકાત ગોઠવાણી. મીલનમાં અન્ય કોઇ અંતરાય હતો જ નહીં; એટલે જોતજોતામાં સ્નેહની જડ જામી અને મંત્રીની ધારણા પાર પડી. પછી તો ભાગ્યે જ કોઇ દિવસ એવો જતો કે જેની સાઠ ઘડીમાં એકાદ ઘટિકા આ ભોગી ભ્રમરો મળ્યા વિના રહે. સોદાગરસ્વાંગધારી મંત્રીએ પરિચય વધુ ગાઢ બનાવવા થોડા સમય માટે બહારગામ પ્રયાણ કર્યું. એ દરમિયાન ચંડપ્રદ્યોત વિનાઆશંકાએ ત્યાં પડ્યોપાથર્યો રહેવા લાગ્યો. મંત્રીએ પ્રયાણ પણ હેતુસિદ્ધિ અર્થે જ કર્યું હતું. તે પાછો ફર્યો ત્યારે એક એવા માણસને સાથે લાવ્યો કે જેનો ચહેરો ઘણી રીતે ચંડપ્રદ્યોત ભૂપને મળતો આવતો હતો અને વયમાં તે પોતાનાથી ચારેક વર્ષ નાનો હતો બીજે જ દિનથી એક પ્રયોગ આરંભ્યો. જાણે કે પોતાનો આ લઘુ બંધુ અસ્થિર મગજનો છે એટલે એના ઉપચાર અર્થે, ગાડીમાં બેસાડી અવંતિના સરિયામ રસ્તે થઇ, નગરીની બીજી ભાગોળે આવેલ હકીમના ઘર તરફ લઇ જતો. એ વેળા પેલો નાનો ભાઇ પોકાર પાડતો–' અરે કોઇ છોડાવો, હું પ્રદ્યોત છું, આ મને પકડીને લઇ જાય છે. ' આમ વારંવાર બોલતો ને ગાડીમાંથી ઊતરી જવા યત્ન કરતો. સોદાગર હાથ પકડી પુનઃ પુનઃ બેસાડતો. વેપારીગણ રોજની આ કાર્યવાહીથી એટલો જાણ થઇ ગયો હતો કે શાહ સોદાગરને શિરે આવી પડેલ આ આપત્તિ પ્રત્યે હમદર્દી બતાવતો અને શથિલના પોકારમાં દરદની વેદના નિહાળતો. આ ઇરાદાપૂર્વક ગોઠવાયેલ નાટક મહિનાઓ સુધી ચાલુ રહ્યું. માત્ર બજારના વેપારીઓ જ નહીં પણ અવંતિની પ્રજાનો મોટો સમૂહ સોદાગરના ભાઇ પ્રદ્યોતની ચક્રમતાથી ને પોકારથી માહિતગાર બન્યો. સોદાગરના કાર્યમાં એટલી હદે શ્રદ્ધા પ્રકટી કે કોઇ વાર જોર કરી આ ગાંડો પ્રદ્યોત ગાડીમાંથી નાસી છૂટતો તો માર્ગે જનાર માણસો એની પાછળ પડી તરત જ પકડી લાવી સોદાગરનાં હાથમાં સોંપી દેતા, જોરથી બંધ બાંધવામાં સહાય કરતા, સાહસિક ને પરોપકારી સોદાગરને શિરે આવી પડેલ દુઃખમાં દિલાસો આપતા. આમ ઉજ્જયિનીની પ્રજામાં સોદાગરનું સ્થાન પ્રતિષ્ઠાસંપન્ન થઇ પડ્યું. એની પાછળ કોઇ છુપી હીલચાલ છે એવી ગંધ સરખી પણ કોઇને ન આવી. બીજી બાજુ ઊગતી કળીનો આસ્વાદી ભ્રમર કામગૃદ્ધિમાં એટલી હદે મુગ્ધ બન્યો કે પોતે કયા અધિકાર પર છે તે પણ ન જોઇ શકયો, તેમ આ અજાણ્યા આવાસમાં સ્વચ્છંદતાથી પોતે જે વર્તાવ કરી રહ્યો છે તે વિના-

રોકટોકે કેમ ચલાવી લેવાય છે ? એની પાછળ કંઇ ભેદી રમત તો નથી રમાતી ? એ પણ ન કળી શકયો.

નીતિકારે સાચું જ કહ્યું છે કે– 'ઘુવડ દિવસે જોઇ શકતું નથી, કાગડો રાત્રે જોઈ શકતો નથી પણ કામાંધ તો દિવસે અને રાતે બંને વખત જોઈ શકતો નથી; અર્થાત્ એનું અંધપણું સવિશેષ છે.'

ભ્રાતાયુગલ અને ભગિની વચ્ચે એક રાત્રિએ મસલત થઇ ચૂકી. બીજી સવારે મધ્યાહ્ન થાય તે પૂર્વે અવંતિમાંથી ઉચાળા ભરવાનો કાર્યક્રમ નિયત થયો. રાજવી ચંડપ્રદ્યોતને બંધનથી જકડી લઈ ઉઠાવી જવાની સર્વ તૈયારી થઇ ચૂકી.

પ્રાતઃકાળના ચોઘડિયાં વાગી રહ્યાં ત્યાં તો પ્રતિદિન ભજવાતા એકધારા નાટકના આખરી પ્રવેશનો આરંભ થયો. દૂધ પીવામાં રક્ત બનેલ બિલાડી પાછળ ઉગામેલી લાકડી જોઇ શકતી નથી તેમ લટ્ટુ બનેલ કામી સ્વપ્ને પણ માથે ભમતો ભય નથી પારખી શકતો. હજુ આનંદના પૂર ઉભરાયા પણ નથી ત્યાં તો એકાએક ચંડપ્રદ્યોત ભૂપને જોરથી પકડી લઇ, રાજપોશાકનો ત્યાગ કરાવી, ગાંડા પ્રદ્યોતનો સ્વાંગ સજાવાયો અને ગાડી પર ચઢાવી સખત બંધનથી સુસ્કેટાટ કરાયો. તરત જ પ્રયાણ આરંભાયું.

અવંતિનો એ જ મોટો બજાર. જાત જાતનાં કરિયાણાં જ્યાં સદૈવ ક્રયવિક્રય થતા એ જ આ સ્થાન. દગો થયાનું પૂર્ણ રીતે સમજી ચૂકેલ રાજવી પ્રદ્યોત એ બધું નિરખતાં જોરશોરથી બૂમો મારવા લાગ્યો.

'અરે ! કોઇ દોડો, જલ્દી દોડો, આ હરામખોર મને બાંધીને લઇ જાય છે. તેના હાથમાંથી છોડાવો. હું પ્રદ્યોતરાજ છું. માલવપતિ ચંડપ્રદ્યોત છું.'

પણ રોજના ફારસથી ટેવાયેલી અવંતિની જનતાએ આ બનાવમાં સોદાગરના ગાંડા ભ્રાતાની અધિલતાની અતિરેકતા સિવાય બીજું કંઇ ન જોતાં એ સામે મૌનપણે જોયા કર્યું. કેટલાક તો હસવા લાગ્યા અને ઊંચે સ્વરે કહેવા લાગ્યા–'વાહ ભાઇ પ્રદ્યોત ! ખરો માલવપતિ !' આમ વિનારોકટોકે બુદ્ધિનિધાને ગોઠવેલું સરઘસ અવંતિના માર્ગેથી પસાર થઇ ગયું અને થોડા સમયમાં રાજગૃહી પહોંચ્યું.

સોદાગરનો અંચળો દૂર ફગાવી દઇ હસતા અભય મંત્રીએ માલવેશના બંધન છોડી નાખ્યાં અને કહ્યું કે–'માસાજી ! મારું કથન મેં વર્તનમાં મેલી બતાવ્યું છે. આપને મુંઝાવાની જરૂર નથી. આ તો બુદ્ધિનો ચમકારો માત્ર છે.'

પૂરા આદર સત્કાર ને ઉચિત આતિથ્ય સાચવ્યા પછી શ્રેણિકરાજે સાઢુ ચંડપ્રદ્યોતને અવંતિ જવા માટે વિદાય આપી.

ચોકસી

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

વાર્ષિક લવાજમ: બહારગામ માટે રૂ ૧-૧૨-૦: બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે.

પુસ્તક ૫૪ મું } વૈશાખ { વીર સં. ૨૪૬૪
અંક ૨ જો } { વિક્રમ સં. ૧૯૯૪

## अनुक्रमणिका



### શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને સૂચન

નીચે જણાવેલી ચાર બુકો ભેટ આપવાની છે. નવા વર્ષના પહેલા કે બીજા અંકનું વેલ્યુ કરશું તેની સાથે તે મોકલવામાં આવશે. જે ગ્રાહકો બે વર્ષના લવાજમના રૂ. ૩ાા મનીઓર્ડરથી મોકલશે તેમને પાંચ આનાનો ફાયદો થશે.

૧ શ્રાવક યોગ્ય આચારવિચાર વિગેરે સંગ્રહ ૩ પાલગોપાલ ચરિત્ર ભાષાંતર
૨ પ્રશમરતિ, વીતરાગ સ્તોત્ર ૨૦ પ્રકાશ વિગેરે ૪ સૂક્તમુક્તાવલી-ધર્મવર્ગ વિગેરે

બાર માસ સુધી માસિકનો અવિચ્છિન્ન લાભ લીધા પછી ભેટની ૪ બુકોનો પણ અનાદર કરીને વેલ્યુ પાછું ફેરવવું ઉચિત નથી. નજીવી રકમને અંગે જ્ઞાનખાતાના દોષથી ડરવું જોઇએ. આશા છે કે હવે પછી તેમ નહીં થાય અને વી. પી. આવ્યેથી સીકારી લેવામાં આવશે.

### નવા ચૈત્રી જૈન પંચાંગ

કાયમની પદ્ધતિ પ્રમાણે તૈયાર કરેલા બહુમાન્ય પંચાંગો અમારા તરફથી બહાર પડ્યા છે.
સો નકલના રૂ. ૨ા છુટકની ૭ પાઈ. મુનિરાજને ભેટ.




પુસ્તક ૫૪ મું { વૈશાખ } અંક ૨ જો
વિ. સં. ૧૯૯૪ { } વીર સં. ૨૪૬૪.

# શ્રી વીર જયંતિ ગીત

( રાગ-ગાંધી તું આજ હિંદમેં એકતાન બન ગયા. )

ખીલી છે આજ ખલકમાં, શ્રી વીરની પ્રભા;
જયંતિ આજ ઉજવે, મહાવીરની પ્રજા. ખીલી૦ ૧
ચંદ્રથી નિર્મળ પ્રભુ તું, સૂર્યશી તેજસ્વિતા;
સાગર સમી ગંભીરતા, ગુણે વિરાજતા. ખીલી૦ ૨
સિધ્ધાર્થનો દુલારો ને, ત્રિશલાનો લાડીલો;
જન્મતાં ત્રિલોકમાં, ઉદ્યોતકર પૂરો. ખીલી૦ ૩
માતૃ—ભક્તિ ગર્ભમાં, બતાવી તેં પ્રભુ;
નિશ્ચળ રહ્યા શી અદ્દ્ભુતા, કૃપાનિધિ વિભુ. ખીલી૦ ૪
ચરણસ્પર્શ માત્રથી, મેરુ કંપાવીઓ;
વીરો મહીં મહાવીર, તું છે શ્રેષ્ઠ ને શૂરો. ખીલી૦ ૫
સંસાર- ત્યાગી તેં દીધો, જગત્ ઉધ્ધારવા;
સાચા અહિંસા ધર્મને, વિશ્વે પ્રચારવા. ખીલી૦ ૬
ક્ષમા વીરસ્ય ભૂષણં, યથાર્થ તેં કર્યું;
ઉપસર્ગની પરંપરામાં, ધૈર્ય તેં ધર્યું. ખીલી૦ ૭
અઢી હજાર વર્ષથી, જયવંત વર્તતા;
કૃપા કરીને તારશો, એહી જ આર્થના. ખીલી૦ ૮

સંયોજક—શ્રી જૈન સ્વયંસેવક મંડળ-ગોધરા

## જૈન કોને કહીએ ?

( રાગ-ધીરે સમીરે યમુના તીરે )

જૈન બંધુ તો તેને કહીએ, નિજ સમ સૌ જીવ જાણે રે;
પરગુણ પેખે પર્વત જેવા, નિજને જરી ન વખાણે રે. જૈન૦ ૧
સ્નેહે સત્ય ઉચ્ચારે વાણી, અસત્યને ઉત્થાપે રે;
પરપ્રાણીનું પ્રિય કરવાને, દૃઢતા દિલમાં સ્થાપે રે. જૈન૦ ૨
વેરઝેરનું નામ ન જાણે, શાંતિ હૃદયમાં રાખે રે;
પાય પાણી તરસ્યા પ્રાણીને, હિત પ્રિય વાક્યો ભાખે રે. જૈન૦ ૩
પરપ્રમદા માતા સમ પેખે, પરધન પત્થર જેવું રે;
પ્રભુ સાથે પ્રીતલડી રાખે, પતંગ દીપકના જેવું રે. જૈન૦ ૪
ક્લેશ કંકાસ કરે નહીં કો'થી, નવ દુભવે પર મનને રે;
ક્રોધ શત્રુને કાપી નાખે, પ્રભુ અર્થે દે ધનને રે. જૈન૦ ૫
સંત સાધુની સંગત કરતો, ભજન કરે ભગવંતનું રે;
કાયા માયા કાચી જાણે, પ્રભુ સુખ છે શાશ્વતનું રે. જૈન૦ ૬
પ્રેમભરી આંખડલી જેની, પ્રેમભરેલી કરણી રે;
અજિતસાગર એ જૈન બંધુના, શું શકીએ ગુણ વરણી રે ? જૈન૦ ૭

સંગ્રાહક-મુનિ લક્ષ્મીસાગર

## ધર્મ કરી શકતો નથી

( ગઝલ )

હું ધર્મને જાણું છતાં, એ ધર્મ કરી શકતો નથી;
સત્કર્મને જાણું છતાં, સત્કર્મ કરી શકતો નથી. ૧
હું પાપને જાણું છતાં, એ પાપ તજી શકતો નથી;
ત્રણ તાપને જાણું છતાં, એ તાપ તજી શકતો નથી. ૨
હું પુણ્યને જાણું છતાં, એ પુણ્ય કરી શકતો નથી;
ભવ-સિંધુને જાણું છતાં, એ સિંધુ તરી શકતો નથી. ૩
હું દેવને જાણું છતાં, પણ દેવ ભજી શકતો નથી;
સાધન બધા સમજું છતાં, પણ તેમ કરી શકતો નથી. ૪
અંતર રહેલું કોણ આ, પ્રેરણા પ્રબળ કરતું હશે ?
સૂરિ અજિત એવી વાતનો, નિર્ણય કરી શકતો નથી. ૫

સં. મુનિ લક્ષ્મીસાગર



# ધૈર્ય

( હરિગીત છંદ )

જે વાર આ સંસારમાં સંકટ વિકટ આવી નડે,
તે ટાળવા ધીરજ રૂપી હથિયારનું કામ જ પડે;
સાથે સદા સજ્જ રાખજો હથિયાર હિંમતને ધરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૧ :**

રઘુનાથ જેવા રાજવી વિચર્યા વને વાલા તણી,
વળી સંચર્યાં સીતા સતી જે પુનિત પત્ની રામજી;
વનમાંહી વેરી રામનો રાવણ ગયો સીતા હરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૨ :**

પ્રહ્લાદ નામીચો થયો રઘુનાથજીના નામથી,
તે નામ માટે તેમણે બહુ સંકટો વેઠ્યા અતિ;
જ્વાળાભરેલા સ્થંભ સાથે બાથ ભીડી તો ખરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૩ :**

પ્રતાપી પાંડવ પાંચ છોડી રાજ વનમાં પરવર્યા,
વળી ગુપ્ત રહેવા કારણે જુદા જુદા વેશો ધર્યા;
ધર્મિષ્ઠ દ્રૌપદી રાણીએ એ વખતમાં ધીરજ ધરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૪ :**

હિંમત જુઓ હરિચંદ્રની ખ્યાતિ ખલકમાં છે ખરી,
નિજ નામ જારી રાખવા જઈ નીચની સેવા કરી;
રાણી રહી તે રાયની એ દુઃખમાં દઢતા ભરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૫ :**

શૂરવીર ચંદનરાયને બહુ સંકટો આવી નડયાં,
પોતે ત્રિયા બે બાળકો જંગલમાંહી આથડયાં;
જુદા પડયા કે ભ્રાત વળી જુદી પડી મલયાગિરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૬ :**

બળિયા બળીને પણ કદી વળી વ્યાધિએ વહોર્યા સહી,
નળરાય નૈષધ દેશનાને સંકટે છોડ્યા નહિ;
એ ભૂપની પણ ભામિની પટકુળ વગર વનમાં ફરી,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૭ :**

આ કલિકાળે જગતમાંહી જૂઠને આદર મળે,
પણ અંત સત્ય જાહેર થઇ સૌ આપદા દૂરે ટળે;
પ્રાણાંતે પણ નહિ સત્ય છોડો સ્હાય કરશે શ્રી હરિ,
**ધરી ધૈર્ય સંકટને સમે દુઃખથી નહિ ડરવું જરી. : ૮ :**

આ લોકમાં અન્યાય પણ પરલોકમાંહી ન્યાય છે,
શ્રીમંતને વળી રંકને ત્યાં અદલ ન્યાય અપાય છે;
**સુરઇંદુ પ્રીતેથી કહે નથી સત્યને હરકત જરી,**
**સંકટ સમે સૌ માણસે રહેવું સદા ધીરજ ધરી. : ૯ :**

**અમીચંદ કરશનજી શેઠ**



# ત્રણ પ્રકારના સ્વભાવથી પ્રગટતા ગુણો

## સત્ત્વગુણથી ઉત્પન્ન થનારા ગુણ

સત્ત્વ, આનંદ, ઐશ્વર્ય, પ્રેમ, પ્રકાશ, સુખ, શુદ્ધિ, આરોગ્ય, સંતોષ, શ્રદ્ધા, ઉદારતા, અક્રોધ, ક્ષમા, ધૈર્ય, અહિંસા, સમદર્શિતા, સત્ય, ઋણહીનતા, નમ્રતા, લજ્જા, અચંચળતા, સરળતા, આચાર, અભ્રાંતિ, ઇષ્ટ અને અનિષ્ટના સંયોગ ને વિયોગમાં ઉદાસીનતા, પ્રાણીમાત્રની રક્ષા, નિર્લોભ, અન્યના ભરણપોષણ માટે જ દ્રવ્યોપાર્જન અને સર્વ જીવો પર દયાભાવ.

## રજોગુણથી ઉત્પન્ન થનારા ગુણ

રૂપ, વૈભવ, વિગ્રહ, સાંસારિક વ્યવહારમાં ફસાવટ, નિર્દયતા, સુખ-દુઃખમાં રાગદ્વેષ, પરનિંદા, વિવાદ, અહંકાર, અસન્માન, ચિંતા, શત્રુતા, શોક, બીજાના ધનની ઇચ્છા અને ચોરી, નિર્લજ્જતા, કુટિલતા, ભેદબુદ્ધિ, ઘમંડ, કામ, ક્રોધ, મદ, અભિમાન, દ્વેષ, બકવાદ.

## તમોગુણથી ઉત્પન્ન થનારા ગુણ

મોહ, અંધકાર, અજ્ઞાન, મરણ, ક્રોધ, અસાવધાની, જીહ્વાના સ્વાદમાં આસક્તિ, ખાનપાનમાં અસંતોષ, સુગંધ દ્રવ્ય, વસ્ત્ર, શય્યા, આસન, વિહાર, દિવસે શયન, પરનિંદામાં આનંદ, નાચગાનમાં રુચિ, ધર્મમાં પ્રમાદ તથા દ્વેષ. ( કલ્યાણમાંથી ઉદ્ધરિત )

# અમૂલ્ય વાક્યામૃતો

( સંગ્રાહક—સદ્ગુણાનુરાગી સ્વ૦ કર્પૂરવિજયજી મહારાજ )

તમે જો તમારી આત્મોન્નતિને ઇચ્છતા હો તો તમારે તમારા આત્મવિકાસને આચ્છાદિત કરનારા અનેક સંકટોનો સામનો કરવો પડશે, અને તે સંકટો કે આપત્તિઓમાં મુંઝાયા સિવાય બહાદુરીથી ક્ષમા તથા સંતોષ રાખી તેને જીતશો તો જ તમે તમારું ધ્યેય( સાધ્ય )બિંદુ સાધી શકશો.

તમારે પરમાત્મા બનવું હોય તો અપકારીના ઉપર પણ ઉપકાર કરતાં શીખો, તમારું અનિષ્ટ કરનાર યા તમને દુઃખમાં નાખનાર કોઇ પણ વ્યક્તિ ઉપર રોષ ન કરતાં, મીઠી નજર રાખો. આખરે તે જરૂર થાકશે. ખરી રીતે તો તમારો અપકાર કરનારા તમારા સાધ્યબિંદુના ખરા મદદગાર છે.

## ચેતવણી

જાગો ! તમે કેમ સમજતા નથી ? પાછળથી બોધિબીજની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે, કારણ કે જેમ વીતી ગયેલી રાતો પાછી આવતી નથી તેમ આ મનુષ્યભવ ફરીથી સહેલાઇથી સાંપડી શકતો નથી; માટે પ્રમાદ-સ્વચ્છંદવશ બધું ખોઈ ન નાંખો. સાવધાન બની આવેલી અમૂલ્ય તકને લેખે કરો.

## કર્તવ્ય

અંતઃકરણપૂર્વક સત્યની અન્વેષણા ( શોધ ) કરો, અને સર્વ જીવો પર મૈત્રીભાવ ધારણ કરો, એમ કરવાથી ખરી યોગ્યતા પામી શકાશે..

## અમરત્તાને પંથે

સત્યની આજ્ઞાથી ઊભો થયેલો એવો બુદ્ધિશાળી પુરુષ સંસારને તરી જાય છે અને અખંડ સુખ-શાન્તિ મેળવી શકે છે.

## પ્રમાદત્યાગ

હે ગૌતમ ! એક સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહી; કારણ કે પ્રમાદીને દરેક પ્રકારે ભય હોય છે, જ્યારે પ્રમાદ રહિતને કોઇ પણ પ્રકારે ભય હોતો નથી.

ઉત્તમ ધર્મપદને અનુસરનારા, તૃષ્ણા રહિત, ધ્યાન અને સમાધિયુક્ત તથા અગ્નિની શિખા જેવા તેજસ્વી તે વિદ્વાન ભિક્ષુના તપ તથા પ્રજ્ઞા અને યશ વૃદ્ધિ પામે છે.

એક બીજાની શરમથી કે ભયથી પાપકર્મ ન કરનાર શું મુનિ કહેવાય ? ખરો મુનિ તો સમતાને બરાબર સમજીને, પોતાના આત્માને નિર્મળ કરનાર હોય છે.

જગતમાં જ્યાં ત્યાં સર્વત્ર આરંભ છે, એમ સમજીને ત્યાંથી ઇંદ્રિયોને હઠાવીને, સંયમી પુરુષે જીતેંદ્રિય થઇને વિચરવું. જે પોતાના કાર્યો સાધવા ઇચ્છે છે તેવા વીરપુરુષે હંમેશા જ્ઞાનીના કહ્યા પ્રમાણે પરાક્રમ કરવું.

મનુષ્યે અન્ય જીવની બાબતમાં બેદરકાર ન રહેવું. જે અન્ય જીવની બાબતમાં બેદરકાર રહે છે, તે પોતાની બાબતમાં પણ બેદરકાર (Indifferent) રહે છે, તથા જે પોતાની બાબતમાં બેદરકાર રહે છે, તે અન્ય જીવની બાબતમાં પણ બેદરકાર રહે છે.

જે અહિંસામાં કુશળ છે અને જે કર્મબંધથી મુક્તિ મેળવવાની જ તજવીજમાં રહે છે, તે સાચો બુદ્ધિમાન છે.

વિષયના સ્વરૂપો જે બરાબર જાણે છે તે સંસારને જાણે છે, અને જે વિષયોનું સ્વરૂપ નથી જાણતો તે સંસારનું સ્વરૂપ પણ જાણતો નથી.

## વચનામૃતો

' મનુષ્યની પાસે જેમ વિશેષ કામ હોય છે તેમ તે વિશેષ કાર્યસિદ્ધિ કરી શકે છે; કારણ કે તેથી તે સમયની કરકસર કરતાં શિખે છે. '

' સફળ અને નિષ્ફળ માણસો વચ્ચેનો મુખ્ય ભેદ માત્ર એક ધૈર્યના તત્ત્વમાં જ રહેલો છે. જેઓ ધૈર્ય અને ખંતપૂર્વક ઉદ્યોગ કરે છે તેમને જ ચિરસ્થાયી સફળતા મળે છે.'

' ઉત્તમ મોતી કે ઝવેરાતની શોધમાં નીકળેલા માણસને જ કુદરતરૂપી ઝવેરી તરફથી ભારે કિંમતનાં મોતી બતાવવામાં આવે છે. '

' બીજા શબ્દોમાં કહીએ તો માનસિક અને શારીરિક પરિશ્રમમાં સફળતા પ્રાપ્ત કરાવી આપનાર ત્રણ મુખ્ય તત્ત્વો કાર્ય, ધૈર્ય અને ખંત છે. તેમાં સૌથી મોટું તત્ત્વ ખંત છે.'

' "ચાલો ત્યારે આપણે જાગૃત થઇને પરિણામ જાણવાની કંઇ પણ ઉતાવળ રાખ્યા વિના કામ [illegible] તેને અનુ આગ્રહપૂર્વક કામ કરીએ અને પરિશ્રમ કરતાં તથા ધૈર્ય ધરતાં શી[illegible]તારી જ

' પુખ્ત ઉ[illegible]હોંચેલા તરુણમાં પણ શિક્ષણથી સારો ફેરફાર થઇ જાય છે તો બાળકને નાનપણમાંથી નિયમપૂર્વક શારીરિક, માનસિક અને નૈતિક ઉમદા શિક્ષણ આપવામાં આવે તો તે કેવાં ચમત્કારિક કાર્યો કરી શકે ? ' ઇતિશમ્

# અંતસમયની અપૂર્વ આરાધના

( મહાસતી શ્રી મદનરેખાના સૌન્દર્ય પર આસક્ત થયેલ મણિરથ રાજા પોતાના નાના ભાઇ યુગબાહુને દગાથી સખ્ત રીતે ઘાયલ કરે છે. આ અવસરે સતી મદનરેખાએ પોતાના પતિ યુગબાહુને અંતિમ સમયે ઉત્તમ પ્રકારે આરાધના કરાવેલ છે તે સૌ કોઇને ઉપયોગી થશે એમ ધારી અત્રે આપી છે. )

હે મહાનુભાવ ! શાંત થાઓ. આ તમારે માટે ધીરતા રાખવાનો સમય છે. સુભટપણાની કસોટીનો ખરો આ જ સમય છે. તમારે મનમાં અલ્પ પણ ખેદ ન કરવો. આવી દુઃખદ આપદ્ લાવનાર કર્મના પરિણામ જ ગુન્હેગાર છે પણ અન્ય કોઇ ગુન્હેગાર નથી. પરમ ઉપકારી જ્ઞાનીઓએ ફરમાવ્યું છે કે—

यद् येन विहितं कर्म, भवेऽन्यस्मिन्निहाऽपि वा ।
वेदितव्यं हि तत्तेन, निमित्तं हि परो भवेत् ॥

" જે કર્મ જેના વડે આ ભવમાં કે પરભવમાં કરાયું છે તે કર્મ તેના વડે જ ભોગવાય છે, ત્યાં અન્ય તો નિમિત્ત માત્ર થાય છે." માટે હે મહાનુભાવ ! આ પ્રમાણે સમજી સારી રીતે શાંતિથી સહન કરો. અને એ સહન કરવાથી પરલોકમાં કાંઇ હાનિ થતી નથી, તેથી હવે ધર્મરૂપ ભાતું ગ્રહણ કરો, મનવચનકાયાથી જે કાંઇ દુષ્કૃત કર્યું હોય તેને નિન્દો, મિત્ર અથવા દુશ્મન, સ્વજન અથવા પરજન તે સર્વને ખમાવો અને તમે તેમને ખમો. તિર્યંચપણામાં તિર્યંચોને, નારકીપણામાં નારકીઓને, દેવપણામાં દેવોને અને મનુષ્યપણામાં મનુષ્યોને કાંઇ તમારાવડે દુઃખ થયું હોય તે સઘળાને તમે ખમાવો અને તેમની પ્રત્યે મૈત્રીભાવને ધારણ કરો !

જીવન, યૌવન, લક્ષ્મી, રૂપની શોભા અને સ્નેહીઓનો સમાગમ—આ સઘળું પવનથી ઉત્પન્ન થયેલા સાગરના પાણીના તરંગોની જેવું ચપલ છે.

વ્યાધિ, જન્મ, જરા અને મૃત્યુ આદિ આપત્તિઓથી વ્યાપ્ત સંસાર અટવીમાં પ્રાણીઓને પરમતારક શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ધર્મ જ શરણભૂત છે, તેના સિવાય અન્ય કોઇ શરણ નથી.

સંસારવર્તી સઘળા જીવો સ્વજન પણ થયા છે ને પરજન પણ થયા છે, તો તેવા પ્રકારના સંસારના સ્નેહીઓ ઉપર કોણ થોડા પણ રાગને કરે ?

ખરેખર જીવ એકલો જ ઉત્પન્ન થાય છે અને એકલો જ મરણને શરણ થાય છે; એકલો જ સુખને અનુભવે છે અને એકલો જ દુઃખને અનુભવે છે.

મૂર્ખ એવો આ જીવ અન્ય એવા શરીરમાં, અન્ય એવા ધન-ધાન્યમાં અને અન્ય એવા બંધુઓમાં ફોગટ મૂંઝાઇ પોતાના જીવનને પાપથી ભરપૂર કરે છે. ખરેખર ! આ પરના ( બીજાના ) સ્નેહમાં મૂંઝાયેલા જીવનું બાલીશપણું જ છે.

અરે ! કોણ એવો સુજ્ઞ પુરુષ હોય કે જે વસા ( ચરબી ), રુધિર, માંસ, હાડકાં, વિષ્ટા અને મૂત્રથી પરિપૂરિત અને અશુચિના સ્થાનરૂપ આ શરીર ઉપર મૂર્ચ્છા કરે ?

અહો ! ખેદની વાત છે કે-ભાડે ખરીદેલા ઘરની જેમ પ્રાપ્ત થયેલા આ દેહને થોડા કાળમાં મૂકવાનો નિશ્ચય હોવા છતાં બુદ્ધિમાન ગણાતા મનુષ્યો આ વિનશ્વર દેહમાં ( સ્થિર બુદ્ધિ ) વૃદ્ધિ કરી તેનું લાલન-પાલન કરે છે ! ચાહે તો ધીર હોય કે ચાહે તો કાયર હોય પણ સઘળાને અવશ્ય મરવાનું છે, તો કોણ એવો શ્રીમાન્ ધીરતાથી સમાધિમરણને ન નોતરે !

આ સંસારસાગરમાં ડૂબતા જીવોને અર્હન્ત ભગવાન, સિદ્ધ ભગવાન, એ પરમ તારકની આજ્ઞા મુજબ જીવનને ધારણ કરવાવાળા સાધુઓ અને જગતના હિતને માટે સ્થાપન કહેલો શ્રી જિનેશ્વરદેવનો ધર્મ-એ સિવાય બીજું કોઇ શરણભૂત નથી, માટે હે શુભ ગતિના ઇચ્છક મહાનુભાવ ! કલ્યાણને કરવાવાળા એ ચારેનું શરણ સ્વીકારો !

વળી એ જિનેશ્વર દેવોએ પ્રરૂપેલો ધર્મ માતા સમાન છે. એ પરમ તારકની આજ્ઞા મુજબ જીવનને ધારણ કરવાવાળા, જગતમાં કલેશનો વિનાશ કરવાવાળા, કંચન અને કામિનીના ત્યાગી ગુરુઓ તાત સમાન છે, એ ગુરુઓની આજ્ઞા મુજબ સંયમયોગોને સાધનાર સાધુઓ સહોદર સમાન છે અને પૂર્ણ શ્રદ્ધાથી શક્તિ અનુસાર એ ધર્મની સાધના કરવાવાળા સાધર્મિકો બંધુ સમાન છે. એ સિવાય જગતનો સ્નેહ-સંબંધ છે તે આત્માને હિત કરનાર નથી; માટે મહાનુભાવ ! એ સાચા સ્નેહીઓમાં જ સ્નેહભાવની કલ્પના કરો !

હે નાથ ! મારી કોઇ પણ જાતની ચિંતા નહિ કરતાં તમે તમારા જીવનના અંતિમ સમયે સાધવા લાયકને સાધી-લો. તમે મારી ઘણી ચિંતા કરીને, મારે માટે અનેક સામગ્રી મૂકી જશો, પણ મારું ભાગ્ય ( પુન્ય ) વિપરીત હશે તો એ આપે મૂકેલી સામગ્રી મારા ભોગવટામાં નહિ આવતાં અધિક ને અધિક પીડાકર નીવડશે. કોઇ કોઇને પણ સુખ દુઃખ આપી શકતું નથી એ સુખને દુઃખ આપનાર સૌ સૌનું પુન્ય અને પાપ છે, માટે મારી જરાએ ચિંતા નહિ કરતાં જીવનમાં કરેલ જીવનો ઘાત, અસત્ય આદિ ભાષણ, પરદ્રવ્યનું હરણ, મૈથુનનું સેવન અને અનેક જીવની ઘાતને કરવાવાળા આરંભ-પરિગ્રહનો ત્રિવિધે ત્રિવિધે ( મનવચનકાયાએ ) ત્યાગ કરો !

અનેક દુઃખના દાતાર, અતિ નિંદનીય જે અઢાર પાપસ્થાનકો છે તેનાથી તમે પાછા ફરો !

શ્રી ઋષભાદિ સઘળા તીર્થંકરોના આરાધક જીવનને યાદ કરી તેમને નમસ્કાર કરો !

ભરત, ઐરવત આદિ ક્ષેત્રોમાં થયેલા સઘળા તીર્થંકરોને હર્ષથી નમસ્કાર કરો !

જે સંસારસાગરમાં ડૂબતા પ્રાણીઓ માટે દ્વીપ સમાન છે, અને સંસારઅટવીમાં ભૂલા પડેલા માનવીઓ માટે માર્ગદર્શક છે એવા પરમ તારક શ્રી તીર્થંકર દેવોને નમસ્કાર કરવાથી

ભયંકર કારાગ્રહરૂપ સંસારનો જલદી અંત આવે છે, એ તારકને કરેલો નમસ્કાર બોધિના લાભને આપનારો થાય છે, માટે હે શુભેચ્છક મહાત્મન્! તમારા હૃદયમાં તે મહાન્ પુરુષોને નિરંતર ( આંતરા વગર ) નમસ્કાર કરતાં રહી તમે તમારા ભવનો અંત આણો!

વળી જે પાંચ પ્રકારના આચારની પાલનામાં નિરંતર રક્ત છે અને જે ભવનો ઉચ્છેદ કરવાવાળી કરણીમાં સદા ઉદ્યત છે, જેમના આલંબને અનંત ભવોના ઉપકારને કરવાવાળું સમ્યક્શ્રુત ધારણ કરાયું છે, એવા આચાર્યોને નમસ્કાર કરો! જે નિરંતર શ્રુતને ધારણ કરે છે અને શિષ્યવર્ગને નિરંતર અધ્યયન કરાવે છે એવા મહાત્મા ઉપાધ્યાયોને નમસ્કાર કરો! જે હંમેશા શીલવતથી સનાથ છે, ક્ષમાદિ ગુણોને ધારણ કરનાર છે અને મુક્તિની સાધનામાં તત્પર છે એવા સાધુઓને નમસ્કાર કરો!

હે સ્વામીનાથ! આ રીતે જે ઉત્તમ માનવીઓ પંચ નમસ્કારના સ્મરણની સાથે જીવનને ત્યજે છે તે માનવીઓ જો મોક્ષમાં ન જાય તો નિશ્ચયથી વૈમાનિક દેવ થઈ દેવગતિના સુખને અનુભવે છે.

હે સ્વામી! તમે બાહ્ય અને અભ્યંતર સાવદ્યની જે કરણી તેનો જીવનપર્યંત મન, વચન અને કાયાથી ત્યાગ કરો! ચારે પ્રકારનો જે આહાર તેનો પણ તમે જીવન પર્યંત ત્યાગ કરો! હે ઉત્તમ પુરુષ! શ્વાસ ચાલી રહેલા આ દેહને પણ તમે તજો! ધન, સ્વજન, ગૃહ આદિમાં હે પંડિત! મમત્વ મૂકી દો! કારણ કે અંતિમ સમયે સઘળુંયે મૂકીને જવાનું છે. આમાંની એક વસ્તુ સાથે આવવાની નથી. ફક્ત એક સાથે આવનાર ધર્મ છે; માટે હે ધીરપુરુષ! આપદ્માં ( દુઃખમાં ) સાચી સહાય દેનાર ધર્મબંધુમાં જ પ્રીતિ કરો!

દુષ્કર્મની ગર્હા, સત્કર્મની પ્રશંસા, સઘળા જીવોની સાથે ક્ષમાપના, ઉત્તમ ભાવનાનું ચિંતવન, ચાર પ્રકારનું શરણ, પંચપરમેષ્ઠી નમસ્કાર અને અનશન-આ રીતે ૬ પ્રકારે પતિને આરાધના કરાવી પુનઃ મદનરેખા પતિ પ્રત્યે ધીરતા રાખવાનું સૂચવતી કહેવા લાગી કે—હે મહાનુભાવ! આ પ્રમાણે નરકવ્યથાને ( દુઃખની પીડા ) વિસારી કોઈ પણ વસ્તુ ઉપર મમત્વ નહિ રાખતાં આ દુઃખને થોડી જ ક્ષણ સહન કરો! આ સંસારવર્તી જીવોને વારંવાર મનુષ્યપણું અને જિનધર્માદિ સામગ્રી મળવી દુર્લભ છે માટે સમચિત્તથી થોડી ક્ષણો સહન કરી દુર્લભ એવી મળેલી આ સામગ્રીના ફળને પ્રાપ્ત કરો!

આ રીતે મહાસતી શ્રી મદનરેખાના અમૃત સમાન વચનોવડે શાન્ત થઈ ગયો છે ક્રોધરૂપી અગ્નિ જેનો એવા યુગબાહુએ મસ્તકે અંજલી કરીને સર્વ અંગીકાર કર્યું અને શુભ ધ્યાનથી મરણ પામી પાંચમા બ્રહ્મદેવલોકે દશ સાગરોપમના આયુષ્યવાળા ઋદ્ધિમાન્ દેવતા થયા.

મુમુક્ષુ મુનિ




## ( ધર્મથી પ્રાપ્ત સાત પ્રકારની વૃદ્ધિ )

आयुर्वृद्धिर्यशोवृद्धि-र्बुद्धिप्रज्ञासुखश्रियां ।
धर्मसंतानवृद्धिश्च, धर्मात्सप्ताऽपि वृद्धयः ॥ १ ॥

અર્થ—ધર્મથી આ સાતે પ્રકારની વૃદ્ધિ થાય છેઃ-૧ આયુવૃદ્ધિ, ૨ યશવૃદ્ધિ, ૩ બુદ્ધિની વૃદ્ધિ, ૪ સુખવૃદ્ધિ, ૫ લક્ષ્મીવૃદ્ધિ, ૬ ધર્મવૃદ્ધિ ને ૭ સંતાનવૃદ્ધિ.

જગતમાં દષ્ટિ કરતાં આ સાતે પ્રકારની વૃદ્ધિ ધર્મીજનોમાં પ્રાયે દેખાય છે. દરેક ધર્મીજનમાં સાતે પ્રકારની વૃદ્ધિ હોતી નથી, પરંતુ જેમ જેમ ધર્મીપણાની વિશેષતા તેમ તેમ વૃદ્ધિની વિશેષતા જણાય છે.

૧ પ્રથમ **આયુવૃદ્ધિ** છે તે ધર્મથી કેવી રીતે થાય ? તેનું સમાધાન એ છે કે—આયુ ઘટવાના કારણો અધર્મનું-દુરાચારનું સેવન, અભક્ષ્યભક્ષણ વિગેરે છે. તેનાથી આયુષ્યની અપવર્તના ( ઘટવાપણું ) થાય છે. ધર્મીજનોના આયુની અપવર્તના થતી નથી. જેટલું આયુ બાંધીને આવ્યો હોય તેટલું પૂરેપૂરું ભોગવે છે તેથી તેને આયુની વૃદ્ધિ સમજવી.

૨ **યશોવૃદ્ધિ** તો ધર્મી પુરુષની થાય જ છે. તેને કોઇને કહેવા જવું પડતું નથી. પુષ્પની સુગંધ જેમ સ્વતઃ વિસ્તરે છે તેમ તેનો યશ પણ વિસ્તરે છે.

૩ **બુદ્ધિ તેમજ પ્રજ્ઞાની વૃદ્ધિ**-ધર્મનું આરાધન કરવાથી જ્ઞાનાવરણીયાદિ કર્મનો ક્ષયોપશમ થાય છે તેથી ધર્મીજનોની બુદ્ધિમાં વૃદ્ધિ જરૂર થાય છે. અનેક મુશ્કેલ કાર્યને તેની બુદ્ધિ સુગમ કરી આપે છે.

૪ **સુખની વૃદ્ધિ** ધર્મથી થાય તેમાં તો આશ્ચર્ય જ નથી, કારણ કે તેમાં કાર્યકારણ ભાવ રહેલો છે. ધર્મ કારણ છે, સુખ કાર્ય છે. કારણનું સેવન કરતાં કાર્યની નિષ્પત્તિ જરૂર થાય જ છે.

૫ **શ્રી—લક્ષ્મીની વૃદ્ધિ**-એમાં પણ કાર્યકારણભાવ છે. ધર્મ કારણ છે. જ્યાં કારણ શુદ્ધ હોય ત્યાં કાર્ય થાય જ છે. તેમાં પણ જેટલે અંશે કારણની પ્રબળતા તેટલે અંશે કાર્યસિદ્ધિમાં પ્રબળતા સમજવી. અર્થાત્ જેમ જેમ ધર્મારાધન વધારે કરે તેમ તેમ લક્ષ્મીમાં વૃદ્ધિ થાય જ છે.

૬ **ધર્મવૃદ્ધિ**-ધર્મના આરાધનથી ધર્મની વૃદ્ધિ થાય તેમાં તો સમજાવવાની જરૂર જ નથી, કારણ કે એ તો બંને એકસ્વરૂપવાળા જ છે.

૭ **સંતાનવૃદ્ધિ**-ધર્મથી સંતાનની વૃદ્ધિ થાય છે એમ કહેવામાં તાત્પર્ય એ છે કે-ધર્મી પુરુષ પ્રાયે પુત્રપુત્ર્યાદિ સંતતિવાળો જ હોય છે; વંધ્યાસ્થિતિવાળો હોતો નથી. વળી તેણે કેટલાક એવાં ધર્મકાર્યો આદરેલાં હોય છે કે જે વંશપરંપરા નીભાવવામાં આવે છે અને તેના પ્રથમ સ્થાપકને તેની અનુમોદનાજન્ય લાભ મળે છે. ધર્મી પિતા પુત્રપરિવારને પોતે આરંભેલાં ધર્મકાર્યો પૂરાં કરવાની તેમજ શરૂ રાખવાની ભલામણ કરે જ છે; તેથી તેને અનુમોદનાનું ફળ પ્રાપ્ત થાય છે.

આ સાત વૃદ્ધિ સંબંધી વિશેષ સ્પષ્ટતા અન્ય પ્રસંગે કરવામાં આવશે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—બાબુભાઈ એફ. શાહ-નવસારી )

**પ્રશ્ન ૧**—સાત વ્યસન પૈકી એક પણ વ્યસન સેવનાર ઘોર નરકમાં પડે છે એમ કહેલ છે તો તે નરક કઈ સમજવી ?

**ઉત્તર**—સાત નરક છે તેમાંની જ કોઇ સમજવી.

**પ્રશ્ન ૨**—સમકિતી જીવ રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લઇ શકે ?

**ઉત્તર**—લઇ શકે. એમાં વાંધો લાગતો નથી.

**પ્રશ્ન ૩**—સૂકું આદુ (સુંઠ), સૂકી હળદર ને સૂકો કચૂરો. ખપે છે ને બીજા કંદમૂળ સૂકાં કેમ ખપતાં નથી ?

**ઉત્તર**—આ ત્રણ વસ્તુ લીલીને જ જીવવિચાર વિગેરેમાં કંદમૂળ તરીકે ગણેલ છે તેથી તે સૂકાતાં અચિત્ત થઇ જવાને લીધે ખપે છે. બીજી વસ્તુ બટાટા વિગેરે માટે તેવો ઉલ્લેખ ન હોવાથી તે ખપે નહીં.

**પ્રશ્ન ૪**—કંદમૂળના ત્યાગની વાત સૂત્રમાં છે ?

**ઉત્તર**—ઉપાસગદશાંગાદિ અનેક સૂત્રોમાં છે.

**પ્રશ્ન ૫**—કલ્પસૂત્ર શ્રાવકાદિની સમક્ષ શા માટે વંચાય છે ? એમાં શ્રાવકને લગતું શું છે ?

**ઉત્તર**—ઘણું છે. મહાવીર પરમાત્મા વિગેરેના ચરિત્રોમાંથી શ્રાવકોએ ઘણો સાર ગ્રહણ કરવાનો છે.

**પ્રશ્ન ૬**—પ્રતિક્રમણમાં પાછળથી જે દાખલ થયેલ હોય તે ન બોલીએ તો દોષ લાગે ખરો ?

**ઉત્તર**—જરૂર લાગે. પ્રચલિત વિધિ પ્રમાણે સાદ્યંત બોલવું જ જોઈએ.

**પ્રશ્ન ૭**—સ્નાન કર્યા સિવાય દેરાસરે જવાય ? અને ગભારામાં પ્રવેશ કરીને પ્રભુની વાસક્ષેપ પૂજા થાય ?

**ઉત્તર**—દર્શન કરવા જવાય, ગભારામાં પ્રવેશ ન કરાય.

**પ્રશ્ન ૮**—વસ્તુપાળ તેજપાળની જેમ શ્રાવક રાજમંત્રી થઈ શકે ?

**ઉત્તર**—થઇ શકે. ઘણા શ્રાવકો રાજમંત્રી થયેલા છે ને શાસનને શોભાવ્યું છે.

પ્રશ્ન ૯—પાંચે પ્રકારના પ્રતિક્રમણમાં છ આવશ્યક થઇ રહ્યા પછીની વિધિઓ ન કરીએ તો વિરાધક ભાવ લાગે ?

ઉત્તર—જરૂર લાગે, છ આવશ્યક પછી જે આવે છે તે બધું કરવાનું છે.

પ્રશ્ન ૧૦—પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં અતિચારને બદલે વંદિત્તુ બોલાય ?

ઉત્તર—ન જ બોલાય. મોઢે ન આવડે તો વાંચીને પણ અતિચાર જ કહેવા.

પ્રશ્ન ૧૧—શ્રાવકને દેશસેવા પહેલી કે ધર્મસેવા પહેલી ?

ઉત્તર—ધર્મ ચૂકીને દેશસેવા ન કરે-ધર્મ જાળવીને જરૂર કરે.

પ્રશ્ન ૧૨—શ્રી મહાવીરસ્વામી માતપિતા કાળધર્મ પામ્યા પછી વડીલ બંધુના આગ્રહથી બે વર્ષ સંસારમાં રહ્યા તે શું બંધુ પરના મોહથી રહ્યા ?

ઉત્તર—મોહથી રહ્યા નથી. વિવેક જાળવવા વિવેકપૂર્વક રહ્યા છે.

પ્રશ્ન ૧૩—તીર્થંકર ને કેવળી કેવળજ્ઞાન પામ્યા પછી પાણી કેવું વાપરે ?

ઉત્તર—અચિત્ત જળ વાપરે-સચિત્તને સ્પર્શ પણ ન કરે.

પ્રશ્ન ૧૪—દેરાસરમાં જિનપૂજા પૂજારીઓ પાસે કરાવવી ઠીક છે કે પોતે તે કરવી ઠીક છે ?

ઉત્તર—શ્રાવકે જાતે જ જિનપૂજા કરવી યોગ્ય છે, પરંતુ તેમ બની શકે તેવું ન જ હોય તો અપૂજ્ય રહેવા ન દેતાં પૂજારી રાખીને પણ જિનપૂજા કરાવવી.

( ૨ )

( પ્રશ્નકાર—મુનિ પ્રેમવિમળજી )

પ્રશ્ન ૧—પર્યુષણના પ્રથમના ત્રણ દિવસ પર્યુષણ અષ્ટાહ્નિકા વ્યાખ્યાન વંચાય છે તેને બદલે પર્યુષણ પર્વની કથા વાંચી શકાય ?

ઉત્તર—ખુશીથી વાંચી શકાય. એમાં પણ તે જ હકીકત છે.

પ્રશ્ન ૨—કોઇ પણ લબ્ધિ પ્રાપ્ત થયા પછી જાય ?

ઉત્તર—લબ્ધિઓ ક્ષયોપશમ ભાવથી જ ઉત્પન્ન થાય છે તે અધ્યવસાયના ફેરફારથી અથવા પ્રમાદમાં પડી જવાથી જાય પણ ખરી. જુઓ ! ચૌદ પૂર્વ પણ મેળવેલા જાય છે. એ હકીકત પ્રસિદ્ધ છે. તેને પણ લબ્ધિમાં ગણેલ છે.

પ્રશ્ન ૩—અવધિજ્ઞાનનો લબ્ધિમાં સમાવેશ છે ?

ઉત્તર—અઠ્ઠાવીશ લબ્ધિમાં તેને પણ ગણેલ છે.

**પ્રશ્ન ૪**—ચોમાસામાં પોસાતીને મધ્યાહ્નનો કાજો લેતાં પહેલાં ને પછી બે વાર ઇરિયાવહી પડિક્કમવા કે એક વાર પડિક્કમવા ?

**ઉત્તર**—કાજો લીધા અગાઉ ડંડાસણ લાવી તે પડિલેહીને ઇરિયાવહી પડિક્કમવા, કાજો લીધા પછી પડિક્કમવા નહીં.

**પ્રશ્ન ૫**—જ્ઞાન અનંતું કહ્યું છે અને શ્રુતજ્ઞાનની મર્યાદા તો ચૌદ પૂર્વ અથવા દ્વાદશાંગીની છે તો તે અનંતું કેમ કહેવાય ?

**ઉત્તર**—શ્રુતજ્ઞાનની જે મર્યાદા છે તે અક્ષરરૂપ શ્રુતજ્ઞાનની છે. બોધરૂપે તો એકથી બીજા શ્રુતજ્ઞાની અનંતગુણ અર્થબોધવાળા હોય છે. તેથી અનંતું કહ્યું છે.

**પ્રશ્ન ૬**—ઉપદેશમાળામાં ગચ્છની ઉપેક્ષા કરવાથી દીર્ઘ સંસાર કરે એમ કહ્યું છે તો તેના કર્ત્તા ધર્મદાસગણિ વીરપ્રભુના હસ્તદીક્ષિત શિષ્ય હતા તે વખતે ગચ્છ ક્યાં હતા ?

**ઉત્તર**—તે વખતે ગચ્છ સૌધર્મ નામનો હતો. ગચ્છ એટલે મુનિઓનો સમુદાય. તેની ઉપેક્ષા ન કરવી એ ઉપદેશ છે. અત્યારે કહેવાતા ગચ્છાદિ તરફ દષ્ટિ ન કરશો. અત્યારે ગચ્છોમાં પરસ્પર વિરોધ છે તેવું તે વખતે નહોતું.

**પ્રશ્ન ૭**—પ્રતિક્રમણમાં સ્તવનના આદેશની જેમ સજ્ઝાય બોલવાનો આદેશ શ્રાવકને આપી શકાય ? પ્રભાતના પ્રતિક્રમણમાં ભરહેસરની સજ્ઝાય બોલવાનો આદેશ આપે છે.

**ઉત્તર**—સજ્ઝાય ગુરુમહારાજએ જ બોલવી એ મુખ્ય માર્ગ છે, છતાં લઘુસાધુઓને તો આદેશ આપે છે, પરંતુ શ્રાવકને અપાતો નથી. પ્રભાતના પ્રતિક્રમણ માટે પણ એ જ રીતિ યોગ્ય લાગે છે.

**પ્રશ્ન ૮**—સાધુ ગોચરી લાવ્યા પછી તેમાં કીડી ચડી જાય તો શું કરે ?

**ઉત્તર**—કીડીઓ ઊતરી શકે તેમ ન હોય તો જયણાપૂર્વક કીડીઓની વિરાધના ન થાય એમ તે આહાર પરઠવે. કેમ જયણા કરવી ? તે મુનિ જાણે છે; ન જાણતા હોય તેમણે ગુરુમહારાજને પૂછવું.

**પ્રશ્ન ૯**—જૈન શાસ્ત્રકારો વ્યવહારદષ્ટિ નિશ્ચયદષ્ટિવાળામાં પણ હોય છે-હોવી જોઈએ એમ કહે છે તો તે વાત જિનકલ્પીમાં કેમ ઘટી શકે ?

**ઉત્તર**—જિનકલ્પીને પણ વ્યવહારદષ્ટિ હોય છે, તેનો સર્વથા નિષેધ નથી. પ્રગટભાવે નિશ્ચયદષ્ટિ દેખાય છે.

**પ્રશ્ન ૧૦**—કોઈ મનુષ્ય બીજાની પાસેથી કોઈ વસ્તુ બળજબરીથી અથવા શરમાવીને લે તો તેને અદત્તાદાન લાગે ?

**ઉત્તર**—જાણજાણરીથી લેય તો લાગે.

**પ્રશ્ન ૧૧**—એકાસણું, આંબેલ, ઉપવાસ વિગેરે તપ કરનાર સાધુ કે શ્રાવક ઊભા ઊભા પાણી પી શકે ?

**ઉત્તર**—ઊભા ઊભા પાણી પીવાનો તપસ્યાવાળાને માટે તો ખાસ નિષેધ છે, તેથી સ્થિર આસને બેસીને જ પાણી પીવું.

**પ્રશ્ન ૧૨**—દહીંની જેમ શીખંડ બે દિવસ સુધી ખપી શકે ?

**ઉત્તર**—શીખંડમાં ને દહીંમાં બહુ ફેર છે. શીખંડમાં સાકર નાખેલ હોય છે તેથી તે તો તે દિવસે જ ખપે, પછી ન ખપે. વળી તેમાં દહીંપણું રહેલ નથી.

**પ્રશ્ન ૧૩**—**ज्ञानक्रियाभ्यां मोक्षः** એ વાક્યમાં જ્ઞાન ને ક્રિયા બેથી જ મોક્ષ કહેલ છે તેમાં સમકિત કેમ કહ્યું નથી ?

**ઉત્તર**—સમકિત વિનાના જ્ઞાનને અજ્ઞાન કહેલ છે તેથી જ્ઞાન કહ્યું એટલે તેના પેટામાં સમકિત આવી જ ગયું. એ સૂત્રનું વિશિષ્ટ સૂત્ર **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः** એ ધ્યાનમાં રાખવું.

**પ્રશ્ન ૧૪**—જેમ ચોથા વ્રતના ખંડનથી મુનિના પાંચે મહાવ્રતોનું ખંડન થઇ જવાનું કહેલ છે તેમ પહેલા મહાવ્રતના ખંડનથી બાકીના મહાવ્રતોનું ખંડન થાય કે નહીં ?

**ઉત્તર**—એને માટે થાય જ એમ કહી શકાય નહીં.

**પ્રશ્ન ૧૫**—પર્યુષણ પર્વ કરવા ને તેમાં કલ્પસૂત્રનું વાંચન કરવું તે હાલ જેમ ચોક્કસ રીતે થાય છે તેમ ચોવીશે પ્રભુના વખતમાં થતું હશે ?

**ઉત્તર**—પહેલા ને છેલ્લા તીર્થંકરના વારામાં પર્યુષણ પર્વનો નિરધાર છે, વચલા ૨૨ પ્રભુના વારામાં નથી. કલ્પસૂત્રના વાંચનને અંગે પ્રથમ પ્રભુના વારામાં કેમ હશે ? શું વંચાતું હશે ? તે કહી શકાય નહીં.

**પ્રશ્ન ૧૬**—બીજના ચંદ્રમાની જેમ પૂર્ણિમાનો ચંદ્ર પૂજ્ય મનાય ?

**ઉત્તર**—બીજનો ચંદ્ર કાંઇ પૂજ્ય ગણાતો નથી, પણ તે ચંદ્રના વિમાનમાં રહેલા શાશ્વત જિનેશ્વરને પૂજ્ય માનીને તેને નમસ્કાર થાય છે. લૌકિકમાં બીજની મુખ્યતા માની છે, પૂર્ણિમાની માની નથી.

**પ્રશ્ન ૧૭**—પ્રભુના અંગૂઠામાં ઇંદ્ર અમૃત સંક્રમાવે છે તો દેવતાઇ અમૃત મનુષ્ય જીરવી શકે ? વળી તે અમૃતથી અમર થવાય કે નહીં ?

**ઉત્તર**—અંગૂઠામાં સંક્રમાવેલું અમૃત મનુષ્યને યોગ્ય જ હોય છે. દેવતાઇ અમૃતની વાત કલ્પિત છે. જે અમૃત પીવાથી અમર થવાય એવું અમૃત જગતમાં ઉત્પન્ન થયેલ જ નથી.

કુંવરજી

## વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૧૪)

### રોથચાઈલ્ડના મુદ્રાલેખો

રોથચાઇલ્ડના કુટુંબનું નામ યુરોપનો ઇતિહાસ જાણનાર ન જાણે એવું ભાગ્યે જ સંભવે. એ કુટુંબ તદ્દન ગરીબીમાંથી ધનપતિને મસ્તકે ચઢ્યું એટલું જ નહિ, પણ એણે પોતાના ધનના બળથી આખા યુરોપના ઇતિહાસ પર ઘણી જબરી અસર કરી છે એ જગજાહેર વાત છે. એની ધનની મદદ ન હોત તો ઇંગ્લાંડ અને ફ્રાન્સનો નેપોલીઅનના વખતનો ઇતિહાસ તદ્દન જુદો જ લખાત. એના કુટુંબની શાખાઓ જુદા જુદા દેશોમાં ફાલીફૂલી, પણ એ સર્વેએ વેપાર-ધંધાને અંગે નિયમો-મુદ્રાલેખો પ્રથમથી મુકરર કર્યા હતા અને તેનું અક્ષરશઃ પાલન વર્તનથી કરવા દૃઢ નિર્ણય કર્યો હતો. એ નિયમો આપણા વ્યાપારી શરાફો અને એજન્ટો( આડતીઆઓ )ને બહુ ઉપયોગી છે તેથી અત્ર તેનો નામનિર્દેશ કોઈ જાતની વધારે ટીકા વગર કરવામાં આવે છે. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે વ્યવહારમાં કૌશલ્ય ધરાવવાની અને બતાવવાની એમાં મુદ્દામ ચાવીઓ છે. આ રહ્યા તે મુદ્રાલેખોઃ—

૧. તમારા ધંધાની બારીક વિગતો ઉપર પૂરતું ધ્યાન આપો. Attend carefully to the details of your business.
૨. સર્વ બાબતોમાં ખૂબ ઉદ્યુક્ત રહો. Be prompt in all things.
૩. ખૂબ સારી રીતે વિચાર કરો, પછી ચોક્કસ નિર્ણય કરી નાખો. Consider well, then decide positively.
૪. સાચું કરવા હિંમત ધરો, ખોટું કરતાં બીહો. Dare to do right, fear to do wrong.
૫. કસોટીઓને ધીરજપૂર્વક સહન કરો. Endure trials patiently.
૬. બહાદુરીપૂર્વક શૂરવીરતાથી જીવનસંગ્રામ લડો. Fight life's battle bravely, manfully.
૭. દુર્ગુણીની સોબતમાં પડો નહિ. Go not into the society of the vicious.
૮. સરળતાને પવિત્ર ગણો. Hold integrity sacred.
૯. બીજાની આબરૂ કે વ્યાપારને નુકસાન ન કરો. Injure not another's reputation nor business.
૧૦. માત્ર સદ્‌ગુણી સાથે જ હાથ મીલાવો. Join hands only with the virtuous.
૧૧. પાપી વિચારથી તમારા મનને દૂર રાખો. Keep your mind free from evil thought.

૧૨. ગમે તેટલો લાભ મળે તેમ હોય પણ અસત્ય ન બોલો. Lie not for any consideration.
૧૩. ઓળખાણો થોડી જ કરો. Make few acquaintances.
૧૪. તમે ન હો તેવા દેખાવાનો પ્રયત્ન કદી ન કરો. Never try to appear what you are not.
૧૫. શિષ્ટાચાર સાચવો. Observe *good* manners.
૧૬. તમારાં દેવાં સત્વર આપી દો. Pay your debts promptly.
૧૭. મિત્રની સત્યશીલતા પર કદી શંકા ન કરો. Question not the veracity of a friend.
૧૮. તમારા માબાપની સલાહને માન આપો. Respect the counsel of your parents.
૧૯. નિયમના ભોગને બદલે ધનનો ભોગ આપો. Sacrifice money rather than principle.
૨૦. કેફી પીણાંને અડો નહિ, ચાખો નહિ, અવકાશ આપો નહિ. Touch not, taste not, handle not intoxicating drinks.
૨૧. તમારી ફુરસદનો સુધારણા માટે ઉપયોગ કરો. Use your leisure time for improvemnt.
૨૨. ખોટાને આંગણે જતા નહિ. Venture not upon the threshold of wrong.
૨૩. તમારા મનોવિકારો પર સંભાળપૂર્વક તકેદારી રાખો. Watch carefully over your passions.
૨૪. દરેકને પ્રેમપૂર્વક સલામ કરો. Tend to every one a kindly salutation.
૨૫. નાહિમત કદી થશો નહિ. Yield not to discouragement,
૨૬. હકને માટે-સાચાને માટે ઉત્સાહપૂર્વક મહેનત કરો—અને વિજય-ફતેહ ચોક્કસ જ છે. *Zeacously labour for the right and success is certain.*

જીવનના આ માન્ય સૂત્રો પ્રમાણે ચાલનારને કોઈ જાતની અગવડ કે અડચણ પડવાનો, પશ્ચાત્તાપ કરવાનો, જીવનકલહમાં પાછા પડવાનો કે પ્રાપ્ત થયેલ સમૃદ્ધિ કે સ્થાન ગુમાવવાનો વારો કદી આવે નહિ એ તો સમજાય તેવી હકીકત છે. સૂત્ર જેવી વાત સંક્ષેપમાં પણ મુદ્દાસર રીતે કરી આખો જીવનવ્યવહાર આમાં કેંદ્રિત કરી દેવામાં આવ્યો છે. કોઇ વાર તાત્કાળિક લાભ જતો કરવો પડે, તો પણ આ સૂત્ર અનુસારે ચીવટથી કાર્યપ્રણાલિકા ગોઠવનાર કદી સરવાળે તો હારે નહિ. એમાં ઉન્નતિનાં પગથ્યુ પાકાં છે, સફળ છે, બહુજીવી છે, વિકાસ ફળદાતા છે અને તદ્દન વ્યવહારુ છે, વળી જીવનના ગમે તેવા વિભાગમાં કામ કરનારને સર્વાંશે લાગુ પડે તેવાં છે. વ્યવહારમાં ખરી કુશળતા આવા જીવનનિર્ણયોમાં છે અને ખરી ફતેહ તેનો ગમે તે ભોગે નિર્વાહ કરવામાં છે.

Rothchild's maxims. ( 31-10-37 )

# અક્ષરમાળા

(૫)

એકાવતારી દેવો( અનુત્તર વિમાનવાસી દેવો )નું આયુષ્ય, દેવતાઓમાં સર્વથી વધારે એટલે કે તેત્રીશ સાગરોપમનું હોય છે. અને તે બધોએ વખત તેઓ શય્યામાં સૂતા સૂતાં જ નિર્ગમન કરે છે. નિર્મળ એવા અવધિજ્ઞાનના તેઓ ધારક હોય છે. વળી શય્યા પરના ચંદ્રુઆમાં રહેલા મોતીઓના સંઘટ્ટથી ઉત્પન્ન થતાં નાટક અને સંગીતને તેઓ જોયા જ કરે છે. તે સુખમાં તેમની ભૂખ, તરસ પણ છીપાઇ જાય છે. આવા મહાન સુખમાં પણ તેઓ ક્ષણભર પણ હૃદયમાંથી પ્રભુને વીસરતા નથી. વિચારવા જેવું છે કે મનુષ્યના ક્ષણિક જીવનમાં નામમાત્રના બાહ્ય સુખોની પ્રાપ્તિ થયેથી માણસ એકદમ તેમાં મોહમુગ્ધ થઇ જાય છે અને ધર્મ એ દુઃખમાં સંભારવાની-ભૂતકાળની વસ્તુ થઇ જાય છે. શાતાવેદનીય કર્મથી ઉત્પન્ન થયેલા આવા મહાસુખોવાળા દેવો પણ ધર્મને વીસરતા નથી એ કેટલું બધું અનુકરણ કરવા લાયક છે ?

કેળવણીથી શું નથી બની શકતું ? પશુ જેવા જંગલી અજ્ઞાન માણસને પણ દેવ જેવો બનાવી શકાય છે. ખરેખર જેઓ તિર્યંચમાં ઉત્પન્ન થયા છે તેવા-શુક, મેના આદિ પક્ષીઓને પણ નિત્યના અભ્યાસબળથી મનુષ્યની ભાષામાં બોલતા કરી શકાય છે. સિંહ, વાઘ, સર્પ જેવા ક્રોધાંધ પ્રાણીઓને પણ કેળવણીથી તાબે કરી શકાય છે તો પછી કેળવણીથી માણસને યથાર્થ માણસ બનાવી શકાય એમાં શું આશ્ચર્ય છે ? માત્ર તેવા પ્રકારની ઉચ્ચ કેળવણી માટે ખંત અને ઉત્સાહ હોવો જોઇએ. આપણે પણ સૌ પ્રથમ તો અજ્ઞાન અને ધૂળમાં રમતા બાળકો જ હતા ને ? પણ કેળવણી ( માત્ર અક્ષરજ્ઞાન રૂપ જ કેળવણી નહીં પણ અક્ષરજ્ઞાનની સાથે સારા સંસ્કાર, ધાર્મિક જ્ઞાન, ભક્તિ, ક્રિયા, અનુભવ ઇત્યાદિ રૂપ કેળવણી )ની પ્રાપ્તિથી આજે પૂર્વે હતા તેવા ને તેવા નથી રહ્યા પણ વય વધવાની સાથે બુદ્ધિના વિકાસ આદિમાં ફેરફાર થયો છે. વળી કેળવણી માત્ર શાળામાં જ મળે છે એમ કાંઇ નથી, પણ અનુભવરૂપ શાળામાંથી જે માણસ ઘડાઇને બહાર નીકળે છે તેની કેળવણી સર્વ કરતાં વધી જાય છે એ ચોક્કસ છે.

ખેલ કરી બતાવવા માટે અષાઢાભૂતિ મુનિ વૈક્રિયલબ્ધિથી ભરત ચક્રવર્તી બને છે. જો ભરત ચક્રવર્તીનો ખેલ બરાબર કરી બતાવવો હોય તો સર્વ બાબતમાં તેના જેવું જ બનવું જોઇએ ને ? એટલે તે મુનિ ચક્રવર્તીની સમગ્ર ઋદ્ધિને વિકુર્વે છે અને છ ખંડને સાધવાની ક્રિયા કરીને છેવટે તેઓ આદર્શભુવનમાં ( આરિસાભુવનમાં ) બેસે છે. તે વખતે તેમની એક આંગલીમાંથી મુદ્રિકા સરી પડે છે. એટલે તેઓ ભરતની જેમ જ વિચારયુક્ત થઇ બીજી અંગુલીઓમાંથી પણ મુદ્રિકા સ્વયં કાઢી લે છે અને ભરત મહારાજના જેવી જ ભાવનાશ્રેણિએ ચઢી કેવળજ્ઞાનને સંપાદન કરે છે. એક નાટક ભજવવામાં કેટલી તન્મયતા ? કે જેમાંથી કેવળજ્ઞાન જેવું મહાફળ પ્રગટ્યું. ધન્ય છે તે મહામુનીશ્વરને !

ગેરવ્યાજબી વર્તન કોઇના પ્રત્યે પણ ચલાવવું તે યોગ્ય નથી. રાજા કે સત્તાધીશ હોય તો તેણે પણ ગેરવ્યાજબી રીતે કોઇને દંડવા ન જોઇએ અને સામાન્ય પ્રજાજન હોય તો તેણે બીજા કોઇના પ્રત્યે પણ અનીતિમય-ગેરવ્યાજબી વર્તણૂક રાખવી ન જોઇએ. શુદ્ધ વર્તનશાલીનો સુયશ પવનની જેમ સ્વયં ફેલાય છે અને તેની પ્રતિષ્ઠા એટલી તો સ્થાપિત થયેલી હોય છે કે તેના બોલ પર લોકો સર્વ કાંઇ ન્યોચ્છાવર કરવા તૈયાર થાય છે. એટલે શુદ્ધ ન્યાયવંત વર્તન એ માનવજીવનની ખાસીયત જ હોવી જોઇએ.

ઘેબર જેવી ઉત્તમ વસ્તુ ભૂખ્યા મનુષ્યોને દેવા છતાં જો હાથ ન માંડે તો જરૂર તે ઘેલો હોવો જોઇએ. શ્રીમદ્ યશોવિજયજી મહારાજનું આ કહેવું યોગ્ય જ છે. તેઓ શ્રી વિમળનાથજીની સ્તવના કરતાં કહે છે કે " હે ભવ્યો ! આળસુ મનુષ્યને ઘેર બેઠા ગંગા મળવા જેવો આ અવસર મળ્યો છે, માટે તમે વિમળજિનને સેવો, આવો અવસર ચૂકશો તો ભૂખ્યાને ઘેબર દેતાં તે ઘેલો મનુષ્ય હાથ ન માંડે તેવું થશે. "

ચેલા કરવામાં જ સર્વ બાબતનો સમાવેશ થઇ જાય છે એમ માનવામાં ભીંત ભૂલવા જેવું થાય છે. ખરા આત્માર્થી સાધુ તો સહેજે-અનાયાસે શિષ્ય થવા કોઇ આવે તો તેની પરીક્ષા કરી તેને સ્વીકારશે, પરંતુ તેટલા માટે કાવાદાવા કરવા તેમાં તો આત્માર્થીપણાનો લોપ જ થાય છે. તેવાઓને માટે ઉપાધ્યાયજી મહારાજશ્રી યશોવિજયજી કહે છે કે—

> નિજ ગણ સંચે મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે;
> લુંચે કેશ ન મુંચે માયા, તો તસ ન રહે પંચે.

અર્થાત્ મનને ખંચ્યા સિવાય પોતાના સમુદાયને શિષ્યાદિકથી વધાર્યે જાય ને ગ્રંથ ભણીને તેના સત્ય ભાવાર્થથી લોકોને વંચિત રાખે-સૂત્રના મનમાન્યા અર્થ રી લોકોને તે રીતે વંચે, વળી બાહ્યથી કેશનો લોચ કરે પણ અંતરથી માયા ધરેલ ન ાય તો એવા મુનિના પાંચે મહાવ્રત જળવાતા નથી.

છેક છેલ્લી અવસ્થા આવી ગઇ હોય, શરીર વળી ગયું હોય, મુખ પર કરચલીઓ પડી ગઇ હોય, લાકડી લેવાઇ ગઇ હોય અને સર્વ રીતે જરાવસ્થાએ શરીર પર ઘેરો ઘાલ્યો હોય તે છતાં એ વયમાં પણ તૃષ્ણા અને મારાપણું જતું નથી. કોઇ સરલ અને લઘુકર્મી જીવ જ તેની અસરથી પર હોય છે. મોહરાજાના મંત્ર રૂપ હુંપદ, મારાપણું, તૃષ્ણા, લોભ ઇત્યાદિ જવા મુશ્કેલ છે એમાં ખોટું તો નથી જ.

'જેવી ગતિ તેવી મતિ અને મતિ તેવી ગતિ' એ સત્ય જ છે. અર્થાત્ કે જે પ્રમાણે થવાનું હોય તેવી બુદ્ધિ સૂઝે છે. અથવા જીવની જેવી મતિ થાય છે તે ઉપરથી કેવી ગતિ ભવિષ્યમાં થશે તેની કલ્પના થઇ શકે છે. આમ બન્ને બાબતોનો પરસ્પર સંબંધ રહેલો છે. તેથી જ કહેવાયું છે કે બુદ્ધિ કર્માનુસારિણી અર્થાત્ જેવું કર્મ ઉદયમાં આવવાનું હોય તેવી બુદ્ધિ પ્રાયઃ તેને સૂઝે છે.

ઝેર તો મનુષ્યને એક જ વખત મારે છે પણ ક્રોધરૂપ ઝેર મનુષ્યને ભવોભવને વિષે ભાવમરણ નીપજાવનાર થાય છે, તેથી અનેક આત્મીય ગુણોનો ધ્વંસ થાય છે અને ક્રોધથી

ભવભ્રમણ-રખડપટ્ટી વધ્યા જ કરે છે. તેમજ આ ભવમાં તેવા દુર્જય ક્રોધથી કુટુમ્બમાં, મિત્રાદિકોમાં અને પાડોશીઓ સુદ્ધાંમાં કુસંપના બીજ વવાય છે. તેનું ફળ ખરાબ આવે છે. સંપ ત્યાં જંપ યાને શાંતિ હોય તે ખોટું નથી. તે માટે કહ્યું છે કે:—

"સંપ કર્યે કિંમત વધે, વળી ઘટે મન રીસ;
થાય અંક મુખ ફેરવ્યે, ત્રેસઠના છત્રીશ."

અર્થાત્ સંપથી મનુષ્યની કિંમત વધે છે અને રીસ કરવાથી કિંમત ઘટે છે. જેમ ૬૩ ને અવળા કરવાથી ૩૬ થાય છે. એટલે સંખ્યામાં ૨૭ ઘટી જાય છે તેમ મનુષ્યની પણ રીસ યાને ક્રોધ કરવાથી કિંમત ઘટી જાય છે. એમ જાણી સંપ વધારવા પ્રયત્ન કરવો એ સર્વને હિતકર છે.

ટેવ પડી હોય તે જવી પ્રાય: મુશ્કેલ છે. જ્યારે તે ટેવ પ્રમાણે વર્તવામાં આવે ત્યારે જ માણસને શાંતિ થાય છે. ઘણાઓને બીડી પીવાની આદત હોય છે. પ્રસંગવશાત્ એવા વાતાવરણમાં આવી ચડેલ હોય કે જ્યાં બીડી મળવી મુશ્કેલ હોય અથવા સભ્યતાની ખાતર પી શકાય તેમ ન હોય તો વ્યસનીને શાંતિ મળતી નથી અને તેનો જીવ તેમાં જ વળગેલો રહે છે. ક્યારે લાગ મળે અને બીડી પી શકું આ વૃત્તિ થયા કરે છે. આ લેખકને રાજદ્વારી લડતને અંગે સાબરમતી જેલમાં અને યરોડા જેલમાં જવાનું બનેલ ત્યારે આ ઘૃણાસ્પદ બીના અનેક વાર જોવાયેલ છે. સત્યાગ્રહને અંગે ઘરબારનો મોહ છોડીને આવેલા ઘણાએ યુવાનોને બીડી જેવી નજીવી ટેવના કારણે વોર્ડરો( કેદીઓના ઉપરી )ની ખુશામત કરતા જોયા છે અને તેમ કરીને તેઓ ગુપ્તપણે બીડી પીતા હતા. એથી પણ ઘૃણા ઉપજાવે તેવી બીના તો એ છે કે છૂટથી મોટા પ્રમાણમાં બીડીઓ તો મળવી મુશ્કેલ હતી. એટલે એક બીડી સળગાવીને તેને ૩-૪ જણા પીતા. આ ઉપરથી એ જોઇ શકાય છે કે આવી નજીવી ટેવો પણ ઘણી વાર માણસ પર સ્વાર થઇ જાય છે. માણસના આત્મબળ કરતાં પણ બીડીના આકર્ષણનું બળ વધી ગયું. કેટલી શરમાવનારી બીના છે ! ટેવ તરીકે તે જોઇશે જ, તેના વિના નહીં ચાલે, એ રીતે છીંકણી સુંઘવાં જેવું નાનું વ્યસન હોય તો પણ તેને વિસર્જન કરવું જોઇએ, મનોનિગ્રહનો અર્થ જ એ છે કે એક ઇચ્છા ઉદ્ભવી અને તેના વિના નહીં ચાલે એમ જણાય ત્યારે તો ખાસ કરીને તેના વિના ચલાવી લેવું ઉત્તમ છે. આત્મબળની પરીક્ષા જ ત્યારે છે. ઘણાઓને ચા વિના ચાલતું નથી, પરંતુ એ એક પ્રકારની માનસિક નબળાઇ જ છે. ન ચાલે તેમ કહેવું એ જ શરમજનક છે. તેવું કોઇપણ વ્યસન હોય તો તેમાંથી પ્રયત્નપૂર્વક છૂટવું એ જ ઉત્તમ છે.

ઠેકાણું બરાબર લખ્યું ન હોય તેવો કોઇ કાગળ જો પોસ્ટ કર્યો હોય તો તે જ્યાં મોકલ્યો હોય ત્યાં ટાઇમસર ન પહોંચે એ સ્વાભાવિક છે. તેવી જ રીતે આપણે ધર્મક્રિયા આદિ કરીએ પણ જો ઠેકાણારૂપ ધ્યેય કે કેંદ્રબિન્દુ જો લક્ષગત કર્યું ન હોય તો શઢ વિનાના વહાણના જેવી જ ગતિ થાય એ દેખીતું જ છે. જેમ પવન ચાલે તેમ તે વહાણ ઘસડાઇ જાય છે અને પરિણામે ધ્યેયશૂન્ય તે વહાણ જળસમાધિ લે એ દેખીતું જ છે. એ જ દશા ગતાનુગતિક ન્યાયે ચાલનાર ક્રિયાવાદીની થાય છે. તેથી ક્રિયા આદિનો હેતુ

બરાબર સમજીને, મોક્ષના ધ્યેયથી, સમ્યગ્ જ્ઞાનપૂર્વક જો તેને કરવામાં આવે તો ધ્રુવ તારાને અનુલક્ષીને શઢવાળું વહાણુ જેમ નિર્વિઘ્ને કિનારે પહોંચે છે તેમ તે સાધક પણ પૂર્વે દર્શાવ્યા પ્રમાણેની જ્ઞાન-ક્રિયાથી મુક્તિનગરે પહોંચે છે.

દેડકાનો ભવ પામેલ નંદ મણિયારનો જીવ પોતે કરાવેલ વાવમાં વ્યામોહ રહેવાથી તેમાં દેડકાપણે ઉત્પન્ન થયેલ, પરંતુ યોગ્ય જીવ હોવાથી ત્યાં પણ લોકોના મુખેથી પ્રભુનું નામ સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાનને પામે છે અને હર્ષપૂર્વક પ્રભુને વાંદવા માટે જવા તે વાવની બહાર નીકળે છે. પ્રભુના દર્શનાર્થે તે આગળ વધે છે, તે વખતે શ્રેણિક મહારાજના એક સૈનિકના અશ્વના પગ નીચે તે કચરાઇ જાય છે અને જિનદર્શનના શુભ વિચારમાં મૃત્યુ પામવાથી દેવગતિને વરે છે. અહો શું પ્રભુનો અચિંત્ય પ્રભાવ ? તેમના દર્શન, સ્પર્શન, વંદન, ભક્તિ આદિ તો દૂર રહો, પરંતુ તેમના નામની શુભ ભાવનાથી પણ તિર્યંચ અવસ્થા પામેલો દેડકો મૃત્યુ પામીને દેવ થાય છે. ખરેખર અરિહંતોનું દર્શન કે નામસ્મરણ પણ મહાફળને દેવા સમર્થ છે.

ઢેઢ આદિ અસ્પૃશ્ય જાતિને અડવું તે પૂર્વપ્રથા અનુસારે ઠીક ગણાતું નથી, પરંતુ તે વિષયમાં જો વિવેકથી વિચાર કરીએ તો સ્પષ્ટ જણાય છે કે તે પ્રવૃતિ ગમે તેણે કાઢી હોય અને ગમે તે કારણે તે પ્રથા પ્રચલિત થઇ હોય, પરંતુ માણસ માણસની અવગણના કરે-શ્વાનાદિકનો સ્પર્શ થઇ શકે પણ માણસજાતમાંહેની અસ્પૃશ્ય કહેવાતી જાતીનો સ્પર્શ પણ ન થાય એ કેટલી બેહુદી વાત છે ? આના કૃત્યથી " અમે ઊંચા છીએ " તેવો જાતિમદ નથી થતો શું ? ખરી વાત એ છે કે-માણુસ માણસથી કદી પણ અભડાઇ શકે જ નહીં તેમજ તેવી રીતે તેનું અપમાન કરી શકે નહીં. તાત્કાલિક દૃષ્ટિએ જોઇએ તો મનુષ્યને ઊંચ કે નીચ તેની જાતિથી નહીં પણ તેના કૃત્યોથી જ ગણી શકાય છે. તે માટે અખાએ ઠીકજ કહ્યું છે કે

ઊંચ ખરા તે ઊંચ ન જાણુ, નીચ તે નોહે નીચ નિર્માણ;
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પિંડ ઠાલો નથી કર્યો
કહે અખો સ્વપ્નામાં બકયો, જેમ છે તેમ જોઈ નવ શકયો.

મનુષ્ય પોતાના કાર્યથી જ ઊંચ નીચ હોય છે પણ જાતિથી નહીં, તે વિષે ચાર મૂળ-સૂત્ર માંહેના ઉત્તરાધ્યયન સૂત્રમાં પણ નીચેનું કથન ઉપલબ્ધ થાય છે—

कम्मुणा बम्भणो होइ, कम्मुणा होइ खत्तिओ ।
कम्मुणा वइसो होइ, सुद्दो हवइ कम्मुणा ॥

અર્થાત્ કે-મનુષ્ય પોતાના કાર્યથી જ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર હોય છે.

તેજમાં તેજ સમાવામાં જેમ કશી પણ હરકત આવતી નથી તેવી જ રીતે સિદ્ધાલયમાં એક અવગાહને અનંતા સિદ્ધો નિરાબાધપણે સ્વસ્વરૂપમાં સ્થિર રહી અક્ષય અને અનંત આનંદ સુખને ભોગવી રહ્યા છે. નમસ્કાર હો તે સિદ્ધ ભગવંતોને !

ઘેલીમાં પ્રત્યેક ચીજ રહી શકે છે. કોઇ ઉમદા દ્રવ્યો પણ તેમાં રખાય છે, અને શાક કે વનસ્પતિ જેવી ચીજો તથા બીજી પરચુરણ ચીજો પણ તેમાં રાખી શકાય છે.

તેવી જ રીતે મગજ પણ એક પ્રકારની થેલી જેવો જ છે. તેમાં સારા વિચારો પણ સંગ્રહી શકાય છે અને ખરાબ વિચારો પણ રાખી શકાય છે. માત્ર ઇચ્છાશક્તિની પ્રબળતા ઉપર તે બાબતનો આધાર છે. મગજમાં અને હૃદયમાં શુભ વિચારોનું બળ વધારવાથી મનુષ્યના ચ્હેરા પર કુદરતી રીતેજ પ્રભાવિકતા અંકિત-મુદ્રિત થાય છે અને તેવી વ્યક્તિની છાપ અનેરી જ પડે છે; માટે બને ત્યાં સુધી મગજમાં કે હૃદયમાં હલકા વિચારોને સ્થાન નહીં આપતાં નિત્ય ઉચ્ચાશયીપણામાં પ્રવર્દ્ધમાન થવું શ્રેષ્ઠ છે. સુખના દ્વારો ખોલવાની તે ઉમદા ચાવી છે.

દેહરૂપ મંદિરમાં આત્મારૂપ દેવ બિરાજે છે એમ આપણે અનેક લક્ષણોથી અને શાસ્ત્રકથનથી જાણીએ છીએ. તે દેવમંદિર કેવું હોવું જોઇએ? ખરાબ વિચારો રૂપ મળથી રહિત અને નિર્મળ હોવું જોઇએ. શુભ વિચારોથી તે સુંદર યાને સ્વચ્છ હોવું જોઇએ. વળી અનેક જાતના સદ્ગુણો રૂપ સુગંધથી તે મ્હેકી ઊઠવું જોઇએ. પરમ શાંતિ અને ભક્તિરૂપ સ્થંભો તો તેના આધારભૂત હોવા જોઇએ. મંદિરની ઉપમા ત્યારે જ સાર્થક થાય કે જ્યારે ઉપરોક્ત ગુણો તેમાં વસે.

ધેનુ-ગાય જેમ ઓખર કરી આવે છે, પરંતુ મનુષ્યો તેના પ્રતિ દુર્લક્ષ કરે છે, અને ગાયના અમૃત સમા દૂધને જ લક્ષ્યબિન્દુ તરીકે રાખે છે. તેવી જ રીતે ગુણાનુરાગી મનુષ્યો પણ અન્ય જનોના દોષો જોવા કરતાં, ગુણગ્રાહકદષ્ટિ રાખીને અન્યના ૯૯ દોષોને ભૂલી જઇને પણ એક ગુણ ગ્રહણ કરે છે. આવી ગુણગ્રાહકદષ્ટિ અને ગુણાનુરાગીપણું જ્યારે આત્મામાં પ્રગટે ત્યારે આપોઆપ સદ્ગુણોની ભરતી તેનામાં થવા લાગે છે અને તેની યોગ્યતાનો પારો સ્વયં ચડવા માંડે છે. લોકો પણ તેના ગુણની સુગંધથી આકર્ષાઇને તેને માન આપે છે. ( ચાલુ )

રાજપાળ મગનલાલ વ્હોરા



## શ્રી કદંબગિરિ તીર્થમાં થનારો મહાન્ ઉત્સવ

આ તીર્થ વાસ્તવિક તો ગઇ ચોવીશીના તીર્થંકરના કદંબ નામના ગણધરથી થયેલું છે પરંતુ વચમાં અસંખ્ય કાળ વ્યતીત થઇ જવાથી આ અવસર્પિણીના ચોથા આરામાં તેની નવી શરૂઆત થઇ છે. તે ટેકરી સિદ્ધાચળની નજીકમાં જ છે અને બાર ગાઉની પ્રદક્ષિણામાં તે આવે છે. હાલમાં ચાર પાંચ વર્ષથી તે તીર્થને ઉન્નત સ્થિતિમાં લાવવા માટે આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરે પ્રબળ પ્રયાસ શરૂ કર્યો છે. તેને અંગે ત્યાં ઉપર ને નીચે દેરાસરો બંધાયા છે. એક વાર તો અંજનશલાકા ને પ્રતિષ્ઠા થઇ ગઇ છે. હાલમાં સવિશેષપણે અંજનશલાકા ને પ્રતિષ્ઠા થવાની છે તેની કુંકુમપત્રિકા તે તીર્થનો વહીવટ કરનાર તરીકે સ્થાપિત નામવાળા શેઠ જિનદાસ ધર્મદાસના નામથી બહાર પડી છે તે વાંચવાથી જ મહોત્સવ કેવો અપૂર્વ થશે તે સમજી શકાય તેમ છે. ચૈત્ર વદિ ૧૧ થી મહોત્સવની શરૂઆત થવાની છે. વૈશાખ શુદિ ૭ મે અંજનશલાકા થવાની છે, શુદિ ૧૦ મે પ્રતિષ્ઠા થવાની છે. ખાસ લાભ લેવા જેવો પ્રસંગ છે. ક્રિયા પણ ખાસ જોવા જેવી છે.

# સામાયિકનું ફળ

સામાયિક મોક્ષાંગ છે. મોક્ષાંગ કહેવાથી સામાયિકનું સૌથી વધારે માહાત્મ્ય બતાવેલ છે એટલે તે કરતા વધારે ફળ કહેવાની જરૂર ન રહે છતાં શાસ્ત્રકારોએ તેનું પ્રમાણ બીજી રીતે કાઢેલ છે તે જુઓ !

दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडियं एगो ।
एगो पुण सामाइय, करेइ न पहुप्पए तस्स ॥

અર્થ—કોઇ મનુષ્ય દરેક દિવસે લાખ લાખ સુવર્ણનું—સોનૈયાનું દાન દે અને કોઇ મનુષ્ય એક સામાયિક કરે પણ સામાયિક કરનારની તોલે લાખો સોનૈયા હમેશાં દાન દેનારો આવતો નથી. આવો સામાયિકનો મહિમા છે. બાર વ્રતની પૂજામાં કહ્યું છે કે—

**લખ ઓગણસાઠ બાણુ કોડી, પચવીશ સહસ નવશેં જોડી;**
**પચવીશ પલ્યોપમ ઝાઝેરું, તે બાંધે આયુ સુરકેરું.**

बाणवइ कोडीओ, लक्खा गुणसट्ठी सहस्सा पणविसं ।
नवसय पणविसाए, सतिहा अडभाग पलिअस्स ॥

શુદ્ધ સામાયિક કરનારને આટલું ફળ કહ્યું છે:—તે ૯૨૫૯૨૫૯૨૫ ⅜ પલ્યોપમ દેવગતિનું આયુષ્ય બાંધે છે. વળી કહ્યું છે કે—

**સામાયિક વ્રત પાળી જુગતે, તે ભવ ધનમિત્ર ગયો મુગતે;**
**આગમ રીતે વ્રત હું પાળું, પંચમ ગુણઠાણું અજવાળું હો સાહેબજી !**

અર્થ—યુક્તિપૂર્વક-ઉપયોગપૂર્વક સામાયિક કરી ધનમિત્ર તે જ ભવને વિષે મોક્ષ પામ્યો. હું પણ આગમરીતે, મહાપુરુષો જે પ્રકારે ઓધી ગયા છે તે પ્રકારે એ વ્રત આદરું અને એમ કરી દેશવિરતિ નામના શ્રાવકને યોગ્ય પાંચમા ગુણસ્થાનકનો મહિમા વધારું. ઉત્તમ શ્રાવક પોતાના શ્રાવકપણાને દીપાવવાનો જ મનોરથ રાખે.

સામાયિક એ દેશચારિત્ર છે. દેશવિરતિ શ્રાવકને પ્રતિદિવસે સામાયિક કર્તવ્ય છે.

શ્રી કર્પૂરપ્રકર નામક ગ્રંથના શ્લોક ૪૭ અને ૪૮ માં કહે છે કે—

सामायिकं द्विघटिकं चीरकर्मभेदि, चंद्रावतंसकवदुच्चधियोऽत्र किं तु ।
स्पर्शोऽपि सत्यमुदकं मलिनत्वनाशी-घोरं तमो हरति वा क्षत एव दीपः ॥

વિશેષાર્થ—સામાયિક બે ઘડી પાળ્યું હોય તો પણ ઘણા કાળના સંચેલા કર્મોને ભેદનારું થાય છે. કોની પેઠે ? તો કે ચંદ્રાવતંસક રાજાની પેઠે. અર્થાત્ બે

ઘડીપર્યંત કરેલું સામાયિક અનેક વર્ષોના કરતાં કર્મોનો નાશ કરે છે તો ઝાઝી વાર કરેલાં સામાયિકથી દીર્ઘકાળના કરેલાં કર્મોનો નાશ થાય:તેમાં તો શું આશ્ચર્ય ! અહીં દષ્ટાંત કહે છે—જેમ જળ સ્પર્શ કરવા માત્રથી મલિનપણાને નાશ કરનાર થાય છે અને દીવો કરતાં જ જેમ અંધકારનું તે હરણ કરે છે તેમ.

सामायिकं समतयारिसुहृत्ससिद्ध्यै, प्रद्योतमुक्तिकृदुदायिनराजवत्स्यात् ।
सचंदनांशुकमिवास्फुटकुष्ठभाजः, तत्कुर्वतः कपटतो बहिरंगशुध्यै ॥

અર્થ—શત્રુ મિત્રોને વિષે સમભાવરૂપ સામાયિક કર્યું હોય તો સિદ્ધિને માટે થાય છે. કેની પેઠે ? ચંડપ્રદ્યોત:રાજાને બંધનથી મુક્ત કરનાર એવા ઉદાયિ રાજાની પેઠે. અને કપટથી સામાયિક કરનારને બહારના અંગની શુદ્ધિને માટે થાય છે. ત્યાં દૃષ્ટાંત કહે છે કે જેમ જે પ્રાણીને કોઢનો રોગ બહાર દેખાણો નથી તે પ્રાણીને સારું ચંદન ચોપડવું તે વસ્ત્ર જેવું લાગે છે તેમ તેવું સામાયિક બહારના દોષોને માત્ર ઢાંકે છે, માટે શુદ્ધ સામાયિક સર્વ ભવ્ય જીવોએ કરવું.

सामाइयं कुणंतो, समभावं सावओ अ घडियदुगं ।
आउ सुरेपु बंधइ, इतिअमित्ताइ पलियाइं ॥

અર્થ—બે ઘડી સમભાવથી સામાયિક કરનાર શ્રાવક અસંખ્ય વરસોનું દેવાયુ બાંધે છે. (તે જીવ તદ્ભવમોક્ષગામી ન હોય તો). વળી સામાયિક એ સમતાનો પ્રવાહ છે-સમતાનો સમુદ્ર છે, તેથી તેમાં રહેવાથી શ્રાવક સાધુ સમાન થઈ શકે છે. કહ્યું છે કે—

सामाइअंमि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं, वहुसो सामाइयं कुज्जा ॥

અર્થ—સામાયિક કર્યે છતે શ્રાવક સાધુ જેવો થાય છે, તેટલા માટે બહુ વાર સામાયિક કરવું. આ વાત સત્ય છે, કારણ કે સાધુમાં ક્ષમા, વૈરાગ્ય વૃત્તિ, ઉદાસીનતા, સ્ત્રી પુત્ર દેહ વિગેરે પરના મમત્વનો ત્યાગ, બ્રહ્મચર્ય આદિ જે મહાન્ ગુણો હોવા જોઇએ તેની છાયા સામાયિક કરતી વખતે શ્રાવકને પણ આવે છે. તપ કરતાં પણ સમતાવાળું સામાયિક શ્રેષ્ઠ છે. તે માટે જુઓ—

तिव्वतवं तवमाणो, जं नवि निट्ठवइ जम्मकोडिहिं ।
तं समभावियचित्तो, खवेइ कम्मं खणद्धेण ॥

અર્થ—કરોડ જન્મો સુધી તીવ્ર તપ તપતાં પણ જે કર્મ ક્ષીણ થતા નથી તે સમતાવાન જીવ સમતાથી સામાયિક કરી અર્ધ ક્ષણમાં ક્ષીણ કરે છે. આ સામાયિકનું ઉત્કૃષ્ટ સ્વરૂપ છે અને તે પણ અભ્યાસે કરી પ્રાપ્ત થઇ શકે છે. વળી—

जे केवि गया मोक्खं, जे वि य गच्छंति जे गमिस्संति ।
ते सव्वे सामाइअ-महप्पेणं मुणेयव्वं ॥

અર્થ—જે કોઇ મોક્ષે પધાર્યા, પધારશે. અથવા પધારે છે તે સર્વ સામાયિકના

પ્રભાવથી જ એમ જાણવું. સામાયિક કરવાથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ થાય છે. સામાયિક એ ભાવસ્તવ છે, તે પ્રાપ્ત થવાથી પૂજા આદિ દ્રવ્યસ્તવ કરવાની જરૂર રહેતી નથી. સામાયિક ઉદય આવવું મહા દુર્લભ છે. તેથી દેવો પણ પોતાના હૃદયમાં સામાયિકની સામગ્રી મેળવવા ઇચ્છે છે કે-એક મુહૂર્ત્ત માત્ર સામાયિક કરવાનું મને ઉદયમાં આવે તો મારું દેવપણું સફળ થઇ જાય. તેથી શ્રાવકે શુદ્ધ સામાયિક જરૂર કરવું.

ફળનો વિશેષ વિસ્તાર શ્રી વીર ભગવાનને ' सामाइएणं भंते जीवे किं जणइ ?' એટલે સામાયિક કરનારો જીવ શું ઉપાર્જન કરે ? એ પ્રશ્ન પૂછવામાં આવતાં તેના ઉત્તરમાં કહેલ ઉત્તમ ફળ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમાં બતાવેલ છે ત્યાંથી જોઇ લેવું. અહીં વિસ્તારના ભયથી જણાવેલ નથી. વળી કહ્યું છે કે—

> न हूयते तप्यते न, दीप्यते वा न किंचन ।
> अहो अमूल्यं कर्तव्यं, साम्यमात्रेण निवृतिः ॥
> किं तिव्वेण तवेणं, किंच जवेणं कि चरित्तेणं ।
> सामाइय विण मुक्खो, न हु हुओ कहवि न हु होइ ॥

શ્રી ભગવતી અંગમાં કહ્યું છે કે—ગમે તેવો તીવ્ર તપ તપે અથવા જપ કરે અને દ્રવ્યચારિત્રનું ગ્રહણ કરે, પરંતુ સમતા વિના—સામાયિક ( ઉત્કૃષ્ટ ભાવના ) વિના મોક્ષ કોઇનો થયો નથી, થતો નથી, થશે નહી. આવું સામાયિકનું માહાત્મ્ય છે. વસ્તુત: સામાયિક મોક્ષાંગ છે. તે સામાયિક સદ્‌ભાવપૂર્વક થાય તો બહુ લાભ થાય માટે આત્મહિતની ઇચ્છાવાળાએ સામાયિક કરવાનો સદૈવ ભાવ રાખવો.

મુનિ વિદ્યાનંદવિજય



## સિંધના પ્રદેશમાં થયેલો ધર્મનો પ્રચાર

આચાર્યશ્રી વિજયધર્મસૂરિના શિષ્ય મુનિરાજશ્રી વિદ્યાવિજયજી તથા મુનિરાજશ્રી જયંતવિજયજી વિગેરેએ ગયું ચોમાસું કરાંચીમાં કરવાથી તેમના સચોટ અને મધ્યસ્થ ઉપદેશથી ત્યાંની જૈન અને જૈનેતર પ્રજા ઉપર બહુ અસર થઇ છે અને તેઓ તેમના ઉપર બહુ ભક્તિવાળા થયા છે. એ પ્રદેશમાં હિંસાનો પ્રચાર બહુ વિસ્તારવાળો છે છતાં મહારાજશ્રીના ઉપદેશથી તેમાં ઘણો ઘટાડો થયો છે. હજુ તેમાં વધારે જળસિંચનની આવશ્યકતા હોવાથી અને એ પ્રદેશમાં વિહારભૂમિ મુશ્કેલ હોવાથી વારંવાર જઇ શકાય તેવું નથી એમ જાણીને શ્રીસંઘના આગ્રહથી આવતું ચાતુર્માસ પણ ત્યાં કરવાનું ઠર્યું છે. આવા પ્રદેશમાં મુનિવિહાર જો અવારનવાર થયા કરે તો જરૂર ધર્મપ્રવૃત્તિ વિશેષ રહ્યા કરે, ખરા ધર્મનું સ્વરૂપ સમજાય અને આત્મહિત પણ થાય. આશા છે કે-અન્ય મુનિમહારાજાઓ પણ આ સૂચના પર ધ્યાન આપશે. ખાસ કરીને ત્યાંના જૈનવર્ગમાં સંપની વૃદ્ધિ થયેલી જાણી આનંદ થાય છે.

## (૧૧) માનદ્વાર

મંદાક્રાન્તા

જ્યાંથી મોટી વિપદ-નદીઓ દુસ્તરા નીકળે છે,
જ્યાં શિષ્ટોને રુચિત ગુણના ગ્રામનું નામ ના છે;
ધારે હિંસામતિ-ધૂમભર્યા ક્રોધ દાવાગ્નિને જે,
તે માનાદ્રિ ત્યજ, ઉચિતતાને દુરારોહ છે જે. ૪૯.

વિવેચન—જેમાંથી દુસ્તર-તરવી મુશ્કેલ એવી વિપત્તિરૂપ નદીઓ નીકળે છે; જેમાં શિષ્ટજનોને રુચે એવા ગુણગ્રામનું નામ પણ નથી; હિંસાબુદ્ધિરૂપ ધૂમ્રથી વ્યાપ્ત એવો ક્રોધરૂપ દાવાનલ જે ધારણ કરે છે અને જે ઔચિત્યવૃત્તિને દુરારોહ—ચઢવો મુશ્કેલ છે,—એવા માનરૂપ પર્વતનો ત્યાગ કર!

અત્રે માનને જ્વાલામુખી પર્વતનું રૂપક આપી તેનું ત્યાજ્યપણું દર્શાવ્યું છે. પર્વત જેમ નદીઓનું ઉદ્ભવ-સ્થાન છે, તેમ માન-પર્વત આપત્તિરૂપ નદીઓનું જન્મસ્થાન છે અને તે આપત્તિ કાંઈ નાનીસૂની નહિં, પરંતુ મહાનદી જેવી દુસ્તર-પાર ઉતરવી અતિ કઠિન હોય છે.

પર્વત ઉપર કોઇ સુંદર દર્શનીય ગામ આદિ વસ્યું હોય તો ત્યાં ચઢવાનું મન થાય, પણ આ માન-પર્વત પર તો શિષ્ટ જનોને રુચે એવા ગુણગ્રામનું નામનિશાન પણ નથી. એટલે ત્યાં ચઢવાનું એવું કંઇ આકર્ષણ છે નહિં. તાત્પર્ય કે જ્યાં માન હોય છે ત્યાં શિષ્ટજનને સંમત એવા ગુણનું અસ્તિત્વ રહેતું નથી.

અથવા તો પર્વત પર કોઇ સૃષ્ટિસૌંદર્યનું સ્થાન કે સુંદર વનશ્રી હોય તો ત્યાં જવા અને જોવા મન લલચાય; પરંતુ આ માન-પર્વત પર એવું પણ કંઈ નથી, ઊલટું હિંસાબુદ્ધિરૂપ ધૂમાવલિ જેમાંથી નીકળ્યા કરે છે એવો ક્રોધ-દાવાનલ ત્યાં પ્રજ્વલી રહ્યો છે; એટલે ત્યાં કોઇ પણ પ્રકારનું આભ્યંતર સૌંદર્ય નથી, તેથી પણ આ પર્વત પર આરોહણ કરવાનું આકર્ષણ ઘટતું નથી. અહીં ગર્ભિત રીતે એમ પણ સૂચન કર્યું કે જ્યાં માન હોય છે ત્યાં ક્રોધનો પણ ઉદ્ભવ થાય છે; કારણ કે જ્યારે માની પુરુષનું માન હણાય છે ત્યારે તે માનના હાનિભૂત કારણ પ્રત્યે તેનો ક્રોધ ઉદ્દીપ્ત થાય છે; ક્રોધ પોતાના સહોદર

માનની કુમકે દોડી આવે છે અને તેમાં તેની ભગિની હિંસા પણ પોતાની મદદનો ફાળો આપે છે. આમ કષાય આદિ પોતપોતાના વ્યક્તિત્વથી વિભક્ત છતાં, આપત્તિ સમયે પરસ્પર સહાય કરી પોતાના કુટુંબનું અવિભક્તપણું બતાવી આપે છે.

તેમજ માનપર્વત ઔચિત્યવૃત્તિને દુરારોહ એટલે કે ચઢવો કઠિન છે. તે એવો ખડબચડો અને ઢોળાવ વિનાનો અક્કડ છે કે ત્યાં ઉચિત વૃત્તિનું આરોહણ થવું દુષ્કર છે. એટલે કે જ્યાં માન હોય છે ત્યાં ઉચિત આચરણ રહેતું નથી. માની જન નાના-મોટા આદિ પ્રત્યેનો વિવેક વિસરી જાય છે, વિનય પરિહરે છે, યોગ્યાયોગ્ય-સારાસાર આદિનું ભાન ભૂલી જાય છે.

આમ જે માનપર્વત સર્વથા ચઢવા યોગ્ય નથી, તેનો હે આત્મન્ ! તું ત્યાગ કર ! --એમ નહિ કર અને ચઢવા જઇશ તો કદાચ તું ચઢતાં ચઢતાં ગબડી પડી અવનતિની ઊંડી ખીણમાં પડીશ, અથવા આપત્તિરૂપ દુસ્તર નદીના પ્રવાહમાં તણાઇ જઇશ, અથવા ક્રોધ-દાવાગ્નિમાં ભસ્મ થશે, અથવા હિંસા-ધૂમાવલીથી અંધ બનશે.

શિખરિણી

**શમાલાન ત્રોડી, વિમલમતિ બેડી વિભજતો,**
**કુવાક્ ધૂલી વેરી, ન જ સમય-અંકુશ ગણતો;**
**ભમંતો સ્વચ્છંદે વિનયવનની પંક્તિ દળતો,**
**મદાંધો તે હસ્તી જ્યમ શું શું અનર્થો ન કરતો ? ૫૦.**

**વિવેચન**--શમરૂપ બંધનસ્થાન તોડી નાંખતો, વિમળ બુદ્ધિરૂપ શૃંખલા ભાંગી નાંખતો, દુષ્ટ વાણીરૂપ ધૂળ ઊડાડતો, આગમરૂપ અંકુશને નહિ ગણકારતો, વિનયરૂપ વનપંક્તિને દળી નાંખી સ્વચ્છંદે પૃથ્વી પર ભમતો, એવો મદાંધ મનુષ્ય, હાથીની જેમ શું શું અનર્થો નથી કરતો ?

અત્રે માની જનને ગાંડા હાથીની ઉપમા આપી છે. જેમ ગાંડો હાથી આલાનસ્તંભ-બંધનસ્થાનરૂપ ખીલાને ભાંગી નાંખે છે, તેમ મદાંધ મનુષ્ય શમરૂપ આલાનસ્તંભ ભાંગી નાંખે છે. શમ એટલે આત્મશાંતિ અથવા કષાયનું ઉપશાંતપણું, કષાયનું ઉપશાંતપણું હોય તો આત્મશાંતિ હોય, પરંતુ મદાંધ માનવમાં માન-કષાયનું પ્રબળપણું હોઈ તેનામાં તેવી શાંતિ સંભવતી નથી.

ગાંડો હાથી જેમ સાંકળો તોડી નાંખે છે, તેમ મદાંધ મનુષ્ય નિર્મળ બુદ્ધિરૂપ સાંકળ તોડી નાંખે છે. મદથી કલુષિત માનસમાં નિર્મળ-સ્વચ્છ બુદ્ધિનો અવકાશ નથી. ગાંડો હાથી જેમ ધૂળ ઊડાડતો જાય છે, તેમ મદાંધ મનુષ્ય કુવચનરૂપ ધૂળ ઊડાડતો જાય છે. મદાંધનો વાક્સંયમ અદૃશ્ય થાય છે અને તેથી

તે ધૂળ જેવી-અસભ્ય-અશિષ્ટ વાણી વદે છે. મદોન્મત્ત હસ્તી જેમ મ્હાવતના અંકુશને ગણતો નથી, તેમ મદાંધ મનુષ્ય આગમરૂપ અંકુશને ગણકારતો નથી. મદાંધ હસ્તી જેમ વનપંક્તિઓને કચરતો કચરતો પૃથ્વીતલે સ્વચ્છંદે ભમે છે, તેમ મદાંધ માનવ વિનયરૂપ વનશ્રેણીને દળી નાંખે છે અને નિજ છંદે સ્વૈર-વિહારી બની અનિયંત્રિતપણે ભમે છે.

આમ મદોન્મત્ત હસ્તી જેવો મદાંધ મનુષ્ય શું શું અનર્થો નથી કરતો ?

શાર્દૂલવિક્રીડિત

લોપે માન સુયોગ્ય આચરણને વાયુ યથા મેઘને,
ને પ્રધ્વંસ પમાડતો વિનય જે રીતે ફણી પ્રાણને;
કીર્તિ ઉન્મૂલતો વળી કમલિનીને જેમ માતંગ ને,
ત્રિવર્ગીય વિલોપતો નીચ જનો જ્યું ઉપકારો હણે. ૫૧

**વિવેચન**—જેમ વાયુ વાદળાને વિખેરી નાંખે છે, તેમ માન ઉચિત આચરણનો લોપ કરે છે; જેમ સર્પ પ્રાણીના જીવિતનો નાશ કરે છે, તેમ માન વિનયનો ધ્વંસ કરે છે; જેમ હાથી કમલિનીને જડમૂળથી ઉખેડી નાંખે છે, તેમ માન કીર્તિનું ઉન્મૂલન કરે છે અને નીચ જન જેમ ઉપકારસમૂહને ઓળવે છે, તેમ માન મનુષ્યના ત્રિવર્ગનો વિલોપ કરે છે.

જ્યાં માન હોય ત્યાં ઉચિત રીતિનું આચરણ ઘટતું નથી; માની પુરુષ મદથી અંધ હોય, તેનામાં વિવેકી વર્તનનો અભાવ હોય છે; દુનિયામાં સવા શેર અક્કલમાંથી તે પોતાનામાં પાકો શેર કલ્પી લે છે, એટલે તેનું ત્રાજવું સદા નીચું જ રહે છે ! આવા હુંપદવાળા ( Egoistic ) ઘમંડી જનમાં ઔચિત્ય ઘટતું નથી. એટલા માટે અત્રે **પ્રતિવસ્તૂપમા** આપી કહ્યું કે જેમ વાયુ વાદળાંને ક્ષણમાત્રમાં વિખેરી નાંખે છે, તેમ માન ઔચિત્યનો નાશ કરે છે.

માની જન અભિમાનથી સ્તબ્ધ-અક્કડ રહે છે, એટલે તેનામાં વિનયનો છાંટો પણ હોતો નથી. પૂજ્ય દેવ, ગુરુ આદિનો ઉચિત વિનય તે આચરતો નથી. તેથી અત્રે કહ્યું કે જેમ સર્પ પ્રાણીનું જીવન હરે છે, તેમ માન વિનયનો નાશ કરે છે.

જેમ હાથી કોમલ કમલિનીનો કચ્ચરઘાણ કાઢે છે, તેમ માન કીર્તિનો લોપ કરે છે. 'નમે તે સૌને ગમે' એ લોકોક્તિ પ્રમાણે નમ્રતાવંત લોકમાં પ્રિય થાય છે અને તેથી અર્થ-કામની પ્રાપ્તિમાં તેને સફળતા સાંપડે છે; એથી ઊલટું અભિમાની અપ્રિય બને છે, અને તેથી તેને અર્થ-કામની હાનિ થાય છે. વળી 'विनयमूलो धम्मो' વિનય ધર્મનું મૂળ છે—એ સૂત્ર પ્રમાણે વિનયવંતને ધર્મની

પ્રાપ્તિ હોય છે; પણ માની જનમાં ઉચિત વિનયનો અસદ્‌ભાવ હોઈ તેને ધર્મ સમ્યક્‌પણે પરિણમતો નથી. આમ માની જન ધર્મ–અર્થ–કામરૂપ ત્રિવર્ગનો વિલોપ કરે છે,–જેમ નીચ મનુષ્ય કરવામાં આવેલી ઉપકારપરંપરાને ઓળવે છે તેમ.

વસંતતિલકા

સૌ ઈષ્ટ અર્થકર, વિનય પ્રાણવંત,
પ્રાણીનું સંજીવન જેહજ સંહરંત;
એવો મદાત્મવિષનો વિષમો વિકાર,
તું માર્દવામૃતરસે શમતા પમાડ ! ૫૨.

**વિવેચન**—સમસ્ત ઈષ્ટ અર્થને સંપાદન કરનારું અને વિનય જેનું જીવિત છે એવું પ્રાણીઓનું જીવન જે હરી લે છે, એવો જાતિ આદિ મદરૂપ વિષથી ઉપજેલો વિષમ વિકાર, હે આત્મન્‌! તું માર્દવરૂપ અમૃતરસ વડે શાંત કર!

અહીં મદને વિષવિકારનું રૂપક આપી તેનો પ્રતીકાર પ્રદર્શિત કર્યો છે. જાતિ આદિ આઠ પ્રકારના મદથી ઉપજેલો વિકાર એવો વિષમ છે–ઉગ્ર છે કે તે પ્રાણીના ( ભાવ )જીવનને હરી લ્યે છે; કારણ કે વિનય એ તો જીવનના જીવિત રૂપ–પ્રાણરૂપ છે અને મદરૂપ વિષને લઈ તે વિનયનો વિનાશ થાય છે; એટલે મદનો વિકાર જીવિતાપહારી છે. આમ ઉગ્ર–વિષમ–વસમા મદરૂપ વિષવિકારનો પ્રતીકાર માર્દવ–મૃદુતા–નમ્રતારૂપ અમૃતરસ છે.

" જે જે કારણ બંધના, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવ અંત." (આત્મસિદ્ધિ)

જે જે બંધના કારણ હોય તેના પ્રતિપક્ષી છેદક કારણ મળતાં તેથી છૂટાય; તે ન્યાયે માનનું છેદક કારણ માર્દવ છે; માટે તે માર્દવરૂપ અમૃત સંજીવનીવડે મદવિષનું શમન કર ! અન્યત્ર કહ્યું છે કે:—

" उत्सर्पयन्दोषशाखा गुणमूलान्यधो नयन् ।
उन्मूलनीयो मानद्रुस्तन्मार्दवसरित्प्लवैः ॥ " (યોગશાસ્ત્ર)

" દોષરૂપ શાખાઓને ઊંચે વિસ્તારતું અને ગુણરૂપ મૂળને નીચે લઈ જતું, એવું માનરૂપ વૃક્ષ માર્દવરૂપ નદીપૂરથી ઊખેડી નાંખવા યોગ્ય છે. "

આ મદ આઠ પ્રકારના છે, તેનો પરિહાર કરવા માટે આવી માર્દવભાવના ભાવવા યોગ્ય છે:—

" जातिलाभकुलैश्वर्यबलरूपतपःश्रुतैः ।
कुर्वन्मदं पुनस्तानि हीनानि लभते जनः ॥ " (યોગશાસ્ત્ર)

જાતિ, લાભ, કુલ, ઐશ્વર્ય, બલ, રૂપ, તપ ને શ્રુતનો મદ કરનાર પુનઃ તે તે વસ્તુ હીન પ્રાપ્ત કરે છે. જાતિમદ કરનાર હીન જાતિમાં ઉપજે છે, ઇત્યાદિ.

ઉચ્ચ જાતિ કે નીચ જાતિમાં જન્મ થવો તે તો તે તે પ્રકારના નામકર્મને આધીન છે. ઉચ્ચ જાતિવાળો પાછો હીન જાતિમાં જન્મે છે. આ ભવરૂપ રંગ-મંડપમાં આ જીવ ઉત્તમ, મધ્યમ અને અધમ એવી સર્વ જાતિઓમાં અનંતી વાર જન્મ્યો છે. જાતિમદની માત્રા બ્રાહ્મણોમાં વિશેષ હોય છે, એવા શ્રોત્રીય દ્વિજો પણ ભવાંતરમાં શ્વપાક (ચાંડાલ) થઈને અવતરે છે. જાતિ કંઈ જન્માંતરમાં સાથે જતી નથી, તો તેનો મદ શો ?

ઉચ્ચ કુળ કે નીચ કુળની પ્રાપ્તિ તે તથાવિધ કર્મને વશ છે, એમ છતાં ઉંકો ભંગી કે ઈહુ નાવી જેવો પણ પોતાના કુળનું અભિમાન ધરાવે છે કે ' હું આવા આવા કુળનો. ' શ્રી સૂત્રકૃતાંગમાં કહ્યું છે કે " જીવ જે કુળમાં ઉપજે છે અથવા જેમાં સંવાસ કરે છે, એમાં તેને મૂર્છા-મમત્વ ઉત્પન્ન થાય છે "-તેથી કરીને તત્સંબંધી મદ જન્મે છે. પરંતુ તત્ત્વદૃષ્ટિથી તે સર્વ મિથ્યા છે, કારણ કે આ જીવ ઉત્તમ રાજકુળથી માંડી અધમ કૃમિકુળ સુધીની અનેકાનેક અવસ્થાઓ અનંત વાર અનુભવી આવ્યો છે, તો તેમાં કયા કુળનું અભિમાન કરવું ? પરમાર્થથી તો આ ચૈતન્યમૂર્તિ આત્માનું નિજસ્વભાવ સિવાય બીજું કુળ પણ શું ? જો કુશીલ હોય તો ઉત્તમ કુળથી શું ? જો સત્શીલ હોય તો હીન કુળથી પણ શું ? કારણ કે વાસ્તવિક કુલીનપણું તો સત્શીલમાં રહ્યું છે. આમ કોઈ પણ પ્રકારે કુળમદ કર્ત્તવ્ય નથી

લાભાંતરાય કર્મના ઉદયથી ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિ અને તેના ક્ષયથી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે, તેમાં મદ શો ? વળી વિચારવાયોગ્ય છે કે આ વિશાળ વિશ્વમંડલમાં આ પૃથ્વી એક બિંદુ માત્ર છે; અસંખ્યાત દ્વીપ-સમુદ્રવાળી આ પૃથ્વીમાં આપણો દેશ બિંદુરૂપ છે; તેમાં આપણું ગામ-નગર, મહોલ્લો અને પોતાનું કે ભાડુતી ઘર, એ ઉત્તરોત્તર બિન્દુરૂપ છે; તેમાં રહેતો હું માનવ-બુદ્બુદ અલ્પ લાભથી હૃષ્ટતુષ્ટ થઈ કાકીડાની જેમ નાચું ને રાચું કેમ ? અને જો રાચું તો તે મ્હારી પામરતાના પ્રદર્શન સિવાય બીજું છે શું ?

કયાં ઇંદ્ર, ચક્રવર્તી આદિનું અનંત ઐશ્વર્ય ? અને કયાં આ મ્હારી અલ્પ સમૃદ્ધિ ? એક ખેતર માત્રના પ્રભુત્વને મંડલિકપણું માનવું, કે થોડા હજાર કે લાખ રૂપિયાના સ્વામિત્વને કુબેરપણું માનવું, તે તો મિથ્યાભિમાનથી પોતાની બેવકુફી બતાવવા જેવું છે. વળી આ લક્ષ્મી તો વાયુતરંગ જેવી ચંચળ અને નિમ્ન-ગામિની ( નદી જેમ નીચ પ્રત્યે ગમન કરનારી ) છે; માટે તેનો વિશ્વાસ શો ?

વજ્ર જેવી દૃઢ કાયાવાળા મહાકાય વીરો પણ રોગાદિથી અભિભૂત થતાં ક્ષણમાત્રમાં શિથિલગાત્ર બની જાય છે; 'શેરને માથે સવાશેર' એ ઉક્તિ પ્રમાણે બળીઆથી બળવત્તર જગતમાં હોય છે. જુઓ ! પ્રતિવાસુદેવને મારનાર વાસુદેવ હોય છે, માટે બળનો મદ કરવો મિથ્યા છે.

સાતે અશુચિ ધાતુથી રચેલો, અશુચિની કોઠી જેવો, આ દેહ પુદ્ગલના પૂરણગલનથી પુષ્ટ-અપુષ્ટ થાય છે; રોગ-જરા-વ્યાધિ-મૃત્યુ આદિના આક્રમણનો ભય તેના ઉપર નિરંતર ઝઝૂમી રહ્યો છે; તે સડણપડણ સ્વભાવવાળો છે; પ્રયોગથી અને વિસ્રસાથી શુભ પુદ્ગલો અશુભરૂપે અને અશુભ શુભરૂપે પરિણમે છે. આવી ખળ જેવી કાયાના રૂપનો મદ શો ?

તપશ્ચર્યા કરવી એ આત્માર્થે છે, માનાર્થે નથી; તો પછી તેનો મદ કેમ ? મહાવીર પ્રભુ આદિ તપોવીરોની ઘોર તપશ્ચર્યા પાસે મ્હારું તપ શું વિસાતમાં છે ?

ક્યાં પૂર્વના મહાવિદ્યાલબ્ધિસંપન્ન પુરુષસિંહો ! અને ક્યાં આ મ્હારી અલ્પવિષયા મતિ ? સંભળાય છે કે ગણધર દેવોને પ્રભુમુખે ત્રિપદીનું શ્રવણ થતાં જ દ્વાદશાંગીનું જ્ઞાન થતું હતું. એવા પરમશ્રુત પુરુષોની અપેક્ષાએ મ્હારું અલ્પજ્ઞનું જાણપણું શું હિસાબમાં ? ખરેખર ! હું તો—' अल्पश्रुतं श्रुतवतां परिहासधाम '—અલ્પશ્રુત અને શ્રુતવંતોના હાસ્યપાત્ર છું ! વળી મ્હારા આત્માની અનંત જ્ઞાનશક્તિ તો આવૃત છે, તેથી મ્હારે તો લજ્જિત થવું જોઇએ, તેને બદલે પ્રજ્ઞાલવના મદથી મ્હારે ઉદ્ધત થવું કેમ યોગ્ય હોય ? ઇત્યાદિ પ્રકારે અષ્ટ મદ પરિહરવા યોગ્ય છે અને તેને અંગે હરિકેશી મુનિ અને મરીચિ આદિના તથા બાહુબલિ, સનત્કુમાર, કૂરગડુ અને સ્થૂલભદ્ર, તથા સુભૂમચક્રી, રાવણ વિગેરેના દૃષ્ટાંતો મનન કરવા યોગ્ય છે.

આ શ્લોકચતુષ્ટયનો સારાંશ:—

વસંતતિલકા

**માનાદ્રિ શૃંગ પર તું કદી ના ચઢીશ, ના તો અનર્થની પરંપર તું લહીશ;**
**લોપે ત્રિવર્ગ મદઅંગ મનુષ્ય આવ, તે આટ માન-મદ માર્દવથી શમાવ!**

॥ इति मानद्वारम् ॥ ११ ॥

ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા



# પ્રભાવિક-પુરુષો

## અભયકુમાર

( ૬ )

( અનુસંધાન પૃષ્ઠ ૩૬ થી )

ખરેખર વિધિની વિચિત્રતા કોઈ અકળ છે ! 'विधिर्घैतानि विदधति, यानि पुमान् नैव चिन्तयति' એ નીતિકારનું વચન સાચું જ છે. આજે આંખ ખુલી ગઇ ને નમસ્કાર મહામંત્રનું સ્મરણ કર્યું ત્યારથી જ હૃદયમાં કોઇ અનેરી ભાવના નાચી રહી હતી ! 'ક્યાંથી અહીં આવવું, પ્રાણિયા ક્યાં જવું, શું કર્યું શુભ કામ ? આજ જીવે ' એ પદ બોલતાં આત્મા કોઇ જુદા જ ઉલ્લાસમાં હતો. આવશ્યક ક્રિયામાં પણ આજ અપૂર્વ આનંદ આવ્યો. જાણે આજે વર્ષોની મનોરથમાળા ફળતી લાગી અને પ્રભુપૂજનમાં પણ ઠીક રસ-જમાવટ થઇ. દ્રવ્યપૂજનમાં જળ, ચંદન, પુષ્પ, દીપ, ધૂપ, અક્ષત, નૈવેદ્ય અને ફળરૂપ સાધનો એના એ છતાં એ પાછળ ભાવનાનો વેગ જરૂર જ્વલંત હતો. ભાવપૂજા માટેનો આજનો દિન જીવનભરમાં નોંધવા યોગ્ય ગણાય. 'ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું ' એ જેમ યથાર્થ છે તેમ ' ઇલિકા ભમરી ધ્યાનાત્ ભ્રમરીત્વં અશ્નુતે ' એ પણ તેટલું જ સાચું છે. આજના જેવી એકાગ્રતા ને એકતારતા અત્યાર પૂર્વે કોઇ દિવસ જામી નહોતી. શ્રીપાળનૃપકથામાં મયણાસુંદરીને અમૃત ક્રિયાના યોગનું જે વર્ણન પૂજાપ્રસંગમાં આવે છે એવું જ આજ મારે માટે પણ બન્યું હતું. મન પોકારીને કહેતું કે-અભય ! આજ ત્હારા માટે સોનાનો સૂરજ ઊગ્યો. આજે ત્હારા પાસા પોબાર સમજવા. અંતરમાં પણ એ જ લગની હતી કે જલ્દી શ્રી વીરપ્રભુ સમીપ પહોંચું અને સંશય નિવારી ઘટિકા ધન્ય કરું.

પણ ત્યાં તો આ લખોટો આવ્યો. મનની મનમાં રહી. રાજ્યાભિષેકના મુહૂર્તે શ્રીરામને વનવાસ સિધાવવું પડ્યું તેમ મારે પણ એ જ ટાણે ભૂપ આજ્ઞાનો અમલ કરવા ચોભવાનું. અહા ! અધિકાર ! મુખ્યમંત્રીપણું ! આખરે તો પરતંત્ર દશા જ ને !!

જંગલમાં એકાદ સૂકા વૃક્ષ પર વસતા પંખીના સુખ સાથે શ્રીમંતને ઘરે સુવર્ણ-પિંજરમાં પૂરાયેલ અને અહર્નિશ સુંદર ફળ આરોગનાર પંખીના સુખની તુલના જ અસ્થાને છે. યથાર્થ રીતે જોતાં પિંજરના પક્ષીનું ગમે તેવું સુખ પણ એની કેદી જેવી દશા જોતાં કોડીના મૂલ્યનું થઇ જાય છે જ્યારે વૃક્ષવાસી પંખી ધારે

ઊડી શકે, ઇચ્છે ત્યાં જઈ શકે, સ્વતંત્રતા આગળ ભલે સુંદર ાાક ન હોય, કે અલબેલો માળો ન ય, એથી કંઇ જ દુઃખ નથી. કોઇની ુ પરવા કે તાબેદારીવિહૂણું જીવન ા જ મોટામાં મોટું સુખ છે. એ જ ાચું જીવન છે.

કેવા અપૂર્વ ઉલ્લાસથી આજ મારા દમ સમવસરણની ભૂમિ તરફ પડત. યાં તો હુકમ છૂટ્યો. 'અંતેઉર સળ-ાાવી ઘો' જરા પ્રશ્ન કરું, કારણ જાણવા પ્રયાસ સેવું, ત્યાં તો મહારાજા શ્રેણિક ગુસ્સાના આવેશમાં પસાર.

'સળગાવવાની આજ્ઞા જેટલી સ્હેલી છે તેટલું સળગાવવું સ્હેલું નથી જ.' એમાં લીલા ભેગુ સૂકું બળવાનો જેમ સંભવ, ોમ બળી ગયા પછી પશ્ચાત્તાપ થવાનો પણ સંભવ.

એ સાંભળવા કે વિચારવા ઊભા રહેવું છે કોને? રાજા, વાજા અને વાંદરા જ્યારે તેડા થાય ત્યારે કોઇના નહીં. ગમે તેવા પ્રસંગમાં-અરે! સુંદર રંગ જામ્યો હોય ત્યારે એમાં ભંગ પાડતાં વિલંબ ન થાય. વિવાહની વર્ષી કરી નાંખતા વિમાસણ ન કરે અને પિતાશ્રીની તો કોઇ વાત જ અનોખી.

હજુ થોડા સમય પૂર્વે તો પેલી નવી રાણી લાવ્યા છે અને ચેલણા સાથેના પ્રેમ-સંવાદના હજુ તો ભરતીના મોજા આવે છે ત્યાં એકાએક આ જાતની આજ્ઞા તેઓશ્રીને કેમ કરવી પડી?

અનુમાન ઉત્તર આપે છે કે-એમાં જરૂર કંઇ વહેમનું વેજુ સંભવે છે. એનો તાગ કાઢવા સારુ માતુશ્રી ચેલણાના મંદિરીએ પહોંચવું જોઇએ.

અભયકુમાર રાણી ચેલણાના આવા-સમાં આવી જુએ છે તો રોજ પ્રવર્તતી ચંચળતાને બદલે સુસ્તી અને અવ્યવસ્થા ડોકિયાં કરી રહી છે! ગઇ રાત્રિની સખ્ત ઠંડીથી રાણી રોજ કરતાં મોડા ઉઠ્યા, ત્યાં દાસીવૃંદના મુખેથી સાંભળ્યું કે 'મહારાજા ઉઠ્યા ત્યારથી જ ગુસ્સાના આવેશમાં હતા. વાતવાતમાં રાતાપીળા થઈ જતા. રોજની માફક શાંતિથી પ્રાત-વિધિ ન સમેટતા એમાં પણ ત્વરા કરી જલ્દીથી ચાલ્યા ગયા છે! મંત્રીશ્વરને કંઇ ગંભીર આજ્ઞા ફરમાવી ગયા છે!' આ શ્રવણ કરતાં જ ચેલણાને કોઈ ભયં-કર ભાવિની આગાહી થઇ. એકાએક એના ગાત્રો ઢીલા પડવા માંડ્યાં.

તેથી જ જ્યારે અભયકુમારે કમરામાં પગ મેલ્યો ત્યારે તે ચિંતાતુર વદને વિચારમગ્ન અવસ્થામાં વેત્રાસન પર બેઠી હતી. રોજ કરતાં આજે ક્રમ તદ્દન ઊલટો કેમ થયો? એના કારણની શોધ કરતી હતી. પોતાને સાથમાં લીધા વગર એક ડગલું ન ભરનાર સ્વામી આજે કહેવા પણ ન થોભ્યા. એ જોઇ અપાર દુઃખ થયું! અમંગળ થવાની આશંકા બળવત્તર બની. મનોપ્રદેશમાં એટલી વ્યગ્રતા પ્રવર્તી રહી કે પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે એનું ભાન સરખું પણ ન રહ્યું!

'માતુશ્રી ! પ્રણામ. કેમ આપનું મુખ આજે અહર્નિશ માફક પ્રફુલ્લિત નથી દેખાતું ? શરીરે તો સ્વાસ્થ્ય છે ને !'

અભયના આ સવાલથી જાણે એકાદ વ્યક્તિ ઊંઘમાંથી ઝબકી ઊઠે અને વિહ્વળતાથી જવાબ દેવા યત્ન સેવે તેમ માંડ ચેલણાએ અભયકુમારને ઢીલા પડી ગયેલા સાદે કહ્યું કે–'આવ વત્સ ! ત્હારા સિવાય મારી મૂંઝવણ ટળે તેમ નથી.'

'માતુશ્રી ! આજે શું વાત બની છે ? પિતાશ્રી એકાએક આટલા ગરમ શા કારણે થઈ ગયા છે ?'

'પુત્ર ! જો એ કારણની મને ખબર હોત તો પછી ચિંતા કરવાપણું રહેત જ કયાંથી ? રાત્રિના આનંદપૂર્વક અલકમલકની વાતો કરતાં અમે સૂતેલા ત્યારપછી સખત ઠંડીમાં મને તો ગાઢ નિદ્રા આવી એટલે પાછળના કોઈ બનાવની મને કંઇ જ ખબર નથી. આજે ઊઠતાં પણ વિલંબ થયો અને ત્યાં તો પ્રથમગ્રાસે મક્ષિકાપાત:ની જેવા સમાચાર કાને પડ્યા. 'કારણજોગે કારજ નિપજે' એ ટંકશાળી વચન છે.'

'માતુશ્રી ! પ્રાત:કાળમાં જ રોષના વાદળ ઘેરાયાં છે, એટલે એ પૂર્વે અર્થાત્ નિશાકાળમાં જ કંઈ શંકાસ્પદ બાબત બની છે. આપ શાંતિથી વિચારો.'

'શું વિચારું ? જાયા ! ત્હારાથી મ્હારે ઓછું જ કંઈ છુપાવવાનું હોય ? કંઈ બન્યું હોય તો જણાવું ને ! જો ને ગઈકાલે તીર્થપતિ શ્રીમહાવીરદેવને વંદન કરી સંધ્યાકાળે પાછા ફર્યા. વૈભારગિરિની તળેટીમાં ઠંડો પવન જોરશોરથી ફુંકાવો શરૂ થયો હતો, છતાં એક તપસ્વી મુનિને કાયોત્સર્ગમાં લીન દીઠા. આવા આકરા ઉપસર્ગો સહન કરતાં સાધુને જોઈ અમે ઉભય વીતરાગ પ્રભુના શાસન પરત્વે વિમર્શ-પરામર્શ કરતાં મહાલયમાં આવ્યા, સીધા શયનગૃહમાં સિધાવ્યા અને કોઇ પણ જાતના મનોમાલિન્ય વિના નિદ્રાદેવીના અંકમાં પોઢી ગયા. લગભગ મધ્યરાતના સમયે એકાએક હું જાગી ગઇ. મ્હારો એક હાથ ઓઢવાની રજાઇથી બહાર રહી ગયેલ તે એવો ઠરી ગયેલ કે અચાનક મને સંધ્યાસમયે જોયેલ મુનિ યાદ આવ્યા ને સ્વત: બોલાઈ ગયું કે–'તેમની શી દશા ?' હું તો તરતજ પાછી મારા શરીરને પૂર્ણ રીતે રજાઇથી લપેટી સૂઇ ગઈ અને જોત-જોતામાં ઊંઘી ગઈ, તે નજીવત થતાં પણ રોજ કરતાં આજે વિલંબ થયો છે.'

'માતા ! કારણ મળી આવ્યું. આજના સારાએ બનાવનું મૂળ તે જ છે. 'રજનું ગજ' તે આનું નામ. જે વાત એટલી નજીવી છે, જેમાં ભયોત્પાદકતાનું નામ સરખું પણ નથી, તે વાતથી આજે કેવી ભયંકરતા ઉદ્ભવી છે ? કાન છતાં સાન ન હોવાથી વાતનું વતેસર કેવું બની જાય છે અને એ પાછળ શંકાના ગુંચળા ને વહેમના વમળ કેવા જામે છે !'

કોઈપણ જાતના આંતરિક મેલ વિના, કેવળ સ્વાભાવિક રીતે ઉચ્ચરાયેલા 'તેમની શી દશા ?' એ શબ્દોએ સાચે જ મારા જાગતા પિતાના હૃદયમાં પ્રબળ ક્ષોભ

.ટાવ્યો છે એમાં જ માતુશ્રી! આપના રિત્ર વિષે કોઇ અનેરી ગંધ આવી તેથી જ મને 'અંતેઉર સળગાવી ાનો હુકમ આપી ગયા છે!'

ચેલણા–' રાજા કાનના કાચા કહેવાય તે આવી રભસવૃત્તિને જ આભારી 'ણાય છે. ન્યાયતોલનની આ તે પદ્ધતિ ાઇ શકે? અયોધ્યાની પ્રજામાંના એકાદે ાંકા દાખવી કે ઝટ સીતાને અરણ્યમાં હુડસેલી મૂકી! નવાકંકણ નિરખતાંજ પ્રેમી ાંખ રાજા ફરી બેઠા અને ગર્ભાવસ્થાના કિનારે પહોંચેલી કલાવતીને ભરજંગલમાં મોકલી અને કાંડા કપાવાનો પ્રસંગ પ્રાપ્ત થયો! સતી અંજના કે સતી નર્મદા આવી જ રીતે વહેમના ભોગ બનેલા ને! શું નારીનો અવતાર એટલે એની કંઇ પ્રતિષ્ઠા જ ન મળે! શંકાનું કારણ જન્મે રાજવી હૃદયમાં અને દુઃખપરંપરા ભોગવવાની બિચારી અબળા જાતિને!! મંત્રી અભય! આ રસમ વિચિત્ર નથી જણાતી? એ તો સારું છે કે–જ્ઞાની પુરુષોએ શિયલનો–પતિવ્રતધર્મનો ઉપદેશ સચોટપણે દીધો છે અને કર્મની પ્રપંચજાળ સ્પષ્ટપણે સમજાવી છે. વળી સતીજીવનનું મહાત્મ્ય નારીહૃદયમાં એટલી હદે ઊંડું ઉતરેલ છે કે, વિપત્તિઓની ગંભીર પળોમાં–કષ્ટોની ઝડી વરસતી હોય ત્યારે પણ પ્રેમદાઓ ધૈર્ય રાખી એ સહન કર્યે જાય છે. પૂર્વકર્મને યાદ કરે છે છતાં પતિનો દોષ હરગીજ જોતી નથી. સ્ત્રીજીવનની એ ઉન્નત બાજુ છે. અબળા માટે એ ગૌરવનો વિષય છે છતાં આવું લાંબો સમય ચાલુ રહી શકશે?'

અભય–'માતુશ્રી! એની ચર્ચાનો આ સમય નથી. હું હવે રજા લઉં છું!'

ચેલણા–' આજ્ઞાભંગની સલાહ હું ન જ દઈ શકું. વળી હું નિર્દોષ છું એમ જાતે જાહેર કરવું એનો કંઇ જ અર્થ નથી, છતાં મારા નિમિત્તથી મારી અન્ય બહેનોને અકારણ આપદા ઊભી થાય તે સામે મારો વિરોધ છે. મને એકલીને જ શિક્ષાપાત્ર બનાવવા મારી તને ભલામણ છે.'

અભય–' માતા! આપ શું વદો છો? સૂર્યમાં અંધકારનો સંભવ હોય, કિંવા સો ટચના સુવર્ણમાં કંઇ દોષનો સદ્ભાવ હોય, તો જ ચેટકભૂપની પુત્રીમાં–પ્રભુશ્રી વીરની ચુસ્ત શ્રાવિકામાં–કલંકનું સ્થાન કલ્પાય.'

ચેલણા–તો પછી ' આજ્ઞાભંગો નરેન્દ્રાણાં અશસ્ત્ર વધ ઉચ્યતે ' એ નીતિકારના વચનનું કેમ થશે? ત્હારા શિરે ધર્મ કરતાં ધાડ તો નહીં આવી પડે ને? ભાઇ! વિચારીને પગલું ભરજે.

અભય–' बुद्धिर्यस्य बलं तस्य ' એ વાક્ય પર માજી! મને પૂર્ણ ભરોસો છે, આપ તે માટે બેફિકર રહો. મનમાંથી ચિંતા કાઢી નાંખો.'

ત્યાંથી બહાર નીકળી મંત્રીશ્વર અભયે અગમબુદ્ધિ વાપરી તરતજ એક તરકીબ રચી કહાડી. એ યુક્તિ એવી હતી કે 'સાપ મરે નહીં ને લાકડી ભાંગે નહીં

કોઇનો જીવ જાય નહીં ને આજ્ઞા પાળી કહેવાય. અંતઃપુરની આસપાસના કેટલાક ઘાસ આદિ સામાન ભરવાના ઝુંપડા સાફ કરાવી, સળગાવી દેવડાવ્યા. અગ્નિ જ્વાળાઓ ઊંચે ફેલાવા માંડી એટલે મંત્રીશ્વરે સમવસરણ પ્રતિ પગ માંડ્યા. સ્નેહ, પ્રેમ અને વહેમ તથા મૃત્યુ કેવા વિચિત્ર પ્રસંગો છે? સંધ્યાના રંગોમાં જોતજોતામાં કેવું પરિવર્તન થયા કરે છે! આખરે સર્વત્ર નશ્વરતા જ દૃષ્ટિપથમાં આવે છે. એ વિચારમાળામાં માર્ગ કાપતા મંત્રીશ્વરને મહારાજા શ્રેણિકનો એકાએક ભેટો થયો.

ગુસ્સાના અતિરેકથી દોડેલા, ચેલણાને પેલા વાક્ય-ઉચ્ચારણથી વ્યભિચારિણી કલ્પી અંતઃપુર બાળવાનું ફરમાન આપી ગયેલા શ્રેણિકરાજ જ્યાં શ્રી મહાવીર ભગવાન પાસે આવ્યા ત્યાં અંતર એકાએક શાંત થઈ ગયું. કષાયનો અગ્નિ શમી ગયો. વાતાવરણની શીતળતા જોર કરવા લાગી. સહસા સવાલ નીકળ્યો કેઃ—

'ભગવન! ચેલણા સતી કે અસતી?'

'રાજન્! ચેટકની સાતે તનયાઓ સતીઓ જ છે.' એમ કહી તરત જ શંકાનું નિરસન કર્યું.

આ શ્રવણ કરતાં જ રાજવીને પોતાની આજ્ઞા માટે પશ્ચાત્તાપ થયો. પોતે ભરેલા ઉતાવળિયા પગલાં માટે દારુણ દુઃખ થયું. તક સાધી સમવસરણની બહાર આવ્યા અને આગ સર્વને ભસ્મીભૂત કરી નાખે તે પૂર્વે નગરમાં પહોંચી જવા પૂરપાટ ગાડી દોડાવી. માર્ગમાં જ અભયને જોતાં પોકારી ઉઠ્યા-'કેમ શું કર્યું?' તરતજ નમ્ર વાણીમાં જવાબ મળ્યો. 'મહારાજની આજ્ઞાનું પાલન કરી ચાલ્યો આવું છું. જુઓ પેલી જ્વાળાઓ દેખાય.'

આટલું સાંભળતાં જ શ્રેણિકનૃપ દુઃખી ને હતાશ બની તાડુકયા. 'જા, જા, મૂર્ખ! મને ત્હારું મુખ ન બતાવીશ. જરા તો બુદ્ધિ વાપરવી હતી!' એટલું કહી ભૂપે ગાડી નગર તરફ અતિવેગે દોડાવી. અભયના હૃદયમાં તો ઠંડક જ હતી એટલે એ તો વૈભારગિરિના માર્ગે આગળ વધ્યો. મનમાં 'જા જા'નું વાક્ય ગુંજી રહ્યું. તરત જ વિચારશ્રેણિ વૃદ્ધિંગત થઇ. પૂર્વે પિતાએ કહેલું કે 'જ્યારે 'જા જા' કહું ત્યારે તારે દીક્ષા લેવા જવું' એ વાત સ્મૃતિપટમાં તાજી થઇ. એ સાથે જ પૂજનવેળાનો અપૂર્વભાવ યાદ આવ્યો. વિધિએ મેળવેલ 'યોગ' દૃષ્ટિ સન્મુખ ખડો થયો. તરતજ તકનો લાભ લેવાનો નિશ્ચય કર્યો અને સત્વર શ્રીમહાવીરદેવ સમીપ પહોંચી, ટૂંકમાં સારું યે બ્યાન નિવેદન કરી પ્રવ્રજ્યા માટે માંગણી કરી. જ્ઞાની ભગવાન તો હસ્તામલકવત્ સર્વ ભાવો જોઇ રહ્યા હતા, એટલે એ માટે વિલંબનું પ્રયોજન હતું જ નહીં. ઘડી પૂર્વેના મંત્રીશ્વર અભય જોતજોતામાં અનગાર બન્યા. અંતેઉર સળગાવવાની આજ્ઞા, સાચે જ મંત્રીશ્વર અભય માટે તો સુવર્ણઘટિકાસમ નિવડી. માત્ર ઝુંપડા જ

બાળવામાં આવ્યા છે અને અંતઃપુર તો સહીસલામત છે એ નજરે જોયું ત્યારે અભયની બુદ્ધિ માટે માન ઉપજ્યું. તરત જ શ્રેણિકરાજા રાણી ચેલણા આદિ રસાલા સહિત પુનઃ પ્રભુ સમીપ જવા નીકળ્યા. દંપતી વચ્ચે રસ્તે ઘણી ઘણી વાતો થઇ. વહેમના વાદળ વીખરાઇ ગયા. પ્રીતિની ગાંઠ મજબૂત બની અને અભય જેવા પુત્ર માટે ગૌરવ પેદા થયું, પણ સમવસરણમાં આવીને જ્યાં અભયમંત્રીને સ્થાને સંસારબંધન ત્યજી, શિરમૂંડન કરાવી નિર્ગ્રંથ થયેલા સાધુ અભયને જુએ છે ત્યાં હર્ષનો ચોટ થઇ ગયો. ઘડીભર રાજવી સ્તબ્ધ થઇ ગયા. જમણો હાથ તૂટી ગયો એમ એમને લાગ્યું. કેમે કર્યું મન માનતું નથી. જો કે પોતે બધું સમજે છે. અભયમુનિએ તો મિષ્ટ ભાષામાં **પેલી વાત** જ યાદ કરાવી. શ્રેણિકરાજને એ પ્રસંગ યાદ આવ્યો. તેં મને છેતર્યો, એટલું જ બોલી શકયા. વાંદીને પાછા વળ્યા.

અભયકુમારે સંસાર દીપાવ્યો અને આત્મશ્રેય પણ સાધ્યું. કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થયા અને ત્યાંથી ચ્યવી માનવભવ પામી મોક્ષે જશે. **ચોકર**

## આ ઉંદર સર્વથી પ્રથમ મોક્ષે જશે
### ( કુવલયમાળા )

આ મથાળાનું વાકય વાંચતા સર્વને આશ્ચર્ય થશે કે ઉંદર સર્વ કરતાં પહેલો મોક્ષે કેમ જઇ શકે? પરંતુ આ હકીકત સત્ય છે અને શ્રી ધર્મનાથ તીર્થંકર વર્તતા હતા ત્યારે છે તેનો ઉલ્લેખ કુવલયમાળા ભાષાંતર પૃષ્ઠ ૨૧૨ ઉપર જણાવેલ છે.

શ્રી ધર્મનાથ પરમાત્મા દેશના આપીને વિરામ પામ્યા એટલે તેમના મુખ્ય ગણધરે હાથ જોડીને પ્રભુને પૂછયું કે–" હે ભગવન્! અહીં બેઠેલા કરોડો સુર, અસુર, મનુષ્ય અને તિર્યંચોથી વ્યાપ્ત એવી આ સભામાંથી કયો જીવ સૌથી પ્રથમ મોક્ષપદ પામશે?" ભગવંતે જવાબ આપ્યો કે–" હે દેવાનુપ્રિય! જેને પૂર્વભવનું સ્મરણ થયું છે, જેનું મન સંવેગ પામ્યું છે, જેનો પ્રચાર ભયરહિત છે, જે મારા દર્શનથી સંતોષ પામ્યો છે, જેના લોચનયુગળમાંથી હર્ષના અશ્રુ ગળી રહ્યા છે અને જેના બંને કર્ણો નૃત્ય કરી રહ્યા છે એવો પેલો ઉંદર કે જે તમારી પાસે આવે છે તે અહીં રહેલા સર્વ પ્રાણીઓની પહેલાં જ પાપથી મુક્ત થઇને સિદ્ધિપદ પામશે." આ પ્રમાણે ભગવાને કહ્યું કે તરત જ કૌતુકના આવેશથી વિકાસ પામેલા સર્વે રાજાઓના અને દેવેંદ્રોના લોચનો તે ઉંદર ઉપર પડ્યા. તેવામાં ભક્તિભાવથી પુષ્ટ અંગવાળો તે મૂષક શ્રી ધર્મનાથસ્વામી પાસે આવી તેમના પાદપીઠ ઉપર આળોટવા લાગ્યો. તેનો ભક્તિભાવ જોઇને દેવેંદ્રે પ્રભુને કહ્યું કે–' હે ભગવન્! સર્વમાં અધમ અને તુચ્છજાતિવાળો તથા અરણ્યમાં રહેનારો આ મૂષક અમારા સર્વે કરતાં પ્રથમ મોક્ષસુખ પામશે તે સાંભળીને મારા મનમાં મોટું કૌતુક ઉત્પન્ન થયું છે." તે સાંભળીને ભગવાન બોલ્યા કે–' આ ઉંદરના પૂર્વ ભવ અને આગામી ભવ હું કહું છું તે સાંભળો કે જેથી તમારું આશ્ચર્ય દૂર થશે અને ખરું સ્વરૂપ સમજાશે.'

( પ્રભુ તેના ભવો કહે છે તે કોઇ પ્રસંગે લખશું. )

સંવત ૧૯૯૪ ના ફાગણ માસની પત્રિકા નં. ૪૭

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ પાલીતાણા

( સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

ધાર્મિક પ્રવૃત્તિઓ—નિયમાનુસાર ધાર્મિક પ્રવૃત્તિઓ સામાયિક, પ્રતિક્રમણ, મુનિવંદન વગેરે દરેક ક્રિયાઓ થઇ રહેલ છે. ફાગણ શુદિ ૧૩ ને દિવસે બધા વિદ્યાર્થીઓ ગિરિરાજ શ્રી શત્રુંજયની યાત્રાએ ગયા હતા. લગભગ બધા વિદ્યાર્થીઓએ છ ગાઉની પ્રદક્ષિણા કરી હતી. ફાગણ વદિ ૧૪ ના દિવસે 'વિગયત્યાગ'ની તપશ્ચર્યા લગભગ બધા વિદ્યાર્થીઓએ કરી હતી.

ફાગણ માસની આવક

| રૂ. આ. પા. | |
|---|---|
| ૧૫૫-૦-૦ | શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે |
| ૫૨-૦-૦ | શ્રી ભોજન ફંડ ખાતે |
| ૫-૦-૦ | શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૨૫-૦-૦ | શ્રી લાઇબ્રેરી ફંડ ખાતે |
| ૨૩૭-૦-૦ | |

મુલાકાતો—શેઠાણી પુરબાઇ જેઠાભાઈ કચ્છ જખૌ, શેઠ મોકમચંદભાઇ અમદાવાદ, શા. ખીમચંદ ભલાજી સાતેમ, શેઠ રવજી ઘેલાભાઇ મુંબઇ, શેઠ ચુનીલાલ પ્રેમજી મુંબઈ, શેઠ ભોગીલાલ નાગરદાસ પાટણ, બેન ચોંધીબેન પ્રભાસપાટણ, શેઠ મોહનલાલ ગગાનજી ગોખા, શેઠ માનચંદ મગનલાલ ગોખા, શેઠ જાદવજી કેશવજી ધ્રાંગધ્રા, શેઠ પોપટલાલ મુળચંદ મુંબઇ, શેઠ મણીલાલ નાનજી ધ્રાંગધ્રા, શેઠ દુર્લભજી હરખચંદ રાજકોટ, શેઠ પ્રેમજી હીરજી કચ્છ પીયાસર, શેઠ કુંવરજી આણંદજી ભાવનગર, પરી. મણિલાલ ખુશાલચંદ પાલણપુર, ગાંધી જમનાદાસ અમરચંદ ભાવનગર, શેઠ અમરચંદ કુંવરજી ભાવનગર, શેઠ પુનમચંદજી ઝવેરી જેપુર, શેઠ ડાયાભાઇ કેશવલાલ અમદાવાદ.

મણુવારો:—

| | | |
|---|---|---|
| શેઠ વનરાજજી મુલચંદજી | ગામ કટંગી | ફાગણુ શુદિ ૯ |
| શેઠ ચતુર્ભુજ મોતીલાલ | ભાવનગર | ફાગણુ શુદિ ૧૩ |
| શેઠ શકરાભાઈ ચુનીલાલ | અમદાવાદ | ફાગણુ શુદિ ૧૫ |
| બાબુસાહેબ શ્રી જીવણુલાલજી પનાલાલ | | |
| હા. બાબુસાહેબ શ્રી ભગવાનલાલ પનાલાલ | મુંબઈ | ફાગણુ વદિ ૪ |
| શેઠ જમનાદાસ માણેકચંદ | રાજકોટ | ફાગણુ વદિ ૯ |

ભેટ—શેઠ ભગવાનદાસ હરખચંદ લીંબડી પુસ્તક ૧ વસુંધરાના વહાલા :વલા, શેઠ જાદવજી કેશવજી ધ્રાંગધ્રા પીત્તળની થાળી ૨, પીત્તળના વાટકા ૨.

## વિવાદસભા

### ગુજરાતી

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| ૧ હરિપુરા મહાસભા | હિંમતલાલ જાદવજી કપાસી | શ્રી વીરચંદ ફૂલચંદ શાહ |
| ૨ સ્વામી દયાનંદ સરસ્વતી | મોહનલાલ હરખચંદ શાહ. | લક્ષ્મીચંદ હીરાચંદ પરીખ |
| ૩ છાત્રાલય | જયંતિલાલ તારાચંદ કોઠારી | શ્રી મનજી ગુલાબચંદ શાહ |
| ૪ ધાર્મિક શિક્ષણ | કાન્તિલાલ ત્રિભુવન શાહ | શ્રી માવજી વીરચંદ મહેતા |

| Subject | Speaker | President |
|---|---|---|
| 1 Gokhale & Tilak | Punamchand L. Shah | Pranlal L. Ajmera |
| 2 Haripura Congress | Jamnadas J. Gandhi | Zaverchand D. Shah |
| 3 Village life and City life | Jayantilal M. Shah | Amritlal B. Shah |

સમાજના દાનવીરોને:—

હજુ મકાન ખાતે રૂા. લગભગ ૮૫૦૦) તથા શ્રી દેરાસરજી ખાતે લગભગ રૂા. ૪૦૦૦) નો તૂટો છે. તે રકમ સાધારણુ ખાતે લેણી પડે છે તો સમાજના દાનવીરોને તે તૂટો પૂરો કરી આપવા અમારી નમ્ર વિનંતિ છે.




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

સંવત્ ૧૯૯૪—જેઠ

વીર સંવત
૨૪૬૪

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક લવાજમ: બહારગામ માટે રૂ ૧-૧૨-૦ : બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે

પુસ્તક ૫૪ મું } અંક ૩ જો } જેઠ { વીર સં. ૨૪૬૪ { વિક્રમ સં. ૧૯૯૪

## अनुक्रमणिका



---




| પુસ્તક ૫૪ મું<br>વિ. સં. ૧૯૯૪ | જેઠ | અંક ૩ જો<br>વીર સં. ૨૪૬૪ |
|---|---|---|

# શ્રી વીરસ્તુતિ

( વારી જાઉં રે સાંવરીઆ તોપેં વારના રે—એ રાગ )

વ્હાલા વીર! અમારી સ્હાયે વ્હેલા આવજો રે;
દીનાનાથ! દયાળુ, અરજી ઉરમાં ધારજો રે..............એ ટેક

કામ ક્રોધ મુજ કેડે પડિયા, મોહ વેરી મુજને બહુ નડિયા;
વિકાર વિષધરના વિષને નિવારજો રે..........વ્હાલા૦ ॥ ૧ ॥

જીવદયામાં હું નવિ જાણું, મૃષાવાદમાં અહોનિશ માણું;
પગ પગ કીધાં પાપ તાત! બચાવજો રે........વ્હાલા૦ ॥ ૨ ॥

કૃપાનિધિ અમ કરુણા કરજો, અમ અંતરમાં આવી વસજો;
કઠિન કર્મના બંધનથી છોડાવજો રે...........વ્હાલા૦ ॥ ૩ ॥

મુક્તિસુખ ચાહું જગસ્વામી, આવ્યા શરણે અંતરજામી;
જન્મ જરા મૃત્યુના દુઃખને કાપજો રે..........વ્હાલા૦ ॥ ૪ ॥

ભવદુઃખભંજન બિરુદ તમારું, અહોનિશ હૃદય કમળમાં ધારું;
શરણાગતને શરણ આપી તારજો રે,............વ્હાલા૦ ॥ ૫ ॥

કરીએ દુષ્કૃત્યો પ્રભુ અમ એ, ક્ષમા કરો જિનવરજી સહુએ;
દયા દાન તપ હૃદયે ખૂબ સ્થાપજો રે.........વ્હાલા૦ ॥ ૬ ॥

માસ્તર ખૂબચંદ કેશવલાલ-મોરબી

# સદા દુઃખી નહિં કોય

ચડતી પડતી જગતની, દશા જગતની હોય;
આ સંસારે અવતરી, સદા દુઃખી નહિં કોય. ૧
અર્ધ રાતની અવની પર, તિમિર ભાસે સ્હોય;
પણ પછી પ્રકાશ સાંપડે, સદા દુઃખી નહિં કોય. ૨
કોઇ દિન કંથા ગોદડી, મળે ન સૂવા સોય;
કોઈ દિન હાકીમ સાહિબી, સદા દુઃખી નહિં કોય. ૩
એક દિન કરતો કાસદું, મુખે નૂર નવિ હોય;
બેસી ફરતો પાલખી, સદા દુઃખી નહિં કોય. ૪
ભરતી આવી સાગરે, ધરણીનો તટ ધોય;
પડતી ચડતી ચાલતી, સદા દુઃખી નહિં કોય. ૫
નળ ચાલ્યો વનવાસમાં, પાણી પાય ન કોય;
એ દિન માથેથી ગયા, સદા દુઃખી નહિં કોય. ૬
પાંડવ પોકારો કરે, પીડે કૌરવ તોય;
પાંડવ પૃથ્વીપતિ થયા, સદા દુઃખી નહિં કોય. ૭
દુઃખના દહાડા વહી જશે, સુખમાં વસશે સોય;
શોક ન ધરશો સજ્જનો, સદા દુઃખી નહિં કોય. ૮

સં. એન. બી. શાહ–આમોદ



## શ્રી અજિતનાથ સ્તવન

( રાગ–કાફી )

અજિત દેવ મુજ વાલહા, જ્યું મોરાં મેહા;
જ્યું મધુકર મન માલતી, પંથી મન ગેહા. અજિત૦ ૧
મેરે મન તુંહી રુચ્યો, પ્રભુ કંચન દેહા;
હરિ હર બ્રહ્મ પુરંદર, તુજ આગે કેહા. અજિતં૦ ૨
તુંહી અગોચર કો નહિં, સજ્જન ગુણ રેહા;
ચાહે તાકું ચાહીએ, ધરી ધર્મ સનેહા. અજિત૦ ૩
ભક્તવચ્છલ જગતારનો, તું બિરુદ વહેહા;
વીતરાગ હુએ વાલહા, કયું કર દીયો છેહા. અજિત૦ ૪
જે જિનવર હે ભરતમેં, એરાવત વિદેહા;
જશ કહે તુજ પદ પ્રણમતેં, સબ પ્રણમે તેહા. અજિત૦ ૫



# प्यारा जिन धर्म

जिन धर्म हमारा प्यारा, दुरगतिनिवारनहारा. ( टेक )
इसका जो सेवन करते, वह भवोदधि नहीं गीरते ।
है जगमें सबल सहारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ १ ॥
इसके जो भेद बताये, वह बहुविध कर समझाये ।
जीससें गुणीजनने दिल धारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ २ ॥
है मूल दयाका भारी, सभी जीवनके हितकारी ।
है यह अमृतसम सुखकारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ३ ॥
प्रथम है दान जगत जयकारा, है स्वपर ही यह शुभकारा ।
लीजे समकितपूर्वक धारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ४ ॥
अनुपम शील जगत जयवंता, महिमा त्रिभुवनमें विख्यंता ।
आधि व्याधि अनिष्ट हरनारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ५ ॥
जो कर्मनिकाचित हरता, आतम को उज्ज्वल करता ।
तप धर्म श्रेष्ठ लीजे उर धारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ६ ॥
श्रद्धासे धर्मको धारण करके, हृदयमें शुद्ध 'भाव'को धरके ।
पावो भावसें मोक्षानंद अपारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ७ ॥
जैसा आतम अपना जानो, वैसा सबहींका पहिचानो ।
है यह धर्मका तत्त्व ही सारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ८ ॥
कर जोड विनय यह सबसें, 'जिन धर्म' धारलो जीससे ।
पावो शिवपूर राज दुलारा, जिन धर्म हमारा प्यारा ॥ दुरगति० ॥ ९ ॥

राजमल भंडारी

---

શ્રીમદ્ યશોવિજયજીકૃત અપ્રસિદ્ધ કૃતિ

## રાજુલની વિનતિ

વિનતડી કહો રે મોરા કંતને, શિખામણ શું પ્રભુ તુજને?
જીભ ભલામણ દંતને, વિનતડી કહો મોરા કંતને. ૧
યૌવન વય યુવતી જે છોરી, ખાર દીધો તેં ક્ષંતને[૧];
ચૌદ જાણે તે ચાર ન ભુલે, શું કહેવું એ સંતને.
વિનતડી કહો મોરા કંતને. ૨
કર્મ દોષ પરને નવિ દીજે, સાધ્ય ન એ મંત તંતને;
મિલી અભેદ રાજુલ ઇમ કહેતી, જસ પ્રભુ નેમિ જિણંદને.
વિનતડી કહો મોરા કંતને. ૩

---

૧ ક્ષત ઉપર ક્ષાર.

# પ્રસ્તાવિક ધર્મબોધ

卐

**દાનપ્રશંસા**—દાનધર્મના પ્રભાવે પ્રાણીઓને વૈરી વશ થઇ જાય છે, વૈર-વિરોધ પણ શમી જાય છે અને શત્રુ પણ મિત્ર-બંધુરૂપ બની જાય છે, તેથી દુનિયામાં દાન જ શ્રેષ્ઠ-પ્રધાન લેખાય છે.

**ધર્મસેવાની મહત્તા**—ડાહ્યો માણસ પોતાને અજરામર જેવો લેખી વિદ્યા અને લક્ષ્મીને ઉપાર્જવા પ્રયત્ન સેવે અને મૃત્યુએ જાણે બરાબર પકડી લીધો હોય તેમાંથી છૂટી જવા શુદ્ધ અહિંસા, સંયમ ને તપલક્ષણ ધર્મનું ખૂબ સાવધાનપણે સેવન-આરાધન કરે; કેમકે ધર્મ જ એનો ખરો અકસીર ઉપાય છે.

**વિદ્યાપ્રશંસા**—શાણા માણસોએ મોટી-વૃદ્ધ અવસ્થામાં પણ બહુ કાળજીથી હિતકારી વિદ્યા ગ્રહણ કરવી. કદાચ આ ભવમાં સુલભ્ય ન થાય તો પણ તે અન્ય જન્મમાં સારા સંસ્કારયોગે સહેજે પ્રાપ્ત થવા પામે.

**ધર્મહીન પશુતુલ્ય**—આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર સંજ્ઞા તો મનુષ્યોને અને પશુઓને તુલ્ય હોય છે, તે કરતાં એક ધર્મ જ મનુષ્યને વિશેષ અધિક હોઇ શકે છે તેથી ધર્મ વિનાના મનુષ્યોને પશુ સમાન સમજવા.

**કામ-ભોગની શાન્તિ**—કામભોગની શાન્તિ વિષયોના ઉપભોગથી કદાપિ થવા પામતી નથી. ઘીથી અગ્નિની જેમ ઊલટી આસક્તિ વૃદ્ધિ પામે છે. સંતોષવૃત્તિ સેવવાથી જ ખરી શાન્તિ થવા પામે છે.

**વીર કોણ?**—સંપત્તિ સમયે જેને હર્ષ થતો નથી અને વિપત્તિ સમયે જેને ખેદ થતો નથી એવા ત્રણ ભુવનમાં તિલક સમાન કોઇ વિરલ પુત્રને માતા જન્મ આપે છે. એવા વીર પુરુષો કોઇ વિરલા જન્મે છે.

**કર્તવ્યનિષ્ઠા**—કંઠગત પ્રાણે પણ કર્તવ્ય-કર્મ જ કરવું યોગ્ય છે. પ્રાણાન્તે પણ નહીં કરવા યોગ્ય અકૃત્ય કરવું નહીં.

**ખરો બ્રહ્મચારી**—મન-વચન-કાયાથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળનારા નૈષ્ઠિક બ્રહ્મચારીની હોડ જગતમાં કોણ કરી શકે? તેની ઉત્તમ ગતિ જ થાય છે.

**નાસ્તિ ભાવ**—ઉદ્યમે દારિદ્ર નાસે છે, જાપ કરવાથી પાતક નાસે છે, મૌન ધારવાવડે કલહ નાસે છે અને અપ્રમાદીને ભય નાસે છે-નાશ પામે છે.

**જાતિમાત્ર ગુણનું કારણ નથી**—શીલસંપન્ન ગુણવાન શૂદ્ર પણ બ્રાહ્મણ લેખાય અને શીલગુણહીન બ્રાહ્મણ પણ શૂદ્રના સંતાન સમો લેખાય.

**સર્વથા મલિનની શુદ્ધિ ક્યાંથી?**—જેનું ચિત્ત રાગ-દ્વેષ-મોહવડે ક્લિષ્ટ (મલિન)

રહે છે, અસત્ય વચનો વદવાવડે જેનું મુખ મલિન રહે છે અને જીવ-ઘાતવડે જેની કાયા મલિન વર્તે છે તેને ગંગા પણ પવિત્ર કરી શકતી નથી. એવા મલિન જીવો ધર્મને લાયક નથી. અને ધર્મ સેવ્યા વગર શુદ્ધિ નથી.

**ક્રોધ-કષાયથી થતી હાનિ**—તાવ એક દિવસમાં ૭ માસના તન-તેજને હરી લે છે તેમ ક્રોધ કષાય એક ક્ષણમાં ક્રોડ પૂર્વથી સંચિત કરેલ સુકૃતનો ક્ષય કરે છે.

**મુક્તિ શાથી ?**—દેહરૂપ જેલમાં ચાર કષાયો દુષ્ટ ચોકીદાર જેવા જ્યાં સુધી જાગતા રહે છે ત્યાં સુધી જનોને મોક્ષ શી રીતે મળે ? કષાયના ક્ષયથી જ મુક્તિ મળે છે.

**ભાવમાં ભગવાન**—ભાવમાં ભગવાન વસે છે. પાષાણમાં, માટીમાં, રત્નમાં કે સુવર્ણમાં દેવ વસતા નથી; તેથી ભાવ જ પ્રધાન કારણ છે.

**જન્મની નિષ્ફળતા**—દીન ( દુઃખી ) જનોને યથોચિત સહાય આપી ઉદ્ધર્યા નહીં, સમાનધર્મસેવી સાધર્મી જનોની સેવા-ભક્તિ બજાવી નહીં અને હૃદયમાં વીતરાગ દેવને ધાર્યા નહીં તો અમૂલ્ય માનવ ભવ હારી ગયા પછી આવી ધર્મ-સામગ્રી સાંપડવી મુશ્કેલ સમજવી.

**પાત્રનું માપ**—ઉત્તમ પાત્રરૂપ સંત-સાધુજનોને, મધ્યમ પાત્રરૂપ સુશ્રાવકજનોને અને જઘન્ય પાત્રરૂપ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જનોને જાણવા અને તેમની યથાયોગ્ય સેવા-ભક્તિનો સપ્રેમ લાભ લેવો.

**પ્રભુ-પૂજાથી પુન્ય ફળ**—દેવ નિર્માલ્ય ( પુષ્પાદિક ) જયણા યુક્ત ઉતારવામાં સોગણું પુન્ય, ચંદનાદિક શીતળ દ્રવ્યોથી વિલેપન કરવામાં હજારગણું, વિધિયુક્ત જયણાથી ગૂંથેલી પુષ્પમાળા કંઠે આરોપવામાં લક્ષગણું અને ગીત વાજીંત્ર યુક્ત સંગીત પૂજા એકતાનથી કરતાં અનંતગણું પુન્યફળ ઉપાર્જન થાય છે.

**વીતરાગનું ધ્યાન સ્મરણ**—રાગ-દ્વેષ-મોહથી સર્વથા મુક્ત થયેલા શ્રી વીતરાગનું ધ્યાન-સ્મરણ કરનાર વીતરાગ દશાને પામી શકે છે. જેમ ભમરીના ડંસથી તેનું જ ધ્યાન કરનારી ઇયળ ભમરી બની જાય છે.

**પ્રભુપૂજાનો પ્રભાવ**—પોતાની યોગ્યતા અનુસાર પ્રભુની દ્રવ્ય-ભાવ પૂજા કરનારા ભાવિક જનો સ્વર્ગાદિ સંપદા ને મોક્ષલક્ષ્મી પામી શકે છે. ગૃહસ્થો દ્રવ્યપૂજાના અને સંયમી સાધુઓ ભાવપૂજાના અધિકારી કહ્યા છે. દ્રવ્યપૂજાથી પાપ-મળ ટળી, અનુક્રમે ભાવપૂજાને લાયક બને છે. એમ સમજીને તેનો યથાયોગ્ય લાભ લેવો, ઉપેક્ષા કરવી નહીં. દ્રવ્યપૂજામાં અંગ-વસ્ત્ર-મન શુદ્ધિ પ્રમુખ સાતે શુદ્ધિનો બરાબર ખપ કરવો અને ભક્તિભર ઉલ્લસિત ભાવે બને તેટલી નિષ્કામ સેવા કરવી.

**કરણી એવી પાર ઉતરણી**—વિવિધ તપ-નિયમ યોગે મોક્ષપ્રાપ્તિ, અભય-અનુકંપાદિ દાનવડે સ્વર્ગાદિકનાં ઉત્તમ સુખ-ભોગની પ્રાપ્તિ, દેવાર્ચનવડે રાજ્યાદિની પ્રાપ્તિ અને અનશન આરાધનવડે ઇન્દ્રપણાની પ્રાપ્તિ થાય છે. ધર્મ-શાસનની નિષ્કામ સેવા-ભક્તિયોગે જીવ જલદી કર્મથી મુક્ત થવા પામે છે.

ઇતિશમ્.

## શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનું દ્રુમપત્રક નામનું દશમું અધ્યયન

શ્રી ગૌતમ ગણધરને સંબોધી ભગવાને આપેલો અમૂલ્ય અમૃત ઉપદેશ, તે ઉપરથી સહુ ભવ્યાત્માઓએ ગ્રહણ કરી લેવા યોગ્ય સાર-બોધ.

વૃક્ષનું પાંદડું ખરી જાય છે તેમ શરીર માત્ર જીર્ણ-ક્ષીણ થઇ અંતે ખરી પડી જાય છે. મનુષ્યદેહનું પણ એમ જ સમજવું. અનંત સંસારચક્રભ્રમણમાં ક્રમપૂર્વક-ઉન્નતિ-ક્રમે માનવ-દેહ મળે છે. તે માનવદેહ મળ્યા પછી પણ સુંદર સાધનો-આર્યભૂમિ અને સાચો ધર્મમાર્ગ પણ બહુ બહુ કષ્ટે પ્રાપ્ત થઇ શકે છે. પંચવિધ વિષયભોગ ભોગવવાની લાલસા તો પ્રાયે દરેક જન્મમાં પૂર્વના તેવા સંસ્કારવશ રહ્યા કરે છે તેમાંથી મુક્ત થઈ પ્રમાદ તજી પુરુષાર્થ કરવાની સૌને ભારે જરૂર રહે છે. તેથી અલ્પ પ્રાપ્ત કાળમાં ખૂબ સાવધાનપણે યોગ્ય ધર્મસાધના કરી, સદ્ધર્મની સેવના-આરાધના કરી લેવા ભવ્યાત્માઓ કેમ ચૂકે ? પ્રમાદ એ કારમા ( આકરા ) રોગ કે શત્રુ રૂપ છે તે અવશ્ય ટાળવા યોગ્ય છે. તેનો પ્રતિકાર કરવા આ માનવદેહમાં સારી અનુકૂળતા મળી છે, તેથી વિષય-કષાય-વિકથાદિક પ્રમાદ તજી, સાચી દિશામાં બની શકે તેટલો પુરુષાર્થ કરવો એ જ જન્મ-મરણજન્ય અનંતા દુઃખોને ટાળવા અપૂર્વ અમૃત તુલ્ય છે. એથી જ જીવને સાચું સુખ સાંપડે છે. ભગવાન મહાવીરે સંપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય-શક્તિ, અહિંસા-સંયમ-તપલક્ષણ ધર્મનું યથાર્થ આરાધન કરીને જ પ્રગટ કરી છે, દરેક આત્મામાં સત્તારૂપે રહેલી એવી અનંતગુણ-સંપદાને નિજ નિજ યોગ્યતાનુસારે પુરુષાતન ફોરવી, પ્રગટાવવા માટે શ્રી ગૌતમ ગણધરને સંબોધી આપેલો સદ્બોધ ખરેખર દરેક આત્માર્થી સજ્જનોએ બરાબર હૃદયમાં ધારી લઈ અનાદિ પ્રમાદદોષને તેમજ સ્વચ્છંદ આચરણને દૂર કરી, ખરા સુખદાયક ધર્મમાર્ગના આરાધન માટે દૃઢ નિશ્ચયપૂર્વક ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. પ્રભુએ કહેલો એકાન્ત હિતકારી ઉપદેશ ગૌતમ-ગણધરાદિકને બહુ રુચ્યો, તેથી પ્રમાદમાત્રને દૂર કરી સાવધાનપણે શુદ્ધ ચારિત્રધર્મનું આરાધન કરી તેઓ મોક્ષગામી બન્યા. તેમ આપણે પણ અનેકવિધ પ્રમાદાચરણ તજી, સાવધાનપણે નિજયોગ્યતાનુસારે સદ્ગુરુનું સાચું શરણું લહી ઉક્ત ધર્મ-માર્ગનું આરાધન કરી લેવા કચાશ રાખવી ન જોઇએ. આવી આત્મપ્રેરણાથી અહિંસારૂપ અમૃતનું સેવન કરી ખરા સુખી થઇ શકાશે. ઇતિશમ્.



## શ્રી ઉત્તરાધ્યયનના અગિયારમા બહુશ્રુત અધ્યયનનો સાર

સત્ય-સમ્યગ્ જ્ઞાન એટલે આત્મ-પ્રકાશ. આ પ્રકાશ તો દરેક આત્મામાં ભર્યો પડ્યો છે, ફક્ત તેની ઉપર પ્રમાદ કહો કે સ્વચ્છંદવશ આવી પડેલાં આવરણો કહો તે દૂર કરવા આપણે સહુએ ખરા જ્ઞાની ગુરુનું શરણ મેળવી, તેમની સાચી ભક્તિ કરી, ધન્વંતરી વૈદ્ય સમા તેમના એકાન્ત હિતકારી ઉપદેશને અનુસરી સત્ય ધર્મમાર્ગે સંચરવું જોઇએ. તેમ કરવા જતાં અનેક વખત જીવને આળસ-પ્રમાદાદિક વેર કાઢીવા નડે છેઃ તેનું સવિસ્તર વર્ણન સાચા ઉપદેશદ્વારા જાણી, તેમજ સદ્ગ્રંથોદ્વારા બરાબર સમજી, મોહ-અજ્ઞાનવશ રહેલી

આપણી ભ્રમણા દૂર કરીને ચાલવા, ખરો દૃઢ પ્રયત્ન કરશું તો જન્મ-મરણજનિત અનંત દુઃખોથી મુક્ત થઇ, આપણે પણ પૂર્વ મહાપુરુષોની પેઠે અજરામર ને અવ્યાબાધ એવું શાશ્વત મોક્ષસુખ પ્રાપ્ત કરી શકશું.' અહંકારાદિક કાઠિયાને વશ પડનારા પામર જીવો સાચા જ્ઞાની ઉપદેશક સદ્‌ગુરુનું શરણ લઇ શકતા નથી. તેમને તે ભારે અંતરાય રૂપ બને છે, તેથી એ અહંકારાદિ કાઠિયાને જેમ બને તેમ ત્યાગી જ્ઞાની ગુરુથી સદ્‌બોધ મેળવી જલ્દી દૂર કરવા ઘટે. અહંકારાદિક દોષ-દુર્ગુણ ટળ્યા એટલે આત્માનો ખરો ખજાનો ખુલ્યો સમજવો, ખરા જ્ઞાનીની પરીક્ષા શીલ-સદાચારથી થાય છે, કેવળ શાસ્ત્ર-અભ્યાસ માત્રથી થતી નથી.

નીચે કહેલાં પંદર સ્થાનોવડે સાધુ સુવિનીત કહેવાય છે.

૧ અહંકાર વર્જી, નમ્રવૃત્તિ ધારનાર, ૨ અચપળ-સ્થિર સ્વભાવી. ૩ અમાયી-સરલ સ્વભાવી, ૪ અકુતૂહલી ( ક્રીડા-કૌતુક રહિત ), ૫ પોતાની નાની ભૂલને પણ સમજીને દૂર કરનાર, ૬ ક્રોધ-કષાયની વૃદ્ધિ થાય તેવો દુષ્ટ પ્રબંધ નહીં કરનાર, ૭ સર્વ સાથે મૈત્રીભાવને ભજનાર, ૮ શાસ્ત્ર ભણીને તેને જીરવી જનણનાર, ૯ પાપ-કર્મનો પ્રતીકાર કરનાર, ૧૦ મિત્રો ઉપર કોપ નહીં કરનાર, ૧૧ અપ્રિય એવા શત્રુનું પણ ભૂરું નહીં બોલનાર, હિત કરનાર, ૧૨ કલેશ-કંકાસથી દૂર રહેનાર, ૧૩ જ્ઞાન યુક્ત, ૧૪ ખાનદાન-ઉદાર, ૧૫ તથા સંયમ-મર્યાદા યથાસ્થિત પાળનાર સુવિનીત કહેવાય છે. ઇતિશમ્.

સ્વ૦ સ. ક. વિ.

---

## શ્રી કદંબગિરિ તીર્થે થયેલો મહાન્ ઉત્સવ

અંજનશલાકા અને પ્રતિષ્ઠાનો મહાન્ ઉત્સવ કદંબગિરિ તીર્થે શાંતમુર્તિ મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના પ્રભાવક શિષ્યરત્ન આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરના નેતૃત્વ નીચે ચૈત્ર વદિ ૧૧ થી વૈશાખ શુદિ ૧૩ સુધી બહુ વિધિપૂર્વક અને ઉત્તમ પ્રકારે ઉજવાઇ ગયો છે. દરરોજ પરમાત્માની ભક્તિ માટે પૂજાઓ ભણાવવામાં આવતી હતી. વરઘોડા ચડ્યા હતા ને સ્વામીવત્સલો પણ દરરોજ થયા છે. દેવદ્રવ્યની વૃદ્ધિ પણ બહુ સારી થઇ છે. અનેક ભવ્યાત્માઓએ એ શુભ પ્રસંગનો લાભ લીધો છે. સાધુ-સાધ્વી ઉપરાંત યાત્રાળુ બંધુઓની સંખ્યા પણ પાંચ સાત હજાર લગભગ થઇ હતી. આ ઉપરાંત આવનાર જનાર સંખ્યા પણ વિશેષ હતી. મુખ્ય જિનમંદિરમાં ૭૧ ઇંચની ઊંચાઇવાળા શ્રી ઋષભદેવના બિંબ શેઠ કપૂરચંદજી તથા તારાચંદજીએ સ્થાપન કર્યાં છે અને બીજા લાકડાના મંદિરના ઉપનામથી ઓળખાતા જિનમંદિરમાં ૬૧ ઇંચના શ્રી નેમિનાથજીના બિંબ ભાવનગરવાળા શેઠ માણેકચંદ જેચંદ ત્રણ જણાને વૈશાખ શુદિ ૧૦ મે પધરાવ્યા છે. સંખ્યાબંધ જિનબિંબને વૈશાખ શુદિ ૭ મે અંજન કરી પૂજનિક બનાવવામાં આવ્યા છે. હજુ ઘણા જિનબિંબો બાકી રહ્યા છે, તેથી ફરીને આવો જ શુભ પ્રસંગ પ્રાપ્ત થવાનો સંભવ છે. આવા શુભ કાર્યની અનુમોદના પણ મહા-ફળદાયક થાય છે.

કુંવરજી

# સુધાસિંધુ

( સંગ્રાહક—છોટાલાલ હીરાચંદ શાહ )

**સુધાસિંધુ એ શ્રીમદ્ બુદ્ધિસાગર મહારાજનાં લેખસંગ્રહનાં કીંમતી વાક્યો છે અને તે આધ્યાત્મિક હોઈ આત્માને ઘણા હિતકારી છે.**

૧. પ્રભુની સેવા, ભકિત, ધ્યાન, ઉપાસના વગેરે પોતાના આત્મામાં રહેલા ગુણો પ્રકટાવવા માટે જ છે. તીર્થંકરોના ગુણોને ઓળખી તેને જે સેવે છે તે સમકિત દર્શનની શુદ્ધતાને પ્રાપ્ત કરે છે.

૨. અન્ય જીવોનું સારું કરવું એ જ પરોપકાર છે. પરોપકાર કરવો એ મનુષ્યનો ધર્મ છે. બદલો લેવાની બુદ્ધિથી જે પરોપકાર કરવામાં આવે છે તે સાચો પરોપકાર નથી.

૩. પરોપકાર, સ્વાર્થ ત્યાગ, જ્ઞાન આદિ સદ્ગુણો જેઓનામાં હોય છે તે ઉત્તમ મનુષ્યો ગણાય છે. ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા જ કંઈ ઉત્તમ મનુષ્યો હોતા નથી.

૪. જે મનુષ્યો જૈનાગમોનું પરિપૂર્ણ સંશોધન કરે છે તેઓ જૈન તત્ત્વોની અપૂર્વ ખૂબીઓ સમજી શકે છે.

૫. સ્વાશ્રયી બનીને કાર્ય કરવાની વૃત્તિ ધારણ કરવી જોઈએ. સ્વાશ્રયથી આત્મશકિતનું ભાન થાય છે અને અંતરની શકિત ખીલવી શકાય છે.

૬. કેટલાક મનુષ્યો રૂઢી પ્રમાણે ધર્મની ક્રિયાઓ કરે છે પણ નીતિ, પ્રમાણિકતા અને માર્ગાનુસારીના ગુણો વગેરેથી શૂન્ય હોવાથી ધર્મની ક્રિયાઓનું ઉત્તમ ફળ પ્રાપ્ત કરી શકતા નથી.

૭. ન્યાયસંપન્ન વૈભવ વિના જેમ ગૃહસ્થ મનુષ્યોમાં ધર્મ પ્રકટતો નથી તેમ ત્યાગીઓમાં ખરા અંતઃકરણથી નિર્દોષ આહાર ગ્રહણ કર્યા વિના સંયમ વીર્યોલ્લાસ પ્રકટી શકતો નથી.

૮. સર્વ પ્રકારની મોહવાસનાનો લય કરવો એ જ સમાધિમાર્ગ છે.

૯. તે જ ધર્મવીર પુરુષ છે કે જે એક તરફથી પોતાના ઉપર આવતાં સંકટોનો સામનો કરે છે અને બીજી તરફથી દુઃખી મનુષ્યોનાં આંસુ લૂંછી તેમને દુઃખમાંથી મુકત કરે છે.

---

પણ ઘાયલ થઈ જાય અથવા તો તોફાને ચડી મોટું નુકસાન કરી મૂકે. પડવાથી ગભરાવાનું નથી, ભયથી ડરવાનું નથી, સીધી લાઇન હોય તો વિમાસવાનું નથી. ચઢતી પડતી તો બહાદૂરને જ આવે છે અને તેવા પ્રસંગે જ શૂરવીરતાની કિંમત થાય છે. શૂરવીર પડતાંની સાથે ખડો થઈ જાય છે અને પછી તો તેની ગાડી ચાલુ થઈ જાય છે.

---

"Our great glory consists not in never falling, but in rising everytime we fall." OLIVER GOLDSMITH (23-11-37)




**સાત વેંતના સર્વ જન, કિંમત અક્કલ તુલ્ય;**
**સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય.**

सप्तवितस्तिमितो देहो, बुद्धितुल्या तु अर्घ्यता ।
तुल्ये नाणकपत्रेऽपि, मूल्यमंकानुसारतः ॥ १ ॥

" મનુષ્યો બધા પોતાની વેંતે માપે તો સાત વેંતના-સાડાત્રણ હાથના જ પ્રાયે હોય છે, પરંતુ તેની કિંમત પોતપોતાની બુદ્ધિ અનુસાર થાય છે. જુઓ ! હુંડીના કાગળ સરખા હોય છે પરંતુ તેનું મૂલ્ય તેમાં લખેલા રૂપીઆના આંક પ્રમાણે થાય છે અર્થાત્ તેમાં જેટલા રૂપીઆ લખ્યા હોય તેટલા મળે છે. તેમાં કાગળનું સરખાપણું જોવાતું નથી. "

આ દુહામાંથી સમજણ લેવાની ઘણી છે. જગતમાં મનુષ્યો તો બધા લંબાઇમાં પ્રાયે એકસરખા હોય છે, છતાં એકને પેટ ભરવું પણ મુશ્કેલ પડે છે અને એક હજારો ને લાખો રૂપીઆ પેદા કરે છે. એકને મહામુશ્કેલીએ ટુંકા પગારની નોકરી મળે છે અને એકની અનેક જગ્યાએથી માગણી થાય છે તેમજ માસિક હજારો રૂપીઆ પગારના મળે છે. આનું કારણ તેની-તે તે મનુષ્યની ઓછીવત્તી બુદ્ધિ જ છે. બુદ્ધિની પ્રાપ્તિ જો કે ભાગ્યાનુસાર થાય છે પરંતુ અહીં તો વર્તમાન સમયને ઉદ્દેશીને કિંમત આંકવાનું કહેવામાં આવ્યું છે. એક મનુષ્યની બુદ્ધિ ગમે તેટલી મુશ્કેલીમાંથી પણ માર્ગ કાઢી શકે છે ત્યારે બીજો સામાન્ય મૂંઝવણવાળી બાબતમાં પણ મૂંઝાઇ જાય છે-માર્ગ કાઢી શકતો નથી.

બુદ્ધિમાન મનુષ્ય બીજા અનેક મનુષ્યોને, સમુદાયને, રાજ્યોને, સંસ્થાઓને ઉપયોગી થઇ પડે છે અને તે જ્યાં જાય ત્યાં બુદ્ધિના વ્યાપારથી મુશ્કેલીઓ દૂર કરી દે છે. વળી તેવા બુદ્ધિશાળીમાં પરોપકારવૃત્તિ પણ પ્રાયે હોય છે તેથી તે પોતાની બુદ્ધિવડે બીજા અનેક મનુષ્યો પર ઉપકાર કરે છે, સારા કાર્યોમાં સહાયક થાય છે અને ધાર્મિક અનેક પ્રસંગોમાં અગ્રણી થઈને શાસનને દીપાવે છે. પ્રાય: તેનામાં અભિમાન હોતું નથી. તે અનેક ગુણીજનોને ઓળખે છે અને ગુણીજનોને માન આપે છે. તેના મનમાં ગુણીની ઇર્ષ્યા તો આવતી જ નથી. તે બુદ્ધિમાન હોવાથી પોતામાં જે ગુણ હોય તેને અલ્પ માને છે અને બીજાના નાના ગુણને પણ મોટો માની તેનો સત્કાર કરે છે. આમ કરવાથી તેના ગુણોમાં દિનપરદિન વૃદ્ધિ થયા કરે છે.

પૂર્વના ભાગ્યોદયથી જો આપણને બુદ્ધિની પ્રાપ્તિ થઇ હોય તો તેનો સદુપયોગ કરવો. બુદ્ધિના સદુપયોગથી જ તેની કિંમત અંકાય છે. પોતાની કિંમત કોઇ પાસે અંકાવવી પડતી નથી. સ્વયમેવ જ તેની વિશિષ્ટતા જાહેરમાં આવે છે અને સર્વ જનો તેને માન આપે છે. ખરું માન તો વગરમાગ્યું જ મળે છે. માનની આકાંક્ષા રાખવી પડતી નથી; માટે દરેક પ્રકારે ગુણી થાઓ ને ગુણીનું બહુમાન કરો.

( ૨ )

## ગૃહસ્થના ષટ્કર્મ

देवपूजा गुरूपास्तिः, स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां, षट् कर्माणि दिने दिने ॥ १ ॥

' દેવપૂજા, ગુરુસેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન–એ ગૃહસ્થોના દરરોજ કરવાના ષટ્કર્મ છે. '

આ છએ પ્રકાર જૈનેતર ગૃહસ્થે તેમજ શ્રાવકે ઓછાવત્તા પ્રમાણમાં–જે પ્રમાણે બની શકે તે પ્રમાણે પણ જરૂર આચરવા.

શ્રાવકે ૧ જિનપૂજા, ૨ ગુરુવંદન, ૩ સ્વાધ્યાય તે પઠનપાઠન, ૪ સંયમ–ઇંદ્રિયોનો નિગ્રહ, ૫ તપ–છેવટ નવકારશી ને ચૌવિહાર અને ૬ દાન–શક્તિના પ્રમાણમાં દરરોજ દેવું–આ ષટ્કર્મ દરરોજ જરૂર આચરવાં.

૧ **જિનપૂજા**—સર્વ દોષરહિત અરિહંત દેવની અષ્ટપ્રકારી પૂજા શ્રાવકે યથાશક્તિ દરરોજ અવશ્ય કરવી. તેમાં જેમ સાધન–ઉપકરણ શ્રેષ્ઠ હોય છે તેમ ભાવની વૃદ્ધિ થાય છે, કારણ કે આત્મા કારણવાસી છે. શુદ્ધ પંચામૃત, બરાસ સંયુક્ત લાલ કેશર, સુગંધી વિકસ્વર ફૂલો, ખુશબોદાર ધૂપ, ઘૃતનો દીપક, અખંડ અક્ષત, ઉત્તમ ને સ્વાદીષ્ટ ફળો તેમજ શ્રેષ્ઠ ગણાતી મીઠાઈ રૂપ નૈવેદ્ય ધરતાં સારો ભાવ ઉત્પન્ન થાય છે. એમાં કેટલીક વિશેષતા પર્વોએ કે તિથિઓએ કરવી, પણ દરરોજ અષ્ટપ્રકારી પૂજા તો સંક્ષેપે પણ જરૂર કરવી.

૨ **ગુરુની સેવા**—વંદન, નમન, ઉપદેશશ્રવણ, વૈયાવચ્ચ તેમજ આગ્રહપૂર્વક ઘરે લઇ જઇને ચારે પ્રકારના આહારનું ભાવપૂર્વક દાન દેવું. આ સર્વનો સમાવેશ ગુરુસેવામાં થાય છે. તેમાં ગુરુવંદન તો દરરોજ જરૂર કરવું. તે સિવાયની બાબતો અનુકૂળતા અનુસાર કરવી.

૩ **સ્વાધ્યાય**—ધર્મશાસ્ત્રનું શ્રવણ, મનન, નિદિધ્યાસન, પઠનપાઠન,

શંકાસમાધાન વિગેરે કરીને દરરોજ જ્ઞાનની જાગૃતિ રાખવી–પ્રમાદી ન થવું. બનતા સુધી દરરોજ થોડાઘણો પણ નવો અભ્યાસ કરવો. પાછલું ભણેલું સંભારવું. આ બધાનો સ્વાધ્યાયમાં સમાવેશ થાય છે.

૪ **સંયમ**—વિષયકષાયનો નિગ્રહ–દેશવિરતિપણામાં આગળ વધવું–વિરતિપણું વધારવું–ઇંદ્રિયોના વિષયમાં આસક્તિ ઘટાડવી. મુનિમાર્ગની ચાહના–ઇચ્છા રાખવી.

૫ **તપ**—શ્રાવકે દરરોજ ઓછામાં ઓછી સવારે નવકારશી અને સાંજે દુવિહાર, તિવિહાર કે ચોવિહાર કરવો. પર્વતિથિએ વિશેષ તપ કરવો. તપ કરવાથી શરીર પણ સ્વસ્થ થાય છે અને આત્મા નિર્મળ બને છે. કઠિન કર્મ ખપાવવામાં તો તપ જેવું બીજું પ્રબળ નિમિત્ત છે જ નહીં.

૬ **દાન**—શ્રાવકે પાંચ દાનમાંહેના મુખ્ય ત્રણ દાન દરરોજ અવશ્ય દેવાં. ગુરુમહારાજને પડિલાભવા તે સુપાત્રદાન અને અનેક જીવોને બચાવવા તે અભયદાન તથા દુઃખી મનુષ્ય તથા પશુઓને જોઇને તેના પર અનુકંપા કરવી–તેનું દુઃખ દૂર કરવા–ઘટાડવા. બનતો પ્રયત્ન કરવો તે અનુકંપા દાન. દાનવડે જ મળેલી લક્ષ્મી સફળ થાય છે–દાન વિનાની લક્ષ્મી નિષ્ફળ છે.

ઉપર જણાવ્યા પ્રમાણેના ષટ્ ( છ ) કર્મ ( કાર્ય ) શ્રાવકે દરરોજ બની શકે તેટલા પ્રમાણમાં પણ જરૂર કરવાં. આ ષટ્કર્મ સંબંધી અન્ય પ્રસંગે વિશેષ લખાશે. શ્રી ઉપદેશસારમાં આ ષટ્કર્મનું સારું વર્ણન છે. કુંવરજી



## અર્થથી અસિદ્ધ એવાં નામો

૧ ભોમને મંગળ કહે છે પણ તે અમંગળકારી ગણાય છે.
૨ વિષ્ટિને ભદ્રા કહેવામાં આવે છે પણ તે અભદ્રકારી ગણાય છે.
૩ કણના નાશને વૃદ્ધિ થઇ કહે છે તે પણ ખોટું છે.
૪ દીવો ઓલાય તેને વડો થયો કહે છે તે પણ ખોટું છે.
૫ અતિઉષ્ણતા ઉત્પન્ન કરનારને **શીતળા** કહેવામાં આવે છે તે પણ ખોટું છે,
૬ અમુક હલકા માણસને હોળીનો રાજા કહેવામાં આવે છે તે પણ ખોટો છે.
૭ લૂણ ખારું છતાં તેને **મીઠું** કહેવામાં આવે છે.
૮ વિષ મારનાર છતાં તેને મધુર કહેવામાં આવે છે.
૯ શોક–ભર્તારની બીજી સ્ત્રીને બ્હેન કહેવામાં આવે છે પણ તે શોક જ ઉપજાવે છે.
૧૦ વેશ્યાને પાત્ર કહેવામાં આવે છે પણ તે કુપાત્ર છે.
૧૧ ડાંભ દે છે તેને ઉના છતાં ટાઢા દીધા કહેવાય છે.

આવા અનેક શબ્દો છે કે જેનો તાત્પર્ય તેનાથી વિરુદ્ધ જ હોય છે.

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—મુનિ પ્રેમવિમળજી )

**પ્રશ્ન ૧**—અપ્રીતિ ઉપજે એવા સ્થાનમાં મુનિએ વસવું નહીં, એમ કહેલ છે છતાં વીરપ્રભુ અનાર્ય દેશ જેવા અપ્રીતિવાળા સ્થાનમાં કેમ ગયા?

**ઉત્તર**—વીરપ્રભુ તો અનાર્ય દેશમાં વધારે ઉપસર્ગો થાય અને તેથી વધારે કર્મો ખપે તે કારણથી જ ગયા છે માટે તે બાધકારી નથી.

**પ્રશ્ન ૨**—લક્ષ્મી ને સરસ્વતી દેવી સમકિતી છે કે મિથ્યાત્વી છે?

**ઉત્તર**—પદ્મદ્રહના નિવાસવાળી લક્ષ્મી દેવી સમકિતી છે અને સરસ્વતી તો શ્રુતજ્ઞાનની અધિષ્ઠાતા હોવાથી સમકિતી જ છે.

**પ્રશ્ન ૩**—ઉકાળેલા પાણીમાં પીલુડીની જડ નાખવાથી તે પાણી તરત બરફ જેવું થઇ જાય છે તો તે સચિત્ત કે અચિત્ત?

**ઉત્તર**—મને તો અચિત્ત લાગે છે પરંતુ મુનિને તો તે સર્વથા વર્જ્ય છે.

**પ્રશ્ન ૪**—કુમારપાળ રાજા વ્યંતર જાતિના દેવ થયા છે તે વાત ખરી છે?

**ઉત્તર**—તેમના ચરિત્રાદિમાં તે હકીકત આવતી હોવાથી સત્ય જણાય છે.

**પ્રશ્ન ૫**—ચોરાશી ગચ્છના નામો છપાયેલા છે તેમાં અચળગચ્છ કે પાયચંદગચ્છનું નામ નથી તેનું શું કારણ?

**ઉત્તર**—ચોરાશી નામ તરતમાં મેં વાંચેલા ન હોવાથી તેમાં છે કે નહીં તે હું કહી શકતો નથી. ન હોય તો તેનું કારણ વિદ્વાન મુનિરાજને પૂછશો.

**પ્રશ્ન ૬**—સાતમે ગુણઠાણે નિશ્ચય સમકિત હોય એમ જૈન શાસ્ત્રોમાં કહ્યું છે તો શું ચોથે પાંચમે ગુણઠાણે ન હોય?

**ઉત્તર**—સાતમે ગુણઠાણે તો ચોક્કસ હોય. એટલા ઉપરથી ચોથે પાંચમે ન હોય એમ ન સમજવું-ત્યાં પણ હોય.

**પ્રશ્ન ૭**—અભવ્ય જીવોને ચોથે અનંતે કહ્યા છે તેનું કારણ શું?

**ઉત્તર**—એને માટે તમારે નવ અનંતાનું સ્વરૂપ જાણવું જોઇએ. તે નવમાં ચોથા અનંતાનું સ્થાન એક જ છે, તેમાં વધઘટ થતી નથી, તેટલા માટે તેને ચોથે અનંતે કહ્યા છે. પાંચમા અનંતાના અનંતા સ્થાન છે. તે અનંતે સિદ્ધ કહ્યા છે. તે અભવ્યોથી અનંતગુણા છે. તેમાં વધારો થયા જ કરે છે છતાં તેની સંખ્યા છઠ્ઠા અનંતા જેટલી થતી નથી.

પ્રશ્ન ૮—સવારે સજ્ઝાયો ન બોલવી એમ કેટલાક કહે છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર છે. પરંતુ રાઈ પ્રતિક્રમણમાં ભરહેસરની સજ્ઝાય બોલાય છે તે ન ગણવી. મુનિના પરિસહ ઉપસર્ગાદિની હકીકત હોય તેવી સજ્ઝાય સવારે ન કહેવી. સવારે તો મંગળિકકારી છંદો ને સ્તવનો કહેવા.

પ્રશ્ન ૯—જૈન પતાકા ગ્રંથમાં પાને ૩૬૫ મે મલ્લિનાથ પ્રભુના સમવસરણમાં સ્ત્રીઓ જ બેસતી, પુરુષો બેસતા નહીં, એમ કહેલ છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર નથી. તેમણે ગમે તે આધારથી લખ્યું હોય, બાકી પુરુષ તીર્થંકરના સમવસરણ પ્રમાણે જ તેમાં બાર પર્ષદા બેસતી હતી એવો અનેક સ્થાને ઉલ્લેખ છે.

પ્રશ્ન ૧૦—પશુને વનસ્પતિ ખાતાં જીવદયાના હેતુએ કોઇ અટકાવે તો તેને અંતરાય કર્મ બંધાય?

ઉત્તર—જરૂર બંધાય, પશુઓનો ખોરાક જ વનસ્પતિ છે તેથી તેને તે ખાતાં અટકાવાય નહીં. ઊલટા તેને ઘાસ વિગેરે શ્રાવકો પૂરાં પાડે છે.

પ્રશ્ન ૧૧—ક્ષાયિક સમકિત કયા ગુણઠાણાથી થાય?

ઉત્તર—ચોથા ગુણઠાણાથી થાય.

પ્રશ્ન ૧૨—ચારિત્રશીલ તાપસોના શ્રાપ મનુષ્યોને હેરાન ને દુઃખી કરે છે તેમ દેવોને તેના શ્રાપ હેરાન કરી શકે?

ઉત્તર—સાચા તપસ્વી તો શ્રાપ આપેજ નહીં. બાકી દેવોને પ્રાયે તાપસાદિના શ્રાપ હેરાન કરી શકતા નથી.

પ્રશ્ન ૧૩—બપ્પભટ્ટીસૂરિના ચરિત્રમાં તેઓએ અષ્ટાપદ તીર્થની યાત્રા કર્યાનું લખેલ છે તો તેઓ તદ્ભવ મોક્ષે કેમ ગયા નહીં?

ઉત્તર—તદ્ભવ મોક્ષગમન પોતાની લબ્ધિવડે જનાર માટે પ્રભુએ કહેલું હતું. બપ્પભટ્ટીસૂરિ આકાશગામિની વિદ્યાથી ગયા હતા. વળી તે તો પાંચમા આરામાં થયા છે. પાંચમા આરામાં મોક્ષગમન થતું નથી.

પ્રશ્ન ૧૪—માદક પદાર્થો ખાધા છતાં વૈરાગી મનુષ્યોને તે અસર કરી શકતા નથી એમ કહે છે તેથી સામાન્ય મનુષ્ય ધત્તુરાદિ ખાવાથી સ્વસ્થ રહી શકે?

ઉત્તર—ન રહી શકે-વૈરાગી મનુષ્યો તેવા પદાર્થો ખાતા જ નથી.

**પ્રશ્ન ૧૫**—કોઇ પણ જીવને અવધિજ્ઞાન થયા સિવાય મનઃપર્યવ જ્ઞાન થઇ શકે ?

**ઉત્તર**—થઇ શકે; પરંતુ મનઃપર્યવજ્ઞાન અપ્રમત્ત મુનિને જ થાય.

**પ્રશ્ન ૧૬**—શ્રી ગૌતમસ્વામીને અઠ્ઠાવીશે લબ્ધિઓ પ્રાપ્ત થઇ હતી ?

**ઉત્તર**—થઇ હતી. ' લબ્ધિ અઠ્ઠાવીશ જ્ઞાની ગૌતમ ' એમ કહેલ છે.

**પ્રશ્ન ૧૭**—તમે પ્રથમ લખેલ છે કે મૂર્તિપૂજકપણું શ્રી ઋષભદેવ પરમાત્માથી શરૂ થયું છે તો શું ત્યારઅગાઉ મૂર્તિપૂજકપણું ન હતું ?

**ઉત્તર**—આ વાત અવસર્પિણીના ત્રીજા આરાની પ્રાંતે થયેલી નવી શરૂઆતને અંગે લખેલી છે, કારણ કે ત્યારઅગાઉ અઢાર કોડાકોડી સાગરોપમ સુધી યુગલિકપણું હોવાથી મૂર્તિપૂજકપણું નહોતું.

**પ્રશ્ન ૧૮**—કોઇ સરલ માણસ અજાણપણે ચોરાઉ માલ ખરીદ કરે તો તેને ચોરી સંબંધી દોષ લાગે ?

**ઉત્તર**—એનો આધાર માલની કિંમત ઉપર છે. વેચનાર જો બહુ ઓછી કિંમતે વેચવા માગતો હોય તો લેનારે કલ્પના કરી લેવી કે આટલી બધી ઓછી કિંમતે વેચે છે તેથી તે ચોરાઉ હોવા સંભવ છે. આમ જાણ્યા છતાં તેવો માલ ખરીદે તો જરૂર દોષ લાગે.

**પ્રશ્ન ૧૯**—ગીતાર્થ શબ્દનો અર્થ શું ?

**ઉત્તર**—ગીત એટલે સૂત્ર, તેના અર્થને એટલે સર્વે સૂત્રોના અર્થને જે જાણે તેને ગીતાર્થ મુનિ ( આચાર્ય ) કહીએ. ગીતાના અર્થ જાણનારને ગીતાર્થ ન કહેવાય.

**પ્રશ્ન ૨૦**—નરનારીના મૂત્રમાં ચાર પ્રહર પછી સંમૂર્ચ્છિમ જીવ ઉપજે છે એમ કહે છે તે બરાબર છે ?

**ઉત્તર**—બરાબર નથી. તેમાં અંતર્મુહૂર્ત્ત પછી જીવો ઉપજે છે અને તે ચૌદ સ્થાનકીઆ સંમૂર્ચ્છિમ મનુષ્ય પંચેંદ્રિય કહેવાય છે.

**પ્રશ્ન ૨૧**—ક્ષપકશ્રેણિ માંડનાર મુનિના મોહનીય કર્મની ૨૭ પ્રકૃતિઓ નવમા ગુણઠાણા સુધીમાં ક્ષય થાય છે અને સૂક્ષ્મ લોભનો દશમે ગુણઠાણે ક્ષય થાય છે એમ કહેલ છે તે બરાબર છે ?

**ઉત્તર**—બરાબર છે.

**પ્રશ્ન ૨૨**—સર્વ કર્મોમાં મોહનીય કર્મને વધારે ઉગ્ર જણાવે છે તે બરાબર છે?

**ઉત્તર**—બરાબર છે. ખાસ કરીને મુખ્યત્વે મોહનીય કર્મને લઇને જ જીવ અનંત કાળ પરિભ્રમણ કરે છે, બીજા કર્મો પણ ગૌણપણે તો સાથે હોય જ છે.

**પ્રશ્ન ૨૩**—શરીરની ઇંદ્રિયોની હાનિ ન થાય એવો તપ કરવાનું શાસ્ત્રમાં કહ્યા છતાં અનેક મુનિઓએ અણસણ કર્યાં છે, અનેક પ્રકારના કષ્ટો વેઠી પ્રાણત્યાગ કર્યો છે અને પ્રાંતે મોક્ષે ગયા છે તો એ વાતનું રહસ્ય શું છે?

**ઉત્તર**—ઇંદ્રિયોને હાનિ પહોંચે તેવો તપ ન કરવાની વાત સામાન્ય જીવો માટે છે, બાકી સંઘયણના ને મનના બળવાળા આત્માઓ તો અનેક પ્રકારના પ્રાણાંત કષ્ટ સહીને પણ કર્મોને ખપાવે છે. તેમાં વિરોધ નથી.

**પ્રશ્ન ૨૪**—ચોથા આરામાં શ્રાવકપણું પાળીને અનેક શ્રાવકો એકાવતારીપણે દેવગતિમાં ગયા છે તો તેમને સાધુઓ કરતાં ઉત્તમ માનવા?

**ઉત્તર**—ન માનવા, કારણ કે એકાવતારી થનાર શ્રાવકો પણ જ્યારે દેવપણામાંથી ચ્યવી, મનુષ્ય થઇ ચારિત્ર અંગીકાર કરે છે ત્યારે જ મોક્ષ પામે છે; માટે મુખ્યતા તો સર્વત્ર સર્વવિરતિપણાની જ છે.

**પ્રશ્ન ૨૫**—ઇહલોકના સુખની ઇચ્છાએ ધર્મ કરવાનો જૈનશાસ્ત્ર નિષેધ કરે છે તો અવંતિસુકમાળે તો નલિનીગુલ્મ વિમાન મેળવવા માટે જ ચારિત્ર લીધું છે તો તે દોષિત ગણાય કે નહીં?

**ઉત્તર**—એ કારણથી જ પ્રાણાંત કષ્ટ સહ્યા છતાં નલિનીગુલ્મવિમાનની જ પ્રાપ્તિ થઇ છે. એવું કષ્ટ સહેનાર મોક્ષનો ઇચ્છક હોય તો મોક્ષે જઇ શકે.

**પ્રશ્ન ૨૬**—રાવણે અષ્ટાપદ પર્વતને લવણસમુદ્રમાં નાખી દેવાની ઇચ્છા કરી તો શું એ પ્રમાણે થઇ શકે ખરું?

**ઉત્તર**—પ્રતિવાસુદેવ પણ ચક્રવર્તીથી અર્ધ બળવાળા હોવાથી તેમ બની શકે, તેનામાં શક્તિ અત્યંત હોય છે, પરંતુ એવા ધર્મવિરુદ્ધ અનિષ્ટ ચિંતનને પરિણામે તેને કષ્ટ ભોગવવું પડ્યું છે.

**પ્રશ્ન ૨૭**—પાક્ષિકાદિ ત્રણ પ્રતિક્રમણની શરૂઆત ક્યારથી થઇ છે?

**ઉત્તર**—પાંચે પ્રકારના પ્રતિક્રમણ એક સાથે મહાવીર પ્રભુના શાસનમાં શ્રી સુધર્માસ્વામીથી શરૂ થયેલા છે.

કુંવરજી

# નીતિ વર્તનથી લાભ

૧. કોઈને દુઃખ ન દેવાથી આપણને દુઃખ આવતું બંધ થાય છે.

૨. સાચું બોલવાથી આપણા વચન પ્રમાણે જગતમાં બનાવો બને છે.

૩. પ્રમાણિક રહેવાથી આપણે મેળવેલું સુખે ભોગવાય છે.

૪. બોલેલું પાળવાથી લોકોનો આપણા ઉપર વિશ્વાસ બંધાય છે.

૫. ઉદ્યોગી રહેવાથી આપણને ધન, ધાન્ય, વસ્ત્ર વિગેરે સુખેથી મળી રહે છે.

૬. મોટાનો વિનય કરવાથી લોકોમાં આપણી કીર્તિ વધે છે અને આપણી બીજા અદબ રાખતા શીખે છે.

૭. મન, વચન અને કાયાવડે કોઈને દુઃખ નહી આપવાથી આપણને મનમાં શાન્તિ, વચનમાં પ્રિયતા અને કાયામાં સુખ આવી મળે છે.

૮. ન્યાયી થવાથી સારા લોકોનો સમાગમ વધે છે અને નઠારા લોકો આપણાથી બીતા રહે છે તેમજ બૂરું કરતા પણ ડરે છે.

૯. મુશ્કેલીવાળા કામમાં હિંમતવાન રહેવાથી આપણા બીજા સદ્ગુણો પણ વધારે બહાર આવતા જાય છે.

૧૦. સંતોષી બનવાથી ચિંતા, અશાન્તિ કે ઉદ્વિગ્નતા થતી નથી.

૧૧. વિવેકી થવાથી દીવાની પેઠે સાચું, ખોટું, સારું, નરસું જલદીથી ઓળખાઈ જાય છે.

૧૨. સુશીલ રહેવાથી આપણા સદ્ગુણનો આપણને તુરત લાભ મળે છે અને બીજા લોકો આપણને જોઇ જલદી તેવા થવાનું શીખે છે.

મુનિ વિદ્યાનંદવિજય

---

## જાહેર વિનંતિ

શ્રી સમેતશિખરજી તીર્થનો પવિત્ર પહાડ અજૈનોના કબજામાં જતાં અટકાવવા માટે અમારા તરફથી સને ૧૯૧૮ માં તે પહાડ આશરે ચાર લાખ રૂપીઆના ખર્ચે ખરીદવામાં આવ્યો હતો. આ થયેલ ખર્ચને યથાશક્તિ પહોંચી વળવા અમોએ " શ્રી પાર્શ્વનાથ પહાડ ખરીદખાતું " ખોલેલ છે અને જણાવતાં આનંદ થાય છે કે કલકત્તાવાળા સ્વ. બાબુશ્રી ફૂલચંદજી મુકીમના પુત્ર બાબૂશ્રી મોતીચંદજી નખત તરફથી રૂા. ૧૫૦૦૦ની લોન તથા તે ઉપરનું બ્યાજ મળી કુલ રૂા. ૩૦૯૨૪–૭–૦ આ ખાતામાં જમા કરવામાં આવ્યા છે.

સર્વ સ્વધર્મી બંધુઓને અમારી આગ્રહભરી વિનંતિ છે કે તેઓ પણ આ ફંડમાં યથાશક્તિ ફાળો આપવાનું ચૂકશે નહીં. શેઠ આણંદજી કલ્યાણજી-અમદાવાદ

# શિષ્ટતાના સર્વમાન્ય નિયમો

( લેખકઃ—રાજપાલ મગનલાલ વ્હોરા )

શિષ્ટ સમાજમાં વસનાર હરકોઇ નર–નારીએ સભ્યતાના સર્વમાન્ય નિયમોનું પાલન કરવું જરૂરી છે. સભ્યતાથી મનુષ્યની છાપ સુંદર પડે છે અને જ્યાં જાય ત્યાં પોતાના સભ્ય યાને ઉત્તમ વર્તનથી સ્થાન પ્રાપ્ત કરે છે. અત્રે એવા કેટલાક સર્વમાન્ય નિયમો લખવામાં આવે છે. વાચક બન્ધુઓ તેમાંથી સારભાગને ગ્રહણ કરે.

૧. જ્યાં ત્યાં થુંકવું નહિ. લીંટ, કફ વિગેરે પણ જ્યાં ત્યાં નાખી જમીન બગાડવી નહિં.

૨. અજાણ્યા બાળકને ચુમી લેવી નહિ. એવી ખોટી જિજ્ઞાસાને કાબૂમાં રાખવી.

૩. જે તે ઠેકાણે લઘુશંકા ન કરવી.

૪. સભા વચ્ચે અવાજ થાય તેવી રીતે અપોવાયુ જવા ન દેવો.

૫. સભા વચ્ચે અથવા બીજે સ્થાને પણ છીંક આવે તો મ્હોં આડો રૂમાલ અથવા હાથ ધરવો.

૬. અતિશય હસવું નહિ–ખાસ કરીને વાત કરતી વખતે તો ન જ હસવું.

૭. કયારે પણ અપશબ્દ કે હલકો શબ્દ ન વાપરવો.

૮. કોઇના ઉપર હાથ ન ઉગામવો–તાડન ન કરવું.

૯. કોઇનું અપમાન અથવા તર્જના ન કરવી.

૧૦. સભા વચ્ચે ઊંઘવું નહિ. બગાસાં પણ ખાવાં નહીં.

૧૧. સભાસ્થાનમાં પાછળથી આવી આગળ બેસવા પ્રયત્ન ન કરવો.

૧૨. વાત કરતા બનતા સુધી વિષયાંતર ન કરવો.

૧૩. કોઇને ત્યાં ગયા પછી ગુંદરની માફક ચીકણા થઇ બેસી ન રહેવું.

૧૪. જેને ત્યાં જવું તેને પ્રથમ નમસ્કાર ( પ્રણામ ) કરવો.

૧૫. આપણે ઘેર કોઇ આવે તો સત્કારવાળું વાક્ય, બેસવા આસન અને ઘરને યોગ્ય મુખવાસાદિ આપવા.

૧૬. બે જણા એકાંતમાં વાત કરતા હોય તો ત્યાં જવું નહિ તેમજ તેઓની વાત સાંભળવા પ્રયાસ કરવો નહીં.

૧૭. વિના પૂછયે કોઇ બાબતમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત ન કરવો.

૧૮. કોઇને ત્યાં ગયા હોઇએ તો તેઓના ઘરની સ્ત્રી બ્હેનો તરફ વારંવાર જોવું નહિ.

૧૯. અન્યને ત્યાં કોઇ સારી ચીજ જોઇ હોય તો તેને માટે આશ્ચર્ય પ્રગટ ન કરવું.

૨૦. જ્યાં ગયા હોઇએ ત્યાં દિવાલો પર અને આજુબાજુ બહુ ટીકી ટીકીને જોયા ન કરવું.

૨૧. રમતમાં રીસ ન કરવી. હોંકારા વિના વાત ન કરવી.

૨૨. કપડા સ્વચ્છ અને બંધબેસ્તા પરિધાન કરવા.

૨૩. શરીરશુદ્ધિ અને મુખશુદ્ધિ નિત્ય કરવી.

૨૪. સભા વચ્ચે વાળ ન તોડવા તેમજ કાનમાંથી મેલ ન કાઢવો.

૨૫. નાકમાં અને કાન ઉપર બહુ વાળ એકત્ર થવા ન દેવા.

૨૬. દાતણના અંતમાં અન્યને કમકમાટી થાય તેવી રીતે ઓકારી કરી બળખા વિગેરે ન કાઢવા.

૨૭. પાડોશીઓ પ્રત્યે ખૂબ માયાળુપણાથી વર્તવું.

૨૮. પાડોશીઓને અગવડ આવે તેવી રીતે ધૂળ-કચરો વિગેરે ન નાખવાં.

૨૯. પાડોશીઓમાં માંદગી કે અકસ્માત આદિ પ્રસંગે તુરત સહાયે જવું.

૩૦. જ્ઞાતિજનોમાં શુભાશુભ પ્રસંગે ભાગ લીધા કરવો.

૩૧. કોઇ વાતમાં અતિ છેદ ન કરવી.

૩૨. વાતવાતમાં સોગન ન ખાવા.

૩૩. બોલવાના, બેસવાના, જમવાના સ્થાને વડિલોનો વિનય સાચવવો.

૩૪. જમતી વખતે બચ બચ શબ્દ ન કરવો.

૩૫. નગ્ન થઇને ન્હાવું-સ્નાન કરવું નહિ.

૩૬. દેશવિરુદ્ધ પહેરવેશ ન પહેરવો. સ્થિતિના પ્રમાણમાં વેશ ધારણ કરવો.

૩૭. સામી વ્યક્તિ સમજે તે ભાષામાં વાત કરવી. બનતા સુધી અન્ય ભાષાના પ્રયોગો ન આવવા દેવા-નહિંતર તમારું મંતવ્ય સમજવામાં કેટલીક વખત ગંભીર ગેરસમજ ઊભી થશે.

૩૮. ઘરમાં નગ્ન કે બિભત્સ ચિત્રો ન ટીંગાડવાં.

૩૯. અતિથિનું ઘર-સંપજ સ્વાગત પ્રેમથી કરવું.

૪૦. આપણે ત્યાં આવેલ વ્યક્તિ જાય ત્યારે આવજો-પધારજો ઇત્યાદિ શબ્દ વાપરવા.

૪૧. ભાષા શિષ્ટ અને નિર્દંભી રાખવી.

૪૨. ન જાણતા હોઇએ તે બાબતમાં જાણકારપણાનો ડોળ ન કરવો.

૪૩. વગર પૂછયે કોઇની ચીજ લેવી નહિં. તેમાં પણ કિંમતી ચીજ તો કદી ન લેવી.

૪૪. નીકટના સગપણ સિવાયની કોઇપણ સ્ત્રીને પ્રાયઃ બ્હેન શબ્દથી સંબોધવી.

૪૫. રેલ્વેમાં મુસાફરી કરતા હોઇએ ત્યારે સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને પ્રથમ જગ્યા કરી આપવી. આપણે સંકોચાઇને બેસવું.

૪૬. સૌની સાથે સૌજન્યતાપૂર્ણ અને મળતાવડી પ્રકૃતિ રાખવી.

૪૭. કોઇ વ્યક્તિ કંઈપણ ચીજ ભેટ તરીકે આપે અથવા કયારે પણ કોઇ વસ્તુ બીજા તરફથી આપણને ભેટ મળે ત્યારે આભારદર્શક શબ્દો કહેવા.

૪૮. રસ્તામાં પડેલી વસ્તુ મળે તો પોલિસને સુપ્રત કરવી. તેમજ કોઇના ઘરમાંથી પડી ગયેલ વસ્તુ મળે તો ગૃહપતિને સોંપવી.

૪૯. રાજા, અધિકારી અથવા તો કોઇપણ ઇલ્કાબધારી વ્યક્તિ પર પત્ર લખવો હોય તો તેનો ઇલ્કાબ પણ લખવો.

૫૦. નમસ્કાર કરે તેને વળતો નમસ્કાર કરવો. નમતા સાથે નમવું.

૫૧. કોઇનું એઠું-જુઠું અનાજ ખાવું નહિ ને અન્યને એઠું ખાવા દેવું નહિ.

૫૨. એઠા થયેલા પ્યાલા-લોટાથી કોઇને પાણી પાવું નહિં અને આપણે તેવા ગ્લાસ આદિથી જળ પીવું નહિ.

૫૩. અન્યની સાથે વાત કરવામાં કેવળ પોતાની જ વાતો ન કર્યા કરવી.

૫૪. પત્રનો જવાબ વાળતી વખતે આવેલ કાગળ નજર સન્મુખ રાખી, દરેક બાબતનો પ્રત્યુત્તર ટૂંકમાં આપવો.

૫૫. કોઇની ચીજ વાપરવા લીધા પછી પાછી આપતી વખતે તે બદલ આભાર પ્રદર્શિત કરવો.

૫૬. કોઇ પાસેથી પૈસાની કંઇ રકમ લાવ્યા હોઇએ તો શક્ય હોય ત્યાં સુધી કહેલ વખતની અંદર ભરપાઇ કરી દેવી.

૫૭. કોઇને મળવાનો સમય આપ્યો હોય તો નિયત કરેલા સમયે ત્યાં પહોંચવું. આપણે ત્યાં કોઇને બોલાવ્યા હોય તો વખતસર સ્થાન પર હાજર રહેવું.

૫૮. એક પથારીમાં બે પુરુષોએ ભેળા ન સૂવું.

૫૯. કોઇ મોટા માણસને મળવા જતાં પોતાના નામનું કાર્ડ મોકલવું અથવા મૌખિક ઓળખાણ અગાઉથી જણાવવી.

૬૦. અજાણ્યા સાથે મશ્કરીની છૂટ ન લેવી.

---

## ક્યાં ક્યાં, ક્યારે ક્યારે અને કેવી રીતે ન જમવું ?

૧ વમન કરીને, ૨ ચિતાની ઝાળ લઇને, ૩ નબળા આસને બેસીને, ૪ વિદિશા સામે કે દક્ષિણ દિશા સામે બેસીને, ૫ અંધારું હોય ત્યાં, ૬ પશુએ બોટેલું હોય તે, ૭ અજાણ્યા પાત્રમાં, ૮ ઋતુવંતીના પાત્રમાં, ૯ અજીર્ણ થયું હોય ત્યારે, ૧૦ અગાસે બેસીને, ૧૧ બે જણ ભેળા બેસીને, ૧૨ અતિશય ઊનું, ખારું, ખાટું હોય તે, ૧૩ શાકના અતિશયવાળું, ૧૪ તડકે બેસીને, ૧૫ ધાન્યને વખાણીને કે વખોડીને, ૧૬ માંદા પાસે અને ૧૭ રાત્રિએ જમવું નહીં. સ્થિર આસને, ઓઢીંગણ તજીને, સ્નાન કરીને અને મૌનપણે જમવું.

હિતશિક્ષાછત્રીશી




# સ્નેહનો જુલમ

( રા. એન. બી. શાહ–ઝીંઝુવાડાકર )

સમાજના તમામ માણસોને એવો હક હોય છે કે તે પોતાનું દરેક કામ બીજાનું અહિત કર્યા સિવાય પોતપોતાની મરજી પ્રમાણે કરી શકે. બીજાનું અનિષ્ટ કરવું એમાં સ્વેચ્છાચારીપણું કહેવાય અને બીજાનું અનિષ્ટ થતું ન હોય ત્યાં સ્વતંત્રતાનું નામ અપાય.

જે માણસ, ચ્હાય તો પછી તે રાજા હોય કે સમાજનો નેતા હોય કે સ્નેહી હોય એ ત્રિપુટી જ્યારે માણસ માત્રની સ્વતંત્રતામાં વિઘ્ન નાખે છે, કે જ્યાં કોઇ બીજાનું અહિત થવાનું નથી ત્યાં પણ પોતાના મત પ્રમાણે ચલાવવા માંગે છે અગર ચલાવે છે ત્યાં જુલમ છે. રાજા, સમાજ અને સ્નેહી એ ત્રિપુટી આ પ્રકારના જુલમો કરી રહી છે.

રાજા અને સમાજના જુલમો અટકાવવાના રસ્તા નીકળી ચૂકેલા છે પરંતુ સ્નેહનો જુલમ અટકાવવાનો રસ્તો કંઇક વિકટ અનુભવાય છે તે આપણે હવે વિચારીએ.

સંસારમાં સ્નેહનો જુલમ કરનારા જુલમીઓ અનેક છે. પિતા, માતા, ભાઇ, બ્હેન, પુત્ર, પત્ની, પુત્રી, સગાં, કુટુંબી, સુહૃદો ઇત્યાદિ જે જે સ્નેહ કરે છે તે તે જુલમ અને અનિષ્ટ પણ કરે છે. વાંચક મહાશયે ગભરાવાની જરૂર નથી. શાંતિથી વિચારશું તો જરૂર સમજાશે કે આ સંસાર જ સ્વાર્થમય છે.

સ્નેહ જુલમના પ્રકારઃ—

(૧) તમે એમ ચાહતા હો કે સારાં લક્ષણોવાળી, સારાં આચરણોવાળી ને સારા કુળની કન્યા પસંદ કરીને તેની સાથે વિવાહ કરવો છે, પરંતુ તે પહેલાં તો માતપિતાએ તમને પૂછ્યા વિના જ કોઈની કન્યા સાથે તમારા વિવાહની વાત ચોક્કસ કરી દીધી હોય છે. તમે કદી વાલીપણાની વયમાં હશો, તો પિતાની આજ્ઞા માનવામાં સંમત જ થશો; પણ કદી તમે તેવા નહીં હો તોપણ માતપિતાના સ્નેહને લીધે તમારે એ વિવાહ કબૂલ કરવો જ પડશે. આ સ્નેહનો જુલમ કે નહીં ? જેનું પરિણામ આત્મઘાત જેવા પ્રસંગોને ઉપસ્થિત કરવા જેટલું ભયંકર પણ કવચિત અનુભવાય છે.

(૨) એક યુવક ગરીબ હાલતમાં છે. દૈવજોગે તેને પરદેશમાં કોઇ સારા

પગારની નોકરી મળતી હોય, જવાની તૈયારી પણ કરી હોય, ગરીબાઇની જંજીર તોડવાની તાલાવેલી લાગી હોય, પણ એટલામાં તો કેટલીક અજ્ઞાન માતાઓ રોવું, કકળવું આરંભી દે છે અને પુત્રને પરદેશ જતો અટકાવે છે. પરિણામે માતાના સ્નેહને લીધે તેને સદાને માટે ગરીબાઇની જંજીરમાં જકડાઈ રહેવું પડે છે એ પણ સ્નેહનો જુલમ નહિં ?

(૩) કોઇ વિરક્ત આત્માને આ અસાર સંસારનું ભાન થતાં તેને તજવાની પ્રવૃત્તિ કરે ત્યાં પણ સ્વાર્થી એવા સ્નેહીઓ સંસાર કારાગૃહની અંધારી કોટડીમાં જ પડ્યા રહો, એમાં જ સુખ છે—આવું સમજાવવા બહાર પડે છે. કદાચ પુત્ર; માતાપિતા અને અન્ય સ્નેહીઓને સંસારનું સ્વરૂપ સમજાવી, સ્વાર્થી સ્નેહની જાળને ભેદી, પોતાના આત્મવિકાસના પંથે પ્રયાણ કરે તો એના સ્નેહીઓ એના વિકાસપંથને કંટકમય બનાવવાના પ્રયત્નો આરંભે છે. આ પણ સ્નેહનો જ જુલમ કે નહીં ?

(૪) પતિની ઇચ્છા વિરુદ્ધ સ્ત્રીઓ તેને વર્તન કરાવી માતાપિતાથી કે બંધુઓથી જુદા પાડવારૂપ જુલમ કરે છે. તેનાં ઉદાહરણો આપવાની કાંઇ જરૂર નથી, કારણ કે તેનો તો ઘણા ભાગે સર્વને અનુભવ થયેલો હોય છે.

(૫) સ્ત્રીઓના ઉપર સ્વામીના જુલમના સંબંધમાં પણ વાસ્તવિક રીતે કહેવું પડશે કે તે જુલમમાં જેટલો ભાગ સ્નેહનો હોય છે તેના કરતા મોટો ભાગ તો " બાહુબળનો " હોય છે.

ઉપર પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે મનુષ્યજીવન જુલમથી જ ભરેલું છે અને તે અનાદિ કાળથી જ છે, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી.

આ સ્થળે ખાસ વિચારવાનું તો એ જ છે કે બીજા તમામ જુલમોની હદ હોય છે અને તે અટકાવી શકાય છે કેમકે બીજા જુલમોની સામે વિરોધ કરવો સહેલો છે. દાખલા તરીકે—પ્રજા પીડનાર રાજાને ગાદી પરથી પદભ્રષ્ટ કર્યાના દાખલા પણ મળી આવે છે. એવી રીતે રાજાનો જુલમ અટકાવાય છે.

જો સમાજના બંધનમાં રહેતાં પીડા થતી હોય તો તે સમાજનો ત્યાગ કરીને, તેના જુલમથી પણ છૂટકારો મેળવી શકાય છે. આ પ્રમાણે સમાજનો જુલમ પણ દૂર કરી શકાય છે; પરંતુ સ્નેહના જુલમથી તો ઘણા ય બરબાદ થયા છે અને થાય છે. જીવનની નૈકાને ભરસમુદ્રમાં ગોથાં ખાતી કરી મૂકવામાં આવે છે. વધુ શબ્દોમાં કહીએ તો જીવનનું અધઃપતન પણ થાય છે.

# સૂક્તમુક્તાવલિ :: સિંદૂર પ્રકર :

## સમશ્લોકી ભાષાંતર (સભાવાર્થ)

### ( માયાદ્વાર )

માલિની

કુશલ કરમકેરા જન્મમાં જેહ વંધ્યા,
સત દિનકરકેરા અસ્તમાં હોય સંધ્યા;
કુગતિ-રમણી ઉરે શોભતી જેહ માલા,
મદગલ મલપંતા મોહ-હાથીની શાલા;
હિમ શમ-કમલે જે દુર્યશઃ રાજધાની,
દૂરથી જ મૂક એવી માય તે દુઃખખાણી. ૫૩

વિવેચન—જે શુભ કર્મના જન્મમાં વંધ્યા છે, સત્યરૂપ સૂર્યનો અસ્ત કરવામાં સંધ્યા છે, કુગતિરૂપ રમણીની જે માળા છે, મોહરૂપ માતંગની જે શાળા છે, શમરૂપ કમલ કરમાવવાને જે હિમરાશિરૂપ છે, દુર્યશની જે રાજધાની છે અને સેંકડો આપત્તિઓનું જે સ્થાન છે,—એવી માયા તું દૂરથી મૂકી દે!

આ શ્લોકમાં વિવિધ રૂપક અલંકારોથી માયાનું દુષ્ટપણું દર્શાવી તેનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે.

માયા વાંઝણી સ્ત્રી જેવી છે. જેમ વંધ્યાથી સંતાનોત્પત્તિ થતી નથી તેમ માયાથી કુશલ-શુભ કર્મની ઉત્પત્તિ સંભવતી નથી, એટલું જ નહિ પણ ઊલટું અકુશલ નીપજે છે.

માયા સત્યરૂપ સૂર્યનો અસ્ત કરવામાં સંધ્યારૂપ છે; કારણ કે માયા અસત્યની માતા (જનની) છે, એટલે માયા હોય ત્યાં સત્ય ક્ષણભર પણ ટકતું નથી. માયા અને સત્ય એ પરસ્પર વિરોધી ભાવ હોઇ એ બન્નેનો એકત્ર યોગ સંભવતો નથી.

માયા કુગતિરૂપ યુવતીના વક્ષઃસ્થળ પર શોભતી માળા જેવી છે. નરક તિર્યંચ આદિ દુર્ગતિ માયાના વિપાકરૂપ છે, કારણ કે વક્ર-માયાવીની ગતિ પણ વક્ર-વાંકી હોય છે.

માયા મોહરૂપ ગજેંદ્રની શાળા-નિવાસગૃહ છે. જ્યાં માયા હોય, ત્યાં મોહનો અવશ્ય સદ્ભાવ હોય છે; કારણ કે તેનો અવિનાભાવી સંબંધ છે.

શમરૂપ કમલને કરમાવવામાં માયા હિમરાશિનું કામ કરે છે, એટલે કે માયા હોય છે ત્યાં આત્મશાંતિ રહેતી નથી; માયાવીનું ચિત્ત કપટચિંતનમાં અહોનિશ વ્યગ્ર રહ્યા કરે છે, એટલે ચિત્તસ્વાસ્થ્ય ટકતું નથી અને સ્વાસ્થ્ય નથી ત્યાં શાંતિ પણ નથી.

માયાથી અપકીર્તિ વિસ્તરે છે, માયાવીનો કોઈ વિશ્વાસ કરતું નથી, એટલા માટે તેને અત્રે દુર્યશની રાજધાની ( પાટનગર ) કહી છે.

આમ સેંકડોગમે આપત્તિઓ જેથી ઉદ્ભવે છે એવી માયાનો તું દૂરથી પરિત્યાગ કર!

ઉપજાતિ

**માયા ઉપાયોથી કરી પ્રપંચે, જે અન્યનું વંચન આચરે છે;**
**તે મોહના મિત્ર સ્વને જ વંચે, મુક્તિ અને સ્વર્ગતણા સુખોથી. ૫૪**

**વિવેચન**—જે નાના પ્રકારના ઉપાયોવડે માયા આચરીને બીજાનું વંચન ( છેતરપીંડી-ઠગાઇ ) કરે છે તે મોહના મિત્રો પોતાને જ મુક્તિ અને સ્વર્ગના સુખોથી વંચિત ( રહિત ) કરે છે.

આ શ્લોકમાં કવિએ ' વંચ ' ધાતુનો શ્લેષ ( બેવડો અર્થ ) કરી શબ્દ-ચમત્કૃતિપૂર્વક માયાનું અનિષ્ટપણું સૂચવ્યું છે. જે મનુષ્ય નાના પ્રકારના ઉપાયોવડે બીજાને વંચે છે-છેતરે છે ( Deceives ) તે પોતાને જ સ્વર્ગ અને મુક્તિના સુખોથી વંચે છે-રહિત કરે છે. ( Deprives ). જે પરવંચન કરે છે તે પરમાર્થથી આત્મવંચન જ કરે છે; પોતે ખોદેલા ખાડામાં પોતે જ પડે છે; પોતાના સ્વાર્થને માટે આ જીવ જે પ્રપંચજાળ બિછાવે છે તેમાં તે પોતે જ ફસી પડે છે અને પોતાના વાસ્તવિક સ્વાર્થની-આત્માર્થની હાનિ કરે છે. આ જ ભાવનું શ્રી. હેમચંદ્રાચાર્યજી યોગશાસ્ત્રમાં સમર્થન કરે છેઃ—

" कौटिल्यपटवः पापा मायया बकवृत्तयः।
भुवनं वंचयमाना वंचयंते स्वमेव हि ॥"—શ્રી યોગશાસ્ત્ર

" કુટિલતામાં પટુ એવા પાપી બકભક્તો માયાવડે જગતને છેતરતાં પોતાને જ છેતરે છે. "

આમ જે પરનું વંચન કરનારા વાસ્તવિક રીતે આત્મવંચક જ છે, તે મોહના મિત્રની ગરજ સારે છે અને જે મોહના મિત્ર હોય છે તે આત્માના શત્રુ હોય છે; માટે માયાવી મનુષ્ય પોતે પોતાનો વૈરી બને છે.

અત્રે જે કહ્યું કે માયાવી મુક્તિસુખથી વંચિત થાય છે તેનું કારણ એ

સમજવું કે મુક્તિની ગતિ ઋજુ–સરળ છે, એટલે ત્યાં વક્રગામી માયાવીનો પ્રવેશ સ્વપ્ને ય પણ સંભવતો નથી. કહ્યું છે કેઃ—

"मुक्ते रविप्लुतैश्चोक्ता गतिर्ऋज्वी जिनेश्वरैः ।
तत्र मायाविनां स्थातुं न स्वप्नेऽप्यस्ति योग्यता ॥ "—શ્રી જ્ઞાનાર્ણવ

"નિર્દોષ એવા જિનેશ્વરોએ મુક્તિની ગતિ ઋજુ–સરળ કહી છે; ત્યાં સ્વપ્ને પણ સ્થિતિ કરવાની માયાવીઓમાં યોગ્યતા નથી."

"शुद्धिः स्यादृजुभूतस्येत्यागमे प्रतिपादितम् । "—શ્રી યશોવિજયજી

"ઋજુ–સરળની શુદ્ધિ થાય છે એમ આગમમાં પ્રતિપાદન કર્યું છે."

માયાના વિવિધ પ્રકારોમાં બે મુખ્ય કહી શકાયઃ એક તો વ્યવહારકાર્યનિમિત્તક (દ્રવ્યાદિ અર્થે થતી) અને બીજી ધર્મનામનિમિત્તક (ધર્મને નામે થતી). વ્યવહારાર્થિક માયા અનેક પ્રકારના કપટ, છળ, છેતરપીંડી, કૂટતોલ, કૂટમાપ, કૂટસાક્ષી, ન્યાસાપહાર વગેરે પ્રસંગોમાં અભિવ્યક્ત થાય છે. ધર્મને નામે થતી માયા પ્રાયઃ દંભનું સ્વરૂપ પકડે છે અને તે અત્યંત દુર્ગ્રાહ્ય અને વિશેષ દુઃખદાયક હોય છે.

દુનિયાને રૂડું દેખાડવા માટે જે ગુણ પોતાનામાં નથી તે પોતાનામાં છે એમ બતાવવું, બીજાની આંખમાં ધૂળ નાંખી એવો દાવો કરવો તે દંભ છે. વાણીમાં કાંઇ અને વર્તનમાં કાંઇ, અથવા મન–વચન–કર્મનું પરસ્પર વિભિન્નપણું, અનૈક્ય–અસંગતપણું ( Inconsistency ) તે દંભ.

પોતે દુરાચારી હોવા છતાં સજ્જનતાનો આડંબર કરવો, પોતાનામાં જ્ઞાન કે ત્યાગ વૈરાગ્ય સમ્યક્ પરિણમ્યા વિના તેની મોટી મોટી વાતો કરવી, હુંપદ માતું ન હોય અને નમ્રતાનો ડોળ રાખવો, જીભે અમૃત ઝેરવવું અને હૃદયમાં હાલાહલ (ઝેર) રાખવું, કરમાં જપમાળા રાખવી અને અંતરમાં કપટકળા ધરવી–બકધ્યાન ધરવું, પોતાનામાં વ્રતભાર ઉપાડવાનું સામર્થ્ય ન હોય છતાં પોતાનાં યતિપણાનું ખ્યાપન (પ્રસિદ્ધિ) કરવું–ઇત્યાદિ પ્રકારોમાં દંભરૂપ માયાનો આવિષ્કાર થાય છે.

આવા દંભમાં મનુષ્ય જાણ્યે–અજાણ્યે ફસાઇ જાય છે. દંભસેવન ત્યજવું મુશ્કેલ છે. શ્રી યશોવિજયજી કહે છે કેઃ—

"सुत्यजं रसलाम्पट्यं, सुत्यजं देहभूषणम् ।
सुत्यजाः कामभोगाश्च, दुस्त्यजं दंभसेवनम् ॥ "

આ દંભસેવનના મૂળ કારણભૂત લોકૈષણા આદિ–પૂજા સત્કારાદિની કામના હોય છે. તેને અંગે કહ્યું છે કે:—

" धर्मीति ख्यातिलोभेन प्रच्छादितनिजाश्रवः ।
तृणाय मन्यते विश्वं हीनोऽपि धृतकैतवः ॥
स्वदोषनिह्नवो लोके पूजा स्याद्गौरवं तथा ।
इयतैव कदर्थ्यन्ते दंभेन बत बालिशाः ॥ "–શ્રી અધ્યાત્મસાર

હું ધર્મી ગણાઉં એવી ખ્યાતિના લોભે કરીને પોતાના પાપનું પ્રચ્છાદન કરતો માયાવી જન, પોતે અધમ છતાં જગતને તૃણવત્ ગણે છે, પોતાનો દોષ છુપાઇ જશે અને લોકમાં પૂજા તથા ગૌરવ થશે એવું ધારીને જ બાલિશ જનો દંભથી હેરાન થાય છે! પરંતુ આવા દંભી જનો જ્ઞાનીનો દ્રોહ કરે છે, જ્ઞાનીની આજ્ઞા પર પગ મૂકી ચાલે છે. તે માટે કહ્યું છે કે:—

" મુખથી જ્ઞાન કથે અને, છૂટ્યો ન અંતર મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. "—શ્રીમદ્ રાજચંદ્ર

ઉ. શ્રી યશોવિજયજી સુસ્પષ્ટ શબ્દોમાં કહે છે:—

" व्रतभारासहत्वं ये विदन्तोऽप्यात्मनः स्फुटम् ।
दंभाद्यतित्वमाख्यान्ति तेषां नामापि पाप्मने ॥
अहो मोहस्य माहात्म्यं दीक्षां भागवतीमपि ।
दंभेन यद्विलुंपन्ति कज्जलेनेव रूपकम् ॥
केशलोचधराशय्याभिक्षाब्रह्मव्रतादिकम् ।
दंभेन दूष्यते सर्वं त्रासेनेव महामणिः ॥ "—શ્રી અધ્યાત્મસાર.

વ્રતભાર વહન કરવાનું પોતાનું અસમર્થપણું સ્ફુટપણે જાણતાં છતાં જે દંભથી પોતાના યતિપણાનો દાવો કરે છે એવાઓનું નામ લેવાથી પણ પાપ છે. અહો! મોહનું માહાત્મ્ય તો જુઓ! કે કાજળથી ચિત્રને બગાડે તેમ (કોઇ જનો) ભાગવતી દીક્ષાને પણ તે દંભવડે વિલુપ્ત–દૂષિત કરે છે! કેશલુંચન, ભૂમિશયન, ભિક્ષા, બ્રહ્મવ્રત આદિ સર્વ, ત્રાસ નામના દોષથી મહામણિની જેમ, દંભથી દૂષિત થાય છે.

વંશસ્થ

**દુરાશયી જે ધનઆશથી ખરે, માયા અવિશ્વાસ-નિવાસ આચરે;**
**દેખે ન આવી પડતા અનર્થ તે, માર્જાર પીતાં પય જેમ દંડને. ૫૫**

**વિવેચન**—જે દુષ્ટ આશયવાળો મનુષ્ય ધનની આશાએ, અવિશ્વાસના મંદિરરૂપ માયા આચરે છે, તે આવી પડતા અનર્થસમૂહને દેખતો નથી,– જેમ દૂધ પીતો બિલાડો માથે પડનારા દંડને દેખતો નથી તેમ.

અત્રે માયાને અવિશ્વાસનું વિલાસમંદિર કહ્યું છે. કપટીનો કોઇ વિશ્વાસ કરતું નથી એ તો પ્રસિદ્ધ વાર્તા છે. એવી માયાનો જે દુષ્ટ આશયવાળો મનુષ્ય આશ્રય કરે છે તે પોતાના પર આવી પડતા અનર્થસમૂહને દેખતો નથી. જેમ બિલાડો દૂધ પીવામાં એવો તલ્લીન થઈ જાય છે કે માથા પર પડનારી લાકડીને પણ દેખતો નથી, તેમ છળપ્રપંચના ધ્યાનમાં એકતાન થયેલો મનુષ્યરૂપ બિલાડો આપત્તિરૂપ લાકડીને દેખતો નથી.

માયાના પરિણામે આ લોકમાં અપકીર્તિ, અર્થહાનિ, દંડ, તાડન, કારાવાસ આદિ અનર્થો આવી પડે છે અને પરલોકમાં નરક-તિર્યંચગતિ, સ્ત્રીત્વ આદિ સાંપડે છે. અરે! તપ-ધર્મનિમિત્તે સેવેલી અલ્પ માયા પણ અનર્થના કારણરૂપ થાય છે, તે શ્રી **મલ્લિસ્વામી**ના ચરિત્રથી સુપ્રતીત થાય છે.

"दंभलेशोऽपि मल्यादेः स्त्रीत्वानर्थनिबन्धनम्।"—શ્રી અધ્યાત્મસાર

"તપ કીધું માયા કરીજી, મિત્રશું રાખ્યો રે ભેદ;
મલ્લિ જિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રીવેદ રે."—શ્રી ઉદયરત્ન

શાસ્ત્રમાં માયાને જે 'શલ્ય' નામ આપ્યું છે તે યથાર્થ છે, કારણ કે જેમ શલ્ય-કાંટો શરીરમાં ખૂંચ્યા કરી પીડા ઉપજાવે છે, તેમ માયારૂપ શલ્ય આત્મપ્રદેશમાં ખૂંચ્યા કરી અનેક અનર્થરૂપ પીડા ઉત્પન્ન કરે છે; અને જ્યાં સુધી તે શલ્ય નીકળે નહિં ત્યાં સુધી આત્માને ચેન પડતું નથી. વળી ત્યાં સુધી વાસ્તવિક વ્રતીપણું પણ ઘટતું નથી. તે માટે કહ્યું છે કેઃ—

"निःशल्यो व्रती।" —શ્રી તત્ત્વાર્થસૂત્ર

"व्रती निःशल्य एव स्यात् सशल्यो व्रतघातकः।
मायाशल्यं मतं साक्षात्सूरिभिर्भूरि भीतिदम्॥"— શ્રી જ્ઞાનાર્ણવ

જ્યાં સુધી માયાનો પાશ હોય છે ત્યાં સુધી ગમે તેવી કઠિન તપશ્ચર્યા કરે તો પણ ભવભ્રમણનો અંત આવતો નથી.

"દુર્બળ દેહ ને માસ ઉપવાસી, પણ જો માયારંગ રે;
તો તે ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ રે."

વસંતતિલકા

માયાવી ચિત્તયુત માનવ તો સ્વભાવે,
જે મુગ્ધ વંચનતણી પટુતા ધરાવે;
તે તો ઉપદ્રવ વિના અહિંયે જરે ના,
રોગો કર્યા વિણ કુપથ્ય યથા રહે ના. ૫૬

વિવેચન—કપટી મનવાળો મનુષ્ય મુગ્ધજનને છેતરવામાં જે પટુપણું ધરાવે છે, તે તેને આ લોકમાં પણ ઉપદ્રવ કર્યા વિના જરતું નથી-રહેતું નથી, જેમ અપથ્ય ભોજન રોગ કર્યા વિના જરતું નથી તેમ.

જેનું ચિત્ત સદા કપટમાં લંપટ હોય છે એવો માયાવી મનુષ્ય મુગ્ધ-ભોળા જનોનું વંચન કરવામાં પોતાનું પટુપણું-હુશિયારી દેખાડી મનમાં મલકાય છે કે-' મેં આને કેવો છેતર્યો ! આને મેં કેવો આબાદ સપડાવ્યો ! ' આવું પટુપણું તે અનેક પ્રકારે દાખવે છે. જેમકે—

સુખ મીઠો જૂઠો મનેજી રે, કૂડ કપટનો રે કોટ;
જીભે તો જી જી કરેજી રે, ચિત્તમાં તાકે ચોટ રે.
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરોજી, એ માયાનો પાશ રે. "
—શ્રી ઉદયરત્ન

" मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हलाहलम् । "

આવું કપટીનું પટુપણું આ લોકમાં પણ અનર્થ ઉપજાવ્યા વિના જરતું થી-પચતું નથી. જેમ અપથ્ય ભોજન અજીર્ણ કે વિસૂચિકા આદિ કર્યા વિના રતું નથી. તેમ આ લોકમાં તેમ જ પરલોકમાં માયાથી અનેક પ્રકારના પદ્રવો ઉપજે છે.

આવી જે દુષ્ટ માયા છે તે ત્યાગ કરવા યોગ્ય છે, અને તેનો પ્રતીકાર ૠજુતા-સરળતા ધારણ કરવી તે છે.

" तदार्जवमहौषध्या, जगदानंदहेतुना ।
जयेज्जगद्द्रोहकरीं, मायां विषधरीमिव ॥ "—શ્રી યોગશાસ્ત્ર

આ શ્લોકચતુષ્ટયનો સારાંશ:—

માલિની

અપર જન પ્રવંચે તે સ્વઆત્મા જ વંચે,
અનરથગણ સંચે તેહ માયા પ્રપંચે;
સ્વકપટપટુતાની ત્યાં કટુતા પ્રમાણી,
સુમના સુમતિ આણી તે ત્યજો દુઃખખાણી.

॥ इति मायाद्वारम् ॥

ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

# પ્રભાવિક–પુરુષો

## શ્રેણિક પુત્રો

### ૨ મેઘકુમાર

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्।
भास्वानुदिष्यति हसिष्यति पंकजश्रीः॥

એવી રઢીઆળી પ્રભાત થતાં જ હું તો ચાલી નીકળવાનો–આ અંચળો પાછો સોંપી દેવાનો. સીધો મારા મંદિરીએ પહોંચવાનો. અહા! મારી પ્રેયસીઓને એથી કેટલો આનંદ થશે. માતા ધારણી તો રાજીરાજી થઇ જશે? મારા નિશ્ચયમાંથી પાછા વાળવા એણે ક્યાં ખામી રાખી હતી? કેટકેટલા ઉપસર્ગોની–આવી પડતાં કષ્ટોની ભૂતાવળ દેખાડી હતી? પણ મેં મૂર્ખાએ એમાંની એક પણ વાત કાને ન ધરી. આવેશમાં આવી, એ રૂપના રાશિ સમી રામાઓના સ્નેહને તરછોડી દઇ, હિતવત્સલ માતાના આર્દ્ર વચનોને અવગણી, જેની સરખામણી અસિધારા વ્રત સાથે થાય છે એવા આ સંયમપંથને સ્વીકાર્યો. અને એ ઉતાવળિયાપણાનો આ નતિજો નજરે ભાળ્યો!

રાત્રિ ધપકારાબંધ વહી રહી છે. ઘટિકાઓ એક પછી એક ડંકા વગાડતી ચાલી છે. ' एगोऽहं नत्थि मे कोइ ' ના છેલ્લા ચરણ ભણ્યાને બે, ત્રણ, ચાર તો શું પણ બરાબર સાત કલાક થઇ ચૂકયા છે છતાં આંખનો કણો સરખો મળ્યો છે? સંથારાપોરિસીના મધુર આલાપ વેળા ધારેલું કે ' હાશ, હવે નિરાંતથી દેહને લંબાવી, દિવસભરના પરિશ્રમને ભૂલી જઇ, શાંતનિદ્રાનું આસ્વાદન કરશું. અરે! પરિગ્રહનું નામ ન હોવાથી, કોઇ પદાર્થની વિચારણા કે અન્ય પ્રકારની આળપંપાળનો રંચ માત્ર સંબંધ ન હોવાથી ' ફિકરની ફાકી કરનાર ફકીર ' સમ નિરાંતે ઊંઘીશું; પણ એમાંનું કંઇ બન્યું ખરું? આખી રાત શું અનુભવ્યું? લઘુશંકામાત્રના ગમનાગમને સાડાત્રણ હાથ ભૂમિ પણ અણસ્પર્શી રહેવા દીધી ખરી? હું કોણ? મગધના સ્વામીનો વ્હાલસોયો પુત્ર! રાણી ધારણીનો એકલવાયો ચિરંજીવી! અને જેની સુશ્રૂષામાં આઠ આઠ તો લલનાઓ. વળી જેના શયનગૃહની મનોહરતા આગળ તો સ્વર્ગની શોભા પણ કંઇ વિસાતમાં નથી—એ મહાલયમાં વસનારો રાજપુત્ર મેઘ, અત્યારે ક્યાં પડ્યો છું. અરરર કેવું પરિવર્તન! જાણે માનસરોવરનો હંસલો એકાદ છીછરા તળાવડાને કાંઠે! ક્યાં મારી એ સુંવાળી સેજ અને ક્યાં આજનો આ કર્કશ સંથારો! ગઇકાલનો હું સેવ્ય આજે તો સેવકની કક્ષામાં–અને તે પણ સાવ છેલ્લે નંબરે! આ તો હજી પાશેરામાં પહેલી પુણી!

નવા જીવનની પ્રથમ રાત્રિએ જ–પ્રવેશ-કાળની પ્રથમ ઘટિકાએ–ભજવાતો આ અભિભવ મારાથી શે સહ્યો જાય !'

' કંઈ નહીં, જાગ્યા ત્યાંથી સવાર. ક્યાં બગડી ગયું છે ? ભલેને એક રાતની ઊંઘ બગડી, ભલેને આંખ સરખી ન મળી. ફિકર નહીં એ ઉજાગરાએ પરિસ્થિતિનું ભાન તો કરાવ્યું. પ્રભુ શ્રી મહાવીરની મીઠી દેશનાએ પ્રગટાવેલ પાવક કેટલો ક્ષણસ્થાયી છે એનો ખ્યાલ તો આવ્યો. ત્યાગ પાછળના યશોગાન અને વૈરાગ્ય પાછળની લાંબી મોટી પ્રશસ્તિઓ ભલે શ્રવણ કરવામાં કર્ણપ્રિય લાગે છતાં એનો અનુભવ મને તો અરુચિકર નિવડ્યો છે એ નિશંસય વાત છે. સવાર થતાં જ ભગવાન વીરને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવાનું કે–'નાથ ! આપનો સાધુવેશ આપશ્રીને જ મુબારક. અગણિત સુખોમાં રમનારા ' મેઘ ' ને એ ન ખપે. આખી રાત્રિ કેવળ ચિંતામાં ગાળી. પાસું વાળી જરા સૂવાનું પણ ન મળ્યું. પણ એ રોજનો ક્રમ કોટે વળગાડવાની મારી ઇચ્છા હવે નથી.'

વિચારવાયુની ગતિ જ ફેરવાઈ ગઈ. 'સંયમ પંથ આકરો' જાણનાર, ' વ્રત છે ખાંડાની ધાર' એમ માનનાર આજે એકા-એક નજીવા કષ્ટથી ઊલટા વિચારે ચડી ગયો. એની દૃષ્ટિ સન્મુખ સંસારના છીછરા સુખો-સરવાળે જેમાં સારનું નામ માત્ર નથી એવા વિષયવિલાસો પહાડ જેવા મોટા દેખાયા. એનો સાંકળગૂંથણીમાં શ્રેણિક-પુત્ર મેઘ મુગ્ધ બન્યો. આગલે દિવસે જે ઉર્જમાળતાપૂર્વક દીક્ષા સ્વીકારી હતી એ વાત સાવ વિસરી ગયો !

' રાઈપ્રતિક્રમણ ' નો સમય ન સૂચવાયો હોત તો એની મનોરથમાળા-કેટલાયે મણકા વધુ ઓળંગી ગઈ હોત ! આવશ્યક વિધાનમાં રજોહરણ ને મુહપત્તિ પોતપોતાનો ભાગ ભજવતા હતા. સ્થવિરો નવદીક્ષિતને યોગ્ય સૂચન કર્યે જતા, પણ એ બધું અચરે અચરે કરી જના-રનું ધ્યાન એક જ વાતમાં પરોવાયું હતું અને તે એટલું જ કે–

પ્રાતઃકાળ થતાં જ ' હયો દેવ ચોખા ને મૂકો મ્હારો છેડો ' અર્થાત્ આ વેશ પાછો આપી ઘરનો માર્ગ લેવાનું. હાથે કંકણ ને આરસીની શી જરૂર ! સર્વજ્ઞ પ્રભુ શ્રી વર્ધમાન તો કૈવલ્યદર્પણમાં સારાયે વિશ્વના ભાવ–ઉદધિના વારિમાં જેમ સતત ભરતી ઓટના પ્રકંપ ચાલુ હોય તેમ પ્રત્યેક જીવાત્માની વિચાર-શ્રેણીમાં સમયે સમયે થઈ રહેલાં ચળ–વિચળ પરિવર્તનો જોઈ રહ્યા હતા, ત્યાં વંદન માટે આવી રહેલ–જેના ચહેરા ઉપર આગલા દિનની પ્રફુલ્લતાને સ્થાને ઉદાસીનતા પ્રસરેલી છે એવા મેઘમુનિને જોતાં જ એના હૃદયમાં થઈ રહેલ મંથનને અને એ પરથી કરેલ નિશ્ચયને પામી ગયેલા પ્રભુ ધમ્મસારહીણં એ વિશેષણ સાર્થક કરવાની પળ ઉપસ્થિત થયેલી જોતાં જ મધુર વાણીએ મુનિ મેઘ મુખ ઉઘાડી કંઈ કહે તે પૂર્વે જ બોલ્યા:

'રાજકુમાર ! ઘરે પાછા ફરવાનું ચિંતવન તને ન છાજે. એમાં ત્યાગી જીવનનું પતન તો છે જ પણ એક સાચા ક્ષત્રિયને કદી પણ શોભે નહીં એવી કાયરતા છે. જો સંસારના એ વિલાસો ખરેખર સાચા જ-કલ્યાણકારી હોત તો પછી અમે શા સારુ એને તિલાંજલી આપત ? 'રાજ્યને અંતે નરક' જેવી ઉકિત શા કારણે જન્મ પામત ? શા સારુ અરણ્યવાસ પસંદ કરાત ? મહાનુભાવ ! તેં ખરેખર દુર્ધ્યાનમાં નિશાના કલાકો વ્યતીત કર્યા છે. સાધુજીવનને અનુરૂપ એ વિચારણા ન ગણાય. કષ્ટોની સામે જવું અને હસતે મુખડે સમભાવપૂર્વક એ સ્હેવા. એને સારુ તો આગાર ત્યજી અણગાર બનવાનું. એ ખાતર અંગનાની પ્રીતિ, વિષયવાસના અને પૌદ્ગલિક સુખોની ઈચ્છા સાવ વિસારી મેલવાની. એની સ્મૃતિ સરખી પણ ન ઘટે. ત્યાં ત્હારા સરખા રાજપુત્રને એ યાદ આવે ! અરે એ એટલી હદે દબાણ કરે કે એની મોહિનીમાં તું અંગીકાર કરેલ પ્રતિજ્ઞાને પણ તોડવા તૈયાર થાય ! ક્ષાત્રવચન કે ક્ષાત્રવટનું ગૌરવ પણ ખીંતીએ લટકાવી દેવા તૈયાર થાય ! અને તે પણ સંસારના છીછરા વિલાસોને કારણે ? ક્ષણજીવી સુખોને માટે ? જરા ઊંડા ઊતરી વિચાર્યું છે ખરું કે જેને તેં સુખો કલ્પ્યા છે તે સાચે જ સુખો છે ? એનાથી કેવલ સુખ જ મળે છે ? શું એ શાશ્વત છે ? આત્મસાક્ષાત્કારને પંથે પળી ચૂકેલ ઓ મેઘ ! જરા બારિકાઈથી વિચાર. બાહ્યભાવ ત્યાગી અંતરદૃષ્ટિથી અવલોકન કર. જેમાં તને સુખનો ભ્રમ થાય છે એમાં સરવાળે અગાધ દુઃખ સિવાય કંઇ જ નથી. કર્મરાજે ગોઠવેલા એ માત્ર પાસલાઓ છે ! મુગ્ધ જીવો એમાં ફસાય છે, રાચેમાચે છે અને જોતજોતામાં માનવભવ હારી જઇ ચોરાશીના ચક્કરમાં હડસેલાય છે. સાચું સુખ કર્મબંધન તોડવામાં છે. આત્મા અને દેહનો સંબંધ યથાર્થ વિચારાય તો એની કુંચી હાથ આવે. સંયમ એ અર્થે યોજાયેલી એક માત્ર ભૂમિકા છે.

તને જે કષ્ટ લાગ્યું એ સાચે જ કષ્ટ કહેવાય કે ? જે આત્માઓ સંસારની લાલસાને તજી દઈ ચારિત્રરૂપ મહાન ધર્મનું સેવન કરી રહ્યા છે એમના ગમનાગમનથી કાંઇક અકળામણ થાય, પાદરજથી સંથારો ભરાય, એ તે દુઃખ ? એમાં તે કષ્ટ ? સમજુ આત્મા એમ માને ? નિદ્રાપ્રાપ્તિમાં એ અડચણો તો ઉપરછલી જ છે. બાકી રાજકુમાર ! સાચી મુશ્કેલી તો તેં જે જીવનપલટો કર્યો તેને આભારી છે. રોજના ક્રમથી સદંતર જુદે જ ચીલે જીવનશકટ વાળ્યું તેની આ શરૂઆત છે. એવી તો કેટલીએ રાત્રિઓ ઉજાગરાભરી જવાની-એક બીજાથી સદંતર ઉલટા રાહ રહ્યા એટલે સંઘર્ષણ તો થવાનું જ, જેના પરત્વે દૃઢ પ્રીતિ હશે, ચોળ મજીઠનો રંગ હશે તે જ કાયમ રહેવાનો; બીજો આપોઆપ ઓસરી

જવાનો! અજ્ઞાનતાની આંધી જ્યાં નષ્ટ થઇ કે સાચો જ્ઞાન–ભાનુ ઊગવાનો. ત્યારે જ આત્મકલ્યાણ શેમાં છે? એ સમજાવાનું. પણ એ સ્થિતિ ઓછી જ કંઇ એકદમ લાધી જાય! એ અર્થે ધીરજ ધરીને માર્ગ રુંધતા બળોનો સામનો કરવો જ રહ્યો. તેં વેઠ્યા એ તો કષ્ટાભાસ માત્ર છે, બાકી પરિસહો ને ઉપસર્ગો તો તેં હજુ જોયા પણ નથી. કષ્ટ દેખીને ભાગે એ તો કાયર! શૂરો તો તે જ કે જે હિંમતથી એનો સામનો કરે. 'कार्यं साधयामि वा देहं पातयामि' એ જ વીરનો તો મુદ્રાલેખ હોય. ત્હારો આત્મા પણ એવો જ છે. તું આજે માનવદેહમાં જે કરણીથી અસુખ અનુભવે છે એ કરતાં પણ વધુ કષ્ટકારી કરણી સ્વેચ્છાપૂર્વક પૂર્વે તિર્યંચભવમાં તું કરી ચૂકયો છું. એમાં તેં મોટપ માની હતી. સાચે એ પરમાર્થ હતો અને એ સત્કાર્યના ફળ રૂપે આ માનવ અવતાર ને રાજપુત્રપણું પ્રાપ્ત થયું છે.

સાંભળ! એ કાળે તું ગજરાજ હતો. ગાઢ અરણ્યમાં ત્હારો વસવાટ, હાથણીઓના વૃંદ સહિત ભ્રમણ કરવું અને વૃક્ષના ફળ પાન તથા વહેતાં ઝરણાનાં નિર્મળ પાણી પર ગુજારો કરવો એ તારો વ્યવસાય.

એક વાર વનમાં દવ લાગ્યો. તિર્યંચ સૃષ્ટિમાં જબરો કોલાહલ મચી રહ્યો. એ પ્રચંડ હુતાશનમાંથી બચવા સારુ ભૂખ્યા–તરસ્યા જાનવરો એક સ્થાનેથી બીજે સ્થાને ભાગવા માંડ્યા. એમાંથી તું બચ્યો, છતાં તૃષાતુર થવાથી પાણીના સ્થાન પર દોડતાં પંકમાં ફસાયો અને કાળનો કોળીઓ થયો.

પુનઃ એ જ યોનિમાં ઉપજ્યો. વાતાવરણની સ્મૃતિથી જાતિસ્મરણજ્ઞાન થતાં જ પૂર્વભવ દીઠો. દાવાનળનો ભયંકર પ્રકોપ ધ્યાનમાં આવ્યો. એવો પ્રસંગ આવે તે પૂર્વે પાણી પહેલાં 'પાળ' બાંધવારૂપ તેં એક મ્હોટું માંડલું તૈયાર કર્યું. ચારે તરફના વૃક્ષો ને વેલાથી એટલું તો નિરાળું એ મેદાન બનાવ્યું કે ગમે તેવો અગ્નિ પણ ત્યાં સુધી એની જવાળા ફેલાવી શકે જ નહીં.

અલ્પકાળમાં જ દવ લાગ્યો. ઝાડપાન બળવા માંડ્યાં. તરત જ તું તારા યૂથ સાથે એ માંડલામાં આવી ભરાણો. બીજા પણ સંખ્યાબંધ જાનવરો આવી દેહરક્ષા સારુ એ સ્થાનનો લાભ લેવા લાગ્યાં. સંકડાશ વધી પડી, છતાં જીવનરક્ષાર્થે ભાગતાં ને એ તરફ આવી આશ્રય શોધતાં પશુઓની સંખ્યા ઓછી ન થઇ. તેં ખાજ આવવાથી એક પગ જરા ઊંચો કર્યો ત્યાં તો એક અકળાયેલું સસલું એ સ્થાને ખડું થઇ ગયું. તારો પગ એના પર પડે તો એ તો કચરાઇ જ જાય! પણ તેં દયાના ઉમદા ગુણથી પગ ઊંચો રાખ્યો. તારા આશ્રયે આવેલ એ જીવનું રક્ષણ કર્યું. લગભગ ત્રણ દિવસ એવી સ્થિતિ રહી. લોહી ગંઠાઇ જવાથી પછી પગ હેઠો મૂકાય તેવું ન જ રહ્યું. એની પીડા પણ વધી પડી, છતાં તારા પરિણામ

કરુણામય જ રહ્યાં. પરોપકારના કાર્યથી તારો આત્મા પ્રફુલ્લિત જ રહ્યો. એ શુભ ભાવમાં જ તું પંચત્વ પામ્યો.

સસલાની દયા ચિંતવનાર, અરે તિર્યંચયોનિમાં એ માટે અપાર કષ્ટ અનુભવનાર ઓ મેઘ! તું આજે મનુષ્ય અવતારમાં માત્ર મુનિઓના અવરજવરની ઠોકરોથી નાહિંમત થાય છે! અને એ ચરણરજ પણ કોની? જેઓએ ત્યાગજીવનની મનોરમ્ય ભૂમિકામાં તારી પૂર્વે પાદસંચાર કર્યો છે એવા પવિત્ર સંતોની જ ને! સંભાર, સંભાર, ત્હારા પૂર્વ જીવનને!"

સર્વજ્ઞની વાણીનો એક શબ્દ જીવનપરિવર્તન કરવા સમર્થ છે ત્યાં આ તો પૂર્વભવનું આખું વર્ણન. મેઘકુમારના મનમાં મંથન આરંભાયું અને જોત-જોતામાં પૂર્વસ્મૃતિ ખડી થઈ. એનું નામ જ જાતિસ્મરણ જ્ઞાન. પ્રભુ શ્રી મહાવીરે જે કહી સંભળાવ્યું એ એણે પ્રત્યક્ષ દીઠું.

બસ, વિચારમાળાના મણકા ફરી ગયા. રમણીય આવાસ, કમનીય યુવતીઓ અને સુંદર સેજ કાયમને માટે અદૃશ્ય થઇ ગયા. કારમા સગપણમાં પાછા ફરવાની વૃત્તિ પૂર્વજીવનની સ્મૃતિથી પલાયન કરી ગઇ. ભગવાને કહ્યું તેવું જ વિપયોનું સ્વરૂપ અંતરમાં સચોટ જડાઈ ગયું. ઘેર પાછા ફરવામાં ચોખી કાયરતા દૃષ્ટિગોચર થઇ. અરે! વમન કરેલ પદાર્થ પુનઃ આરોગવા જેવી વિલક્ષણ ને ઘૃણાજનક વાત લાગી. કોઇ પણ હિસાબે ધારણ કરેલ નબળાઇને ત્યજી દઇ પુનઃ વધુ વીરતાથી સંયમપંથ ઉજાળવાનો નિરધાર કર્યો.

માઠી ચિંતવના માટે આલોયણા લઇ, પ્રભુસાક્ષીએ ઘોર પ્રતિજ્ઞા લીધી કે–'બે ચક્ષુઓ છોડી સારીએ દેહલતા મુનિ વૈયાવચ્ચના કાર્યમાં અર્પણ કરું છું. અર્થાત્ ચારિત્રપાલનમાં અતિ આવશ્યક એવા નેત્રયુગલની રક્ષાપૂર્વક સેવાના પ્રત્યેક ક્ષેત્રમાં ચાહીને હું ઝૂકાવીશ. ગમે તેવી પીડા શરીરે ઉત્પન્ન થશે તોપણ એ ગણકારીશ નહિં.'

આમ મેઘમુનિએ પુનઃ જીવનમાં અનેરો પલટો આણ્યો. પતનના કિનારેથી–સ્ખલનની ખારિક ક્ષણમાંથી શ્રીવીરવચને જીવન-જહાજને નિર્ધારિત રાહે વાળ્યું. મેઘકુમારે આત્મકલ્યાણ સાધ્યું અને પૃથ્વીતળ પર વિચરી ધર્મપ્રભાવના વિસ્તારી.

ચોકસી

સંવત ૧૯૯૪ ના ચૈત્ર માસની પત્રિકા નં. ૪૮

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ. પાલીતાણા

( સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

ધાર્મિક પ્રવૃત્તિઓ—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન વગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. ચૈત્ર શુદિ ૧૫ ના રોજ શ્રી સિદ્ધાચળજીની યાત્રાએ બધા વિદ્યાર્થીઓ ગયા હતા. બધા વિદ્યાર્થીઓએ ચૈત્ર શુદિ સાતમના દિવસે આયંબીલ કર્યા હતા.

**ચૈત્ર માસની આવક.**

| રૂ. આ. પા. | |
|---|---|
| ૧૩૧૨–૧૧–૦ | શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે |
| ૧૧—૦–૦ | શ્રી વાર્ષિક મદદ ખાતે |
| ૩૧૩—૩–૬ | શ્રી ભોજન ફંડ ખાતે |
| ૧૨—૦–૦ | શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૩૧૩—૩–૩ | શ્રી કાપડ ફંડ ખાતે |
| ૨૫૦—૦–૦ | શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૨૨૧૨—૧–૯ | |

મુલાકાતો—શેઠ વચ્છરાજ નરશી, સીયાણા. શા. ગાગજી વેલજી, કચ્છ તરવણા. શા. લાલચંદ લોઢા, ફલોધી. શેઠ જીવરાજ ધનજી, મુઠીલાવાળા. શેઠ દેવરાજ શામજી, રંગુન. શેઠ રૂપરાજ મેઘરાજ, ખીમેલ. શેઠ સરદારમલ દેવીચંદજી, સેવારી. શેઠ મનમોહનદાસ પરમાણંદદાસ, ભાવનગર.

જમણવારોઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠ માણેકચંદ પાનાચંદ | સમઢીયાળા | ચૈત્ર શુદિ ૩ |
| ૨ | શેઠ ઓતમચંદ રણછોડદાસ | મુંબઇ | ચૈત્ર શુદિ ૧૦ |
| ૩ | શેઠ તારાચંદ બેચરદાસ | પાટણ | ચૈત્ર શુદિ ૧૧ |
| ૪ | શેઠ વસરાજ નરસીંગજી | શીયાણા | ચૈત્ર શુદિ ૧૩ |
| ૫ | શેઠ પરમાણંદદાસ મોતીલાલ ગાંધી | ભાવનગર | ચૈત્ર શુદિ ૧૫ |

૬ બાઇ આધારબાઇ તે શેઠ મુળચંદ હઠીચંદની વિધવા અમદાવાદ. ચૈત્ર વદિ ૭
૭ નોકારશી ચૈત્ર વદિ ૧૧

ભેટ—શેઠ નાનચંદ સાકરચંદ. શીહોર. પિત્તળના પાવળા નંગ ૬) શેઠ કાન્તિલાલ ઉજમશી શાહ. નૂતન સ્તવનાવળી ૫) સુમતિબાઇ. ખીમેલ. જર્મનની થાળી ૧) વાટકો ૧) વાટકી ૧)

## વિવાદસભા

### ગુજરાતી

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| ૧ સર પ્રભાશંકર પટ્ટણીજીનું જીવનવૃત્તાંત | વિ. અમૃતલાલ ભવાનદાસ | વિ. મગનલાલ પ્રેમજી |
| ૨ સમાજવાદ અને મૂડીવાદ | વિ. વૃજલાલ ચુનીલાલ | વિ. ઝવેરચંદ ડુંગરશી |
| ૩ ગાંધીયુગ | વિ. જયંતિલાલ ચત્રભુજ | વિ.નાગરદાસ ત્રિભોવન |
| ૪ દેશોન્નતિના સરળ માર્ગો | વિ. અમૃતલાલ વીરજી | શ્રી. માવજી વીરચંદ મહેતા |
| ૫ સ્વચ્છતા | વિ. શામજી ગુલાબચંદ | શ્રી. માવજી વીરચંદ મહેતા |
| ૬ માબાપની સેવા | વિ. તારાચંદ સુંદરજી | શ્રી. માવજી વીરચંદ મહેતા |

### અંગ્રેજી

| Subject | Speaker | President |
|---|---|---|
| 1 Newspapers | Bhaichand C. Metha | Laxmichand H. Parekh |
| 2 Pleasures of travelling | Mansukh H. Shah | Chimanlal P. Ajmera |
| 3 How we should pass our vacation ? | Dhirajlal A. Shah | Himatalal J. Kapashi |

**સમાજના દાનવીરોને:—**

હજુ મકાન ખાતે લગભગ રૂા. ૮૫૦૦ ) તથા શ્રી દેરાસરજી ખાતે લગભગ રૂા. ૪૦૦૦) નો તોટો છે. તે રકમ સાધારણ ખાતે લેણી પડે છે. સ્વામીવાત્સલ્યની તિથિઓ માત્ર ત્રણ માસની જ ભરાયેલી છે, તો આ તોટો પૂરો કરી આપવા સમાજના દાનવીરોને અમારી નમ્ર વિનતિ છે. ગિરિરાજની યાત્રાએ પધારતા ગૃહસ્થોને સંસ્થાની વિઝિટે પધારવા નમ્ર વિનતિ છે.



પુસ્તક ૫૪ મું. અંક ૪ થો.




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

સંવત્ ૧૯૯૪—અષાડ

વીર સંવત્
૨૪૬૪

# શ્રી જૈન ધર્મ પ્રકાશ


પુસ્તક ૫૪ મું } અશાડ { વીર સં. ૨૪૬૪
અંક ૪ થો } { વિક્રમ સં. ૧૯૯૪


## अनुक्रमणिका



## માસિક પ્રસિદ્ધિને અંગે સૂચના

આ માસિક દર હિંદુ માસના પ્રારંભમાં પ્રગટ થતું હોવાથી અમે અત્રેથી શુદિ ૩ સુધીમાં રવાને કરતા હતા. હાલમા પોસ્ટ ખાતા તરફથી અંગ્રેજી મહિનાની તા. ૫ મીએ જ રવાને કરવાનું ચોક્કસ કરવાથી વહેલું તૈયાર થવા છતાં પણ રવાને થઇ શકે તેમ નથી. અશાડ માસમાં તા. ૫ મી શુદિ ૮ મે આવે છે, ત્યારે ( તે દિવસે ) રવાને થશે. ત્યારપછી દર માસે તા. ૫ મી આઘી આઘી આવતી જશે ત્યારે રવાને થઇ શકશે, માટે હવે પછી માસિક મળવા માટે ગ્રાહકવર્ગે ઇંગ્રેજી તા. ૫ મી પછી જ રાહ જોવી.

પોસ્ટના કાયદાને આધીન થવું પડે એમ હોવાથી અમે હવે હિંદુ માસ કાયમ રાખશું, પણ તિથિ કાયમ એક સરખી રાખી શકશું નહીં. આ હકીકત દરેક ગ્રાહકે ધ્યાનમાં રાખવી. શ્રાવણ શુદિ ૩ ની સભાની વર્ષગાંઠનું આમંત્રણ પણ આ જ કારણથી અમે વખતસર આપી શકશું નહીં.




પુસ્તક ૫૪ મું | અશાડ | અંક ૪ થો
વિ. સં. ૧૯૯૪ | | વીર સં. ૨૪૬૪

# શ્રીમદ્ યશોવિજયજી મહારાજકૃત અપ્રસિદ્ધ

## હરિયાલી

કહેજો પંડિત તે કુણ નારી, વીસ વરસની અવધિ વિચારી. ક૦ ૧
કોઇ પિતાએ પિતેહ નિપાઈ, સંઘ ચતુર્વિધ મનમાંહિ આવી. ક૦ ૨
કીડીએ એક હાથી જાયો, હાથી સામો સસલો ધાયો. ક૦ ૩
વિણ દીવે અજવાળું થાએ, કીડીના દરમાંહિ કુંજર જાએ. ક૦ ૪
વરસે આગનિ ને પાણી દીપે, કાયર સુભટતણા મન જીપે. ક૦ ૫
તે બેટીએ બાપને જાયો, તેણે તાસ જમાઇ જાયો. ક૦ ૬
મેહ વરસતાં બહુ રજ ઊડે, લોહ તરે ને તરણું બૂડે. ક૦ ૭
તેલ ઝીરે ને ઘાણી પીલાઇ, ઘરટી દાણે કરીય દલાઇ. ક૦ ૮
બીજ ફળે ને શાખા ફુગે, સરોવર આગળ સમુદ્ર ન પુગે. ક૦ ૯
પંક ફરે ને સરોવર જામે, ભલે માણસ ને હોય વિસામે. ક૦ ૧૦
પ્રવહણ ઉપર સાયર ચાલે, હરિણતણે બળ ડુંગર હાલે. ક૦ ૧૧
એહનો અરથ વિચારી કહેજો, નહિંતર ગરવ કોઇ નવ વહેજો. ક૦ ૧૨
શ્રીનયવિજય વિબુધના શિષ્યે, કહી હરિયાળી મનહ જગીસે. ક૦ ૧૩
એ હરિયાળી જે નર કહેશે, વાચક જસ કહે તે સુખ લહેશે.
કહેજો પંડિત તે કુણ નારી, વીસ૦ ૧૪

સં. રાજપાળ મગનલાલ વોરા.

## सद्‌गुणानुरागी मुनि श्री कर्पूरविजयजी

सद्‌गुरु सद्‌गुणानुरागी विश्वप्रेमी बन गया।
कर्पूर वे कर्पूरसा[1] जीवन यशस्वी कर गया॥
थी शान्त छवी जीनकी मनोहर शान्तिको प्रगटा गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ १ ॥

निज हाथसे कर ज्ञानकी वह दानसरिता[2] वहा गया।
आया जो उनके पास उनको व्रत नियम भी दे गया॥
अन्धेरा था अज्ञानका वहां ज्ञान दीप जला गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ २ ॥

परिग्रह न था कुछ पास जीनके निःस्पृहसा रह गया।
ईर्यासमिति भाषासमितिका रहस्य समझा गया॥
निज आचरण में लायकर आदर्श मार्ग दीखा गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ ३ ॥

प्रभु वीरका वह वाक्य ' गोतम ! मत प्रमाद तुं कर जरा '।
उसके सदा ही ध्यान इसका टाईम न व्यर्थ गुमा गया॥
कीमत समयकी आंक कर निज तत्त्वमांही रम गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ ४ ॥

लेख लीखकर विश्वमें ऐसी [3]सोरभ महका गया।
सुन्दर सुहावन लौटी थोड़ीसी में अमृत भर गया॥
अब भी अनुपम मार्गदर्शक सामने कुछ रह गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ ५ ॥

' जैनधर्म सभा प्रसारक 'का हितैषी बन गया।
करके प्रकाशित वह 'प्रकाश' में ज्ञान प्रतिभा दीखा गया॥
इसके मुरब्बी प्रमुख कुंवरजीसे ज्ञानचर्चा कर गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ ६ ॥

इस लेखके लेखकको भी वह धर्मबिन्दु[4] दे गया।
और धर्म श्रद्धा ज्ञानकी आराधना करसा गया॥
कहांतक करुं वर्णन गुणों का हा ! रत्न तो वह खो गया।
कर्पूर वे कर्पूरसा जीवन यशस्वी कर गया ॥ ७ ॥

सद्‌गुणानुरागी—चरणोपासक राजमल भंडारी—आगर

१ सुगंधमय कर्पूर जैसा २ ज्ञानके दानकी नदी ३ सुवासु ४ धर्मबिन्दु पुस्तक

# મનુષ્યને ચેતવણી

( સોરઠા )

માનવ મોટું ભાગ્ય, જો તું ઈચ્છે તાહરું;
તો તો ઝટપટ જાગ, સદ્‌ગ્રંથો હાકલ કરે. ૧
મહાપુરુષનો સંગ, માનવ મળવો દોહિલો;
આપે એનો રંગ, આ દેશોના ગ્રંથ શુભ. ૨
અંધકાર અજ્ઞાન, તેહ ટાળવા ઊગિયો;
જ્ઞાન-સૂર્ય એ જાણ, તુજ પૂર્વજનો વારસો. ૩
લોહ સમું જે મન, માટીમાં માટી બને;
તેહ થાય કંચન, પારસ ગ્રંથ સમાગમે. ૪
માનવ મોંઘો દેહ, [1]ખેહ થવા ન ખો[2] વૃથા;
અમરપણું લે એહ, જ્ઞાન ધ્યાન ચારિત્રથી. ૫
વહેલા ઊઠો વીર, મોટા જનને મારગે;
ગ્રહો જ્ઞાન ચારિત્ર, ચરિત્ર વાંચી તેમના. ૬
જીવન ઉત્તમ થાય, ચરિત્ર ઉત્તમ વાંચતા;
એ અર્થે વંચાય, ચરિત્ર ગ્રંથો ચાહથી. ૭

સં. અમીચંદ કરસનજી શેઠ

---

## જન્મ્યાં જગે શું કામના ?

દાન કંઈ દીધું નહિ, ને મેળવી નહિ નામના;
સત્કર્મ કંઇ કીધું નહિ, જન્મ્યા જગે શું કામના ?
જ્ઞાનરસ પીધો નહિ, ને કંઈ કીધો સ્વાધ્યાય ના;
સાહિત્યસેવા ના કરી, જન્મ્યા જગે શું કામના ?
ગુરુભક્તિ કંઈ કીધી નહિ, કંઈ મેળવી [3]ઉપાધિ ના;
માબાપ સેવા ના કરી, જન્મ્યા જગે શું કામના ?
જાપ કંઈ જપીયા નહિ, એ પ્રભુકેરા નામના;
પરલોક ભાતું ના ભર્યું, જન્મ્યા જગે શું કામના ?

અનંતરાય જાદવજી શાહ-ભાવનગર

---

૧ રાખ. ૨ ગુમાવ. ૩ પદવી.

# શુદ્ધ સાધુ પ્રશંસા

૧ મન-વચન-કાયા સંબંધી પાપવ્યાપારના ત્યાગી, રસગારવ-ઋદ્ધિગારવ-શાતાગારવ રહિત, મન-વચન-કાયા સંબંધી ત્રણ ગુપ્તિથી સુરક્ષિત, ઇર્યાસમિતિ-ભાષાસમિતિ પ્રમુખ પાંચે સમિતિ યુક્ત, તથા રાગ-દ્વેષ રહિત,

૨ નગર-વસતિ-દેહ-ઉપગરણાદિક વિષે નિર્મમત્વ ( મમતા રહિત ), તથા અઢાર હજાર શીલાંગ ધારવામાં ધોરી સમાન,

૩ નિરંતર યથાશક્તિ અનેકવિધ તપ કરવા તત્પર, તેમજ અખંડ સત્તર પ્રકારે સંયમ માર્ગને સેવનાર ( સંત-મહાત્મા ) ખરેખર પ્રશંસવા યોગ્ય છે.

૪ જે ( સદ્ગુરુ ) નિર્દોષ એવા સંયમમાર્ગમાં સદા ય પ્રવર્તતા રહે છે અને નિઃસ્પૃહીપણે અન્ય જનોને ઉપદેશ દઇને સન્માર્ગે પ્રવર્તાવે છે એવા (પ્રવહણ સમા) સદ્ગુરુને સ્વહિતૈષી સજ્જનોએ સેવવા યોગ્ય છે કે જેઓ પોતે આ ભવસાગરને તરવા તેમજ અન્ય ભવ્ય જનોને તારવા સમર્થ છે.

૫ માતપિતાદિક પ્રિયજનો જે ઉપકાર કરી નથી શકતા એવો વાસ્તવિક-પારમાર્થિક ઉપકાર આવા સદ્ગુરુઓ શુદ્ધ પ્રેમભાવથી કરી શકે છે, તેથી સ્વકલ્યાણાર્થી જનોએ એવા સદ્ગુરુની સેવા-ઉપાસના શુદ્ધ ભાવથી સદા ય કરવી યોગ્ય છે. ઇતિશમ્

## સુભાષિત પદ સંગ્રહ.

૧ ગુણસાગર એવા ( માર્ગદર્શક ) ગુરુ વગર, વિચક્ષણ માણસ પણ યથાર્થ ધર્મ-રહસ્યને જાણી-પામી શકતો નથી. જેમ મોટી આંખવાળો મનુષ્ય પણ દીવા વગર અંધકારમાં દેખી શકતો નથી તેમ.

૨ મંત્ર-દેવ-ગુરુ-તીર્થ-નિમિત્તજ્ઞ-સ્વપ્ન અને ઔષધ-ભેષજમાં જેને જેવી ભાવના તેવી તેને સિદ્ધિ સાંપડે છે.

૩ દ્રવ્યથી દાન, વાણીથી સત્ય, જિંદગીથી ધર્મ-કીર્તિ તેમજ કાયાથી પરોપકાર એમ અસારમાંથી સાર કાઢી લેવો જોઇએ.

૪ જળકલ્લોલ જેવી લક્ષ્મી ચપળ છે, ઇષ્ટ સંયોગો સ્વપ્ન જેવા ક્ષણભંગુર છે અને પવનના ઝપાટાથી ઊડેલા રૂ જેવું કારમું યૌવન છે એમ સમજી તેમાંથી બની શકે તેટલી સુકૃતકમાણી કરી લેવી.

૫ કૃપણનું ધન માત્ર નિષ્ફળ જાય છે-તેનો લાભ લઇ શકતો જ નથી.

૬ વાણી સાચી વદવી, જળ છણેલું-ગળેલું પીવું, પગ જોઇને મૂકવો અને કામ વિચારીને કરવું.

૭ મૃત પશુ-પંખીઓનાં ચર્માદિક કામમાં આવે છે, પરંતુ મનુષ્યના મૃત શરીરમાંનું કશું કામમાં આવતું નથી; તેથી શાણા મનુષ્યોએ જીવતાં જીવતાં બને તેટલો સ્વપરનો ઉપકાર કરી લેવો.

૮ મોહાતુર જનોને ઇન્દ્રિય-દમન દુષ્કર જણાય છે, પરંતુ મોહ-મમતા તજનાર મન-ઇન્દ્રિયોને વિષય-કષાયને સુખે દમી શકે છે.

૯ હાથી જેવા મોટા પ્રાણીનું માંસ ખાનારો બળવાન સિંહ પણ આખા વર્ષમાં ફક્ત એક જ વાર રતિક્રીડા કરે છે તો બુદ્ધિવાન માનવીએ ડહાપણથી મન-ઇન્દ્રિયો પર કેટલો બધો કાબૂ આત્મકલ્યાણાર્થે રાખવો જોઇએ ?

૧૦ વિષય-કષાયને જીતનાર દુઃખ માત્રને જીતી સુખી થાય છે.

૧૧ મોહાદિકને વશ પડેલા જીવો બેહાલ થાય તેમાં આશ્ચર્ય નથી.

૧૨ ધર્મપ્રેમી સજ્જનોના મનોરથો કલ્પવૃક્ષની પેઠે ફળે છે.

૧૩ પવિત્ર ધર્મસામગ્રી માનવભવમાં જ સાંપડી શકે છે, તેવો દુર્લભ માનવ જન્મારો પામી તેને વૃથા ગુમાવી દેવો નહીં.

૧૪ પ્રમાદ સમો કોઇ દુશ્મન નથી, તેમ સદુદ્યમ સમો કોઇ સુબંધુ નથી.

૧૫ વિષય-કષાય-વિકથાદિક સ્વચ્છંદને તજ્યા વગર મુક્તિ નથી, એમ સમજી આત્માર્થી ચકોર સજ્જનો ઉત્તમ પુરૂષાર્થયોગે પ્રમાદને જીતી લઇ જન્મમરણના અનંતાં દુઃખત્રાસથી સર્વથા છૂટી જાય છે. ઇતિશમ્

## પ્રસ્તાવિક બોધ વચનો

૧ બાળક પાસેથી પણ હિત વચન ગ્રહણ કરી લેવું, તેમજ નીચ પાસેથી પણ ઉત્તમ વિદ્યા ગ્રહણ કરી લેવી.

૨ દયા, દાન અને વૈરાગ્ય, વિધિયુક્ત જિનપૂજન અને વિશુદ્ધ ન્યાયવૃત્તિ એ સર્વ પુન્યાનુબંધી પુન્ય કમાવા માટે થાય છે.

૩ પ્રયત્ન અનુસારે વિદ્યાની પ્રાપ્તિ, પુન્યાનુસારે લક્ષ્મીની પ્રાપ્તિ, દાન અનુસારે યશ કીર્તિ અને પૂર્વકર્માનુસારે સારી નરસી બુદ્ધિ થવા પામે છે.

૪ પુષ્પની પાંખડી તથા કાચી કળીને છેદવી-તોડવી નહી.

૫ નાસ્તિકપ્રાય આચરણથી નરકગતિમાં જવા તૈયાર થયેલા પરદેશીરાજાએ આચાર્ય શ્રી કેશીગણધરના પ્રભાવથી તેમના હિતકારી ઉપદેશને અનુસરવાથી દેવભવવાળી સદ્ગતિ મેળવી.

૬ સુવર્ણ, ગૌ તથા પૃથ્વી પ્રમુખનું દાન દેનારા જગતમાં કઇક મળે છે, પરંતુ પ્રાણીઓને અભય આપનારા-રક્ષા કરનારા પૃથ્વી ઉપર કોઇ વિરલા મળી આવે છે. અભયદાન સર્વ દાનમાં શ્રેષ્ઠ છે.

૭ પશુઘાતકો આગામી ભવે બહુ લાંબો વખત દુઃખી હાલતમાં રીબાયા કરે છે.

૮ દાનશક્તિયોગે દારિદ્ર નાસે છે, શીલયોગે દુર્ગતિ નાસે છે, સમ્યગ્જ્ઞાનયોગે અજ્ઞાન નાસે છે અને સદ્ભાવનાયોગે ભવ-ભ્રમણનો જલ્દી અંત આવે છે.

૯ જે સુબુદ્ધિ જનો સદાય રાત્રિભોજનનો ત્યાગ કરે છે તેમને માસે માસે પક્ષ (૧૫) ઉપવાસ જેટલું તપ ફળ મળે છે.

૧૦ ઉત્તમ સતા-સતીઓનાં શીલપાલનમાં ઉદાહરણ રૂપ અતિ અદ્ભુત ચરિત્રો વાંચી-સાંભળી આત્માર્થી ભાઇ-બ્હેનોએ શીલવ્રતનું સેવન-પાલન કરવા બહુ સારો આદર કરવો ઘટે છે.

૧૧ દેવપૂજા, ગુરુસેવા, સ્વાધ્યાય ( પઠન-પાઠન ) સંયમ, તપ અને દાન એ છ નિત્યકૃત્યો ગૃહસ્થ ભાઇ-બ્હેનોને કરવા યોગ્ય છે.

૧૨ શ્રી તીર્થંકર પ્રભુની પૂજા-ભક્તિનું ફળ વર્ણવી ન શકાય તેટલું અમાપ જાણી ભવ્યજનોએ તેમાં અત્યંત આદર કરવો ઘટે છે.

૧૩ બ્રહ્મચર્યપાલન વગર જેમ સાધુના બીજા બધા ગુણો નિષ્ફળ કહ્યા છે, તેમ ઉચિત ઉદારતા વગર ગૃહસ્થની બીજી બધી કળાઓ નિષ્ફળ કહી છે.

૧૪ સ્ત્રી અને લક્ષ્મીને જેઓ વશ ( પરાધીન ) બન્યા છે તે મનુષ્યોને અધમ અને સ્ત્રી તથા લક્ષ્મી જેમને વશ વર્તે છે તેઓને ઉત્તમ કોટિના લેખ્યા છે. ઇતિશમ્

## વિવિધ હિતવચન સંગ્રહ

**વિનય**—જિનશાસનમાં વિનયને સર્વ ગુણના મૂળ-આધારરૂપ કહેલ છે. સંયત-સાધુ સુવિનીત હોય. વિનય રહિત-અવિનીત-વિનય ગુણનો અનાદર કરનારને ધર્મ કેવો ને તપ કેવો ? અવિનીત જીવ ધર્મ ને તપ કરવા માટે લાયક ન લેખાય.

**પાંચ પ્રકારના શૌચ**—સત્ય શૌચ, તપ શાચ, ઇન્દ્રિયનિગ્રહરૂપ શૌચ; સર્વ પ્રાણી-દયારૂપ શૌચ અને પાંચમો જળ શૌચ કહ્યો છે.

**પાત્ર પરીક્ષા**—કેવળ વિદ્યાવડે અને તપવડે પાત્રતા લેખાય નહીં. જેનામાં વિદ્યા સાથે સદ્વર્તન હોય તેને જ પાત્ર તરીકે વખાણ્યો છે.

**ઉદાર ભાવના**—આ પોતાનો અને આ પારકો એવી ગણના ક્ષુદ્ર જીવોની હોય છે. ઉદાર ચરિત્રીઓને સારી દુનિયા કુટુંબરૂપ હોય છે.

**દેવાંશી કોણ લેખાયો ?**—દેવપૂજા, દયા, દાન, દાક્ષિણ્યતા, દક્ષતા ( ડહાપણ ) અને દમ ( ઇન્દ્રિય નિગ્રહ ) એ છ દકારો જેને વર્યા હોય તેવા નરને દેવાંશી કહ્યો છે. એ છ દેવાંશીનાં લક્ષણ છે.

**ચાર પ્રકારનો ધર્મ**—૧ સુપાત્રમાં દાન ( નિષ્કામ સેવા-ભક્તિ ), ૨ નિર્મળ નૈષ્ઠિક શીલનું પાલન, ૩ વિવિધ તપવડે આત્મનિગ્રહ અને ૪ મૈત્રી-કરુણાદિક શુભ ભાવના એ ચાર પ્રકારના ધર્મને સંસારસાગરને પાર પામવા ઉત્તમ પ્રવહણ તુલ્ય મુનિઓ કહે છે.

**અભયદાનની પ્રશંસા**—કોઇ એક સુવર્ણમેરુનું દાન દે અથવા સારી પૃથ્વીનું દાન દે, પરંતુ એક જીવને જીવિતદાન દેનારને તોલે ન આવે.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૧૭)

**જેની પાસે નાણું થોડું છે તે ગરીબ નથી,**
**પણ જે ઘણાની આશા–તૃષ્ણા રાખે છે તે ગરીબ છે.**

ગરીબ કોણ અને ધનવાન કોણ? એ પ્રશ્ન જેટલો સહેલો છે તેટલો તેનો ઉત્તર સહેલો નથી. આખી દુનિયાનું સામ્રાજ્ય મળે, પણ વધારે ને વધારે મેળવવાની તૃષ્ણા ચાલુ રહે તે સમ્રાટને તાલેવંત કહી શકાય ખરો? એક સુભાષિતમાં જણાવે છે કે એક રાજાને ઉદ્દેશીને અંતરના ત્યાગી સંન્યાસી સાધુએ કહ્યું કે—"અમે વલ્કલથી સંતુષ્ટ થઈએ છીએ, તમને રેશમી વસ્ત્રોથી સંતોષ થાય છે. આ બન્નેમાં સંતોષ તો સમાન છે અને એ બન્ને વચ્ચેનો તફાવત દમ વગરનો છે. જેની તૃષ્ણા વધારે તે ખરો દરિદ્રી છે, બાકી **મનમાં સંતોષ થયો, એટલે પછી તાલેવંત કોણ અને ગરીબ કોણ?"** આ મહાન સત્યમાં ભારે ચમત્કાર છે. તૃષ્ણા, ઇચ્છા, આશા, કામના–એ સર્વ લોભના પર્યાયો છે અને એનો પાર આવે તેમ નથી. આકાશનું માપ થાય તો લોભનું માપ નીકળી શકે. અહીંથી દશેક માઇલ છેટે આકાશ પૂરું થશે એમ ધારી ત્યાં પહોંચે એટલે પાછું એ તો એટલું ને એટલું જ દૂર લાગે છે. આકાશનો છેડો આવતો નથી તેમ લોભનો છેડો આવતો નથી. હજાર મળ્યે લાખના અને લાખે કરોડના સ્વપ્ના આવે છે.

આવી ઇચ્છા–તૃષ્ણાને જે વશ પડ્યા હોય તેને ખાવામાં સુખ નથી, ફરવામાં મઝા નથી, સંગીતશ્રવણમાં શાંતિ નથી અને ટૂંકામાં કહીએ તો એ તો એક જાતનું શ્વાનનું જીવન જીવે છે. અહીંથી તહીં મ્હોં નાંખવું અને ધનની આશાએ દોડાદોડ કરવી એ એનું જીવતર હોય છે અને એમાં 'હાશ' કરીને બેસવાનો કે જીવનરસ લૂંટવાનો પ્રસંગ નામમાત્ર પણ આવતો નથી.

---

**દયાનું વિશાળ ક્ષેત્ર**—દાન દેનારા ઉદારદિલને પાત્રાપાત્રની ચિન્તા શી હોય? જુઓ મહાવીર પ્રભુએ યાચના કરવા આવેલા દીન–યાચક બ્રાહ્મણને અર્ધું દેવદૂષ્ય વસ્ત્ર અનુકંપાવડે આપી દીધું. અપરાધી જીવો ઉપર પણ જ્ઞાની–વિવેકી જનો વિશેષે દયા વર્ષાવે છે. જુઓ! દંશ દેતા એવા ચંડકોશિક સર્પને મહાવીર પ્રભુએ બુઝવ્યો.

**પવિત્ર વસ્તુની પિછાણ**—ભૂમિગત જળ પવિત્ર, પતિવ્રતા નારી પવિત્ર, ધર્મી રાજા પવિત્ર અને બ્રહ્મચારી જનો સદા પવિત્ર કહ્યા છે.

**વ્રત–ભંગ કદી ન કરવું**—જ્ઞાની ગુરુની સાક્ષીએ આદરેલું વ્રત પ્રાણાંતે પણ ભાંગવું–તોડવું નહીં, કારણ કે વ્રતભંગ કરવાથી નરકાદિકનાં અતિ તીવ્ર દુઃખો સહન કરવાં પડે છે અને પ્રાણી તો ભવોભવમાં ભમ્યા કરે છે. મતલબ કે સ્વીકારેલા વ્રતને પ્રાણથી પણ અધિક પ્રેમથી સદોદિત પ્રયત્નવડે સાચવી રાખી તેની જ પુષ્ટિ કરવી. ઇતિશમ્

(સ્વ૦ સ. ક. વિ.)

વસ્તુ ગમે તેટલી ઓછી હોય તેનાથી માણસનું નભી જાય છે. દૂધપાક પૂરી જમનારની જ ભૂખ ભાંગે અને રોટલા અને ત્રેવડી દાળ ખાનારની ભૂખ ચાલુ રહે છે એવું કાંઇ છે જ નહિ અને બેંકમાં લાખો જમે હોય કે ઘરમાં હજારોનાં ઘરેણાં હોય તેમાં કાંઇ આનંદ નથી. એને બદલે ઓછું હોય તેને ચિંતા ઓછી રહે છે, એ કમાઇને મળે તેમાં માણે છે અને નિરાંતે ઊંઘી જાય છે. એની ઊંઘ ઊડી જતી નથી કે રાત્રે બે વાગે એને આવતી કાલે વલણ કેમ પતાવાશે એની ચિંતા થઇ આવતી નથી.

ખરી મજા સંતોષમાં છે. જેટલું છે તેટલું આનંદમય છે, એમ માની જે રાજી થાય તે સમ્રાટથી પણ વધારે સુખ ભોગવે છે. સોનાની ડુંગરીઓથી પણ વધારે. મેળવવાની ઇચ્છાવાળાને સંતોષ થતો નથી અને હીરાજડિત બળદના બાકી રહેલા એક શીંગડાને શણગારવાના લોભમાં વર્ષાદની અંધારી રાત્રે નદીમાંથી લાકડાં ખેંચવાં પડે છે. એ લોભમય કે આશા તૃષ્ણાથી ભરેલું જીવન ઝેરી છે, તુચ્છ છે, અનિચ્છનીય છે. ધવળશેઠને પાંચશેં વહાણની સંપત્તિ પણ ઓછી પડી અને સુભૂમચક્રીને છ ખંડ પૃથ્વી પણ અધૂરી લાગી. એવું જીવન ખરેખર ગરીબ છે. મનમાં મોજ માણવી, હોય તેને વધાવી લેવું, વર્તમાન પરિસ્થિતિમાં આનંદ માણવો અને પોતાની ઝુંપડીને રાજમહેલ ગણવો-એમાં જે આનંદ છે તે નવાણુના ધક્કા પર ચઢવામાં નથી. સંતોષના જેવું સુખ નથી અને લોભના જેવો વિનાશ નથી. પારકી વસ્તુને પોતાની કરવાની ઇચ્છાને પરિણામે પાપની પરંપરા ચાલી આવે છે અને એક વાર રસ્તો ચૂકનાર પછી સાચે રસ્તે આવી શકતો જ નથી. ઇચ્છા પર સંયમ રાખનાર કુશળતાના સુંદર પરિણામો સંગ્રહી શકે છે.

---

*" He is not poor that has little, but he that desires much."*

DAVID. ( 10-12-37 ) E. N.

( ૧૧૮ )

## ખોટું કામ કરવું તે ખરાબ છે, પણ તેનો પડારો કરવો એ વધારે ખરાબ છે.

ચાડી ખાવી, નિંદા કરવી, અવર્ણવાદ બોલવા, વિશ્વાસઘાત કરવો, ચોરી કરવી, દંભ કરવો, માયા-કપટ કેળવવું, ખોટી સાક્ષી પૂરવી, ખોટા દસ્તાવેજ તૈયાર કરવા, છેતરપીંડી કરવી, અતિ તૃષ્ણા કરવી, કલહ કરવો, અસત્ય બોલવું, અપ્રમાણિકપણું કરવું કે જીવહિંસા કરવી-એ પ્રત્યેક કામ ખરાબ છે. વ્યવહાર દૃષ્ટિએ, નૈતિક દૃષ્ટિએ કે ધાર્મિક દૃષ્ટિએ ખરાબ છે અને સમાજ એનો વિવિધ આકારમાં તિરસ્કાર કરતી આવેલ છે. જે કાર્યનો દરરોજના વ્યવહારમાં કોઇ પણ રીતે બચાવ થઇ શકે તેવું ન હોય તે સર્વ ખરાબ કામની કોટિમાં આવે છે અને તેવાં કાર્ય અથવા તે પૈકીનું એક પણ કાર્ય કરનાર સમાજમાં તેના કાર્યની કાળાશના પ્રમાણમાં ઓછો વધતો તિરસ્કારને પાત્ર થાય છે. કેટલાંક ખરાબ કામો પ્રચ્છન્ન હોય છે તે જાહેર પડતાં તિરસ્કારને પાત્ર થાય છે અને ઘણાંખરાં કામો તો કરતી વખતે કે થોડા વખત પછી ટીકા અથવા તિરસ્કારપાત્ર થાય છે. બહારની તિરસ્કૃતિની વાત ઉપર પ્રત્યેક વ્યક્તિના અંતરમાં એક એવું સરસ રમ્ય તત્ત્વ હોય છે કે ત્યાં એને

ચોટ લાગે છે અને બહારની સજા કે ટીકા થાઓ કે ન થાઓ, પણ એના અંતરમાં તો જ્વાળા ઊઠયા વગર રહી શકતી જ નથી. કોઇ એને Conscienceનું નામ આપે, કોઇ એને સ્થિર 'આત્મતત્ત્વ' કહે કે કોઇ અન્ય અન્ય નામ આપે તે વાતને બાજુએ રાખતાં ખરાબ કામને ખરાબ કહેવામાં તો બે મત પડે તેમ નથી જ.

આ તો ખરાબ બાબતોની વાત થઇ, પણ જેનું અંતર તદ્દન વિષમય કે સુપુપ્ત દશામાં આવી ગયેલું હોય એવી વ્યક્તિઓ પણ જોવામાં આવે છે કે જે ખરાબ કામ કરીને તેને માટે મગરૂબી બતાવે છે: કેવો છેતર્યો ? કેવો ફસાવ્યો ? કેવો દમ બીડાવ્યો ? કેવી રીતે દબાવી દીધો ? આવી વ્યક્તિઓ હીરની ગાંઠ વાળીને તેના ઉપર તેલનું ટીપું મૂકે છે. એને મન જીવનસંગ્રામ જાણે રાજકીય રમત જેવો લાગે છે. એવા મસ્ત અભિમાનમાં એ આંતરતત્ત્વને અફીણ આપી દે છે, એને મન આત્મતત્ત્વ કે પરભવ જેવી ચીજ રહેતી નથી, એને ઘડી ઘડીના ને પલ પલના હિસાબ આપવા પડશે એનો ખ્યાલ સરખો પણ રહેતો નથી. એ તો પોતાની માનેલી દુનિયામાં ક્ષણિક ફતેહ કે ઉપર ઉપરના અભિમાનપોષણમાં સર્વસ્વ માની લઇ જીવનપંથને વિકટ કરી મૂકે છે અને પછી થોડા વખતમાં ખાલી હાથે હિસાબ ચૂકાવવા જાય છે ત્યારે લમણે હાથ દઇને પોક મૂકે છે. અતિ ઉગ્ર પુણ્ય પાપનાં ફળ તો ઘણુંખરાં અહીં જ ભોગવી લે છે અને જ્યારે ગુન્હાની સજા ખમવી પડે છે ત્યારે નિઃસાસા મૂકે છે. પ્રત્યેક ખરાબ કામનાં ફળ તો જરૂર મળે છે, માત્ર અલ્લાની લાકડીનો અવાજ થતો નથી; તેમજ તે વાગ્યા વગર રહેતી પણ નથી. બાકી કુદરતની ચક્કી જ્યારે દળવા બેસે છે ત્યારે દાણેદાણાના ભુક્કા બોલાવી દે છે. સમજુ માણસ ખરાબ કામનાં બણુગા ન ફૂંકે, મૂર્ખાઇના પ્રદર્શન ન કરે, ખોટાં કામના બચાવ ન કરે અને અણઘટતો પડારો ન કરે. ભૂલનો પસ્તાવો કરવો એ કુશળનું કર્તવ્ય છે અને છેવટે કાંઇ ન બને તો મૂંગા રહેવામાં આબરુ છે એટલું તો એ સમજે. 'ન બોલવામાં નવ ગુણ'ના સૂત્રનું રહસ્ય સમજવા જેવું છે, જીવવા જેવું છે.

"It is bad to do evil, but worse to boast of it." (10-12-36) E. N.

(૧૧૯)

### તમારામાં કાંઈ સારું હોય તેના પર બને તેટલો ઓછો વિચાર કરજો, તમારે પોતાને માટે બને તેટલું ઓછું બોલજો.

ગમે તેટલું કરીએ, પણ આખરે તું તે કોણ માત્ર ? દુનિયાના કરોડો માણસોમાંથી તને ઓળખે કેટલા ? અને ઓળખીને તારું નામ જાણે, તારો ઇતિહાસ જાણે અને તારું બહુમાન કરે એવા કેટલા ? તને કદાચ ઘણા લાખતા હશે, પણ નામ લખવા બેસીશ અને યાદ કરી કરીને લખીશ તો તેની સંખ્યા ઘણી નાની થશે અને અત્યારની દુનિયામાં બે અબજની સંખ્યાનો લાખમો ભાગ પણ નહિ થાય. તને જાણનાર જે થોડા સેંકડો કે વધારેમાં વધારે પાંચ દશ હજાર હશે તેમાંનો એક પણ સાઠ સીત્તેર વર્ષ પછી આ દુનિયા પર રહેવાનો નથી, માટે પોતાનો વિચાર છોડી દે, એમાં કાંઇ દમ નથી, એ વાતમાં કાંઇ માલ નથી અને એમાં રાચવા જેવું જરા પણ નથી.

પોતાની સારી વાત શા માટે યાદ આવે છે તેનો વિચાર કર. પૃથક્કરણ કરતાં જણાશે કે એમાં અભિમાનનું તત્ત્વ છે. હું દુનિયામાં કાંઇક છું અને મારી નજર બહુ લાંબી પહોંચે છે એ કલ્પનાના બળ પર દુનિયા ચાલે છે. એ જાતની ગુંચવણ નીકળી જાય તો પછી કાંઇ ગુંચવણ રહેતી નથી. મમતા, માયા, અહંપણું–એ પ્રાણીને અધર ને અધર રાખે છે અને એવા પ્રકારની વિચારધારામાં એક વાર અટવાયા પછી એના ચક્કરમાંથી બહાર નીકળવું લગભગ અશક્ય બને છે. આખી દુનિયા આ 'અહંભાવ' પર રચાઇ છે અને માવાની ફેરફુદડીમાં પ્રાણીને ચક્કર આવે છે, ફેર ચઢે છે અને એ ગાંડપણને લવારે ચઢી જાય છે. આ સર્વ અસાર છે, અયોગ્ય છે, અનુચિત છે.

ખરી વાત પોતાની જાતને ભૂલી જવાની છે. આત્મનિંદા અથવા આત્મવિસ્મૃતિ જેવું સફળ સાધન નથી અને આત્મપ્રશંસા જેવી બીજી નફટાઇ નથી. આમાં આત્મઘાતની વાત નથી, પણ 'હું' નો વિચાર છોડી દઇ 'તું' ના દૃષ્ટિબિન્દુથી સંસાર રચવાનો આગ્રહ છે, આ કિસ્સો હાથમાં આવી જાય તો આબાદ સરળ રસ્તો થઇ જાય છે.

પોતાની વાત કરવી એ તો દેખીતું ચાવળાપણું છે. સારાં કૃત્યો છુપાવવાં તેમાં જ મોજ છે, આત્મારામ છે, હાર્દિક આનંદ છે. અલંકાર કે કપડાં વગરની સ્ત્રી હાડચામડું ભરણું જ લાગે છે, શોભા તો એ કપડાંથી વિટલાયલી હોય તેમાં જ છે, તેવી જ રીતે વગર બોલાયલાં મહાન્ સેવાકાર્યોમાં જ ખરી શોભા છે અને તેમાં પણ પોતાને મુખે પોતાની વાત કરવી એમાં વ્યવહારની નજરે પણ ઓછી અક્કલ દેખાય છે. એટલા માટે પોતાની જાતને માટે બહુ વિચાર કરવો નહિ. પોતાની લઘુતાનો વિચાર કરવામાં વાંધો નથી, પણ પોતાનાં નાનાં મોટાં કાર્યો સંબંધી બહુ વિચાર ન કરવો અને એને બોલી બતાવવા સામે તો હોઠ ઉપર તાળું જ મારવું. એમાં કોઇ જાતનું નુકસાન થશે નહિ એ ચોક્કસ છે. દુનિયાની પ્રશંસા કાયમી નથી અને એની પાછળની દોડાદોડી અર્થ કે અક્કલ વગરની છે. સમજુ વ્યવહારુ માણસ અનુભવને આરે ચઢે છે ત્યારે તે સામાનો જ વિચાર કરે છે અને તેવી રીતે સામેનું દૃષ્ટિબિન્દુ સમજવાનો એ પ્રયાસ કરે એમાં એને ગુણનિષ્પત્તિ અને આત્મસંતોષ થાય છે. કુશળ મનુષ્ય 'હું' ને વિસારે અને 'તું'ની નજરે વિચારે કે બોલે. પારકાની પારખ એ વિશિષ્ટ આત્મગુણ છે.

" Think as little as possible about any good in yourself; speak as little as possible about yourself. " ( 10-3-30 ) S. V.

( ૧૨૦ )

## જે માણસ પોતે ભૂલ કરેલ છે એમ જાણે છે, છતાં તે કબૂલ કરવાની ના પાડે છે તે હીચકારો છે.

ઘણુંખરું માણસ પોતાનો વાંક અને વાંસો દેખતો નથી. બીજાની ભૂલ જોવામાં જેટલી આતુરતા હોય છે તેટલી જ પોતાનો સાચો ખોટો બચાવ કરવાની માણસોને આદત પડી જાય છે. પોતાની નજર ન પહોંચે કે પોતે કોઇ વખત ભૂલથાપ ખાઇ પણ જાય

એવો સ્વીકાર કરવાની વૃત્તિ મોટે ભાગે જોવામાં આવતી નથી. બીજા ગમે તેમ માને, પણ મારી નજર જેટલી પહોંચે છે તેટલી બીજાની પહોંચતી નથી એ ધોરણ પર જ દુનિયાના મોટા ભાગનો વ્યવહાર ચાલે છે. અક્કલની વહેંચણી આસો વદિ અમાસની રાત્રે અંધારામાં થયેલી એટલે કોને ભાગે કેટલી ગઇ તેની બીજાને ખબર ન પડી, પણ આખી દુનિયાની અરધી ઝાઝેરી અક્કલ પોતામાં છે એ ધોરણે દુનિયાના ચાલુ લોકો કામ લે છે. ગમે તેવો હુશિયાર માણસ હોય, પણ પોતાના જેટલું તે કદી સમજે નહિ, એમ માની મોટા મહાત્મા જેવા માણસોના કાર્યો કે વિચારો પર પણ એ ફેંસલો આપવા મંડી જાય છે. જેમ અજ્ઞાન વધારે તેમ અભિમાન વધારે અને અક્કલની બાબતમાં જેમ ઓછી પુંજી હોય તેમ તેટલા નાના વર્તુળમાં માણસને વધારે અભિમાન હોય છે. આ સર્વ કારણોને પરિણામે પોતે ભૂલેલ છે એવી વિચારણા પણ ભાગ્યે જ થાય છે, ઘણુંખરું તો ભૂલ થઇ હોય તો 'સમજફેર' 'ગેરસમજુતી' કે એવા કોઇ બ્હાના નીચે એનો બચાવ જ થાય છે અને મોટે ભાગે તો ભૂલને ભૂલ તરીકે ઓળખનાર ભાગ્યે જ મળી આવે છે એ ઉઘાડો નિયમ છે.

છતાં કોઇ વાર સમજુ માણસને એમ લાગી આવે છે કે અમુક બાબતમાં જરૂર કાચું કપાઇ ગયું છે-ભૂલ થઇ છે. એની સાથે જ એનામાં સ્વાભિમાન-સ્વમાન જોર કરે છે. એને જાહેરમાં કબૂલાત કરતાં માન-હાનિનો ભય લાગે છે, એને પોતાના વર્તુળમાં પોતે પાછો પડી જશે એની ઓડપ લાગે છે એટલે એ ભૂલને જાણ્યા છતાં પણ તેનો સ્વીકાર કરતો નથી. બરાબર વિચાર કરવાથી જણાશે કે આમાં સરીઆમ નામર્દાઇ છે, હીચકારાપણું છે, સત્ત્વવાન પ્રાણી તો ભૂલ થઇ એમ જાણે કે વગરસંકોચે કબૂલ કરી દે. જેનાતેનાથી આ પ્રમાણે બની શકતું નથી. જાહેરમાં ભૂલ કબૂલ કરવા માટે મન પર અસાધારણ કાબૂનો ખપ પડે છે અને એ કામ તો મર્દ માણસથી જ બને તેવું છે. ઘરમાં કાચનાં વાસણ ફૂટે તો નોકર બ્હાનાં કાઢશે અને છોકરો પરીક્ષામાં નપાસ થયો હશે તો પરીક્ષક સખ્ત કે પક્ષપાતી હતો એમ બતાવવા પ્રયત્ન કરશે. મારી ભૂલ હતી એમ કહેનાર હજારો કે લાખોએ કવચિત્ એકાદ મળશે, પણ તાત્ત્વિક પૃથક્કરણ કરતાં જણાય છે કે એમાં નૈતિક હીચકારાપણું જ હોય છે. ભૂલ થવી એ સ્વાભાવિક છે અને થઇ જાય તો તેનો સ્વીકાર કરવામાં કોઇ જાતની ન્હાનપ લાગવી ન જ જોઇએ. આથી જ્યારે જ્યારે જાણતાં અજાણતાં થયેલી પોતાની ભૂલ માલૂમ પડી આવે ત્યારે ત્યારે નરને છાજે છે કે તેણે તેનો વિનાસંકોચે સ્વીકાર કરવો, એમ કરવામાં તાત્કાલિક કદાચ કાંઇ સહન કરવું પડે તો પણ પરિણામે એમાં લાભ જ છે, એથી નૈતિક બળ વધે છે અને માનસિક કસોટી થાય છે. વિશાળ દૃષ્ટિવાળા કદી તુરતનો લાભ જોતા નથી. પરિણામે તો 'સત્યશોધન અને સત્ય જીવનનો જ વિજય થાય છે' એ સૂત્ર ધ્યાનમાં રાખી-સ્ખલનાનો સ્વીકાર કરવાની હિંમત તો જરૂર બતાવવી ઘટે.

---

"A coward is a man who knows he is wrong but refuses to admit it."  ( 7-7-36 ) S. V.



# શું સર્વ ધર્મ સરખા છે ?

ઉપર પ્રમાણેની વાક્યરચના ઘણા બંધુઓ તરફથી બોલવામાં આવે છે તેમજ તેમની માન્યતા પણ તેવી હોય છે, પરંતુ એમાં સમજફેર થાય છે. આ લેખ અન્ય ધર્મની અલ્પતા બતાવવા માટે લખેલ નથી, પરંતુ જૈન ધર્મની મહત્તા સમજાવવા અને સિદ્ધ કરવા માટે ટૂંકામાં લખેલ છે. જૈન ધર્મ સ્યાદ્વાદ છે, અનેકાંત છે, અનેક અપેક્ષાઓથી સાપેક્ષ છે, તે દરેક ધર્મમાં અમુક અપેક્ષાએ રહેલા સદસદ્‌ભાવને જોઈ શકે છે, તેમજ તેની સાથે સાથે બીજી અપેક્ષાએ તેમાં રહેલી ખામીને પણ જોઈ શકે છે. તે એકાંતમા માનનાર નથી. જ્યાં એકાંત છે ત્યાં મિથ્યાત્વ છે.

સર્વ ધર્મ સરખા હોઈ શકે જ નહીં, કારણ કે એક ધર્મ સર્વ દોષ રહિત-અંશમાત્ર પણ દોષના સદ્‌ભાવ વિનાના દેવને દેવપણે માને અને બીજા ધર્મો રાગી, દ્વેષી કે મોહી દેવોને દેવ તરીકે માને તે બેમાં સમાનતા કેમ હોઈ શકે? વળી એક ધર્મ કંચન-કામિનીથી સર્વથા ન્યારા અને નિરંતર આત્મસાધનમાં જ તત્પર એવા સંસારથી વિરક્ત ગુરુને ગુરુ તરીકે માને અને બીજા ધર્મો રાગી, દ્વેષી, કંચન-કામિનીના ભોગી, સંસારમાં આસક્ત એવા ગુરુને ગુરુપણે સ્વીકારે એ બેમાં સમાનતા કેમ હોઈ શકે? વળી એક ધર્મ અહિંસાની પરિપૂર્ણ વ્યાખ્યા સમજાવીને કોઈનું દિલ દુખાવવું તેને પણ હિંસા કહે અને ક્રોધ, લોભ, ભય કે હાસ્યથી નહીં બોલેલા તેમજ પથ્ય, હિત ને પ્રિય વચનને જ સત્ય માને, તૃણમાત્ર પણ અદત્ત ન લેવાના નિર્ણય જાહેર કરે, વળી જે ધર્મ સ્વસ્ત્રી (પરણીતા) સિવાયની સર્વ સ્ત્રી માટે માતા, બ્હેન કે પુત્રીપણાનો ભાવ રાખવા કહે તેમજ બ્રહ્મચર્યને જ સર્વોત્કૃષ્ટ ગુણ માની તેના સંરક્ષણ માટે નવ વાડની પ્રરૂપણા કરે અને તે વાડોનું નિરંતર રક્ષણ કરવા સૂચવે, વળી જે ધર્મ અનીતિથી કે પાપ-વ્યાપારથી અથવા દ્યૂત કે સટ્ટા વિગેરેથી દ્રવ્ય મેળવવાનો નિષેધ કરે, સંતોષને જ સર્વ સુખના મૂળરૂપ કહે તેવા ધર્મ સાથે અન્ય ધર્મો કે જે ઉપર જણાવેલી પાંચે બાબતોમાં શિથિલતાવાળા હોય, બચાવ શોધનારા હોય અને સંસારને જ સારભૂત માનનારા હોય તેવા ધર્મ સાથે એકરૂપતા કેમ સંભવી શકે?

કેટલાએક કહે છે કે-અન્ય ધર્મો ને જૈન ધર્મમાં સહજ ફેરફાર જ છે અથવા શાબ્દિક ફેરફાર જ છે, વાસ્તવિક ફેરફાર નથી. આ કથન પણ બરાબર નથી, કારણ કે સહજ ફેરફાર નથી પણ મોટો ફેરફાર છે. અને શાબ્દિક ફેરફાર નથી પણ વાસ્તવિક ફેરફાર છે, કારણ કે ત્રણ તત્ત્વો-દેવ, ગુરુ ને ધર્મ અથવા રત્નત્રયી જ્ઞાન, દર્શન ને ચારિત્ર એની માન્યતામાં જ બહુ મોટો ફેરફાર છે.

સામાન્ય બુદ્ધિવાળાને જે મોટો ફેરફાર દેખાતો નથી તે અધ્યાત્મની વાતો, યોગનું સ્વરૂપ, સંસારની અસારતા, વસ્તુ માત્રની અનિત્યતા, આયુષ્યનું અસ્થિરપણું–આવી અનેક બાબતો અનેક ધર્મોમાં સરખાઇવાળી દેખાય છે તે છે. તેમજ અન્ય ધર્મમાં રહેલા કેટલાક માર્ગાનુસારી જીવોનું વર્તન પણ ઊંચા પ્રકારનું દેખાય છે તેથી જૈનધર્મમાં ને બીજા ધર્મોમાં કાંઇ જુદાઇ જેવું બહુ નથી એમ જણાવાને અંગે સરખાપણું કહે છે, પરંતુ એ બધી હકીકતના ઊંડાણમાં જે દેવાદિ તત્ત્વોનું સ્વરૂપ, મોક્ષનું સ્વરૂપ, જગતની અકર્તૃતા, જગતનું અનાદિઅનંતપણું ઇત્યાદિ અનેક બાબતો એટલી બધી જુદી પડે છે કે તેનો સમન્વય કોઇ રીતે થઇ શકે તેમ નથી.

આ કથનનો સાર એવો લેવાનો નથી કે આ પ્રમાણે જૈન ધર્મની મહત્તા હોવાથી અન્ય ધર્મ કે ધર્મીઓને તુચ્છ માનવા, તેમના પ્રત્યે અભાવ રાખવો, તેનામાં ગુણોનો અસદ્‌ભાવ જ માનવો અને તેમની સાથે સ્નેહભાવ ન રાખવો; પરંતુ વાતચીતમાં કે લખાણમાં ખોળ–ખોળ બંને સરખા લેખાવા ન જોઇએ અને ખરૂં સ્વરૂપ ઢંકાઇ જવું ન જોઇએ કોઇ પણ રીતે આ જગતનો કર્તા ઇશ્વર હોય એમ સિદ્ધ થતું નથી. એ વાત સિદ્ધ કરતાં ઇશ્વરમાં અનેક દોષોનો સદ્‌ભાવ આવીને ઊભો રહે છે, છતાં એ બાબતની ચર્ચા નીકળે ત્યારે સાચી વાતને દબાઇ જવા ન દેવી પણ પોતાની શક્તિના પ્રમાણમાં દલીલપૂર્વક સાચી વાત સિદ્ધ કરવી અથવા મૌન ધારણ કરવું. ભૂલેચૂકે ખોટી હામાં હા ભેળવી દેવી નહીં.

કેટલાક અલ્પજ્ઞો ધર્મથી જ પારાવાર નુકશાન થયું છે એમ બોલે છે તે તો બહુ જ ભૂલભરેલું છે. ધર્મ ત્રિકાળમાં કોઇનું અહિત કરે જ નહિ. તેનાથી હાનિ તો થાય જ નહીં, પરંતુ ધર્મનો ઝંડો લઇને ચાલનારા અસદાચરણી હોય કે અણુસમજુ હોય તો તે પોતાની સાચી વાતને પણ સિદ્ધ કરી શકતા નથી તેથી બીજાઓને બોલવાનું કારણ મળે છે, બાકી એ ચોક્કસ માનવું કે ધર્મ એકાંત લાભદાયી જ છે; પરંતુ સત્ય ધર્મને ઓળખવો, તેનું સ્વરૂપ જાણવું, તદનુસાર વર્તનમાં સુધારો કરવો આ બધી બાબતો ખાસ જરૂરની છે.

આ સંબંધમાં વિદ્વાનો ઘણું લખી શકે તેમ છે. મેં અલ્પજ્ઞે તો માત્ર હૃદયના ઉદ્‌ગારો જ ટૂંકામાં પ્રગટ કર્યા છે. તેમાંથી સાર ગ્રહણ કરી સ્વસમુદાયમાં તેમજ અન્ય સમુદાય સાથેના સંબંધમાં ખામી ન લાવતાં સંપની વૃદ્ધિ જ કરવી; કારણ કે પોતપોતાને રૂચે તે ધર્મ પાળવાને સૌ સ્વતંત્ર છે. તેમની સાથે કલેશ કરવો કે જબરાઇથી પોતાની વાત કબૂલ કરાવવી એ સજ્જનોનું કામ નથી. સજ્જનોએ તો સર્વત્ર શાંતિ જાળવીને આત્માનું અહિત ન થાય તેવી રીતે જ કામ લેવાનું છે.

વળી વિચારો કે જે ધર્મના શાસ્ત્રોમાં યજ્ઞ–યાગાદિ ક્રિયા કે જેમાં પશુઓનો વિનાશ કરવામાં આવે છે તેવી ક્રિયાને ધર્મ તરીકે લેખવી હોય તેવા ધર્મ સાથે સર્વથા અહિંસાપરાયણ જૈનધર્મનો મેળ કેમ થઇ શકે ? અત્યારે પણ હજુ દેવીભક્તો અનેક જીવોની હિંસા અનેક સ્થાને કરે છે અને પોતાને ધર્મી કહેવરાવે છે. તેને ધર્મી કેમ કહી શકાય ? શ્રી વીરપરમાત્માએ જન્મ ધારણ કરી, દીક્ષા લઇ, કેવળજ્ઞાન પામીને પ્રથમ કાર્ય જ હિંસામય યજ્ઞોના નિવારણનું અને બ્રાહ્મણો જે ઉત્તમ ગણાતા છતાં હિંસામાં પ્રવૃત્ત થયેલા હતા તેને તે માર્ગેથી પાછા વાળી સન્માર્ગે લાવવાનું કર્યું. આ બંને કાર્યમાં તેમણે પૂર્ણ ફતેહમંદી મેળવી તેથી જ અનેક સ્થાનકે થતા પશુવધરૂપ યજ્ઞો અટકી ગયા અને સંખ્યાબંધ બ્રાહ્મણો જૈન ધર્મ પાળનારા થયા. વીરપ્રભુના અગ્યારે ગણધરો બ્રાહ્મણો જ હતા. તેમ ત્યારપછી પણ સિજ્જંભવસૂરિ, હરિભદ્રસૂરિ, ભદ્રબાહુસ્વામી વિગેરે, સિદ્ધસેન દિવાકર અનેક આચાર્યો બ્રાહ્મણવર્ગમાંથી થયા છે. આ કારણને લઇને સર્વ ધર્મની સરખાઇ માની શકાતી નથી.

જૈન શાસ્ત્રોએ કંદમૂળાદિકને અનંત જીવ યુક્ત કહ્યા ને તેના ભક્ષણનો સર્વથા નિષેધ કર્યો, ત્યારે ધર્મગુરુ તરીકે ગણાતા તાપસો તેવા કંદમૂળ–ફળાદિવડે જ આજીવિકા કરવા લાગ્યા. જૈન શાસ્ત્રે બતાવેલા બાવીશ અભક્ષ્ય અને પંદર કર્માદાનનો ત્યાગ વિગેરે અન્ય ધર્મોએ સર્વથા સ્વીકારેલ નથી. રાત્રિભોજનનો જૈન શાસ્ત્રો સખ્ત પ્રતિષેધ કર્યો ત્યારે અન્ય ધર્મીઓએ તેના પુરાણાદિકમાં નિષેધ કરેલ છે છતાં પણ રાત્રિભોજનને છોડ્યું નહીં. તમે નજર કરશો તો જણાશે કે જૈન ધર્મી સિવાય બીજા કોઇક જ રાત્રિભોજન નહીં કરનારા નીકળશે. જૈન ધર્મીઓમાં પણ હવે સંગતિદોષથી રાત્રિભોજનનો પ્રચાર વધવા માંડ્યો તે ખેદકારક છે. વિચારો કે જ્યાં ધર્માચરણ પરત્વે આવી પારાવાર જુદાઇ હોય ત્યાં સર્વ ધર્મનું સરખાપણું શી રીતે ઘટી શકે ?

કેટલાક બંધુઓ બાહ્યાચરણ ન જોતાં બીજી બાબતો–અભ્યંતર વૃત્તિ વિગેરે જોવા કહે છે, પરંતુ બાહ્યાચરણ અભ્યંતર ત્યાગભાવનું સૂચક છે. ક્વચિત બાહ્યાચરણ કરતાં અભ્યંતર વૃત્તિ જુદી દેખાશે, પરંતુ તેવી સંખ્યા અલ્પ હોવાથી તેને ગણનામાં લઇ શકાય તેમ નથી. આવી અનેક બાબતો છે કે જે સર્વધર્મમાં સમાનભાવ સ્વીકારવાની ના પાડે છે, માટે સ્વધર્મારાધનમાં તત્પર રહી અન્ય ધર્મી બંધુઓ પ્રત્યે પણ સમભાવ ધારણ કરી તેમને યોગ્ય રસ્તે લાવવા બનતો પ્રયત્ન કરવો અને તે અશક્ય લાગે તો મૌન રહેવું, નવો વિરોધ ઉત્પન્ન ન કરવો એ જ શ્રેયસ્કર માર્ગ છે.

કુંવરજી

# વર્ણો (અક્ષરો)માં વિશિષ્ટતા

કુવલયમાળામાં શ્રુતજ્ઞાનનું વર્ણન કરતાં કહેલું છે કે—

અ, ઇ, ક, ચ, ટ, ત, પ, ય ને શ–એટલા વર્ણો **શોભન** જાણવા.
આ, ઈ, ખ, છ, ઠ, થ, ફ, ર ને ષ–એટલા વર્ણો **અશોભન** જાણવા.
એ, ઉ, ગ, જ, ડ, દ, બ, લ ને સ–એટલા વર્ણો **સુભગ** જાણવા.
ઐ, ઊ, ઘ, ઝ, ઢ, ધ, ભ, વ ને હ–એટલા વર્ણો **અસુંદર** જાણવા.
ઓ, ઔ, ઙ, ઞ, ણ, ન, મ, અં ને અઃ–એટલા વર્ણો **સુંદરાસુંદર** (મિશ્ર) જાણવા.

હવે તે વર્ણોનું ફળ નીચે પ્રમાણેઃ—

જે પ્રથમ શોભન (સુંદર) વર્ણો કહ્યા છે તેનું ફળ સુખ, સંધિ, લાભ અને જયરૂપ મળે છે.

જે વર્ણો અશોભન (અસુંદર) કહ્યા છે તેનું ફળ દુઃખ, વિગ્રહ, અલાભ, અને પરાજયરૂપ મળે છે.

જે વર્ણો સુભગ (શુભ) કહ્યા છે તેથી કાર્ય સિદ્ધ થાય છે, કલ્યાણ થાય છે તથા સંપત્તિ અને જીવિત પ્રાપ્ત થાય છે.

જે વર્ણો અસુંદર (અશુભ) કહ્યા છે તેથી કાર્યસિદ્ધિ થતી નથી, અકલ્યાણ થાય છે, વિપત્તિ પ્રાપ્ત થાય છે, મૃત્યુ થાય છે.

પ્રથમ વચનમાં (વાક્યમાં) જો ઘણા શુભ વર્ણો હોય તો કાર્યસિદ્ધિ થશે એમ જાણવું અને અશુભ વર્ણો ઘણા હોય તો કાર્ય સિદ્ધ થશે નહીં એમ જાણવું.

પ્રશ્નનું પ્રથમ વાક્ય લઇને જોવું. જો તે વાક્ય વિધિવાળું હોય તો તેનું ફળ શુભ જાણવું ને જો પ્રતિષેધવાળું હોય તો તેનું ફળ અશુભ જાણવું.

દૃષ્ટાંત–પ્રશ્ન પૂછનારે પૂછતાં જો પ્રથમ લાભવાળો શબ્દ કહ્યો હોય તો લાભ થાય છે અને અલાભવાળો શબ્દ કહ્યો હોય તો અલાભ થાય છે. જેમકે અમે જીતશું કે હારશું ? એમ પૂછનાર જીતે છે. અમારું કાર્ય સિદ્ધ થશે કે નહીં થાય ? એમ પૂછનારનું કાર્ય સિદ્ધ થાય છે અને તેથી ઊલટી રીતે પૂછનાર હારે છે ને તેનું કાર્ય સિદ્ધ થતું નથી. ઈત્યાદિ.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—મુનિ પ્રેમવિમળજી )

( ગતાંક પૃષ્ઠ ૯૧ થી ચાલુ )

**પ્રશ્ન ૨૮**—જીવ મનુષ્યપણે સ્ત્રીના ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારે પિતાના વીર્યને અને માતાના રુધિરને આહારપણે ગ્રહણ કરે છે, તો શરીર વિના આહાર કેમ લઇ શકે ? શરીર વિના આહાર લઈ શકાય તો સિદ્ધમાં પણ તેવી હકીકત ઉપસ્થિત થશે.

**ઉત્તર**—જીવ ગર્ભમાં ઉપજે ત્યારે કાર્મણ ને તૈજસ બે શરીર સાથે હોય જ છે તેથી કાર્મણશરીરવડે પ્રથમ સમયે આહાર લે છે. સિદ્ધના જીવો તો સર્વથા શરીર રહિત છે તેથી તેને આહારનો સંભવ નથી.

**પ્રશ્ન ૨૯**—કરણ, કરાવણ ને અનુમોદનનું ફળ સરખું મળતું હોય તો તે લાભ શ્રેણિકાદિકને કેમ ન મળ્યો ?

**ઉત્તર**—એ અપેક્ષા વચન છે. સર્વત્ર સરખો લાભ સમજવો નહીં. તેથી જ શ્રેણિકાદિકને તેવો લાભ મળ્યો નથી.

**પ્રશ્ન ૩૦**—કેટલાક કહે છે કે-દેવસીરાઇપ્રતિક્રમણમાં છ આવશ્યક પછીનો ભાગ સામાયિકનો વખત પૂરો થવા માટે પાછળથી ઉમેરેલો છે. આ વાત બરાબર છે ? બરાબર હોય તો ક્યારે ને કોણે ઉમેર્યો ?

**ઉત્તર**—તમે લખેલ છે તે મુખની વાતો છે. તે ભાગ ક્યારે ને કોણે ઉમેર્યો તે વાત અપ્રસિદ્ધ છે, માટે આપણે તો તે સંબંધી વિચાર ન કરતાં જે પ્રમાણે વિધિ પ્રચલિત છે તે પ્રમાણે પૂર્ણ જ કરવાની છે.

**પ્રશ્ન ૩૧**—પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં હાલ બાલચંદ્ર મુનિની કરેલી સ્નાતસ્યાની સ્તુતિ કહેવાય છે, ત્યાર અગાઉ કઈ સ્તુતિ કહેવાતી હશે ?

**ઉત્તર**—એ હકીકત મારા જાણવામાં કે વાંચવામાં આવી નથી.

**પ્રશ્ન ૩૨**—મલ્હાર રાગ ગાવાથી વરસાદ આવે છે ને દીપક રાગ ગાવાથી દીવો થાય છે એમ કહેવાય છે તેનું શું કારણ ? એ રાગો દેવાધિષ્ઠિત છે ?

**ઉત્તર**—એનું કારણ માત્ર સંગીતના શબ્દો સાથેનો પૌદ્ગલિક સંયોગ જણાય છે. એ રાગ દેવાધિષ્ઠિત હોવાનું જાણવામાં નથી.

**પ્રશ્ન ૩૩**—તીર્થંકર દીક્ષા લે છે ત્યારે ઈંદ્ર તેમને ખભે દેવદૂષ્ય વસ્ત્ર મૂકે છે તે વખતે પ્રભુ તેને ધર્મલાભ દેતા હશે ?

ઉત્તર—ધર્મલાભ દેતા હોય એમ જાણવામાં નથી. પ્રભુ કલ્પાતીત છે.

**પ્રશ્ન ૩૪**—સમકિતી જીવ જો સમકિતથી વિમુક્ત થઇ જાય તો ઉત્કૃષ્ટ અર્ધપુદ્‌ગળપરાવર્ત જેટલો કાળ સંસારમાં ભમે એમ શાસ્ત્રકારો કહે છે અને શ્રી બુદ્ધિસાગરસૂરિ તેમના કરેલા આત્મપ્રકાશમાં એક કોડાકોડી સાગરોપમ કાળ જ સંસારમાં રહે એમ લખે છે તો કઇ વસ્તુ માન્ય રાખવી ?

ઉત્તર—અર્ધપુદ્‌ગળપરાવર્ત કાળ કહેલ છે તે બરાબર છે. સમકિત પામ્યા પછી અંત:કોડાકોડી સાગરોપમ જેટલી સાત કર્મની સ્થિતિ બાંધે, વધારે ન બાંધે એમ કહેલ છે તે ઉપરથી તેમ લખ્યું હશે, પરંતુ સાત કર્મની એટલી સ્થિતિ તો વારંવાર બંધાયા કરે છે તેથી અનંતો કાળ ભમે તે કથન બરાબર છે.

**પ્રશ્ન ૩૫**—સ્થૂળભદ્રે બાર વ્રત ઉચ્ચરાવેલી કોશ્યા વેશ્યાએ ચોથા વ્રતમાં રાજા મોકલે તે પુરુષને ભોગવવાની છૂટ રાખી હતી તેવી છૂટ બાર વ્રત ઉચ્ચરનાર રાખી શકે ?

ઉત્તર—કોશા જાતે વેશ્યા હતી-માથે સ્વામી નહોતો. વળી રાજાનો પગાર ખાતી હતી તેથી તેવી છૂટ રાખી હતી. વ્રતધારી જે પ્રમાણે વ્રત ગ્રહણ કરે તે પ્રમાણે પાળે-છૂટ રાખી શકે એવો નિરધાર નહીં.

**પ્રશ્ન ૩૬**—સ્ત્રીઓ પ્રતિક્રમણમાં સંસારદાવાની ત્રણ સ્તુતિ હરિભદ્રસૂરિની કરેલી કહે છે, ત્યાર અગાઉ કઇ સ્તુતિ કહેવાતી હશે ?

ઉત્તર— તે વાત જાણવામાં કે વાંચવામાં આવી નથી.

**પ્રશ્ન ૩૭**—હાલ સંઘયણ છેવટ્ઠું હોવાથી તીવ્ર પાપ કે પુણ્ય બંધાતું નથી, તો તંદુલીયો મચ્છ સાતમી નરકનું આયુષ્ય કેમ બાંધતો હશે ?

ઉત્તર—એમાં શરીરનું પ્રમાણ જોવાનું નથી. એને વજ્રઋષભનારાચ સંઘયણવાળો કહ્યો છે તેથી જ તે સાતમી નરકનું આયુષ્ય બાંધે છે.

**પ્રશ્ન ૩૮**—સ્થૂળભદ્રની સજ્ઝાયમાં તેને નંદરાજા પાસે કોલ કરીને મોકલ્યાનું કહ્યું છે તો કોલ કઇ ભાષાનો શબ્દ છે ? તેનો અર્થ શું ?

ઉત્તર—એ ગુજરાતી ભાષાનો શબ્દ છે. કોલ આપવો એટલે વચન આપવું. કોશ્યાએ પાછા આવવાનું વચન લઈને સ્થૂળભદ્રને નંદરાજા પાસે જવા દીધા હતા.

પ્રશ્ન ૩૯—કલ્પસૂત્રની સમાચારીમાં બતાવ્યા-કહ્યા પ્રમાણે હાલના સાધુ સાધ્વી વર્તતા નથી તેને માટે શું સમજવું ?

ઉત્તર—એ બાબત વિદ્વાન મુનિરાજ કે આચાર્યને પૂછવું.

પ્રશ્ન ૪૦—કેટલાક શ્રાવકો સમજ્યા સિવાય સાધુ સાધ્વીને માદક પદાર્થો વહોરાવે છે અને તેથી કેટલાક સાધુ સાધ્વીઓ આચારભ્રષ્ટ થાય છે તો તેવી ભક્તિ કરનાર શ્રાવકને કેવો લાભ થતો હશે ?

ઉત્તર—સાધુ સાધ્વીની વિવેકપૂર્વક તેમનો આચાર જળવાય તેવી રીતે ભક્તિ કરવી જોઇએ તે જ લાભકારક છે, તેનું ઉલ્લંઘન લાભકારક નથી.

પ્રશ્ન ૪૧—ધાર્મિક અનેક વિશિષ્ટ કાર્યો કરવા માટે મુહૂર્ત જોવામાં આવે છે અને સારું મુહૂર્ત તરતમાં ન આવતું હોય તો તે કાર્યને લંબાવવું પડે છે. દરમ્યાન જો તે કાર્ય કરનારનો અભાવ થઇ જાય તો તેનું કાર્ય બાકી રહી જાય છે, માટે આ પ્રથા શી રીતે હિતકારક છે ? શા કારણે ને કયારથી શરૂ થઇ છે ?

ઉત્તર—એ પ્રથા દીર્ઘકાળથી ચાલી આવે છે, નવીન નથી. વળી વિઘ્નાદિક ન આવવા માટે ઉપયોગી પણ છે. વખત લંબાવવાથી કોઇની ધારણા બાકી રહી જાય તો તેની ભાવના પણ તેને ફળ આપનાર થાય છે. એકંદર રીતે વિચારતાં એ પ્રથા બીનજરૂરી નથી.

પ્રશ્ન ૪૨—બાર વ્રતધારી શ્રાવક માંદગીને કારણે સવાર સાંજ પ્રતિક્રમણ કરી ન શકે તો ચાલી શકે ? તેને આલોયણ શું આવે ?

ઉત્તર—ચાલી શકે, પરંતુ તે મનમાં દિવસ ને રાત્રિ સંબંધી પાપોને સંભારી સંભારીને આળોવે. આલોયણ શું આવે ? તે કહેવાનું કામ ગીતાર્થ મુનિરાજનું છે.

પ્રશ્ન ૪૩—આકાશમાંથી તારા જેવું ખરતું દેખાય છે તે શું છે ?

ઉત્તર—એ બાદર અગ્નિકાયના પુદ્ગળો છે. જ્યોતિષમાંથી ચ્યવેલા દેવો કે તેના વિમાનો નથી.

પ્રશ્ન ૪૪—સવાર સાંજ સૂર્યના ઉદયાસ્ત સમયે બ્રાહ્મણો સૂર્યોપાસનાના મન્ત્રોચ્ચાર કરે છે તે પ્રમાણે જૈનો પણ કરે તો તેમાં કાંઇ બાધક છે ? કારણ કે સૂર્ય તો જ્યોતિષીનો ઇંદ્ર છે અને સમકિતી છે.

ઉત્તર—બ્રાહ્મણો કરે છે તે પ્રમાણે કરવાનું જૈનો માટે વિધાન નથી. તેવી રીતે કરે તો મિથ્યાત્વ લાગે. બાકી જ્યોતિષીઓના વિમાનોમાં રહેલી

શાશ્વત પ્રતિમાઓને દરરોજ સવારના પ્રતિક્રમણમાં ' સકળતીર્થ ' દ્વારા વંદન કરવાનું વિધાન છે.

**પ્રશ્ન ૪૫**—હનુમાનની મૂર્તિને સમકિતધારીની મૂર્તિ માની શ્રાવકો તેની ભક્તિ કરી શકે?

**ઉત્તર**—કરી ન શકે, કારણ કે તેમાં માન્યતાનો મોટો ભેદ છે.

**પ્રશ્ન ૪૬**—કોઇ અધ્યાત્મી મનુષ્ય અર્થ-કામને ઉત્તેજન આપનાર સાહિત્યનો નાશ કરે તો તેને સરસ્વતીની આશાતના કરનાર મનાય કે નહીં?

**ઉત્તર**—એવા સાહિત્યનો વિનાશ કરવો યોગ્ય જણાતો નથી. એમાં જ્ઞાનની આશાતના છે. વળી એવું સાહિત્ય તો પારાવાર છે. તેમાં અલ્પના વિનાશથી શું કાર્ય સરવાનું છે?

**પ્રશ્ન ૪૭**—પ્રથમ તીર્થંકરના સાધુ બીજા તીર્થંકરના શાસનમાં પ્રવેશ કરતાં છેદોપસ્થાપનીય ચારિત્ર છોડી સામાયિક ચારિત્ર સ્વીકારે છે તો તેમાં પછી ક્રિયાકલાપમાં કાંઇ ફેરફાર કરવાનો હોય છે?

**ઉત્તર**—ઘણો ફેરફાર કરવાનો હોય છે. તે સામાયિક ચારિત્ર સ્વીકાર્યા પછી બાવીશ તીર્થંકરના સાધુ પ્રમાણે બધી સમાચારી સ્વીકારે.

**પ્રશ્ન ૪૮**—સામાયિકયુક્ત સંયતિ મરણ પામીને વૈમાનિક દેવ જ થાય એમ કહેલ છે તો તે અત્યારના મુનિઓ માટે સમજવું કે કેમ?

**ઉત્તર**—જેને ચારિત્ર ફરસે-છઠ્ઠું સાતમું ગુણઠાણું ફરસે તે મુનિ. મુનિપણામાં વર્તતા કાળ કરે તો વૈમાનિક જ થાય. એમાં એકલું દ્રવ્યચારિત્ર ગણવું નહીં, ભાવચારિત્ર હોય તો તેની સાથે દ્રવ્યચારિત્ર ગણવું.

**પ્રશ્ન ૪૯**—દુપ્પસહસૂરિના શ્રુત માટે કાળલોકપ્રકાશમાં જે કહેલ છે તે બરાબર છે? બીજા તો તેનાથી બહુ ઓછું કહે છે.

**ઉત્તર**—કાળલોકમાં કહેલ છે તે યથાર્થ છે.

**પ્રશ્ન ૫૦**—કાળલોકપ્રકાશમાં ૧૬ ઇંદ્રાણીઓની રાજધાની નંદીશ્વર દ્વીપમાં કહેલી છે તો શું તે ઇંદ્રને છોડીને ત્યાં રહેતી હશે?

**ઉત્તર**—એ રાજધાનીઓ તો તેના આનંદ કરવાના સ્થાનરૂપ છે, કાંયમ ત્યાં રહેતી નથી. કવચિત ઇંદ્ર સાથે અથવા ઇંદ્રની આજ્ઞાથી ત્યાં જાય છે ને આનંદ કરે છે.

કુંવરજી

# આટલું ભૂલી જાઓ

કેટલીક બાબતો એવી હોય છે કે જેનું સ્મરણ કરવાથી ખેદ-અશાંતિ-અસૂયા-દ્વેષ-વેરઝેર પ્રગટે છે. એ સર્વ ભૂતાવળોની ઉત્પત્તિથી આત્મા અધોગમન કરે છે, કર્મશૃંખલામાં બંધાયા કરે છે; તેથી સ્વહિતેચ્છુએ તેવી બાબતોને સ્મરણપટમાં લાવવી જ ન જોઇએ-બલ્કે તેને ભૂલી જતાં શીખવું જોઇએ. અસુખ ઉત્પન્ન કરનાર તે તે બાબતોનો અત્ર નિર્દેશ કરવામાં આવે છે. આશા છે કે સુજ્ઞ પાઠકો તે સર્વને વિચારી તેને વિસરવા પ્રયાસ કરશે.

× × ×

કોઇની સાથે કંકાસ થયો હોય અને તેની યાદી તરીકે અબોલા થયા હોય તો તેને વારંવાર યાદ કરવામાં કંઇ પણ સાર નથી. કલેશ-કંકાસ બહુજ બૂરી વસ્તુ છે, તેથી એકાંતે અશાન્તિ અને વેરઝેર વધે જ છે. આથી સુજ્ઞ મનુષ્યનું એ કર્તવ્ય છે કે બને ત્યાંસુધી કલેશાદિક કરવા નહીં. જો ભૂતકાળમાં તેમ બની ગયેલ હોય તો ફરી ફરીને તેને સ્મરણમાં લાવી વેરઝેર વધારવું ઇષ્ટ નથી. માનવના ટૂંકા જીવનમાં અનેક મહાન્ કામો કરવાના છે. તેમાં અધોગમન કરાવનારી આવી કનિષ્ટ બાબતોમાં અટવાઇ જઇએ તો આગળ વધવાનું ક્યાં રહ્યું ? પૂર્વના કલેશ-કંકાસનું સ્મરણ કરવાથી પ્રાયઃ ખેદની અને ઇર્ષ્યાની વૃદ્ધિ થવા સંભવ છે. તેથી ઉત્તમ વાત એ જ છે કે તેવી બાબતોને મનમાંથી જ દેશવટો દેવો અને તેને સ્થાને જેની સાથે તેવો પ્રસંગ બન્યો હોય તેની સાથે મિલનસાર સ્વભાવથી વર્તવું. જેથી તેના હૃદયમાંથી પણ કડવાશનું શલ્ય દૂર થાય છે અને બન્ને વચ્ચે ભ્રાતૃભાવનું સુંદર વાતાવરણ ઉપજે છે. આને માટે તો શાસ્ત્રકારોએ ખાસ કરીને સંવત્સરી મહાપર્વની યોજના કરી છે. કે જે પવિત્ર દિવસે સર્વ જગજ્જંતુઓને ત્રિવિધ શુદ્ધિપૂર્વક ક્ષમાવવાના છે. આ આદર્શ ખૂબ જ મહાન્ છે. જો આપણે તે પ્રમાણે વર્તીએ તો તેવી કડવાશ આપોઆપ શમી જાય છે. શાસ્ત્રકારોએ તે યોજના પંદર દિવસે, તેમ ન બને તો ચાર માસે અને તેમ પણ ન બને તો છેવટે વર્ષાન્તે તો ખાસ ભાર મૂકીને કહી છે કે જેથી સર્વ મનુષ્યો નિર્વૈર થઇ આત્મવિકાસ સાધી શકે.

× × ×

વ્યાપાર ખેડતાં ભાગ્યયોગે મોટી રકમની ખોટ ગઇ હોય તો વારંવાર તેને યાદ કરવામાં કંઇ પણ સાર નથી. તે પ્રમાણે યાદ કરવાથી શું આવેલ સ્થિતિ બદલાઇ જશે ? નહીં જ; બલ્કે અતિશય માનસિક વિચારવમળથી ગમજ નિષ્ક્રિય થઇ જશે. પરિણામે તેમાંથી મુક્તિનો ઉપાય દૂર જશે અને ગાંડામાં ખપવાનો વખત આવશે. આ સર્વ પરંપરા ચાલુ થાય તે પૂર્વે તેવા વિચારોના દ્વાર બંધ કરી દેવા તે શું ખોટું છે ? જેથી વર્તમાનમાં નવી મુશ્કેલી તો ઉપસ્થિત ન થાય ! વળી તે વખતે વિચારવું ઘટે છે કે લાભના હેતુથી પ્રવૃત્તિ કરી હતી પરંતુ અશુભ ભાગ્યોદયે ખોટ ખમવી પડી. કોઇ વખત લાભ

મળે તો કોઇ વખત ખોટ પણ આવે. એ તો નિયમ છે કે " જે ગોળ ખાય તે ચોકડા પણ ખમે." લાભ મળ્યો હોત તો તેને ઘરમાં મૂકત કે નહીં? તેવી જ રીતે આવેલ ખોટને યાદ ન કરતાં ફરી આગળ વધવાનો પ્રયાસ કરવો ઇષ્ટ છે. જો આ પ્રમાણે ચિંતવી ખોટનો વિચાર ભૂલી જવાય તો ઉત્કર્ષ થઇ શકે છે.

× × ×

કેટલાક મનુષ્યો પોતાના ગૌરવવંતા ભૂતકાળને યાદ કરીને આંસુ સારતા હોય છે. અમે આમ હતા ને અમે તેમ હતા, અમારા બાપદાદાએ મોટા મોટા સંઘ કાઢ્યા હતા અને જીવતાં જગતીઉં કર્યું હતું. હવે તો એવું કોણ કરનાર છે? અમે તો રાજશાહી સુખમાં ઉછર્યા હતા. આવી આવી જાતની નમાલી વાતો કરતાં અનેક માણસો જોવામાં આવે છે, પરંતુ તેમણે જાણવું જોઇએ કે " ગઇ તિથિને બ્રાહ્મણ પણ વાંચતો નથી." તો પછી નાહક પાછળની વાતો યાદ કરવાથી શું ફાયદો થવાનો છે? અલબત્ત, ભવ્ય ભૂતકાળ એ આપણો આદર્શ ભલે બનો, પરંતુ તેના વિચારમાં જ અટવાઇ જવું એમાં વ્યવહારકુશળતા નથી. એવા સ્વપ્ના સેવવા કુશળ માણસને ન પાલવી શકે. તેણે તો હવે વર્તમાનમાં કઇ રીતે આગળ વધવું તેજ વિચારવાનું હોય અને સુખદ ભૂતકાળને ભૂલી જવાનો હોય. તેને ભૂલવામાં જ મજા છે. જો સદાકાળ તેને યાદ કર્યા કરશો તો તમારી વર્તમાન સ્થિતિ તમને અપૂર્ણ અને અસંતોષકારક જણાશે. પરિણામે તમે બન્ને ઠેકાણેથી લટકી રહેવાના તેથી ભૂતકાળને ભૂલી જતાં શીખો.

× × ×

મૃત સ્નેહીઓની યાદી ન લાવવી એમ કહેવું એ વધારે પડતું તો છે જ. મનુષ્યસ્વભાવ એવો છે કે મૃત સ્નેહીઓની સ્મૃતિ પ્રસંગે પ્રસંગે થયા જ કરે. વિસરવા પ્રયત્ન કરે તો પણ વિસરી જવું મુશ્કેલ છે. તેમાં પણ ફોટોગ્રાફી કળાના પ્રતાપે મૃત સ્નેહીઓ ચિત્રદેહે હોય તો હર સમયે સ્મરણગત થાય છે. આ સર્વ છતાં એટલું તો જરૂર કહી શકાય કે અતિશય સ્મરણ કરવાથી મૃત સંબંધી સજીવન તો થાય તેમ છેજ નહિં. બલ્કે તેથી વિરહદુઃખ વધુને વધુ ઉપજે છે. માનસિક આઘાત શરીર પર બૂરી અસર કરે છે. એ સર્વ ખોટના માર્ગો છે, તેથી મૃત્યુ પામેલા આપ્તજનને શોકપૂર્વક વારંવાર યાદ કરવા ઇષ્ટ નથી. આ લેખકે કેટલીએ એવી સ્ત્રીઓને જોઇ છે કે જે પોતાના પતિના મૃત્યુ પાછળ પછાડીઓ ખાઇને અને છાતી કૂટી કૂટીને રડી છે. આવા પ્રસંગોમાં તેરી બાઇઓ મરણશરણ પણ થઇ જાય છે. આવા પ્રકારની યાદી અનિષ્ટને નોતરે છે. તેને સ્થાને મૃત સ્વજનોના ગુણોને યાદ કરવા યુક્ત છે. જેથી તેવા ગુણો વિકસાવવામાં તે યાદી ઉપયોગી થાય. વળી ગુણાનુમોદન કરવાથી પણ આત્મિક લાભ પ્રાપ્ત થાય. સારાંશ કે મૃત સ્નેહીને મોહથી નહીં પણ ગુણથી યાદ કરવા યુક્ત છે.

× × ×

કેટલાક મનુષ્યો પોતાની ભૂતકાળની ભૂલોને યાદ કરી કરી દુઃખ અનુભવતા હોય છે. આ પણ યોગ્ય નથી, કારણ કે તેની યાદીથી ફાયદો કે હાનિ શું થાય? તે વિચારવું

જોઇએ. અલબત્ત, એક વખત ભૂતકાળની પોતાની ભૂલોને યાદ કરી તે બદલ પશ્ચાત્તાપ કરવો ઘટે છે અને તે બદલ પ્રાયશ્ચિત પણ લઇ લેવું યોગ્ય છે. એટલું કર્યા પછી તો તે ભૂલોને લેશ પણ સ્મૃતિમાં લાવવા લાયક નથી. બલ્કે વિસ્મરણના મહાસાગરમાં તેને ફેંકી દેવી ઘટે છે, જેથી એ દુઃખદ સ્મરણ ફરી ફરીને દુઃખોત્પાદક ન બને. આવા પ્રસંગોએ વિચારવું જોઇએ કે માનવ માત્ર અપૂર્ણ છે જ. ભૂલોમાં તો આપણે બેઠા જ છીએ એટલે ભૂલ થઇ જવા સંભવ છે, પરંતુ એક વખતના પ્રસંગ ઉપરથી નવી ભૂલો ન થાય તેવી ચેતવણી રાખવી જરૂરી છે. અને જો તેમ બને તો ભૂતકાળની ભૂલોને ભૂલી જવી જ યોગ્ય છે, કારણ કે જે બની ગયું તે ન બન્યું થવાનું જ નથી. તે બદલ પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત પણ એક વખત થઇ ગયા હોય તો પછી એ દુઃખદાયક સ્મૃતિ કાયમ શા માટે સંઘરી રાખવી જોઇએ?

× × ×

કોઇના ઉપર ઉપકાર કરી તેને યાદ કરવામાં સજ્જનતા નથી. સજ્જન તો તેનું નામ કે જે કરેલ ઉપકારને ગાઇ તો ન જ બતાવે, પરંતુ મનમાં પણ ન લાવે. તે તો એમ જ સમજે કે મેં એમાં અધિક શું કર્યું છે? એક ભાઈ બીજા ભાઇને ઉપયોગી થાય તેમાં કહી બતાવવાનું કે ગાવાનું હોઇ જ ન શકે. અથવા એમાં શું નવાઇ જેવું છે?

ઘણા મનુષ્યોને બોલતાં સાંભળ્યા છે કે અમે ફલાણા ઉપર કેટકેટલો ઉપકાર કર્યો, કેટલું દીધું છતાં આભારનો એક શબ્દ પણ તેણે ન ઉચ્ચાર્યો, પરંતુ અહીં પ્રશ્ન છે કે શું આભાર માનવા જેટલા પણ બદલાની આશાએ ઉપકાર કરવા જેવો છે? અને જો તેમ હોય તો તેને ઉપકાર જ કેમ કહેવાય? ઉપકારના બદલામાં કાંઇ પણ ઇચ્છા રાખવી તેને એક પ્રકારનું સાટું-લેવડદેવડનો સંબંધ જ કહી શકાય. તેથી સુજ્ઞનું એ કર્તવ્ય છે કે આપણાથી કોઇને કંઇ ઉપકાર થઇ શક્યો હોય તો તે ગુપ્ત જ રાખવો. બલ્કે તેને ભૂલી જવા જ પ્રયત્ન કરવો. જેથી કૃત ઉપકારનું અભિમાન ક્યારે પણ ન ઉપજે.

× × ×

ઉપર દર્શાવેલી સર્વ બાબતો ભૂલવા જેવી છે. તેને યાદ કરવાથી-વારંવાર સ્મરણ કરવાથી લાભને બદલે હાનિ છે. ભૂલવાનું પણ તત્ત્વજ્ઞાન છે અને તે શિખવા જેવું પણ છે. જે ચીજ આત્માને અશાન્તિ કરે તેને યાદ કરવી એ મૂર્ખતા છે. દક્ષતા તો તેનું નામ કે જે વસ્તુના સ્મરણથી હાનિ થાય તે વસ્તુને ભીંગતી જ ડાંભવી. જો આ સમજાઇ જાય તો નકામી બાબતો ભૂલવામાં હરકત ન આવે. જીવન નાનું છે. કરવાના કાર્યો અનેક છે. તેમાં હાનિકારક તત્ત્વોને યાદ કરી પંચાત પડવું પાલવી શકે નહીં. તેને વિસરતાં શીખવું અને તેમ કરીને આગળ ધપવું એ દક્ષ મનુષ્યનો મુદ્રાલેખ હોવો જોઇએ. હેય, જ્ઞેય અને ઉપાદેય ( છોડવું, સમજવું અને આચરવું ) એનો વિવેક થયો હોય તો ઉપર દર્શાવેલી બાબતો કે જે હેય છે અર્થાત્ છોડી દેવા જેવી-ભૂલી જવા જેવી છે તે સ્વાભાવિક છૂટી જ જાય અને પ્રગતિના પંથે આગળ પગલા માંડી શકાય.

રાજપાળ મગનલાલ વ્હોરા

# શિક્ષણ

અને.......

# સંસ્કાર

શ્રી મુંબઈની ધારાસભાના પ્રમુખ ઓનરેબલ શ્રી ગણેશ વાસુદેવ માવલંકર બી. એ., એલએલ. બી. એ 'શિક્ષણ ને સંસ્કારનું સાચું ધ્યેય' એ વિષય વિદ્યાર્થીઓને ઉદ્દેશીને ચર્ચ્યો છે. તે વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી હોવાથી અમો નીચે એના જરૂરી ફકરાઓ આપીએ છીએ.

" વિદ્યાર્થીઓએ શિક્ષણ અને સંસ્કાર પામીને પોતાનું ભવિષ્ય નિર્માણ કરવાનું છે અને તેમના ભાવિમાં દેશની આબાદી અને ઉન્નતિ રહેલી છે. આ ગરીબ દેશની અંદર વિદ્યાર્થીઓએ સમાજમાં સર્વની સમાનતા જળવાય તે ધોરણે જીવન ગાળવું જોઈએ. આપણા દેશના કરોડો માણસ ગરીબાઈમાં રહે છે, તેવે વખતે કેળવાયેલા વર્ગને હાથે દેશની ઉન્નતિ થવાને બદલે હાનિ થવાનો સંભવ છે. એક બાજુ કેળવણી મોંઘી થઈ છે અને બીજી તરફ નજર કરતાં કેળવાયેલા બેકાર ફરે છે. વિદ્યાર્થીઓએ ખાવા પીવા અને પહેરવા ઓઢવામાં ખરચાળ જીવન ગાળવું એ કેવળ ભૂલ અથવા મૂર્ખાઈ છે."

વક્તાનો મુખ્ય આશય એ છે કે ગરીબ કુટુંબના વિદ્યાર્થીઓ હાઇસ્કુલો અને કોલેજોમાં અભ્યાસ કરે છે, તેમાંથી કેટલાકો બોર્ડીંગોમાં રહે છે છતાં ગરીબ માબાપો પાસેથી પૈસા મંગાવે છે. બોર્ડીંગમાં રહેનારાઓ પર સારા સંસ્કાર પડવા જોઈએ એને બદલે નકામી મોહકતા અને ખાવાપીવાની સગવડતામાં ઉછરી પોતે પોતાની ગરીબાઈ ભૂલી જાય છે. ગરીબ માબાપ પોતાનો વ્યવહાર કેમ ચલાવે છે તે ભૂલી જઈ પોતાની હાજતો પૂર્ણ કરવા ઘેરથી પૈસા મંગાવે છે. ગરીબ માબાપ સમજે છે કે અમારો દીકરો ભણીગણી હુશિયાર થશે એટલે તે અમારું પોષણ કરશે. એજ દીકરાઓ ભણીને તૈયાર થાય છે ત્યારે તેઓને માબાપની ઝુંપડી, ઘરનો સાદો ખોરાક ગમતો નથી, એટલું જ નહિ પણ માબાપની રીતભાત એમને જંગલી લાગે છે; કારણ કે શિક્ષણની સાથે દેખાદેખી નાટક સિનેમા જોવાના અને કોટ પાટલુન નેકટાઇ પહેરવાના કુસંસ્કારનું શિક્ષણ પણ સાથે લે છે. હું ગરીબ કુટુંબનો છું એ બધું ભૂલી જાય છે. આવા સંસ્કારવાળા વિદ્યાર્થીઓ માટે વક્તા કહે છે કે કેળવાયેલા

વર્ગને હાથે દેશની ઉન્નતિ થવાને બદલે હાનિ થવાનો સંભવ છે. આગળ ચાલતાં એ જ મહાશય કહે છે કે "વિદ્યાર્થીઓએ ખાવા પીવા, પહેરવા ઓઢવામાં ખરચાળ જીવન ગાળવું એ કેવળ ભૂલ અથવા મૂર્ખાઇ છે." વળી આગળ ચાલતાં એજ મહાશય બોલે છે કે "દેશના ઉદ્ધાર માટે કેળવણીની ખાસ જરૂર છે, કેળવાયેલ વિદ્યાર્થી અને યુવાન વર્ગે એ ફરજ અદા કરવાની છે, ભવિષ્યની બધી આશા વિદ્યાર્થી ઉપર છે, માટે વિદ્યાર્થીએ દેશની ગરીબાઈ અને તેની મુક્તિ, એ બે દૃષ્ટિ નજર આગળ રાખી રહેણીકરણી રાખવાની જરૂર છે. વિદ્યાર્થીનો ખરો આદર્શ સાદું જીવન અને ઉચ્ચ વિચારમાં જ રહેલો છે. કેળવણીનો ખરો ઉપયોગ તો તમો સમાજની સેવા કરી તમારા ભાઇબહેનોની ઉન્નતિ કરો તેમાં જ છે. કેળવણીનો ઉપયોગ પૈસા કમાવવા માટે ન જ હોવો જોઇએ, પરંતુ પોતાના જીવનને ઉચ્ચ આદર્શવાળું બનાવવામાં કરવો ઘટે. કેળવણી માત્ર કૉલેજના દીવાનખાનામાં કે હોસ્ટેલની ઓરડીઓમાં જ મળે છે એમ માની લેશો નહિ."

ઉપરના ફકરાથી વક્તાનો આશય ચોખ્ખો તરી આવે છે કે કેળવણી લેવાનો હેતુ પૈસો કમાવાનો નથી પણ દેશનો ઉદ્ધાર કરવાનો છે અને પોતાનું જીવન સાદું ઉચ્ચ બનાવવાનો છે. આદર્શ ચારિત્ર સાથે નાગરિક બનવાનો તમારો કેળવણી લેવાનો ઉદ્દેશ હોવો જોઇએ. આજે અંગ્રેજી કેળવણી પામેલા યુવકોમાંથી આવા સંસ્કારવાળા યુવકો બહુ થોડા નીકળતા જોવામાં આવે છે, બાકી તો પૈસો કમાવા માટે જ કેળવણી લેવાનો ઉદ્દેશ હોય છે. કેળવણી લીધા પછીના યુવકોને જોશું તો તેઓને પૈસા કમાવાની જ તાલાવેલી લાગેલી હોય છે. તેમાંથી કેટલાક પૈસા કમાઇ લક્ષાધિપતિ પણ બને છે, છતાં પોતે જે હોસ્ટેલોમાં કે સંસ્થાઓમાં રહી કેળવણી લીધેલ હોય છે તેને મદદ કરવાનું તદ્દન ભૂલી જાય છે; સાથે સાથે પોતાની ગરીબાઇનો અનુભવ પણ ભૂલી જાય છે, જેથી કોઇ ગરીબ મદદ માંગવા જાય તો તે તરફ દુર્લક્ષ કરવામાં આવે છે. આવી રીતે સ્વાર્થમય જીવન ગાળતા નજરે પડે છે, તો એવાઓને માટે કેળવણી નિરુપયોગી છે; માટે જ શિક્ષણ સાથે સુસંસ્કાર પ્રાપ્ત કરવાનું ધ્યેય ભૂલી જવાતું નથી.

"વિદ્યાર્થીજીવનમાં જો સ્વદેશનું અભિમાન નથી, નથી સત્ય કે નથી ધર્મ; તો કેળવણીના સંસ્કારનો અર્થ પશુવૃત્તિ જ કહેવાય."

"આપણી પ્રાચીન સંસ્કૃતિના મૂળતત્ત્વોમાં સત્ય અને અહિંસા પાયારૂપે છે."

વક્તા, હાલમાં કેળવણી લીધેલા અને લેતા યુવકોને એમની ફરજમાં થતી

ભૂલોને દેખાડતાં કહે છે કે-ઘણા કેળવાયેલાઓમાં સ્વદેશનું અભિમાન હોતું નથી. કેટલાક તો એવા પણ જોઈએ છીએ કે જેઓ પરદેશનાં રીતરિવાજ વગેરેની જ પ્રશંસા અને તેનું અનુકરણ કરતા હોય છે. આવા યુવકો ખરેખર દેશદ્રોહી છે. જે માણસને પોતાના દેશનું અભિમાન નથી તે માણસ તે દેશમાં રહેવા લાયક નથી. બીજા શબ્દોમાં કહીએ તો તે એક જાતના દેશને નુકશાન કરનારા છે. ઘણાં કેળવાયેલા સત્યને ભૂલી જઈ અસત્ય, છળ-પ્રપંચમાં જ પોતાની જિંદગી બરબાદ કરે છે. આર્યધર્મ, કુળધર્મ, આત્મધર્મ તરફ તિરસ્કારની નજરે જોનારા, ધર્મના તત્ત્વોને ઢંગકપણું કહેનારા યુવકો કેળવણીને લાંછન લગાડનારા છે. આવાઓને જોઈ કેળવણી તરફ લોકોનો અસદ્ભાવ ઉત્પન્ન કરનાર તે યુવકો કેળવણીના પણ દ્રોહી છે.

"વિદ્યાર્થીજીવનમાં મોટા મોટા સિદ્ધાંતો શીખીએ છીએ અને તેની વાતો કરીએ છીએ, તેવા વાતુડીઆ યુવકો, નાની વાતો પણ અમલમાં મૂકી શકતા નથી. ખરી રીતે નાની નાની વસ્તુઓ જીવનમાં ઉતારતાં શીખવી જોઈએ."

ઘણા યુવકો મોટા મોટા સિદ્ધાંતોનું શિક્ષણ મેળવી તેની જ વાતો કર્યા કરે છે. એમાં એઓ એમ સમજે છે કે અમો અમારા વિષયમાં નિષ્ણાત છીએ. ડૉક્ટર ડૉક્ટરી વિદ્યામાં નિષ્ણાત ભલે હોય, પણ તેણે આપણા ભણેલ, અભણ, બાળ, વૃદ્ધ, શહેરી અને ગામડીઆ સ્ત્રી પુરુષોના રોગની પરીક્ષા કરી તેમનો ખોરાક, તેમનો ધંધો અને તેમના જીવનના વાતાવરણની ઝીણામાં ઝીણી વાતો જાણવી જોઈએ. તો જ તે ડૉક્ટર પોતાની વિદ્યામાં યશ મેળવી શકે. એમ દરેક વિદ્યાના નિષ્ણાતોએ પોતપોતાને લગતા વિષયોને લગતી ઝીણામાં ઝીણી બાતોનો અભ્યાસ કરવો જોઈએ, તો જ તે પોતાની વિદ્યાનો યથાર્થ ઉપયોગ કરી શકે.

ઉપરના ફકરાઓથી જાણી શકાશે કે શિક્ષણ અને સંસ્કારનું સાચું ધ્યેય શું છે. વર્તમાન સમયમાં ઘણા કેળવાયેલાઓ પોતાની ફરજો ભૂલે છે, તેને લઈને ઘણા વિદ્વાનો યુવકોના કર્તવ્યો માટે બોલી રહ્યા છે અને લખી રહ્યા છે કેમ કે દેશ, કુટુંબ, જ્ઞાતિ વગેરેના ઉદ્ધારનો આધાર કેળવાયેલા યુવકો ઉપર છે.

પાશ્ચાત્ય દેશોની સંસ્કૃતિ ભૂલભરેલી છે. એમની નીતિનું તત્ત્વ એ છે કે બળવાન નબળાને ખાઈ જાય, આવી સંસ્કૃતિ આર્યાવર્તના યુવકોમાં ન હોવી જોઈએ એવી આશા યુવકોમાં સૌ રાખે છે. ("સમયધર્મ"માંથી ઉધ્ધૃત)

# ભ * વ * સ્વ * રૂ * પ *

## શિખ ચિં * તા× રિણી

અહો ! આવી રીતે સુમતિ મન નિર્દંભ રહીને,
  વિચારે સંસારી રૂપ ક્ષણ સમાધાન કરીને;
ચિંતા આ અધ્યાત્મસ્વરૂપ સરની નીરલહરી,
  સમીરે[1] વૈરાગ્યે લસતી સુજનોને સુખકરી. ૧

જ્વળે ચોપાસે હ્યાં [2]મદન-વડવાવહ્નિ [3]દુ:સહો,
  પડે હ્યાં પાષાણો વિષય-ગિરિના શૃંગથી અહો !
અહીં [4]ક્રોધાવર્ત્તો વિકૃતિ-નદીના સંગમનથી,
  સમુદ્રે સંસારે પ્રગટ અહિં કોને ભય નથી ? ૨

કટાક્ષો[5] ધૂમાડા કમલદલ શા શ્યામલ અતિ,
  વમે જ્યાં સ્રી જ્વાળા ચપળ રતિ સંતાપથી થતી;
વિકારી બાળે જ્યાં વિષય રૂપ અંગાર તનને,
  ભવાગ્નિમાં એવા સુખ સુલભ રે ! કયાંથી જ બને ? ૩

ગળે નાંખી ફાંસો [6]તનય-વનિતાની પ્રીતિ મિષે,
  બિચારા પ્રાણીઓરૂપ પશુ જિહાં દુ:ખી અતિશે;
અરે રે ! પીડાયે વિષય વસમા [7]ઘાતકથકી,
  કસાઈખાનું છે ભયકર મહા આ ભવ નકી. ૪

અવિદ્યા રાત્રિમાં ભ્રમણ કરતો શિર ધરે,
  [8]કષાય-વ્યાળોને, વળી વિષય-અસ્થિ ગલ પરે;
મહાદોષો દાંતો પ્રકટ સ્મર[9] વાંકું મુખ કરે,
  ન તેથી [10]આસ્થા ને ઉચિત ભવ આ રાક્ષસ ખરે ! ૫

કંઇ ભિક્ષા કષ્ટે ધરમ-ધનની પ્રાપ્તિ કરતા,
  જનો લૂંટાયે જે ભવ-અટવીમાંહી પથ જતાં;

---

× શ્રીમાન્ યશોવિજયજીપ્રણીત અધ્યાત્મસાર( પ્ર૦ ૧ )માંથી સમશ્લોકી અનુવાદ. અત્રે પ્રત્યેક શ્લોકમાં વિવિધ રૂપક યોજી બોધક અને રોચક સુંદર અર્થઘટના કરવામાં આવી છે.

૧. વૈરાગ્યરૂપ પવનથી. ૨. કામરૂપ વડવાનલ. ૩. સહવો મુશ્કેલ. ૪. ક્રોધરૂપ વમળ-ભમરી. ૫. જ્યાં સ્રીરૂપ જ્વાળા કટાક્ષોરૂપ ધૂમાડા કાઢે છે. ૬. સ્રી-પુત્રની. ૭. મારા, કતલ કરનારા, કસાઇ. ૮. કષાયરૂપ સર્પોને જે મસ્તક પર ધારણ કરે છે. ૯. કામદેવ. ૧૦. વિશ્વાસ.

સ્તનોરૂપી [11]દુર્ગે સ્થિત બલવતા કામ-ભીલથી,
　　વિના સંગાથે ત્યાં ગમન કરવું ઉચિત નથી. ૬

સ્ત્રી-પુત્રાદિ મ્હારા, મુજ ધન અને મુજ [12]વસતિ,
　　[13]વિપર્યાસે એવા ફરી ફરી ય પામ્યા દુઃખ અતિ;
છતાં લોકો મિથ્યા સુખ મદ જિહાં ધારણ કરે,
　　વિવેકી એ [14]કૂડા ભવમહિં ન આસક્તિ જ ધરે. ૭

પ્રિયાની પ્રીતિ તો પ્રતાત થતી બેડી સમ જહાં,
　　દિશે મ્હેરેગીશે સ્વજન, ધન તો બંધન નવાં;
અશુચિ જ્યાં પૂરી મદરૂપ દરો દુઃખ વિષમા,
　　બુધોને પ્રીતિ ક્યાં ભવસ્વરૂપ એ બંદિગૃહમાં ? ૮

ગીધો ક્રોધ જ્યાં છે અવિરતિ-શિયાળી જ ચપલા,
　　કટુ જ્યાં ઉચ્ચારે [15]સ્મર-ઘૂવડ તો શબ્દ પ્રબલા;
જવળે શોકાગ્નિ જ્યાં અપયશરૂપી ભસ્મ ઢગલા,—
　　**સ્મશાને** સંસારે રમણીયપણું શું અહિં ભલા ? ૯

ધનાશા છાયા તો જસ વિષમ [16]મૂર્છાપ્રદ ઠરે,
　　સ્ત્રી-વિલાસોરૂપી [17]સુમનરજ જ્યાં વિકૃતિ કરે;
ફલોરૂપે જેના દુઃખ સમૂહ હોયે નરકના,
　　સુધીને[18] આસ્થા એ ભવ-**વિષતરુ**માં ઉચિત ના. ૧૦

કવચિત્ મોટું રાજ્ય કવચિત્ ધન થોડું ય ન મળે,
　　કવચિત્ જાતિ ઊંચી કવચિત્ નીચ જાતિમહિં પડે;
કવચિત્ શોભા ભારી તનની ન કવચિત્[19] દેહરૂપતા,
　　રતિકારી કોને ભવસ્વરૂપની આ **વિષમતા** ? ૧૧

ગુણ-પૃથ્વી ખોદે અહિં સ્મરરૂપી[20] તસ્કર મહા,
　　કરે પાડોશીઓ નિત [21]કુપરિણામો કલહ 'હાં;
દરો અંતઃ જાતા [22]મદ-ફણિધરોના અહિં બહુ,
　　હીને માનેલા તે ભવગૃહ વિષે શું સુખ કહું ? ૧૨

રવિ શા ક્રોધે જ્યાં શમસર સુકાતાં તરસથી,
　　લહે સંસારીઓ વિષય વિવશા ખેદ જ અતિ;

૧૧. કિલ્લામાં. ૧૨ ગૃહ. ૧૩ વિપરીત-ઊલટી બુદ્ધિ. ૧૪. અયથાર્થ-ખોટી-ફૂટ ઘટનામય. ૧૫. કામરૂપ ઘૂવડ. ૧૬. મૂર્ચ્છા ઉપજાવનારી. ૧૭. ફૂલની રજ, પુષ્પપરાગ. ૧૮. સુબુદ્ધિવંતને. ૧૯. કવચિત્ દેહનો સારો આકાર પણ ન હોય. ૨૦. કામરૂપ ચોર. ૨૧. કુપરિણામોરૂપ પાડોશીઓ જ્યાં રોજ કજીઆ કર્યા કરે છે. ૨૨. મદરૂપ સર્પોના જ્યાં દર છે.

[૨૩]સ્મર-સ્વેદે ગાળે ગુણ-ચરબીને જે નિત ગણું,
ભવગ્રીષ્મે એવા શું અહિ શરણ તાપહરણું ? ૧૩

પિતા માતા ભ્રાતા પ્રિય થઈ પડે જો વાંચ્છિત બને,
ગુણો જાણે તોયે ધનિક ધન ના દે સ્વજનને;
જનો સ્વાર્થી કાર્યે સતત પરિણામી થઈ રહે,
રસિયો કયો એવા ભવસુખતણું વર્ણન કહે ? ૧૪

મહાસ્વાર્થે જેને ધનથી નિજ પ્રાણોથી ગ્રહતા,
ત્યજે તેને લોકો તૃણ જયમ અરે ! સ્વાર્થ સરતાં;
[૨૪]સુધા વક્ત્રે ચિત્તે વિષ ઇતિ દગાખોર ભવથી,
ન જો ઉદ્વેગી તો ફળ શું અહિં ઝાઝા કથનથી ? ૧૫

ધનિકોની મીઠી નજર પડતાં મોદ ધરતા,
અને તેના રોષે જન ગુણી ય રે ! ખેદ કરતા;
વળી કેમે તેનો સ્તુતિ પ્રમુખથી રોષ શમતા,
અહો ! મોહે આવી ભવજૂકની કીધી વિષમતા. ૧૬

પ્રીતના પ્રારંભે પછી તસ [૨૫]અવિચ્છેદનમહીં,
વિયોગે તેના યે કઠિન મનવાળો જન અહીં;
નિભાડે નાંખેલા ઘટ જયમ વિપાકે દુઃખ બહુ,
સહે જેમાં એવા ભવમહિં ન ક્યાંયે સુખ કહું. ૧૭

હણાયે 'હ્યાં ધર્મસ્વરૂપ બલ[૨૬] સ્ત્રીના [૨૭]દગ-શરે,
વિલેપાયે ભાગો અહિં હૃદયના, રાગ-રુધિરે;
ભમે છે ઊંચે 'હ્યાં દુઃખશત સ્વરૂપી ઓઘ અરે !
મહામોહ-પૃથ્વીપતિની રણભૂમિ ભવ ઠરે. ૧૮

હસે છે ક્રીડે છે ક્ષણ વળી ક્ષણે ખેદ ધરતા,
રડે ને આક્રંદે ક્ષણ ક્ષણ વળી વાદ વદતા;
ક્ષણે ભાગે છે ને હરણ વહતા નૃત્ય કરતા,
કાંઇ મોહોન્માદે [૨૮]તનુધર ભવે એમ ફરતા. ૧૯

અપૂર્ણા વિદ્યાની જયમ [૨૯]ખલની મૈત્રી જ્યમ તથા,
સભામાં કુનીતિ જ્યમ જ વિધવાની તરુણતા;

---

૨૩. કામરૂપ પરસેવાથી જે ગુણરૂપ ચરબીને ગાળી નાંખે છે. ૨૪. મુખમાં અમૃત અને હૃદયમાં ઝેર એવા વિશ્વાસઘાતી. ૨૫. વિચ્છેદ-ભંગ ન પડે એટલા માટે. ૨૬. ધર્મરૂપ સૈન્ય. ૨૭. દૃષ્ટિરૂપ બાણથી. ૨૮. પ્રાણીઓ. ૨૯. દુર્જનની.

મૃગાક્ષીની પ્રીતિ ત્યમ અપટુ ભર્ત્તા પ્રતિ ગણું,
ભવક્રીડા લજ્જા હૃદય દહતી તાત્વિકતણું. ૨૦

પ્રભાતે જે રીતે અસત્ દીસતી સ્વપ્નરચના,
ટળ્યે નેત્રવ્યાધિ[30] ત્યમ ટળતી દ્વિચંદ્ર ભ્રમણા;
પ્રભાસે છે મિથ્યા ત્યમ જ ભવ આ તત્ત્વવિદને,
વિકલ્પો વિહીના સ્થિર મતિધરા સાધુજનને ૨૧

પ્રિયા વાણી વીણા શયન [31]તનશાતાદિ સુખથી,
હતી મ્હારી બુદ્ધિ ભવરચિત છે આ અમૃતથી;
અકસ્માત્ તત્ત્વોનું વિદિતપણુ થાતાં મુજ રતિ,
હવે તો ના એમાં, પણ રતિ સ્વ આત્મા મહિં આત. ૨૨

શિલાપુત્રિકાના[32] સ્તન-ઘટ શુ કાઠિન્ય ધરતા,
અવિદ્યા જન્યા સૌ ન જ ભવપ્રપંચો પ્રીતિપ્રદા;
ગળ્યે અજ્ઞાનોના [33]ઘન શશિ ઊગ્યે આત્મસ્વરૂપી,
**સ્ફુરે ચિદાનંદી** સહજ રસ-હો [34]તેથી વિરતિ ! ૨૩

ગજો અશ્વો આદિ નૃપતિતણી જે લક્ષ્મી ભવમાં,
શું તે જ્ઞાન-ધ્યાનાદિથી ઉપજતી છે ન મનમાં ?
પ્રિયાઓ જે બાહ્ય શું ન મનમા આત્મ-રતિ તે ?
ત્યજે તેથી કોણ સ્વવશ સુખ ? ઇચ્છે અપર તે ? ૨૪

સુખો સંસારી તો ક્ષણિક વિષયાશા મલિનને,
પરાધીના ભીતિ સ્થલ તદપિ ત્યાં દુર્મતિ રમે;
સુખો તો અક્ષીણ સ્વવશ [35]વિષયૌત્સુક્યવિહીને,
સુખે આધ્યાત્મિકે સ્થિતિ કરી રહે નિર્ભય મને. ૨૫

પ્રકાશે આ રીતે ભવસ્વરૂપ દાતા અભયનું,
જનો હ્યાં સત્પુણ્ય, પ્રશમ સુખનું કારણ ઘણું;
થતાં જેહ [36]સ્થાયી શશિ કર્પૂર શી લક્ષ્મી યશની,
**મનોનંદા** હોયે જિન સમયના જાણ જનની. ૨૬

**—ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા**

---

૩૦. તિમિર નામનો નેત્રરોગ, જેમાં એકની બે વસ્તુ દેખાય છે ( *Diphlopia* ).
૩૧. શરીરની શાતા વગેરે. ૩૨. પત્થરની પૂતળીના સ્તનરૂપ ઘટ સમું કઠિનપણું ધરાવતા.
૩૩. અજ્ઞાનરૂપ વાદળ વિખરાતાં, આત્મચંદ્રનો સમુદય થયે. ૩૪. તે ભવપ્રપંચોથી.
૩૫. વિષયની ઉત્સુકતાથી રહિત. ૩૬. સ્થિર.

# પ્રભાવિક–પુરુષો

## શ્રેણિકપુત્રો

### [ ૩-૪ હલ્લ-વિહલ્લ કુમાર ]

પૂર્વે આપણે શાલ–મહાશાલ નામના બંધુયુગ્મનું જીવન વાંચી ગયા છીએ. આજે એવી જ એક બીજી બેલડીની કથા નિહાળવાનો પ્રસંગ લાધ્યો છે. જૈન કથાસાહિત્યમાં જાતજાતની બેલડીઓ ઉપલબ્ધ થાય છે; અને એ બેલડીએ ગુંથાયેલા જીવનસૂત્રો સાથે જ અવલોકી શકાય તેવા હોય છે.

આ જોડલીએ મગધનો ઇતિહાસ રચવામાં કેવો ભાગ ભજવ્યો છે અગર તો મહારાજા શ્રેણિકને કેવા પ્રકારની સ્હાય આપી છે એ સંબંધમાં ઉપલબ્ધ થતાં સાહિત્યમાં કંઇ જ સંભળાતું નથી એમ કહીએ તો પણ ચાલે.

અભય કે અજાતશત્રુ (કૂણિક) જેવા રાજપુત્રોએ જેમ 'બાપ કરતાં બેટા સવાઇ' જેવા કાર્યોથી ઇતિહાસના પાના શોભાવ્યા છે તેમ આ રાજપુત્રો માટે બન્યું નથી. વળી પ્રાસંગિક નોંધોનો જે લાભ મેઘકુમાર કે નંદીષેણને પ્રાપ્ત થયો છે એવું પણ આ ભ્રાતાયુગલના ભાગ્યમાં નથી નોંધાયું. રાજવી કોણિકે એકાદ કારણને જન્મ આપ્યો ન હોત તો આ ભાઇઓના જીવન શ્રેણિકભૂપાળના અન્ય પુત્રો સમાન કદાચ અજ્ઞાત પણ રહેત

જગત-બાગમાં વિકસેલા, વાડીમાં ખીલેલા કિંવા કરતળને શોભાવતા રંગ-બેરંગી કેટલાંક સુવાસિત પુષ્પોની નોંધ લેવાય છે, છતાં એવાં કેટલાયે પુષ્પો અરણ્યના અંધારા ભાગમાં પ્રતિદિન ખીલીને કરમાઇ જતાં હશે, વિશાળ જગતમાં એવું તો ઘણુંયે અણુનોંધાયું રહી જાય છે.

આ હલ્લ-વિહલ્લ કુમારો સાવ છૂપા નથી રહ્યા, જો કે શાલ–મહાશાલની માફક એમના જીવનનો સાર મુઠીમાં સમાય તેમ છે છતાં તેઓ એવા એક ભીષણ સંગ્રામના નિમિત્ત બન્યા છે કે જે ધ્યાન થોડીક લીંટીઓ માગે છે.

જૈન જનતાને શ્રેણિકભૂપને પાંજરામાં પુરવાના પ્રસંગની તેમ જ રાણી ચેલણાનો પ્રથમ પુત્ર કોણિક રાજગાદીએ આવ્યા સંબંધની વિસ્તૃત યાદદાસ્ત તાજી કરાવવાની જરૂર ન જ હોય. સંખ્યાબંધ શત્રુઓને પરાસ્ત કરી કોણિકે અજાતશત્રુનું બિરુદ મેળવ્યું એ તો પ્રસિદ્ધ વાત છે.

હલ્લ-વિહલ્લને જે નિમિત્ત સાથે સંબંધ છે તે બન્યું ત્યારે શ્રેણિકરાજ આ ધરતી પર નહોતા. અજાતશત્રુની હાક સર્વત્ર એટલા જોરથી વાગતી હતી કે ભલભલા પરાક્રમીઓ અને મૂછ પર લીંબુ ઠેરવનારા રાવ-રાણાઓ પણ એની સાથે બાકડી બાંધતાં થરથરતા–એનો હોકારો થતાં નમી પડતા.

કોણિક માફક હલ્લ-વિહલ્લ પણ શ્રેણિક–ચેલણાના લાડીલા સંતાન હોવાથી તેમને ફાળે હાર વિગેરે દૈવી ચીજો આવેલી. કોણિકની પટરાણી પદ્માવતીના જોવામાં એ

આવતાં જ એના મનમાં એ પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા ઉદ્ભવી. વાત અજાતશત્રુના કર્ણ સુધી પહોંચી. પ્રેયસીની ઈચ્છાપૂર્તિ સારુ રાજવીએ ન્યાય અન્યાય જોયા સિવાય પોતાના બાંધવો ઉપર દિવ્ય હાર અને સેચનક હાથી આપી દેવાનો જહાંગિરી હુકમ છોડ્યો. હલ્લ-વિહલ્લને પાના-પુસ્તકે ચઢાવનાર એ નજીવો ને નાનકડો પ્રસંગ !

હલ્લ-વિહલ્લને બાપિકો વારસો છોડવો ન જ ગમે. વળી તેમનું ક્ષાત્રતેજ પણ કટાઈ ગયું નહોતું, છતાં મગધના સ્વામી સામું માથુ ઉઠાવવું એ કંઇ બચ્ચાના ખેલ નહોતા એ તેઓ સારી રીતે સમજતા, એટલે તેઓ રાતોરાત જે કંઇ સાથે લેવા જેવો સરસામાન હતો તે સર્વ લઇ, પોતાના કુટુંબ સહિત, સેચનક હાથી પર સ્વાર થઇને ભાગ્યા. તાતા તીર જેવા ને અણનમ સ્વભાવના અજાતશત્રુ રાજાની આજ્ઞાભંગ સામે તેઓને જો કોઇ પણ શરણ આપે તેમ હોય તો તે લચ્છકી ને મલ્લકી જાતિના ગણરાજના અગ્રણી અને વિશાલાના પ્રભાવશાળી ભૂપ માતામહ ચેટક જણાયા.

એ કાળ એવો તો વિષમ હતો કે રાજગૃહીના અવનીપતિના ફરમાન પરત્વે ન તો ચૂંચા કરી શકાય કે ન તો એમાં રહેલ સત્યાસત્યની છણાવટ કરી શકાય. વળી એ સાથે રાજ્યના ગુન્હેગારને સંઘરવો એ પણ કંઇ જેવું તેવું જોખમ નહોતું. ક્યાં તો શરણાગતને સોંપી દેવાની હાકલ પડે ને એનો નકારો કહેતાં તરત જ સમરાંગણ ખેલવાના નોતરાં આવે. બળિયા સાથે બાથ ભીડવી એટલે સર્વનાશ !

ક્ષત્રિયનો એ પણ ધર્મ કે શરણે આવેલને પાછો સોંપાય નહીં. શિર જાય તે બહેતર પણ શરણાગતને ઊની આંચ પણ ન આવવા દેવાય. ઇતિહાસે ક્ષાત્રવટની એવી એવી તો કેટલીય પ્રશસ્તિઓ સંઘરેલી છે. એ વાંચતા રૂંવાડા ખડા થાય છે.

ચેડા રાજાના વ્હાલસોયા ઉપનામથી સંબોધાતાં વૈશાલીપતિને એ બધાનું પૂર્ણ જ્ઞાન હતું જ. શરણે આવેલાને આશ્રય આપવો એ જ જ્યાં ધર્મ હોય ત્યાં પછી ભાવિ સંકટના વિચારને અવકાશ કેટલો ? એમાં અહીં તો શરણે આવનાર અન્ય કોઇ નહીં પણ પોતાની દીકરીના જ દીકરા !

જ્યારે કોણિકે સાંભળ્યું કે પોતાની આંખમાં ધૂળ નાંખી લઘુબંધુઓ વિશાલા વિદાય થઈ ગયા છે ને માતામહ ચેટકે તેમને આશ્રય પણ આપ્યો છે ત્યારે તેનો ગુસ્સો મર્યાદાના વર્તુળને કૂદાવી ગયો. ઠપકાભરી વાણીમાં ગુન્હેગારોને સોંપી દેવા સારુ સત્વર દૂત મોકલાયો અને જ્યારે એ નકાર સાથે પાછો ફર્યો ત્યારે તો અજાતશત્રુને એ અપમાન એટલું તો અસહ્ય લાગ્યું કે જાણે એની અમાપ ગરમીથી એના પ્રત્યેક ગાત્રો બળતા ન હોય !

ચાલુ અવસર્પિણી કાળનું જે મહાભયંકર ને અતિ દારુણ યુદ્ધ કહેવાય છે તેનો સમારંભ હલ્લ-વિહલ્લના નિમિત્તથી મંડાયો. એમાં સંખ્યાબંધ જીવોનો

કચ્ચરઘાણ નીકળી ગયો. લોહીની સરિતાઓ વહી. વિશાલા જેવી મહાન્ ને પ્રાચીન પુરીનું આખરે પતન થયું. એ ઇતિહાસ લાંબો છે. ચાલુ કથાનક સાથે એનો ખાસ સંબંધ પણ ન લેખાય તેથી જ એના કાંઠે ચાલી મૂળ તરફ વળીએ.

એ ભયાનક યાદવાસ્થળીમાં આ બેલડીએ શૂરાતન દાખવવામાં પાછી પાની નથી કરી. પોતાના જ કારણે આ હુતાશની પ્રગટી છે એનો પૂર્ણ ખ્યાલ રાખી તેઓએ માત્ર દિવસના જ નહીં પણ રાત્રિના સમયનો લાભ લઇ, સેચનક હાથી પર સ્વાર થઇ, શત્રુવાસમાં જવા માંડયું અને અસાવધતાનો લાભ મેળવી ઘણી ખુવારી કરવા માંડી. નિશાકાળના અંધારામાં અણધારી રીતે બનતા આ રોજના બનાવે કોણિકને વિચાર-વિવશ કરી મૂકયો. કેટલાયે દિવસો એના કારણની શોધ પાછળ વહી ગયા, છતાં આ અદશ્ય પંજાનો ઊકેલ ન આણી શકાયો. આખરે ખરી ખબર મળતાં બચાવ અર્થે તેના માર્ગમાં ખાઇ ખોદાવીને તેમાં ખેરના અંગારા ભરાવ્યા કે જેથી તેને ઉલ્લંઘીને કોઇ નજીક આવી ન શકે.

રોજના ક્રમથી ટેવાયેલા અને શત્રુઓના સંહારમાં દત્તચિત્ત બનેલા બંધુયુગલને આ વાતનો સ્વપ્ને પણ ખ્યાલ કયાંથી હોઇ શકે ? છતાં દક્ષ હસ્તિ વિભંગજ્ઞાનવડે ઢાંકી દીધેલી ખાઇનું સ્વરૂપ પારખી ગયો. રોજ જે પળમાત્રમાં શત્રુ-સૈન્યમાં ઘુસી જતો એ કુંજર આજે ખાઇથી ઘણે દૂર અટકયો. એને આગળ ગતિ કરાવવામાં મહાવતના કઠોર વચનો અને અંકુશના પ્રહાર નિષ્ફળ ગયા. એ જોઇ હલ્લ-વિહલ્લના મુખમાંથી શબ્દો ખરી પડ્યા કે-' ઓ માતંગ ! અમારું નિમક ખાઇ ઉછરેલ ! શું તું પણ આજે અમારી આ સ્થિતિ જોઇ નિમકહરામ થાય છે ? '

ચાનકદષ્ટિવાળા ગજથી આ ઉપાલંભ ન સાંખી શકાણો તેથી જોર કરી પોતાની પીઠ પરથી હલ્લ-વિહલ્લને ઉતારી દઇને અંગારા ભરેલી ખાઇમાં તે કૂદી પડ્યો. જોતજોતામાં બળીને ભસ્મ થઇ ગયો. ત્યારે જ આ ભાઇઓને હાથીના ડહાપણ વિષે યથાર્થ ખ્યાલ આવ્યો. પોતાની બુદ્ધિ તિર્યંચ કરતાં પણ બદતર બની છે અને પોતાના કારણે આજે હસ્તિ મરણ પામ્યો છે એ વિચારતાં તેમજ અનેક મનુષ્યોના વિનાશનો વિચાર કરતાં તેમણે ગ્લાનિ ઉદ્ભવી. તેમજ માતામહનો માર્ગ નિષ્કંટક કરવા વૃત્તિ જન્મી. સમિપવર્તી દેવે ઉભય બંધુઓને શ્રી મહાવીર દેવનું સાનિધ્ય મેળવી આપ્યું-પ્રભુ પાસે મૂકી દીધા. તરત જ શ્રી વીરપ્રભુની અમૃત વર્ષાથી તેમણે નવજીવન પ્રાપ્ત કર્યું. ભાગવતી દીક્ષા સ્વીકારી અને શુદ્ધ સંયમ પાળી સર્વાર્થસિદ્ધ વિમાનસંબંધી દેવસુખના ભોક્તા થયા.

ચોકસી



સંવત ૧૯૯૪ ના વૈશાખ માસની પત્રિકા નં. ૪૯

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

ધાર્મિક પ્રવૃત્તિઓઃ—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, દેવવંદન, પ્રભુપૂજા વગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. અક્ષય તૃતીયાને દિવસે તેમજ શ્રી સિદ્ધાચળજીની વૈશાખ વદિ ૬ ના વર્ષગાંઠના દિવસે યાત્રાર્થે ગયા હતા. વૈશાખ વદિ ૧૪ ના રોજ વિદ્યાર્થીઓએ એકાસણા કર્યા હતા.

શ્રી કદમ્બગિરિનો પ્રતિષ્ઠા મહોત્સવ, તે પ્રસંગે વિદ્યાર્થીઓએ બજાવેલ શ્રી સંઘની સેવાઃ—

શ્રી કદમ્બગિરિના પ્રતિષ્ઠા મહોત્સવ ઉપર બધા વિદ્યાર્થીઓ, સુપરિન્ટેન્ડન્ટ તથા ધાર્મિક શિક્ષક સાથે યાત્રાર્થે ગયા હતા. ત્યાં છેલ્લા પાંચ દિવસ રોકાણા હતા. તે પ્રસંગે શ્રી વીરપરમાત્માના દર્શનનો તથા પૂજાનો અને આચાર્ય-મહારાજાઓના દર્શનનો લાભ લીધો હતો. ત્યાં રહ્યા તે દરમિયાન બધા દિવસ સવાર તથા સાંજ શ્રી સંઘની પીરસવા વગેરેની સેવા બજાવી હતી.

વૈશાખ માસની આવકઃ—

| | |
|---|---|
| ૨૭૬-૪-૦ | શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે |
| ૧૫૮-૦-૦ | શ્રી ભોજન ફંડ ખાતે |
| ૧૬-૦-૦ | શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૩-૦-૦ | શ્રી કાપડ ફંડ ખાતે |
| ૧૦૧-૦-૦ | શ્રી દૂધ ફંડ ખાતે |
| ૧૧-૦-૦ | શ્રી દેરાસરજી ખાતે |
| ૫૬૫-૪-૦ | |

જમણવારોઃ—

| | | |
|---|---|---|
| ૧ બેન મણિ ડાહ્યાભાઇ | અમદાવાદ | વૈશાખ શુદિ ૨ |
| ૨ ભણસાળી મેઘજી ચાંપશી | પોરબંદર | વૈશાખ શુદિ ૩ |
| ૩ વોરા કુંવરજી જીવન તથા શેઠ પુરૂષોત્તમ જીવન. પાલીતાણા | નોકારશી | વૈશાખ શુદિ ૪ |

૪ વોરા મગનલાલ તારાચંદ - પાલીતાણા વૈશાખ શુદિ ૬
૫ શેઠ જેઠાભાઇ ધરમશી પોરબંદર વૈશાખ શુદિ ૧૧
૬ ધામી નવલચંદ દયાલ પાલીતાણાની વીશાશ્રીમાળી નાત વૈશાખ વદિ ૧
૭ શેઠ ગિરધરલાલ લલ્લુભાઇ હા. બાઇ ચેલીબાઇ લીંબડી વૈશાખ વદિ ૩
૮ બાઇ પુરીબાઇ લીંબડી. નોકારશી વર્ષગાંઠની. વૈશાખ વદિ ૬
૯ બાઇ ઉજમ તે શેઠ ભાઇચંદ કાળાના ધર્મપત્ની હા. શેઠ ફુલચંદ ભાઇચંદ
મોટા સુરકા વૈશાખ વદિ ૭
૧૦ શેઠ વાડીલાલ સારાભાઇ હા. તેમનાં ધર્મપત્ની બેન લક્ષ્મીબેન
અમદાવાદ વૈશાખ વદ ૦))

મુલાકાતોઃ—શા. મૂળજી નારણુ મનસૂરી, શા. હુકમચંદ રમણચંદ લોદરા, શેઠ શુભરાજજી સોજત, શેઠ ચીનુભાઇ લાલભાઇ અમદાવાદ, શેઠ મીઠાલાલ ઉમાજી પોમાવા, શેઠ ગુલાબચંદજી પુનમચંદજી શિવગંજ, ડૅા. રતિલાલ ટી. એ. રાજકોટ, વકીલ ઉજમશી ટી. રાજકોટ, કામદાર રણછોડદાસ રાજકોટ, બેન ચંદનબેન ભાવનગર, શેઠ જગાભાઇ ભોગીલાલ અમદાવાદ, શેઠ પ્રતાપસિંહ મોહનલાલ અમદાવાદ, શેઠ હીરાલાલ અમૃતલાલ ભાવનગર, બેન રંભાબેન જામનગર.

ભેટની વસ્તુઓઃ—

બાઇ ચંપા તે શા. હીરાલાલ મગનલાલની વિધવા હા. શેઠ ચંદુલાલ બુલાખીદાસ, ગામ અમદાવાદ. સાડલા ૨, ઘાઘરા ૨, રૂમાલ ૨, પોલકા ૩, જર્મન કપ ૪, જર્મન વાટકા ૩.

બેન તારાબાઇ તથા હંસાબાઇ પુના, પીતળના કપ નં. ૨૯
શેઠ વાડીલાલ મગનલાલ પુંધરા, સાકર શેર ૮॥
શેઠ રતનચંદ બાદુરામ શિવગંજ, મેસુબ મણુ ૦॥
એક જૈન ગૃહસ્થ હા. હ. વાઘજીભાઇ, બુંદીમણુ ૧ શેર ૬
શેઠ તારાચંદ ગુલબાજી ગોડાબાલોતરા, શીરો શેર ૧૦

| વિવાદ સભાઓઃ— | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| સેવા | અમૃતલાલ મોહનલાલ શ્રી | માવજી વીરચંદ મહેતા |
| Health and disease | Shantilal M. Ajmera | Maganlal P. Desai |

પુસ્તક ૫૪ મું.

અંક ૫ મો.




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

સંવત્ ૧૯૯૪—શ્રાવણ

વીર સંવત
૨૪૬૪

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૪ મું } શ્રાવણ { વીર સં. ૨૪૬૪
અંક ૫ મો } { વિક્રમ સં. ૧૯૯૪

## अनुक्रमणिका



### ચાલુ વર્ષના પર્યુષણ પર્વ

શ્રાવણ વદિ ૧૨ સોમવાર-અઠ્ઠાઈધર-પર્યુષણ પર્વ બેસશે.
શ્રાવણ વદિ ०)) ગુરુવાર-કલ્પધર. ભાદ્રપદ શુદિ ૧ શુક્રવાર-મહાવીરજન્મવાંચન
ભાદ્રપદ શુદિ ૨ શનિવાર-તેલાધર. ભાદ્રપદ શુદિ ૪ સોમવાર-સંવચ્છરી-વાર્ષિક પર્વ

**સભાની વર્ષગાંઠ**-આ સભાની ૫૭ મી વર્ષગાંઠ શ્રાવણ શુદિ ૩ શુક્રવારે શ્રી શીહોર જઈને આનંદપૂર્વક ઉજવી છે. ઘણા સભાસદોએ તેમાં ભાગ લીધો હતો.




પુસ્તક ૫૪ મું | શ્રાવણ | અંક ૫ મો
વિ. સં. ૧૯૯૪ | | વીર સં. ૨૪૬૪

# શ્રી વીર જયંતિ ગીત



(રાગ–ડંકો વાગ્યોને દીલ્હી ધમધમી રે લોલ)

ઘંટ વાગે સુઘોષા દેવમંદિરે રે લોલ,
દેવ દેવી હર્ષઘેલાં થાય. ઘંટ—૧

ચૈતર મહિનાની સુદિ તેરસે રે લોલ,
ભારતભૂમિ વીર જન્મ થાય. ઘંટ—૨

ઇંદ્રો ચોસઠ મળી સામટા રે લોલ,
મેરુગિરિ વીરને લઇ જાય. ઘંટ—૩

ચર્ણ-સ્પર્શે મેરુગિરિ ધમધમ્યો રે લોલ,
મહિમા જેનો ત્રિલોકમાં ગવાય. ઘંટ—૪

તોરણ બંધાયા ક્ષત્રિયકુંડમાં રે લોલ,
સુગંધી જળ નગરમાં છંટાય. ઘંટ—૫

રાજા સિદ્ધાર્થ ઉત્સવ આદરે રે લોલ,
સહિયરોનાં ટોળે ટોળાં ધાય. ઘંટ—૬

ત્રણ ભુવનમાં દીપક થયો રે લોલ,
દીવાળીની પ્રગટી જાણે જ્યોત. ઘંટ—૭

ત્રિશલા માતાને હર્ષ અતિ ઘણો રે લોલ,
વીર મુખ દેખી ઘેલાં થાય. ઘંટ—૮

શ્રી જૈન સ્વયંસેવક મંડળ-ગોધરા

# ઉપદેશક ભજન

જેવી કરણી કરો નરનાર, તેવાં ફળ મળે છે;
માટે મન માતંગને માર, મનુષ્ય ભવ નહિ મળે છે. એ ટેક૦ ૧
બાવળના બી વાવીને, કેરી ક્યાંથી ખાય ?
જેવું વાવે તેવું લણશે, રંક હોય કે રાય. મનુષ્ય ભવ. ૨
પરનિંદા કરવામાં પ્રાણી, મચ્યો રહે દિનરાત;
પણ જોતો નથી તુજ પગ નીચે, એ દિલગીરીની વાત. મનુષ્ય ભવ. ૩
મારું એટલું સારું કરવા, મોટી ભરતો ફાળ;
પણ સારું એટલું મારું કરવા, અહંકાર તું ટાળ. મનુષ્ય ભવ. ૪
પૂર્વ પુરુષનાં ચરિત્ર વાંચી, તેને પગલે ચાલ;
પણ મમતાના ફંદે ચડ્યો તો, અંતે થઇશ બેહાલ. મનુષ્ય ભવ. ૫
દશાનન લંકાના ભૂપે, વશ કીધા સૌ દેવ;
પણ અધર્મ ને અહંકારથી તો, મોત થયું તતખેવ. મનુષ્ય ભવ. ૬
ધર્મતણા સિદ્ધાંત સમજવા, કરો ખૂબ વિચાર;
પણ ગાડરીઓ ચીલો પકડી, પડો ન કૂપ મોઝાર. મનુષ્ય ભવ. ૭
સત્યરૂપી દિનકરનો જગમાં, કદી ન થાયે નાશ;
ગમે તેટલા વિઘ્ન પડે પણ, અંતે કરે પ્રકાશ. મનુષ્ય ભવ. ૮
ભોરિંગ દરમાં હાથ નાખતાં, મનમાં કરજે વિચાર;
કોઇ દિવસ સપડાઇ તેમાં, તારો થશે સંહાર. મનુષ્ય ભવ. ૯
હંસ પક્ષી પયમાંથી લે છે, સત્ય વસ્તુ નિરધાર;
તેમ પરના અવગુણને ઢાંકી, ગુણ ગ્રહો નરનાર. મનુષ્ય ભવ. ૧૦
ખલકતણો આ ખેલ છે ખોટો, તેનો કર તું વિચાર.
સુરઈંદુ કહે પામર પ્રાણી, ભજ ભાવે કિરતાર. મનુષ્ય ભવ. ૧૧

અમીચંદ કરસનજી શેઠ

---

## વસમી વળામણ

હજુ છે રાત બહુ બાકી, ઝબુકી કયમ ઊઠ્યા જાગી ?
લગન કયાં આપની લાગી, વળામણ એ પડે વસમી.
રહી બાકી ઘણી વાતુ, હૃદય તો જાય ચીરાતું;
જવાનું ન સહેવાતું, વળામણ એ પડે વસમી.
પગે પડવા દીગો શાણા, સોભાગી એવડાં ટાણાં;
ભાગ્યવંતોએ એ માણ્યા, વળામણ એ પડે વસમી.
જોશું અમે વાટડી સ્વામી, રહી ગણતી એ કરવાની;
દિવસ કે રેન એ એની, વળામણ એ પડે વસમી.
કલેજાં દિલ કપાઇ જાય, "પધારો" બોલતાં થાય;
રગે રગ જીગરમાં ધાય, વળામણ એ પડે વસમી.

કોઠારી ચમનલાલ જીવરાજ

## કપિલ મુનિના આઠમા અધ્યયનમાંથી

# નીતરતો ઉત્તમ બોધ

મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે. મનનો દુષ્ટ વેગ બંધન કરે છે અને મનની નિર્મળતા મુમુક્ષુતા જગાડે છે. ચિત્તનું વિવશપણું જીવને ક્યાંસુધી અવળો ઘસડી જાય છે અને અંતરાત્માનો એક જ અવાજ લક્ષ આપવાથી કેવી રીતે જીવને અધઃપતનથી બચાવી લે છે તેનો બોધપાઠ કપિલ મુનીશ્વર કે જે આખરે અનંત સુખ પામી મુક્ત થયા છે, તેના પૂર્વજીવનમાંથી મળી શકે છે.

' કપિલ કૌશાંબી નગરીમાં એક ઉત્તમ બ્રાહ્મણકુળમાં જન્મ્યા હતા. યુવાન વયમાં માતાની આજ્ઞાથી શ્રાવસ્તી નગરીમાં આવીને એક પ્રખ્યાત પંડિતને ત્યાં વિદ્યાધ્યયન માટે સ્થિત થયા. યૌવનવય એક પ્રકારનો નશો છે તે નશાને વશ થઇ કૈંક યુવાનો માર્ગને ભૂલે છે. કપિલ પોતાનો માર્ગ ભૂલ્યા. વિષય-ભોગની પ્રબળ વાંછના જાગી. વિષયની આસક્તિથી તેની પરિચર્યા કરતી એક દાસીના સ્નેહ-પાસમાં પડ્યા. દાસીએ પ્રસૂતિપ્રસંગ માટે પૈસાની માગણી કર્યાથી પોતે મુંઝાયા, પણ તેની જ પ્રેરણાથી તે ધન પ્રાપ્ત કરવા રાત્રિમાં વહેલા ઊઠીને રાજા પાસે જવા ચાલ્યા, પણ ચોરની શંકાથી સપડાયા. રાજાએ ખરી હકીકત પૂછી, તેને વિનંતિ કરવાથી છૂટ્યા અને ઇચ્છિત દાન માગવા રાજાએ તેને છૂટ આપી એટલે કપિલ વિચારમાં પડ્યા કે 'આ માગું કે તે માગું ?' તેની લાલસાઓ કોઇ રીતે તૃપ્ત થઇ નહીં. આખરે આખું રાજ્ય માગવા મન લલચાયું, જેવું તે વચન બહાર કાઢવા જાય છે તે જ ક્ષણે અચાનક અંતઃકરણનો અવાજ આવે છે કે રાજ્ય મળ્યા પછી પણ તૃપ્તિ ક્યાં છે ? બે માસા સુવર્ણ માગવા આવેલો હું લોભ-તૃષ્ણાવડે કેટલો તણાયો ? કપિલનું હૃદય નિર્મળ હતું તેથી એકાએક તેનો વિચારવેગ બદલાયો અને તેના પૂર્વ સંસ્કાર જાગૃત થયા. તેને સાચા સુખનો માર્ગ સમજાયો અને તે જ વખતે તેણે બધો મોહ તજી દીધો, નિઃસ્પૃહ બન્યો અને રાજા પ્રમુખ સૌને વિસ્મિત કરી દીધા. પોતાના અંતઃકરણને જાગૃત કરી દીધું. સંતોષ સમાન સુખ નથી. તૃષ્ણા એ જ દુઃખને પેદા કરનારી-દુઃખની ખાણ છે. તે તૃષ્ણા શમાવી દીધાથી કપિલનાં અનેક કર્મ-આવરણો ક્ષય પામ્યા. તેનું અંતઃકરણ પ્રફુલ્લિત બન્યું, સંવેગરંગથી રંગાઇ ગયું અને ઉત્તરોત્તર ઉત્તમ ચિન્તનના પરિણામે આત્મધ્યાન કરતાં કરતાં કપિલ મુનિ કેવળજ્ઞાન પામ્યા. આમાંથી ગ્રહણ કરવા યોગ્ય રહસ્યઃ—

૧. જેમ લાભ થતો જાય તેમ લોભ વધતો જાય છે, બે માસા માટે કરેલું કાર્ય કરોડોથી પણ પૂરું ન થયું, એમ સમજી સંતોષવૃત્તિનું સેવન કરી સુખી થવું ઘટે.

૨. ઘરને તજી સંયમી થયેલો સાધુ સ્ત્રી પર આસક્ત ન થાય, સ્ત્રીસંગ તજીને તેનાથી દૂર જ રહે અને ચારિત્રધર્મને સુંદર જાણીને તેમાં જ પોતાના ચિત્તને સ્થિર-એકાગ્ર કરે.

૩. આ ચારિત્રધર્મ વિશુદ્ધ મતિવાળા કપિલમુનિએ વર્ણવ્યો છે. તેને જે આચરશે તે જરૂર તરી જશે.

---

## "ચેતનને સમજવા યોગ્ય બાબતો"

**ક્રોધ**—ક્રોધ કષાય અનર્થોનું મૂળ કારણ છે, સંસારભ્રમણને વધારનાર છે અને ધર્મ-પુન્યનો ક્ષય કરનાર છે, એમ જાણીને તેને તજવો તે જ યોગ્ય છે.

**સુમતિ**—પરસ્ત્રીમાં અને પરદ્રવ્યમાં માઠી મતિ થવી ન જોઇએ, તેમ પરના અપવાદ બોલવામાં-નિન્દા કરવામાં પણ મતિ ન જ થવી જોઇએ.

**વિરલા**—પરાયા ગુણને જાણનાર વિરલા, દુઃખી-નિર્ધન સાથે સ્નેહ નિભાવનાર વિરલા, પરોપકારરસિયા વિરલા તેમ પારકા દુઃખે દુઃખિયા થઇ તેમનાં દુઃખ ફેડવા તત્પર રહેનારા વીર-વિરલા હોય છે.

**સજ્જન**—પરોપકાર કરવામાં તત્પર રહેનાર સજ્જન કદાપિ ક્રોધ-કષાયાદિ વિકારને પામતા નથી. ચંદન વૃક્ષ છેદાતાં પણ કુહાડાના પાનાને સુગંધી કરે છે. સુવર્ણને તપાવ્યા છતાં ફીક્કું નહીં પડતાં તેનો વાન વધતો જાય છે.

**વિચક્ષણ**—ગઇ વાતનો હર્ષશોક ન કરે, ભવિષ્ય કાળની ચિન્તા ન કરે, પણ વર્તમાન કાળને વિચારીને વર્તે તેને વિચક્ષણ જાણવો.

**કર્મફળ**—રાગાદિકને વશ થઇ જીવ જેવાં કર્મ કરે છે તેવાં ફળ તે પામે છે. અધ્યવસાય-પરિણામ સુધરતાં ફળમાં પણ પરિવર્તન થઇ જાય છે.

**ભાગ્ય કેમ ફળે ?**—પૂર્વ તપના સંસ્કારવડે સંચિત ભાગ્ય પણ ખરેખર વૃક્ષોની પેઠે જીવોને અહીં યથાસમયે ફળે છે-ફળ આપે છે.

**લોભાન્ધ**—અતિ લોભવશ જીવ મમ્મણ શેઠની પેઠે અહીં પણ માઠાં સાહસ ખેડતો મરણાંત કષ્ટ પામી અંતે દુર્ગતિગામી થાય છે.

**વિધિના લેખ**—કર્મના કાયદા મુજબ સહુને સુખ-દુઃખાદિ સાંપડે છે, એમ જાણી ધીર-વીર સંકટ સમયે પણ કાયર થતા નથી-પુરુષાર્થ સેવે છે.

**અજ્ઞાની** જનો જ્ઞાનીને નિંદે છે, ચોરો ચંદ્રમાને નિંદે છે, નીચ જનો ધર્મને નિંદે છે અને મૂર્ખ જનો સુવિવેકી પંડિતોને નિંદે છે.

**ધર્મબુદ્ધિ**—વીતરાગ દેવ પ્રત્યે પ્રેમ-ભક્તિ, સહુ જીવો પ્રત્યે મૈત્રીભાવ, સુગુરુના હિતવચનોમાં સંતોષ, શીલગુણવાળા સજ્જનો વિષે ખરી પ્રીતિ, તેમ શુદ્ધ ધર્મશ્રવણમાં અંતર રુચિ-પ્રીતિ બની રહેવી જોઇએ.

**મુગ્ધ** જીવોના મનમાં એકાએક ધર્મબોધ અસર કરતો નથી તેથી પ્રથમ કામ ને અર્થના કથનથી તેમનાં મન ધીમે ધીમે ધર્મપ્રત્યે આકર્ષવા. એમ કરવાથી બોધશ્રમ સફળ થાય છે. એટલે સમયોચિત કથનવડે પ્રથમ તેમનામાં તત્ત્વજિજ્ઞાસા જાગે છે, પછી તેઓ ધર્મોપદેશને લાયક બની અંતે મુક્તિના સાચા માર્ગનો આદર કરી શકે છે. ઇતિશમ્



# સુભાષિત વાક્ય સંગ્રહ

૧ ભાવ વગરનું બધું ફીકકું—જેમ ગુરુ વગર યથાર્થ જ્ઞાન ન થાય, ઝાડ વગર ફળ ન થાય, નાવ વગર સમુદ્ર પાર ન પમાય તેમ ભાવ વગર ધર્મ ન જ થાય.

૨ ધર્મસેવન શ્રેષ્ઠ છે—વ્યાધિ-વેદનાથી ભરપૂર આ અસાર સંસારમાં સાચું સુખ નથી એમ જાણતાં છતાં, મોહવિકળ મુગ્ધ જનો જિનોક્ત શુદ્ધ ધર્મનું સેવન કરતા નથી, તેમને પાછળથી ઘણું પસ્તાવું પડે છે.

૩ સંસારભ્રમણ—એવી કોઇ જાતિ કે યોનિ નથી, તેમ જ એવું કોઇ સ્થાન કે કુળ નથી કે જ્યાં સર્વે જીવો અનંતી વાર જન્મ્યા ને મરણ પામ્યા ન હોય.

૪ શરણ—રાગાદિક સર્વ દોષ રહિત વીતરાગને ઓળખી તેનુ જ શરણ લેવું યોગ્ય છે.

૫ વચનમાં દરિદ્રતા ન જોઇએ—પ્રિય વાક્યના પ્રભાવે સર્વે જીવો સંતોષાય છે, તેથી પ્રિય અને હિત, મિત, મિષ્ટ વચન જ વદવું. તેમાં ઉપેક્ષા ન કરવી.

૬ રક્ષક જ ભક્ષક બને તો—જો માતા થઇ પુત્રને ઝેર દે, પિતા થઇ તેને વેચે, રાજા થઇ તેનું સર્વસ્વ હરી લે તો પછી ક્યાં જઇને પોકાર કરવો?

૭ રોગી ને મનના નબળા લોકો જલ્દી ઉશ્કેરાઇ સ્વપરનું બગાડી દે છે.

૮ ઉદારદિલના સજ્જનો તો સારા વિશ્વને કુટુંબવત્ લેખે છે. તેઓ બને ત્યાં સુધી કોઇને દુઃખ કે પ્રતિકૂળતા ઉપજાવતા નથી, પરંતુ સહુને સુખની સાનુકૂળતા થાય તેવો પરોપકાર કરે છે.

૯ કૃતકર્મનું જબરું કારણપણું—જ્યારે તનમનમાં વિકૃતિ પેદા થાય ત્યારે વૈદ્યો વાત, પિત્ત કે કફનો વિકાર થયેલો જણાવે છે. જ્યોતિષીઓ ગ્રહ-ગણાદિ નિમિત્તનો દોષ જણાવે છે અને મંત્રવાદીઓ ભૂત-પિશાચકૃત ઉપદ્રવ જણાવે છે, પરંતુ શુદ્ધ મતિવાળા સાધુજનો તો તેને કર્મોદયરૂપ નિમિત જ કહે છે.

૧૦ જે રસિક જનો શાસ્ત્રોક્ત સુભાષિત-અમૃત રસોવડે કાનને સદા પવિત્ર કરતા રહે છે, તેમનાં જન્મ ને જીવિત સફળ છે. તેમના વડે જ આ ભૂમિ ભૂષિત છે, બાકી પશુ પેઠે વિવેકવિકળ અને પૃથ્વીને ભારભૂત એવા મુગ્ધ અવિવેકી જનોવડે શું?

૧૧ નિઃસ્પૃહીને કોઇની આશા નહીં હોવાથી તે સારા જગતથી ઉદાસીન બને છે.

૧૨ જીવતાં છતાં પાંચ પ્રકારના માણસોને વ્યાસજીએ મૃતપ્રાય કહ્યા છે. ૧ દરિદ્રી-નિર્ધન, ૨ રોગી-વ્યાધિગ્રસ્ત, ૩ મૂઢ-વિવેકહીન, ૪ સદા પ્રવાસી અને ૫ નિત્ય પરાઇ નોકરી કરી જીવિત ગાળનાર.

૧૩ અતિ લોભીને માથે કાળચક્ર ભમે છે, તે વાત મોહ-માયાવશ જીવો ભૂલી જાય છે.

૧૪ માયા-કપટ, નિર્દયતા, ચંચળતા ને કુશીલતા એવા દોષો જેનામાં સ્વાભાવિક જ હોય છે તેવી સ્ત્રીઓમાં રમણ-કામચેષ્ટાદિક કોણ સુજ્ઞ કરે?

૧૫ મર્મમાં વાગે એવું વચન, નોકર ઉપર વિશ્વાસ, સ્વજનો સાથે કલેશ, મૂર્ખની સાથે સંગત અને બળિયા સાથે બાથ-એ પાંચે અનર્થકારી છે.

૧૬ હિંસા—પાંચે ઇન્દ્રિયો, મન-વચન-કાયબળ, ઉચ્છ્વાસ નિઃશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ ભગવંતે ભાખ્યા છે. ઉક્ત પ્રાણોનો વિનાશ (જીવથી જુદા પાડવારૂપ) કરવો, કરાવવો કે અનુમોદવો તે હિંસા કહેવાય છે.

૧૭ જિનની વ્યાખ્યા—રાગ, દ્વેષ અને મોહ જેમણે સર્વથા જીતી લીધા હોવાથી સ્ત્રી-શસ્ત્ર-જપમાળા રહિત, શાન્ત ને નિર્દોષ મુદ્રાવડે સ્પષ્ટ જિન-અર્હન્ ઓળખાય છે.

૧૮ ભિન્ન ભિન્ન રસ—કાવ્યરસજ્ઞોને સુમધુર-અલંકારિક કાવ્ય અમૃતસમું મિષ્ટ લાગે છે, કામી-ભોગી જનોને કામિની-સ્ત્રીઓ અમૃતસમી મીઠી લાગે છે, લોભી જનોને ધન મીઠું લાગે છે અને ત્યાગી-સંયમી સાધુ જનોને તો આધ્યાત્મિક શાન્તિ જ પ્રિય લાગે છે.

૧૯ સ્વશ્લાધા સાથે પરનિંદાનો સ્વભાવ એ નિર્ગુણી જીવોનું લક્ષણ છે અને પર-ગુણપ્રશંસા સાથે સ્વદોષનિંદા એ સદ્દગુણીનું લક્ષણ છે.

૨૦ ઉત્તમતા—સદ્દગુણોવડે ઉત્તમતા આવે છે; જાતિના પ્રભાવથી ઉત્તમતા આવતી નથી ક્ષીરસમુદ્રથી મળેલું કાળકૂટ-વિષ શું ઉત્તમ છે ?

૨૧ સમાન ગુણ ને દોષવાળાઓની મિત્રતા હોઇ શકે છે.

૨૨ કાગડો પણ અન્ય કાગડાઓને અન્નાદિક આપી પોતાનું પોષણ કરે છે. જે છતે યોગે દાન દેતો નથી તે કાગડાથી પણ હીન લેખાય છે.

૨૩ પ્રભુને નમસ્કાર—હે જગન્નાથ! સમસ્ત જગતનો ઉપકાર કરનાર, જન્મપર્યન્ત આત્મનિષ્ઠ, દયાવીર અને રક્ષક એવા આપને નમસ્કાર.

૨૪ એ સાતે ઘાતક છે—જીવોને મારી માંસ તૈયાર કરનાર, વેચનાર, રાંધનાર, ભક્ષણ કરનાર, વેચાતું લેનાર, અનુમતિ આપનાર અને વ્હેંચનાર એ સાતે જનોને શાસ્ત્રકારો ઘાતક ( હિંસક ) લેખે છે.

૨૫ મહાત્માઓને દુભવવાનું ફળ—મહાત્મા ગુરુદેવોને દુભવીને જે ભૂમિ પર અશ્રુપાત કરાવવામાં આવે તો તેથી દેશનો નાશ, મહાદુઃખ આપત્તિ અને મરણ-ફળ નિશ્ચે થવા પામે એ વાત ભૂલવી નહી.

૨૬ વિષયોનું દુરંતપણું સમજી આત્માર્થી મુમુક્ષુ જનોએ તેનાથી દૂર રહેવું.

૨૭ ગુણપક્ષપાત—મહાવીર વિષે મારે અનુરાગ ( પક્ષપાત ) નથી તેમજ કપિલાદિક અન્ય દર્શનીઓ પ્રત્યે દ્વેષ નથી; સુવર્ણની પેરે ખરી પરીક્ષા કરતાં જેનું વચન યુક્તિયુક્ત લાગે તેનો સર્વાંશે સ્વીકાર કરવો જોઇએ, તે હું કરું છું.

૨૮ નાસ્તિ—ચિન્તાતુરોને સુખ કે નિદ્રા હોતી નથી, કામાતુરને ભય કે લજ્જા હોતા નથી, અતિ લોભી-લાલચીઓને સ્વજન કે બંધુ સંભવતા નથી તેમજ ક્ષુધાતુરોને બળ કે તેજ સાંપડતાં નથી. તે તે દુષ્ટ દોષ-વિકારોને ટાળવાથી જ જીવોને ખરી સુખ-શાન્તિ મળે છે અને સદ્દગુણો વધે છે. ઇતિશમ્ 

સ્વ૦ સ. ક. વિ.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૨૧)

"આપણે માથે જે આફત આવી પડેલી છે તેટલી જ મોટી
આફત જરા પણ ગણગણાટ કે બડબડાટ કર્યા વગર સહન
કરનાર માણસો અને સ્ત્રીઓ હયાત છે."

આટલામાં ગભરાઇ શું ગયા? જાણે માથે ગજબ થઈ ગયો હોય એમ લમણે હાથ દઇને બેઠા છો? અને જાણે આખી દુનિયા ઉલટાઈ ગઇ છે એવા દુઃખમાં ગરકાવ શેના થઇ ગયા છે? દુનિયામાં મુસીબતો તો આવે જ છે અને મુસીબત આવે તો તેના રસ્તા પણ નીકળે છે. નળનાં ગાડાં કદી નળમાં રહેતાં જ નથી. સામસામી ગાડાંઓની હાર લાગેલી હોય અને બન્ને બાજુ ઊંચી ભેખડો ઊભી હોય અને પડખે રસ્તો ન હોય ત્યારે તો એમ જ લાગે કે હવે શું થશે? તમે જો નળ જોઇ હોય તો તમને ખાતરી થશે કે બીજે દિવસે ગાડાં નળમાં રહેતાં નથી જ. એ જ રીતે મુસીબત આવતી જણાય ત્યારે તો કલ્પનાશક્તિના જોરથી એ નહિ સહન કરી શકાય એમ લાગે, પણ વસ્તુતઃ એવું કાંઈ નથી. આ શરીર અને મનનું બંધારણ જ એવા પ્રકારનું છે કે પ્રથમ ભય લાગે ત્યારે સહનં નહિ થઇ શકે એવી કલ્પના થાય, પણ પછી ઠેકાણે પડી જાય છે અને બધાં સારાં વાનાં થઇ જાય છે.

તમે ચારે તરફ નજર કરીને જોશો તો અત્યારે જે આફતથી તમે મુંઝાઓ છો તેના કરતાં ઘણી મોટી આફતો સહન કરનારા દુનિયામાં અનેક પડ્યા છે એમ જોઇ શકાશે. કોઇ માણસનો એકનો એક દીકરો મરી જાય કે એનું સર્વસ્વ ફનાફાતીઆ થઇ જાય તો પણ તે જીવી શકે છે એમ તમે જોયું છે, તો તમારી આફત તો તેની પાસે શી ચીજ છે! ગભરાઓ નહિ, મુંઝાઓ નહિ, હિંમત રાખો. સદાકાળ રાતની રાત રહેવાની નથી. થોડા વખતમાં પ્રભાત થશે અને રાતનાં અંધારા વહી જશે. દુઃખના વખતમાં પોતાથી વધારે દુઃખીને જોઈ દિલાસો મેળવવો. દુઃખમાં નિસાસા મૂકવાથી, રડવાથી કે માથાં કૂટવાથી દુઃખ ચાલ્યું જતું નથી. સમજુનું કામ તે વખતે ગમે તે માર્ગે દિલાસો મેળવી ધીરજ ધરવાનું છે. 'એ દિવસ પણ વહી જશે.' એ કહેવત નોંધી રાખવા જેવી છે. 'દુઃખનું ઓસડ દહાડા' એ અનુભવની વાત છે. જ્યારે વિપરીત બનાવ બને ત્યારે તો એમ જ લાગે છે કે જાણે આપણે આફતથી ચારેમેર ઘેરાઇ ગયા, પણ ધીમે ધીમે દરદ કોઠે પડી જાય છે અને દુનિયાના પ્રવાહમાં આપણે પણ ચાલતા થઇ જઇએ છીએ.

આથી ગમે તેવી આફત આવી પડે ત્યારે ગભરાવું નહિ, આપણાથી વધારે આકરી આફત સહન કરનારા અનેક પ્રાણી પડ્યા છે એનો વિચાર કરવો અને કદી આપઘાત કરવાનો વિચાર સરખો પણ કરવો નહિ. આપઘાત કરીને પણ ક્યાં જવું? આપણે માટે ત્યાં પણ

કોઇએ ખાટલા ઢાળી રાખ્યા નથી. સહન કરવામાં શૌર્ય છે, સત્ત્વ છે; માણસાઇ છે અને આફતથી દબાઇ જવું એ તો હીંચકારાપણું છે. સત્ત્વશીલ માણસો આફતથી ગભરાતા નથી કે મુંઝાતા નથી. ઉત્તમ મનુષ્યોને અનેક વિઘ્નો આવે કે આપત્તિનો ભય દેખાય તો પણ આદરેલ સત્કાર્યને મૂકતા નથી અને હિંમત રાખી પાર પહોંચાડે છે, માટે હિંમત હારવી નહિ, આફતથી ગભરાવું નહિ, કલ્પનાથી આફતો ઊભી કરવી નહિ અને વગરશંકાએ આગળ ધપાવે રાખવું. આફતનો સામનો કરનારનો વિજય અંતે તો ચોક્કસ છે. કુશળ મનુષ્ય આફતથી ડરે નહિ. એમાં જ એનું કુશળપણું છે.

---

"There are men and women all round us who are bearing trials as heavy as ours without murmur." ( 19-10-33 )

( ૧૨૨ )

"સારું કામ કદી નિષ્ફળ-નકામું જતું નથી, કરનારની અડીભડી-
( આપદી )ને માટે એ બાજુએ મૂકેલ સુરક્ષિત ખજાનો છે."

દુનિયામાં કામ કર્યું એણે તો ખરેખર કામણ કર્યું. કોઇની સેવા કરી હોય અથવા એને મુંઝવણ વખતે મદદ કરી હોય અથવા કોઇને ધનની, સલાહની કે વસ્તુની મદદ કરી હોય તો તે કદી નકામી જતી નથી. કેટલીક વાર સામો માણસ ઉપકાર ન માને તો પણ અંતે એ કાર્ય નિષ્ફળ જતું નથી. કોઇ કામ ફળની ઇચ્છા રાખીને કરવું નહિ એ મુખ્ય વાત છે, પણ કરેલ કામ, આપેલ દાન કે અર્પેલ સેવા કદી નકામાં જતાં નથી એમ ચોક્કસ માનવું. નિષ્કામ વૃત્તિએ સેવા કરી હોય તો મનમાં જે આનંદ થાય છે અને ફરજ બજાવ્યાના વિચારને પરિણામે જે તોષ થાય છે તેનો આહ્લાદ અનેરો જ છે. આ તો માનસિક વાત થઇ. સ્થૂળ દૃષ્ટિએ પણ કરેલ કામ નકામું જતું નથી. એનાં ફળની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તેનો ક્રમ તપાસીએ ત્યારે માલૂમ પડશે કે ખરેખર એ બાજુએ મૂકી રાખેલ ખજાનો છે, કાળી રાતનો હોંકારો છે અને ખરી જરૂર વખતે કામ આપે તેવું તે ગુપ્ત ધન છે. એના માર્ગો તપાસવા યોગ્ય છે.

આપણી શક્તિ પ્રમાણે સુપાત્રને દાન કર્યું એમ ધારો, એ પૈસા અપાઇ ગયા, પણ એ ગયા નથી. જેમ અન્યાયથી મેળવેલા પૈસા બહુ તો દશ વર્ષ ટકે છે, પણ અગિયારમે વર્ષે ચાલ્યા જાય છે અને આપણા પોતાના બીજા પૈસા હોય છે તેને પણ સાથે ઘસડી જાય છે તે પ્રમાણે સુપાત્રમાં વિવેકપૂર્વક કરેલ વ્યય અથવા દીન-દુઃખીની સેવા અમુક વર્ષ પછી જરૂર ફળ આપે છે. એની છાયા સંતતિ પર પડે છે, એની અસર તંદુરસ્તી પર પડે છે, એના પરિણામ જીવન વ્યવહાર-વ્યવસ્થામાં નજરે પડે છે. માત્ર એમાં વાત એટલી જ છે કે "અલ્લાની લાકડીનો અવાજ નથી." બાકી એ વાગ્યા વગર રહેવાની નથી અને કુદરતની ઘંટી દળે ત્યારે તો ધાણુ કાઢી નાખે છે અને અતિઝીણું દળીને બારીકમાં બારીક લોટ કરી મૂકે છે. અમુક ગુન્હાની અમુક સજા થઇ, એમ સમજવું નથી, કારણ કે એ લાકડી પડે છે ત્યારે અવાજ કરીને બોલતી નથી, બાકી નાનામાં નાના ગુન્હાની પણ બરાબર

સજા થાય છે અને થાય છે ત્યારે નિઃસાસા મૂકાવે છે અને દમ કાઢી નાખે છે; એ જ પ્રકારે સારાં કામનો બદલો કુદરત આપ્યા વગર રહેતી નથી. જે જે ક્રિયા કરવામાં આવે તે જરૂર ફળવતી જ હોય છે, પણ કેટલીક વાર ફળને માટે સમયની રાહ જોવી પડે છે; બાકી કોઇ વાતનો ગોટો ચાલ્યો જશે એમ માનનાર ખાંડ ખાય છે. ઉઘાડી આંખે ચાલીએ તો સારાં કામ કરનારને થતાં સારાં પરિણામો દરરોજ જોઈ શકાય છે. કેટલીક વાર બાહ્ય દૃષ્ટિએ અન્યાય લાગે, તો ત્યાં સમજવું કે સારાં કામ કરનારની અંતર દૃષ્ટિમાં જરૂર વિકાર હશે. આત્મભાવે કે ફરજના ખ્યાલે કરેલ સારાં કામ તો ખરેખર વંદનીય છે. એનો ચમત્કાર સ્થૂળ અને આત્મિક સૃષ્ટિમાં જરૂર દેખાય છે. કોઈ સારું કામ કરતી વખતે ફળની અપેક્ષા રાખવી નહિ એ યોગ્ય વાત છે, પણ તેની સાથે જ મનમાં સમજી રાખવું કે કરેલ કાર્ય નિરર્થક કદી જતું નથી. **વનો ( વિનય ) વેરીને વશ કરે છે**, તો પછી સક્રિય કાર્ય તો મજબૂત છાતીવાળાને પણ પીગળાવ્યા વગર રહે જ નહિ અને કોઇ વખત ચાલુ ગેરસમજુતી થાય તો પણ પોતે નિષ્કામ ભાવે અને આંતરપ્રેરણાથી સારું કામ કર્યું હોય તો તે સામાને પણ અંતે જરૂર પીગળાવશે એમ નિર્ણય માનવો. સામો પીગળે કે ન પીગળે તેથી પણ શું ? તમારો ખજાનો તો રહેવાનો જ છે અને અડીભડી-આપદી વખતે એ હોંકારો છે. જરા રાહ જોતાં શીખો. ધીરજ રાખો.

" The good action is never lost; it is a treasure laid up and guarded for the doer's need. " BALDERON ( 26 5-36 ) S. V.

## ( ૧૨૩ )

## " યુવાન રહેવા માટે તમારી પ્રવૃત્તિઓમાં વધારો કરો "

**આ** વહેવારુ વાત છે. જેણે જિંદગીના મોટા ભાગમાં કામ કર્યું હોય, તેણે નિવૃત્તિ લેવી નહિ. એણે પ્રવૃત્તિની દિશા જરૂર બદલવી, બની શકે તેટલી આત્મસન્મુખ પ્રવૃત્તિ કરવી, પણ એણે ઘરે બેસી જઇ અર્થ કે હેતુશૂન્ય જીવન ગાળવું નહિ. નહિ તો એ ધીમે ધીમે સડીને મરી ન જાય તો પણ મરવા જેવું જ જીવન ગાળશે.

એક મિત્ર ૭૨ વર્ષના યુવાનની જેમ કામ કરે છે. એને મેં પૂછ્યું કે 'આટલી વયે એવું શરીર કેમ ચાલે છે !' એના જવાબમાં એણે કહ્યું કે: 'પોતે બે નિયમ પહેલેથી સ્વીકાર્યા છે; **આખો વખત પ્રવૃત્તિમાં રહેવું અને ચાલુ સ્થિતિમાં સંતોષ રાખવો.** એને પરિણામે એ ટકી રહ્યા છે.' આ દેખીતી સાદી વાતમાં ભારે સત્ય તરવરે છે. ચાલુ સ્થિતિમાં સંતોષ માનવાને અને પ્રગતિનાં પગલાં લેવાને વિરોધ નથી, પણ આખો વખત ધનની કે કીર્તિની આશામાં વલખાં મારવાં અને જાણે દુનિયા ગાંસડા બાંધી જાય છે અને પોતે શરતમાં પાછો પડે છે કે રહી જાય છે એવું કકળાટમય જીવન ન રાખવું. પાંચ મળે તો તેમાં આનંદ માનવો અને પાંચ હજાર મળે તો તેમાં શાંતિ રાખવી અને નિરંતર પ્રશસ્ત પ્રવૃત્તિ કર્યા કરવી એ યુવાન જીવતરની ચાવી છે. આનો અર્થ કોઇ એમ ન સમજે કે સીત્તેર વર્ષે પણ સરસૈયાં કાઢવાં અને સટ્ટાની ઉથલપાથલો કરવી. પ્રશસ્ત પ્રવૃત્તિમાં

સેવાને જ સ્થાન હોય. ઘણાં વર્ષ વેપાર કર્યો હોય તે એકદમ ઘેર બેસી શકે નહિ અને બેસે તો સ્વ કે પરનું શ્રેય કરી શકે નહિ, પણ પોતાના સ્થાન અને પરિસ્થિતિ અનુસાર નાની મોટી અનેક સેવા કરી શકાય તેવી અત્યારે અનુકૂળતાઓ ગામેગામ વધતી જ જાય છે. એવા ક્ષેત્રમાં સમાજની, દેશની, રાષ્ટ્રની કે મનુષ્યની સેવાના કાર્યની પ્રવૃત્તિ એટલી કરવી કે પોતે વૃદ્ધ થયા છે એવું વિચારવાની કે માનવાની ફુરસદ પણ ન મળે. આનું નામ સાચું જીવન છે.

વળી ઉમ્મર વધતી જાય તેમ થોડાં કામે વધારે ફળ બતાવવાની આવડત અને પ્રસંગો વધતા જ જાય છે. વય તરફ જનતાને માન જરૂર હોય છે. સફેદ બાલ માનને અને ગૌરવને જરૂર આકર્ષે છે. મેં તો પ્રિવી કાઉન્સીલના લાક્ષણિક ફેસલા જે લગભગ જ્ઞાનના ભંડાર જેવા હોય છે તેના ન્યાયાધીશોને જોયા, તેમના માથાં પર એક પણ કાળો બાલ જોયો નહિ અને તેઓ એ સેવા વગરવેતને ( પગાર વગર ) કરે છે એમ જોયું. વૃદ્ધ થયા છીએ એમ કદી ધારવું જ નહિ. જ્યારે જવાનું હશે ત્યારે જવું જ છે, પણ મરવાને વાંકે જીવવામાં કાંઈ મોજ નથી. બને તેટલી સેવા કરવી અને અનુકૂળતાનો લાભ લેવો એ ખરૂં જીવન છે. જીવનમાં જેમ લંબાણ થાય તેમ મજા વધારે આવે છે, માત્ર લેતાં આવડવી જોઈએ. જેમ વધારે પ્રવૃત્તિ કરવામાં આવે છે તેમ કામની આવડત વધતી જાય છે અને કામ કરનારને અંતે કામનો બદલો જરૂર મળે છે.

ફતેહમંદ જીવન જીવવાની આ સ્પષ્ટ ચાવી છે. અંદરથી હું નીકળી જાય અને તું તરફ નજર રહેવા માંડે એટલે સામાનું દષ્ટિબિન્દુ સમજાય અને તે સમજી જે કામ થાય તેમાં ભારે મજા છે. એ કળા અનુભવે જ આવે છે, પણ જેને એ સાંપડી જાય તેને આંખના ચેંતાળા કે બનાવટી દાંતો મુંઝવતા નથી, એ યુવાનથી પણ વધારે કામ કરી શકે છે અને કરે તેના કરતાં પણ વધારે સ્થાયી અસર અને પરિણામ નીપજાવી શકે છે. પરની દૃષ્ટિએ સ્વને ભૂલીને કામ થાય તેમાં ઔચિત્ય પણ જળવાય છે અને આત્મસંતોષ થાય છે તેની કિંમત અમૂલ્ય છે, પ્રવૃત્તિ વધારવામાં વાંધો નથી, આળસ જેવો કોઈ શત્રુ નથી, **માત્ર પ્રવૃત્તિ પરલક્ષી, સેવાભાવે અને સમચિત્તે પોતાનાં સુખ સગવડ કે કીર્તિથી નિરપેક્ષ હોવી જોઈએ.**

હાલમાં વૃદ્ધ થયેલા મનુષ્યોની સ્થિતિ પ્રાયે કામ તજી દેવાની અથવા પ્રથમની જેવા જ ક્ષુદ્ર વ્યવહારમાં મચ્યા રહેવાની દેખાય છે. તે બંને પ્રકાર યોગ્ય નથી. તેમણે તો ક્ષુદ્ર વ્યવહાર તજી જનસેવા, ધર્મસેવા, જ્ઞાન-જ્ઞાનીની સેવા સ્વીકારી બાકીની જિંદગીને આદર્શ બનાવવી જોઈએ.

---

To keep young increase your activities. SIR HARVEY W. WILEY
(10-1-38) E. N.

# અમારો નમસ્કાર ચમત્કારને નથી, ગુણોને છે

देवागमनभोयानचामरादिविभूतयः ।
मायाविष्वपि दृश्यंते, नातस्त्वमसि नो महान् ॥ १ ॥

સમન્તભદ્રાચાર્ય–આપ્તમિમાંસા

" દેવોનું આગમન, આકાશમાં રહેલા વિમાનો અને ચામરાદિક વિભૂતિઓ માયાવી જનોમાં પણ દેખાય છે તેથી તે કારણોવડે તમે અમારા મહાન્-મોટા પૂજનિક છો એમ નથી. " અર્થાત્ અમારા પૂજનિક જે તમે છો તે તો આપના જ્ઞાનદર્શનચારિત્રાદિ અપૂર્વ ગુણોવડે જ છો. અમે ગુણને જ નમીએ છીએ.

આ શ્લોક આપ્તમિમાંસાનો પ્રારંભનો છે. તે અપૂર્વ ગ્રંથ તેની ઉપરની અકલંકદેવે કરેલ ભાષ્ય અને બે અષ્ટસહસ્રી ટીકાઓ સાથે આચાર્યશ્રી વિજયનેમિસૂરિના પટ્ટધર આચાર્યશ્રી વિજયોદયસૂરિના અતિશય પ્રયાસથી તૈયાર કરેલો હાલમાં જ છપાઈને બહાર પડેલો છે, તેમાં તે શ્લોક પૃષ્ઠ બીજા ઉપર છે.

હે દેવ ! ચમત્કારોની આ પરંપરાને મસ્તક નમાવવાને મારું દિલ સાફ ઇન્કાર કરે છે. બાહ્ય ઋદ્ધિસિદ્ધિના આ આડંબરો મારા દિલને રજ પણ આકર્ષી શકતા નથી. મારે મન એ તમારી મહત્તા નથી.

હે કરુણામૂર્ત્તિ ! હું જાણું છું કે દિનદિશાનું ભાન ભૂલેલો દીન, હીન, દરિદ્રી અને વૈભવની પરાકાષ્ઠાએ પહોંચેલો ચક્રવર્ત્તી પણ તારી સમીપે આવે છે, નમે છે, આથી આગળ વધીને કહું તો મને બરાબર જ્ઞાત છે કે તારા સમવસરણમાં અસંખ્ય દેવતાઓ પણ હાજર થાય છે. એ વેળા આખું નભોમંડળ એમના વિમાનોથી કેવું ઝળહળી રહે છે ? પરંતુ એવા ઐશ્વર્યોને નમવા આ દિલ સાફ ના પાડે છે.

હે તારણહાર ! મને પૂરતું ભાન છે કે તારો બાહ્ય વૈભવ આટલો જ નથી. તું જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સુંદર **અશોકવૃક્ષ**, મનોહર **દેવપુષ્પો**, મનને મસ્ત કરી મૂકે તેવો **દિવ્ય ધ્વનિ** વાતાવરણને વાસિત કરી દે છે, એટલું જ નહીં પણ દેવો **ચામર** ઢાળે છે, **સિંહાસન** આકાશમાં રહે છે, તમારા દેહની આસપાસ પ્રસરી રહેલું **ભામંડળ** અમારી આંખોને ઝાંખી કરી દે છે, **ત્રણ છત્ર** અને **દિવ્ય સંગીત** પણ ત્યાં હોય છે. આટલો બધો વૈભવ જોઈ કોણ ન નમે ? પરંતુ આ તારો કિંકર તે કારણથી પણ તમને નમવાની ના પાડે છે.

# મનુષ્ય જન્મરૂપ વૃક્ષનાં ફળ

जिनेंद्रपूजा गुरुपर्युपास्तिः, सत्त्वानुकंपा शुभपात्रदानं ।
गुणिषु रागः श्रुतिरागमस्य, नृजन्मवृक्षस्य फलान्यमूनि ॥ १ ॥

"મનુષ્ય જન્મને વૃક્ષની-કલ્પવૃક્ષની ઉપમા આપીને તેનાં ફળ કહે છે. જિનેશ્વરની પૂજા, ગુરુમહારાજની સેવા, પ્રાણીઓ પર દયા, શુભ પાત્ર (સુપાત્ર)માં દાન, ગુણીજનો પર રાગ અને આગમોનું શ્રવણ-આ છ ઉત્તમ ફળો છે."

આ કથનનો સાર એ છે કે આ છ ઉત્તમ ફળો પ્રાયે સવિશેષપણે મનુષ્યજન્મમાં જ પ્રાપ્ત થાય છે. જિનેશ્વરની પૂજા દેવો કરે છે, પરંતુ અહર્નિશ-દરરોજ તો મનુષ્ય જ કરી શકે છે. ગુરુમહારાજની સેવા-ભક્તિ દેવો પણ કરે છે, પરંતુ અહર્નિશ તો મનુષ્ય જ કરી શકે છે. પ્રાણીમાત્ર પર દયા દેવાદિક કરે છે, પરંતુ સવિશેષપણે તો મનુષ્ય જ કરી શકે છે. સુપાત્રદાન-મુનિરાજને દાન આપવું તે મનુષ્ય જ કરી શકે છે, કારણ કે દેવપિંડ તો મુનિને કલ્પતો જ નથી. ગુણી ઉપરનો રાગ દેવો પણ કરે છે, પરંતુ તે જ્યારે સ્મરણમાં આવે ત્યારે જ કરે છે અને મનુષ્યો તો અહર્નિશ કરે છે-કરી શકે છે. આગમનું સાંભળવું-દેવો સમવસરણાદિમાં આવે ત્યારે જિનવાણી-ગુરુવાણીનું શ્રવણ કરે છે, પરંતુ અહર્નિશ-દરરોજ તો મનુષ્ય-શ્રાવક જ સાંભળે છે-સાંભળી શકે છે. મુનિરાજના વ્યાખ્યાનશ્રવણનો પ્રસંગ મનુષ્યને જ કાયમને માટે પ્રાપ્ત થાય છે; તેથી આ છ મનુષ્યજન્મરૂપ વૃક્ષના ઉત્તમોત્તમ ફળ છે, એ ખરેખરી વાત છે.

કુંવરજી

---

હે પરમ પિતા! આનું કારણ કોઇ મને પૂછે તો તેનો ઉત્તર એ જ છે કે-આવા વૈભવો તો માયાવીઓમાં-રાગીઓમાં-જેઓ તારી ચરણરજના પણ હકદાર નથી તેઓમાં પણ જોવાય છે, કેટલાય ઇંદ્રજાળીઆઓ આની નકલ કરી લોકોને મોહ પમાડી શકે છે.

માટે જ પ્રભુ! તું ચમત્કારોથી મારે મન મહાન્ નથી. તને જે મેં મહાન્ માન્યો છે તે તારા માનવમુક્તિ માટે યોજેલા ત્રિકાળ અબાધિત સત્યોથી, તારા અજેય શાસ્ત્રોથી અને તારી આત્મિક ઋદ્ધિસિદ્ધિઓથી માન્યો છે. તે જ કારણથી હું આપને વારંવાર નમું છું, વંદું છું, નમસ્કાર કરું છું. કુંવરજી

# જીવરૂપી વણઝારાની સજઝાય

## સાર્થ

નરભવ નયર સોહામણું, વણઝારા રે,
પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયક રે;
સત્તાવન સંવરતણા, વ૦ પોઠી ભરજે ઉદાર. અહો૦ ૧

શુભ પરિણામ વિચિત્રતા, વ૦ કરિયાણા બહુ મૂલ; અહો૦
મોક્ષનગર જાવા ભણી, વ૦ કરજે ચિત્ત અનુકૂળ. અહો૦ ૨

ક્રોધ દાવાનળ ઓલવે, વ૦ માન વિષમ ગિરિરાજ; અહો૦
ઓળંગજે હળવે કરી, વ૦ સાવધાન કરે કાજ. અહો૦ ૩

વંશજાળ માયાતણી, વ૦ નવિ કરજે વિશ્રામ; અહો૦
ખાડ મનોરથ ભટતણી, વ૦ પૂરણનું નહીં કામ. અહો૦ ૪

રાગ દ્વેષ બેઉ ચોરટા, વ૦ વાટમાં કરશે હેરાન; અહો૦
વિવિધ વીરજ ઉલ્લાસથી, વ૦ તે હણજે શિર ઠાણ. અહો૦ ૫

એમ સવિ વિઘ્ન વિદારીને, વ૦ પહોંચજે શિવપુર વાસ; અહો૦
ક્ષય ઉપશમ જે ભાવના, વ૦ પોઠી ભર્યાં ગુણરાશ. અહો૦ ૬

ક્ષાયક ભાવે તે થશે, વ૦ લાભ હોશે તો અપાર; અહો૦.
ઉત્તમ વણજ જે એમ કરે, વ૦ ઉદય[1] નમે વારંવાર. અહો૦ ૭

### અર્થ

જીવરૂપી વણઝારાને કર્ત્તા અથવા ગુરુમહારાજ કહે છે કે-હે વણઝારા! નરભવરૂપી નગરને પામીને સારી રીતે વ્યાપાર કરજે. ત્યાં (મોક્ષનગરે) જવા માટે પ્રથમ સત્તાવન પ્રકારના સંવરરૂપ કરિયાણાના પોઠિયા ઉદારપણે ભરજે. ૧

વળી તે કરિયાણા વિચિત્ર પ્રકારના શુભ પરિણામરૂપ બહુ મૂલવાળા ભરજે અને પછી નરભવ નગરમાં જઇ વ્યાપાર કરીને ત્યાંથી મોક્ષનગરે જવા માટે ચિત્તને અનુકૂળ કરજે. ૨

હવે નરભવમાંથી મોક્ષપુર જવાના માર્ગમાં કયા કયા ઉપદ્રવના સ્થાનકાદિ આવશે તે કહે છે. પ્રથમ ક્રોધરૂપી દાવાનળ આવશે તેને (ક્ષમારૂપ જળવડે)

---

૧. પદ્મ એવું નામ પણ એક બુકમાં છે.

ઓલવજે, પછી માનરૂપી વિષમ પર્વત આવશે તેને ધીમે રહીને ઉલ્લંઘી જજે. એ બધું કામ સાવધાન રહીને કરજે. પછી માયારૂપી વંશજાળ આવશે તેમાં વિશ્રામ કરીશ નહીં-વિસામો ખાવા બેસીશ નહીં. પછી આગળ એક મોટી ખાડ મનોરથ ભટની ( લોભની ) આવશે તે પૂરવાનું કામ નથી, તેથી પૂરવા ઊભો રહીશ નહીં, કારણ કે તે તો જેમ જેમ પૂરીએ તેમ તેમ વધતી જાય છે. ૩-૪

પછી રાગ ને દ્વેષરૂપી બે ચોર મળશે તે બહુ હેરાન કરશે, પણ તું વિવિધ પ્રકારના વીર્યોલ્લાસથી તેને મસ્તકમાં જ હણજે-પ્રહાર કરજે. ૫

આ પ્રમાણે બધા વિઘ્નો વિદારીને-દૂર કરીને તું શિવપુરે ( મોક્ષનગરે ) પહોંચજે અને ત્યાં જઇને નિવાસ કરજે. તેં ક્ષયોપશમ[1] ભાવના ગુણસમૂહ રૂપ કરિયાણાના જે પોઠિયા ભર્યા છે તે બધા કરિયાણા ક્ષાયક[2] ભાવના થઇ જશે એટલે તને પરમ લાભ મળશે. આ પ્રમાણે જે પ્રાણી ઉદ્યમ કરે છે તેને **ઉદયરત્ન** અથવા **પદ્મવિજયજી** વારંવાર નમસ્કાર કરે છે. ૬-૭ કુંવરજી



## સુધા સિંધુ

૧. ધૈર્ય ધારણ કરીને પોતાના શિર પર પડેલી આફતો સહન કરવી. શ્રી વીરપ્રભુના ઉપસર્ગો યાદ કરવા. દીનપણે પણ કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી ત્યારે શૂરા થઇને શા માટે વિપાકો સમભાવે ન વેદવા ?

૨. કોઇની મોટી હવેલી દેખીને તેની ઇર્ષ્યા ન કરવી, પણ તેના કરતાં મોટી હવેલી બનાવવાની પ્રવૃત્તિ કરવી. ગુણોનો ખપ કરનાર આગળ વધે છે, જ્યારે દોષોનો જોનાર પાછળ પડે છે. ઉદાર દિલ રાખી મનુષ્યોમાં જે કાંઇ સારું દેખાય તે ગ્રહણ કરવું.

૩. વિચારમાં લાખગણું આવી શકે પણ આચારમાં તો એકગણું મૂકી શકાય તો ધન્યવાદ ઘટે છે. જે મનુષ્યના આત્માને સ્ફટિક રત્ન જેવો નિર્મળ બનાવવા પ્રયત્ન કરે છે તે મહાત્માને નમસ્કાર થાઓ.

---

૧-૨. ક્ષયોપશમ ભાવના ગુણો ઉત્પન્ન થાય છે તેમાં કર્મનો પ્રદેશોદય હોય છે. વળી તે ગુણ આવેલા પાછા કર્મના વિપાકોદયથી ચાલ્યા જાય છે, કાયમ ટકતા નથી અને ક્ષાયિક ભાવના સમકિત, ચારિત્ર અને જ્ઞાનાદિ ગુણો તો તે તે કર્મોના ક્ષયથી ઉત્પન્ન થયેલા હોવાથી તે પાછા જતા નથી-અવિચ્છિન્નપણે જ રહે છે. યાવત્ સિદ્ધાવસ્થામાં પણ તે ગુણો હોય છે.

આ બે પ્રકાર વિષે વિશેષ સમજણ કર્મગ્રંથાદિકથી જાણવી.

૪. કોઈનામાં કિંચિત્ પણ દોષ ન હોય એવું પ્રાયે જોવામાં આવતું નથી, માટે મનુષ્યોના ગુણ તરફ લક્ષ દેવું. સદ્‌ગુણો તરફ લક્ષ આપવાથી ઉત્તમ થવાય છે. સત્‌પુરુષો સદ્‌ગુણોને ઉત્તમ ધન સમજે છે.

૫. આજકાલ ભક્તિનો ડોળ ઉપરથી વધવા માંડ્યો છે; અંતરનો સત્ય ભક્તિરસ શાબ્દિક બની શુષ્ક થવા લાગ્યો છે. અધ્યાત્મ જ્ઞાન તરફ પ્રવૃત્તિ થતાં ભક્તિનું સ્વરૂપ સમજાય છે, તેથી ખરી સેવા, ખરી ભક્તિ, ખરી ક્રિયા અને ખરી ફરજના માર્ગે વળવા પ્રયત્ન થવો જોઈએ.

૬. ગુણાનુરાગ એ વીતરાગના ધર્મને પમાડનાર મોટો ગુણ છે. ગુણાનુરાગી સત્યની બાજુ તરફ વળે છે અને દોષને દેખતો છતો ત્યાં તેનું લક્ષ ચોંટતું નથી. ગુણાનુરાગી મનુષ્ય ગુણને ખીલવતો છેવટે પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે.

૭. આત્મામાં પ્રભુતા પ્રગટાવવાની અભેદોપાસના ઉત્તમ ઉપાય છે. સર્વ દેહધારીમાં સત્તાએ પરમાત્મત્વ દેખવાથી કોઈની સાથે વૈરવિરોધ થતો નથી.

૮. જ્યાં ત્યાં વિષયાસક્ત અજ્ઞાની જીવો વિષયોવડે બંધાય છે, પણ વિષયમાં રાગ વિનાનો જ્ઞાની તે જ વિષયોથી બંધાતા નથી. વિષયોમાં થતી આસક્તિ તે જ ખરેખરું બંધન છે. આત્મજ્ઞાનથી આત્મા વિષયોથી છૂટે છે.

૯. આત્માના ગુણો એ ભાવલિંગ છે તેમાં ભવ્ય મનુષ્યોએ રુચિ ધારણ કરવી જોઈએ. જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ભાવલિંગથી મોક્ષ થાય છે.

૧૦. સમભાવનો માર્ગ ખરેખર મોક્ષની સીધી સડક છે. શાતા અને અશાતાના સંયોગોમાં જે મનુષ્ય હર્ષ, શોક અને મોહમાં મુંઝાતો નથી તે સમભાવને કેળવે છે.

૧૧. આત્મજ્ઞાની નામ અને રૂપના પ્રપંચમાં અહંવૃત્તિ ધરતો નથી. આત્મજ્ઞાની અધિકાર પરત્વે કર્મયોગી હોય છે, પણ કર્મથી અલિપ્ત રહી કર્મ કરે છે તેથી તે જલકમલવત્ અંતરથી નિર્લેપ રહી શકે છે.

૧૨. રાજભાષાનો સાધુઓએ પણ અભ્યાસ કરવો જોઈએ. જમાનાને અનુસરીને જાહેર વ્યાખ્યાનો થવાં જોઈએ કંચન-કામિનીના ત્યાગી અને સૂત્રોને અનુસરી દેશના દેનાર સાધુઓથી જ જૈન ધર્મ ચાલે છે.

૧૩. જૈન ધર્મમાં આત્મા, કર્મ, શરીર, ગતિ, પુનર્જન્મ આદિ તત્ત્વો માટે જે જે કહેવામાં આવ્યું છે તેની હરીફાઈમાં બીજા ધર્મના તત્ત્વો આગળ આવી શકતા નથી. એમાં જૈનોનો અંશ પણ નથી.

૧૪. કેરી ઘોળીને, જીહ્વા ઉપર રસ મૂકવાથી તેનો સ્વાદ આવે છે. જૈન શાસ્ત્રમાં બતાવેલા ગુણોને જૈનો જો ધારણ કરે તો અન્ય ધર્મીઓને સમ્યક્ત્વના માર્ગ તરફ વાળી શકે.



સ્વ. છોટાલાલ હીરાચંદ

# પ્રો. રામમૂર્તિનું બળ અને ખોરાક

૧ ત્રણ ટનના વજનવાળા હાથીને છાતી ઉપર ઊભો રાખવો.

૨ પચવીશ હોર્સ પાવરની ૭૦ માઇલની ઝડપે જતી મોટરને એક વાર નહીં પણ ઉપરાઉપર ૧૩ વાર રોકવી.

૩ છાતી ઉપર ૬૦૦૦ મણનો પથ્થર મૂકાવી તેના પર ઘણના ઘા કરાવવા અને પછી એક જ આંચકાથી તેને દૂર ફેંકી દેવો.

૪ ૪૦-૫૦ માણસોથી ભરેલાં ગાડાં છાતી, પેટ કે સાથળ પરથી ચલાવવા.

૫ અડધો ઇંચ કે એક ઇંચની જાડી લોઢાની સાંકળ કેવળ છાતી ફુલાવીને તોડી નાખવી.

૬ દાંતથી ઘોડાને ઉચકી લેવો.

૭ ૧૫૦૦ થી ૩૦૦૦ દંડ પીલવા ને પાંચથી દશ હજાર બેઠક ( ઉઠબેશ ) કરવી.

એઓ બ્રહ્મચર્યના જબરજસ્ત હીમાયતી હતા અને પોતે આજીવન બ્રહ્મચારી રહ્યા હતા.

## ખોરાક—

એઓ બ્રાહ્મણેતર જાતિના હોવાથી કુળરિવાજ મુજબ માંસ ખાવાની છૂટી હતી, છતાં તેઓ જીવનભર માંસ, મચ્છી કે દારુને અડ્યા પણ નથી. તેઓ માનતા કે માંસ ખાધાથી જ બળ વધે છે તેવું કંઇ નથી.

તેમનો પ્રિય ખોરાક દહીં હતો. બપોરે કુસ્તી કર્યા પછી બદામની ઠંડાઈ પીતા. પછી બશેર ત્રણ શેર દહીં, શાક, ભાત તથા અડધો શેર ઘી ખાતા. રાતે થોડા ભાત કે ભાખરી અને દહીં લેતા. દિવસમાં લગભગ દોઢથી બશેર બદામ અને ઘણી વાર એકાદ શેર માખણ સોના ચાંદીના વરગ સાથે ખાતા.

આ હકીકત આ પાંચમા આરામાં છેવટ્ઠા સંઘયણમાં પણ અભ્યાસથી વીર્યાંતરાયના ક્ષયોપશમને લઇને મનુષ્ય કેટલું બળ ધરાવી શકે છે તે જાણવા માટે તેમજ માંસાહારીઓ શરીરશક્તિ માટે માંસના ખોરાકની આવશ્યકતા જણાવે છે તેના નિરાસને માટે વિદ્યાર્થીવાંચનમાળાના અંક ૧૩૧ માંથી લેવામાં આવી છે.

તેમનું અનુભવ સૂત્ર ' મિતાહાર, સરલ ને સાદું જીવન, પાક લંગોટ ( શુદ્ધ બ્રહ્મચર્ય ), નિયમિત કસરત અને અંતઃકરણની પવિત્રતા આટલી વસ્તુ એક યુવાન કે યુવતીને સુખી જિંદગી માટે બસ છે. '

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—શા. પાનાચંદ મોતીચંદ-કરચેલીયા )

**પ્રશ્ન** ૧—સ્યાદ્વાદ સર્વ વસ્તુમાં ઘટાવાય ?

**ઉત્તર**—ઘટાવાય, પણ ઘટાવતાં આવડવું જોઇએ.

**પ્રશ્ન** ૨—સિદ્ધના જીવો અપેક્ષાએ સંસારી કહેવાય?

**ઉત્તર**—સંસારી ન કહેવાય, કારણ કે જીવના ભેદ જ બે છેઃ ૧. સિદ્ધ ને ૨ સંસારી. સિદ્ધ ભાવપ્રાણ(જ્ઞાન) ધારણ કરનાર હોવાથી જીવ કહેવાય.

**પ્રશ્ન** ૩—સ્પૃહા કર્મજન્ય છે તો મુક્તિની સ્પૃહા કર્મજન્ય ખરી? જો કર્મજન્ય હોય તો તેનાથી મોક્ષપ્રાપ્તિ કેમ થાય ?

**ઉત્તર**—પૌદ્ગળિક પદાર્થોની સ્પૃહા કર્મજન્ય છે, મુક્તિની સ્પૃહા કર્મજન્ય નથી; પરંતુ જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયોપશમજન્ય છે, તેથી તે મોક્ષપ્રાપ્તિમાં બાધકારક નથી.

**પ્રશ્ન** ૪—કલ્પસૂત્રની વાચનામા ફેરફાર કરી શકાય ?

**ઉત્તર**—ન કરી શકાય, કારણ કે એ સંકલના પૂર્વાચાર્યની કરેલી છે.

**પ્રશ્ન** ૫—અન્ય ધર્મીની કરેલી કોઇ ક્રિયા અમુક અંશે ઠીક હોય તો તેની પ્રશંસા કરી શકાય ?

**ઉત્તર**—મનથી અનુમોદના કરાય, પણ વચનદ્વારા પ્રશંસા ન કરાય; કારણ કે તેથી તેના બધા કાર્યની પ્રશંસા થઇ જાય.

**પ્રશ્ન** ૬—પ્રભુએ ગણધરોને ત્રિપદી જ સંભળાવી કે સર્વ વસ્તુઓ ઉપર પ્રકાશ પાડ્યો હશે ?

**ઉત્તર**—તીર્થંકર ગણધરોને ત્રિપદી જ સંભળાવે છે, પરંતુ તેથી તેને એકદમ જ્ઞાનાવરણીય કર્મનો તીવ્ર ક્ષયોપશમ થઇ જાય છે કે જેથી તે સર્વ પદાર્થોનું ઉત્પાદ, વ્યય ને ધ્રુવપણાનું સ્વરૂપ સમજી શકે છે.

**પ્રશ્ન** ૭—ભાવવિનાની ક્રિયા ફળદાયક થાય કે નહીં? કહ્યું છે કેઃ—

यस्मात् क्रियाः प्रतिफलंति न भावशून्याः ।

**ઉત્તર**—આ અપેક્ષાવચન છે; પરંતુ તેથી એટલું સમજવું કે ભાવ વિનાની ક્રિયા બહુ અલ્પ ફળ આપે છે; ભાવસંયુક્ત ક્રિયા જ ઉત્કૃષ્ટ ફળને આપનાર થાય છે.

પ્રશ્ન ૮—ઘટને નિત્યાનિત્ય કઈ અપેક્ષાએ કહેલ છે?

ઉત્તર—પૂર્વાવસ્થાના વિનાશ પછીની અવસ્થાએ ઘટ અનિત્ય છે. દ્રવ્યપણે (માટીપણે) નિત્ય છે; પર્યાયે અનિત્ય છે.

પ્રશ્ન ૯—સ્વામીવાત્સલ્ય કેવી ભાવનાથી કરવું જોઈએ?

ઉત્તર—સ્વામીભાઈ પ્રત્યેના ગુણાનુરાગથી, ભક્તિવાળા ચિત્તથી અને નિરભિમાન વૃત્તિથી સ્વામીવાત્સલ્ય કરવું જોઈએ.

પ્રશ્ન ૧૦—પ્રભાવના કોનો? અને કોને માટે?

ઉત્તર—પ્રભાવના શાસનની અને આત્મકલ્યાણ માટે.

પ્રશ્ન ૧૧—રામ અને કૃષ્ણની મૂર્તિને નમન કરવામાં વાંધો ખરો?

ઉત્તર—તેના મંદિરમાં જઈને નમન ન કરાય. એમ કરવાથી મિથ્યાત્વની પુષ્ટિ થાય. વળી રામચંદ્ર તો મોક્ષે ગયા છે, કૃષ્ણ ગયેલા નથી.

પ્રશ્ન ૧૨—અજિતશાંતિ સ્તવ બોલતાં તેમાં ગાહા વિગેરે છંદોના નામો છે તે બોલવાની જરૂર છે?

ઉત્તર—એ નામો જરૂર બોલવા, કારણ કે એ સ્તવની કુલ અક્ષરસંખ્યા, છંદોના નામ સાથે જ ગણેલી છે. વળી ઘણા વર્ષોથી એ નામો બોલાતા આવ્યા છે; કોઈએ બંધ કરેલ નથી.

પ્રશ્ન ૧૩—જાતિ કર્મથી માનવી કે જન્મથી માનવી?

ઉત્તર—ઉત્પન્ન થતી વખતે ગોત્રકર્મજન્ય ઉચ્ચ નીચ જાતિ ગણાય છે, પરંતુ ત્યારપછી કર્મજન્ય તેમાં ફેરફાર થાય છે. એટલે કે જે જાતિને યોગ્ય કાર્ય કરે તેવી જાતિનો ગણાય છે. ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયા છતાં નીચ જાતિ પ્રમાણે પાપકાર્યો કરે તેને નીચ સમજવો.

પ્રશ્ન ૧૪—મિથ્યાત્વીની કોટીમાં કોને માનવા?

ઉત્તર—જેને શુદ્ધ દેવગુરુધર્મની ઓળખાણ ન હોય અને તેના પર દૃઢ શ્રદ્ધા ન હોય તેને માનવા.

પ્રશ્ન ૧૫—નરકગતિયોગ્ય પાપકર્મ કરનાર બધા નરકે જાય?

ઉત્તર—નરકે જવામાં આખા ભવની કૃતિ જાણવી જોઈએ, માત્ર અમુક સમયના પાપકર્મથી દુર્ગતિ થતી નથી, પરંતુ આખા ભવમાં કરેલા અપકૃત્યોને પરિણામે નરકની કે તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન ૧૬—જાણીબૂઝીને કરેલા પાપકર્મનું પ્રાયશ્ચિત્ત હોતું નથી એમ કહે છે તે બરાબર છે?

ઉત્તર—જાણીબૂઝીને અકાર્ય કરી ગાઢ પાપકર્મ બાંધ્યું હોય તો તેનું ફળ ભોગવવું જ પડે, પરંતુ તેવું પાપકાર્ય કર્યા પછી પૂરતો પશ્ચાત્તાપ થાય તો બાંધેલ કર્મમાં રસ ઘટે અને તેની આલોયણ લઇ શકાય.

પ્રશ્ન ૧૭—જૈનધર્મની પડતી દશાના કારણો શું? અને કોણ?

ઉત્તર—અનેક પ્રકારના કર્માદાનના વ્યાપારો, ધર્મશ્રદ્ધાહીનપણું, ધર્મકાર્યમાં મંદતા અને સંસારમાં આસક્તિની વિશેષતા-એ જ ધર્મની પડતીના કારણો છે. તેના કારણ તરીકે પાપી-અધર્મી જીવો જાણવા. કુંવરજી

( ૨ )

( પ્રશ્નકારઃ—દેવચંદ કરશનજી-રાંધણપુર )

પ્રશ્ન ૧—કાર્મણવર્ગણાને બીજી વર્ગણા હઠાવી શકે?

ઉત્તર—હઠાવી શકે. તેમાં ફેરફાર કરી શકે. બાહ્ય પુદ્ગળો કારણભૂત થાય.

પ્રશ્ન ૨—દર્શનાવરણીય કર્મના ઉદયને ચશ્મા કે દુર્બીન ઠેલી શકે? ચશ્મા કે દુર્બીનથી વધારે સારું દેખાય છે તેનું શું કારણ?

ઉત્તર—બાહ્ય પુદ્ગળો કર્મોદયને અનુગ્રહ ને ઉપઘાત કરી શકે છે. જેમ જ્ઞાનાવરણીય કર્મને મદિરા ને બ્રાહ્મી ઔષધિ કરે છે તેમ. ચશ્મા ને દુર્બીન ક્ષયોપશમને સહાય કરી શકે છે તેથી ઠીક દેખાય છે.

પ્રશ્ન ૩—ત્રાજવામાં રહેલ લોઢાની લાંબી ડાંડીનો ઘણો ભાગ બંને બાજુ ત્રાજવાના પલ્લાની બહાર છતાં તેનો તોલ કેમ ભેળો આવે છે?

ઉત્તર—આખી ડાંડી પુદ્ગળ સંબંધે એક રૂપ હોવાથી તેનો તોલ ભેળો આવી શકે છે. જેમ આપણે મધ્યમાંથી ઉપાડીએ છતાં આખી ડાંડીનો ભાર આપણને લાગે છે તેમ.

પ્રશ્ન ૪—મંત્રવડે ઝેર ઉતરે છે, તો શું તે મંત્રના અક્ષરો ઝેરના પુદ્ગળોને આઘા ખસેડે છે, તેનો નાશ કરે છે કે શું કરે છે કે જેથી ઝેરની અસર થતી નથી?

ઉત્તર—મંત્રાક્ષરોની અચિન્ત્ય શક્તિ છે કે જેથી તે અક્ષરો ઝેરના પુદ્ગળોની અસર થવા દેતા નથી, જેને પરિણામે ચડેલ ઝેર પણ ઉતરી જાય છે.

પ્રશ્ન ૫—દીપકના પુદ્ગળો અંધકારનો નાશ કરે છે કે તેને પ્રકાશના સ્વરૂપમાં પલટાવે છે?

ઉત્તર—પુદ્ગળ સ્કંધોનો નાશ થતો જ નથી, સ્થાન પલટાય છે કે

રૂપાંતર થાય છે. દીપકના પ્રકાશના પુદ્‌ગળો અંધકારના પુદ્‌ગળોને પ્રકાશના રૂપમાં પલટાવી નાખે છે.

**પ્રશ્ન ૬**—બેટરીનો પ્રકાશ સચિત્ત કે અચિત્ત ? તેની ઉજેહી લાગે કે નહીં ?

**ઉત્તર**—તેને સચિત્ત માનીને તેની ઉજેહી પણ વર્જવાનો વ્યવહાર પ્રવર્તે છે; કારણ કે તેનું સ્વરૂપ ને દાહકશક્તિ અગ્નિકાય પ્રમાણે જ છે.

**પ્રશ્ન ૭**—બેટરીમાં ભરી આપે છે તે પાવર સચિત્ત કે અચિત્ત ?

**ઉત્તર**—સામાન્ય રીતે વિચારતાં અચિત્ત લાગે છે, પરંતુ તેની ઉત્પત્તિ વિગેરેના સવિશેષ જાણપણા સિવાય ચોક્કસ કહી શકાય નહીં.

**પ્રશ્ન ૮**—ઔષધિ કે મંત્રાદિકથી મનુષ્ય મટીને તિર્યંચ થાય છે તો તે વખતે આયુષ્ય કયું વેદે ? મનુષ્યનું કે તિર્યંચનું ?

**ઉત્તર**—મનુષ્યનું આયુષ્ય જ વેદે. સત્તામાં મનુષ્યાયુ જ છે, તિર્યંચાયુ સત્તામાં જ નથી તો ક્યાંથી વેદે ? : કુંવરજી

---

## ભાવનગરમાં દીક્ષા મહોત્સવ

મૂળ ગોઘાનિવાસી, હાલ ભાવનગરવાસી સોની હરગોવિંદદાસ ઉમેદચંદે ગયા અશાડ શુદિ ૭ મે આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વર પાસે ચારિત્ર ગ્રહણ કર્યું છે. રીતસર વરઘોડો ચડાવીને દાદાવાડીમાં ગયા બાદ ત્યાં પૂરતી વિધિ સાથે દીક્ષા આપવામાં આવી છે. શ્રી સંઘના મોટા ભાગે તે મહોત્સવમાં ભાગ લઇ દીક્ષા તરફનો પ્રેમભાવ પ્રદર્શિત કર્યો છે. વિધિવિધાન બહુ શ્રેષ્ઠ રીતે કરાવવામાં આવ્યું છે. શ્રીફળની પ્રભાવના કરવામાં આવી છે. દીક્ષા લેનાર બધુ ગોઘામાં રહેતા ત્યારે સુખડીઆનો ધંધો ૨૦ વર્ષ સુધી કરેલો, તે ધંધો છોડી ૧૪ વર્ષથી ભાવનગર આવેલા. ભાવનગરમાં આવ્યા બાદ ધર્મસાધન વિશેષ કરતા હતા. પર્વતિથિએ પૌષધ કાયમ કરતા હતા. તપસ્યાનો અંતરાય તોડેલો હોવાથી આ પ્રમાણે તપસ્યા કરી તેના ફળ તરીકે ચારિત્ર અંગીકાર કર્યું છે. ૧ માસખમણ, ૧ સોળ ઉપવાસ, ૧ પંદર ઉપવાસ, વીશ સ્થાનકની ૨૦ ઓળીના ૪૦૦ ઉપવાસ, વર્ષીતપ, ૪ અઠ્ઠાઇ, આંબેલ વર્ધમાનતપની ૧૮ ઓળી, નવપદારાધનની ૨૦ ઓળી.

એમનો જન્મ સં ૧૯૩૯ ના અશાડ શુદિ ૧ મે ગોઘામાં થયો હતો. દીક્ષાવસરે વય ૫૫ વર્ષની છે. એક પુત્ર નામે કાંતિલાલ અને પુત્રી નામે સુંદર છે. તેઓ બહુ વર્ષોથી આ સભાના વાર્ષિક મેમ્બર હતા અને છેવટના ભાગમાં લાઇફ મેમ્બર થયા હતા. તેમનું નામ મુનિ હેમપ્રભવિજય પાડ્યું છે ને મુનિરાજશ્રી રત્નપ્રભવિજયના શિષ્ય કર્યા છે: પ્રથમથી જ ચારિત્રના પ્રેમી હોવાથી સારી રીતે ચારિત્ર પાળી આત્મહિતમાં વૃદ્ધિ કરશે એવી ચોક્કસ ખાત્રી છે. મનુષ્ય જન્મને સફળ કરવાનું પ્રબળ સાધન ચારિત્ર છે તે પ્રાપ્ત કરનારને નિરંતર નમસ્કાર હો !

# શ્રી ભદ્રેશ્વર તીર્થની અપૂર્વ પ્રાચીનતા

ભદ્રેશ્વર એ અત્યારે કચ્છ દેશનું એક સામાન્ય ગામ છે. પ્રથમ આ સ્થળે એક મહાન ભદ્રાવતી નામની નગરી હતી, જેમાં જગડુશા વિગેરે અનેક સમર્થ દ્રવ્યવાન શ્રેષ્ઠીઓ થયેલા છે. તેમાં જગડુશા શ્રેષ્ઠીના ઉદાર ચરિત્રનો આપણને કંઈક પરિચય છે. જગડુશા વિક્રમ સં. ૧૩૧૩ માં થયેલ છે. તેમણે અનેક જીવોને જીવિતદાન આપેલ છે. તેને લગતા શ્લોકો નીચે આપ્યાં છે તે વાંચતા જણાશે કે તેમની ઉદારવૃત્તિ કેવી હતી.

औदार्यं च निरीक्ष्य यस्य जगडोरर्थिव्रजप्रीणनं,
दुष्कालोद्धरणप्रसिद्धजगडोः पूर्वं श्रुतस्याथ तत् ।
नामापीह जगज्जनस्मृतिपथं नागादतीतश्रुतं,
जीयादेष जनप्रियश्च जगडुः श्रीवर्धमानांगजः ॥ १ ॥

અર્થ—આ જગડુશાહનું યાચકોના સમૂહને ખુશી કરનારું ઉદારપણું જોઈને દુષ્કાળમાંથી (લોકોને) ઉગારનારા પૂર્વે થઈ ગયેલા પ્રસિદ્ધ એવા જગડુશાહનું અત્યંત પ્રસિદ્ધ એવું નામ પણ જગતના લોકોને સ્મરણમાં આવ્યું નહીં એવા શ્રીમાન્ વર્ધમાનશાહના લોકપ્રિય પુત્ર જગડુશા જયવંતા વર્તો. ૧

लोलणाद्योशगोत्रिणां, सर्वेषां सुखकारकं ।
धनदं ह्यपरं चैनं, जगडुं जगदुर्बुधाः ॥ २ ॥

લોલણ આદિક ગોત્રીવાળા સર્વ ઓશવાળોને સુખ આપનારા એવા આ જગડુશાહને ડાહ્યા માણસો ખરેખર બીજા કુબેર (ઇન્દ્રના ભંડારી) સરખા કહેવા લાગ્યા. ૨

न च कोऽपि गतो ह्यर्थी, दूनस्तस्य गृहांगणात् ।
जगडोर्भोजनादीनां, दानं च ददतोऽनिशं ॥ ३ ॥

વળી હમેશાં ભોજન આદિકનું દાન દેતા એવા તે જગડુશાહના ઘરના આંગણામાંથી કોઈ પણ યાચક ખરેખર દુભાઇને ગયો નહોતો. ૩

जगडोरस्य कीर्तिश्च, विस्तृता भारतेऽखिले ।
चारणैः कविभिर्गीयमाना नित्यं पदे पदे ॥ ४ ॥

વળી આ જગડુશાહની કીર્તિ ચારણો આદિ કવિઓવડે હમેશાં પગલે પગલે ગવાતીથકી સમસ્ત ભરતખંડમાં વિસ્તાર પામી હતી. ૪

એ જગડુશાહે પણ આ મહાન્ તીર્થનો જીર્ણોદ્ધાર પુષ્કળ દ્રવ્ય ખરચીને કર્યો છે. આ તીર્થ પ્રાચીન સમયનું છે. તે સંબંધી એક લેખ દેરાસરના રંગમંડપમાં છે, તે દેરાસરમાં પેસતાં ડાબી બાજુ નજરે પડે છે. તે લેખ ઉપરથી મૂળ દેરાસર શ્રી વીરપ્રભુના નિર્વાણ પછી લગભગ ૨૩ વર્ષે થયેલું જણાય છે અને દેરાસરમાં પેસતાં એડામંડપમાં, જમણી બાજુના અને ડાબી બાજુના થાંભલા ઉપર બે લેખો છે, તેમાં પણ એક થાંભલા ઉપર છસોની સાલ જણાય છે અને બીજા થાંભલા ઉપર તેરસોની સાલ જણાય છે. લેખના અક્ષરો બરાબર વંચાતા નથી, અનુમાનથી વંચાય છે. દેરાસરનો એ ચાર વાર જીર્ણોદ્ધાર થયેલ હોય તેમ જણાય છે. દેરાસર અને ઉપાશ્રયના વચલા ભાગમાં પણ એક લેખ છે તે જગડુશાની ઉદારવૃત્તિનો સૂચક જણાય છે. અક્ષરો ભુંસાઇ ગયા છે તેથી બરાબર વંચાતા નથી. ત્યારપછી પણ તેમાં અવારનવાર ઘણું રીપેરકામ થયેલું છે. ઉક્ત જિનમંદિર એક દેવવિમાન સમાન લાગે છે. આ મહાન્ ચૈત્યમાં મૂળનાયક શ્રી વીરપ્રભુજી વિરાજમાન છે. તે પહેલાં ઘણો કાળ શ્રીપાર્શ્વનાથજી મૂળનાયક તરીકે બિરાજમાન હતા. તે હાલ મૂળ મન્દિરની પછવાડેના ભાગમાં બિરાજમાન છે. બન્ને ભગવાનની મુદ્રા બહુ જ દિવ્ય, પ્રભાવિક, અલૌકિક અને આકર્ષક છે. તેની મુખમુદ્રાઓ ઉપરથી પ્રભુની પૂર્વ અવસ્થાનું બહુ ઊંચું ભાન થઈ શકે છે. જાણે પરમ શાન્તરસથી જ ઘડાયેલ હોય એવી દિવ્ય શાન્તિ પ્રભુની મુખમુદ્રા ઉપર છવાઇ રહેલી દેખાય છે. બાવન જિનાલયો યુક્ત આ ઉત્તમ ચૈત્ય તેમાં બિરાજમાન આવી અદ્દભુત મુદ્રાઓને લઇને જ ભારે તીર્થરૂપ લેખાય છે. ત્યાં દરવર્ષે ફાગણ શુદિ ૫ ને દિવસે પાંચ–દશ હજાર માણસોનો મેળો ભરાય છે. દશ વર્ષ પહેલાં પાટણનિવાસી શેઠ નગીનદાસ કરમચંદ તરફથી અહીં સંઘ આવ્યો હતો તે વખતથી આ ભદ્રેશ્વર તીર્થ વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યું છે.

કચ્છ દેશ એ તીર્થને લઇને જ પ્રસિદ્ધ છે. બીજા પણ અનેક સુંદર જિનાલયો જુદાં જુદાં ગામો ને શહેરોમાં છે, જેથી કચ્છનો પ્રદેશ પણ યાત્રા કરવા લાયક છે. ઘણા ભવ્ય મનુષ્યો તેના દર્શનનો લાભ લે છે.

મુનિ વિદ્યાનંદવિજય

# પરદોષજ્ઞ મનુષ્યો

વિશાળ એવા આ વિશ્વના મનુષ્યોમાં અનેક મનુષ્યો પરદોષદષ્ટા-પારકા દોષના જોનારા હોય છે. પછી તો એ વસ્તુ ટેવનું રૂપ પકડે છે, અર્થાત્ પારકા દોષ જોયા વિના શાન્તિ જ ન મળે એવી સ્થિતિ થાય છે. આ દુનિયામાં પરગુણ જોનારા મનુષ્યો બહુ અલ્પ હોય છે અને તેનાથી પણ ઓછા મનુષ્યો પોતાની મેળે પોતાના દોષ જોનારા હોય છે. અર્થાત્ તેવા મનુષ્યોની સંખ્યા બહુ જ નાની હોય છે. એ માટે સુભાષિતકારોએ કહ્યું છે કેઃ—

असंख्याः परदोषज्ञा, गुणज्ञाश्चैव केचन।
स्वयमेव स्वदोषज्ञा, विद्यन्ते यदि पंचषाः॥

અર્થાત્ પારકાના દોષ જોનારા અસંખ્ય મનુષ્યો હોય છે, ગુણ જાણનારા કોઈક જ હોય છે અને પોતાની મેળે પોતાના દોષ જાણનારા તો પાંચ છ માણસો જ હોય છે. મતલબ કે પારકા દોષ જોવા સહેલા છે, ગુણ જોવા દુર્લભ છે અને પોતાની મેળે-કોઈના કહ્યા વિના પોતાના દોષ જોનારા તો અતિ દુર્લભ છે.

પારકાનું ઘર બળતું હોય તો આપણે જોવા માટે નીકળી પડીએ છીએ, પણ પોતાના પગ નીચે બળી રહ્યું છે તે જોવાની પરવા નથી કરતા. પારકે ઘેર ઝગડા થાય તો આપણે ડાહ્યાડમરા બની તેને સલાહ દેવા જઈએ છીએ પણ **ઘેર ઘેર માટીના ચૂલા હોય છે.** તે કહેવત અનુસારે પોતાના ઘરના ઝગડા વખતે કોઈ કહેવા આવે તો આપણે શું જવાબ આપીએ છીએ? 'ઘર છે ભાઈ! બે વાસણ પણ સાથે હોય તો ખખડે એ નિયમ છે' આમ કહીને લોચા વાળીએ છીએ. એવો ઠગારો આત્મસંતોષ લેવા કરતાં-પારકા ઝગડા જોવા ન જતાં પોતાના ઝગડાનું નિરાકરણ કરીએ તો કેવું સારું?

લેખનકળા ઉપર હાથ સારી રીતે બેસી ગયો હોય તેવો લેખક પોતાના લેખોદ્વારા જનતા પર ધોધમાર બોધ વરસાવે જાય છે, પરંતુ પોતાનો અંતરપટ ભીંજાયા સિવાયનો-કોરો પડ્યો છે તે જોવાની તેને ભાગ્યે જ ફુરસદ હોય છે.

વક્તૃત્વ ઉપર સારી પેઠે કાબૂ આવ્યો હોય તેવો વક્તા, પોતાના વાણી-પ્રવાહથી વિવિધ દૃષ્ટાંતો અને અનેક અવનવી વાતોવડે લોકમાનસને પીગળાવવા પ્રયત્ન કરે છે; પરંતુ સ્વાત્માના આંતરિક ભાવો, લેશ પણ આર્દ્ર બન્યા છે કે નહીં? પોતાનું આચરણ વિપથગામી તો નથી બની રહ્યું? એ તપાસવાની ફુરસદ હોતી નથી.

એક ગૃહસ્થ દરિયાની અંદર વહાણમાં બેસી મુસાફરી કરી રહ્યા હતા. મોઢા ઉપર ધનાઢ્યપણાના ગર્વિત ભાવો તરવરતા હતા. પોતાના સિવાયના બધા વેંતિયા મનુષ્યો છે એવો અસ્પષ્ટ ભાવ તેમની ચક્ષુમાં દેખાતો હતો. હુંપદે તેમના હૃદયનો, મગજનો અને જબાનનો કાબૂ લીધો હતો. તે વખતે એક ખારવા (ખલાસી) એ આવી પૂછ્યું : ' શેઠ સાહેબ ! કેટલા વાગ્યા ? ' ' ઘડિયાળમાં જોઇ લે. ' શેઠે કહ્યું. ' પણ સાહેબ ! મને જોતાં નથી આવડતું. ' તે ખલાસીએ ફરી પોતાનું અજ્ઞાન પ્રદર્શિત કર્યું. શેઠ તુંડમિજાજીપણાથી સ્હેજ હાસ્ય કરી બોલ્યા: ' ત્યારે તો તારી પા જિંદગી ( ચોથા ભાગની જિંદગી ) પાણીમાં ગઇ. ' ફરી શેઠે ખલાસીને પ્રશ્ન કર્યો કે : ' કાંઇ ભણ્યો છો કે નહીં ? ' ખલાસી કહે : ' અમારા બાપ ગોત્રે કોઇ ભણ્યું નથી, તો હું તો શાનો જ ભણું ? અમારું ભણતર તો આ રહ્યું. ' એમ કહી ખલાસીએ દરિયાના ઉછળતાં મોજાં તરફ આંગળી ચીંધીને ઇશારો કર્યો. આ સાંભળીને શેઠે કહ્યું : ' ત્યારે તો તારી અર્ધી જિંદગી નકામી ગઇ. શાસ્ત્રમાં કહ્યું છે કે विद्याविहीनः पशुः વિદ્યાહીન મનુષ્ય પશુ સમાન છે. ' શેઠનું તત્ત્વજ્ઞાન આગળ વધ્યું:—

' शुनः पुच्छमिव व्यर्थं, जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं, न च दंशनिवारणे ॥ '

અર્થાત્ શ્વાનના પુંછડાની જેવું વિદ્યા વિનાનું જીવન વ્યર્થ છે, કારણ કે શ્વાન-પુચ્છ વાંકું રહેતું હોવાથી પોતાનો ગુહ્યભાગ ગોપવી શકતું નથી અને માખી આદિના દંશનું નિવારણ પણ તેનાથી થતું નથી. તેવું જ વિદ્યાહીન માટે સમજવું. આથી હે મૂર્ખ ખલાસી ! તારી પા જિંદગી ઘડિયાળ ન જોઇ શકવાના કારણે વ્યર્થ ગઇ અને બીજી પા જિંદગી તું કંઇ પણ ભણ્યો નથી તેથી નકામી ગઇ.' ખલાસી તો સાગરના અગાધ અને ઊંડા જળને જોતો નિસ્તબ્ધપણે શેઠના આ પરદોષ જોનારા ગર્વભર્યા વચનો સાંભળ્યા કરતો હતો, ત્યાં ફરી શેઠે પૂછ્યું: ' બીજું તો ઠીક, પરંતુ તું પરણ્યો છો કે નહીં ? ' જવાબમાં ખલાસીએ કહ્યું: ' શેઠજી ! મારા બાપા પરણ્યા હતા, બાકી હું તો પરણ્યો નથી. ' આ સાંભળી શેઠ તત્કાળ બોલી ઉઠ્યા: ' ત્યારે તો તારી પોણી જિંદગી સાવ વ્યર્થ-પાણીમાં ગઇ; કારણ કે भार्याहीनं गृहं शून्यम् સ્ત્રી વિનાનું ઘર શૂન્ય છે. વળી કહ્યું પણ છે કે:—

न गृहं गृहमित्याहुः, गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनं, कान्तारादतिरिच्यते ॥

અર્થાત્ ઘર એ ઘર નથી પરંતુ ગૃહિણી યાને સ્ત્રી તે જ ઘર છે. સ્ત્રી

વિનાનું ઘર એ જંગલ સમાન છે; માટે તારી પોણી જિંદગી વ્યર્થ ગઇ–પાણીમાં ગઇ એમ સમજ.'

શેઠનું આવું ગર્વમિશ્રિત ભાષણ હજુ તો પૂર્ણ પણ નથી થયું ત્યાં તો આકાશી જગતમાં ઉથલપાથલ થવા માંડી. દિનકર વાદળામાં છુપાઇ ગયો. જળપૂર્ણ શ્યામ વાદળાઓએ આકાશના ચોકમાં દોડાદોડ કરવા માંડી. મેઘનો ગડગડાટ અને વિજળીના ચમકારા મનુષ્યોને પ્રલયની આગાહી કરી બીવડાવવા મંડ્યા. ઉગ્ર વાયુ ચોમેર વાઇ રહ્યો. સાગરના શાંત જળ હેલારે ચડયા અને મોજાંઓ ઉછળીને લોઢ ઉપર લોઢ આવવા માંડયા. અત્યાર સુધી તો શેઠે ખલાસીને એકધારા પ્રશ્નો કર્યા હતા, પણ હવે ખલાસીને પ્રશ્ન કરવાનો વારો આવ્યો. તેણે ઠંડે કલેજે શેઠને પૂછયું: 'કેમ શેઠજી સાહેબ! તરતા જાણો છો કે નહીં?' શેઠે કહ્યું: 'ના ભાઈ! એ તો મારી જિંદગીમાં શીખ્યો જ નથી.' 'તો શેઠ! સમજી લ્યો કે–તમારી આખી જિંદગી પાણીમાં સાચેસાચ ચાલી ગઇ, કારણ કે આ તોફાન કોઇની શરમ રાખે તેમ નથી. મારી તો પા પા જિંદગી કરતાં પોણી જિંદગી નકામી ગઇ એમ તમે કહ્યું પણ હવે તમારી તો આખી જિંદગી પાણીમાં જવા બેઠી છે, જ્યારે હું તો તરી જાણું છું. એ અમારો કુળાભ્યાસ છે તેથી મને કાંઈ ફીકર નથી.' ખલાસીના આ શબ્દો શેઠને શૂળની માફક સાલવા લાગ્યા. પરંતુ વાત ખરી હતી. ત્યાં શું ઉપાય? થોડી વારે વહાણે જળસમાધિ લીધી, તેની સાથે પારકા દોષ જોનાર શેઠ પણ સાગરને તળિયે જઇ બેઠા. અને તારુ ખલાસી કોઈ પણ પ્રકારે પણ તરીને બહાર નીકળ્યો.

આ વાતનો સારાંશ એટલો જ છે કે કોઇમાં એક જાતનો અવગુણ હોય તો તેનામાં બીજી જાતનો ગુણ હોય છે. કોઇમાં એક પ્રકારનો ગુણ હોય તો તેનામાં બીજી જાતનો અવગુણ હોય છે. આ પ્રમાણે પ્રત્યેક મનુષ્યમાં ગુણ–અવગુણ બન્ને રહેલા છે. એકાંતે કોઇનામાં ગુણ કે અવગુણ હોતા નથી, તેથી અન્યના અવગુણ યાને દોષ શા માટે જોવા? તેને બદલે ગુણ કેમ ન જોવા? અને તેથી પણ ઉત્તમ વાત તો એ છે કે–પોતાના દોષ શા માટે ન જોવા? કે જેથી અંતરના અંધકારની ખબર તો પડે અને પરિણામે એ અંધકારમાંથી નીકળવાની સૂઝ પડે. લેખનો નિષ્કર્ષ–સારાંશ એ છે કે દોષદષ્ટિ તજો, ગુણદષ્ટિ પ્રગટાવો અને સ્વદોષ જોતાં શીખો. આટલું થાય તો કલ્યાણ નજીક છે એમ સમજો.

રાજપાળ મગનલાલ વહોરા




ઉપજાતિ

આત્મા જ જેણે નિજ આત્મ જાણ્યો, પરસ્વરૂપી પરભાવ માન્યો;
અનંત ને અક્ષય જાસ જ્ઞાન, તે સિદ્ધ આત્મા પ્રતિ હો પ્રણામ. ૧

શબ્દાર્થ—જેણે આત્માને આત્મા જ જાણ્યો, પરભાવને પરરૂપ જાણ્યો અને જેનું જ્ઞાન અક્ષય અને અનંત છે એવા સિદ્ધાત્માને નમસ્કાર હો !

## અરિહંત સ્તુતિ

વસંતતિલકા

જે તીર્થંકારતણી વાણીવિભૂતિ અત્રે, વાંચ્છયા વિના વિણ વદ્યે જયવંત વર્ત્તે;
વિષ્ણુ[1] વિધાતૃ[2] શિવ[3] સુગત[4] જાસ નામ×, હો તે જિનેશ સકલાત્મ પ્રતિ પ્રણામ. ૨

"નહિં બોલતાં છતાં અને નહિં ઇચ્છતાં છતાં જે તીર્થંકરની વાણવિભૂતિ જયવંત વર્તે છે, અને જે વિષ્ણુ, વિધાતા (બ્રહ્મા), શિવ, સુગત (બુદ્ધ) અને જિન છે, એવા તે સકલ (દેહધારી) આત્માને નમસ્કાર હો !"

## અભિધેય : પ્રતિજ્ઞા

ઉપજાતિ

યથાત્મશક્તિ શ્રુત-લિંગ દ્વારા, ચિંતી સમાધિ ચિત્ત સુપ્રકાશ;
કૈવલ્યકામી જનને નિમિત્ત, ભાખીશ હું આત્મ હવે વિવિક્ત. ૩

"આગમ અને અનુભવજ્ઞાનથી, આત્મશક્તિ પ્રમાણે સમાધિસ્થ અંતઃકરણથી સમ્યક્ સમીક્ષા કરીને, હું હવે કૈવલ્યસુખના કામી જનને અર્થે, વિવિક્ત (ત્રણ પ્રકારના) આત્માનું સ્વરૂપ કહીશ."

દોહરા

બહિરાત્મા અંતર તથા, પરમાત્મા અવધાર !
એમ સમસ્ત શરીરમાં, આત્મા ત્રણ પ્રકાર.
ત્રિવિધ તેહ આત્મામહીં, ત્યજી દઇ બહિરાત્મ;
અંતર આત્મ ઉપાયથી, પ્રાપ્ત કરે પરમાત્મ. ૪

---

× સરખાવો 'बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्' ઇત્યાદિ (ભક્તામર)

૧ વિષ્ણુ-જ્ઞાનથી સર્વવ્યાપક. ૨ વિધાતૃ-મોક્ષમાર્ગનું વિધાન-સર્જન કરનાર. ૩ શિવ-કલ્યાણકારી-કલ્યાણસ્વરૂપ. ૪ સુગત-સમ્યગ્જ્ઞાની, શુદ્ધ અથવા સમ્યક્ગતિને પ્રાપ્ત થયેલા.

"બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ સર્વ દેહધારીઓને વિષે આત્મા ત્રણ પ્રકારે છે; તેમાં બહિરાત્માને ત્યજી દઈ, અંતરાત્મરૂપ ઉપાયવડે કરીને પરમાત્મપણાને પ્રાપ્ત કરો."

સરખાવો:—"બહિરાતમ તજી અંતર આતમ રૂપ થઈ થિરભાવ;
પરમાતમનું આતમ ભાવવું, આતમ અરપણ દાવ."—શ્રીઆનંદઘનજી

### ત્રણેનું સામાન્ય લક્ષણ

દેહાદિક વસ્તુ વિષે, આત્મભ્રાંતિ જસ થાય;
તે આત્મા અહીંઆ અહો! બહિરાત્મા કહેવાય.
ચિત્ત દોષમાં આત્મની, ભ્રાંતિ જેને નો'ય;
તે અંતર આત્મા અને, પરાત્મ નિર્મલ હોય.* ૫

"દેહ આદિ પદાર્થમાં જેને આત્માની ભ્રાંતિ ઉત્પન્ન થઇ છે તે બહિરાત્મા છે; સંકલ્પવિકલ્પરૂપ ચિત્ત અને રાગાદિ દોષમાં જેની આત્મભ્રાંતિ ટળી ગઈ છે તે અંતરાત્મા છે અને અત્યંત નિર્મળ તે **પરમાત્મા** છે."

નિર્મલ કેવલ શુદ્ધ ને, અવ્યય ઈશ પરાત્મ;
વિવિક્ત પરમેષ્ઠિ પ્રભુ, ને જિન તે પરમાત્મ. ૬

"નિર્મલ, કેવલ, શુદ્ધ, અવ્યય, ઈશ્વર, પરાત્મા, વિવિક્ત, પરમેષ્ઠિ, પ્રભુ, એ બધા પરમાત્માના પર્યાયી શબ્દો છે."

### બહિરાત્મ લક્ષણ

આત્મજ્ઞાન વિમુખ સ્ફુરી, ઈંદ્રિયદ્વારે ખાસ;
બહિરાત્મા નિજ દેહમાં, કરે આત્મ અધ્યાસ. ૭

"આત્મજ્ઞાનથી વિમુખ એવો બહિરાત્મા ઈંદ્રિયદ્વારોથી પ્રવૃત્તિ કરતો સતો પોતાના દેહમાં આત્મબુદ્ધિનો અધ્યવસાય ધારણ કરે છે."

નરદેહે સ્થિત આત્મને, મૂઢ માને નરરૂપ;
તિર્યંચે તિર્યંચ ને, સુરમાં સુરસ્વરૂપ. ૮
નારક દેહમહીં વળી, માને નારક તેહ;
પણ તેઓ તો તત્ત્વથી સ્વયં છે જ ના એહ.
કારણ અનંત જ્ઞાન ને, અનંત શક્તિમાન;
સ્વસંવેદ્ય છે આત્મ તે, ધ્રુવ પરિસ્થિતિવાન. ૯

"મનુષ્યદેહમાં સ્થિતિ કરતા આત્માને તે મૂઢ બહિરાત્મા, મનુષ્ય માને છે, તિર્યંચશરીરમાં રહેલાને તિર્યંચ માને છે, દેવશરીરમાં રહેલાને દેવ માને છે અને નારકદેહમાં રહેલાને નારક માને છે; પરંતુ તત્ત્વથી તો તે

* અત્રે આશયની સ્પષ્ટતા અને સરલતા ખાતર ક્વચિત્ એક શ્લોકને બે દુહાઓમાં અવતારેલ છે. આ ગ્રંથમાં નિશ્ચયનય—શુદ્ધનય પ્રધાન છે એ લક્ષમાં રાખવું.

તેવા પ્રકારનો નથી; કારણ કે તે તો અનંતાનંત જ્ઞાન-વીર્યનો સ્વામી, સ્વસંવેદ્ય ( સ્વાનુભવગોચર ) અને નિશ્ચલ સ્થિતિવાળો એવો આત્મા છે. ”

અચેતનો પરદેહ જ્યાં, પર આત્માનો વાસ;
સ્વદેહ સમ. તે દેખીને, કરતો પર અધ્યાસ. ૧૦

“ પરના આત્માથી અધિવાસિત એવા પરના અચેતન દેહને પોતાના દેહ જેવો દેખીને, તે મૂઢ બહિરાત્મા તેના પ્રત્યે પરપણાની બુદ્ધિ ધારણ કરે છે. ( આ દેહ પારકો એમ ગણે છે. )

દેહોમાં નિજ પરતણો, કરતાં અધ્યવસાય;
વિભ્રમ સ્ત્રીપુત્રાદિનો, અનાત્મજ્ઞને થાય. ૧૧

“ ઉપર કહ્યા પ્રમાણે દેહોમાં સ્વ-પરના અધ્યવસાયવડે કરીને, આત્માને નહિ જાણનારા જનોને સ્ત્રી-પુત્ર આદિ સંબંધી વિભ્રમ વર્ત્તે છે. ”

તેથી ‘ અવિદ્યા ’ નામનો, દૃઢ જન્મે સંસ્કાર;
જેથી આત્મા દેહને, જન માને ફરી વાર. ૧૨

“ અને તે દેહોમાં સ્વપરના અધ્યવસાયવડે કરીને ‘ અવિદ્યા ’ નામનો દૃઢ સંસ્કાર ઉત્પન્ન થાય છે; જેથી કરીને બહિરાત્મા જન પુનઃ પુનઃ દેહને જ આત્મા માની બેસે છે. ”

### બંધ મોક્ષનું ગૂઢ રહસ્ય

આત્મબુદ્ધિ નિજ દેહમાં, તનથી યોજે આત્મ;
આત્મબુદ્ધિ નિજ આત્મમાં, તનથી વિયોજે આત્મ. ૧૩

“ દેહમાં જેને આત્મબુદ્ધિ છે, તે દેહ સાથે આત્માને યોજે છે, એટલે તેને ફરી ફરીને દેહ ધારણ કરવા પડે છે; અને આત્મામાં જે આત્મબુદ્ધિ છે તે દેહ અને આત્માનો વિયોગ કરાવે છે, એટલે તેને પુનઃ દેહ ધારણ કરવા પડતા નથી, અશરીરીપણું પ્રાપ્ત થાય છે.”

દેહે આત્મમતિથી થયા, સ્ત્રી-પુત્રાદિ વિકલ્પ;
રે ! તેથી જગ માનતું, આત્મસંપદ અનલ્પ. ૧૪

“ દેહમાં આત્મબુદ્ધિને લઇ, સ્ત્રી-પુત્ર આદિ વિકલ્પ ઉપજ્યા છે અને અફસોસ છે કે તે વડે આ જગત્ આત્મસંપત્તિ માની બેઠું છે. ”

દેહે આત્મમતિ જ તે, ભવદુઃખનું મૂલ ધાર;
(તેથી) ત્યજી એ પેસે અંતરે, ત્યજી ઇંદ્રિય વ્યાપાર. ૧૫

“ દેહમાં આત્મબુદ્ધિ તે જ સંસારના દુઃખનું મૂળ છે, તેથી એ દેહાત્મબુદ્ધિ છોડી દઇ અને ઇંદ્રિયોની બહિર્ પ્રવૃત્તિનો ત્યાગ કરી, (મુમુક્ષુ) અંતરમાં પ્રવેશ કરે. (તાત્પર્ય-દેહાત્મબુદ્ધિ ત્યજે અને આત્માભિમુખ થાય ત્યારે અંતરાત્મા થાય.) ”

( ચાલુ ) ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

# પ્રભાવિક–પુરુષો

## શ્રેણિકપુત્રો

### ૫. નંદિષેણ

એકાએક કુલપતિની સરદારી હેઠલ તાપસવૃંદને રાજદરબારમાં વિહ્વળદશામાં ગ્લાનિભર્યા ચહેરે પ્રવેશતું જોતાં જ કુમાર નંદિષેણ મહેલના પગથિયા ઊતરી નીચે આવ્યો. આજે તે યૌવનવયના આંગણે આવી ચૂકેલ છતાં સંસારના વિલાસો કે યુવાનીસુલભ રંગરાગ એને આકર્ષી શક્યા નહોતા. નજર સામે પોતાના જ બંધુઓને વિવિધ મોજ ઊડાવતા જોતાં છતાં એનું મન કુદરતી રીતે અલિપ્ત રહેતું. સાંસારિક બાબતોમાં લગભગ એ કમળ-પુષ્પવત્ નિરાળો જ રહેતો. સંસારની ઉપાધિને લાત મારી જેઓ અરણ્યવાસમાં જીવન ગાળવા કટિબદ્ધ થયા હતા એવા નિર્ગ્રંથ, સંત કે તાપસ પ્રતિ તેને બહુમાન પેદા થતું. એમાંનો એકાદ નજરે ચડતાં જ તે તેમના પગ ચુમવા પહોંચી જતો.

પિતાશ્રી શ્રેણિક પાસે ઘણીયે વાર તેને તાપસ, મહંત કે ભિક્ષુકને આવતાં જોયેલા. તેઓની માંગણી સંતોષવામાં જવલ્લે જ નૃપ આનાકાની કરતા એ પણ તેની ધ્યાન બહાર નહોતું. પ્રભુ શ્રી મહાવીરદેવની સ્થિરતા રાજગૃહીમાં હોય ત્યારે રાજવી દરરોજ રસાલા સહિત વંદન અર્થે જતા, એ પણ જોયેલું અને અનુભવેલું. નિર્ગ્રંથ પ્રત્યેની દૃઢ ભક્તિમાં ભૂપ શ્રેણિક સાથે કોઈક જ બરાબરી કરી શકે એવું પોતે માનતો. આહે તો આ વારસામાં મળેલા સંસ્કારની અસરથી કે આહે તો અન્ય કોઇ અગમ પ્રેરણાથી–ગમે તે કારણથી ત્યાગીના અંચળા પ્રતિ તેને અતિશય પ્રેમ હતો. હજુ તે અણગાર અને મઠધારી વચ્ચેના તફાવત શું શું છે એ પારખી શક્યો નહોતો. બારિકાઇથી એ જોવાનો પરિશ્રમ જ નહોતો સેવ્યો, એમ કહેવામાં ખોટું નથી. કુલપતિ સહ તાપસનું આવું મોટું વૃંદ આમ દરબારમાં દાખલ થવાનો આ પ્રથમ જ પ્રસંગ હતો. કોઇ ગંભીર બનાવ બન્યાની એથી આગાહી થઇ. ઘડીભર મનમાં તરંગ પણ ઊઠયો કે 'આ નિસ્પૃહીઓ શા કારણે આમ વિહ્વળ બન્યા હશે?' તરત જ ટોળાની પાછળ ખેંચાઇ રહેલા એક તાપસકુમારને બાજુ પર સ્નેહપૂર્વક બોલાવી ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો:

"હે તપોધન! આપ સરખા સંસારજન્ય ઉપાધિને ઠોકરે મારનાર નિરિચ્છકોને આ ગ્લાનિ શી? આ દોડધામ શી? એવી તે શી તમારી મિલ્કત લૂંટાણી છે?"

"રાજકુમાર! એક હાથીએ આજે અમારી વર્ષોની મહેનત પર પાણી ફેરવ્યું છે. અમારા આશ્રમોને તોડીફોડીને મેદાનમેદાન કરી નાંખ્યા છે. લાંબા પરિશ્રમે અહર્નિશ જળસિંચન કરી જે ઝાડપાન અમે ઉછેર્યાં હતાં તે સર્વનું જડમૂળથી નિકંદન કાઢયું છે. વસ્ત્ર–પાત્ર અને વસ-

તિવિહૂણા એવા અમે પશુ-પંખી કરતાં પણ બદતર હાલતમાં આવી ગયા છીએ."

રાજકુમાર આગળ કંઈ પૂછે તે પૂર્વે તો દરબારગઢમાંથી કોટવાળ એક અશ્વારોહી સૈનિકોની ટુકડી સાથે કુલપતિએ નિર્દિષ્ટ કરેલ સ્થાન તરફ કૂચ કરી ગયો. એની પાછળ સારુંયે તાપસોનું ટોળું ધીમે ધીમે પાછું ફર્યું. જુવાન તાપસકુમાર પણ એમાં જોડાયો. તાપસ, સંન્યાસી, શ્રમણ કે નિર્ગ્રન્થ જેવાના જીવનો અકિંચન ને નિર્લેપ હોય, જ્યાં પરિગ્રહનું નામ ન હોય ને મમતાનો સંભવ સરખો પણ ન હોય. આવા નંદિષેણે કલ્પેલા ચિત્ર સાથે આ તાપસોનું જીવન બંધબેસતું નહોતું. તાપસકુમારના અધૂરા વૃતાન્તે એ નજરે જોવાની જિજ્ઞાસા પ્રગટાવી. એકાદા હાથીના તોફાનથી આ આત્માઓ આટલા પ્રમાણમાં કેમ હતાશ થઈ ગયા એ જાણવાનું કુતૂહળ પણ થયું. તરતજ સજ્જ થઈ તે પણ નીકળી પડ્યો. જોતજોતામાં પગે ચાલતાં તાપસવૃંદની લગોલગ પહોંચ્યો અને પરિચિત તાપસકુમાર સાથે અધૂરી વાતના તાર મેળવવા લાગ્યો. તાપસે વાતના અનુસંધાનમાં આગળ વધતાં જણાવ્યું કે:

"રાજપુત્ર! કદાચ અકસ્માતથી એકાદા સામાન્ય હસ્તીનું આગમન થયું હોત ને અમારા પ્રિય આશ્રમ પર એનો પ્રકોપ ઉતર્યો હોત તો અમને આટલું દુઃખ ન થાત. એ આટલી હદે નુકશાન પણ ન કરત, પરંતુ આ તો અમારી જ નજરમાં ઉછરેલ, અમારા જ સંરક્ષણથી વૃદ્ધિ પામેલ અને અમારા સહવાસમાં જ જેનો બાલ્યકાળ વ્યતીત થયેલ છે એવા એક પરિચિત માતંગનું આ ભયંકર કાર્ય છે. એ હસ્તી નાનો હતો ત્યારે અમારી સાથે વૃક્ષોનું અને ફળ-ફૂલના રોપાઓનું જળસિંચન સુંઢમાં પાણી ભરીને કરતો. સેચનક એવું ગુણનિષ્પન્ન નામ અમોએ તેનું રાખેલું. અમારી સાથે એક સહચારીની જેમ એ ભળી ગયેલ, જાણે રમતગમત કે વ્યવસાયનો એક સાથીદાર. આટલી મિત્રાચારી સકારણ હતી. એનો જન્મ જ અમારા આશ્રમમાં થયેલો. પાંચ સો હાથણીઓનો સ્વામી એક બળવાન યૂથપતિ હાથી હતો. એના મનમાં દીર્ઘકાળ સુધી અટવીનું સામ્રાજ્ય માણવાના કોડ હતા એટલે કોઈપણ નરહાથીને એ જીવતો રહેવા દેતો જ નહીં. જન્મતાં જ એના ગળે ટુંપો દેવાતો અર્થાત્ જ્યાં યૂથપતિની નજરે ચઢતો કે એ પિતા જ એનો કાળ નિવડતો! આવા ભયંકર પતિની એક પત્નીએ કેવળ અપત્યપ્રેમની વિવશતાથી ગર્ભાવસ્થા પ્રાપ્ત થતાં છળથી એની સાથે કામ લીધું. પગ ખોડંગવાનો ઢોંગ કરી, હાથણીના સમૂહથી ઇરાદાપૂર્વક પાછળ રહેવા લાગી. ધીમી ચાલે ચાલી કોઈ વાર બે દિવસે તો કોઈ વાર ચાર દિવસે સાથ ભેગી થતી. એ રીતે યૂથપતિને વિશ્વાસ પમાડી, અમારા આશ્રમમાં બચ્ચાને જન્મ આપ્યો. એણે તો માત્ર મર્યાદિત સમયપર્યંત જ એનું લાલનપાલન કર્યું. પકડાઈ જવાની

ળીકે એ પુનઃ સાથ ભેગી થઈ ગઇ. એ પછીની સર્વ કરણી કુલપતિના આદેશથી અને દયાના તંતુવડે ખેંચાઇ અમોએ કરી લીધી. આમ સેચનક યુવાન અવસ્થા પામ્યો. અમારી સહાય પામ્યો નહોત તો એનું અસ્તિત્વ જ ન હોત, પણ અરે ! દુનિયા નગુણી જ વધારે દેખાય છે ! તેથી જ કહેવત ચાલી છે કે 'ગુણનો ભાઈ દોષ.' એ સારુ શાસ્ત્રનાં પાનાં કયાં થોડાં ભર્યા છે ? ગુણ પર અવગુણ કરનારાના દાખલા શોધવા જવા પડે તેમ નથી. વૈયાકરણીઓને પણ કહેવું પડયું કે 'દુષ ધાતુને ગુણ કરીએ તો દોષરૂપે પરિણમે છે.' ( દુષનો ગુણ દોષ )

એક દિવસ કોઇ કારમા ચોઘડીએ સમીપવર્તી તળાવથી પાછા ફરતાં અમારા આ પ્રિય હસ્તીએ પોતાના પિતા એવા વૃદ્ધ યૂથપતિને હાથણીઓના સમૂહમાં ડાલતો અને આનંદ માણતો જોયો. તરત જ એનો તનમનાટ પ્રકટી ઉઠ્યો. એની સામે એ ગુસ્સાના અદમ્ય આટોપથી દોડયો અને યુદ્ધ કરવા મંડી પડ્યો નવા લોહી આગળ પાછલી અવસ્થાનું ઠંડું પડેલું લોહી પરચો ન બતાવી શકયું. વૃદ્ધ નાયકનો પરાભવ થયો એટલું જ નહિં પણ કેટલાયે જુવાન અર્ભકોના અકારણ કોળિયા કરાવવારૂપ મહાપાપના બદલા રૂપે જોતજોતામાં એ પોતે કાળનો કોળિયો બન્યો. હવે સેચનક પાંચ સો હાથણીઓનો સ્વામી બન્યો. વિશાળ અટવીમાં સ્ખલના વગર પરિભ્રમણ કરવા લાગ્યો. નિરંકુશપણે સ્વચ્છંદતાથી વિહરવા લાગ્યો. પ્રાપ્ત થયેલ આ અધિકાર અને વૈભવ નવો કોઇ તરુણ ગજ છીનવી ન લઈ જાય એ ખાતર એણે પણ પિતાની માફક ચાંપતી નજર રાખવા માંડી. એની એ વિચારણામાં પોતાનું જેમ આશ્રમમાં ગુપ્તપણે રક્ષણ થયું તેવું ભવિષ્યમાં કોઇ અન્યનું ન થવા પામે એટલા સારુ આશ્રમનું અસ્તિત્વ મીટાવી દેવાનો તેના મનમાં નિશ્ચય થયો. સ્વાર્થ આગળ એ તિર્યંચ પરોપકાર ને બાળજીવન વિસરી ગયો.એકાએક દોડી આવી જબરૂં ધમસાણ મચાવી દીધું. એની ઘેલછાએ લીલુંસૂકું કંઇ ન જોયું ! અમારા સર્વનાશનો આ કરુણ ઇતિહાસ. હવે તમે જાણી શકશો કે અમારું દુઃખ કેવું કારમું છે !"

રાજપુત્ર નંદિષેણ તાપસકુમારનું વૃતાન્ત શ્રવણ કરી વિચારમગ્ન બની ગયો. સંસારજન્ય આધિઉપાધિથી દૂર ભાગનાર તાપસો પણ એકાદા સામાન્ય પ્રસંગમાંથી કેવી વિટંબનાના ભાજન બન્યા એ જાણી એના હૈયામાં કોઇ નૂતન તરંગો ઊઠ્યા અને એમાં એ અવગાહન કરે તે પૂર્વે જ 'રાજકુમાર ! જુઓ, જુઓ, પેલો તોફાને ચઢેલો અમારો બાળસખા સેચનક. શ્રેણિકમહારાજના અશ્વારોહીઓને પણ લેખામાં લીધા વગર પોતાનું તાંડવ નૃત્ય ચાલુ રાખી રહેલ છે ! ' તાપસવૃંદમાંથી સામે દેખાતા આશ્રમ પ્રતિ અંગુળી કરીને તેણે કહ્યું.

નંદિષેણે ચક્ષુ માંડતાં જ આશ્રમભૂમિનું ઉન્મૂલન કરી મદોન્મત્તપણે પાંચ સો હસ્તિનીઓના સમૂહમાં જાણે

ગોપીઓના વૃંદમાં શ્રીકૃષ્ણ વાસુદેવ ક્રીડા કરતા ન હોય એમ હૃષ્ટપુષ્ટ શરીરી, સર્વાંગ-સુંદર ગજરાજને મોજ માણતો જોયો. અશ્વારોહી સૈનિકોના સંખ્યાબંધ પડકારો છતાં એ તરફ સાવ બેદરકાર ! જાણે એને મન તેમની રંચમાત્ર ગણના ન હોય તેમ એની ક્રીડા ચાલુ જ રહી.

વર્ષોની જહેમતે તૈયાર થયેલ સ્થળને આમ સાવ હાથમાંથી સરી જતું નિહાળી, કુલપતિ ગુસ્સાથી સૈનિકો પ્રતિ પોકારી ઊઠ્યા કે-' એ સરળતાથી વશ નહીં થાય, ફેંકવા માંડો એના પર શરોનો વરસાદ ! એ શયતાન વિનાકારણ અમને ત્રાસ પમાડનાર ! ભલે તે મૃત્યુનો મ્હેમાન બને ! '

ચાહે તો તાપસમુખ્યના આહ્વાન નથી કે પોતાના વૃંદમાં પડેલ કોઇ બાણથી એકાએક તે હાથી આશ્રમની બહાર આવવા દોડ્યો. એની આંખોમાં લાલાશ ને ગુસ્સો સ્પષ્ટ જણાયાં. સૈનિકોને થાપ આપી કુલપતિ સહિત તાપસોનો સમુદાય જે દિશામાં ઊભો હતો ત્યાં તે ઉછળતા કદમે આવ્યો.

સર્વત્ર હાહાકાર મચી રહ્યો ! કુલપતિનું હમણાં જ આવી બન્યું ! એવી ભીતિ પ્રસરી રહી, બૂમો પડવા માંડી.

ત્યાં એકાએક રાજપુત્ર નંદિષેણ સામે જતો દેખાયો. એણે પડકાર કર્યો:—

'સેચનક ! ઉપકારનો આ બદલો ? '

' ગાંડો બનેલ હાથી તાપસગણમાં કાંઇ નુકશાન કરશે ! અરે ! દોડો, દોડો, રાજકુમાર એની સામે જાય છે. જોતજોતામાં એમના પ્રાણ પણ એ લઇ લેશે ! ' એવા અવાજો કરતાં સૈનિકો સંગઠન કરીને આવે તે પૂર્વે સેચનકની આકૃતિ જ જાણે ફેરવાઇ ગઇ ! ઉન્મત્તતા નષ્ટ પામી ગઇ !

નંદિષેણના સામે ચક્ષુ આવતાં જ એ સ્તબ્ધ બન્યો. એકાએક અટકી ગયો. કોઇ જૂની સ્મૃતિ તાજી થઇ હોય તેમ એની ચેષ્ટા થઇ રહી. નંદિષેણના વ્યક્તિત્વમાં કોઇ જૂની પ્રતીતિનો એને પિછાન થઇ.

પરિણામ જુદું જ આવ્યું. સુંઢ નમાવી જાણે એક પાળેલો શ્વાન હોય તેમ રાજપુત્રની સામે એ ઊભો રહ્યો. નંદિષેણે સુંઢનો આશ્રય લઇ, તેની પીઠ પર ચઢી બેસી, અંકુશ હાથમાં પકડી એને નગરીના માર્ગે વાળ્યો.

જરા પણ રોકટોક વગર સેચનક, કુમાર નંદિષેણનો દોરવ્યો રાજગૃહમાં આવી સ્વેચ્છાએ બંધનમાં પડ્યો. કોઇ અનેરા વ્હાલથી નંદિષેણને એ જોવા લાગ્યો. આમ વિઘ્ન અણધારી રીતે વેરાઇ ગયું. અલ્પ સમયમાં સેચનક રાજવીનો પટ્ટહસ્તી બન્યો.

નંદિષેણ સાથે સેચનકને વાત્સલ્ય ક્યાંથી ઉભરાઇ આવ્યું ? એ કોયડો વર્ષો સુધી અણઉકલ્યો રહ્યો !

એકદા ભગવાન મહાવીરદેવનાં પગલાં રાજગૃહીમાં થયાં. વનપાળે આવીને સમાચાર કહ્યા. તરત જ રસાલા સહિત વંદનાર્થે જવાની વરદી અપાણી. પટ્ટહસ્તી સેચનક પર અંબાડી નંખાઇ. એ પર બેઠક લેતાં જ શ્રેણિક મહારાજની સ્મૃતિ સતેજ થઇ. સેચનક ને નંદિષેણના સંબંધમાં પ્રભુને પૃચ્છા કરવાનો સંકલ્પ કર્યો.

( ચાલુ ) ચોકસી

# પર્વાધિરાજ શ્રી પર્યુષણ પર્વ

મારા વ્હાલા વીરપુત્રો! પર્યુષણ મહાપર્વ હવે નજીકમાં આવવાનાં છે. આ પર્વ સર્વ પર્વોમાં મહાશ્રેષ્ઠ ગણાય છે. ગઇ સાલ પર્યુષણ પર્વમાં સર્વ જીવો પ્રત્યે મન, વચન અને કાયાથી સંવત્સરી પ્રતિક્રમણ સમયે ખમાવ્યા હશે અને ત્યાર-પછી સંયમ રાખી, સર્વ જીવો પ્રત્યે આખા વર્ષ દરમ્યાન નેકનજરથી નિહાળ્યા હશે તેમજ અઘટિત કાર્ય કરતાં ખમતખામણાનો પૂરો ઉપયોગ કર્યો હશે. જો આ પ્રમાણે આપણે ન વર્ત્યા હોઈએ તો આપણું આખું વર્ષ અફળ ગયું છે એમ માનવું જોઈએ અને આવતી સંવચ્છરીએ પતિક્રમણ કરી શુદ્ધ બુદ્ધિથી ખમતખામણા કરવા જોઇએ; નહિં તો હે વીરપુત્રો! વર્ષોવર્ષ સંવત્સરીનો મહા-મંગળકારી શુભ દિવસ તમારા માટે નિરર્થક આવે છે, જાય છે અને જશે.

વેપારી લોકો પણ વર્ષ દહાડે બે માસ અગાઉથી વેપારમાં શું નફો નુકશાન છે તે તપાસે છે અને જો ટોટો જણાય તો કોઈપણ કાર્યમાં ખર્ચ કરવાને પૂરતો વિચાર કરે છે. આ કાર્ય તો આપણે આવક ખાતર જરૂર કરીએ છીએ; પરંતુ આપણો આત્મા અનંત કાળથી ચોરાશી લક્ષ જીવયોનિમાં ભમ્યા કરે છે તે આત્માની મુક્તિ માટે કોઇ પણ દિવસ વિચાર કરતા નથી. તેથી જન્મ-મરણના મહાદુઃખ ભોગવીએ છીએ, પણ બંધુઓ! આપણો ધર્મ ઉચ્ચ કોટીનો છે. દુનિયાના દૂર દૂરના દેશોમાં પણ આપણો ધર્મ ઊંચું સ્થાન ભોગવે છે, તેવા ધર્મવાળા ઉત્તમ કુળમાં જન્મ થયા છતાં વારંવાર જન્મ-મરણ કરવા પડે એ દિલગીરીની વાત છે. વારંવાર મનુષ્ય જન્મ મળતો નથી તેથી આપણને મળ્યો છે તે જન્મ એશઆરામ અને સ્વચ્છંદીપણે ગુમાવવાનો નથી, માટે જો આપણે ક્રમે ક્રમે મન, વચન અને કાયાને કાબૂમાં રાખશું તો કોઈ દિવસ આત્માનો ઉદ્ધાર થશે એ વાત ચોક્કસ છે; માટે કરેલાં કર્મ તોડવા અને નવા કર્મ ન બાંધવા એ આપણે ખાસ લક્ષમાં રાખવાનું છે. જે સ્થળે પૂજ્યશ્રી મુનિવર્યનું ચોમાસું હોય છે તે સ્થળે તો તેઓશ્રી પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો સભા સમક્ષ વાંચે છે, પણ જે સ્થળે પૂજ્યશ્રી મુનિવર્યનું ચોમાસુ ન હોય તેને અભાવે શ્રાવક વાંચે છે. આ વ્યાખ્યાન સભા સમક્ષ વાંચનાર-વક્તા ચતુર્થવ્રતધારી હોય તો વિશેષ શ્રેષ્ઠ છે અને તેવો વક્તા ન હોય તો વાંચનાર વક્તાએ પર્યુષણના માંગલિક દિવસોમાં તો અવશ્ય બ્રહ્મચર્ય પાળવું જોઇએ. કલ્પધરના દિવસે વ્યાખ્યાન વાંચવાનો આરંભ કરતાં પહેલાં જ્ઞાનની સ્થાપના કરીને જ્ઞાનપૂજા ભણાવી સર્વ શ્રાવક શ્રાવિકાઓએ વાસક્ષેપ, ધૂપ અને રૂપાનાણાથી જ્ઞાનપૂજન કરવું તથા એક ઘીનો દીપક સંવત્સરી દિવસ સુધી દરેક વ્યાખ્યાન વખતે અખંડ રાખવો. યથાયોગ્ય વિધાનપૂર્વક કરેલી ક્રિયા ફળદાયી થાય છે. એ વાત લક્ષમાં રાખી વિધિપૂર્વક કરણી કરવાને ઉજમાળ થવું.

અમીચંદ કરસનજી શેઠ

# આ • દ • ર્શ અ • મા • ત્ય •

લે૦ કુંવરજી

આ જગતમાં અનેક મનુષ્યો જન્મે છે ને મૃત્યુ પામે છે; પરંતુ તેમાંથી કોઇ વિરલ વ્યક્તિ જ એવી હોય છે કે જેના જવાથી પડેલી ખામી પૂરાતી નથી. અનેક મનુષ્યો એવા હોય છે કે જે જન્મ્યા કે મૃત્યુ પામ્યા તે જગતમાં કોઇ જાણતું પણ નથી. અત્યારે જે વ્યક્તિ માટે આ લેખ લખવાની વૃત્તિ ઉત્પન્ન થઇ છે તે વ્યક્તિ આખા હિંદમાં અદ્વિતીય ગણાતી હતી, તેની સલાહ અનેક રાજામહારાજાઓ લેતા હતા, નામદાર સરકાર પણ તેના વિચારને માન આપતી હતી, એમનું માયાળુપણું પ્રશંસાપાત્ર હતું, જે રાજ્યમાં એમણે અમાત્યપણું કર્યું છે તે રાજ્યની પ્રજાના તેઓ પૂરેપૂરા પ્રીતિપાત્ર હતા, પ્રજાના દરેક ધર્મને તેઓ સરખી રીતે માન આપતા હતા અને દરેક ધર્મના મેળાવડા કે ઉત્સવાદિ પ્રસંગમાં તેઓ જરૂર

ચાણક્યબુદ્ધિ



સ્વ૦ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી
મુખ્ય સચિવ, ભાવનગર સ્ટેટ.

ભાગ લેતા હતા. એમની ઉદારતા પણ પ્રશંસાપાત્ર હતી. એની પાસે કોઇ પણ કાર્ય પરત્વે ગયેલ પ્રજાજન નિરાશ થઈને આવતો નહોતો. દરેકની માગણીને યથાયોગ્ય રીતે પૂરી પાડવાને તેઓ હંમેશા ઇંતેજાર રહેતા હતા. કોઇ પણ કાર્યને અંગે ના પાડવી પડે ત્યારે તેમના દિલને અત્યંત દુઃખ થતું હતું. નામદાર મર્હુમ તેમજ વર્તમાન મહારાજા સાહેબનો તેમના પર પૂર્ણ વિશ્વાસ હતો અને તેમની સલાહ અનુસાર જ બહોળે ભાગે રાજવ્યવસ્થા થતી હતી. અપકાર કરનાર પર પણ તેઓ ઉપકાર કરવામાં જ તત્પર હતા. કોઇ પણ રીતે અન્યને ઉપકારવડે જ આચ્છાદિત કરી દેવાને તેઓ તત્પર હતા. કોઈ તેના અવર્ણવાદ બોલે તો તેના પર પણ ગુસ્સે ન થતાં તેના વાકયમાંથી કાંઇ જાણવા જેવું કે સમજવા જેવું હોય તો તે ગ્રહણ કરતા હતા.

આવી વ્યક્તિનું નામ શું હતું ? તે જાણવાને ઇન્તેજાર વાચકજનોને હું જણાવું છું કે એ પ્રસિદ્ધ વ્યક્તિનું નામ **સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ** હતું. એમના ગુણાનુવાદ કરવાને માટે મારું મન ઘણું જ ઉત્સાહી થાય છે તેનું કારણ હું ઘણા વર્ષ સુધી એમના પરિચયમાં આવેલો છું અને એમની ઉદારતા અને માયાળુપણા વિગેરે ગુણોનો લાભ મેં ઘણી વખત લીધેલો છે તે છે.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા** નામની સંસ્થા ઉપર એમનો સવિશેષ પ્રેમ હતો. એ સંસ્થાના નાના મોટા અનેક શુભ પ્રસંગોમાં એઓ સાહેબે ખુશીથી ભાગ લઈને તે સભાને દીપાવેલ છે. એ સભાની **સીલ્વર ને ગોલ્ડન** જ્યુબીલીના પ્રસંગમાં એઓ સાહેબે જે વખતનો ભોગ આપ્યો છે, જે સહાય આપી છે ને જે સલાહ આપી છે તેમજ તેની ઉન્નતિને માટે જે પ્રેમ બતાવ્યો છે તે સંભારતા આ સભા તેમનો આભાર કદાપિ ભૂલી શકે તેમ નથી.

**શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ**ના ભાવનગરખાતે થયેલા અધિવેશન વખતે તેઓ સાહેબે આપેલી સહાય, સલાહ અને લાગણી અપ્રતિમ હતા. સ્વ. નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજી બહાદુરને પણ તેઓ સાહેબ તે મેળાવડામાં લાવ્યા હતા. આ પ્રસંગને અંગે આખી જૈન કોમ તેમની આભારી થઇ હતી. એ અધિવેશન વખતે પાંચ સાત બાબતની વિરુદ્ધતા હતી તે બધી વિરુદ્ધતાનું ઉપશમન એમની ચાણુકયબુદ્ધિને અવલંબવાથી જ થયું હતું.

**ભાવનગર પાંજરાપોળ**નું મકાન નવું બાંધવાનું હતું તે વખતે માત્ર નજીવી કિંમતથી જમીન આપવા વિગેરેમાં તેઓ સાહેબે સારી મદદ કરી હતી.

ગોને લઇને તેઓ ગભરાઇ ગયા. એ પ્રસંગે ખાસ ધીરજ આપનાર ન મળવાથી તેઓ પોતાના પરમ પ્રીતિવાળા સેરીસા તીર્થે ગયા અને ત્યાં પરમાત્માની ભક્તિ સ્તવનાદિ વડે કર્યા બાદ આ દેહ ઉપર જ અભાવ આવવાથી તેનો વિયોગ થાય તેવો પ્રયોગ કરી, ચાર શરણ લઇ, પરમાત્માનું સ્મરણ કરતા ધર્મશાળામાં સૂઇ ગયા. લીધેલ પદાર્થની અસર થતાં અમદાવાદ ખબર આપવામાં આવ્યા. કુટુંબીજનો ત્યાં પહોંચી ગયા. અનેક ઉપચારો કર્યા, પરંતુ તે સફળ થયા નહીં. છેવટે ગત અશાડ શુદિ ૨ બુધવાર તા. ૨૯-૬-૩૮ ના રોજ રાત્રિના ૧૦॥ કલાકે પંચત્વ પામ્યા.

આ અતિશય ખેદજનક બનાવથી તેમના માતુશ્રી અને પુત્રપુત્રી વિગેરેને તો પારાવાર ખેદ થાય તેમાં તો કહેવું જ શું ? પરંતુ તે ખબર અમદાવાદ આવી પહોંચતાં આખા શહેરમાં હાહાકાર થઇ ગયો. અનેક દુકાનો બંધ કરવામાં આવી અને કેટલાક ભાગમાં હડતાળ પડી. નગરજનોના મુખમાંથી તેમના પરોપકારીપણાને લઇને દિલગીરીજનક ઉદ્દગારો સાંભળનારના હૃદયને પણ કંપાવે એવા નીકળવા લાગ્યા.

એમણે કોઇપણ દુઃખીનું દુઃખ ટાળવા માટે અનેક પ્રયત્નો કરેલા હોવાથી પ્રજાનો ઘણો ભાગ તેમનો ઋણી હતો. તેમને આવા એક પરદુઃખભંજક પુરુષને માટે બહુ લાગી આવ્યું. આખા શહેરની શોકસભા ભરાણી, તેમાં અનેક વક્તાઓએ પોતાની લાગણી પ્રદર્શિત કરી. શેઠ આણંદજી કલ્યાણજીના વહીવટ કરનારા પ્રતિનિધિઓએ પણ દિલગીરીનો ઠરાવ કર્યો આ ખબર બહારગામ જતાં અનેક શહેરો ને ગામોમાં પણ શોક પ્રદર્શિત કરવા સભાઓ મળી અને તેમાં પ્રસંગને યોગ્ય ઠરાવો કરી પોતાની લાગણી બતાવી આપી. અનેક રાજા મહારાજાઓ તરફથી તેમજ ગવર્નરો અને વૉઇસરોય તરફથી પણ તારદ્વારા સંખ્યાબંધ શોકસંદેશાઓ આવ્યા. આ બધો વ્યવહાર જળવાયો, પરંતુ ગયા તે તો ગયા, તેમની ખોટ પૂરાય તેમ નથી. આ હકીકત સંસારની અનિત્યતા સૂચવવા માટે બસ છે.

તેઓ અનેક સંસ્થાઓમાં કાર્યવાહક હતા, અંતઃકરણથી ભાગ લેનારા હતા અને તીર્થોના કે જીવદયાના કામ માટે અણધાર્યે વખતે પણ જ્યાં જવું પડે ત્યાં જતા હતા. તેમની પ્રભા પણ ઠીક પડતી હતી તેમજ કામ લેવાની તેમનામાં કુનેહ પણ શ્રેષ્ઠ પ્રકારની હતી. આ સભાના પણ તેઓ લાઇફ મેમ્બર હતા અને સભા તરફ પૂર્ણ પ્રીતિવાળા હતા તેથી અમારી સભાને પણ એમની ન પૂરાય તેવી ખામી પડી છે. અમે તેમના પૂજ્ય માતુશ્રીને તેમજ રમણલાલ વિગેરે પુત્ર-પુત્રીના પરિવારને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ. પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પો.

સંવત ૧૯૯૪ ના જેઠ માસની પત્રિકા નં ૫૦

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

(સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

ધાર્મિક પ્રવૃત્તિઓઃ—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, દેવવંદન, ગુરુવંદન, પ્રભુપૂજા વિગેરે ક્રિયાઓ થઈ છે. જેઠ શુદિ ૧૧ ના રોજ બધા વિદ્યાર્થીઓ શ્રી સિદ્ધાચળજીની યાત્રાએ ગયા હતા. જેઠ વદિ ૦)) ના રોજ બધા વિદ્યાર્થીઓએ આયંબિલ કર્યાં હતા.

જેઠ માસની આવકઃ—

| | |
|---|---|
| ૭૨–૦–૦ | શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે |
| ૨૪૮–૫–૩ | શ્રી ભોજન ફંડ ખાતે |
| ૫–૦–૦ | શ્રી કાપડ ફંડ ખાતે |
| ૨૫૧–૦–૦ | શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૩–૦–૦ | શ્રી દેરાસરજી ખાતે |
| ૫૭૯–૫–૩ | |

મુલાકાતઃ—શેઠ પોપટલાલ હાથીભાઇ ડીસા, શા જીવનચંદ ચુનીલાલ સુરત, શેઠ પોપટલાલ ધનજી વેરાવળ, શેઠ હરિલાલ લલ્લુભાઈ અમદાવાદ, શાહ ઇશ્વરલાલ ત્રિભુવન પુના, શેઠ કેશવલાલ છગનલાલ અમદાવાદ,શેઠ કાન્તિલાલ સાંકળચંદ અમદાવાદ, શેઠ ગુલાબચંદ બાલુભાઇ સુરત, શેઠ વીરચંદ હરજીવન સુરત, શેઠ છોટાલાલ સુરચંદ ઉંઝા, શેઠ રતિલાલ મોહનલાલ અમદાવાદ, શેઠ કાન્તિલાલ કેશવલાલ અમદાવાદ, શેઠ ધીરજલાલ પ્રતાપચંદ રાંધનપુર, શેઠ મુળજી ન્યાલચંદ કપડવંજ, શાહ જયન્તિલાલ જગાભાઈ અમદાવાદ, શેઠ દેવચંદ ગુલાબચંદ મુંબઇ, શાહ સાંકળચંદ ગુલાબચંદ જામનગર, શેઠ ભાઈચંદ ખુશાલભાઇ જલગામ બાબુસાહેબ મોહનલાલજી મુંબઇ, શેઠ ભાઇચંદ છગનલાલ હાસીજણ, શેઠ મણિલાલ પ્રભુદાસ મુંબઇ, શેઠ લક્ષ્મીચંદ રતનલાલ રાયપુર.

જમણવાર

| | | |
|---|---|---|
| શેઠ મોતીલાલ ગુલાબચંદ | ગામ ઢુંઢાવ | જેઠ શુદિ ૯ |
| શેઠ જેઠાભાઇ કશળચંદ | જામનગર | જેઠ શુદિ ૧૧ |
| શ્રી મદ્રાસ મોટા દેરાસરના પંચ મહાજન સમસ્ત | મદ્રાસ | જેઠ શુદિ ૧૩ |

| | | |
|---|---|---|
| બાઇ ચંદાબાઇ તે શા. ઘેલાભાઇ પુનસીના ધર્મપત્ની | નવાવાસ (કચ્છ) | જેઠ વદિ ૨ |
| શેઠ માણેકચંદ ગુલાબચંદ | કુંડલા | જેઠ વદિ ૮ |

ભેટઃ—

શેઠ પ્રભુદાસ છગનલાલ ભાવનગર. જર્મન થાળી ૧, જર્મન કળશો ૧, જર્મન વાટકો ૧, ધોતીયું ૧, ખેસ ૧, રૂમાલ ૧, અંગલૂછણું ૧, વાળાકૂંચી ૧, સુખડ શેર ૦ાા.

કપાસી ત્રીકમ ગગજી પાલીતાણા. જર્મન કળશો ૧, જર્મન થાળી ૧; જર્મન વાટકી ૧, ધોતીયું ૧, ખેસ ૧, અંગલૂછણાં ૩, નવકારવાળી ૧.

વિવાદસભાઃ—

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| સામાયિક | શ્રીયુત પંડિત લાલન | |
| સમવાયતંત્ર | શ્રી. જાદવજી નરભેરામ વ્યાસ | |
| શિક્ષણપદ્ધતિ | શાન્તિલાલ ભાઇચંદ મહેતા | ગોબર રવજી મહેતા |
| પર્યટન | રસિકલાલ માણેકલાલ શાહ | માવજી વીરચંદ મહેતા |
| વિવાદ સભા | જયંતિલાલ તારાચંદ કોઠારી | માવજી વીરચંદ મહેતા |
| Good Companion | Dhirajlal Amritlal Shah | Vrajlal Chunilal Kothari |
| Institution of education. | Shantilal M. Ajmera | Nagardas C. Shah |
| Village Industries & Rural Economis. | Gambhirdas Somchand Shah | Jayantilal C. Shah |
| Village Reconstruction | Nathalal G. Shah | Laxmichand H. Parikh |



પુસ્તક ૫૪ મું. અંક ૬ ઠ્ઠો.




પ્રકટકર્ત્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

સંવત્ ૧૯૯૪—ભાદ્રપદ

વીર સંવત
૨૪૬૪

## मान करना छोड़ दो।

अपमान को सह ना सको तो, मान करना छोड़ दो।
मान करना छोड दो, अभिमान करना छोड़ दो ॥ १ ॥
मान में सुख मानते तो, दुःख तुम्हें अपमान में।
है भला! जीससे यही को, मान से मुख मोड़ दो ॥ २ ॥
मान जैसी वस्तु ऐसी, कौन सी है विश्व में?
लीनी समझ लघु को वड़ी, यह खास कारण जान लो ॥ ३ ॥
लघुता में प्रभुता को समायी, अहंभाव जबसे आगया।
है नहीं कुछ और कारण, यह हृदय से मान लो ॥ ४ ॥
बतलाया है शत्रु जीसे, माना है उसको मित्र सम।
उसका असर हम पर भी वैसा, होय निश्चय जान लो ॥ ५ ॥
मानधाता जग में केइ, हो गये है ला पता।
रावण व दुर्योधन सरीखे, दृष्टांत उर में धार लो ॥ ६ ॥
महापुरुष जो गये है, राम और श्रीकृष्ण सम।
प्रभुता का प्रभुपद धारकर, लघुता से जीते जान लो ॥ ७ ॥
जीत प्रभुता में नहीं, लघुता विजय की खान है।
यदि पाना विजय है विश्व में, लघुता से नाता जोड़ लो ॥ ८ ॥
धन व वैभव संपदा, नहीं जाति कुल बल मद करो।
जीसका किया मद उससे नीचा, फिर स्वयम् को मान लो ॥ ९ ॥
है विनय यह राज तुम से, मिथ्याभिमानी त्याग कर।
स्वाश्रयी और स्वाभिमानी, ही हृदय में धार लो ॥ १० ॥



राजमल भन्डारी

## तेरा नाम कौन है?

( सवैया )

केश शिश चुड भाल भ्रहणी पलक नैन।
गोलक कपोल गंड नासा मुख श्रौन है॥
दाढी होठ दाढ दंत रसना मसुढा तालु।
चिबुका कंठिका कंठ कंध कर भौन है॥
काख कटि भुजा नाडी नाभी कुच पेट पीठ।
अंगुली हथेली नख जंघ स्थल जौन है॥
नितंब चरण रोम एते नाम अंगनके।
नामे विचार नर तेरा नाम कौन है॥

राजमल भन्डारी




પુસ્તક ૫૪ મું | ભાદ્રપદ | અંક ૬ ઠ્ઠો
વિ. સં. ૧૯૯૪ | | વીર સં. ૨૪૬૪

# ક્ષ...મા...યા...ચ...ના

( પૃથ્વી-શિખરિણી )

પિતા જનની ને વળી, સુહૃદ્ બ્હેન ને બાન્ધવો,
સગા વડીલ ને ગુરુ, સકળ વિશ્વના સૌ જીવો;
દુભાયા મારાથી, ફરજ મમ ચૂક્યો કદી ય જો,
ક્ષમા વાંછું હૈયે, શુદ્ધ હૃદયથી માફ કરજો ૧

થયો દુઃખદ હું કદી, સ્થૂળ બળે કિંવા બુદ્ધિથી,
કુચિન્તર્યું મનમાં હશે તમતણું, બૂરા અતિ દ્વેષથી;
વળી ભોંકયાં ક્રોધે કટુ-વચનનાં શલ્ય તમને,
ક્ષમા દ્યો દોષીની, પ્રિયજન! દયાવન્ત થઈને. ૨

ક્ષમા કરવી તો ઘટે, પણ કને ક્ષમા યાચવા,
વડે ઝરણ દિવ્ય એ, વિમલતા જગે અર્પવા;
ક્ષમાવી અન્યોન્યે, સુખકર થઈ આત્મ સરવે,
અને નિત્યે મ્હાલી, વિભુસદનમાં સ્નેહ પરવે. ૩

કુન્દનલાલ કાનજી બી. એ.

## मान करना छोड़ दो ।

अपमान को सह ना सको तो, मान करना छोड़ दो ।
मान करना छोड दो, अभिमान करना छोड़ दो ॥ १ ॥
मान में सुख मानते तो, दुःख तुम्हे अपमान में ।
है भला ! जीससे यही को, मान से मुख मोड़ दो ॥ २ ॥
मान जैसी वस्तु ऐसी, कौन सी है विश्व में ?
लीनी समझ लघु को बड़ी, यह खास कारण जान लो ॥ ३ ॥
लघुता में प्रभुता को समायी, अहंभाव जबसे आगया ।
है नहीं कुछ और कारण, यह हृदय से मान लो ॥ ४ ॥
बतलाया है शत्रु जीसे, माना है उसको मित्र सम ।
उसका असर हम पर भी वैसा, होय निश्चय जान लो ॥ ५ ॥
मानधाता जग में केइ, हो गये है ला पता ।
रावण व दुर्योधन सरीखे, दृष्टांत उर में धार लो ॥ ६ ॥
महापुरुष जो गये है, राम और श्रीकृष्ण सम ।
प्रभुता का प्रभुपद धारकर, लघुता से जीते जान लो ॥ ७ ॥
जीत प्रभुता में नहीं, लघुता विजय की खान है ।
यदि पाना विजय है विश्व में, लघुता से वातां जोड़ लो ॥ ८ ॥
धन व वैभव संपदा, नहीं जाति कुल बल मद करो ।
जीसका किया मद उससे नीचा, फिर स्वयम् को मान लो ॥ ९ ॥
है विनय यह राज तुम से, मिथ्याभिमानी त्याग कर ।
स्वाश्रयी और स्वाभिमानी, हो हृदय में धार लो ॥ १० ॥

राजमल भन्डारी



## तेरा नाम कौन है ?

( सवैया )

केश शिश जुड भाल भ्रहणी पलक नैन ।
गोलक कपोल गंड नाशा मुख श्रौन है ॥
दाढी होठ दाढ दंत रसना मसूढा तालु ।
चिबुक कंठिका कंठ कंध कर भौन है ॥
कांख कटि भुजा नाडी नाभी कुच पेट पीठ ।
अंगुली हथेली नख जंघ स्थल जौन है ॥
निंतंब चरण रोम एते नाम अंगनके ।
नाम विचार नर तेरा नाम कौन है ॥

राजमल भन्डारी

## સંત-સાધુજનો હાસ્યાદિ દોષોથી દૂર રહે છે

(ઉપદેશમાળામાંથી ઉદ્ધરિત)

અટ્ટહાસ્ય (ખુલ્લે મુખે ખૂબ ખૂબ હસવું), ઠઠ્ઠા મશ્કરી, સામાન્ય હાસ્ય, હાસ્યગર્ભિત કામાલંકાર, રતિ કે કંદર્પ ઉત્પન્ન કરે તેવું પરંતુ ઉપહાસ્ય સાધુપુરુષો (સજ્જનો) કરે નહીં. '**હસતાં બાંધ્યાં કર્મ, રોતાં છૂટે નહીં**' એમ તેઓ સમજે છે. (૩૧૬).

રખે મને શીત તાપાદિક પીડા થાય એવી દરકાર નિઃસ્પૃહી સાધુ રાખે નહીં, મારું શરીર કેવું સુંદર છે અથવા તે શું મજબૂત કે નિર્બળ છે તેનો તપાસ કરવા આરીસા વિગેરેનો આશ્રય લે નહીં, કર્મનિર્જરાકારી તપસ્યા કરવાથી કંટાળે નહીં, આપવખાણ કરે નહીં, તેમજ ગમે તેટલો લાભ મળે તો પણ હર્ષપ્રકર્ષ(ઉન્માદ,ને ધારે નહીં. (૩૧૭)

ઉદ્વેગ, ધર્મધ્યાનથી વિમુખતા, અરતિ (અત્યંત ઉદ્વેગ), ચિત્તક્ષોભ અને અનેક પ્રકારે ચિત્તની ચપળતા આત્માર્થી સાધુજનોને શામાટે હોય? (૩૧૮)

શોક-સંતાપ, અધીરજ, અત્યન્ત શોકજન્ય ક્ષોભ, વૈમનસ્ય (વૈર-વિરોધ-મનની કડવાશ), મંદ સ્વરથી રુદન તેમજ દીર્ઘ સ્વરથી રુદન કરવાનું પવિત્ર એવા મુનિમાર્ગથી વિરુદ્ધ છે. એ વાત સદા ય લક્ષગત રાખી આત્મસુધારણા કરતા રહે. (૩૧૯)

## શ્રાવક શ્રાવિકાઓને ઉપયોગી સૂચનાઓ

(૧) જે કંઇ કરણી શ્રી દેવગુરુને અવલંબી કરવામાં આવે તે કેવળ દેખાદેખી કરવા કરતાં તેનો હેતુ સમજવાનો જરૂર ખપ કરવો, જેથી આપણી ભૂલ સુધરવા પામે અને અન્યને પણ ખરો માર્ગ જડે.

(૨) એક બીજાને ધર્મ કરણી કરવામા ખલેલ પડે એમ વર્તવું નહીં.

(૩) ઘંટ વગાડતાં બીજાને કંટાળો ન ઉપજે એમ ધીમે રહી એકાદ વાર વગાડવો. વારંવાર ઘંટ વગાડી બીજાને પૂજનકાર્યમાં ખલેલ ઉપજાવવી નહીં.

(૪) દેરાસરમાં પૈસા મૂકવા હોય તો તે ચોરાઇ ન જાય તેમ ભંડારમાં જ જાતે નાખવા, જેથી બીજા પણ તેમ કરવાનુ શિખે. એ રીતે બીજી પણ અર્પણ કરાતી ચીજો માટે સમજવું.

(૫) પ્રભુભક્તિ પ્રસંગે મુખ્યપણે સરસ ચંદનનો ઉપયોગ કરવો. શુદ્ધ કેશર વિગેરે સુગંધી દ્રવ્યનો જોગ મળે તો તેનો જોઇતા પ્રમાણમાં ઉપયોગ કરવો. ગમે તેવી સોંઘી કે મોંઘી અશુદ્ધ વસ્તુનો તેવે પ્રસંગે ઉપયોગ કરવો નહીં.

(૬) દેરાસર કે ઉપાશ્રય વિગેરે ધર્મસ્થાનકની ભીંતોને કઇક સમજ વગરના સજ્જનો કોલસા કે પેન્સીલથી ચીતરી કાદી ખરાબ કરે છે તેમ સમજુએ ન કરવું અને તેમ કરનારને હિતબુદ્ધિથી મીઠા વચને સમજાવવું.

(૭) પ્રભુભક્તિ અર્થે જો જયણાથી વિવેકપૂર્વક સ્નાન કરાય તો તેવું સ્નાન કરનારને ફાયદાકારક થઈ શકે છે. જયણા વિના પુષ્કળ પાણી ઢોળવું તે અયોગ્ય છે.

( ૮ ) જ્યાં લીલ-ફુલ જામે એવે સ્થળે સ્નાન કરવું નહીં.

( ૯ ) શરીરશુદ્ધિ સાથે વસ્ત્રાદિકની શુદ્ધિ પણ સાચવવી.

( ૧૦ ) પ્રભુ પૂજા-ભક્તિનો લાભ ઇન્દ્રાદિકની પેઠે જાતે લેવો, નોકરો ઉપર તેવું કિંમતી કામ મૂકી-ભળાવી બેશીકર રહેવું યોગ્ય નથી.

( ૧૧ ) પૂજાપ્રસંગમાં ધૂપ, દીપ કરવાને પ્રસંગે પણ બનતી જયણા રાખવા ભૂલવું નહીં. ઘરમાં પણ દીવો ઉઘાડો મૂકવો ન જોઇએ તો પ્રભુના દ્વારે પ્રભુ સન્મુખ તો હરેક પ્રસંગે જયણાનો મંગળ ઉપદેશ યાદ રાખી વિવેક સાચવવા ભૂલવું નહીં.

( ૧૨ ) થોડાં કે ઘણાં ફૂલ શુદ્ધ મળી શકે તેને કિલામણા ન ઉપજે એમ વિવેકપૂર્વક તેનો ભક્તિપ્રસંગે ઉપયોગ કરવો. ફૂલોને સોયથી વિંધી બનાવેલી માળાદિક ચઢાવવાથી ફૂલની થતી વિરાધનામાં ઉત્તેજન મળે છે તેથી તે વ્યાજબી નથી. એમાં થતો અવિવેક દૂર કરવો.

( ૧૩ ) ધર્મસ્થાનકમાં લાભ લેવા આવનારને દર્શન પૂજાદિક કરતાં ગ્લાનિ ન ઉપજે પણ હર્ષ-પ્રમોદ વધે તેમ તેની દેખરેખ રાખનારે જોઇતી સઘળી વ્યવસ્થા જાળવવી.

( ૧૪ ) ભાવિક જનોએ સમજ મેળવી, કાયમ ચાલતો અવિધિ દોષ ટાળી, સારા વિધિરસિકનો સમાગમ કરી, પોતે વિધિનો ખપ કરવો અને અન્ય ખપી જનોને પણ તેવો વિધિનો ખપ કરવા યોગ્ય પ્રેરણા કરવી.

( ૧૫ ) જેમ આપણામાં શાન્તિ આવે-વધે તેમ વર્તવું.

( ૧૬ ) સ્તવનાદિ પ્રસંગે નકામો ઘોંઘાટ થવા ન પામે તેમ પ્રેરણા કરવી.

( ૧૭ ) સ્તુતિ શ્લોકાદિક બોલવા તે અર્થની સમજ સાથે ઉપયોગ રાખીને બોલવા, જેથી ઠીક લાભ થવા પામે.

( ૧૮ ) જેને ચૈત્યવંદનાદિક ન આવડે તે નવકારવાળીવડે ૧૦૮ નવકાર મંત્રનો શાન્તિથી જાપ કરીને પણ તેવો લાભ મેળવી શકે.

( ૧૯ ) દરેક ભાઇબહેને હમેશાં સામાયિક કરવા કે શાસ્ત્રઅભ્યાસરૂપ સ્વાધ્યાય કરવા જરૂર લક્ષ રાખવું. છેવટે દેવગુરુ સમીપે જઈ સ્થિરતાથી દર્શન વંદનાદિક કરી આત્માને વધારે પવિત્ર બનાવવા પ્રયાસ સેવવો.

( ૨૦ ) વધારે નહીં તો થોડો વખત પણ સત્સમાગમ સેવી આપણા જીવનમાં સારા સદ્‌ગુણો પ્રગટે-ખીલે તેવો સફળ પ્રયાસ સેવવા ભૂલવું નહીં.

( ૨૧ ) મનુષ્ય જન્મની દુર્લભતા સાથે ક્ષણ લાખેણા જાય વિગેરે એકાન્ત હિતવચનોને સફળ કરવા દરેક બાઇ બહેને બનતી કાળજી રાખવી.



સ્વ. સ. ક. વિ.

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૨૪)

" જો કે વિરાટ સમૂહ શિખરે પહોંચી શકતો નથી
છતાં તમે નિશાનો તો શિખરનો જ રાખો."

મનુષ્યો બે પ્રકારના હોય છે : કેટલાક મરી ગયા—હેરાન થઇ ગયા ! એવા વિચારના હોઈ દુનિયા થોડા વખતમાં રસાતળ જશે, વેપાર ધંધામાં કાંઇ કસ—દમ નથી, સગાનું સગપણ હવે ઊડી જવા લાગ્યું છે, લોકો લપટ, સ્વાર્થી, કે વિશ્વાસઘાતી થયા છે—એવી જ વાતો કર્યા કરશે, ત્યારે એક બીજો એવો વર્ગ હોય છે કે એને દુનિયાનાં જ્ઞાનમાં, શોધખોળમાં, નીતિવિભાગમાં અને દરેક બાબતમાં પ્રગતિ જ દેખાય છે, એને આજે આવતી કાલનાં મીઠાં સ્વપ્નો આવે છે, એને સ્વાધીનતા અને આત્મિકતાને પગલે દેશ અને જનતા જતી દેખાય છે.

એકને આપણે અધોગામી દૃષ્ટિવાળા કહીએ તો બીજાને આપણે ઉચ્ચગામી નજરવાળા કહી શકીએ. આ બેમાંથી કઇ દૃષ્ટિ ઇષ્ટ છે તેનો વિચાર કરીએ તો તુરત જ જણાશે કે એમાં ઉચ્ચગામી નજર સ્વીકારવા યોગ્ય છે, છતાં એવાને અન્ય લોકો તરંગી કહેશે, સ્વપ્નદ્રષ્ટા કહેશે અને કોઇ એને વાયડા પણ કહેશે. ખરી વાત એ છે કે દરેકનો વિચાર શિખર પર પહોંચી ત્યાં ડંકા વગાડવાનો હોય છે. પણ કોઇ થોડાં પગથિયાં ચઢીને થાકી જાય છે, કોઇ જરા શ્વાસોશ્વાસ લેવા પડે ત્યા ગભરાઇ જાય છે અને કોઇ અન્યને હારી બેઠેલા જોઇ પોતે પણ હતાશ થઇ જાય છે. એકંદરે શિખરે પહોંચનાર તો કોઇ જવલ્લે જ નજરે પડે છે; એટલે ઘણા માણસો નિરાશ થઇ જાય છે અથવા શિખરે પહોંચવાની પોતાની અશક્તિ માની લઇ આગળ ધપવાનો પ્રયત્ન પણ છોડી દે છે. આ રીતિ કુશળ માણસની ન હોય. એના દૃષ્ટિપથમાં પાછા પડનાર, હઠી જનાર કે બેસી જનાર ન જ હોય. તે કોઇ કોઇને શિખર નજીક પહોંચતા જોઇ શકે છે અને તેનો દાખલો લઇ પોતે ત્યાં જવા નિર્ણય કરે છે. શિખરે ન પહોંચાય તેમાં અડચણ નથી, પણ એક વાર ત્યાં જવાનો નિશાનો મૂકી દીધો તો પછી પાછીગતિ જ થાય છે. દુનિયા તો ચાલુ ગતિમાન જ છે. જો આગળ ગતિ ન થાય તો પશ્ચાદ્ ગતિ સિવાય બીજો માર્ગ નથી; માટે ભાવના કે સાધ્ય તો હમેશ ઉચ્ચ જ રાખવા ઘટે. સંસાર વહેવારમાં પણ લખપતિ કે કરોડપતિ થવાની ભાવના રહે છે, ભિખારી થવાની ઈચ્છા નથી જ હોતી. તે જ પ્રમાણે સદ્દગુણોમાં પણ નિશાનો તો બને તેટલો ઊંચો જ રાખવો. ઊંચેથી પડવાનું થાય એવી કલ્પના પણ ન કરવી.

કદી પાછા હઠનાર કે પડનારનો દાખલો ન લેવો. પોતામાં અનંત શક્તિ છુપાયલી છે અને આત્મા જે ધારે તે પ્રયત્નથી કરી શકે છે એમ જ માનવું. પ્રયત્નના પરિણામ માટે આપણે જોખમદાર નથી, પણ પ્રયત્ન તો છોડવો ન જ ઘટે અને નિશાનો શિખરે પહોંચ-

વાનો હોય તો જ પ્રયત્ન કરવા અંદરથી પ્રેરણા થાય. દરેક વિદ્યાર્થી પહેલો નંબર રાખી શકતો નથી, દરેક વ્યાપાર નફામાં પરિણમતો નથી, દરેક ચુંટણીમાં સફળતા મળતી નથી; છતાં નિશાનો તો અવલ નંબરનો જ રાખવો અને ન ફાવીએ તો બીજી વાર પ્રયત્ન કરવો. નાસીપાસીમાં શરમ નથી, હારમાં હાનિ નથી, પાછા પડવામાં નાનપ નથી, પણ ભાવના–આદર્શ તો-સોનાના કદોરાના જ રાખવા ઘટે. જીવતો નર ભદ્ર પામે છે અને કુવાના પાકા કાળા પાષાણ પણ પરિણામે ઘસાય છે. પરંતુ નિશાનો જ જો નીચે પડવાનો રાખ્યો કે જીવનને કકળાટમય બનાવી દીધું તો પછી નસીબમાં રડવાનું જ રહે છે પરંતુ **આ જીવન રડવા માટે નથી, આગળ ધપવા માટે છે.**

---

" Aim at the summit, though the multidice does not ascend there." THOREAU ( 10-2-1938 )

( ૧૨૫ )

**" ખોયેલ ધન પાછું મેળવી શકાય છે, બગડેલ તબિયત સુધારી શકાય છે; પણ ગુમાવેલ વખત પાછો મેળવી શકાતો નથી. કોઇ પણ મનુષ્યને માટે દિવસ મોટા થતા નથી."**

વેપારમાં ધન ગુમાવ્યું હોય, સટ્ટામાં ધન ખોયું હોય, જાહેર કામમાં નામના ખાતર ધનનો વ્યય કર્યો હોય, વિશ્વાસઘાતીના પંજામાં સપડાઇ ધન ગુમાવ્યું હોય, મોજશોખમાં ફનાફાતિયા થઇ ગયા હોય, આગ, ધરતીકંપ કે અન્ય કોઇ આસમાની સુલતાનીમાં પૈસા ચાલ્યા ગયા હોય તો યોગ્ય પ્રયત્નથી, ચીવટથી, સત્યનિષ્ઠાથી, ધીરજથી અથવા ખંતથી ખોયેલ લક્ષ્મી પાછી મેળવી શકાય છે, પડેલા ખાડા પૂરાય છે અને સર્વ સારાં વાનાં થાય છે.

તેવી જ રીતે ન્યુમોનીઆ, ટાઇફોડ જેવા વિષમ જ્વરથી તદ્દન નષ્ટપ્રાય થઇ ગયેલી તબિયત યોગ્ય ઉપચાર અને આરોગ્યમય વાતાવરણથી પાછી અસલ સ્થિતિ પર લાવી શકાય છે, ભગંદર જેવા વ્યાધિ સુધરી શકે છે અને સાયરે નખાયેલ શરીર પણ લાલબંમ બનાવી શકાય છે. યોગ્ય ઉપચાર અને સત્કર્મના સહકારથી ખોયેલ તંદુરસ્તી પુનઃ પ્રાપ્ત કરી શકાય છે અને અનેકની તબિયત તેવી સુધરેલી આપણે નજરે જોઇએ છીએ–અનુભવીએ છીએ.

પણ વખત તો ગયો તે ગયો ! ગઇકાલ ગઇ તે ગઇ જ ! હજાર વાત કરવાથી પણ એ પાછી આવવાની નથી. એનો સારો ઉપયોગ કર્યો હશે તો તે સારી ગઇ, તેનું મૂલ્ય થયું અને બદલો મળ્યો. આળસ, રમત કે બેદરકારીમાં વખતને જવા દીધો તો તે સદાને માટે ગયો જ ગયો ! લાખો ઉપાયે કે કરોડો કલ્પાંતે ગયેલો વખત પાછો આવવાનો નથી. આ વાત સ્વતઃ સિદ્ધ છે અને ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

વખત તે ' પૈસો ' છે એમ કહેવામાં આવે છે. તે તો માત્ર તેનું મૂલ્ય બતાવે છે; પણ એ વાતમાં અર્ધ સત્ય છે. કિમતની નજરે ભલે વખતને પૈસો કહેવામાં આવે, પણ

ઉપરની રીતે વિચારતાં જે વખત ગયો તે પાછો મળતો નથી, જ્યારે પૈસા પાછા સાંપડી શકે છે. એ નજરે જોઇએ તો **વખત-સમય-ટાઇમ પૈસાથી ઘણો વધારે મૂલ્યવાન છે** અથવા **અમૂલ્ય** છે, એમ વગર અતિશયોક્તિએ કહી શકાય એવું હોઇ ગપ્પાંસપ્પાં મારવામાં, પથારીમાં પડ્યા રહેવામાં, કુથળી-નિંદા કરવામાં કે અભિમાનભરેલી બડાઇઓ હાંકવામાં વખત ગાળવો કેમ પાલવે? આપણું આયુષ્ય કેટલું? એમાં કામ કરવાનાં વર્ષ કેટલાં? એમાં જીવનવ્યવહાર પૂરતી ચાલુ જરૂરી ક્રિયામાં કેટલો વખત જાય? ત્યારે સ્વાધીન સમય તો ઘણો થોડો રહે તેટલા વખતને જેમ તેમ અવ્યવસ્થિત રીતે કે આળસ પ્રમાદમાં ગાળવો કે તેની એક મિનિટ પણ જવા દેવી કેમ પોસાય? ગયેલ વખત મળવાનો નથી એ વાત ધ્યાનમાં રહે તો જરા જેટલો સમય પણ કેમ જવા દેવાય? **ઘડી-ઘડીના પલપલનાં હિસાબ** તો આપવા જ પડવાના છે, ત્યારે પછી એમા આળસ કે પ્રમાદને સ્થાન કેમ અપાય? માટે વખતનો દુર્વ્યય ન જ કરાય અને વખતનો નિરર્થક વ્યય પણ ન કરાય. એ વખતને તો પોતાના જીવન જેટલી જ અગત્યની વસ્તુ ગણી, એના નાનામાં નાના ભાગને પણ સાર્થક કરવાની આપણી ફરજ રહે છે. આરામ લેવાનો વિચાર ન રાખવો. પ્રશસ્ત પ્રવૃત્તિમાં ફેરફાર થાય એટલે આરામ જ છે, એમ સમજવું માટે ગયેલ મિનિટ રડવાથી કે બૂમ પાડવાથી પાછી મળવાની નથી એમ સમજી 'આવો અવસર કદી પાછો નહિ મળે' એ વાત ધ્યાનમાં રાખી **કુશળ** મનુષ્ય વખતનો સદુપયોગ કરે અને તેનો લાભ લે.

---

"Money wasted can be restored; health wasted can be restored; but the time wasted can never be restored. The day is not lengthened for any man." (28-2-38)

( ૧૨૬ )

"માણસે પોતાની ભાવનાને અને તેને સફળ કરવાના પ્રયત્નને વળગી રહેવું જોઈએ; એટલું થાય એટલે પછી પરિણામે એટલે પ્રાંતે સફળતા થાય કે ન થાય, પણ એનો મુદ્દો મળી જાય છે."

દરેક માણસે પોતાનો આદર્શ મુકરર કરવો જોઈએ. પોતાને કેવા થવું છે અને પોતાના જીવનનું ધ્યેય શું છે? તે ચોક્કસ કરવું જોઇએ. વક્તા થવું હોય તો ડેમોસ્થનીસ, ત્યાગી થવું હોય તો વીર કે બુદ્ધ, પ્રચારક થવું હોય તો સ્વામી દયાનંદ વિગેરે અથવા જીવનનું ધ્યેય સાંકડું હોય તો વિશાળ કરવા માટે નાના પ્રકારની આદર્શ ભાવના કરવી જોઇએ. ધનવાન થવું હોય તો અમેરિકાના અબજોપતિ અથવા હિંદના કરોડાધિપતિ વિગેરે. લેખક, વક્તા, ધ્યાની, યોગી, કારકુન, વકીલ, ઇજનેર સર્વેએ આદર્શ મુકરર કરવો જ જોઇએ અને તેમ કરવામાં વિચારની સ્પષ્ટતા-ચોખવટ જોઇએ. એમાં ગોટા વાળવા ન પાલવે.

આદર્શને અનુસારે ઇરાદાઓ કરવા ઘટે. ઇરાદો આદર્શને પહોંચવાનો માર્ગ છે, એ કેડી છે, એ વાટિકા છે, જેવો આદર્શ રાખ્યો હોય તેને અનુરૂપ ઇરાદા ઘડાય એ તદ્દન સ્વાભાવિક છે, આદર્શની ચોખવટ હોય તો ઇરાદામાં વાંધો પડતો નથી કે ધાલમેલ થતી

નથી. આટલી વિચારસ્પષ્ટતા હોય તો પછી એ આદર્શને પહોંચવાના ઇરાદા માટેના પ્રયત્નોને બરાબર વળગી રહેવું યોગ્ય છે. વિચારસ્પષ્ટતા ન હોય તો અવ્યવસ્થિત પ્રયત્નો થાય છે અને ઘણી વાર એક બીજાને તોડી પાડવાના રસ્તાનો પણ આશ્રય લેવાય છે. એમ થાય એટલે શક્તિ અને વખતનો નકામો વ્યય થાય છે અને આદર્શો પહોંચવાને બદલે આડે માર્ગે ઉતરી જવાય છે. અને આદર્શથી દૂર જવાય તો ચાલ્યા તેટલું ફરી વાર બેવડું ચાલવું પડે છે. આદર્શને આધીન રહેવું અને તેને અનુરૂપ પ્રયત્નો કર્યા કરવા એ કુશળ માણસનું પ્રાથમિક કર્તવ્ય છે.

આદર્શને અનુરૂપ ઇરાદાઓ કર્યા પછી પ્રયત્ન કરવા એ આપણું કામ છે. પ્રયત્ન સર્વ ધાર્યું ફળ આપશે જ એમ ધારવું એ ધૃષ્ટતા ગણાય. ઘણી વાર કાર્યની સફળતા પરાધીન હોય છે. કોઇ વાર આપણી ગણતરીમાં પણ ભૂલ હોય છે અને કેટલીક વાર સામો મનુષ્ય આપણો તેજોદ્વેષ કરનાર પણ હોય છે અથવા ઇર્ષા અને દ્વેષના પ્રસંગો પણ સફળતાની આડે આવે છે. અનેક કારણો કલ્પી શકાય કે જે વચ્ચે નડતર રૂપે કામ કરે છે, જેમાંના કેટલાંક સ્વપર આધાર રાખે છે અને કેટલાક સ્વથી બહારનાં હોય છે. આપણે સ્પષ્ટ વિચાર કરી કાર્ય સિદ્ધ કરવા મથીએ એટલું જ બસ છે, ફળ માટે ઇચ્છા રાખવી યોગ્ય છે, પણ તેની ફલાવાપ્તિ ન થાય તો તેથી ગભરાવાના કે મુંઝાવાની જરૂર નથી. સારા કામનું ફળ ઘણે ભાગે તો સારું જ આવે, પરંતુ કોઇ વાર ઘા ખાલી પણ જાય. આપણો આશય શુદ્ધ હોય અને આપણી અક્કલ કે આવડત પ્રમાણે આપણે સાચા સાધનોનો આશ્રય લઇ આપણા ધ્યેય તરફ પ્રયાણ કર્યું હોય તો આપણે સફળ જ છીએ. પરિણામ ધાર્યું આવે તો બેવડો આનંદ થાય, પરંતુ અણધારેલ કે વિપરીત પરિણામ આવે તો પણ તેથી વિમાસણમાં પડવાનું નથી. આપણો અધિકાર કાર્ય કરવાનો છે, ફળની ઇચ્છા નિર્મૂળ થવી મુશ્કેલ છે, પણ સફળતાની ગણતરી પરિણામ પરથી ન રાખવી ઘટે. પ્રમાણિક પ્રયત્ન અને શુદ્ધ લક્ષમાં જીવનસંકેતનો સમાવેશ થઇ જાય છે. કુશળ મનુષ્ય સ્પષ્ટ નિર્ણય કરે અને તેને અનુરૂપ પ્રમાણિક પ્રયત્નો કરે. એમાં એની જીવનસિદ્ધિ છે.

"Let a man be true to his intentions and his efforts to fulfil them, and the point is gained, whether he succeed or not. "(16-2-38)

---

## એકસરિય શતક એટલે શું ?

શ્રી ભગવતીસૂત્રમાં ૪૧ શતકો છે. તેમાં ૪૦ શતકો એકથી વધારે ઉદ્દેશાવાળા હોવાથી તે સોદ્દેશકશતક કહેવાય છે. તેમાં એક ૧૫ મું ગોશાળાનું શતક જ એવું છે કે જેમાં જુદા જુદા ઉદ્દેશાઓ નથી, તેથી તે એકસરિય-એકસરૂં શતક કહેવાય છે. આ ખુલાસો જાણવામાં ન હોવાથી અમે ચોમઠ પ્રકારી પૂજા સાર્થ છપાવી છે તેમાં ત્રીજા વેદનીય કર્મની છઠ્ઠી પૂજાની ગાથા બીજીની નોટમાં ( પૃષ્ઠ ૭૯ ) 'પંદરમા શતકનું એવું નામ હોવાનો સંભવ છે' એમ લખેલું છે. હાલમાં આચાર્ય શ્રી વિજયોદયસૂરિ પાસેથી ઉપર જણાવેલો ખુલાસો જાણવામાં આવતાં તે પ્રગટ કરેલ છે.




( 'પુકાર' અંક ૮ મામાંથી ઉદ્ધૃત )

જીવનસંગ્રામમાં સફળતા પ્રાપ્ત થઇ છે એમ માની મૂછને વળ દેનારાઓ ! સગર્વ મૂછોના આંકડા ચઢાવતા પહેલાં ઠેરો !

ગગનચુમ્બી મહેલાતોના ઝરૂખામાં બેઠા બેઠા લોકસેવા અર્થે જિંદગીનું સમર્પણ કરવાની બડી બડી વાતો કરનારા બિરાદરો ! હૈયાનો ઊભરો કાઢતા પહેલાં તમે જરા ઠેરો !

સભામાં લાંબાટૂંકા હાથ કરી મોહક વાણીથી છટાભર્યું ભાષણ કરી સૌ કોઇને પોતા તરફ આકર્ષી રાખવાની આવડતવાળા મુરબ્બીઓ ! અન્યને વિદ્વત્તાભર્યો ઉપદેશ આપતા પૂર્વે આપ પણ જરા થોભો !

મૂછોવાળા મહારથીઓ ! આપને એમ નથી લાગતું કે પરિપૂર્ણતા અને આપની વચ્ચે હજુ ન મપાય એટલું અંતર છે ? આપને એમ નથી જણાતું કે છાતી કાઢી મૂછોને વળ દેવાની ક્રિયાને અમલમાં મૂકવાના સમયને અને તેવી યોગ્યતાને હજુ વાર છે ?

જ્યાંસુધી ચોતરફથી દુઃખીના આર્ત્તનાદો સંભળાતા બંધ થયા નથી, જ્યાંસુધી ભૂખથી અને રોગથી બેવડ વળી ગયેલા અને દુર્દશા ભોગવતા આપણા ભાંડુઓના ચહેરા ઉપર નુર આવેલ જણાતું નથી, જ્યાંસુધી આપણા સમાજ અને ધર્મના શબ્દશ્રવણમાત્રથી લોકોના અવિશ્વાસમાં વૃદ્ધિ થતી અટકતી નથી, ત્યાંસુધી કયા સ્થળે ઊભા રહીને છાતી કાઢી મૂછો આમળવાની ક્રિયા ચાલુ રાખવામાં આપ ગૌરવ માનશો ?

આપ જરા ધ્યાનમાંથી જાગૃત થઇ ક્ષણેક ચોતરફ નજર ફેરવશો તો અચૂક સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવ્યા વગર રહેશે નહિ. ઉમ્મર ઝાઝી થયેલી હોય, જ્ઞાનતંતુ નબળા પડ્યા હોય, કિંવા આંખે ઝાંખ વળતી હોય તો લગાર નયન ઉપર ચશ્મા ચઢાવોને !

આપ આપના જેવી વૈભવવાળી તમામની સ્થિતિ કલ્પી બેદરકાર રહો છો એ બરાબર છે ખરું ?

---

* આ લેખનું નામ લેખકે કડવું ઔષધ રાખેલું છે, પરંતુ પરિણામે હિતકારક ઔષધને મીઠું માનવાના વિચારથી અમે મથાળું ફેરવ્યું છે.

જરા હિંચકે આરામથી હિંચકવાની મોજને બે ઘડી જતી કરશો એમાં શો વાંધો છે?

જરા હૃદયના દ્વાર ઉઘાડો, બે ડગલાં આગળ આવો અને જુઓ તો ખરા કે આપની ચોતરફ કેટલાં ભૂખ્યાં, કેટલાં દુબળાં છે? કેટલાં વસ્ત્ર વગરનાં અશાંતિ ભોગવી રહ્યાં છે!

પાષાણ જેવું હૃદય પણ, આ દયાજનક પરિસ્થિતિ ભાળતાં, દ્રવ્યા વગર રહે નહિ; છતાં આપ ગંભીર અને સ્વસ્થ રહો છો એ આપની સુજનતા(?)ના ગુણ તે કઈ રીતે ગાઈએ?

ભૂખથી તરફડતાં, દીન અને નિસ્તેજ બની ગયેલાના આશાભર્યા લંબાયેલા હાથમાં બટકું રોટલો પણ મૂકવાની ઉદારતા દાખવ્યા વગર મિષ્ટાન્નથી ખડકેલા સુંદર થાળમાંથી કોળીઓ લઈ મુખમાં મૂકતાં આપ ખમચાતા કેમ નથી?

જર્જરિત અને ધૂળભર્યાં વસ્ત્રના ટૂકડાથી શરીર ઢાંકવા નિષ્ફળ પ્રયત્ન કરતા દુબળાઓની ઊંડી ઉતરી ગયેલી આંખો તરફ સહેજ પણ ધ્યાન આપ્યા વગર મહામૂલાં વસ્ત્ર પરિધાન કરી અરીસામાં મુખ જોતાં આપ લજવાતા કેમ નથી?

ખાતરી રાખજો કે સીગરેટના ધૂમાડાની માફક જ જિંદગી, જરા પણ વિલંબ કર્યા વગર, જરા પણ ખબાયા વગર વહી જનાર છે. આપની કીર્તિની, ધમકદાર કપડાંની કે રંગબેરંગી મકાનની એ કાળ જરા પણ પરવા રાખનાર નથી.

ભવ્ય ભાવનાધારીઓ! આપની ભાવના માત્ર શબ્દોમાં જ ન રહે એ બદલની આપે કાળજી રાખી છે ખરી? લોકસેવા ઊંચી ઇમારતોના ઝરૂખામાં બેઠા બેઠા પાનપટ્ટી ચાવવાથી કદાપિ સધાય નહિ. આપે પરિધાન કરેલ ઉત્તમ વસ્ત્રમાંથી બહેકતી અત્તરની સુગંધ ઉપરથી તો એવો ખ્યાલ થાય છે કે હજુ આપની લોકસેવાની ધગશ વાણીમાં જ ઠરેલી છે.

મને દિલગીરી એટલી જ થાય છે કે આપ હજુ ઝરૂખામાંથી નીચે ઊતર્યા જ નથી; નહિં તો સાથેસાથ તમારા જુસ્સાદાર શબ્દો ઉપરથી તો એમ સમજાય છે કે તમે કંઈનું કંઇ કરી રાખ્યા વગર રહો નહિ એવા છો. તમારામાં કૌવત છે, વેગભર્યો ઉલ્લાસ છે અને અન્યને આંજી નાખે એવું પ્રભાવશાળી ભરાવદાર મુખ પણ છે. તમે ધારો તો શું ન કરી શકો? તમે લક્ષમાં લો તો તમારા પડકારથી કોણ છલંગ મારી તમારી બાજુમાં આવી ઊભા ન રહે?

પણ વાત જ ત્યાં છે ને કે આપ વાતોમાંથી પરવારવાનું જ પસંદ કરતા નથી.

આપને કરી બતાવવા કરતાં કહી બતાવવામાં જ રસ પડે છે; એટલે આપનો જુસ્સો, આપની ભાવના અને કસરતી શરીર–તમામ હેતુ વગરનું બની બેસે છે.

જો એક વખત પણ બળપૂર્વક વાતોમાંથી મનને ખેંચી ઊંચેથી નીચે ઉતારો તો તમને પણ અનીતિનો સાથ કરવો ગમશે નહિ, તમને પણ ખાલી વાતો કરવી તેના પ્રતિ જબ્બર તિરસ્કાર આવ્યા વગર રહેશે નહિ અને તમે જીવનને ભવ્ય બનાવવાનો સાચો રસ્તો પોતાનો કરી લેશો.

લક્ષ્યમાં રાખો કે સેવાધર્મને પ્રાણમાં પૂરવો એ રમતની વાત નથી. નબળા પોચાનું એમાં કામ નથી. એને અનુસરવા અને જીવનમાં ઉતારવા માટે ભગીરથ પ્રયત્ન આદરવો પડે છે.

વ્યાખ્યાનવાચસ્પતિઓ ! આપ કોઈક વાર ગામડાની મુસાફરી કરવાનું મન સાથે નક્કી કરો. ત્યાંની પરિસ્થિતિ નજરે નિહાળો. ત્યાં વસવાટ કરી રહેલાઓનાં અંતર તપાસો. કોઈક વાર તો આપના અમૂલ્ય વખતનો એ બહાને ભોગ આપો અને મને ખાતરી થાય છે કે આપ પ્રખર વ્યાખ્યાતા હોવા છતાં સંસ્કારી હશો તો અન્યને ઉપદેશ આપવાનું લાંબી મુદત સુધી માંડી વાળશો. ત્યાંનાં કરુણ ચિત્રો એવા તો અસરકારક છે કે તેમાંથી તમને બોધ મળતો હોય એમ જણાશે. ત્યાં સર્વત્ર ફેલાયેલી ગરીબી તમને પ્રથમ અસર કરશે. ત્યાંના ખેડૂતો વગેરેનાં ઝુંપડાં, એમની ઘરવખરીનું સાહિત્ય, એમનાં અંગ ઉપરનાં મલિન વસ્ત્રો અને એમની કઠણ પરિસ્થિતિના પ્રતાપે ઊંડી ઊતરી ગયેલી દયાજનક એ આંખો તમારા હૈયાને હચમચાવી મૂકશે અને તમારું મન કદાપિ ગુંગળાયા વગર રહેશે નહિ.

યાદ રાખો કે ગરીબો અને નિરાધારોનાં ઘવાયેલાં અંગ ઉપર ધીમો ધીમો હાથ ફેરવવાથી તમારી મહત્તા રતિભર પણ ખંડિત થવાની નથી.

લક્ષ રાખો કે મોટા મોટા, સભા ધ્રુજાવે તેવા વ્યાખ્યાનો લખવા માટે કાગળો ચિતરવા તેના કરતાં અંતર ચિતરવામાં જ મોટી મહત્તા સમાયેલી છે.

છતાં પુનરપિ તાળીઓના ગગડાટ વચ્ચે ઊભા થઇ, ન સમજાય એવી ઊંચી ભાવનાવાળું છટાભર્યું વ્યાખ્યાન કરી ચોભો જાળવી રાખવાનો ધંધો શરૂ કરશો તો અમારે કહેવું પડશે કે હૈયાં સાથે હૈયાં રાખી વિશ્વબન્ધુત્વની ભાવનાની તમારી વાત કેવળ વાત જ છે.



# सुभाषितरत्नमंजूषा

नष्टं मृतमतिक्रांतं, नानुशोचंति पंडिताः ।
पंडितानां च मूर्खाणां, विशेषोऽयं यतः स्मृतः ॥ १ ॥

" કોઇ પણ વસ્તુ નષ્ટ થઇ જાય-બગડી જાય-નિરુપયોગી થઇ જાય તેવે વખતે, પોતાના અંગત સંબંધવાળું કોઇ પણ મનુષ્ય મરણ પામે-કોઇનો અભાવ થઇ જાય તે વખતે, તેમજ કોઇ આપણાથી અતિક્રાંત થઇ જાય-ઊલટું થઇ જાય અથવા આપણે માટે ન બનવા યોગ્ય કોઇ અનિષ્ટ વાત બની જાય તો તેનો પંડિત પુરુષો, થઇ ગયા પછી એટલે કે વસ્તુ નાશ પામી ગયા પછી, સંબંધી મરણ પામ્યા પછી અને વાત બની ગયા પછી, શોક કરતા નથી. તે તો વસ્તુમાત્રને વિનાશી માની રહેલ જ હોય છે. વળી **गतं न शोचामि** એવા નીતિના વાક્યને પણ પંડિતો સ્મરણમાં રાખનારા હોય છે. આવે પ્રસંગે મૂર્ખ જનો અત્યંત શોક કરે છે-શોકાક્રાંત થઇ જાય છે. તે જ એ બંનેમાં વિશેષપણું-જુદાપણું છે. મૂર્ખ અથવા અજ્ઞ મનુષ્ય વસ્તુનું અનિત્યપણું સમજી શકતા નથી. સામાન્ય રીતે તેવી વાતો કરે છે; પરંતુ તેવો પ્રસંગ પ્રાપ્ત થયે મનને સ્થિતિમાં રાખી શકતા નથી અને શોકાદિકને આધીન થઇ જાય છે. કેટલીક વાત એવી હોય છે કે બગડેલી સુધરી શકે તેમ ન જ હોય તેવી વાતને માટે ઉત્તમ જનો ઊહાપોહ કરવાનું જ છોડી દે છે. હકીકતનો સાર એટલો જ છે કે પંડિતજનો આવે પ્રસંગે પોતાના મન પર કાબૂ રાખી શકે છે; અજ્ઞજનો રાખી શકતા નથી. તેથી જ તેમની પ્રવૃત્તિમાં આવો તફાવત દૃષ્ટિએ પડે છે. સુજ્ઞ જનોએ આ હકીકત ઉપરથી સાર એ ગ્રહણ કરવાનો છે કે જો આપણે પંડિતની પંક્તિમાં ગણાવું હોય તો ઉપર જણાવેલી ત્રણે બાબતમાં શોક ન કરતાં હૃદયને સમતોલ રાખી સંસારની સ્થિતિનો વિચાર કરવો અને નવો કર્મબંધ કરતાં અટકવું; કારણ કે શોક કરવો તે કાંઇ પ્રાપ્ત થયેલી વિપત્તિને દૂર કરવાનું ઔષધ નથી. એ તો ઊલટો અમુક અંશે તેમાં વધારો કરે છે; માટે શાંતિ ધારણ કરવી કે જે તેનું અમોઘ ઔષધ છે.

કોઇની તરફથી પોતાનું અનિષ્ટ થાય તેવે પ્રસંગે સમજુ માણસ તો તેને નિમિત્ત કારણ જ માની પોતાના કરેલાં અશુભ કર્મનું જ તે પરિણામ છે એમ સમજી સમભાવમાં જ વર્તે છે. કુંવરજી

# देवाथी ज वृद्धि पामता पदार्थो

वाटी पुष्प धेनुनुं क्षीर, विद्याधन कूवानुं नीर।
देतां वृद्धि होय सदाय, अणदेवे ऊलटुं क्षय जाय ॥ १ ॥

"વાડીમાં વિકસ્વર થયેલ પુષ્પ, ગાયનું દૂધ, વિદ્યારૂપી ધન અને કૂવાનું પાણી જો દેવાય છે-વપરાય છે-ઉપયોગમાં લેવાય છે તો જ વધે છે અને ન દેવાથી-ન વાપરવાથી-ઉપયોગમાં ન લેવાથી ક્ષય પામી જાય છે."

વાડીમાં ખીલેલાં ફૂલો જો ચુંટી લેવાય છે ને તેનો ઉપભોગ કરાય છે તો પાછાં નવાં ફૂલો આવે છે; પણ જો ચુંટાતા નથી તો તે સૂકાઈને ખરી જાય છે. ગાયનું દૂધ જો દોવામાં આવે છે તો પાછું નવું દૂધ તૈયાર થાય છે, પણ જો દોવાતું નથી તો ગાય દુઃખી થાય છે અને દૂધ શોષાઈ જાય છે-ગાય વસુકી જાય છે. વિદ્યારૂપી ધનનો જો વ્યય કરવામાં આવે, અન્યને અભ્યાસ કરાવવા દ્વારા અથવા ઉપદેશદ્વારા તેનો વ્યય કરવામાં આવે-તેને વાપરવામાં આવે તો તે ધન વૃદ્ધિ પામે છે, સ્મૃતિ તાજી થાય છે અને નવો નવો અભ્યાસ કરવાની રુચિ જાગે છે અને કૂવામાંથી પાણી ખેંચવામાં આવે-તેનો ઉપયોગ કરવામાં આવે તો પાણી ચોખ્ખું-નિર્મળ રહે છે તેમજ નીચેની આવ કાયમ રહે છે પરંતુ જો તેનું પાણી વાપરવામાં આવતું નથી તો ગંધાઈ જાય છે અને આવ અટકી જાય છે.

ઉપરની ચાર હકીકત સાથે એક વાત સુજ્ઞ જનોએ એ પણ ઉમેરવી કે ન્યાયોપાર્જિત દ્રવ્ય પણ જો તેનો સન્માર્ગે વ્યય કરવામાં આવે તો વધે છે, નવા નવા આવકનાં માર્ગો ખુલ્લા થાય છે અને મળેલા દ્રવ્યની સાર્થકતા કહેવાય છે, પરંતુ જો વાપરવામાં ન આવે અને ન્યાયથી કે અન્યાયથી મેળવવામાં જ આવે તો તે મેળવનાર કંજુસ કહેવાય છે. વળી તે દ્રવ્યના ભાગીદાર રાજા, અગ્નિ અને ચોર એ ત્રણ પણ છે. જો તેનાથી વિનાશ પામેલ ન હોય તો પ્રાંતે વારસદારો માલિક થાય છે અને થયેલી પ્રાપ્તિ નિષ્ફળ કહેવાવા સાથે નિંદાય છે.

ઉપર લખેલી ચોપાઈમાં કહેલી ચારે હકીકત ખાસ પાંચમી બાબતને અનુલક્ષીને છે, કારણ કે કૃપણ મનુષ્ય સત્કાર્યમાં કરેલા દ્રવ્યના વ્યયને પણ વ્યય માને છે; શાસ્ત્રકારો તેમજ સુજ્ઞ મનુષ્યો તેને વાવેતર કહે છે. જેમ વાવેલ ધાન્ય કે વાવેલ વૃક્ષ આગામી કાળે અનેકગુણું ફળ આપે છે તેમ આ ભવમાં જે લક્ષ્મી મળી છે તે પૂર્વભવના વાવેતરનું જ ફળ છે, પરંતુ અજ્ઞાની જનો તેને પોતાના

# પ્રશ્નોત્તર

( પ્રશ્નકાર—માસ્તર અમરચંદ જેઠાભાઈ-પાલીતાણા )

**પ્રશ્ન ૧**—એક આવળીના અસંખ્યાત સમય અને એક કાળચક્રના પણ અસંખ્યાત સમય ત્યારે અનંતા સમય ક્યારે થાય ?

**ઉત્તર**—અનંત કાળચક્રે અનંતા સમય થાય.

**પ્રશ્ન ૨**—મોક્ષે જનારા જીવોનું પ્રમાણ દરેક કાળચક્રમાં સરખું હશે કે ઓછુંવત્તું હશે ?

**ઉત્તર**—એક વાત ખ્યાલમાં રાખવી કે કાળચક્ર પાંચ ભરત ને પાંચ ઐરવતમાં જ ગણાય છે, કારણ કે ત્યાં બાર આરાનું પરાવર્તન થયા કરે છે, મહાવિદેહમાં થતું નથી. દરેક કાળચક્રમાં મોક્ષે જનારા જીવોની સંખ્યા પ્રાયે સરખી હોવાનો જ સંભવ છે. સહજ ઓછીવત્તી હોય તો હોય.

**પ્રશ્ન ૩**—સમકિતી જીવોને ચોથે ગુણઠાણે મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાન તેમ જ ચક્ષુદર્શન ને અચક્ષુદર્શન હોય તે કરતાં બારમા ગુણઠાણાવાળાના તે બે જ્ઞાન ને બે દર્શન વિશેષ શ્રેષ્ઠ હોય કે કેમ ?

**ઉત્તર**—વિશેષ નિર્મળ હોય, કારણ કે તેનો ક્ષયોપશમ આઠમે ગુણઠાણે જતાં સામર્થ્યયોગ પ્રાપ્ત થવાથી વધી જાય છે. ચૌદપૂર્વી જેટલો બોધ થઈ જાય છે.

**પ્રશ્ન ૪**—કેવળજ્ઞાનીનું જ્ઞાન મતિશ્રુતજ્ઞાની કરતાં અનંતગુણું હોય ?

**ઉત્તર**—અનંતગુણું જ હોય, કારણ કે તે મતિશ્રુતજ્ઞાની કરતાં એકેક દ્રવ્યમાં અનંતગુણા ભાવ જાણે-દેખે છે.

---

પ્રયાસના ફળ તરીકે માને છે. તેમજ જો વારસામાં મળેલ હોય તો તેને હક્ક તરીકે મળેલ માને છે; તેને પૂર્વભવના સત્કાર્યનું આ ફળ છે એવું ભાન જ થતું નથી.

એક હકીકત ચોક્કસ ધ્યાનમાં રાખવી કે કોઈનું ધન વાપરવાથી ખૂટયું નથી કે ઘટયું નથી. ધન તો અપલક્ષણથી-દુરાચારથી કે સટ્ટા વિગેરેના વ્યાપારથી ઘટે છે-નાશ પામે છે ને નિર્ધન-દરિદ્રી કરી મૂકે છે. તેથી જો પ્રાપ્ત થયેલ સારી સ્થિતિ ટકાવી રાખવી હોય તો તેવી લતમાં ન પડતાં દ્રવ્યનો સત્કાર્યમાં યોગ્ય રીતે વ્યય કરવો અને વ્યવહારુ ખર્ચમાં પણ પરિમિતપણું રાખવું, તેથી જો દુર્ભાગ્યનો પ્રબળ ઉદય થવાનો નહીં હોય તો જરૂર જે સ્થિતિ છે તે બની રહેશે.

કુંવરજી

**પ્રશ્ન** ૫—કેવળજ્ઞાનીને અસત્યામૃષા ને સત્ય એમ બે પ્રકારના વચનયોગ હોય છે, તો અસત્યામૃષા યોગનું શું કારણ અને તે યોગવડે શું બોલતા હશે ?

**ઉત્તર**—અસત્યામૃષા એ વ્યવહારભાષા છે. તેના વડે જ જગતનો વ્યવહાર ચાલે છે. તેથી આવો, જાઓ, બેસો, ઊઠો વિગેરે અનેક શબ્દો બોલવામાં તેનો ઉપયોગ કરવો પડે છે. વળી અર્થનિષ્પન્ન (અન્વર્થ) નામ ન હોય છતાં તે રણછોડને રણછોડ અથવા લક્ષ્મી વિનાનાને લક્ષ્મીધર કહે છે.

**પ્રશ્ન** ૬—અલોકમાં કોઈ પણ પ્રકારનો પ્રકાશ કે અંધકાર હોય ?

**ઉત્તર**—એ બંને પૌદ્‌ગલિક છે. પુદ્‌ગળાસ્તિકાય અલોકમાં નથી તેથી ત્યાં પ્રકાશ કે અંધકાર કોઈ પ્રકારનો ન હોય.

**પ્રશ્ન** ૭—સાતમાંથી બારમા સુધી પ્રત્યેક ગુણઠાણાનો કાળ અંતર્મુહૂર્તનો કહેલ છે તો તે અંતર્મુહૂર્ત નાનું મોટું હશે કે કેમ ?

**ઉત્તર**—એ બધા ગુણઠાણાનો કાળ મધ્યમ અંતર્મુહૂર્તનો છે, પરંતુ ઉપર ઉપરના ગુણઠાણાનો કાળ ઓછો ઓછો જાણવો.

**પ્રશ્ન** ૮—આઠમું નવમું ગુણઠાણું એક ભવમાં તેમ જ ભવશ્રેણીમાં કેટલી વાર પામે ?

**ઉત્તર**—એ ગુણઠાણા એક ભવમાં એક વાર ઉપશમશ્રેણી માંડનાર જીવને ચડતાં ને ઉતરતાં બેવાર અને **૧૧** મે ગુણઠાણે કાળ કરનારને એક જ વાર ફરસે. એક ભવમાં બે વાર ઉપશમશ્રેણી માંડનાર ચડતાં ને ઊતરતાં મળી ચાર વાર પામે. એક વાર ઉપશમશ્રેણી ને બીજી વાર ક્ષપકશ્રેણી માંડનાર ત્રણ વાર પામે. ( બે વાર ઉપશમશ્રેણીમાં ચડતાં ને પડતાં અને એક વાર ક્ષપકશ્રેણીમાં ચડતાં જ પામે. ) એકલી ક્ષપકશ્રેણી માંડનાર એક વાર જ પામે.

આખી ભવશ્રેણીમાં ચાર વાર ઉપશમશ્રેણી માંડી શકાય છે તેથી ચાર વાર ઉપશમશ્રેણી માંડનાર ચડતા પડતા મળીને આઠ વાર અને એક વાર પાછો ક્ષપકશ્રેણી માંડે ત્યારે એમ સર્વ મળીને નવ વાર પામે.

**પ્રશ્ન** ૯—નવમા ગુણઠાણે આવનાર દરેક જીવના અધ્યવસાયો તો એક સરખા હોય છે પરંતુ સત્તાગત કર્મપ્રકૃતિઓમાં તો તરતમતા હોય કે કેમ ?

**ઉત્તર**—તરતમતા હોય જ, પરંતુ બારમે ગુણઠાણે ચાર ઘાતિકર્મ સર્વથા ખપાવે ને તેરમે ગુણઠાણે કેવળીસમુદ્‌ઘાત કરીને ચાર અઘાતિ કર્મની સરખાઇ કરે, પછી આયુષ્ય પ્રમાણે જ હોય, ઓછીવત્તી સત્તા ન હોય.

**ઉત્તર**—યથાખ્યાત જ હોય પરંતુ સામાન્ય કેવળીઓને અને તીર્થંકરોને ઘણું ઊંચા પ્રકારનું હોય. સિદ્ધને ચારિત્ર માત્ર સ્થિરતારૂપ જ કહ્યું છે.

**પ્રશ્ન ૨૩**—પ્રમત્ત ને અપ્રમત્ત ગુણઠાણું હીંચોળાને આકારે કહેલ છે તો તે એક ભવમાં કેટલી વાર પલટાય ?

**ઉત્તર**—અસંખ્યાતી વાર પલટાય. એ બે ગુણઠાણાનો ભેળો કાળ દેશે ઊણા ક્રોડ પૂર્વનો છે. એકલા અપ્રમત્તનો આખા ભવનો મળીને પણ અંતર્મુહૂર્ત્તનો છે.

**પ્રશ્ન ૨૪**—ચૌદપૂર્વી કયે ગુણઠાણે વર્તે ?

**ઉત્તર**—શ્રેણી ન માંડે ત્યાંસુધી છઠ્ઠે સાતમે ગુણઠાણે વર્તે. શ્રેણી માંડે એટલે ચૌદમા સુધી વર્તે, પરંતુ કેવળજ્ઞાન પામ્યા પછી ચૌદપૂર્વી ન કહેવાય.

**પ્રશ્ન ૨૫**—અપૂર્વકરણ જે સમકિતપ્રાપ્તિના પ્રારંભમાં જીવ કરે છે ત્યાં ગુણઠાણું કયું હોય ? એવું અપૂર્વકરણ કેટલી વાર જીવ કરે ?

**ઉત્તર**—અપૂર્વકરણ વખતે ગુણઠાણું પહેલું ( મિથ્યાત્વ ) જ હોય અને તે અસંખ્યાત વખત જ્યારે જ્યારે ક્ષયોપશમ સમકિત પામે ત્યારે ત્યારે કરે.

**પ્રશ્ન ૨૬**—સૂક્ષ્મ નિગોદના જીવો અવ્યવહારરાશીઆ જ કહેવાય છે તેમાં વ્યવહારરાશીઆ જીવો પણ હોય ?

**ઉત્તર**—મુખ્યતાએ તો અવ્યવહારરાશીઆ જ હોય, પણ વ્યવહારરાશીમાં આવ્યા પછી ત્યાં ( તેમાં ) ગયેલા પણ અનંતા જીવો હોય, પરંતુ તે વ્યવહારરાશીઆ જ કહેવાય અને અમુક કાળે પાછા તેમાંથી નીકળી જાય.

**પ્રશ્ન ૨૭**—સૂક્ષ્મ ને બાદરનિગોદના જીવો સમયે સમયે અનંત ઉપજે છે તે ચ્યવે છે તો તે જીવો તેનું અંતર્મુહૂર્ત્તનું આયુષ્ય શી રીતે પૂરું કરે ?

**ઉત્તર**—એકેક નિગોદમાં અનંતા જીવો હોય છે તેનો અસંખ્યાતમો ભાગ પ્રત્યેક સમયે ચ્યવે છે ને ઉપજે છે. જે ચ્યવે છે તે પોતાનું આયુષ્ય પૂરું કરીને અને નવા ભવનું આયુ બાંધીને જ ચ્યવે છે.

**પ્રશ્ન ૨૮**—વિભંગજ્ઞાનીને અવધિદર્શન હોય ?

**ઉત્તર**—એ બાબતમાં બે મત છે. સિદ્ધાંતકાર કહે છે, કર્મગ્રંથકાર કહેતા નથી.

**પ્રશ્ન ૨૯**—બે ઇંદ્રિયને છેવટ્ઠું સંઘયણ કહ્યું છે તો વનસ્પતિકાયને કેમ કહ્યું નથી ?

**ઉત્તર**—સંઘયણ અસ્થિના સમૂહરૂપ છે. તે સંઘયણ સ્થાવરને, દેવને અને નારકીને અસ્થિના અભાવના કારણથી હોતું નથી. સ્થાવરમાં વનસ્પતિકાયનો સમાવેશ છે.

**પ્રશ્ન ૩૦**—અગ્યારમે ગુણઠાણે કાળ કરે તો અનુત્તરવિમાનમાં દેવપણે ઉપજે છે તે પ્રમાણે બીજા કયા ગુણઠાણાવાળા જીવો અનુત્તર વિમાનમાં ઉપજે ?

**ઉત્તર**—છઠ્ઠે સાતમે ગુણઠાણે વર્તતા અપ્રમત્ત મુનિઓ પણ કાળધર્મ પામીને અનુત્તર વિમાનમાં ઉપજી શકે છે. કુંવરજી

# ચોરાશી ગચ્છનાં નામ

( સિદ્ધાંતપ્રકરણસંગ્રહમાંથી ઉદ્ધરીને લખનાર મુનિ પ્રેમવિમળજી )

१ દેવંદનિક
२ ધર્મઘોષા
૩ સંડેરા
४ કિંજરસા
५ નાગોરી તપા
६ મલધારી
૭ ખાસ તપા
८ ચિત્રવાલ
९ ઓસવાલ તપા
१० નાણાવાલ
११ પલ્લીવાલ
१२ આગમીઆ
१૩ ઓકડીઆ
१४ શ્રીમાલીઆ
१५ નાગેંદ્રા
१६ સેત્રંતરીઆ
१૭ ઝંડેરા
१८ જાઇલવાલ
१९ વડા ખરતર
२० લઘુડા ખરતર
२१ પ્રાણસોલીઆ
२२ વિધિપક્ષ ગચ્છ
२૩ તપાવિરુદ ગચ્છ
२४ સુરાણા ગચ્છ
२५ વડીપોસાલ ગચ્છ
२६ સાસ્થગચ્છા
२૭ કતબપુરા
२८ સંખલા ગચ્છ
२९ ભાવડહરા
૩० જાખડીઆ
૩१ કોરંટવાલ
૩२ પાલ્હણીઆ
૩૩ મંડાહડા
૩४ નિંબલીઆ
૩५ બેલોહગ
૩६ ઉચ્છીતવાલ
૩૭ કૂદોલીઆ
૩८ પંચેલાવર
૩९ ખેજડીઆ
४० વારઢીતવાલ
४१ છીરાઉલીઆ
४२ જેસલમેગ
४૩ લલરાણીઆ
४४ તાતહડ ગચ્છ
४५ છાજહડ
४६ ખંભાયતા
४૭ શંખવાલીઆ
४८ કમલકલસા
४९ સોજંતરીઆ
५० સોજતીઆ
५१ પીપલીઆ
५२ ખીમસરા
५૩ ચોરવડીઆ
५४ પ્રામેચા
५५ બંભણીઆ
५६ ગોયલવાલ
५૭ વગ્ગેરા
५८ ભટેરા
५९ નાગરીઆ
६० બાહડમેરા
६१ કકરીઆ
६२ રંકવાલ
६૩ બોરસવા
६४ વેગડા ગચ્છ
६५ વીસલપુરા
६६ સંવાડીઆ
६૭ ધુંધુંકીઆ
६८ વિદ્યાધર ગચ્છ
६९ આગરીઆ
૭० હરસોરા
૭१ કોટીકગણ
૭२ વજ્રીશાખાના બિરુદ
૭૩ વાડીવ ગણ
૭४ ઉડવાડીવ ગણ
૭५ માણુવ ગણ
૭६ ઉત્તરવાલસહ
૭૭ ઉદેહ ગણ
૭८ ચારણ ગણ
૭९ અક્રાલીઆ
८० લુણીઆ
८१ સાર્ધ પુનમીઆ
८२ ત્રાંગડીઆ
८૩ નિબજીઆ
८४ સાચોરા

## ઉ૦ શ્રી યશોવિજયજી વિષે
## શ્રી ધર્મસંગ્રહની પ્રશસ્તિમાં
## ઉ. માનવિજયજીએ આપેલા બે શ્લોક

सत्तर्ककर्कशधियाऽखिलदर्शनेषु, मूर्धन्यतामधिगतास्तपगच्छधुर्याः ।
काश्यां विजित्य परयूथिकपर्षदोऽग्र्या, विस्तारितप्रवरजैनमतप्रभावाः ॥१०॥
तर्कप्रमाणनयमुख्यविवेचनेन, प्रोद्बोधितादिममुनिश्रुतकेवलित्वाः ।
चक्रुर्यशोविजयवाचकराजिमुख्या, ग्रन्थेऽत्र मय्युपकृतिं परिशोधनाद्यैः ॥११॥

" જેઓ ઉત્તમ તર્કશાસ્ત્ર સંબંધી તીવ્ર બુદ્ધિએ કરીને સર્વ દર્શનોને વિષે શિરોમણિપણાને પામેલા છે, જેઓ તપગચ્છને વિષે અગ્રેસર છે, જેઓએ કાશીપુરીમાં પરદર્શનીઓની મુખ્ય સભાઓને જીતીને શ્રી જૈનધર્મનો ઉત્તમ પ્રભાવ વિસ્તાર્યો છે, જેઓએ તર્કશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર અને નયશાસ્ત્ર વિગેરેનું વિવેચન કરવાથી પૂર્વના મુનિઓનું શ્રુતકેવળીપણું જાગૃત કર્યું છે ( તાજું કરી બતાવ્યું છે ) તથા જેઓ સર્વ ઉપાધ્યાયોના સમૂહમાં મુખ્ય ગણાય છે એવા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે આ મારા રચેલા ગ્રંથમાં શોધનાદિક સહાય કરવાવડે મારા પર ઉપકાર કર્યો છે. "

## શ્રીમદ્ યશોવિજયોપાધ્યાયને પ્રાપ્ત થયેલ વરદાન
( નયોપદેશની પ્રસ્તાવનામાંથી )

અન્યદા પંડિત લોકોના સમાજમાં વિજયધ્વજ મેળવનાર ન્યાયવિશારદ વાચકેન્દ્ર યશોવિજય મહારાજ વિહાર કરવાની ઇચ્છાવાળા થયા સતા કાશીપુરીની પાસે મનોહર ગંગાનદીના પ્રદેશને જોઇ કવિજનોના હૃદયના હાર સમાન સરસ્વતી દેવીની આરાધના કરવાની ઇચ્છાવાળા થયા.

તેથી પોતાની ઇચ્છાનુસાર ગંગાનદીને કાંઠે એકવીશ દિવસ સુધી તેમણે ઐંકારનાદ સહિત સરસ્વતીમંત્રનો જાપ કર્યો. તે જાપના પ્રભાવથી તેમની પાસે સાક્ષાત્ પ્રગટ થઇને સરસ્વતી દેવીએ તે શ્રીમાનને અનુપમ કવિત્વશક્તિ આપી. તે બાબત તેઓશ્રીએ પોતે જ ન્યાયખંડખાદ્ય(ગ્રંથ)ના પ્રારંભમાં આ પ્રમાણે શ્લોક લખેલ છેઃ—

ऐंकार जापवरमाप्य कवित्ववित्त्वं, वाञ्छासुरद्रुमुपगङ्गमभङ्गरङ्गम् ।
सूक्तैर्विकाशकुसुमैस्तव वीर शंभो-रंभोजयोश्चरणयोर्वितनोमि पूजाम् ॥

" ગંગા નદીને કાંઠે ઐંકારનો જાપ કરી ઇચ્છાપૂર્તિના કલ્પવૃક્ષરૂપ કવિપણાની વિદ્વત્તારૂપ અભંગ રંગવાળા વરદાનને પામીને હે મહાવીરસ્વામી ! હું આપ શંભુના ( શંકરરૂપ આપના ) ચરણકમળને સૂક્તરૂપી વિકસ્વર પુષ્પોવડે પૂજું છું. "

આ પ્રમાણે વરદાન મેળવ્યા પછી ઉપાધ્યાયજીએ ત્યાંથી વિહાર કર્યો.

# આટલું યાદ રાખો

કેટલીક બાબતો એવી છે કે જેનું નિત્ય સ્મરણ કરવું જોઇએ. એ ભૂલવાથી માનવતા ભૂલાઇ જાય છે એવી સચોટ લાગણી દિલમાં ઉદ્ભવે ત્યારે તે તે બાબતો હૃદયમાં અંકિત થઇ જાય. કેવળ યાદ રાખવું પર્યાપ્ત નથી, પરંતુ યાદ રાખવાનો જે હેતુ હોય તે પણ જળવાવો જોઇએ. યાદ રાખવાની બાબતો અને તેના હેતુને આપણે જોઇએ.

■ ■ ■ ■ ■

દેવ, ગુરુ અને ધર્મને કાયમ યાદ રાખવા. સંસારપરિભ્રમણ કરતા જીવને આશ્રયસ્થાનરૂપ જો કોઇ હોય તો તે શુદ્ધ દેવ–ગુરુ–ધર્મ જ છે. શ્રી અનાથીમુનિને શું ન હતું ? સર્વ હતું, છતાં કાંઇ નહોતું એમ કહી શકાય. અર્થાત્ બાહ્યદૃષ્ટિ જેમાં સુખ માને છે તેવી પ્રત્યેક વસ્તુ શ્રી અનાથીની પાસે ખડે પગે હાજર હતી. સ્નેહાળ માતાપિતા, અતિ પ્રેમાળ પત્ની, ભાઇના દુઃખે દુઃખાર્ત્ત થતાં બાંધવો અને બ્હેનો, અઢળક દ્રવ્ય, મહામહેલાતો, અપૂર્વ શયરચીલું, ખમા ખમા કરનારા અને પાણી માગતાં દૂધ હાજર કરનારા સેવકો–એમ સર્વ વસ્તુઓ તેમની સાંનિધ્યમાં હતી, છતાં તાત્ત્વિક દૃષ્ટિએ જોઇએ તો તેમની પાસે કાંઇએ ન હતું; કારણ કે એ સર્વ વસ્તુઓ છતાં તેમનો મહારોગ અસાધ્ય હતો અને તેથી તેઓ અનાથ હતા—તેમનું કોઇ નાથ નહોતું. જ્યારે તેમણે પ્રવ્રજ્યા લેવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમની રોગશાન્તિ થઇ. પછી તો તેઓ સર્વ વિનશ્વર પદાર્થોને તજી દઇ ત્યાગના પુનિત પંથે પળ્યા. સર્વ જીવના નાથ બન્યા—સર્વ જીવના પાલક બન્યા; છતાં પૂર્વ જીવનની યાદી માટે નામ તો અનાથી જ રાખ્યું. આ જ દશા આપણી સૌની છે, તેથી સંસારની અનેક ગડમથલ વચ્ચે પણ દેવ–ગુરુ–ધર્મને કાયમ યાદ કરવા; કારણકે પરભવ જતાં એ જ એક આધારભૂત છે

■ ■ ■ ■ ■

પ્રત્યેક મનુષ્યે માતાપિતાના ઉપકારોને યાદ કરવા. એ યાદી જો કાયમ રહે તો તેમના પ્રત્યેનું પોતાનું કર્તવ્ય પણ યાદ આવ્યા વિના ન જ રહે.

સંતાનો પ્રત્યેનું માતતાતનું, તેમાં પણ માતાનું વાત્સલ્ય તો અપૂર્વ છે. જગતભરમાં જનેતાની જોડ મળવી દુષ્કર છે. પિતાના ઉપકારો પણ અનેક છે. એ સર્વ કાયમ સ્મરણ કરવા લાયક છે અને તે યાદ રખાય તો જ કર્તવ્યપથની સમજ પડે છે.

નવ નવ માસ પર્યંત ઉદરમાં સ્થાન આપનાર, પ્રસવકાળની મહાવેદના સહી બાળકને જન્મ આપનાર, દેહના અમી પાઇ ઉછેરનાર, પોતે ભીનામાં સૂઇ પોતાના પ્રિય સંતાનને સૂકામાં સુવાડનાર, બાળકના મળ મૂત્ર સાફ કરનાર, અસહાય અવસ્થામાં અન્યનાં દળણાં પાણી કરીને પોતાના સંતાનનું ભરણપોષણ કરનાર, યાવત્ જીવનભર પોતાના સંતાનનું કલ્યાણ ઇચ્છનાર માતા, અને પાળી–પોષી મોટા કરનાર, વિદ્યાભ્યાસ કરાવી મનુષ્યની હારમાં લાવનાર, ધંધારોજગારે ચડાવી સંતાનનું ભાવી ઉન્નત કરનાર પિતા–એ બન્નેના ઉપકારનો બદલો કઇ રીતે વાળી શકાય ? કોઇ રીતે વાળી શકાય તેમ નથી; પરંતુ જો એ સર્વ

ઉપકારો નજર સન્મુખ રહેતા હોય તો કેટલાક પુત્રો કર્તવ્યવિમુખ રહેતા દેખાય છે તે સ્થિતિ સંભવે નહીં. મતલબ કે એ સર્વ ઉપકારો યાદ કરી માતાપિતાના આત્માને પરમ શાન્તિ ઉપજે તેમ વર્તવું એ સુપુત્રની ફરજ છે. તદુપરાંત મહર્ષિઓના કથન મુજબ માતાપિતાના ઉપકારનો બદલો, જો તેમને ધર્મમાર્ગે વાળવામાં આવે તો જ વળી શકે છે; તેથી સુપુત્રની એ ફરજ છે કે માતતાત જો ધર્મમાર્ગથી વિમુખ હોય તો તેમને તે માર્ગે વાળવા પૂર્ણ રીતે પ્રયાસ કરવો અને જો તે માર્ગે વળેલા હોય તો તેમાં વિશેષ સહાયકારી બનવું, તો જ તેનો કિંચિત્ બદલો વળી શકે છે.

■ ■ ■ ■ ■

કોઇપણ વ્યક્તિએ આપણા ઉપર જો ઉપકાર કર્યો હોય તો તે ઉપકારને કદી પણ વિસરવો ન જોઇએ. અન્યના કરેલા ઉપકારને ભૂલી જવું તે કૃતઘ્નતા કહેવાય છે અને એ ઘણી જ ખરાબ છે. પરના કરેલા કિંચિત માત્ર ઉપકારને પણ મહદ્ ઉપકાર માની તેને વારંવાર યાદ કરવા જોઇએ, જેથી તે વ્યક્તિ પ્રત્યેનું આપણું ઋણ કોઇ વખત પણ ફેડી શકીએ; તેમજ એના પ્રત્યે આપણે પણ તે રીતે વર્તવું જોઇએ કે જેથી તેની યાદ રહ્યા કરે. માત્ર યાદ કરવું પર્યાપ્ત નથી, પણ ખરે સમયે ઉપકારીના ઉપકારનો બદલો વાળવો જ જોઇએ તો જ એ સ્મરણની સાર્થકતા છે. એ ઉપર એક વક્તાએ કહેલું દૃષ્ટાંત યાદ આવે છે.

એક રાજા હતો. એક વખત તે વનમાં જઇ ચડ્યો. સખ્ત ગરમીથી તેને ખૂબ તૃષા ગી; પરંતુ ક્યાંઇ તેને પાણી મળ્યું નહીં, તૃષાથી તેના પ્રાણ કંઠે આવ્યા ન હોય તેમ ગ્યું. એટલામાં દૂર દૂર એક ઝુંપડી હોય તેવો ભાસ તેને થયો. એથી રાજા પોતાના અશ્વને એ તરફ લઇ ગયો. ત્યાં એક વિવેકશીલ ભિલ્લ રહેતો હતો. તેણે રાજાનું સારી રીતે સ્વાગત-સન્માન કર્યું અને લીંબડાની ઘટાટોપ છાયામાં એક ખાટલો ઢાળી તેના પર પોતાના ઘરયોગ્ય બીછાનું નાખી તે ઉપર રાજાને બેસાડ્યો અને શીતળ જળ રાજાને આપ્યું. જળપાન કર્યાથી રાજાને અપૂર્વ શાંતિ થઈ. નવેસરથી જીવિત પ્રાપ્તિ થઈ હોય તેવી આભારની લાગણી રાજાએ પ્રદર્શિત કરી. પછી તે ભિલ્લને પોતાની સાથે લઇ જઇ સુંદર મહાલયમાં તેને રાખ્યો અને વારંવાર સભામાં તેની પ્રશંસા કરે કે—" એક સમયે હું વનમાં ગયો હતો ત્યારે અતિ તૃષાતુર થયો થકો હું આ ઉપકારીની ઝુંપડી પાસે ગયો. તેણે મને શીતળ પાણી પાઇ જીવિત અર્પણ કર્યું. એ ઉપકાર કદી પણ ભૂલાય તેમ નથી." રાજાના વારંવારના આવા શબ્દોચ્ચારથી એક વખત તેની પરીક્ષા કરવા ભિલ્લને વિચાર સ્ફુર્યો. પરિણામે રાજાના બાલકુંવરને પોતાને ઘેર લઇ જઇ છાનો રાખ્યો. થોડા સમયમાં તો ગોતાગોત થઇ પડી. ચોમેર રાજપુરુષો રાજકુમારની શોધમાં નીકળી પડ્યા. દરમ્યાન આ મહાશય રાજપુત્રનાં ઘરેણાં લઇને બજારમાં વેચવા નીકળ્યો. રાજપુત્રના ઘરેણાંના મુદ્દા ઉપરથી તેને પકડવામાં આવ્યો અને રાજા સન્મુખ રજૂ કર્યો. ત્યાં તેણે કબૂલ કર્યું કે આ આભૂષણોના લોભે મેં રાજકુમારનું ખૂન કર્યું છે. આવા તેના એકરારથી ચોતરફ હાહાકાર થઇ રહ્યો. અને તુરત જ સર્વ મંત્રીઓ ભિન્ન ભિન્ન પ્રકારની ઉગ્ર સજા કરવા રાજાને ભલામણ કરવા લાગ્યા. છેવટે રાજાએ ફેસલો આપ્યો કે ' હું વનમાં ગયો

# [1]ધર્મોક્તિ મૌક્તિકો

( ડૉ. ક્રૌઝેના 'Sayings of Vijaydharmasuri' ઉપરથી અનુવાદિત )

[2]ઇન્દ્રિયાધીન વ્યક્તિઓની શિખામણ, હમેશાં, સ્વાર્થથી દૂષિત થયેલી હોય છે. [3]ઇન્દ્રિયાતીત વ્યક્તિની જ શિખામણ, તને તારા કલ્યાણ તરફ દોરી શકશે. ૧

જો દુન્યવી ક્લેશોથી તું સંતાપ પામ્યો હો અને મૃત્યુસમયની વેદનાઓથી ભયભીત થયો હો તો હે મનુષ્ય ! વિષયસુખરૂપી વિષવૃક્ષની છાયા નીચે આરામ લેતાં પહેલાં વિચાર કર–સાવધ થા. તેનાથી દૂર રહે–ખૂબ દૂર રહે. ૨

ઉપયોગ રહિતપણું ( બેદરકારી ) એ મનુષ્યનો કટ્ટો શત્રુ છે. તે મનુષ્યને કર્તવ્યભ્રષ્ટ કરે છે અને આધ્યાત્મિક ઊંચાઇએથી તેનું પતન કરાવે છે. ૩

જે માનસિક શાંતિ, સંસારત્યાગથી મેળવાય છે તેનો ક્રોધ ક્ષણવારમાં જ નાશ કરે છે. અસંખ્ય દુઃખો સહન કરીને આવો ખજાનો એકઠો કરવો અને તેને એક જ ક્ષણમાં નાશ પામતો જોવો, એ કેટલું મૂર્ખાઇભરેલું છે ? ૪

મનુષ્યે સિંહ જેવા થવું, શ્વાન જેવા નહિ શ્વાન લાગેલી વસ્તુને કરડવા દોડે છે ( હુમલો કરનારે ફેંકેલી વસ્તુને કરડવા દોડે છે ) જ્યારે સિંહ મુખ્ય કારણ પ્રત્યે જ ધસે છે ( હુમલો કરનારની ઉપર જ ધસે છે. ) ૫

જો તેં ગુન્હો કર્યો હોય તો જે તારી નિન્દા કરે છે તેનો આભાર માન; કારણ કે તેણે તારી અપૂર્ણતાનું ભાન તને કરાવ્યું છે. જો તું નિર્દોષ હો તો તેના ઉપર દયા કર, કારણ કે તે બિચારાએ નિન્દાના પાપનો બોજો તેના આત્મા ઉપર ચઢાવ્યો છે. ૬

---

ત્યારે અતિ તૃષાતુર અવસ્થામાં તેણે મને જળપાન કરાવી જીવિતદાન આપ્યું છે એ મહા-ઉપકારના બદલામાં હું તેને આ ગુન્હાબદલ ક્ષમા આપું છું.' આવા અણીના સમયે પણ રાજા જેવું ઉપકારનું સ્મરણ કરતો હતો તેવું જ યથાર્થ કરી બતાવ્યું તે જાણી તે મહાશયે રાજકુમારને રજૂ કરી સત્ય હકીકત જણાવી. આ કથાનો સારાંશ એ છે કે ઉપકારીના ગુણને સદા યાદ કરવા અને એ યાદીના ફળરૂપે પ્રત્યુપકાર કરવા સદા તત્પર રહેવું.

■ ■ ■ ■ ■

આપણા કરતાં કોઇપણ વ્યક્તિમાં ચડિયાતા ગુણો જોવામાં આવે તો વારંવાર તે ગુણો યાદ કરવા, જેથી ગુણાનુવાદની સાથે પોતામાં તેવા ગુણો વિકસાવવાનું બની શકે. એક દીવામાંથી બીજો દીવો પેટાવી આપણે જેમ અંધકારને હાંકી કાઢીએ છીએ તેવી જ રીતે અન્યમાં ગુણો જોઇ તે તે ગુણોને વારંવાર યાદ કરવા અને તેમ કરીને આપણે ગુણી બનવું એમાં જીવનની સાર્થકતા છે.

રાજપાળ મગનલાલ વ્હોરા

---

૧ શ્રી વિજયધર્મસૂરિના વચનરૂપી મોતીઓ. ૨ ઇન્દ્રિયોથી જીતાયેલ. ૩ જેણે ઇન્દ્રિયોને જીતી છે એવા.

રૂપથી નહિ પણ દેહથી જ ધર્મીપણાનું લક્ષ્ય પ્રાપ્ત કરી શકાય છે. ઘણી રૂપ-વિહીન વ્યક્તિઓ પણ આધ્યાત્મિક ઉન્નતિના શિખરે પહોંચેલી છે. ૭

માન, મદ અને ગર્વની સામે નમ્રતા એ અમોઘ ઉપાય છે. ૮

જો તું સત્ય જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી રત્નત્રયને જોવા ઈચ્છે છે તો, તારે તારા હૃદયમાં વિવેક, નમ્રતા, સમભાવ અને દયારૂપી દીપકો પ્રગટાવવા જોઈએ. ૯

જે ( અલંકારાદિ વસ્તુઓ ) ગૃહસ્થને ભૂષણરૂપ છે, તે જ ( વસ્તુઓ ) સાધુ-ઓને કલંકરૂપ છે. ૧૦

એક જ વચન અને એક જ વજન ( એક જ ભાવ અને સાચા તોલ અને માપ ) એ વ્યાપારીની બધી જાતની આબાદીનું મૂળ છે. ૧૧

જે મનુષ્ય મિથ્યાત્વરૂપી રાક્ષસનાં પંજામાંથી બચેલો છે, તે એક સત્ય રત્ન, સાચો રાજા અને ખરેખર પૂજનીય વ્યક્તિ છે. ૧૨

યાદ રાખ કે ગુપ્ત રીતે કરેલા કર્મોના પરિણામો તારો ન્યાય કરવામાં કાંઈ દયા દર્શાવશે નહિ. (ગુપ્ત રીતે કરેલા કર્મોના બદલો કાંઈ ઓછો મળશે નહિ.) ૧૩

જેવી રીતે દુષ્ટગ્રહ રાહુમાં, ( ચંદ્રગ્રહણ વખતે ) તેજસ્વી ચંદ્રના તેજને હરી લેવાની શકિત રહેલી છે, તેવી રીતે પ્રપંચ–દંભ-મિથ્યાત્વમાં, ધર્મના તેજ અને શકિત હરી લેવાની શક્તિ રહેલી છે. ૧૪

તૃષ્ણા એ બધા દુર્ગુણોનું કેન્દ્રસ્થાન દેખાય છે. જો મનુષ્ય તૃષ્ણાવિહીન હોય તો તે ( મનુષ્ય ) સદ્દગુણી બની શકે છે. ૧૫

શારીરિક બળથી લોહશૃંખલા તોડી શકાય પણ સંસાર પ્રત્યેના વૈરાગ્યરૂપી સાધન સિવાય મોહશૃંખલા તોડી શકાય નહિ. ૧૬

જે ભવભ્રમણ આપણે કર્યા કરીએ છીએ, તે બીજું કાંઇ જ નહિ પણ આપણા અગાઉના કરેલા કર્મોનું જ ફળ છે. જો આપણે કર્મથી મુક્ત થઈએ તો ભવભ્રમણથી મુક્ત જ છીએ. ૧૭

સુખ કે જેનું આત્યંતિક પરિણામ દુઃખ છે, તે વાસ્તવિક રીતે સુખ નહિ પણ દુઃખ છે અને દુઃખ કે જેનું છેવટનું પરિણામ સુખ છે તે ખરી રીતે દુઃખ નહિ પણ સુખ છે. ૧૮

જ્યારે સત્ય તત્ત્વજ્ઞાનથી મોહનું સત્ય સ્વરૂપ સમજાય છે ત્યારે સ્વકલ્યાણને ઇચ્છતો વીરપુરુષ પોતાની શક્તિને ગોપવી રાખતો નથી. ૧૯

ગ્રંથોનો અભ્યાસ કરીને, વાદવિવાદમાં જ પોતાનું જીવન વીતાવે અથવા તો પોતે કર્તવ્યમાં મૂકયા સિવાય બીજાને બોધ આપે, એ ખરો પંડિત નથી; પરંતુ જેનામાં જ્ઞાન છે અને તે પ્રમાણે જે કર્તવ્યમાં મૂકે છે એ જ ખરો પંડિત છે. ૨૦

( ચાલુ ) અનુવાદકઃ અનંતરાય જાદવજી શાહ

# પ્રભાવિક–પુરૂષો

## શ્રેણિકપુત્રો

### ૫. નંદિષેણ [૨]

પરમાત્માનું સમવસરણ એટલે જિજ્ઞાસુ હૃદયોને શંકાના સમાધાન કરવાનું અપૂર્વ ને આત્મકલ્યાણકારી વાણી શ્રવણ કરવાનું અભંગદ્વારવાળું વિશાળ સ્થાન. એની રચના દેવોદ્વારા થતી હોવાથી એમાં સુવર્ણ કે મણિ રત્નની સંભારભરણી હોય તેમાં શી નવાઈ! જેમનાથી ઊંચો કોઈ અધિકાર નથી એવા ત્રણ જગતના નાથ અર્હન્ત–તીર્થંકરને સિંહાસન પર બેસી, દેશનાવારિની અમૃતવર્ષા વરસાવવા સારુ સગવડભર્યું થઇ પડે તેવી એની કરામત હોય છે.

ઘણે દૂરથી નજરે પડે એવા ત્રણ ગઢની રચનાવાળું ને સંખ્યાબંધ આત્માઓ પરસ્પરની અથડામણ વિના સરલતાથી બેસી શાંતચિત્તે ઉપદેશનું પાન કરી શકે તેવી ગોઠવણવાળું આ વ્યાસપીઠ અપૂર્વ દેખાય છે. અનુભવનો એકાદ પ્રસંગ લાધે એવી ભાવના કોને ન હોય? તેથી જ મુનિ ઉદયરત્ને ગાયું છે કે—

> સમવસરણમાં બેસીને,
> જિનવરની રે વાણી;
> સાંભળશું સાચા મને,
> પરમારથ જાણી.
> તે દિન ક્યારે આવશે?

ચારે તરફ પર્ષદા ભરાય, એમાં દેવ–દેવીઓ, નર–નારીઓ, સાધુ–સાધ્વીઓ તો હોય જ. પર્ષદાના બાર પ્રકાર કહ્યા છે. ઉપરાંત તિર્યંચો પણ આવે. તેઓ પણ સ્વભાષામાં પ્રભુ જે કાંઇ બોલે તે સમજી શકે. એવી જિનવાણીની અદ્ભુતતા છે. કહ્યું છે કે—

> देवा देवी नरा नारी, शवराश्चापि शावरी।
> तिर्यंचोऽपि हितैरर्थी, मेनिरे भगवद्गीरम्॥

એમાં આશ્ચર્ય પણ શું? અણઘડ ભિલ્લ જેવાએ 'સર નથી' એવા એક વાક્યથી પોતાની ત્રણ સ્ત્રીઓને જુદા જુદા પ્રશ્નોનો જવાબ આપી દીધો હતો તો પછી પ્રભુની અતિશયતાનું શું કહેવું?

આઠ પ્રાતિહાર્ય ને ચોત્રીશ અતિશયની અદ્વિતીય લક્ષ્મીવાળા શ્રીતીર્થંકરપ્રભુ અશોકતરુની શીળી છાયામાં સિંહાસન પર વિરાજમાન થઈ માલકોશ રાગમાં જે સુંદર દેશના એક પ્રહર સુધી આપે છે એ વર્ણનાતીત હોય છે. એનાથી સંખ્યાબંધ આત્માઓના બીડાએલ હૃદયપદ્મો વિકસ્વર થઈ જાય છે. વણપૂછ્યા સંશયો એકાએક વિનશ્વરતાને પામે છે અને સંખ્યાબંધ જીવોમાં આત્મકલ્યાણની કોઇ અનોખી ઉત્તેજના પ્રાદુર્ભાવ પામે છે. અંતરના તાર ઝણઝણી ઊઠે છે.

રાજગૃહીના આંગણે આવું સમવસરણ મંડાતાં જ શ્રેણિક ભૂપ સપરિવાર વંદનાર્થે આવી પહોંચ્યા. નંદિષેણકુમાર પણ સાથે જ હતા. ભગવાન શ્રીમહાવીર ઉપદેશકાર્યથી પરવાર્યા ત્યારે મહારાજા શ્રેણિકે

ચિરકાળસેવિત સેચનકહસ્તિનો પ્રશ્ન રજૂ કર્યો અને નંદિષેણુ સહ એનો સ્નેહ કેવી રીતે યોજાયો તે જાણવાની ઇંતેજારી દાખવી.

પ્રભુ બોલ્યા–'રાજન્! પૂર્વ ભવસંચિત વેર યા સ્નેહ આત્માઓને ઘણા ભવસુધી ઉદય આવે છે. જેને દેખીને પ્રત્યક્ષ કારણુના અભાવે પણુ રોષ પેદા થાય ત્યારે સમજવું કે એ પૂર્વભવનો શત્રુ છે અને એવી જ રીતે જ્યાં હેતનો ઉદ્ભવ થાય ત્યાં પૂર્વભવના સ્નેહનું કારણુ અવધારવું.

'પૂર્વે હાથી સેચનકનો જીવ શ્રીપુર શહેરમાં **મખ** નામનો વિપ્રપણે વ્યવહાર ચલાવતો હતો, ત્યારે નંદિષેણુનો જીવ સમીપમાં વસનાર અને સેવા કરનાર એક **ભીમ** નામનો દાસ હતો. એક વેળા મખદ્વિજને સંબ્યાબંધ ભૂદેવોને અને સંન્યાસી–બાવાઓને જમાડવાની ઇચ્છા ઉદ્ભવી એને લગતી સામગ્રી એકઠી કરવામાં અને એ કાર્ય સાંગોપાંગ પાર ઉતારવામાં એણે ભીમની સેવા માગી. ભીમે શરત કરી કે ઉપરોક્ત કાર્ય ઊકલી જતાં જે સામગ્રી બચે તે મારી મહેનતના બદલામાં મને આપવી શરત મંજુર થઇ અને મખ બ્રાહ્મણુનો મનોરથ પૂર્ણ પણુ થયો. જે નિર્દોષ ખાનપાન સેવાના બદલામાં ભીમના ફાળે આવ્યું તે તેણે હર્ષથી ઉભરાતા હૃદયે કંચન–કામિનીના ત્યાગી ને કેવળ મુમુક્ષુ એવા મુનિઓરૂપ સત્પાત્રને દાન દેવામાં વાપર્યું. ભાવનાયુક્ત આ દાનના બળે ભીમનો જીવ આયુષ્યના અંતે દેવલોકની ઋદ્ધિ પામ્યો. દ્વિજમહાશય પણુ અન્ય ભવમાં ભ્રમણુ કરી આ ભવે હાથીપણું પામ્યો અને ભીમનો જીવ દેવગતિમાંથી તારે ત્યાં પુત્રપણે ઉપજ્યો એ જ કુમાર નંદિષેણુ.

'મદોન્મત સેચનક કુળપતિને મારવા તાપસવૃંદ તરફ દોડતો આવ્યો, પણુ વચમાં નંદિષેણુને જોતાં જ એની સ્મૃતિમાં મંથન શરૂ થયું. આડી ઊભી રહેનાર આ વ્યક્તિને મેં કોઇ વાર પૂર્વે જોયેલી છે, એવી વિચારણા અંતરમાં ઉદ્ભવી અને માનવી કલ્પી પણુ ન શકે એટલા સૂક્ષ્મ કાળમાં હસ્તિને જાતિસ્મરણુ જ્ઞાન થયું. શ્રીપુરમાં વસતા પાડોશી તરીકેનો સંબંધ આંખ સામે તરવરી રહ્યો. સ્નેહના ઉમળકાએ વૈરવૃત્તિને ભૂલાવી દીધી અને કોઇ નવું જ દશ્ય ખડું કર્યું, એ તમે નજરે દીઠું.

આહા! દાનમાં કેવી અચિંત્ય શક્તિ છે? અપાત્ર ને સુપાત્રમાં પડવાથી એમાં મોટી તરતમતા પ્રગટે છે. એની પાછળ પરિણામની ધારાનું જીવંત પ્રાબલ્ય હોય છે અને એની ફળ દેવાની શક્તિ વિદ્યુતના વેગને પણુ વટાવી જાય છે! કહ્યું છે કેઃ—

आनंदाश्रूणि रोमांचः, बहुमानं प्रियं वचः ।
तथानुमोदना पात्रे, दानभूषणपंचकम् ॥

દાનના એ ભૂષણોથી અલંકૃત બનેલ આત્માને અવરોધ ન નડે તો ઠેઠ મુક્તિપુરીના દ્વાર પણુ ખખડાવે છે.

પ્રભુ શ્રી વીરની સંશયહારિણી વાણી શ્રવણુ કરતાં જ રાજવી શ્રેણિકની અજાયબીનો અંત આવ્યો પણુ નંદિષેણુની તો દૃષ્ટિ જ ખુલી ગઇ. સમ્યક્કરણીમાં રહેલી તરતમતા ઊડીને આંખે વળગી. તાપસ અને શ્રમણુના જીવન વચ્ચેનો સ્પષ્ટ ભેદ નજરે આવ્યો. આશ્રમના

ઉન્મૂલનથી કુલપતિને કેમ દુઃખ ઉપજ્યું અને હસ્તિ પ્રત્યે તેમના ગુસ્સાનો પારો શાથી છેલ્લી ડિગ્રીએ પહોંચ્યો? તેનું કારણ પણ સ્પષ્ટ જણાયું. मुच्छा परिग्गहो वुत्तो અર્થાત્ જ્યાં સુધી અંતરમાં રહેલ દ્રવ્ય-પદાર્થ યા વસ્તુ પ્રત્યેની મૂર્છા યાને મમતા સર્વથા નિર્મૂળ નથી થતી ત્યાંસુધી વ્યક્તિ ભલે શ્વેત કિંવા ભગવો અંચળો ધારણ કરે, ભલે એ સંસારની જંજાળથી બહાર નીકળી અરણ્યવાસ કે ગિરિકંદરામાં જઇ વસે છતાં એ પરિગ્રહ યાને આળપંપાળથી મુક્ત નથી થઇ શકતી.

સાથોસાથ એ પણ સમજાયું કે જો મૂર્છાનો-મારાપણાની કામનાનો સર્વથા નાશ કરી દેવાયો હોય છે તો ભલેને પછી વ્યક્તિ સુવર્ણજડિત કાંગરાવાળા ને મણિ-રત્નગુંફિત ગઢમાં બેસે છતાં પંકજવત્ એ નિર્લેપ રહી શકે છે. માયાનો પાશ ત્યાં લાગતો જ નથી. સમભાવની ભૂમિકા પર વિચરતા એ આત્માને કંચનમણિના નથી પ્રલોભન હોતા કે કથીર પાષાણના તિરસ્કાર સંભવતા. એની દૃષ્ટિ તો કોઇ અનોખા ધ્યેય પાછળ એકતાર બની હોય છે. એનું નામ સાચી મુમુક્ષુ દશા છે.

પ્રભુને પ્રણામ કરી કુમાર પિતાની સાથે પાછો ફર્યો છતાં કોઇ જુદા જ નિશ્ચયને ધારણ કરીને. સંસારીજીવનની એની પરાઙ્મુખતા છુપી નહોતી જ, પણ હવે અમલમાં મૂકી સંસારને લાત મારી સાધુતાના પંથે પળવાનો નિરધાર એણે જાહેર કર્યો. માતાપિતાના કાને એ વાત પહોંચી. એમાં યેન કેન પ્રકારેણ વિલંબ કરવાની મસલતો પડી ભાંગી. ભૂપનું આશ્રયસ્થાન તો શ્રી મહાવીર, એમના પર શ્રેણિકની અટલ શ્રદ્ધા. એના બળે જ જ્ઞાન-ચારિત્રમાં તદ્દન મંદતાવાળા શ્રેણિક રાજવી ઉન્નત પંથના પથિક બનવાના. કેવળજ્ઞાની પ્રભુએ નંદિષેણની સંયમ માટેની ઉલટ જોઇ, એ સાથે સત્તામાં રહેલ ભોગાવળી કર્મ પણ નિહાળ્યું. એ કુમારનું હવેનું જીવન વિલક્ષણતાભર્યું જોયું. દીક્ષા માટેની ઉતાવળ ઇષ્ટ ન લાગી, જ્ઞાનમાં દીઠેલી વસ્તુ ભૂપને કહી, એ સંદેશો લઇ શ્રેણિક નંદિષેણકુમાર પાસે પહોંચ્યા. ભોગવવાનાં બાકી રહેલ કર્મની યાદ આપી, પણ નિશ્ચય એટલે અટળ-અફર. એ મંતવ્યવાળા કુમારને એની કંઇ જ અસર ન પહોંચી. પુરુષાર્થ પાસે કર્મ તો રાંકડું છે. એમ કહીને તેઓ સાધુ બન્યા. ત્યાં આકાશવાણી શું કરે? આનું નામ જ ભવિતવ્યતા. હોણહાર એનું બીજું નામ. એ ફેરવવાનું સામર્થ્ય ન તો ચક્રી કે તીર્થપતિના હાથમાં પણ સંભવે. જો કે અરિહંતો અનંત બળના સ્વામી હોય છે, છતાં પણ પંચ સમવાયના ધોરણે ચાલતી વિશ્વનિયંત્રણામાં એનો ઉપયોગ ન જ કરે. મૌનપણે કુદરતને એનો ભાગ ભજવવા દે. મહાપુરુષોનો એ જ સનાતન રવૈયો છે.

સાધુતાનો અંચળો ઓઢી થોડા સમય પૂર્વેના કુમાર નંદિષેણ રાજગૃહીના સીમાડા ઓળંગી ગયા. અડગ નિશ્ચયથી અને સંગીન મનોબળથી મુનિપણાના આચાર પાળવા લાગ્યા. પ્રમાદના પંજામાં

ફસાયા વગર સતત ધર્મધ્યાનમાં અને જ્ઞાનાર્જનમાં રક્ત રહેવા લાગ્યા. આ રીતે સ્વ આત્માને ઘણી ઉચ્ચ ભૂમિકા પર લઇ ગયા. તાપસ-સંન્યાસી કે જોગી-બાવાના જીવનમાં અને સાચા ત્યાગી કે સમજુ અણુગારના જીવનમાં કેટલો મોટો તફાવત રહેલો છે એ સ્વયં અનુભવી રહ્યા. એક તરફ અજ્ઞાનભરી કરણીનો-માનપાનની મહેચ્છાનો ડગલે ને પગલે સાક્ષાત્કાર થાય છે ત્યારે બીજી બાજુ ચોખ્ખું નિર્લેપ જીવન-સમ્યક્જ્ઞાનયુક્ત ક્રિયાના દર્શન-નજરે પડે છે.

આવા ચિંતનશીલ આત્માને પણ મોહભૂપે સપાટામાં લીધા. અવશેષ ભોગાવળી કર્મ સત્તાની હદ ઓળંગી જ્યાં ઉદયના આંગણામાં પ્રવેશ્યું ત્યાં જાગૃત ને દઢ એવા નંદિષેણુ મુનિને વિકારના ભાવો ઉઠવા માંડ્યા. એ સામે તપના તેજસ્વી શસ્ત્રનો ચમકારો દાખવવામાં કચાશ ન રાખી, દમનના પ્રત્યેક માર્ગોનું અવલંબન લેવામાં નંદિષેણઋષિએ જરા પણ કાયરતા ન દેખાડી, પણ જ્ઞાનીનાં વચન ટંકશાળી નિવડ્યાં. નિકાચિત કર્મને તપાવી એની અસર હળવી કરવાનું જેનામાં પરાક્રમ છે એવો તપરૂપ અગ્નિ પણ આ કર્મોદયરૂપ વ્યાધિ પર કારગત ન નિવડ્યો. ભોગકર્મની નિકાચિતતા ટાળવાનો અન્ય કોઈ માર્ગ ન લાધતાં-આ માનસિક વ્યથાનો અન્ય કોઇ ઇલાજ ધ્યાનમાં ન આવતાં સ્વપ્રતિજ્ઞાનો નિર્વાહ કરવાના શુભ ઇરાદાથી મુનિ નંદિષેણુ પર્વત પરના ઝંપાપાત કે ગળે ફાંસો દઇ આપઘાત વિગેરે ભીષણુ પંથ સુધી પહોંચી ગયા, પણ નિરુપક્રમી આયુષ્યવાળા આત્માઓને ઓછી જ એ કષ્ટોની અસર થાય છે. પુનઃ દેવવાણી સંભળાઈ-હોણુહારની સામે થવાનો મિથ્યા પ્રયાસ છોડી દેવાની ચેતવણી મળી.

'એ રેડ સીગ્નલનું ઉલ્લંઘન કરવાનું ભયંકર જોખમ ન સેવવાની તાકીદ થઇ.

'આટઆટલા પ્રયાસો છતાં શું વ્રતમાં અતિચાર લગાડવો પડશે?' આવી શંકાનો ઉદ્ભવ હૃદયના એક ખૂણામાં ઉદ્ભવ્યો, એ સાથે અન્ય વિચારબિંદુઓ પણ આવીને જોડાયા.

'મારા જેવો રાજપુત્ર આવી પવિત્ર વસ્તુ પ્રાપ્ત કરી, વર્ષોના વર્ષો સુધી જેનું નિરતિચારપણે પાલન કર્યું એને છોડી દે! અરે એ પવિત્રતા પર મશીનો કૂચડો ફેરવે! વ્રતભંગ કરતાં તો અગ્નિમાં પડી બળી મરવું કે જીવનનો અકાળે અંત આણુવો શું ખોટો?' ત્યાં તો સ્મૃતિના ઢગલામાંથી અવાજ ઉઠ્યો:

'એ પંથ પણ હે આત્મા! તેં ક્યાં નથી જોયો? એ માર્ગે ગયા છતાં આયુદોરી તૂટી જ નહીં ત્યાં શું થાય! જો મનોબળી કે બાહુબળીના ધાર્યા જ થતાં હોય તો વિશિષ્ટ જ્ઞાનીઓનાં વચન અફર ક્યાંથી રહેવાનાં! પણ કેવળજ્ઞાનીનું દીઠું ક્રોડાગમે યત્નોથી કે અમર્યાદિત પરાક્રમોથી પણ ખોટું નથી ઠરવાનું. એમાંજ આત્માની શક્તિ કરતાં જ્ઞાનની ગરિમા છે.

જો એમ જ છે તો પછી કિસ્મત સામે બાથ શી ભરવી?' ચોકસી

# संवत्सरीनी साफल्यता



હરિગીત છંદ

" સંવત્સરી " શું સૂચવે ?, ઓ ! જૈનબન્ધુ સાંભળો,
દરવર્ષ આવી બોધ આપે, ધન્ય એ ગણવી પળો;
ગત વર્ષના-નિજ કર્મની, કરવી નિરીક્ષાઓ ખરી,
તો ધન્ય ! ચોરાશુંતણી, ઉજવી તમે સંવત્સરી. ૧

માનવ જનમ મોંઘો મળ્યો, તે પામીને શું શું કર્યું ?
શ્રી જૈનશાસન શાસ્ત્રકેરું, તત્ત્વ કૈં હૃદયે ધર્યું ?
અમૃતસમી વાણીભર્યાં, વ્યાખ્યાનમાં વૃત્તિ ઠરી ?
તો ધન્ય ! ચોરાશુંતણી, કીધી સફળ સંવત્સરી. ૨

મ્હોટો ક્ષમાપન ધર્મ, તે ઉચ્ચાશયોથી છે ભર્યો,
આખા વરસના દોષનો, માગી ક્ષમા ભાર જ હર્યો;
ચોખ્ખા હૃદયથી વિનીતભાવે, ગર્વવૃત્તિને હરી,
તેણે જ પર્યુષણ પરવની, સત્ય કરી સંવત્સરી. ૩

દેવો, ગુરુઓ સંત સાધુ, પૂજ્યને શરણે જઇ,
આર્જવભરી માગો ક્ષમા, તો દોષ સૌ જાએ વહી;
મિત્રો-સગા-સંબંધીઓ, માગો પરસ્પર સૌ ક્ષમા;
એ સતક્રિયા પ્રભુદ્વારમાં, સંવત્સરી કરશો જમા. ૪

માસો, દિવસ, વરસો અને પળપળતણી માફી ચાહો,
એવું જ ચોખ્ખું દિલ રાખી જીવનનાં વહનો વહો;
સત્શાસ્ત્રનો સિદ્ધાન્ત આ હૃદયે સદા રાખો ભરી,
તો ધન્ય ! પંચાશુંતણી, શુભકર થશે સંવત્સરી. ૫

દોહરો.

દાન દયા ને દીનતા, ધર્મ અને સત્કર્મ;
આત્મ રૂપને ઓળખો, એ સંવત્સરી મર્મ.

—રેવાશંકર વાલજી બધેકા
ભાવનગર—વડવા

# પુસ્તકોની પહોંચ

૧ વીર પ્રવચનઃ—લેખક મોહનલાલ દીપચંદ ચોકશીઃ મૂલ્ય આઠ આનાઃ એની અંદર જુદા જુદા વિષયો ઉપર ૩૧ પ્રવચન ( વ્યાખ્યાન ) આપેલા છે. ખાસ વાંચવા લાયક છે. પૃષ્ઠ ૩૦૦ ના પ્રમાણમાં અને પ્રયાસના પ્રમાણમાં કિંમત બહુ ઓછી રાખવામાં આવી છે. ખાસ મંગાવો અને વાંચો. ઠેકાણુંઃ પ્રેમકુટીરઃ ખંભાત.

૨ સજઝાય-ગહુંલીસંગ્રહઃ—સંગ્રાહક પં. શ્રી ઉદયવિજયજી મહારાજઃ પ્રકાશક મોહનલાલ રૂગનાથ બુકસેલર, પાલીતાણા. કિંમતઃ છ આનાઃ નવી કૃતિ હોવા છતાં રચના સુંદર અને અસરકારક છે.

૩ સુભાષિતસંગ્રહઃ—સંગ્રાહકઃ પ્રવર્તક મુનિ સુખસાગરજીઃ પ્રકાશક શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર સુરત. આ બુકની અંદર જુદા જુદા વિષય સંબંધી ૧૩૬૨ સંસ્કૃત સુભાષિતોનો સંગ્રહ કરેલો છે. સંસ્કૃતના અભ્યાસીઓએ ખાસ વાંચવાલાયક છે. કિંમત રાખવામાં આવી નથી.

૪ શાંતમૂર્તિ મુનિમહારાજ શ્રી વૃદ્ધિચંદ્રજી જીવનચરિત્રઃ—પ્રયોજકઃ મુનિ લલિતવિજયજી. આ બુકની અંદર સુપ્રસિદ્ધ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજનું જીવનચરિત્ર મહેતા દુર્લભજી ગુલાબચંદ વળાનિવાસીએ પદ્યમાં રચેલું પ્રગટ કરવામાં આવ્યું છે. પાછળના ભાગમાં તેમનો જ કરેલ રત્નાકર પચવીશીનો અનુવાદ અને આત્મોપદેશક કક્કાવળીક્રમ આપેલો છે. તે ખાસ વાંચવા લાયક છે. પદ્યબંધના રચનાર અભ્યાસી હોવાથી રચના સારી છે. કિંમત રાખવામાં આવેલ નથી. મંગાવનારે પ્રકાશક કર્પૂર પુસ્તકાલય, સમૌ (ગુજરાત) પત્ર લખવો.

૫ શ્રી કુન્દકુન્દાચાર્યના ત્રણ રત્નોઃ—સંપાદક ગોપાળદાસ જીવાભાઈ પટેલ. આ બુકની અંદર સમયસાર, પ્રવચનસાર અને પંચાસ્તિકાય એ ત્રણ ગ્રન્થોનો સાર બે ખંડમાં અને જુદા જુદા ૧૫ પ્રકરણમાં આપેલો છે. શ્રી પુંજાભાઇ જૈન ગ્રન્થમાળાના ૧૪ મા મણકા તરીકે શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, ઠે૦ નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી બહાર પાડવામાં આવેલ છે. પાછળ કેટલાક પ્રાસ્તાવિક શ્લોકો અર્થ સાથે આપેલ છે. દિગમ્બરભાઇઓએ ખાસ વાંચવા લાયક છે.

૬ આર્હત જીવનજ્યોતિ—પાંચમી કિરણાવલિ સચિત્રઃ પ્રયોજક અને સંપાદકઃ પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડીઆ, એમ. એ. ઉત્પાદકઃ બાબુ જીવણલાલ પન્નાલાલ જે. પી. કિંમત રૂા. ૦-૮-૬. આ બુકમાં જુદા જુદા ૩૨ કિરણો ચિત્રો સાથે આપેલ છે; અને પાછળ પ્રતિક્રમણના ૧૧ સૂત્રો અર્થ સાથે આપેલ છે. પ્રયાસ સારો કર્યો છે.

૭ શ્રી મહાવીર પંચકલ્યાણક પૂજાદિસંગ્રહઃ—પ્રયોજકઃ આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય મુનિ પદ્મવિજયજી ( હાલ શ્રી વિજયપદ્મસૂરિ )-આ બુકમાં તેમની કરેલી પદ્યબંધ ૭ રચનાઓનો સંગ્રહ છે. બુક ખાસ વાંચવા લાયક અને સાર ગ્રહણ કરવા લાયક

છે. પ્રથમની પૂજાનો અર્થ પણ આપેલ છે. કિંમત રાખવામાં આવેલ નથી. મંગાવનારે અમદાવાદ, પાંજરાપોળ ઉપાશ્રયે તેમના ઉપર પત્ર લખવો.

૮ **શ્રી મહાવીર પંચકલ્યાણક પૂજા**—કર્તાઃ શ્રી વિજયપદ્મસૂરિઃ ઉપર જણાવેલા સંગ્રહમાંથી આ પૂજા એકલી અર્થ વિના બહાર પાડવામાં આવેલી છે.

૯ **શ્રી પદ્મસ્તવનમાળા**—રચયિતાઃ આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિઃ પ્રકાશકઃ માસ્તર મંગળદાસ મનસુખરામ શાહઃ કિંમત બે આના.

૧૦ **શ્રી વિદ્યાવિજયજી મહારાજના વ્યાખ્યાનો**—ભાગ ૨ જો. પ્રકાશક વિક્રમચંદ તુલસીદાસ મહેતાઃ ઠે૦ પ્રભાત પ્રેસ, ડેન્સો હૉલ, કરાંચીઃ કિંમત ૭ આના. આ બુકની અંદર જુદા જુદા સાત વ્યાખ્યાનો ( આઠથી ચૌદ ) આપેલા છે. દરેક વ્યાખ્યાન વિદ્વત્તાભરેલ અને અસરકારક છે. વાંચવા તેમજ વિચારવા લાયક છે.

૧૧ **શ્રી પ્રશ્નોત્તર મોહનમાળાઃ**—મુખ્ય પ્રશ્નકારઃ સ્વ૦ પં. શ્રી ખાન્તિવિજયજી ગણિઃ ઉત્તરદાતાઃ આચાર્યશ્રી વિજયમોહનસૂરિઃ સંગ્રાહકઃ પંન્યાસજી ધર્મવિજયજીઃ પ્રકાશકઃ શ્રી મુક્તિકમળ જૈન મોહનમાળા ઑફિસ, વડોદરા. આ બુકમાં જુદી જુદી ત્રણ શ્રેણિમાં મળીને ૭૨૦ પ્રશ્નોના ઉત્તરો શાસ્ત્રાધાર સાથે આપેલા છે. વાંચનારને અનેક પ્રકારનો નવો બોધ મળે તેમ છે. કિંમત લખી નથી. મળવાનું ઠે૦ વકીલ લાલચંદ નંદલાલ, કોઠીપોળ, વડોદરા.

૧૨ **શ્રી પ્રશસ્તિ સંગ્રહ**—સંપાદક, અમૃતલાલ મગનલાલ શાહઃ કિંમતઃ રૂ. ૫) આ બુક જૈન સાહિત્ય પ્રદર્શન સમિતિના કાર્યવાહકો તરફથી પ્રગટ થઇ છે. આ બુકમાં અનેક ગ્રંથાદિકના પ્રાંત ભાગમાં આપેલી પ્રશસ્તિઓનો અતિ ઉપયોગી સંગ્રહ કરેલો છે. પ્રયાસના પ્રમાણમાં કિંમત વધારે નથી જૈન સંસ્થાઓમાં ખાસ રાખવા લાયક છે.

૧૩ **આત્મકાન્તિપ્રકાશ**—પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજના રચેલા વિવિધ તીર્થાદિના સ્તવનો, સ્તુતિઓ અને સજ્ઝાયોનો સંગ્રહઃ સંશોધક, મુનિરાજ શ્રી પુન્યવિજયજીઃ પ્રકાશક, શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર. કિંમત ચાર આના. આ બુકમાં સ્તવનો ૬૭ અને સજ્ઝાયો ૭૮ પ્રવર્તક મહારાજની કરેલી આપવામાં આવી છે. પાછળ મુનિરાજ શ્રી ચતુરવિજયજીવિરચિત સ્તુતિ સ્તવનાદિ તથા ઉત્તમચંદ ભોજક વિરચિત સ્તવનો આપવામાં આવેલ છે. બધી પદ્ય રચનાઓ વાંચવા તથા કંઠે કરવા લાયક છે.

૧૪ **અયોધ્યાકા ઇતિહાસ**—લેખક અને પ્રકાશક, પંડિત જગેશરામ દલસુખરામ મુનિમ, જૈન શ્વેતાંબર મંદિર, અયોધ્યા. કિંમત ચાર આના. આ ઇતિહાસ હિંદી ભાષામાં અને શાસ્ત્રી ટાઇપમાં આપવામાં આવેલ છે.

૧૫ **શ્રી નવપદ સ્વરૂપ દર્શન**—સ્વરૂપદર્શક, આચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરિઃ આ બુકમાં નવપદનું સ્વરૂપ બહુ સારી રીતે આપવામાં આવ્યું છે. રાધણપુરવાળા મણિયાર જીવરાજ હીરાચંદ તરફથી ભેટ આપવામાં આવે છે.

૧૬ **સુખમય જીવન**—લેખક ભાવજી ધામજી શાહઃ કિંમત ૩ આનાઃ આવી નાની નાની ઘણી બુકો તેમણે પ્રસિદ્ધ કરી છે.

૧૭ વિધિયુક્ત સ્નાત્રપૂજા—ગુજરાતી અનુવાદ સાથે: અનુવાદક પં૦ શ્રી ધર્મવિજયજી: આ બુકમાં પંડિત શ્રી વીરવિજયજીકૃત સ્નાત્રપૂજા અનુવાદ સાથે અને શ્રી જ્ઞાનવિમળસૂરિકૃત શાંતિનાથનો કળશ આપવામાં આવેલ છે.

૧૮ માર્ગપરિશુદ્ધિ—આ બુકમાં ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત ૩૨૦ શ્લોક પ્રમાણ સદરહુ ગ્રન્થ મૂળમાત્ર આપેલો છે. સંપાદક આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરિ: સંશોધક અને પ્રકાશક, શ્રી મુક્તિકમળ જૈન મોહનમાળા, વડોદરા.

૧૯ પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ:—આ બુકમાં સાધ્વીજી ઉત્તમશ્રીજીએ સંગ્રહ કરેલા ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, સજ્ઝાયો વિગેરે પ્રગટ કરવામાં આવેલ છે. પ્રકાશક: શા કુંવરજી આણંદજી, ભાવનગર. કિંમત આઠ આના. સંગ્રહ ઘણો ઉપયોગી છે. બુક પાકી બંધાવેલી છે. અમારી સભામાં મળે છે.

૨૦ સૂર્યચંદ્રમંડળકર્ણિકાનિરૂપણ—લેખક, પંન્યાસ શ્રી ધર્મવિજયજી મહારાજના શિષ્ય મુનિ યશોવિજયજી: મૂલ્ય પઠનપાઠન. પ્રકાશક: શ્રી મુક્તિકમળ જૈન મોહનમાળા, કોઠીપોળ, વડોદરા. બુકની અંદર ગણિતાનુયોગને લગતો સંગ્રહ સારો કરવામાં આવેલ છે. સૂર્યચંદ્રની ગતિ વિગેરે જાણવા માટે ઉપયોગી છે.

૨૧ યોગશાસ્ત્ર—શ્રી હેમચંદ્રાચાર્યકૃતનો અનુવાદ. સંપાદક: ગોપાળદાસ જીવાભાઇ પટેલ. આ બુક શ્રી પુંજાભાઇ જૈન ગ્રન્થમાળાના ૧૫ મા મણકા તરીકે પ્રગટ થઇ છે. અનુવાદકે પ્રયાસ સારો કર્યો છે. કિંમત રૂા. ૧)

૨૨ વીરવન્દન—લેખક: વીરભક્ત. ભૂમિકાલેખક: મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી. હિંદીભાષા, શાસ્ત્રી ટાઇપ અને પદ્યબંધ રચના છે. કિંમત બે આના.

૨૩ કાવ્યબોધમંજરી—૨૦ કવિતાઓ. રચયિતા: ભીમરાજ ઉમાજી શુંદેશા–કડાર. મુલ્ય ૩ આના.

૨૪ શ્રી આત્મબોધ સંગ્રહ: ( આત્મિક બોધને સૂચવતો ભરપૂર ગ્રન્થ ) પ્રકાશક: જૈન સંઘ, એવલા. સંગ્રાહક: મુનિ પુન્યવિજયજી. કિંમત લખી નથી. સંગ્રાહકે જુદા જુદા ૧૩ ગ્રન્થોમાંથી બહુ સારી ચુંટણી કરી છે ત્યારબાદ પ્રકીર્ણક ૧૬ વિષયો આપ્યા છે. બુક વાંચવા લાયક છે. ખાસ અસર કરે તેવી છે. ડેમી આઠ પેજી, પૃષ્ઠ ૫૦૦, પાકી બાંધેલી છે.

૨૫ શ્રી યોગકૌસ્તુભ—યોજનાર: મહારાજ શ્રી નથુરામ શર્મા. પ્રકાશક: વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળ; આનન્દાશ્રમ. બિલખા. કિંમત રૂા. ૧) મોકલનાર: શંકરલાલ ડાહ્યાભાઇ.

૨૬ શ્રી તત્વાર્થાધિગમ સૂત્ર—દશ પૂર્વધર શ્રીમદુમાસ્વાતિવાચક વિરચિત. મૂળસૂત્રો ભાષ્ય, ગુર્જરભાષા પર્યાય, રહસ્ય પરિમલ સાથે. ભાગ ૧ લો: અધ્યાય ૧ લો. પ્રકાશક: શ્રી કેશરબાઇ જ્ઞાનભંડાર, પાટણ. યોજક: રઘુદાસ એચરદાસ પારેખ. કિંમત ૮ આના. પ્રયાસ સારો કર્યો છે. અભ્યાસીને ઉપયોગી છે.

૨૭ અધ્યાત્મસાર-અધ્યાત્મોપનિષદ-જ્ઞાનસાર પ્રકરણ—આ ત્રણ ગ્રન્થો મૂળમાત્ર ખાસ પાઠ કરવાને માટે. છપાવી પ્રસિદ્ધ કરનાર: કેશરબાઇ જ્ઞાનભંડારના સ્થાપક

મુંબવી. નગીનદાસ કરમચંદ, મૂલ્ય ૭ આના. ૩૨ પેજી: પૃષ્ઠ ૨૦૦. પાછળ શ્રી કદમ્બગિરિ તીર્થરાજ સ્તોત્ર આપવામાં આવ્યું છે. પાઠ કરનારને ખાસ ઉપયોગી છે.

૨૮ શ્રી મહાવીર ચરિત્ર—શ્રી ગુણચન્દ્રગણિકૃતઃ માગધી પદ્યબંધ ચરિત્રનું ગુજરાતી ભાષાન્તર. શેઠ શ્રી માણેકચંદ જેચંદની આર્થિક સહાયવડે છપાવી પ્રસિદ્ધ કરનાર શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર, કિંમત રૂા. ૩). ભાષાન્તર બહુ સુંદર કરવામાં આવ્યું છે. મૂળ ગ્રન્થકારની કૃતિ ઘણા ઊંચા પ્રકારની છે. ખાસ ખરીદ કરો ને વાંચો.

૨૯ શ્રી વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો—ભાગ ૧-૨-૩ પ્રકાશકઃ દીપચંદ બાંઠીઆ. મન્ત્રી શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા, ઉજ્જૈન. આ બુકમાં એકંદર ૨૧ વ્યાખ્યાનનો સમાવેશ કરેલ છે. કિંમત છાપેલી નથી. ભાષણો ખાસ વાંચવા લાયક છે.

૩૦ શ્રાવક ધર્મ જાગરિકા—લેખક, શ્રી વિજયપદ્મસૂરિ, પાંજરાપોળ, અમદાવાદ. કર્તાના રચેલા ૪૨૦ પદ્યો વિસ્તૃત અર્થ સાથે આપેલ છે. ખાસ વાંચવા લાયક છે. પ્રકાશક તથા આર્થિક સહાયકઃ શાહ જેસિંગભાઇ કાલીદાસ, શેરદલાલ. મૂલ્ય અમૂલ્ય. પાછળના ભાગમાં શ્રી કદમ્બગિરિ સ્તોત્રનો છંદોબદ્ધ અનુવાદ અર્થ સાથે આપવામાં આવેલ છે.

૩૧. શ્રી હિમાંશુવિજયના લેખો—સ્વર્ગવાસી સદરહુ મુનિરાજે જુદા જુદા વિષયો ઉપર લખેલા લેખોનો પ્રયાસપૂર્વક સંગ્રહ કરીને મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે તૈયાર કરેલ તે ઉપર જણાવેલી ઉજ્જૈનની સંસ્થા તરફથી મંત્રી દીપચંદ બાંઠીઆએ છપાવી પ્રસિદ્ધ કરેલ છે. પૃષ્ઠ ૫૬૮, પાકું બાઇન્ડિંગ, કિંમતઃ રૂા. ૧ાા. પ્રયાસ સ્તુત્ય છે.

૩૨ શ્રી જૈન જ્યોતિર્ગ્રન્થ સંગ્રહ—સંપાદકઃ જ્યોતિર્વિદ્યાભિલાષી, ઉપાધ્યાય ક્ષમાવિજયગણિ. પ્રકાશકઃ શા મૂળચંદ બુલાખીદાસ, સુળજી જેઠા મારકિટ, મુંબઇ. આ બુકમાં લગ્નશુદ્ધિ, દિનશુદ્ધિ, આરમ્ભસિદ્ધિ અને નારચંદ્ર—આ ચાર ગ્રંથોનો સંગ્રહ છે. સંપાદકે નોટ વિગેરેમાં ઘણો પ્રયાસ કર્યો છે. જ્યોતિર્વિદ્યાના ઉપાસક માટે ખાસ ઉપયોગી છે. કિંમત રૂા. ૨) પ્રયાસના પ્રમાણમાં વધારે નથી.

૩૩ સાન્તૂ મહેતા—ભાગ ૩ જો (ઐતિહાસિક નવલકથા). લેખકઃ ધીરજલાલ ધનજી ભાઈ શાહ. જૈનપત્ર કાર્યાલય તરફથી પ્રકાશકઃ શેઠ દેવચંદભાઇ દામજી, આનંદ પ્રેસ, ભાવનગર. સ્વ. ભાઇ ચંપકલાલના સ્મરણાર્થે જૈન પત્રની ભેટ તરીકે આ બુક બહાર પાડવામાં આવી છે. કિંમત રૂા. ૧). ખાસ વાંચવા લાયક છે.

૩૪ શ્રીકાન્ત : ભાગ ત્રીજો—તરુણ ગ્રન્થમાળા, પુસ્તક ૭ મું. અનુવાદકઃ સુશીલ. પ્રકાશકઃ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. કિંમત રૂા. ૩).

૩૫ શ્રી કાન્તઃ ભાગ ૪ થોઃ—તરુણ ગ્રન્થમાળાઃ પુસ્તક ૮ મું. અનુવાદકઃ સુશીલ, કિંમત રૂા. ૩).

૩૬. રાજાની રાણી—પ્રયોજકઃ રમણિકલાલ જયચંદભાઇ દલાલ. પ્રકાશકઃ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય. કિંમત ૮ આના.

૩૭ નૌજવાન સુભાષ—( કોંગ્રેસની રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ ) લેખક: ગુણવંતરાય આચાર્ય. પ્રકાશક: ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય. કિંમત આઠ આના. ખાસ વાંચો.

૩૮ કલંકિત: અનુવાદક: મણિભાઇ ભગવાનજી દેસાઇ. પ્રકાશક: ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત રૂા. ૧-૪-૦

ઉપર જણાવેલ પાંચે બુકો ગુજરાતી સારું વાંચન વાંચવાના રસિકો માટે ખાસ મનરંજન કરે તેવી છે. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી ભેટ તરીકે મળેલી છે.

૩૯ શ્રીમદ્ ભગવદ્ગીતા અષ્ટાદશોધ્યાય—પદ, અન્વયાર્થ અને વિસ્તૃત વિવરણ સહિત. સંકલનકર્તા વૈદ્યશાસ્ત્રી ભાનુશંકર નિર્ભયરામ ત્રિવાડી, મુખ્ય અધ્યાપક આયુર્વેદીય પાઠશાળા, ભાવનગર. કિંમત રૂા. ૫). સંપાદકનો પ્રયાસ સ્તુત્ય છે. બુકમાં મોક્ષકર્મ સંન્યાસયોગનું સ્પષ્ટીકરણ કર્યું છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના અભ્યાસકને ખાસ ઉપયોગી છે.

૪૦ વીર દયાળદાસ ( ઐતિહાસિક નવલકથા )-લેખક: નાગકુમાર મકાતી. જ્યોતિ ગ્રન્થમાળા પુસ્તક ૧૦ મું. પ્રકાશક: શ્રી જ્યોતિ કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂા. ૧ાા. આ બુકમાં વિચક્ષણ મંત્રીનું અને શૂરવીર સેનાપતિનું કાર્ય બજાવનાર રાણા રાજસિંહના પૂર્ણ-પ્રીતિપાત્ર એક વીર પુરુષનું જીવનચરિત્ર જુદા જુદા ૪૧ પ્રકરણમાં બહુ સારી રીતે ગુંથવામાં આવ્યું છે. વાંચવા લાયક છે. અન્ય જૈન મંત્રીઓની કક્ષામાં મૂકી શકીએ એવા એ વીરમંત્રી થઇ ગયેલા છે. એમના ચરિત્રમાંથી સારભૂત અનેક હકીકતો મળી શકે તેમ છે.

૪૧ સિદ્ધાંત-રહસ્ય ( થોકડાસંગ્રહ ) ભાગ ૧ લો. જીવવિચારાદિ પ્રકરણો અને અનેક મૌલિક આગમોના દોહદરૂપ સંપાદક અને સંશોધક: ઉપાધ્યાય વિદ્વદ્વર્ય શ્રી દેવચંદ્રજી મહારાજ. પ્રકાશક કચ્છ-પત્રી નિવાસી શા ગાંગજી વીરજી. મૂલ્ય રૂા. ૧ાા. આ પત્રાકારે છાપેલા ગુજરાતી ભાષાના થોકડાસંગ્રહમાં જુદા જુદા ૩૨ વિષયો સમાવેલા છે. એનું જુદા જુદા સૂત્રો અને ગ્રન્થોમાંથી યથામતિ દોહન કરેલું છે. સંગ્રહ વાંચવા અને વિચારવા લાયક છે. અનેક વિષય પર પ્રકાશ પાડે તેમ છે.

૪૨ શ્રી બિમ્બપ્રવેશવિધિ—એને લગતી તમામ વિધિઓ તથા શાંતિસ્નાત્ર અને બૃહત્સ્નાત્રની વિધિ સહિત એકંદર ૨૦ વિધિઓ આપેલી છે. પ્રાંતે પરિશિષ્ટમાં પણ જરૂરી બાબતો સમાવેલી છે. યોજક તથા પ્રકાશક: પોપટલાલ સાકરચંદ શાહ, પંચભાઇની પોળ, અમદાવાદ મૂલ્ય રૂા. ૩-૮-૦ વિધિરસિક બન્ધુઓ વિગેરે માટે અમૂલ્ય પ્રસાદી છે. અમારી સભામાંથી પણ મળશે.

૪૩ શ્રી ઉપદેશ સાર—શ્રી ઉપદેશતરંગિણી વિગેરે અનેક ગ્રંથોમાંથી ઉદ્ધરીને વ્યાખ્યા સાથે સંસ્કૃત પદ્યબંધ. લેખક: પં. કુશલસારગણિ. સંશોધક: શ્રી વિજયપ્રતાપસૂરિ: પ્રકાશક: શ્રી મુનિકમળ જૈન મોહનમાળા તરફથી વકીલ લાલચંદ નંદલાલ, કોઠીપોળ, વડોદરા. કિંમત રૂા. ૧. સંસ્કૃત ભાષાના નવીન અભ્યાસી માટે ખાસ ઉપયોગી છે.

૪૪ શ્રી ઉપદેશપદ—મહાગ્રન્થ: વિભાગ ૨ જો: મૂળ શ્રી હરિભદ્રસૂરિપ્રણીત: શ્રી મુનિચંદ્રસૂરિકૃત સુખસંબોધિની ટીકા સહિત. સંશોધક: આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરિ. પ્રકાશક: શ્રી

મુક્તિકમળ જૈન મોહનમાળા, વડોદરા. ગ્રન્થ અપૂર્વ છે. વિદ્વાનોને પણ ખાસ વાંચવા લાયક છે,

૪૫ શ્રીવિપાક સૂત્ર—શ્રીમદ્દભયદેવાચાર્યવિરચિત વૃત્તિ તથા સંસ્કૃતછાયા સહિતઃ સંશોધકઃ શ્રી વિજયપ્રતાપસૂરિ–પ્રકાશકઃ શ્રી મુક્તિકમળ જૈન મોહનમાળા, વડોદરા.

ઉપર જણાવેલ ત્રણે પ્રતો પ્રવર્તક શ્રી ધર્મવિજય મહારાજ તરફથી ભેટ તરીકે મળેલી છે. તે આભાર સાથે સ્વીકારીએ છીએ.

૪૬ શ્રી સિદ્ધાન્ત રહસ્ય—( થોકડા સંગ્રહઃ ભાગ ૧ લો ) ઉપર નં. ૪૧ માં જણાવેલ છે તેની બાંધેલી બુક શેઠ દામજી જાદવજીની કું. તરફથી ભેટ તરીકે મળી છે.

૪૭ શ્રી નિર્યાવલિકા સૂત્ર—મલ્લધારી હેમચંદ્રસૂરિશિષ્ય શ્રી ચંદ્રસૂરિવિરચિત વૃત્તિ સહિત. પ્રકાશકઃ શ્રી વિજયનીતિસૂરિ જૈન પુસ્તકાલયના કાર્યવાહક શા ભોગીલાલ સાકરચંદ. છેલ્લા પાંચે ઉપાંગ ઉપરની આ એક જ ટીકા છે. ખાસ વાંચવા લાયક છે. મુનિમહારાજને ઉપયોગી છે. કથાનુયોગનું સૂત્ર છે.

## પ્રવર્તક શ્રી ગીર્વાણવિજયજીનો સ્વર્ગવાસ

આ મુનિરાજ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય હતા. જન્મભૂમિ ગારીઆધાર હતી. જન્મ સંવત ૧૯૫૫ માં થયો હતો. ૨૧ વર્ષની વયે સં. ૧૯૭૬ માં સંસાર ત્યજી ચારિત્ર ગ્રહણ કર્યું હતું. બાળબ્રહ્મચારી હતા. બુદ્ધિ તેજ હોવાથી અને ક્ષયોપશમ સારો હોવાથી જ્ઞાનાભ્યાસ પણ સારો કર્યો હતો. વ્યાકરણ, ન્યાય અને સિદ્ધાંતમાં સારા પ્રવીણ થયા હતા. ન્યાયના જૈન અને જૈનેતર બન્ને પ્રકારના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. સ્વભાવે સરલ, શાંત, વિનયવાન અને જ્ઞાનાભ્યાસમાં તલ્લીન રહેતા હોવાથી ગુરુમહારાજની કૃપા સારી સંપાદન કરી હતી. તેમનામાં ગુણમંદોહ જોઇને સં. ૧૯૯૧ માં ગુરુમહારાજે પ્રવર્તક પદ આપ્યું હતું. જિંદગીના પ્રાંત ભાગમાં ક્ષય જેવા અસાધ્ય વ્યાધિના આક્રમણમાં આવ્યા છતાં આત્મસાધનમાં ખામી આવવા દીધી નહોતી. મુનિપણાને યોગ્ય પ્રતિક્રમણ, પડિલેહણાદિ ક્રિયામાં નિરંતર તત્પર હતા. ગુરુમહારાજનું ભાવનગર પધારવું થતાં તેમનો નિવાસ મહાવીર પરમાત્માની છાયા નીચે દાદાસાહેબની વાડીના આગલા ભાગમાં રાખવામાં આવ્યો હતો. ત્યાં જ ગત અશાડ વદિ ૧૦ ના સવારના ૧૦ કલાકે ગુરુમહારાજની શીતળ છાયા નીચે, અરિહંતાદિકનું સ્મરણ કરતા કરતા સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે. એવા તૈયાર થયેલા ઉત્તમ શિષ્યનો અભાવ થતાં ગુરુમહારાજને પણ કિંચિત્ શોકની છાયા ઉદ્ભવી હતી. ભાવનગરના શ્રી સંઘે અંતિમક્રિયા બહુ સારી રીતે શહેરથી જરા દૂર પવિત્ર સ્થળે કરી હતી. ત્યારબાદ અષ્ટાહ્નિકા મહોત્સવાદિ સત્કાર્યો પણ શ્રીસંઘે કર્યાં હતાં. આવા ઉત્તમ મુનિરાજની એક શ્રેષ્ઠ મુનિસમુદાયમાં ખામી પડી છે, એટલું જ નહીં પરંતુ શ્રી સંઘને પણ શાસનને અંગે ખોટ પડી છે. કાળની ગતિ દુર્તિક્રમ હોવાથી મનને શાંત કરવું જ પડે છે. અમે એ ઉત્તમ મુનિરાજના સ્વર્ગવાસની નોંધ લેતા શોકસંયુક્ત ચિત્તે તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ અને એમનું અનુકરણ કરવા અન્યને વિનંતિ કરીએ છીએ.

બે સભાસદોનું ખેદકારક પંચત્વ

## ૧ ભાઇ પુરૂષોત્તમદાસ જગજીવન

આ બંધુ ૫૦ વર્ષની વયે ગત શ્રાવણ શુદિ આઠમે પંચત્વ પામ્યા છે. એમની વૃત્તિ સુંદર હતી. ધર્મપરાયણ હતા. જિનપૂજા, સામાયિક, વ્યાખ્યાનશ્રવણાદિ અવિચ્છિન્નપણે કરતા હતા. સંગીતના શોખીન હતા. સ્તવન, પૂજા, ભાવના વિગેરે બહુ સુંદર રીતે ગાતા હતા. એમનો અભાવ થવાથી તેમના ચિ. ભાનુચંદ્ર વિગેરે ૪ પુત્રો અને ૨ પુત્રીને તેમજ તેમની ધર્મ-પત્નીને પડેલી ન પૂરાય તેવી ખામીને અંગે અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

## ૨ ભાઇ મગનલાલ સાકરચંદ વહોરા

આ બંધુ પરમ ધર્માનુરાગી હતા. એમનો જન્મ સં. ૧૯૨૮ માં થયો હતો. તેઓ સારી રીતે ધર્મારાધન કરી માત્ર બે ચાર દિવસના વ્યાધિમાં ૫૬ વર્ષની વયે શ્રાવણ વદિ બારશે પંચત્વ પામ્યા છે. એમણે સામાયિક, પોસહ, પ્રતિક્રમણ, જિનપૂજા, વ્યાખ્યાન-શ્રવણ, મુનિદાન, તીર્થયાત્રા, તપસ્યા વિગેરે ધર્માચરણવડે જિંદગીને સફળ કરી છે. તેઓ પંચમીનો તપ, એકાદશીનો તપ, સિદ્ધચક્રારાધનની ઓળી, વીશ સ્થાનકની આયંબિલવડે આરાધના, સચિત્તત્યાગ, રાત્રીએ ચૌવિહાર, બ્રહ્મચર્ય પાલન વિગેરે ક્રિયામાર્ગના સેવનવડે અન્ય બંધુઓના આદર્શરૂપ થયા છે. એમનો અભાવ થવાથી એક સાચા શ્રાવકની ખોટ પડી છે. અમે તેમના ધર્મપત્ની અને ૪ પુત્ર, બે પુત્રી તથા બંધુવર્ગને અંતઃકરણથી દિલાસો આપવા સાથે એમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

આ બંને બંધુઓ આ સભાના લાઇફ મેમ્બરો હોવાથી સભાને પણ એક વ્યવહાર-વિચક્ષણ અને એક ધર્મપરાયણ સભાસદની ખોટ પડી છે.

## ન બોલવાના નવ ગુણ.

( સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ ' ગ્રંથમાંથી ઉધ્ધૃત )

૧ જાપ શુદ્ધિનો લાભ થાય.
૨ વાયુકાયના જીવોનો બચાવ થાય.
૩ શુદ્ધ કાઉસ્સગ્ગનો અવકાશ મળે.
૪ મૂર્ખ કે ક્રોધી મનુષ્યના વિરોધથી રક્ષણ થાય.
૫ નિંદારૂપી દોષથી બચાવ થાય.
૬ સ્વાર્થસિદ્ધિની પ્રાપ્તિ થાય.
૭ દેવ-ગુરુ-ધર્મની આશાતનાથી રક્ષણ થાય.
૮ વચનથી થતા કર્મબંધનનો અટકાવ થાય.
૯ જ્ઞાનની આશાતનાથી રક્ષણ થાય.

આ નવ બોલ પ્રસિદ્ધ કરવાનું કારણ એટલા પૂરતું જ છે કે-આજે ઘણા જિજ્ઞાસુ બંધુઓ ઉપરોક્ત નવ બોલના જાણકાર હોવા છતાં એના આંતરિક રહસ્યથી અજાણ જણાય છે તેથી તેઓ આ સત્ય રહસ્ય સમજે અને ખાસ જરૂર વિના બોલવાથી અટકે.

સં. મુનિ પ્રેમવિમળ

સંવત ૧૯૯૪ ના અષાઢ માસની પત્રિકા નં. ૫૧

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

(સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)



ધાર્મિક પ્રવૃત્તિઓઃ—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, દેવવંદન, પ્રભુપૂજા વગેરે દરેક ક્રિયાઓ થઈ રહેલ છે. અષાઢ શુદિ ૧૪ ના મહાન દિવસે દરેક વિદ્યાર્થીઓ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયની યાત્રાએ ગયા હતા. અષાઢ શુદિ ૫ ના દિવસે બધા વિદ્યાર્થીએ એકાસણાં કર્યા હતા.

અષાઢ માસની આવકઃ—

રૂ. ૧૧૭—૦—૦ શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે
૧૯૪—૦—૦ શ્રી ભોજન ફંડ ખાતે
૧૨—૦—૦ શ્રી કેળવણી ફંડ ખાતે
૪૧-૧૪-૦ શ્રી દેરાસરજી ખાતે
૧૦૧—૦—૦ શ્રી દૂધ ફંડ ખાતે
૪૬૫—૧૪—૦

વિવાદસભાઃ—

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| ૧ દારૂનિષેધ | શાન્તિલાલ મગનલાલ અજમેરા | પ્રાણલાલ લક્ષ્મીચંદ અજમેરા |
| ૨ દરબારશ્રી ગોપાળદાસનું જાહેર ભાષણ | | |
| ૩ સમાજસુધારો | ભાઈચંદ છગનલાલ મહેતા | અમૃતલાલ ભાયાણી શાહ |
| ૪ આદર્શ વિદ્યાર્થી | જયંતિલાલ ગોરધન શાહ | શ્રી માવજી વીરચંદ મહેતા |

English

| | | |
|---|---|---|
| 1 Dr. Anne Bisent | Pranlal L. Ajmera | Gober R. Mehta |
| 2 Wine Prohibition | Lakhmichand H. Parekh | Pranlal L. Ajmera |
| 3 Wardha Scheme of education | Lakhmichand H. Parekh | Zaverchand D. Shah |

## જમણવાર

| | | |
|---|---|---|
| ૧ બેન લક્ષ્મી લખમીચંદ | વીજાપુર | અષાડ શુદિ ૧ |
| ૨ શેઠ વાડીલાલ ચત્રભુજ | મુંબઈ | ,, શુદિ ૩ |
| ૩ શેઠ નાનાલાલ ડાયાભાઈ | અમદાવાદ | ,, શુદિ ૬ |
| ૪ શેઠ મણિલાલ ઉમેદચંદ | દેકાવાડા | ,, શુદિ ૧૩ |
| ૫ શેઠ વાડીલાલ ચતુર્ભુજ | મુંબઈ | ,, શુદિ ૧૫ |
| ૬ શેઠ કાનાજી રાજાજી | ટાંકેલ | ,, વદિ ૧૨ |

ભેટઃ—

શેઠ રમણલાલ ગકુલભાઈ આણંદ. ૧ સાડલો, ૧ ઘાઘરો, ૧ પોલકું, ૧ રકાબી, ૧ વાટકી.

**મુલાકાતઃ**—શેઠ ભીખાભાઈ પુરુષોત્તમ અમદાવાદ, શેઠ નેમચંદ પોપટલાલ અમદાવાદ, શેઠ મનસુખભાઈ ચુનીલાલ કપડવંજ, શેઠ મોહનલાલ ધરમચંદ જગડીયા, શેઠ મણિલાલ ઉમેદચંદ દેકાવાડા, શેઠ લાલભાઈ મગનલાલ અમદાવાદ, શેઠ બાલાજી ડુગાજી ટાંકેલ, શેઠ ભોગીલાલ તલકશી માંડલ, શેઠ માણેકચંદ ધારશી ઉના, શેઠ માણેકચંદ જેચંદ ભાવનગર.

**દાનવીર ગૃહસ્થોને વિનંતિઃ**—આપણા પર્વાધિરાજ પર્યુષણપર્વ હવે નજીક આવે છે. તે સમયે આ સંસ્થાને ખ્યાલમાં રાખી આપની લક્ષ્મીના પ્રવાહનું એક ઝરણું આ તરફ વહેવરાવશો એવી આશા રાખીએ છીએ. હજુ સ્વામિવાત્સલ્યની ભોજનની તિથિઓ માત્ર સાડાત્રણ મહિનાની ભરાણી છે. તેમજ સંસ્થાને એક સુંદર વ્યાયામશાળાની જરૂરીઆત છે, તો તે જરૂરીઆત પૂરી પાડવા સમાજના દાનવીર ગૃહસ્થોને નમ્ર વિનંતિ છે.



પુસ્તક ૫૪ મું

અંક ૭ મો.




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

સંવત્ ૧૯૯૪—આશ્વિન

વીર સંવત્

૨૪૬૪

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૪ મું
અંક ૭ મો

આશ્વિન

વીર સં. ૨૪૬૪
વિક્રમ સં. ૧૯૯૪

## अनुक्रमणिका



### ગ્રાહકોની ફરિયાદનો ઉત્તર

અમે એક બે વખત લખી ગયા છીએ કે અમારે દર ઇંગ્રેજી મહિનાની પાંચમી તારીખે જ માસિક પોસ્ટમાં મોકલવું પડે છે તેથી અમે આપણા મહિનાની શુદિ ૧ થી શુદિ ૫ સુધીમાં માસિક બહાર પાડવાનો નિયમ સાચવી શકીએ તેમ નથી; તેથી હવે ઇંગ્રેજી માસની દશમી તારીખ સુધીમાં માસિક ન મળે તો જ પત્ર લખવા તસ્દી લેવી. આ અંક પ્રેસોની હડતાળના કારણથી મોડો થયો છે.

સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ

# જૈન ધર્મ પ્રકાશ

| પુસ્તક ૫૪ મું<br>વિ. સં. ૧૯૯૪ | આશ્વિન | અંક ૭ મો<br>વીર સં. ૨૪૬૪ |
| --- | --- | --- |

## શ્રી પાર્શ્વનાથ સ્તવન



તાવડા ધીમે પડજે રે, બાદલી છાયા કરજે રે—ટેક.

શ્રી પાર્શ્વનાથરા પાયે, પૂજન મારે કરવાં રે;
બીજલી ચમકે કર્યું નહી રે, બાદલી વરસે કર્યું નહી રે
આબુજીરા પહાડમાંહિ ચંપો સૂકે રે.............. તાવડા૦ ૧

બ્રહ્મા પૂજે, વિષ્ણુ પૂજે, પૂજે દેવ મહેશ;
તેત્રીશ કોટી દેવો પૂજે, એવો મારો શેઠ. તાવડા૦ ૨

આકે ગંગા ચરણ પખાળે, હર્ષે વરસે મેહ;
સુરકુમરી મોતી સાથિયા, પૂરી પૂજે તેહ. તાવડા૦ ૩

ઉદધિ ગર્જે ગાન ગંભીરું, પવન પૂરે નાદ;
કુદરતથી આ પંખી પૂરે, ધીમા ધીમા સાદ. તાવડા૦ ૪

કમઠ તપસ્વી અજ્ઞાને કરી, બાળે પન્નગ કાષ્ઠ;
પ્રભુદર્શનથી તિમિર ઓસરી, તૂટી પડ્યો શ્રાપ. તાવડા૦ ૫

નાગ અધિકારી દેવલોકેરો, ક્ષણમાંહિ કીધો નાથ;
અનાથકેરો નાથ એક તો, ભેટો ફરીને બાથ. તાવડા૦ ૬

દોશી ચમનલાલ છવરાજ—પા



# वीर अहिंसा

( तर्ज—प्रभुवर दीजे यह वरदान )

अहिंसा है अमृतकी खान, बनाती सदा महा बलवान ॥ टेक ॥

जो इसका व्रत धारण करते, निर्भय होकर जगमें विचरते।
शत्रु भी उनके नही बढते, देती यह वरदान ॥ अहिंसा० ॥ १ ॥

वीर जगतमें वोही कहाते, कभी नहीं जो परको सताते।
अखिल विश्वसे प्रेम बढाते, तस उरमें दयाका ठान ॥ अहिंसा० ॥ २ ॥

भेद तो इसके बहुत बताये, मुख्यतः स्व और पर ही कहाये।
इस ही से जो प्रेम बढाये, उसको देती मोक्ष महान ॥ अहिंसा० ॥ ३ ॥

मूल धर्म की यह फरमाई, निव क्रियाकी इसे परचाई।
आगम वेद पुराणमें गाई, गाई जगने महान ॥ अहिंसा० ॥ ४ ॥

परम धर्म अहिंसा ही बताया, सत्य इसीमें आन समाया।
विजयवंत[1] बसे यही कहाया, है यह प्रगटप्रभावी शान ॥ अहिंसा ॥५॥

गांधीजीने यह अपनाई, इसकी खात्री जगको कराई।
फिर इस ही की ठानी लड़ाई, बनकर बली महा बलवान ॥ अहिंसा॥६॥

कायरपन जो इसमें बतावे, वह सत्य तत्त्वसे दूर कहावे।
दोष अहिंसा पर ही लगावे, वो है नहीं चतुर सुजान ॥अहिंसा॥७॥

उद्देश्य अहिंसाका फरमाया, निरपराधी नहीं जाय सताया।
अपराधी का विचार बताया, है यह गृहस्थ धर्म फरमान ॥अहिंसा॥८॥

सर्व अहिंसा पालन[2] करते, उन्हें महात्मा जगमें कहते।
अपराधीका भी सब सहते, है यह सर्वविरति गुणखान ॥अहिंसा॥९॥

इसीलिये सर्वश्रेष्ठ अहिंसा, चाहे क्रूर और दुष्ट हो कैसा।
पलभरमें कर देती ऐसा, चला क्षमाका बान ॥ अहिंसा० ॥ १० ॥

विनय राज की है बस येही, करो प्रेम अहिंसासें ही।
मिलकर रहो सब परमसनेही, होकर भ्रात समान ॥ अहिंसा० ॥११॥

राजमल भन्डारी—आगर (मालवा)

---

१. जगविख्यात: अहिंसा परमो धर्मः । २ परिणामदर्शी बनकर बर्ते ॥

# જીવન ઉજ્જ્વળ બનાવો!

સંગ્રાહક મુ. સ. ક. વિ.

## ૧. આત્મહિતદાયક બોધવચનો

(૧) આટલી વસ્તુને બાધ ન આણ્યા તો જ વાસ્તવિક વિચક્ષણતા ગણાયઃ— ૧ આરોગ્યતા, ૨ મહત્તા, ૩ પવિત્રતા, અને ૪ ફરજ.

(૨) કરજ એ નીચ રજ ( કત્રજ ) છે. એ અતિ ભયંકર છે. એ ( માથે ) હોય તો આજે ઉતારજો અને નવું કરતાં અટકજો.

(૩) દેહની જેટલી ચિન્તા રાખે છે તેટલી નહીં પણ એથી અનંતગણી ચિન્તા આત્માની ( આત્મકલ્યાણ સાધવાની ) રાખ. કારણ અનંત ભવની પીડા એક ભવમાં ટળવી શક્ય છે.

(૪) તારો દોષ એટલો જ કે અન્યને પોતાનું માનવું અને પોતે પોતાને ( નિજ આત્મ-કલ્યાણને ) ભૂલી-વિસરી જવું.

(૫) તારી અંતરની લાગણી કલ્યાણ મેળવવાની થઇ નથી, તેથી જુદે જુદે સ્થળે તેં સુખની કલ્પના કરી રાખી છે.

(૬) હે મૂઢ! એમ ન કર. એ તને મેં હિત અર્થે કહ્યું છે. સુખ અંતરમાં છે; તે બહાર શોધવાથી નહીં મળે.

(૭) હે જીવ! હવે ભોગથી શાન્ત થા; શાન્ત થા. વિચાર તો ખરો કે એમાં કયું સુખ છે? સત્શીલ અને સદ્જ્ઞાનને સાથે જોડજે.

(૮) એકથી મૈત્રી કરીશ નહીં. કર તો આખા જગતથી કરજે.

(૯) પરહિત એ જ નિજ હિત સમજવું અને પરદુઃખ એ પોતાનું દુઃખ સમજવું. સુખ દુઃખ એ બન્ને મનની કલ્પના છે.

(૧૦) ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે. સઘળા સાથે નમ્રભાવે વર્તવું એ જ ખરું ભૂષણ છે. શાન્ત સ્વભાવ એ જ સજ્જનતાનું ખરું મૂળ છે. ખરા સ્નેહી( પ્રેમી )ની ચાહના એ સજ્જનતાનું ખાસ લક્ષણ છે. દ્વેષભાવ એ વસ્તુ ઝેરરૂપ માનવી. વિવેકબુદ્ધિથી સઘળું આચરણ કરવું. નીતિના બંધન ઉપર પગ ન મૂકવો. જિતેંદ્રિય થવું. ગંભીરતા રાખવી. પરનિંદા એ જ સબળ પાપ માનવું. દુર્જનતા કરી ફાવવું એ જ હારવું એમ માનવું. આત્મજ્ઞાન અને સજ્જનસંગતિ રાખવી-સેવવી. યોગાનુયોગે બનેલું કૃત્ય બહુ સિદ્ધિને આપે છે.

(૧૧) હજારો ઉપદેશ વચનો સાંભળવા કરતાં તેમાંનાં થોડાં વચનો પણ વિચારવાં એ વિશેષ કલ્યાણકારી છે.

(૧૨) કુપાત્ર પણ સત્પુરુષના મૂકેલા વરદ હસ્તથી પાત્ર થાય છેઃ જેમ છાશથી શુદ્ધ થયેલો સોમલ શરીરને નીરોગી કરે છે.

(૧૩) યથાર્થ વચન ગ્રહણ કરવામાં દંભ રાખશો નહીં. હિતશિક્ષા આપનારનો ઉપકાર ઓળવશો નહીં. ખરો માર્ગ ચૂકશો નહીં. ઇતિશમ્

## ૨. અમૂલ્ય હિતબોધ

૧. મહાત્મા થવું હોય તો ઉપકારબુદ્ધિ રાખો. સત્પુરુષના સમાગમમાં રહો. આહાર-વિહારમાં અલુબ્ધ અને નિયમિત રહો. સત્શાસ્ત્રનું મનન કરો. ઉચ્ચ શ્રેણિમાં લક્ષ રાખો. એ ન હોય તો તેને સમજીને આનંદ (પ્રસન્નતા) રાખતાં શીખો.

૨. વર્તનમાં બાળક બનો, સત્યમાં યુવાન થાઓ, જ્ઞાનમાં વૃદ્ધ થાઓ.

૩. રાગ કરવો નહીં, કરવો તો સત્પુરુષ પર કરવો; દ્વેષ કરવો નહીં, કરવો તો કુશીલ (દુરાચાર) પર કરવો.

૪. અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્યથી અભિન્ન (એકરૂપ) એવા આત્માનો એક પળ (થોડો વખત) પણ વિચાર કરો.

૫. મનને વશ કરવું દોહિલું છે. મનને વશ કર્યું તેણે જગતને વશ કર્યું.

૬. આત્માનું સત્ય સ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનંદમય છે, છતાં ભ્રાન્તિથી ભિન્ન ભાસે છે. ત્રાંસી આંખ કરવાથી ચંદ્ર બે દેખાય છે.

૭. એકાન્તિક કથન કરનાર જ્ઞાની ન કહી શકાય.

૮. એકનિષ્ઠાએ જ્ઞાનીની આજ્ઞા આરાધતાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે.

૯. જગત જેમ છે તેમ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જુઓ.

૧૦. ક્રિયાએ કર્મ, ઉપયોગે ધર્મ, પરિણામે બંધ અને ભ્રમે મિથ્યાત્વ છે.

૧૧. સમ્યગ્ નેત્રને પામી ગમે તે ધર્મશાસ્ત્ર વિચારતાં આત્મહિત પ્રાપ્ત થશે.

૧૨. કૃતઘ્નતા જેવો એકે મહાદોષ મને લાગતો નથી, તેથી વસ્તુને યથાર્થ જુઓ.

૧૩. ધર્મનું મૂળ વિનય-વિવેક છે, વીરના આ એક વચનને પણ સમજો.

૧૪. અહંપદ, કૃતઘ્નતા, ઉત્સૂત્રપ્રરૂપણા ને અવિવેકાચરણ એ માઠી ગતિનાં લક્ષણ છે, એમ સમજી તેનો સર્વતર ત્યાગ કરવો જરૂરનો છે.

૧૫. જ્ઞાનીઓ સ્વાદના ત્યાગને આહારનો ખરો ત્યાગ કહે છે.

૧૬. અભિનિવેશ (કદાગ્રહ) જેવું એકે પાખંડ નથી.

૧૭. પૂર્વનાં અશુભ કર્મ ઉદય આવ્યે વેદનાનો શોચ (ખેદ) કરો છો તો હવે એ પણ ધ્યાનમાં રાખો કે નવાં કર્મ તેવાં તો બંધાતાં નથી ને ?

૧૮. જેમાં સાહસ થયું હોય તેમાંથી હવે તેવું ન થાય તેવો બોધ લ્યો.

૧૯. શ્રેષ્ઠ વસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે.

૨૦. નવાં કર્મ બાંધવાં નહીં અને જૂનાં ભોગવી લેવાં એવી જિજ્ઞાસા કર્તવ્ય છે.

૨૧. જે કૃત્યનું પરિણામ સારું નથી તે કૃત્ય કરવાની ઇચ્છા જ તજવી જોઇએ.

૨૨. એક વાર જો સમાધિમરણ થયું તો સર્વ કાળનાં અસમાધિમરણ ટળી જશે.

૨૩. અલ્પ આહાર, અલ્પ વિહાર, અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કામ અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાનાં ઉત્તમ સાધન છે.

૨૪. પ્રમાદને લીધે આત્મા પ્રાપ્ત થયેલું સ્વરૂપ ભૂલી જાય છે.

૨૫. ઘણું જ સૂક્ષ્મ અવલોકન કરો. સત્યને તો સત્ય જ રહેવા દો.

૨૬. કરી શકો તેટલું કહો, અશક્યતા ન છુપાવો. એકનિષ્ઠિત રહો.

૨૭. સર્વોત્તમ પદ સર્વત્યાગીનું છે. ત્યાગનું મહત્ત્વ પિછાનો. ઇતિશમ્

## ૩. પ્રમાદને પરિહરો

૧. આત્મ-લક્ષ (ઉપયોગ) તજી, પંચવિધ યા અષ્ટવિધ પ્રમાદ કહો કે સ્વચ્છંદે ચાલવું, મન આવે તેમ મોકળા મ્હાલવું-એવા સ્વેચ્છાચારથી જીવને રાગ-દ્વેષ ને મોહ-મમતાવશ ઘણાં ચીકણાં કર્મ બંધાતાં રહે છે, તેથી જન્મ-મરણના ફેરા અગણિત કરવા પડે છે. મહાવીર પ્રભુ ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનમાં શ્રી ગૌતમ ગણધરને સંબોધી એક ક્ષણ પણ પ્રમાદ નહીં કરવા ઉપદેશે છે, તે સહુ કોઇ આત્માર્થી જનોને જરૂર આદરવા યોગ્ય છે. તે પ્રમાણે વર્તાય તો થોડા વખતમા બેડો પાર થાય.

૨. આ માનવદેહાદિક દુર્લભ ધર્મસામગ્રી મહાભાગ્યયોગે સાંપડી છે, તેનો યથેચ્છ લાભ લઇ જાણનારની બલિહારી છે.

૩. ભોગો ભોગવવાની અતૃપ્ત વૃત્તિ તો દરેક જન્મના તે તે જન્મયોગ્ય શરીરદ્વારા આપણને રહ્યા જ કરે છે, માટે અલ્પકાળમાં અલ્પપ્રયાસે સદ્ધર્મ સેવી-આરાધી લેવાય તો કેવું સારું !

૪. પ્રમાદ એ ભારે રોગ છે. પ્રમાદ એ જ દુઃખ-દૌર્ભાગ્ય છે, પ્રમાદને પરિહરી સદ્ધર્મ સાધી લેવા પુરુષાર્થ કરી લેવો તેજ સાચું અમૃત છે, તેજ સાચા સુખરૂપ છે તેમ સમજી અનાદિ અવળી ચાલ ( અસદ્વર્તન ) તજી દઇ, આત્મસાધના કરી લેવામાં જ ખરું ડહાપણ-ચતુરાઇ યા કૌશલ્ય જાણવું ઘટે છે. ઇતિશમ્

## ૪. તત્ત્વજ્ઞાનની મહત્તા

૧. જ્ઞાન એટલે આત્મ-પ્રકાશ. આ પ્રકાશ દરેક આત્મામાં ભર્યો છે. માત્ર તેને આચ્છાદન કરનારાં આવરણો નીકળી જવાં જોઇએ અને ઘરનાં દ્વાર ઊઘડી જવાં જોઇએ. શાસ્ત્રોનો અભ્યાસ આત્મશોધન માટે જ કરવાનો છે એમ સમજી, શાસ્ત્રોને ભણી, તેનો સાર ગ્રહણ કરી લેવા પ્રમાદ તજી, પુરુષાર્થ ખરી દિશામાં કરવો ઉચિત છે. એથી જ એની સાર્થકતા-સફળતા છે.

૨. તત્ત્વજ્ઞાનના પ્રકાશથી અહંકાર દોષ ગળી-ટળી જવો જોઇએ.

૩. અહંકાર એ જ્ઞાનનું અજીર્ણ લેખાય, તેને અવશ્ય ટાળવું જોઇએ.

૪. અહંકાર એ આત્મસાધનમાં ભારે અંતરાયરૂપ છે. અહંકાર ગયો-ટળ્યો એટલે અંતર ખજાનો ખુલ્લો થયો સમજવો. ખરા જ્ઞાનીની પરીક્ષા શીલ-સદાચારથી થાય છે. કેવળ શાસ્ત્ર અભ્યાસથી નહીં. કલ્યાણના અર્થીને માટે એટલો ઇશારો બસ લેખાય. ઇતિશમ્

# વ્યવહાર—કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૨૭)

**"મુદ્દામ વખતે તથ્ય હકીકત યોગ્ય સ્થળે કહેવી; એટલું જ નહિ પણ લલચાવનારા પ્રસંગોએ અયોગ્ય વાત ન કરવી-આ બીજી બાબત વધારે મુશ્કેલ છે."**

. બોલવામાં બહુ સમજણ રાખવાની જરૂર છે. લગ્ન વખતે લગ્નનાં જ ગીત ગવાય, તે વખતે મરશીઆં શોભે જ નહિ. રાજસભામાં ગૃહસ્થની ભાષા જ શોભે, પણ મિત્રોની વચ્ચે બેઠા હોઇએ ત્યારે સાહિત્યની શૈલીમાં બોલવા જઇએ તો હાંસી જ થાય. એ જ પ્રમાણે સર્વ ગુજરાતી ભાષા જ સમજનાર હોય ત્યાં અંગ્રેજી ભાષામાં પાંડિત્ય બતાવવા જાય તો તેની અસર તૂટી પડે, તેમ જ સંભાષણના નિયમ વગર અગડંબગડં હાંકયે રાખે તો નિષ્ફળતા થઇ જાય. બોલવાને માટે પાંચ બાબત ધ્યાનમાં રાખવી ઘટે : સત્ય બોલવું, પ્રિય બોલવું, **જરૂરી** (મર્યાદિત) બોલવું, હિતકારક બોલવું અને **પ્રસંગને ઉચિત** (તથ્ય) બોલવું. આ છેલ્લી બાબતમાં કુશળતાની ખરી પરીક્ષા થાય છે. સાચે વખતે-સર અવસરે અવસરોચિત બોલવું એમાં સાચી કળા છે. સાચી વાત પણ સર્વદા કહેવા જેવી હોતી નથી. સર્વાંગ નિર્ભેળ સત્ય તો કેટલીક વાર અસત્ય કરતાં પણ વધારે નુકસાન કરે છે. જ્યાં ન બોલવા જેવું હોય ત્યાં બોલવાથી નુકસાન થાય છે, તેમજ ન બોલવાનું અવસર વગર બકી જવાથી પણ ભારે અગવડો ઊભી થાય છે, માટે સ્થળ, સંજોગો, પરિસ્થિતિ, હાજર રહેલાની તાકાત, શક્તિ વિગેરે **સર્વનો વિચાર કરી** બોલવું એ પ્રથમ ડહાપણની વાત છે. માને **બાપની** *બૈરી ન જ કહી શકાય. જો કે તે સત્ય છે, છતાં પ્રિય નથી. પ્રિય બોલવામાં ખુશામતનો* સમાવેશ થતો નથી, પણ વિના કારણ કડવું બોલવાની ટેવ રાખવી નહિ. જરૂર હોય ત્યારે જ બોલવું અને જરૂર જેટલું જ બોલવું. તાર મૂકતી વખતે જરૂર શબ્દનો ઉપયોગ કરીએ છીએ તે ન્યાયે બોલવું અને સ્વપરને હિત કરે તેટલું અને તેવું બોલવું. શ્રોતાને યોગ્ય, વખતને અનુરૂપ, સાચું, હિતકારક અને જરૂરી જ બોલવું અને મુદ્દામ પ્રસંગે અવસરને ઉચિત જ વાત કરવી.

આ તો ચાલુ **સંભાષણના નિયમો** થયા, પણ તે ઉપરાંત ઘણી વાર પોતાનાં સ્થાન કે સત્તાને લઇને જેમ તેમ બોલવાનું મન થઈ જાય છે. નાત કે મહાજનના શેઠ, પેઢી કે ઓફિસના માલેક અથવા મગરૂર વક્તાને ઘણી વાર અવસરને અનુચિત અને વિનાકારણ બોલવાનું મન થઇ જાય છે. એવે વખતે ભાષા પર સંયમ રાખવો એ વધારે મુશ્કેલ બાબત છે. એવા ભાષાપ્રયોગથી કચવાટ થાય છે, મર્મ પ્રહાર થાય છે અને બોલનારનાં જાતિ અને કુળ ઓળખાઈ આવે છે. ભાષા પર ખૂબ સંયમ રાખવાની જરૂર છે. 'હોઠ બહાર તે કોટ બહાર' નો નિયમ જાણીતો છે અને વિનાકારણ બકવાદ કરવાથી કે મનમાં આવે તે બોલી જવાથી માણસની કિંમત થઇ જાય છે. ગમે ત્યારે ગમે તેવું બોલવું એ વિચાર-

સૃષ્ટિનું દીવાળું બતાવે છે. એવા માણસની પાસે ધન કે સત્તા હોય, છતાં એ લોકગણનામાં હલકો જ ગણાય છે. ભાષા પર જેને કાબૂ હોય છે તે જીવનની અડધી લડાઇ જીતી જાય છે અને બાકીની અડધી લડત વિશુદ્ધ વાતાવરણથી સર કરી નાખે છે, માટે સભા યોગ્ય બોલો, જરૂરી બોલો, સત્ય બોલો, યોગ્ય મીઠા શબ્દપ્રયોગથી બોલો અને લાભ થાય તેવું બોલો. તે સાથે ન બોલવા જેવું હોય ત્યારે સંયમ રાખો, મિથ્યા બડબડાટ છોડી દો અને ન બોલવામાં નવ ગુણના શાસનનું રહસ્ય વિચારો.

" Not only to say the right thing in the right place, but, far more difficult still, to leave, unsaid, the wrong thing at the tempting moment. " SAHA ( 23-3-38 )

( ૧૨૮ )

**" ડાહ્યા માણસ સાથે સામસામે બેસી જે વાત થાય તે એક મહિના સુધીના પુસ્તકીઆ જ્ઞાન કરતાં વધારે કિંમતી છે. "**

**અનુભવ** જ્ઞાન એ એક અનોખી ચીજ છે. ઘણી વાત પુસ્તકના ચાલુ પરિશીલનથી મળી શકતી નથી તે અનુભવથી જ પ્રાપ્ત થાય છે. ડાહ્યો માણસ એટલે દુનિયાના અનુભવોમાંથી પસાર થયેલો માનવી. ચાલુ દુનિયાના ચકરાવામાં પડેલ અને પ્રત્યેક અનુભવને પચાવી પરિપકવ થયેલ મનુષ્યને આપણે " વ્યવહારકુશળ " માણસ તરીકે જાણીએ છીએ. દુનિયા અનુભવની શાળા છે. ભણવાથી, વાંચવાથી કે શ્રવણ કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થતું નથી તે અનુભવથી થાય છે. દુનિયાના બધા રસ્તાઓ સીધા સડકવાળા હોતા નથી, એમાં અનેક ખાડાખડીઆ અને નાના મોટા ટેકરાઓ હોય છે. બાહ્ય દેખાવ અને આંતર વર્તન વચ્ચે ઘણી વાર મોટો તફાવત હોય છે. ' મુખ દીઠે સુખ ઉપજે, અને કામ પડયે જીવ જાય '—એવા ઘણા માણસો હોય છે. એની પરીક્ષા અનુભવની શાળામાં થાય છે. ઘણી વખત મોટી નામના મેળવેલ પુરુષોનું ખાનગી વર્તન તદ્દન અસભ્ય કે અપ્રમાણિક હોય છે. એવી જ રીતે તદ્દન સાદા દેખાતા મેલાઘેલા માણસોનું આતિથ્ય, સહૃદયત્વ કે જીવન પ્રેમમય, નિખાલસ અને આકર્ષક હોય છે. પ્રેમના પૂજારી હોવાનો દાવો કરનાર રાત્રે ભટકનારા હોય છે અને ધર્મના રાગી હોવાનો દાવો કરનાર અસદાચારી પણ હોય છે. આ સર્વ હકીકત અનુભવ શીખવે છે. એ સારા નરસાની પરીક્ષા કરવાની કળા પ્રાપ્ત કરી આપે છે. જીવનમાં ગુલાબ પણ હોય છે અને કાંટા પણ હોય છે. કેટલીક વાર ગુલાબને જ કાંટા લાગેલા હોય છે. અને આવી હકીકત ઉઘાડી આંખે તપાસી જેણે પચાવી હોય તેને ' ડાહ્યો–કુશળ ' માણસ ગણવો.

એવા માણસ સાથે બે ઘડી–અરધો કલાક બેસી વાતો થાય તેમાંથી જે સાર મળે છે તે મહિના સુધી પુસ્તકો વાંચવાથી કે ભણવાથી મળી શકતો નથી. દુનિયાના ધપ્પા–ધક્કેલા ખાઇને કઠણ થયેલ કુશળ માણસની પ્રત્યેક વાતમાં એનો અનુભવ ઝળકે છે, એમાંથી નવનીત [ માખણ ] તરી આવે છે અને એમાં રહસ્યનાં કુંડે કુંડાં ભરેલાં

દેખાઇ આવે છે. દરેક વૃદ્ધ હોય તે અનુભવી કે ડાહ્યો હોય એમ સમજવાનું નથી, પણ જેણે પોતાનાં વર્ષો ફોગટ ગુમાવ્યાં ન હોય તેની પાસે બેસી વાતો કરવાથી બહુ સારગ્રાહી તત્ત્વો મળી આવે છે. ઘણા પાઠો પુસ્તકમાં લખાઇ શકાય તેવા જ હોતા નથી, અનુભવની શાળા તદ્દન જુદી જ છે અને આઠમી ચોપડીના પાઠો શીખવનારનો અભાવ તો નથી જ પણ તેને શોધી, તેને ચરણે બેસી, તેની પાસેથી લાભ લેનારનો અલ્પભાવ તો જરૂર છે. જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે અનુભવીના અનુભવનો લાભ લેવાની તમન્ના બાળ-યુવાનના માનસમાં જાગૃત થાય તો દુનિયાનું ઘણું જ્ઞાન વેડફાઇ જતું અટકે. બાકી તો જીવન એટલું સંકીર્ણ છે કે આપણી ગમે તેટલી વય થયેલી હોય, પણ આપણે નવું નવું શીખીએ જ છીએ. અન્યના અનુભવનો લાભ લેવામાં અલ્પ પ્રયાસે ઘણો લાભ થાય છે અને પછી લેનારમાં સાચું ખોટું પારખવાની શક્તિ હોય તો એ લાભને એ પચાસગણો વધારી મૂકે છે. મૂર્ખનો સંબંધ હાનિ કરે છે, સમજુ માણસ કામને રસ્તાસર કરી શકે છે અને અનુભવી કુશળ એવાં વિરલ સૂત્રો અપનાવી આપે છે કે એના ઉપયોગથી જીવનપંથ સરલ થઇ જાય. કુશળ માણસ કુશળને ઓળખી કાઢે અને તેને શોધી તેમાંથી રહસ્ય તારવી લે; આ શિક્ષા ખાસ જરૂરની છે.

---

"A single conversation across the table with a wise man is worth a mouth's study of books." CHINESE PROVERB (10-2-38)

( ૧૨૯ )

" જે લોકો તમારી મદદને યોગ્ય હોય તેને મદદ ન કરવાથી તમે ખરેખર તમારી જાતને ગરીબ બનાવો છો. "

દાન કરવામાં ત્રણ બાબત જોવાની છેઃ ચિત્ત, વિત્ત અને પાત્ર. આપણી પાસે દાન કરવાનું ધન જોઇએ, આપવાનું મન જોઇએ અને લેનાર દાનને પાત્ર હોવો જોઇએ. આ ત્રણ બાબત ધ્યાનમાં લઇને કરેલ દાન સુપાત્રદાન કહેવાય છે, એ યોગ્ય દાન ગણાય છે. એવી રીતે આપનાર વિવેકપૂર્વક દાન કરી આંતર આનંદ અનુભવે છે અને ધનનો સાચો લાભ મેળવે છે. ભરેલાને વધારે આપવાથી, આળસને ઉત્તેજન આપવાથી અથવા માન-પ્રતિષ્ઠા વધવાના આશયથી કરેલ દાન ઉચ્ચ કોટિમાં આવતું નથી. દાન આપતી વખતે મોટો પાડ કરી નાખે છે એમ કદી માનવાનું નથી ધન મળ્યું છે તેનો ઉપયોગ દાનમાં કરવો એ એનો સાચો ઉપયોગ છે. એનો કાળ પૂરો થાય ત્યારે લક્ષ્મી પગ કરીને ચાલી જાય છે અને પછી પસ્તાવો થાય તે નકામો છે, પરિણામ વગરનો છે અને ગરથ ગયા પછીનું જ્ઞાન હોઇ અજ્ઞાન કરતાં પણ વધારે ખરાબ છે.

દાનને અંગે એક વાત ધ્યાન આપવા જેવી છે. એક સુભાષિતમાં કહ્યું છે કે " ભિખારી લોકો ઘર આગળ ઊભા રહી ભીખ માગતા નથી; પણ બોધપાઠ આપે છેઃ શીખવે છે કે દો, દો; અને નહિ દો તો ન દેનારના હાલ જુઓ. "

એ જણાવે છે કે અત્યારે નસીબને યોગે કે ભગવાનની કૃપાથી તમને મળ્યું છે તો હાથ હારો અને નહિ આપો તો આ તમારી સામે ઊભેલા-અમારા હાલ જુઓ. તમારે અમારા જેવા થવું હોય તો તમારી મરજીની વાત છે! ન આપનારના અમારા જેવા હાલ થવાના છે. આ બોધપાઠ ભિખારી તમને આપી રહ્યો છે.

તમારી પાસે વસ્તુ હોય, તમારામાં સલાહ આપવાની આવડત હોય કે તમારામાં સહાય કરવાની સારી શક્તિ હોય, તમને લાગે કે સામાને તમારા ધન, સલાહ કે સહાયની ખાસ જરૂર છે અને તમે કોઇ જાતની અગવડ વગર તે વસ્તુ તેને આપી શકો છો; છતાં તમે પાછા હઠી જાઓ, હાથ સંકોચી રાખો કે માંગવામાં આવતી સલાહ કે સહાય પ્રેમપૂર્વક બદલાની અપેક્ષા વગર ન આપો, તો તમે તમારી જાતનો દ્રોહ કરો છો, તમારા મનુષ્યત્વને ઝાંખપ લગાડો છો, તમારા માનુષી ધર્મને બીનવફાદાર થાઓ છો અને તમારી જાતને કલંકિત કરી પાપ વહોરો છો. આત્મિક નિર્બળતાને પરિણામે તમારું સત્ત્વ ઢીલું પડે છે અને તેટલા પૂરતા તમે તુરતમાં ગરીબ થાઓ છો. વળી તમે જો પરભવમાં માનતા હો તો ભવિષ્યની ગરીબાઇ માટે આજથી તૈયારી કરી રાખો છો-પાયા નાખી મૂકો છો.

માટે હોય તેટલું દો, પહોંચે ત્યાંસુધી આપ્યા કરો. દીધાં ધન ખૂટતાં નથી અને જવા બેસે છે ત્યારે આડો હાથ દીધે રહેવાનાં નથી. વહેતા પાણી નિર્મળ રહે છે અને કોઇ ધનને સાથે લઇ ગયેલ નથી અથવા કોઇની નનામી સાથે ચાર કે એકથી વધારે નાળીએર બંધાતાં નથી. આપશો તે સાથે આવશે, વાવ્યું હશે તે લણશો. દીકરાને આપી જવાની લાલચમાં કાંઇ માલ નથી; પુત્રો અક્કલ વગરના હશે તો ખોઇ બેસશે અને હોશિયાર હશે તો તેને આપી જવાની જરૂર નથી; માટે અપાય તેટલું આપો, વિવેકપૂર્વક આપો, જરૂરીઆત સમજીને આપો અને કર્તવ્ય બુદ્ધિએ આપો. ભૂમિ પર સાથરો થશે ત્યારે એ ટેકો આપશે, એના વિચારે આનંદ થશે અને આત્મા હળવો ફૂલ થઇ ઊર્ધ્વમાર્ગે ગમન કરશે. યોગ્યતા વગરનું દાન નકામું છે અને જરૂર વખતે સંકોચ-એ બખીલપણું છે.

જેનું દિલ ઉદાર હોય છે તે તો ગમે તેવી સ્થિતિમાં પણ દાન દીધા વિના રહી શકતા નથી. તેને દાન દીધા વિનાનો દિવસ વંધ્ય લાગે છે. તેમને દાનનું વ્યસન જ લાગેલું હોય છે. તેમનું મન કોઇને આપે ત્યારે જ પ્રસન્ન થાય છે. આવા મનુષ્યની જીંદગી અને મળેલું દ્રવ્ય બંને સફળ છે. એઓ આગામી ભવે પણ ધનવાન જ થાય છે. ધનવાન કુટુંબમાં જ એમનો જન્મ થાય છે.

---

" By not helping those who have deserved your help, you make yourself poor indeed. " DIOGENES. ( 2-3-34 )

# નિંદાની દરકાર ન કરો[1]

## (ભૂલ થઈ હોય તો સુધારો)

એક ઉત્તમ પુરુષને તેના પર પ્રેમવાળા અને ભક્તિવાળા કેટલાએક મિત્રોએ–સ્વજનોએ કહ્યું કે—'હે મહાનુભાવ! તમારી વિરુદ્ધમાં કેટલાક મનુષ્યો એટલું બધું ગેરવ્યાજબી અને અસત્યતાથી ભરેલું નિંદાયુક્ત લખાણ ન્યુસપેપર વિગેરેમાં કરે છે અને જેમ તેમ બોલે છે તેને આપે અટકાવવા જોઇએ, કેમકે જો તેઓને અટકાવશો નહીં તો તે વધારે વધારે જેમ મનમાં આવશે તેમ લખશે અને અજ્ઞાની મનુષ્યો તેમાં સાચું ખોટું કેટલું છે તેની પરીક્ષા કરી શકશે નહીં.'

ઉત્તમ પુરુષે કહ્યું કે—'પ્રિય બંધુઓ! તમારું દિલ તેવાં વાંચન ને શ્રવણથી દુઃખાય છે તે ખરી વાત છે, તો તમે તેને અટકાવવાનો ઉપાય શું ધારો છો?' પ્રિયજનોએ કહ્યું કે—'તેની દરેક બાબતના ઉત્તર આપો અને તેને જેવા રૂપમાં તે હોય તેવા રૂપમાં ઉઘાડા પાડો.' ઉત્તમ પુરુષે કહ્યું કે—'તમે એમ માનો છો કે, એમ કરવાથી એ માણસો લખતા ને બોલતા અટકી જશે? શું તમે કહ્યો તે તેને માટે અમોઘ ઉપાય છે? વળી તેને જેવા રૂપમાં હોય તેવા રૂપમાં ઉઘાડા પાડવાથી તેમનો દ્વેષ મારા પ્રત્યેનો વધશે કે ઘટશે? વધશે તો પછી તેઓ ઉશ્કેરાઇને ઊલટું વધારે લખશે કે લખતા બંધ થશે?

'બંધુઓ! આ બાબતનો ઉપાય બતાવવામાં તમે ભૂલો છો. તમે કહ્યો છે તે તેનો ઉપાય જ નથી. તેનો ઉપાય તો સહનશીલ થઇને મૌન રહેવું તે છે. વળી તમને એમ લાગતું હોય કે નિષ્કારણ એ લોકો આવો વિરોધ કેમ કરે છે? પરંતુ હું તો કોણ માત્ર છું, શ્રી કૃષ્ણ જેવા દેવ તરીકે ઓળખાતા મહાપુરુષની સામે થનાર પણ શિશુપાળ જાગ્યો હતો. તેણે કૃષ્ણના જીવનમાં એકલા દુર્ગુણો જ જોયા, તેને એક પણ ગુણ દેખાયો જ નહીં. જો કે તેના તરફથી એવા અવર્ણવાદ બોલાતાં છતાં પણ ભીષ્મ, વ્યાસ, વિદુર જેવા કૃષ્ણમાં કેટલાક અદ્વિતીય ગુણો જોઇ શકયા. આવી બાબત માત્ર કૃષ્ણ માટે જ નહીં, પણ ભગવાન બુદ્ધ, મહાવીર, રામચંદ્ર, સીતા, સોક્રેટીસ, ઇશુ, મહંમદ વિગેરેના જીવનમાં પણ બનેલ છે. તેમના વિરોધીઓ પણ તે તે વખતમાં હતા અને

---

[1] કોઇની નિંદા ન કરવી અને કોઇ આપણી નિંદા કરતો હોય તો તેને અટકાવવાનો વ્યર્થ પ્રયત્ન ન કરવો–એ બે મતલબ સમજાવવા આ લેખ છે.

તેઓ જેમ મનમાં આવે તેમ એ મહાપુરુષોના અવર્ણવાદો બોલતા હતા; પરંતુ તેમના બોલવાથી એ મહાપુરુષોની કીર્ત્તિમાં કાંઇ સ્ખલના ન થઇ. તેમ તેના નિવારણ માટે એ મહાપુરુષોએ કટુ ઉપાયો ન યોજ્યા, પણ શાંતપણે તેના વચનો સહન કરી મિષ્ટ ઉપાયોનો ઉપયોગ કર્યો.

જો કે કૃષ્ણે તો એ શિશુપાળનો વધ પણ કર્યો, પરંતુ તેથી તેના નિંદકો નિર્વંશ થયા નહીં, નવા નવા નિંદકો ઊભા થયા; માટે તમે કહો છો તે નિંદકોને અટકાવવાનો વાસ્તવિક ઉપાય નથી. તેમના પ્રત્યે કાયદેસર ઉપાયો લેવાથી પણ નિંદા થતી અટકતી નથી, માટે તેના નિવારણનો ઉપાય તમારી કલ્પનાથી જુદો જ છે.

પ્રથમ તો તમે એવા નિંદકોનું લખેલું શા માટે વાંચ્યું ? અથવા મને શા માટે કહ્યું ? એટલું જ નહીં પણ તેણે છપાવેલા નિંદક લેખવાળા ન્યુસની કોપી ખરીદીને તેને ઊલટું ઉત્તેજન આપ્યું, માટે એવાં લખાણો વાંચવાં કે વંચાવવાં નહીં. એને વિશેષ પ્રસિદ્ધિ આપવી નહીં એ જ તેના નિવારણનો ઉપાય છે. વળી ખરા સજ્જનો તો એવા નિંદાના લેખ વાંચીને આવનારને કહે છે કે—'એ લેખકે શુદ્ધ બુદ્ધિથી લખ્યું છે કે દ્વેષબુદ્ધિથી ? જો દ્વેષબુદ્ધિથી લખ્યું હોય તો તે જાણવાની મારે જરૂર નથી અને શુદ્ધ બુદ્ધિથી લખ્યું હોય તો તેનો વિચાર કરવો કે એમાં કાંઇ સત્યતા છે ? કિંચિત્ પણ સત્ય હોય તો તે સ્વીકારી લેવું, નહીં તો તેની પણ ઉપેક્ષા કરવી.' હું તો તમને કહું છું કે—તમારે એવું લખાણ વાંચવું નહીં, વાંચીને મને કહેવું નહીં અને એવું જ્યાં વંચાતું કે ચર્ચાતું હોય ત્યાંથી ઊઠી જવું. એનો ઉત્તર આપીને મારો બચાવ કરવાનો પ્રયત્ન કરવો નહીં.

ધારો કે તમારી ઉપર કોઇએ તમારા ને તમારા કુટુંબીઓના કે માતા-પિતા, પુત્રપુત્રી, પુત્રવધૂ વિગેરેના સંબંધમાં અસભ્ય શબ્દો લખીને પત્ર મોકલ્યો હોય તો તમે તે પૂરો વાંચી જાઓ કે પ્રારંભમાં અશ્લીલતાવાળા શબ્દો જોતાં જ વાંચવું પડતું મૂકો ? વળી તે પત્ર જેને તેને વંચાવો કે તેને કોઇપણ રીતે નષ્ટ કરો ? એનો ઉત્તર પ્રત્યક્ષ છે કે તમે તે પૂરો વાંચો પણ નહીં ને નષ્ટ જ કરો. ત્યારે પછી જો તમને મારા પર સાચો પ્રેમ છે તો તમારે મારી નિંદા લખેલ ન્યુસ વાંચવું કે ખરીદવું શા માટે ? તેની ઉપેક્ષા જ કરવી. એ તમારા મનને દૂષિત ન થવા દેવાનો ઉપાય છે. જો વાંચશો તો તમને તેના લેખક ઉપર દ્વેષ જાગશે અને તેથી તમારી બુદ્ધિ પણ મલિન થશે; તેથી તમે મેં કહ્યું તેમ નહીં કરો તો મને લાગશે કે તમારો બળાપો ખોટો છે અને સમજણ વિનાનો છે.

આ જમાનામાં કેટલાક છાપાઓ, નવલકથાઓ, સિનેમા, નાટકો વિગેરે પ્રજાની બુદ્ધિને બગાડે છે, હલકી કરે છે, અવગુણો તરફ ખેંચી જાય છે અને બીજું પણ અનેક પ્રકારનું નુકશાન કરે છે; તેથી તેવું સાહિત્ય વાંચવું નહીં અને તેવા દેખાવો જોઇ નેત્રને દૂષિત કરવાં નહીં, પરંતુ અત્યારે તેનું જોર એટલું વધી પડ્યું છે કે તેનાથી બચવું બહુ જ મુશ્કેલ છે.

આ સંબંધમાં મને તો મારા એક મિત્રના વિચાર સુંદર લાગ્યા છે.. તે એક સારા વક્તા અને લેખક છે. તેને તેના એક મિત્રે કહ્યું કે-' તમારે તમારી નિંદાનો બરાબર જવાબ આપવો જોઇએ. ' તેણે કહ્યું કે-' એ મારાથી નહીં બને, કારણ કે એનો જવાબ આપવા માટે પ્રથમ મારે એ બધો મેલ સુંઘવો પડે, તેથી એ રીતે મારા આંખ કાનને અશુદ્ધ કરવાની મારી તૈયારી નથી. ' આવા જવાબથી તેનો મિત્ર મૌન થઇ ગયો.

સારા માણસે જ્યાં કોઈની પણ નિંદા થતી હોય ત્યાંથી ઊઠી જવું, એ જ એને અટકાવવાનો ઉપાય છે. કોલેરાથી બચવા માટે લોકો કોલેરાના ઈંજેકશન લે છે, પાણીમાં લાલ દવા નાખે છે, શાકભાજી લાલ પાણીથી ધુએ છે, વધારે ચોખ્ખાઇ જાળવે છે અને સારવાર કરવાની જરૂર જ હોય, તો જરૂર સિવાયના બીજા દર્દી પાસે જતા નથી અને કદી જવું પડે છે તો બહુ સંભાળથી જાય છે. આમ કરવાથી એક પણ ભોગ લીધા વિના કોલેરા નાબૂદ થાય છે કે બે ચાર દિવસમાં અટકી જાય છે એમ કહી શકાતું નથી, પરંતુ તેને વધવાના સાધનો-કારણો ન મળવાથી તે અલ્પ મનુષ્યોનો ભોગ લઈને થોડા વખતમાં નાબૂદ થઈ જાય છે. વળી ચોમાસામાં વધેલી માખીઓ પણ થોડાં વખતમાં શમી જાય છે. એ જ પ્રમાણે સારા માણસો જો નિંદા સામે પોતાના કાન બીડી દે, પોતાની પ્રવૃત્તિ સુધારે, તેના નિવારણ માટે ફોગટ દ્રવ્યનો કે વખતનો વ્યય ન કરે તો નિંદારૂપી કોલેરા થોડા વખતમાં જ શમી જાય.

આ સંબંધમાં બુદ્ધ ચરિત્રમાં એક પ્રસંગ આળેખેલ છે. એક દિવસ બુદ્ધદેવ ભિક્ષા માગવા નીકળ્યા હતા. તે વખતે એક માણસે તેમને ભિક્ષા ન આપતાં ઉલટી ઘણી ગાળો દીધી. બુદ્ધદેવ શાંતિ રાખીને ત્યાંથી આગળ ચાલ્યા. તેમના શિષ્યોએ કહ્યું કે-' મહારાજ ! આ તે કેમ ખમાય ? આપ એને બરાબર જવાબ કેમ આપતા નથી ? ' બુધ્ધે કહ્યું કે-' કોઇ માણસ આપણને કાંઈ વસ્તુ આપવા આવે તે આપણે ન લઇએ તો તેનું શું થાય ? ' શિષ્યે કહ્યું કે-' એ વસ્તુ એના ધણી પાસે જ રહે. ' બુધ્ધે કહ્યું કે-' એ જ પ્રમાણે એણે મને

ગાળો આપી પણ કોઇ રીતે એ હું સ્વીકારું છું એમ એને લાગ્યું નહીં; માટે એ કોની પાસે રહી ?' આવો જવાબ સાંભળી શિષ્યો ચૂપ થઈ ગયા.

એક વાર સ્વામીનારાયણના કેટલાક સાધુઓને એક ગામના ઠાકોરે ગામમાંથી હાંકી કાઢ્યા. તેઓએ ગામ બહાર જઇ એક ખેતરમાં ઉતારો કર્યો અને પોતાના ધર્મની આજ્ઞા મુજબ તે ઠાકોરનું શુભ ચિંતન કરવા માટે ભજન આદર્યાં. કોઇની પાસેથી તેમણે જાણ્યું કે એ ઠાકોરને દીકરો નથી, એટલે તે સાધુઓએ મળીને વિચાર્યું કે ચાલો, આપણે પ્રભુની પ્રાર્થના કરીએ કે 'તેને એક હરિભક્ત પુત્ર થાય કે જેથી એનો અનાયાસે ઉદ્ધાર થાય અને ભવિષ્યમાં આ ગામમાં સત્પુરુષોનો વાસ થાય, તેને કોઇ ત્રાસ આપે નહીં.'

જ્ઞાનેશ્વરને ગીતાનું નિરૂપણ કરતાં આસુરી સ્વભાવનું વર્ણન કરવું પડયું. એ કર્યા પછી એમણે એ વંચાવતાં શ્રોતાઓને કહ્યું કે મારે પ્રસંગવશાત્ દુર્જનની નિંદા કરવી પડી છે, પરંતુ તે સાંભળીને સારા માણસોએ કોઇની પણ નિંદા કરવી ઠીક નથી, એથી બોલનારની જીભ અને સાંભળનારના કાન અશુદ્ધ થાય છે; માટે આપણે એ સંબંધમાં શુદ્ધ થવા માટે ચાલો, પરમાત્માની પ્રાર્થના કરીએ કે જેથી એ દોષ નાશ પામે.

આ પ્રમાણે નિંદા અટકાવવાના સંબંધનાં વિચારો અને દલીલો તથા દષ્ટાંતો સાંભળી સજ્જનોએ કોઇની પણ નિંદા કરવી નહીં. જૈન શાસ્ત્રાનુસાર એ સોળમું **પરપરિવાદ** નામનું પાપસ્થાનક છે. એ તજવાની ભાવના દરેક શ્રાવક સવારસાંજ કર્યા જ કરે છે.

આને લગતા મથાળાવાળો એક લેખ અન્ય પત્રમાં વાંચવાથી તેમાંની કેટલીક દલીલ ને દષ્ટાંતો લઇ આ લેખ સ્વતંત્ર લખ્યો છે. આશા છે કે આ લેખનું રહસ્ય ધ્યાનમાં લઈ ઉત્તમ પુરુષો કદી પણ કોઈની નિંદા કરશે નહીં, સાંભળશે નહીં અને નિંદા કરનારા મનુષ્યોનો પ્રસંગ પણ તજી દેશે, તેમજ પોતાની નિંદા કરનાર ઉપર પણ અભાવ ન લાવતાં તેની ઉપેક્ષા કરશે.

કુંવરજી



## ધરતિકંપ થવાનાં કારણો ( જૈન ધર્માનુસાર )

( સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ ગ્રંથમાંથી ઉદ્ધૃત )

૧. ભુવનપતિ દેવતાઓ પરસ્પર લડે ત્યારે
૨. ગુસ્સાના આવેશમાં ભુવનપતિ વિગેરેના દેવતાઓ જમીન પર પગ પછાડે ત્યારે
૩. ગુસ્સાના આવેશમાં દેવતાઓ જમીનને લાત મારે ત્યારે
૪. કોઇ ઋદ્ધિવાળો દેવ અન્યને પોતાની ઋદ્ધિ દેખાડવા આખી પૃથ્વીને ચળાવેછે ત્યારે.

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—શા. અમીચંદજી હંસરાજ-મદ્રાસ )

**પ્રશ્ન ૧**—પર્યુષણપર્વ પંચાંગમાં શ્રાવણ વદિ ૧૨ થી શરૂ થાય છે ને પર્યુષણની સ્તુતિમાં તો ભાદ્રપદ માસમાં કહે છે તેનું શું કારણ ?

**ઉત્તર**—પર્યુષણમાં શ્રાવણ માસના ૪ ને ભાદ્રપદ માસના ૪ દિવસ લેવાના હોય છે, પરંતુ સંવચ્છરી ભાદ્રપદ માસમાં હોવાથી તેની મુખ્યતાને લઈને તે સ્તુતિમાં ભાદ્રપદ માસ કહેલ છે તો તેમાં વિરોધ નથી. વળી મારવાડમાં શ્રાવણ વદિને ભાદરવા વદિ કહે છે અને પર્યુષણમાં મુખ્યતા સંવચ્છરીની જ હોવાથી ભાદ્રપદ માસ કહી શકાય છે.

**પ્રશ્ન ૨**—પ્રતિક્રમણમાં થોભવંદન કર્યા પછી ' ઇચ્છકારી સમસ્ત શ્રાવક વાંદું ' એમ કહેવાનું છે કે નહીં ? તે આધાર સાથે લખશો.

**ઉત્તર**—પ્રતિક્રમણહેતુ ગ્રંથમાં એ પ્રમાણે કહેવાનું લખ્યું છે, પરંતુ કોઇક કહે છે; કોઇ કહેતા નથી. કહેવું તે વ્યાજબી છે. જુઓ પ્રતિક્રમણ હેતુ પૃષ્ઠ ૧૧.

**પ્રશ્ન ૩**—ચઉક્કસાયનું ચૈત્યવંદન કરતાં પ્રારંભમાં ખમાસમણ દેવું કે નહીં ?

**ઉત્તર**—વિધિમાં લખેલ નથી અને દેવાની પ્રવૃત્તિ પણ નથી. જુઓ પ્રતિક્રમણ હેતુ પૃષ્ઠ ૫૮.

**પ્રશ્ન ૪**—એક સંઘાડામાં આચાર્ય કેટલા હોય ?

**ઉત્તર**—એની સંખ્યાનો નિયમ કહેલ નથી. યોગ્યતાવાળા આચાર્યો ગમે તેટલા હોય તો તેમાં વિરોધ સમજવો નહીં.

**પ્રશ્ન ૫**—હાલમાં ગુરુમંદિર વધારે થવા માંડ્યાં છે. તેમાં પ્રતિષ્ઠા કરેલ ગુરુપ્રતિમા(મુનિસ્વરૂપ )ની નવે અંગે પૂજા કરવામાં આવે છે, ફૂલ ચડાવે છે, અષ્ટપ્રકારી પૂજા કરે છે, તો તેમ થવાથી જિનપ્રતિમાની ભક્તિમાં દિનપરદિન ખામી આવવાનો સંભવ છે કે નહીં ?

**ઉત્તર**—મને તો તેવો સંભવ લાગે છે, પરંતુ આ બાબત આચાર્યાદિના તાબાની છે, તેથી તેમને પૂછવું.

**પ્રશ્ન ૬**—સામાયિક લેતાં કરેમિ ભંતે વડીલ કે ગુરુ ઉચ્ચરાવે. ત્યારે ઉચ્ચરનારે પ્રાંતે વોસિરામિ કહેવું જોઇએ કે નહીં ?

**ઉત્તર**—બીજા ઉચ્ચરાવે ત્યારે આખી કરેમિ ભંતે મનમાં બોલવી જોઇએ ને પ્રાંતે વોસિરામિ પ્રગટપણે કહેવું જોઇએ.

પ્રશ્ન ૭—પોસહમાં સ્થાપનાજીની પડિલેહણા શ્રાવક ક્યારે કરે ?

ઉત્તર—બહોળે ભાગે મુનિના પડિલેહેલા સ્થાપનાજી લાવીને તેની પાસે જ ક્રિયા કરવી. જે શ્રાવક કાયમ સ્થાપનાજી રાખે ને રોજ તેની બે ટંક પડિલેહણ કરે તે તો તેનો સમય જાણે જ છે.

પ્રશ્ન ૮—સાધ્વી પાસે શ્રાવક પચ્ચખ્ખાણ લઈ શકે ?

ઉત્તર—લઇ શકે.

પ્રશ્ન ૯—તેરશની તિથિએ સ્તુતિ, સ્તવન ને સજ્ઝાયને સ્થાને શું શું કહેવું ?

ઉત્તર—સ્તુતિ કલ્લાણકંદની કહેવી, સ્તવન **સંતિકરંનું** કહેવું ને સજ્ઝાય **મન્નહ જિણાણું**ની કહેવી. સાધુ હોય તો સજ્ઝાય '**ધમ્મો મંગળ-મુક્કિટ્ઠં**'ની કહે. ચૈત્યવંદનને સ્થાને મુનિ હોય અને તેમને આવડતું હોય તો 'ૐ નમો પાર્શ્વનાથાય૦' વાળું ચૈત્યવંદન કહે.

[ ૨ ]

( પ્રશ્નકાર:—શેઠ સભુતમલ કાનમલ-મદ્રાસ )

પ્રશ્ન ૧—શ્રી સુપાર્શ્વનાથના ચૈત્યવંદનમાં શ્રી પદ્મવિજયજી કહે છે કે—

'**ભાદ્રવા વદિ આઠમ દિને, ચવિયા સામી સુપાસ**'

આ ભાદ્રવા વદિ આઠમ આપણી સમજવી કે કેમ ?

ઉત્તર—આપણી શ્રાવણ વદિ આઠમ સમજવી.

પ્રશ્ન ૨—શ્રી યશોવિજયજીકૃત સવાસો ગાથાના સ્તવનમાં કહ્યું છે કે—

'**પ્રથમ સાધુ બીજો વડ શ્રાવક, ત્રીજો સંવેગ પખ્ખીજી;**'

આમાં સંવેગપક્ષી કોને કહેવા ?

ઉત્તર—એ સંબંધમાં સવાસો ગાથાનું સ્તવન અર્થ સાથે છપાયેલ છે તેમાં સારો ખુલાસો કરેલો છે તે વાંચવો. ટૂંકામાં તેની મતલબ એ છે કે—પહેલા સાધુ, બીજા શ્રાવક ને ત્રીજા સંવેગપક્ષી-એ ત્રણને જિનાજ્ઞામાં કહ્યા છે. સાધુ તે સર્વવિરતિવાળા મુનિ, શ્રાવકમાં અવિરતિ સમકિતદૃષ્ટિ ને દેશવિરતિ-બાર વ્રતધારી એ બંને લેવા. ત્રીજા સંવિજ્ઞપક્ષી તે મુનિપણું લીધું છે, પણ હવે પળી શકતું નથી તેમજ મુનિવેશ છોડી શકતા નથી. આત્મનિંદા કરે છે, મુનિરાજને વાંદે છે, પોતે વંદાવતા નથી એવા જે હોય તેને સંવિજ્ઞપક્ષી કહીએ. તેને જિનાજ્ઞામાં વર્તતા કહ્યા છે.

**પ્રશ્ન** ૩—શ્રી વજ્રસ્વામીની સજ્ઝાયમાં રથાવર્ત ગિરિ પર અણુસણ કર્યાનું કહ્યું છે તે ગિરિ હાલ ક્યાં છે ને કયા નામે ઓળખાય છે?

**ઉત્તર**—એ ગિરિ દક્ષિણમાં છે. કયા નામે ઓળખાય છે ને ક્યાં છે તે જાણવામાં નથી.

**પ્રશ્ન** ૪—કાઉસ્સગ્ગમાં બગાસું કે છીંક આવે તો મુહપત્તિ મુખ આડી ધરી શકાય? ને હાથ ઊંચો લેવાય?

**ઉત્તર**—હાથ ઊંચો લઈને મુહપત્તિ મુખ આડી ધરવી જ જોઈએ.

**પ્રશ્ન** ૫—રાત્રિપ્રતિક્રમણમાં સીમંધરસ્વામીના, સિદ્ધાચળના કે જગ. ચિંતામણિના ચૈત્યવંદનમાં ઉત્તરાસન નાખવાની જરૂર છે?

**ઉત્તર**—ઉત્તરાસન નખાય જ નહીં. એ પ્રતિક્રમણમાં ઉપગરણ જ નથી, તેથી શ્રાવક પાસે હોય જ નહીં. વળી ઉત્તરાસન નાખવાનો વિધિ પણ નથી.

**પ્રશ્ન** ૬—સામાયિક લેતાં છેલ્લા ત્રણ નવકાર ઊભા રહીને જ ગણવા કે બેસીને ગણવા?

**ઉત્તર**—ઊભા રહીને જ ગણવા, પછી બેસવું.

**પ્રશ્ન** ૭—પ્રતિક્રમણ ઉભા ઉભા કરે તેને બેસણે સંદિસાહું? ને બેસણે ઠાઉં? ના આગારો માગવા?

**ઉત્તર**—એ આગાર સામાયિકના અંગના છે તેથી જરૂર માગવા. કુંવરજી

[ ૩ ]

( પ્રશ્નકાર—જિજ્ઞાસુ )

**પ્રશ્ન** ૧—ઘણા મનુષ્યો દ્રવ્ય મળ્યા છતાં કંજુસ હોય છે તે કયા કર્મના ઉદયથી સમજવું? જો અંતરાયકર્મના ઉદયથી કહો તો દ્રવ્ય મળ્યું કેમ? અંતરાયકર્મના ઉદયવાળાને દ્રવ્ય મળી શકે?

**ઉત્તર**—અંતરાયકર્મની ઉત્તરપ્રકૃતિ પાંચ છે. તેમાં લાભાંતરાયનો ક્ષયોપશમ થયો હોય તો દ્રવ્ય મળે, પરંતુ દાનાંતરાયનો ઉદય વિશેષ હોવાથી દાન આપી શકે નહીં-શુભ નિમિત્તમાં મળેલા દ્રવ્યનો વ્યય કરી શકે નહીં. એ પ્રમાણે બીજી ત્રણ પ્રકૃતિ માટે પણ સમજવું.

**પ્રશ્ન** ૨—ક્રોધ પાપસ્થાનકની સજ્ઝાયમાં કહ્યું છે કે 'સત્પુરુષોને કોપ હોય નહીં, હોય તો લાંબો વખત ટકે નહીં અને કદી ટકે તો પણ તેનું માઠું ફળ બેસે નહીં,' આ પ્રમાણે છે તો દ્વીપાયન મુનિનો ક્રોધ કેમ ટકયો ને તેનું માઠું ફળ કેમ બેઠું?

**ઉત્તર**—એ જૈન મુનિ નહોતા, તાપસ હતા, તેને મિથ્યાત્વનો ઉદય હતો,

તેથી તેને ઉત્પન્ન થયેલ ક્રોધ ટક્યો ને માઠું ફળ બેઠું. એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ઘણા તાપસોએ ક્રોધનાં માઠાં ફળ મેળવ્યાં છે.

**પ્રશ્ન** ૩—શાસ્ત્રમાં **अति सर्वत्र वर्जयेत्** એમ કહ્યું છે; છતાં જ્યારે કર્મક્ષય કરવા માટે **અતિશય** પ્રયત્ન કરી ક્ષપકશ્રેણી માંડે છે ત્યારે જ કર્મ ક્ષય થાય છે, માટે ઉપરના વાક્યનો પરમાર્થ શું સમજવો ?

**ઉત્તર**—એ વાક્ય નીતિનું છે અને વ્યવહારના અંગનું છે; તેથી દાન, શીલ, તપ ને ભાવરૂપ ચાર પ્રકારના ધર્મનું અતિશય આરાધન કરવાનો નિષેધ સમજવો નહીં.

**પ્રશ્ન** ૪—ગર્દભિલ્લ રાજા સરસ્વતી સાધ્વીને ઉપાડી ગયો હતો, તેને કાળિકાચાર્યે છોડાવી તેટલા વખતમાં તેણે તેની સાથે કેવું વર્તન રાખ્યું હશે ?

**ઉત્તર**—સાધ્વીઓ મહાસતી હોય છે, તેની સાથે અનિષ્ટ વર્તન રાખી શકાય જ નહીં. સભ્યતાભરેલું જ વર્તન રાખવું પડે ને રાખેલું છે એમ ચોક્કસ સમજવું. જુઓ ! રાવણે સીતા સાથે કેવું વર્તન રાખ્યું હતું ?

**પ્રશ્ન** ૫—શ્રી દશાશ્રુતસ્કંધસૂત્રમાં કહ્યું છે કે, એક વાર શ્રેણિક ને ચેલણા સમવસરણમાં આવ્યાં ત્યારે તેમનું અપ્રતિમ રૂપ જોઇને ઘણાં સાધુસાધ્વીએ તેના જેવું રૂપ પામવાનું નિયાણું કર્યું.

પ્રભુએ તેના નિવારણ માટે સચોટ ઉપદેશ આપતાં બધાં સાધુસાધ્વીએ પશ્ચાત્તાપવડે તેની આલોયણા કરી અને કરેલ નિયાણાથી મુક્ત થઇ ગયાં, તો શું એમ તરતમાં કરેલ કર્મબંધ તરતમાં છૂટી જતો હશે ?

**ઉત્તર**—પશ્ચાત્તાપ એ એવું પ્રબળ શસ્ત્ર છે કે તેથી પ્રથમ બાંધેલા કર્મને ત્રાડીને તેનાથી જીવ છૂટો થઇ શકે એવું અનેક વખત બનેલ છે. જુઓ, પ્રસન્નચંદ્ર રાજર્ષિની કથા; માટે એમાં આશ્ચર્ય જેવું નથી.

**પ્રશ્ન** ૬—વ્યાખ્યાન વખતે કોઇ કોઇ શ્રાવક સામાયિક લઇને બેસે છે. તે ઘટિત છે ?

**ઉત્તર**—શ્રોતાઓને અગવડ આવતી ન હોય તો તેમાં વાંધા જેવું નથી. આને માટે શાસ્ત્રાધારની અપેક્ષા નથી.

**પ્રશ્ન** ૭—કોઇ વેશધારી સાધુ ધર્મને નામે પાખંડ ચલાવતો હોય તો શ્રાવકે તેનાં આહારપાણી બંધ કરવાં તે ઠીક છે કે નહીં ?

**ઉત્તર**—એમાં કાંઇ ગેરવ્યાજબી લાગતું નથી, પરંતુ પ્રથમ તેને સુધારવા માટે પ્રયાસ કરવો. ન સુધરે તો પછી સખ્ત ઉપાય લેવા.

પ્રશ્ન ૮—મોહનીય બંધના ૩૦ સ્થાનકોમાં ૯મું સ્થાન તીર્થંકરોના અપવાદ બોલવા સંબંધી છે ને ૩૦ મું સ્થાન દેવોના અવર્ણવાદ બોલવા સંબંધી છે તો તે બેમાં ભેદ શું છે?

ઉત્તર—તીર્થંકરો તો શાસનનાયક દેવાધિદેવ સમજવા અને બીજા દેવો જે કહ્યા છે તે ચારે નિકાયના દેવો સમજવા.

પ્રશ્ન ૯—ભરતચક્રવર્તીના વખતથી મૂર્તિપૂજા શરૂ થઇ તેને એક લેખક અઢાર કોડાકોડી સાગરોપમને અંતરે શરૂ થયાનું લખે છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર છે, કારણ કે આ ભરતક્ષેત્રઆશ્રયી ગત ઉતસર્પિણીના છેલ્લા તીર્થંકરને અને આ અપસર્પિણીના પ્રથમ તીર્થંકરને તેટલું આંતરું છે; એટલે ધર્મને આટે પણ તેટલું આંતરું છે. મૂર્તિપૂજાનો પણ તેમાં સમાવેશ છે.

પ્રશ્ન ૧૦—ગુપ્તદાન દેવાને ઇચ્છનાર ગૃહસ્થ સકારણ પોતાનું નામ જાહેરમાં મૂકે તો તે કીર્તિદાન કહેવાય?

ઉત્તર—એમાં કારણ શું છે? તે જોવું જોઇએ, પછી અભિપ્રાય અપાય. એની ઇચ્છા કીર્તિની ન હોય તો કીર્તિદાન ન કહેવાય.

પ્રશ્ન ૧૧—છ છેદસૂત્રો પૈકી ત્રણનાં કર્ત્તા ભદ્રબાહુસ્વામી અને ત્રણનાં કર્ત્તા સુધર્માસ્વામી કહેવાય છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર છે. એમાં શંકા કરવાનું કારણ નથી. એ છએ છેદ-સૂત્રો દૃષ્ટિવાદમાંથી ઉદ્ધરેલાં છે.

પ્રશ્ન ૧૨—કપ્પવડંસીયા સૂત્રમાં કહ્યું છે કે-વિરાધક જીવો વૈમાનિક ન થાય એ હકીકત બરાબર છે? જો બરાબર હોય તો મિથ્યાદૃષ્ટિ જીવો વૈમાનિકમાં કેમ જઇ શકે છે?

ઉત્તર—એમાં વિરાધના કહી છે તે ચારિત્રધર્મ સંબંધી સમજવી. જે મિથ્યાત્વી-અભવ્યાદિ નવ ગ્રૈવેયક સુધી જાય છે તે ચારિત્રના વિરાધક હોતા નથી. વળી વિરાધકપણામાં તરતમતા અનેક પ્રકારની હોવાથી ઉપર જણાવેલું વાક્ય એકાંતે સમજવું નહીં.

પ્રશ્ન ૧૩—કોઇ શ્રાવક મુનિરાજના પાત્રમાં વધારે પડતું અનશનાદિ નાખી દે કે જેને પરિણામે મુનિને પરઠવવું પડે તો તેના દોષનો ભાગી કોણ?

ઉત્તર—એમાં દોષના ભાગી બંને કહેવાય. વધારે દોષ નાખી દેનારનો ગણાય, પરંતુ એમાં વિશેષ હકીકત જાણ્યા પછી ચોક્કસ કહી શકાય. કેટલું નાખ્યું? કેમ નાખવા દીધું? વિગેરે જાણવું જોઇએ. કુંવરજી

# વશીકરણ વિદ્યા

એક પ્રસંગે સત્યભામાએ દ્રૌપદીજીને પૂછયું કે—" હે બહેન ! પાંચે પાંડવો તમને આટલા બધા વશ છે–તમારા કહ્યા પ્રમાણે જ વર્તે છે તેનું કારણ શું ? મને તો જણાય છે કે-બહેન ! તમે કાંઈ વશીકરણ મંત્ર કરેલ હશે, માટે કૃપા કરીને મને પણ તે બતાવો; જેથી શ્રી કૃષ્ણને હું પણ તમારી જેમ વશ કરું." આ સાંભળી દ્રૌપદીએ હસીને કહ્યું કે–" બહેન સત્યભામા ! તમારું કહેવું યુક્ત નથી. એવા કામણ–ટુમણ યાને વશીકરણ કે દોરા–ધાગા કરવા તે કુલીન સ્ત્રીને લેશ પણ ઉચિત નથી. અલબત્ત એક વસ્તુ વશીકરણ જેવી અસર કરે છે ખરી કે જેના પ્રતાપે ગૃહસંસાર સુખપૂર્વક ચાલી શકે છે અને કલેશને બદલે આનંદનું સામ્રાજ્ય થઈ રહે છે. તે બાબત હું તમને કહું છું માટે તે પ્રમાણે વર્તી શ્રી કૃષ્ણને જરૂર વશ કરજો.

" જો બહેન ! વિનય એ ઉત્તમોત્તમ વશીકરણ છે. વિનય ગુણથી મારમાર કરતો શત્રુ આવતો હોય તો તે પણ શાંત થાય છે. વિનયથી વૈરી પણ વશ થાય છે. વિનયથી અજાણ્યા સ્થાનમાં પણ માર્ગ મળી શકે છે. વિનયથી સર્વ કોઈ વશીભૂત બને છે. किं बहुना ? વધું શું કહેવું, વિનયગુણ વશીકરણ છે, વળી વિદ્યા પણ વિનયથી પ્રાપ્ત થાય છે અને વિદ્યા મળી હોય તો તે વિનય ગુણથી જ શોભે છે. તે માટે કહ્યું છે કે विद्या विनयेन शोभते । અર્થાત્ વિદ્યા વિનયથી શોભે છે. વળી વિદ્યાપ્રાપ્તિના રસ્તા માટે કહ્યું છે કેઃ—

> विनयेन विद्या ग्राह्या, पुष्कलेन धनेन वा ।
> अथवा विद्यया विद्या, नान्योपायश्चतुर्थकः ॥

અર્થાત્—વિનયથી વિદ્યા ગ્રહણ થઇ શકે છે અથવા સારી રીતે ધન આપીને કે વિદ્યા આપીને વિદ્યા લઇ શકાય છે. આ સિવાય વિદ્યાપ્રાપ્તિનો ચોથો ઉપાય નથી. આમાં પણ વિદ્યા મેળવવાનો સૌથી પ્રથમ ઉપાય " વિનય " બતાવ્યો છે. આ પ્રમાણે વિનય એ સર્વત્ર વશીકરણનું કામ કરે છે."

શ્રીમતી સત્યભામા અને સતી દ્રૌપદીજીના આ મિલનપ્રસંગ–વાર્તાલાપ પ્રસંગમાંથી વિનયને વશીકરણ તરીકે આપણે જાણ્યો છે. તદુપરાંત પણ વશીકરણ જેવી બે બાબતો છે તેને આપણે જોઈએ.

શિષ્ટ ભાષા પણ વશીકરણનું કામ કરે છે. મનુષ્યની છાપ તેના કથન ઉપરથી પડે છે. તે માટે કહ્યું છે કેઃ—

आदमीको तोल एक बोलमें पीछानीए ।

અર્થાત્—એક બોલ-એક શબ્દ ઉપરથી મનુષ્યના જીવનનો તોલ-નિષ્કર્ષ નીકળી શકે છે. તેથી વચન સુંદર, હિતકર, શાંત, બહુ અર્થવાળું, અને સાંભળનારને સ્પષ્ટ સમજાય તેવું જો બોલાય તો તેની અસર સામાને વશ કરવામાં જરૂર થાય છે. તે માટે ભક્ત મહાત્મા તુલસીદાસજી કહે છે કેઃ—

वशीकरण यह मंत्र है, तज दे वचन कठोर ।
तुलसी मीठे वचनसें, सुख उपजे चिहुं ओर ॥

અર્થાત્—કઠોર વચન ન બોલવું તે ઉત્તમ વશીકરણ છે. તુલસીદાસજી કહે છે કે મીઠા વચનથી ચોમેર સુખ ઉપજે છે.

સુભાષિતકાર પણ તે માટે કહે છે કેઃ—

प्रियवाक्यप्रदानेन, सर्वे तुष्यन्ति जन्तवः ।
तस्मात्तदेव वक्तव्यं, वचने का दरिद्रता ? ॥

અર્થાત્—પ્રિય-મિષ્ટ વચન બોલવાથી સર્વ પ્રાણીઓ સંતોષ પામે છે, માટે તેવું સુંદર વચન વદવું. વચનમાં શા માટે દરિદ્રતા રાખવી ?

ઘણા મનુષ્યોની ભાષામાં કુદરતી રીતે જ-સ્હેજે મીઠાશ રહેલી હોય છે અને તેથી તેવાઓ જ્યાં જાય ત્યાં પોતાનું સ્થાન કરી લે છે. કહ્યું છે કેઃ—

कः परः प्रियवादिनः ॥

અર્થાત્—પ્રિય બોલનારને પારકું કોણ છે ? તેનાથી પ્રતિપક્ષે કેટલાક મનુષ્યોની ભાષા નિરર્થક કડવાશવાળી જ હોય છે અને તેથી તેવાઓ જ્યાં જ્યાં કાંઇ પણ બોલે છે ત્યાં ત્યાં અપ્રીતિ ઉપજાવે છે. તેવાઓને ભાષામાં-કુઠારજીભા કહેવામાં આવે છે. અર્થાત્ સારું-ખરાબ જોયા વિના કુહાડો જેમ દરેકને કાપી નાખે છે તેમ તેવી જીભ પણ કાતરની જેમ એકના બે કરે છે. સંપમાં કુસંપ કરાવે છે. શાન્તિમાં અશાન્તિ ઉપજાવે છે. આનંદમાં શોકનું મોજું રેલાવે છે. મતલબ કે અપ્રિય વદનારી જીભ જ્યાં ને ત્યાં કાંટા વાવે છે, જ્યારે મીઠું બોલનારી જીભ સર્વત્ર સાકર વ્હેંચે છે; તેથી સુજ્ઞ જનોએ સૌથી પ્રથમ પોતાની ભાષા પર કાબૂ લાવી સુંદર અને મિષ્ટ બોલવા નિશ્ચય કરવો જોઇએ.

ઉપરના બે ગુણો ઉપરાંત ત્રીજો ગુણ કામ કરવાનો છે. અર્થાત્-કોઇનું પણ કામ કરી દેવાથી આપણે જ્યાં જઇએ ત્યાં પ્રિય થઇ પડીએ છીએ. મારા વૃદ્ધ માતાને (Grand-mother) વારંવાર ઘરગાંની તેમના હાથ નીચેની વહુ-

દીકરીઓને કહેતા મેં સાંભળેલ કે—"કામ કર્યું તેણે કામણ કર્યું." માટે કામ કરી બતાવશો તો રૂડા લાગશો. નહીંતર કોઇને વહાલા નહીં લાગો. મોઢું જોઇને કોઈ ચાંદલો નહીં કરે પણ જો તમારામાં વનો હશે તો વેરીને પણ વશ કરશો અને કામ કરશો તો તમારી ટાઢક જણાશે." વૃદ્ધ માતા આ શબ્દો વિચારતાં બહુ સત્યથી ભરેલા જણાય છે એ અનુભવસિદ્ધ કથન છે.

આને બીજા શબ્દોમાં સેવા પણ કહી શકાય. અર્થાત્ નિઃસ્વાર્થ સેવાથી બિમારની–દુઃખીઆની સેવા કરનાર પૃથ્વીતલ પર દેવ સમાન ગણાય છે.

વળી પૂર્વના સમયમાં વિદ્યાર્થીઓ ગુરુની સેવા કરીને, ગુરુના ઘરનું કામકાજ કરીને, તેમને પ્રસન્ન કરીને વિદ્યા મેળવતા હતા. આ કાર્યમાં રાજપુત્રો પણ અપવાદરૂપ ન હતા અર્થાત્ તેવાઓ પણ ગુરુની સેવા–ગુરુના ઘરનું કામકાજ કરતા હતા.

નોકર પોતાના શેઠનું કામ સારી રીતે કરે, વહુ સાસુનું પ્રત્યેક કામ સંતોષકારક કરે, વિદ્યાર્થી ગુરુનું કામ કરે, પુત્ર પિતાનું કામ કરે, તો જ એ સર્વ વહાલાં લાગે છે–ઉપાડ્યાં ઉપડતાં નથી પણ જે પગ ઉપર પગ ચડાવીને બેસી રહે છે તેનો તો આદર થતો નથી; તેથી કામ કરવામાં જરા પણ આળસ કે મોટાઇને વચ્ચે આવવા દેવા ન જોઇએ.

ઉપરની ત્રણ બાબતો–વિનય, મધુર ભાષા અને સેવા જેનામાં હોય તે મનુષ્ય સર્વત્ર વશીકરણ મંત્ર કરવા જેવી અસર ઉપજાવી શકે છે. આપણે સૌ એ ગુણોને વિકસાવવા નિશ્ચય કરીએ.

રાજપાળ મગનલાલ વ્હોરા

## વિભંગજ્ઞાનના સાત પ્રકાર

( સિદ્ધાંત પ્રકરણ સંગ્રહમાંથી ઉદ્ધરિત )

૧. મિથ્યાત્વ સહિત અવધિજ્ઞાન હોય તેને વિભંગજ્ઞાન કહે છે.
૨. એકજ દિશાના લોકને જાણી શકે તેને વિભંગજ્ઞાન કહે છે.
૩. પાંચ દિશા સુધીના લોકને જાણી શકે તેને વિભંગજ્ઞાન કહે છે.
૪. બાહ્ય અભ્યંતર પુદ્ગલનું નીપજવું તે જ જીવ છે, તેવા પ્રકારની બુદ્ધિ તે વિભંગજ્ઞાન છે
૫. બાહ્ય અભ્યંતર પુદ્ગલ રહિત જ જીવ છે તેવી માન્યતાને પણ વિભંગજ્ઞાન કહે છે.
૬. સર્વ પુદ્ગલાદિ વસ્તુઓ જે હાલે ચાલે છે તે સર્વ જીવ છે તેવી બુદ્ધિ તે વિભંગજ્ઞાનછે.
૭. કર્મ તે જ જીવ છે તથા જીવ રૂપી છે એમ સમજવું તેને વિભંગજ્ઞાન કહે છે.

श्री पूज्यपादस्वामीविरचित

# સમાધિશતક : ભાષાનુવાદ

( ગતાંક પૃષ્ઠ ૧૬૮ થી શરૂ )

## અંતરાત્માની વિચારણા

હું થી ભ્રષ્ટ ઇંદ્રિયવશે, પડયો હું વિષયોમાંહિ;
તેથી તત્ત્વથી 'હું' મને, પૂર્વે જાણ્યો નાંહિ. ૧૬

( અંતરાત્મા પોતાની પૂર્વ સ્થિતિનું સ્મરણ કરતાં ખેદ કરે છે કે- ) "હું માહરાથી-માહરા સ્વરૂપથી ભ્રષ્ટ થઇ, ઇંદ્રિયવશે કરીને વિષયોમાં પડી ગયો હતો ! તેથી કરીને 'सोऽहं' તે 'હું' એમ મેં +મને પૂર્વ તત્ત્વથી ઓળખ્યો નહોતો ! ! " ૧૬

## સંક્ષેપ યોગ

બહિર્વાચ ત્યજીને ત્યજે, અંતર્વાચ જ છેક;
પ્રકાશનાર પરાત્મનો, એહ યોગ સંક્ષેપ. ૧૭

અશેષપણે [1]બહિર્વાચ ( બાહ્ય મમત્વસૂચક ) છોડી દઇ, અશેષપણે [2]અંતર્વાચ ( આભ્યંતર મમત્વસૂચક ) પણ છોડી દે;-સંક્ષેપથી આ યોગ પરમાત્મસ્વરૂપનો પ્રકાશક છે. ૧૭

## વચનપ્રવૃત્તિ ત્યાગ

મને રૂપ દેખાય તે, જાણે નહિં કંઈ વાત;
જાણે તે દેખાય ના, બોલું કોની સાથ ? ૧૮

જે રૂપ મને દેખાય છે તે રૂપ તો સર્વથા જાણતું નથી અને. જે જાણનાર છે તે તો દેખાતો નથી; તો પછી હું કોની સાથે બોલું ? ૧૮

---

+ હું પોતે પોતાને ભૂલી ગયો ! સરખાવો—

" આપ આપકું ભૂલ ગયા, ઇનસે કયા અંધેર ?
સમર સમર અબ હસત હૈ, નહિં ભૂલેંગે ફેર "—શ્રીમદ્ રાજચંદ્ર

૧ બહિર્વાચ— માં (પરલક્ષી) વચનપ્રયોગ થાય તે. જેમકે સ્ત્રી-પુત્ર-ગૃહ આદિ સંબંધી.

૨ અંતર્વાચ—અંતરમાં ( આત્મલક્ષી ) વચનપ્રયોગ થાય છે. જેમકે હું સુખી-દુઃખી, હું રાગી-દ્વેષી, હું શિષ્ય-ગુરુ ઇત્યાદિ.

ગુરુશિષ્યભાવત્યાગ.

સમજું જે હું અન્યથી, સમજાવું હું અન્ય;
મુજ ચેષ્ટિત ઉન્મત્ત તે, નિર્વિકલ્પ હું ધન્ય. ૧૯

જે હું બીજાઓથી સમજાવવા યોગ્ય છું, છતાં જે હું બીજાઓને સમજાવું છું, તે તો મારું ઉન્મત્તચેષ્ટિત છે; કારણ કે હું નિર્વિકલ્પ છું. ૧૯

હું સ્વસંવેદ્ય આત્મા છું

ગ્રહે ન જે અગ્રાહ્યને, મૂકે ગ્રહીત ન જેહ;
સર્વ જ જાણે સર્વથા, સ્વસંવેદ્ય હું તેહ. ૨૦

જે ગ્રહણ ન કરી શકાય એવાને ગ્રહતું નથી, વળી જે ગ્રહણ કરેલને મૂકતું નથી, અને જે સર્વથા સર્વ જાણે છે, એવું જે સ્વરૂપ સ્વસંવેદ્ય— આત્માનુભવગોચર છે તે 'હું' છું. ૨૦

પૂર્વનો વિપર્યાસ

પુરુષ ભ્રાંતિથી સ્થાણુમાં, વિરુદ્ધ ચેષ્ટિત જેમ;
દેહે* આતમભ્રાંતિથી, પૂર્વે મુજ પણ તેમ. ૨૧

ઝાડના ઠુંઠામાં જેને પુરુષની ભ્રાંતિ ઉત્પન્ન થઇ હોય તેનું જેવું વિપરીત આચરણ હોય છે, તેવું દેહાદિ વસ્તુમાં આત્મભ્રાંતિથી મારું આચરણ પણ પૂર્વે વિપરીત હતું. ૨૧

વર્તમાન સમ્યક્ત્વ

પુરુષભ્રાંતિ તે દૂર થતાં, ચેષ્ટિત હોયે જેમ;
આત્મભ્રાંતિ દેહે ટળ્યે, મુજ ચેષ્ટિત છે તેમ. ૨૨

ઝાડના ઠુંઠામાં પુરુષભ્રાંતિ દૂર થતાં, જેમ સમ્યગ્ આચરણ હોય છે, તેમ દેહમાં આત્મભ્રાંતિ નિવૃત્ત થતાં, મારું આચરણ પણ હવે સમ્યગ્ છે. ૨૨

હું કોણ છું ? કોણ નથી ?

આત્મામાંહિ જ આત્મથી, આત્માદ્વારા જેહ;
આત્માથી હું અનુભવું, નિશ્ચે છું હું તેહ.

*આત્મભ્રાંતિ એ જ પરમ ભાવરોગ છે. તે માટે કહ્યું છે કે:—
"આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન."—શ્રીમદ્ રાજચંદ્ર

નથી નપુંસક નારી નથી, નથી નર નથી એક;
નથી અહો ! હું બે વળી, તેમજ નથી અનેક. ૨૩

જે આત્માથી, આત્માદ્વારા, આત્માવડે, આત્મામાં જ હું અનુભવ કરું છું, તે 'હું' છું. અને તે 'હું' નથી નપુંસક, નથી નારી, નથી નર, નથી એક, નથી બે, કે નથી બહુ. ૨૩

જાસ અભાવે હું સૂતો, જાગ્યો જેને ભાવ;
અતીંદ્રિય નિર્વાચ્ય તે, સ્વસંવેદ્ય હું સાવ. ૨૪

જેના અભાવમાં હું સૂતો હતો, અને જેના ભાવમાં-અસ્તિત્વમાં હું અત્યંત જાગૃત થયો છું અને જે અતીંદ્રિય તથા વચનને અગોચર છે-તે સ્વસંવેદ્ય હું છું. ૨૪

શત્રુમિત્રભાવત્યાગ

તત્ત્વથી જ્ઞાનાત્મક મને, વિલોકતાં અહિ આજ;
રાગાદિ ક્ષય થાય છે, શત્રુ મિત્ર મુજ ના જ. ૨૫

જ્ઞાનસ્વરૂપ એવા મને તત્ત્વથી અવલોકતાં, રાગાદિ તો અત્રે જ ક્ષય થઈ જાય છે; તેથી કરીને નથી કોઇ માહરો શત્રુ કે નથી કોઇ માહરો મિત્ર. ૨૫

મુજ ના જોતો લોક આ, શત્રુ મિત્ર મુજ નો'ય;
મુજને જોતો લોક આ, શત્રુ મિત્ર મુજ નો'ય. ૨૬

આ લોક (અજ્ઞાની) જે મને નથી દેખતો તે નથી માહરો શત્રુ કે નથી માહરો મિત્ર; આ લોક (જ્ઞાની) જે મને દેખે છે, તે પણ નથી માહરો શત્રુ કે નથી માહરો મિત્ર. (આમ અખિલ વિશ્વમાં માહરો કોઇ શત્રુ કે મિત્ર નથી.) ૨૬.

આમ ત્યજી બહિરાત્મને, અંતરાત્મમાં લીન;
પછી ભાવે પરમાત્મને, સૌ સંકલ્પવિહીન. ૨૭

આમ બહિરાત્મભાવનો ત્યાગ કરી, અને અંતરાત્મભાવમાં સ્થિતિ કરી, (મુમુક્ષુ) સર્વ સંકલ્પથી રહિત એવા પરમાત્મનું ભાવન કરે. ૨૭.

દોહરા

તસ ભાવનથી પામીને, 'સોઽહં' દૃઢ સંસ્કાર;
સ્થિતિ આત્મમાં તે થકી, કરે પ્રાપ્ત ફરી વાર. ૨૮
જ્યાં મૂઢ નિર્ભય તેહથી, ભયસ્થાન નહિં અન્ય;
જ્યાં ભય તેથી આત્મને, અભયસ્થાન નહિં અન્ય. ૨૯

સૌ ઇંદ્રિય સંયમી કરી, અંતરાત્મ સ્થિર રૂપ;
ક્ષણ જોતાં જે ભાસતું, તે પરમાત્મ સ્વરૂપ. ૩૦

તે પરમાત્માની ભાવનાવડે કરીને, 'સોઽહં' તે પરમાત્મા તે હું (પરમપ્પા સો અપ્પા),-એવો દૃઢ સંસ્કાર પામીને, તે પુનઃ આત્મામાં સ્થિતિ પ્રાપ્ત કરે છે. ૨૮.

'યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિઃ' 'જેવી ભાવના તેવી સિદ્ધિ' જે જેને ભાવે તે તેવો થાય, એ સૂત્ર પ્રમાણે આત્મા પારિણામિક ભાવવાળો હોઇ, તે પરમાત્માનું ભાવન કરતાં પરમાત્મસ્વરૂપે પરિણમે છે, સ્વરૂપાવસ્થિતિને પામે છે.

"જે જિન થઈ જિનને આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે."

-શ્રીમાન્ આનંદઘનજી

જ્યાં મૂઢ જીવ વિશ્વાસ રાખી નિર્ભય રહે છે તેના કરતાં આત્માને બીજું ભયસ્થાન નથી; અને જ્યાંથી તે ભયભીત રહે છે તેના કરતાં આત્માને બીજું અભયસ્થાન નથી. (આ એક વિચિત્ર કોયડો-Enigma-છે!) ૨૯

જે પરિગ્રહ આદિમાં આ જીવ વિશ્વસ્ત રહે છે તે તો ભવભ્રમણભયનું કારણ થાય છે, એટલા માટે અત્રે કહ્યું કે જ્યાં તે પોતાને નિર્ભય માને છે તેનાથી બીજું ભયસ્થાન નથી; અને જે શુદ્ધ સહજાત્મસ્વરૂપ પરમાત્માનો અનુભવ કરતાં આ જીવ ડરે છે તેના કરતાં બીજું અભયસ્થાન નથી, કારણ કે ભવભ્રમણભયનો અંત કરનાર તેજ છે. આમ ઉક્ત વિચિત્ર કોયડાનો ઊકેલ છે.

સમસ્ત ઇંદ્રિયોનો સંયમ કરી, નિશ્ચલ અંતરાત્માવડે કરીને ક્ષણભર અવલોકતાં જે ભાસે તે પરમાત્માનું સ્વરૂપ છે. ૩૦

જે પરમાત્મા તે જ હું, જે હું તે પર તેમ;
હું જ મુજથી ઉપાસ્ય છું, ન અન્ય સ્થિતિ એમ. ૩૧
હું ને હઠાવી વિષયથી, હુંથી જ સ્થિત હું માંહિ;
પરમાનંદ પૂરણ લહું, હું બોધાત્મને આંહિ. ૩૨
દેહથી પર ને અવ્યયી, આત્મનો ન જે જાણ;
તપ ઉત્કૃષ્ટ કર્યા છતાં, તે ન લહે નિર્વાણ. ૩૩
જે આનંદિત જાણીને, દેહ આત્મનો ભેદ;
તપથી દુષ્કૃત ઘોર તે, ભોગવતાં ય અખેદ. ૩૪

જે પરમાત્મા છે તે જ હું છું, અને જે હું છું તે પરમ-સર્વોત્કૃષ્ટ છું; એટલા માટે હું જ મારાથી ઉપાસવા યોગ્ય છું, અન્ય કોઇ નહિં, એમ નિશ્ચય-વ્યવસ્થિતિ છે.

શુદ્ધ આત્મા જ પરમ આરાધ્ય દેવ છે, કારણ કે તેના અને પરમાત્માના સ્વરૂપમાં ભિન્નતા નથી. શ્રી આનંદઘનજી કહે છે કે:—

" અહો અહો ! હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે "

હું મને વિષયોમાંથી પાછો હઠાવી, મારા દ્વારા જ, મારામાં જ સ્થિત, એવા પરમાનંદ પૂર્ણ જ્ઞાનસ્વરૂપને હું પ્રાપ્ત થઉં છું.

સ્વસ્વરૂપની ઉપાસના કેવા પ્રકારે કરવી તેનું અત્ર વિધાન કર્યું છે.

દેહથી પર અને અવિનાશી એવા આત્માને જે જાણતો નથી તે ઉત્કૃષ્ટ તપ કર્યા છતાં પણ નિર્વાણને પામતો નથી.

અજ્ઞાની કોડો વર્ષ પર્યંત ભલે કઠિન બાલતપ કરે પણ તેનો મોક્ષ થતો નથી. ઇત્યાદિ શાસ્ત્રવચન આનો સાક્ષી પૂરે છે.

" परमट्ठम्मि हु अठिदो, जो कुणइ तवं वयं च धारेई ।
तं सव्वं बालतवं, बालवदं बिंति सव्वण्हू ॥ " શ્રી સમયસાર

દેહ-આત્માના ભેદજ્ઞાનથી ઉપજેલા આનંદવડે જે પરિપૂર્ણ છે તે તપવડે કરીને ઘોર કર્મો ખપાવતો છતાં ખેદ પામતો નથી. ૩૧-૩૪

" ઘોર તપશ્ચર્યામાં મનને તાપ હોય નહિં. " —શ્રીમદ્ રાજચંદ્ર

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા




( ગતાંક પૃષ્ઠ ૨૦૧ થી ચાલુ )

(૨૧) આધ્યાત્મિક સુખ એ એક કલ્પવૃક્ષ છે અને ' લબ્ધિઓ 'ને નામે ઓળખાતી દૈવી શક્તિઓ, કે જે આન્તરદેહની ( આત્માની ) સંપત્તિ જેવી છે, તે તેની શાખાઓ છે.

(૨૨) જો તને નિન્દા કરવાની ટેવ પડી હોય અથવા તો તને નિન્દા કરવી ગમતી હોય તો તું તારી પોતાની જ નિન્દા કર; તો તેમાંથી કાંઇક સારું થવાની તક રહે છે.

(૨૩) ક્ષમા એ વીરના અનુયાયીઓનું ભૂષણ છે. જ્યાં ક્ષમાની ગેરહાજરી છે અને ક્રોધનું સામ્રાજ્ય પ્રવર્તે છે ત્યાં મહાદેવી અહિંસા કદી પણ પોતાનો નિવાસ કરતી નથી.

(૨૪) પરનિન્દા, આપણાં સત્કર્મોને અને પારકાનાં દુષ્ટ કર્મોને એક જ સપાટી ઉપર લાવી મૂકે છે.

(૨૫) સચ્ચારિત્ર એ જ ધર્મ છે. અસચ્ચારિત્ર એ જ અધર્મ છે.

(૨૬) દુરાગ્રહ એ ધર્મ નથી. દુરાગ્રહમાં ધર્મ હોઇ શકે જ નહીં.

(૨૭) શાંતિ વધે, વિષયભોગોની ઇચ્છા ક્ષીણ થાય, ન્યાય અને નીતિયુક્ત આચરણ કરાય અને વિશ્વના સર્વ જીવો પ્રત્યે પ્રેમ પ્રગટ થાય એનું નામ જ ધર્મ.

(૨૮) ઉધઇવાળી જમીન ઉપર શિખરની આકૃતિનું વલ્મીક[1] બને, પણ તે શિખર કે ડુંગર ન કહેવાય. ( અર્થાત્ તે માત્ર શિખર કે ડુંગરનો દેખાવ ધારણ કરે છે, વાસ્તવિક રીતે તે ડુંગર નથી. ) તેવી જ રીતે જો ધાર્મિક ક્રિયા ભાવના રહિત હોય તો તે નિષ્ફળ છે. ( અર્થાત્ માત્ર દેખાવની છે. )

(૨૯) આપણા શત્રુઓનો વિનાશ, આપણા દ્રવ્યની વૃદ્ધિ અથવા તો કીર્તિની પ્રાપ્તિ, એ આપણી પ્રાર્થના-પૂજાનો હેતુ ન હોવો જોઇએ; તેનો હેતુ તો માત્ર મોક્ષપ્રાપ્તિ જ હોવો જોઇએ.

(૩૦) પૂજા એ બીજું કાંઈ જ નહિ પણ એ માનની લાગણી છે, કે જે લાગણીથી આપણે પ્રતિમાને કે ચિત્રને, અથવા પુસ્તકને કે વ્યક્તિને માન આપીએ છીએ.

(૩૧) કોઇપણ વસ્તુમાં, [2]સ્વતઃ સારી કે ખરાબ થવાનો ગુણ રહેલો નથી. આપણો પોતાનો સ્વભાવ જ એક વસ્તુને પ્રિય માને છે અને બીજીને તિરસ્કરણીય માને છે, અને તેથી જ ઘણી વાર એવું બને છે કે એક જ વસ્તુ આપણને પ્રિય લાગે છે અને બીજાને તેના તરફ ઘૃણા થાય છે.

(૩૨) તારા મનરૂપી અશ્વને, સંસારત્યાગરૂપી રથ સાથે જોડીને અને વિવેક ( સારાસારનો વિચાર કરવાની શક્તિ ) અને નમ્રતા વગેરે શસ્ત્રોથી સજ્જિત થઇને, ક્રોધાદિ અંતરંગ શત્રુઓ સાથે યુદ્ધ કરવાને તું ઉદ્યુક્ત થા.

(૩૩) કૃશ અને ક્ષીણ શરીરવાળા અને જેમણે પોતાના રાગ અને દ્વેષ પણ ક્ષીણ કરી નાખ્યાં છે એવા સાધુ, જે સુખ, તૃણની શય્યામાં અનુભવે છે એ સુખ [3]ઐચ્છિક ભોગવિલાસ માણતાં જગતના બાદશાહને, તેની રેશમી રજાઇઓમાં પણ મળતું નથી.

૧ રાફડો. ૨ પોતાની મેળે. ૩ ઇચ્છા પ્રમાણે.

# પ્રભાવિક–પુરુષો

## શ્રેણિકપુત્રો

### ૫. નંદિષેણ [૩]

'ધર્મલાભ!' મનોહર-હવેલીનાં પગથિયાં ચઢી ઉંબરમાં પગ મૂકતાં જ શ્રમણે ઉચ્ચાર કર્યો.

એકાએક ધરતીકંપનો આંચકો લાગે ને ઊંઘતો માનવી ઝબકીને જાગી ઊઠી ચોતરફ આંખ ફેરવે તેની માફક આવાસના ઉંબરે પગ મૂકી, એક શ્વેત વસ્ત્રધારી, સુંદરાકૃતિ સાધુને 'ધર્મલાભ' રૂપ શબ્દોનો ઉચ્ચાર કરતાં જોઇ, માત્ર અનુચરવર્ગ જ નહિં પણ ખુદ મહાલયની સ્વામિની માંડ સ્વસ્થતાને ધારણ કરતી અને આશ્ચર્યથી પગલા પાડતી સામે આવી ખડી થઇ ગઇ. સાધુનું આગમન આ સ્થાનમાં પહેલું જ હતું!

આ રમણીની દેહલતા કમળદંડની કોમળતાને યાદ કરાવે તેવી હતી. એની આંખો જોતાં જ મૃગનયનની ઉપમા આપવા મન લલચાતું. કૃષ્ણવર્ણી કેશકલાપ કટિતટ સુધી એવી સુંદર રીતે વિસ્તર્યો હતો કે જાણે એકાદ નાગિની વળાક

---

(૩૪) ધાર્મિક ક્રિયાઓ, જ્ઞાન સહિત કરાયેલી હોય તો જ ફળદાયી છે. ધાર્મિક જ્ઞાન, જો કર્તવ્યમાં મૂકાયું હોય તો જ ફળપ્રદ છે.

(૩૫) જો આપણે સત્ય ગ્રહણ ન કરી શકતા હોઇએ તો તેનું કારણ, આપણો આન્તર્દેહ (આત્મા) મિથ્યાત્વથી ઘેરાયેલો છે એ છે, તેથી મિથ્યાત્વને દૂર કરવું તે સર્વથી પ્રથમ આવશ્યક વસ્તુ છે.

(૩૬) જેણે તૃષ્ણાને જીતી છે તે જ ખરો તપસ્વી, સાચો સંત અને સંસારમાં રહ્યો છતો, સર્વ સાંસારિક વલયોથી અલિપ્ત છે એમ સમજવું.

(૩૭) સહનશીલતા વગરના સર્વ ગુણો, આંકડા વગરના મીંડા જેવા નકામા છે.

(૩૮) જેણે કંચન અને કામિનીનો ત્યાગ કર્યો છે તે જ ખરો ત્યાગી છે અને તે જ ખરો પૂજનીય છે.

(૩૯) એક વ્યક્તિની દુન્યવી સ્થિતિ ગમે તેટલી ઉચ્ચ હોય, પરંતુ જ્યાં સુધી તે (વ્યક્તિ) મિથ્યાત્વથી ઘેરાયેલ છે ત્યાંસુધી, તે (વ્યક્તિ) ભવભ્રમણરૂપી સાગરને કિનારે કદી પણ પહોંચી શકશે નહિ.

(૪૦) કોઇ પણ પ્રજા, કુટુંબ કે જ્ઞાતિ, જો સદ્‌વૃત્તિવિહીન હશે તો કદી પણ સફળતા મેળવી શકશે નહિ.

અનંતરાય જાદવજી શાહ

લેતી દરમાંથી બહાર નીકળી રહી હોય ! મુખાકૃતિ ને વક્ષસ્થળ જોતાં જ જાણે ખીલતું યૌવન આ લલનાના દેહ પર જ એકઠું થઈ તનમનાટ કરી રહ્યાનું—વિલાસી જીવનની કોઇ અમર્યાદ દશાનું દશ્ય નિતરતું લાગતું !

'ધર્મલાભ'ના ઉત્તરરૂપે કંઇ પણ ક્રિયા ન થતી જોઇ, મુનિ ધરતી સામે નેત્રો રાખી પુનઃ બોલ્યાઃ

'ગોચરી અર્થે આવેલ આ ભિક્ષુકને કંઇ દેવા જેવું છે ?

'મહારાજ ! માર્ગ ને મહોલ્લો બન્ને ભૂલ્યા લાગો છો.' હાસ્યથી જેની મુખાકૃતિ પ્રફુલ્લિત થઈ છે અને મજાકવૃત્તિનો જેના નેત્રોમાં સ્પષ્ટ ભાસ થાય છે એવી તે યુવતી બોલી, ને કહેવા લાગી કે-'આ તો પણ્યાંગનાનું મંદિર છે. અરે ! અખંડ સૌભાગ્યવંતીનો આવાસ છે. અહીં ધર્મલાભની વાત કેવી! સદાકાળ અહીં તો અર્થલાભ અને કામલાભનું એકછત્ર રાજ્ય પ્રવર્તે છે !

'જ્યાં 'ધર્મ' એ કઇ ચીડિયાનું નામ છે તેની ખબર સરખી નથી ત્યાં એના લાભની તે શી વાત ? ભિક્ષુકને માટે કે અકિંચનતાની ફિલસુફી સમજાવનાર માટે આ સ્થાન નથી. દૂરથી જ એને રામરામ કરવા ઘટે. સોનામહોરની થેલીઓ લાવો અને મનગમતી મોજ મેળવો, જાતજાતની વાનીઓ આરોગો, વિવિધ પ્રકારના વિલાસો માણી, મદનના તાપથી તપ્ત થયેલ શરીરને યથેચ્છ શીતળતા અર્પો. એ જ અમારું ધ્યેય અને એમાં જ અમારી જિંદગીની સફળતા !'

મુનિશ્રી અકિંચનતા ગુણની મશ્કરી થતી જોઇ, તોરણમાંના એક તૃણને ખેંચી લબ્ધિબળે સુવર્ણમહોરોનો વરસાદ વર્ષાવતાં બોલ્યાઃ 'લલના ! સાચે જ હું વિવેક વિસર્યો. આ વેશ્યાગૃહ છે એવો ખ્યાલ સરખો પણ મને ન આવ્યો. નજીકમાંના અન્ય આવાસોમાં પણ આ જ સ્થિતિ છે કે શું? ધોળી ને કાળી બાજુનો આ યોગ પણ વિચિત્ર.'

'મહારાજ ! વિચિત્ર શું છે ? કુલીન ગણાતાં કુટુંબો જ્યારે ધર્મ-નીતિની મર્યાદા ઓળંગી જઈ, પ્રમાણિકતામાંથી પીછેહઠ કરી, નારીવૃંદમાં પણ પુરુષવર્ગ જેવો જ આત્મા છે એ નીતાંત સત્ય વિસારી મૂકી, લેવા-દેવાનાં કાટલાં જુદાં રાખે ત્યારે એ અકથ્ય ને અબોલ વ્યથા હેઠળ-ડગલે ડગલે પીસાતો-પીડાતો ને કચડાતો નારીસમુદાય ક્યાં જઈ શાંતિ મેળવે ? અરે ! ક્યાં બેસી ઘડીભર હાશનો ઉચ્ચાર કરે ? એટલે જ કુલીનતાના અંચળા હેઠળ કાલિમાને છુપાવું પડે છે ! એટલે જ પ્રતિષ્ઠાસંપન્ન ઘરોની શ્રેણીમાં જ ઘર છતાં પ્રતિષ્ઠાનું અંદરખાને લીલામ બોલાતું હોય છે ! એટલે જ અનિચ્છાએ 'ઉપર ધોળું ને અંદર કાળું' એવો દંભી દેખાવ ધારણ કરવો પડે છે. વેશ્યાગૃહો એ સમાજની નીતિમત્તા ને

સદાચાર પર જેમ કલંક સમા છે, વેશ્યાજીવન જીવતી નારીઓ એ ગૌરવવંતા નારીસમાજની ડાઘ પામેલી બાજુ છે, એ જેટલું સાચું છે એટલું જ સાચું એ પણ છે કે એના ચણતરમાં પુરુષજાતિનાં અત્યાચાર ને અમર્યાદ વર્તનનો લાંબો ઇતિહાસ છે. પુરુષપ્રધાનનો ફાંકો રાખનાર નરસમુદાયની અપરિમિત સત્તાનું હૃદયદ્રાવક પ્રદર્શન છે. જવાબદારી અદા કરવાને બદલે એનો દુરુપયોગ કરનારું એ ઘૃણિત રેખાચિત્ર છે. વેશ્યાજીવન જીવવું નારીને રુચિકર તો ન જ હોય પણ પુરુષજાતિ તરફથી ફરજીયાત એમાં હડસેલાય ત્યાં શું થાય ? '

'બાઇ ! તારા કથનમાં સત્ય હશે, છતાં દુન્યવી વિષયોથી દૂર ભાગનાર એવા મારા સરખા નિર્ગ્રંથ આગળ એ હાયવરાળ ઠાલવવાથી શો લાભ ? '

'સાધુજી ! કુબેર સદૃશ શક્તિવંત એવા આપને એનો ખ્યાલ કરાવવો જરૂરી છે કેમ કે સમાજને આપ ઉપદેશદ્વારા ધારો તો ઉન્નત બનાવી શકો છો. ભૂતકાળમાં મેં સાધુજીની વાણી સાંભળી છે. સતીઓનાં ચરિત્રો અને બ્રહ્મચર્યની ઉત્તમત્તા વિષે જેમ સાંભળ્યું છે તેમ ' નારી નરકની ખાણ ને પાપનું પુતળું છે ' એવું પણ સાંભળ્યું છે, પરંતુ એ પછીનું જે જીવન મેં અનુભવ્યું છે તે જોતાં મારી એ વાતની શ્રદ્ધા હાલી ઊઠી છે. કેવળ નારી જ દોષોનું ઘર છે અને નર ગુણનું પુતળું જ છે એ માનવા હું તૈયાર નથી. નારીજાતિને જેટલા અન્યાય થયા છે અને જેટલી યાતનાઓ ભોગવવી પડી છે એમાં પુરુષની પ્રેરણાનો ફાળો હોવા છતાં એ એમાંથી છટકી જાય છે. આપ જેવાના ઉપદેશમાં પણ નારીના જેટલી સખત ઝાટકણી પુરુષની નથી કરવામાં આવતી, એ જોઇ મને અચંબો થાય છે ! '

'લલના ! તું કોઈ કુલીન ને સમજુ જણાય છે. કડવા અનુભવથી આવેગ ને ક્રોધના જોરે આ અધમ દિશામાં ઘસડાઇ લાગે છે, નહિં તો જેણે સતીઓનાં જીવન એક વાર કાને પડ્યાં હોય તે આ દશામાં લેપાય ? '

'તપોધન ! આપની વાત સાચી છે. વીતરાગનો ધર્મ સાચો છે. જે કંઇ કચાશ છે તે કયાં તો ઉપદેશકોની અથવા તો શ્રોતાઓની; નહિં તો એ પણ પ્રભુના જ શાસનમાં દર્શાવાયું છે કે–સ્ત્રીપુરુષ ઉભયમાં સમાન આત્મા રહેલો છે. તીર્થંકર જેવા લોકોત્તર પુરુષને જન્મ આપનાર માતા રત્નકુક્ષી કહેવાય છે. મોક્ષ મેળવવામાં ઉભયને સરખો હક્ક છે. અરે ! પાપ કરવામાં પુરુષ સ્ત્રીને ટપી જાય છે તેથી તેને માટે સાતમીનાં દ્વાર ઉઘાડાં છે જ્યારે નારી તો છઠ્ઠી નરક સુધી જ જાય છે. એક ગૃહની અંદરના વહીવટની સ્વામિની, જ્યારે અન્ય બહારના વ્યવસાયનો કર્તાહર્તા. ઉભય અર્ધા અંગો મળીને ધર્મ, અર્થ ને કામરૂપ ત્રિવર્ગ સાધી સતત ચોથા વર્ગની તૈયારી કરનાર એક આખું અંગ અથવા તો સ્ત્રી–પુરુષરૂપ એક

યુગલ. વળી તપ ને સુશ્રૂષામાં નારીનો નંબર આગળ જ. ધર્મશ્રદ્ધામાં અને એના પાલનમાં પણ તેવી જ સ્થિતિ. જ્યાં આવું ઉત્તમ વિધાન છે એ શાસનમાં પણ પુરુષવર્ગ તરફથી નારીજાતને અન્યાય કરાતો હોય, એના દુઃખ સાંભળવા જેટલી આગેવાનોને ધીરજ ન હોય અને અધૂરામાં પૂરું ત્યાગીઓ પણ નારીજાતની નિંદા સંભળાવતાં હોય ત્યાં મારા જેવી અબળાની આસ્થા હાલી ઊઠે તેમાં શી નવાઇ ? '

' યુવતી ! ત્હારી વાતમાં સત્ય છે. તને પુરુષ જાતિની કઠોરતા ને હૃદયશૂન્યતાથી ઘણું વેઠવું પડેલું જણાય છે; છતાં સર્વત્ર એમ નથી હોતું વળી કેટલાક ઉપદેશકો કેવળ અધ્યાત્મ ને વૈરાગને માટે એકાંતે વિચારવા નારીજીવનનું જે દોષયુક્ત ચિત્ર દોરેલું છે તેને વારંવાર વ્યાખ્યાનકાળે ભાર દઈ વર્ણવે છે એથી કેટલીક વાર સ્ત્રીજાતિમાં કોઈ જાતનું પ્રશંસનીય તત્ત્વ જ નથી, કેવળ તે દોષોની ભરેલી પુતળી જ છે એવી માન્યતા જોર પકડે છે એ પણ સાચું છે, છતાં તારા જ કથનથી એ તો પૂરવાર થાય છે કે એની જવાબદારી નથી તો ધર્મના પ્રણેતાને શિરે કે નથી તો જૈનધર્મના માથે એ પરિણામ તો માત્ર વ્યાખ્યાતાની એક બાજુ જોઇ વર્ણન કરવાની ઊણપને આભારી છે. જૈનધર્મમાં સ્ત્રીનું સ્થાન દાસી તરીકેનું નહિં પણ પુરુષના સખા જેવું છે. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણનાર ને ઉન્માર્ગ ત્યજી સંન્માર્ગ પકડનાર માટે ત્યાં ગૌરવવંતું સ્થાન છે. હજુ પણ મન મજબૂત કરી તું આ કીચડમાંથી નીકળી જા. '

' મુનિરાજ ! આપની વાત સાચી છે. સાચો રાહ તો બ્રહ્મચર્યયુક્ત જીવનનો જ ગણાય, પણ અધૂરી આશાવાળી હું જ્યારે ભવિતવ્યતાના જોરે અહીં આવી પડી છું ત્યારે એમાંથી છૂટવા સારુ કોઇનો સથિયારો તો જોઇએ જ ને ? મેં આ જીવનમાં પુરુષજાતિના સંસર્ગમાં આવી જે કડવી ને કલેજે કાણું પાડે તેની નોંધો સંગ્રહી છે તે પર પૂર્ણ વિમર્શ-પરામર્શ ન થાય, ચર્ચાદ્વારા મારા હૃદયમાં ભોંકાયેલ એ ક્રૂર કાંટો દૂર ન થાય ત્યાંસુધી અહીં ઠરીઠામ થયેલી પુનઃ પાછી જગતના બજારમાં ધકેલાવા નથી ઇચ્છતી. સાધ્વીજીવનના પુનિત પંથે જવાની મારામાં હજુ શક્તિ નથી આવી. આપે અર્થનો લાભ કરી મારું મન હર્યું છે આપનામાં જેમ એ શક્તિ છે તેમ સામાના અંતરમાં સાચો ધર્મ પ્રેરવાની શક્તિ પણ દૃષ્ટિગોચર થાય છે. આપની મુદ્રા એ વાતની સાક્ષી પૂરે છે. આપ જો સાચે જ ધર્મલાભ આપવા ચાહતા હો તો, મારા પતિત જીવનમાંથી મને ઉદ્ધારવા ઇચ્છતા હો તો, મારા સંસર્ગમાં રહી દુનિયાના ચોકમાં, બાહ્ય ઉજ્જવળતા ધારણ કરી મરદ જાતિ કેવા દાવો ખેલે છે એનો અભ્યાસ કરી, એની સુધારણા માટે કોઈ યોજના ઘડવા ધારતા હો તો આપ

અહિં સ્થિરતા કરો. આપ જ્યારે અકસ્માત અહીં પધાર્યા છો તો ભાવીનો એમાં અવશ્ય કંઈ સંકેત હશે જ. પુરુષદ્વેષિણી એવી હું આપના દર્શનથી પહેલી જ વાર મહાત થઈ છું. આપના પ્રત્યે મને કુદરતી સ્નેહ પ્રગટ્યો છે.'

'તરુણી! જન્મથી જ જેના અંતરમાં વૈરાગની છોળો ઉછળી રહી છે અને અદ્યાપિ સુધી જેણે કોઈ કામિની પ્રતિ સરાગ નજરે આંખનું મટકું પણ નથી માર્યું તે તારા સરખી રૂપજીવીના વચનમાં તથ્ય જુએ છે, અરે લોભાય છે, એના મસ્તિષ્કમાં કોઈ અનોખી તરંગશ્રેણિનાં નૃત્ય ચાલી રહ્યાં છે, એમાં પણ ભવિતવ્યતાનો જ સંકેત હશે ને? પણ આ પવિત્ર જીવનનું અધઃપતન કેમ કરાય? એ વિચાર મુંઝવી રહ્યો છે!'

'તપસ્વી! કાં ભૂલો છો ? સાચો યોધ્ધો તો સામી છાતીએ જ સમર ખેલે છે. એણે કામિનીના હાવભાવ, કટાક્ષ બાણ કે અંગસ્પર્શો નથી ચળાવી શકતા. એવા અનુકૂળ ઉપસર્ગો ટાણે એની અડગતા મેરુપર્વત સમી હોય છે. જો આપનું મન મજબૂત હશે તો હું જાતે તમને ગમે તેવા યત્નોવડે નહીં જ લલચાવી શકું. આ મારું અનુભવનું વચન છે. મારી જોડે મોજ માણવા આવનાર સંખ્યાબંધ આત્માઓ છતાં મેં મારી ઇચ્છા વગરના એકને પણ શય્યાભાગી બનવા દીધો નથી. એના પ્રલોભનોને ઠોકરે મારી, એના ધનવૈભવને ખંખેરી નાખી, આ સ્થાનમાંથી અર્ધચંદ્ર આપતાં જરા પણ વિલંબ લગાડ્યો નથી. આપ માનો કે હું વેશ્યા તરીકે ઓળખાઉં છું છતાં ગમે તેને કે ગમે તેવી રીતે દેહનો વિક્રય કરનારી ધનપિપાસુ બજારુ સ્ત્રી તો નથી જ. સંયોગવશાત્ શિયળની નિર્મળતા નથી રાખી શકી, છતાં એના ભંગટાણે રાચીમાચી નથી. વિકારનો અતિરેક પણ નથી થવા દીધો. એક રીતે કહું તો જે પુરુષજાતિએ મારો સર્વનાશ કર્યો છે તેના પ્રતિ વૈર વાળવાના એક માત્ર ઇરાદાથી જ મેં મારું જીવન ખરચ્યું છે. સ્નેહભાવે કે સાચી પ્રીતિએ મેં કોઈનો સંસર્ગ રાખ્યો નથી. મનમાં વૈરશમનનો ભાવ જન્મતાં જ ગમે તેવા ચમરબંધીને ધક્કો મારતાં વિલંબ નથી કર્યો. એ પ્રકારે હૃદયશૂન્યોને નિચોવી જે દ્રવ્યસંચય કર્યો છે એમાંથી વિલાસના માર્ગે જૂજ ખરચ્યું છે, બાકી ગુપ્ત રીતે એ દ્વારા કેટલા ય કરમાઈ જતા જીવનો, કેટલીયે કટાણે ચીમળાતી કળીઓ અને મારી માફક વગરવાંકે ચગદાઈ જતી વામાઓનો પંથ ઉજાળવા પ્રયાસ કર્યો છે. એ જાણવું હોય તો મારા સહચારી બનો.'

વાચક! આટલું લંબાણ અન્યત્ર નહીં મળે. એની શોધનું પ્રયોજન પણ નથી જ. શાસ્ત્રકાર કહે છે કે ભવિતવ્યતાના જોરે મુનિ નંદિષેણ ગોચરી અર્થે વેશ્યાગૃહે ગયા અને પોતે જ સાધુસમાજથી અગોચર થયા. આવો પ્રબળ વૈરાગી

જેની ગોદમાં ફસાય એ લલના પણ જેવી તેવી ન જ હોય. ઉભયના યોગદ્વારા જ કર્મરાજા પોતાની સત્તા કેવી પ્રબળ અને અટળ છે તે દર્શાવે છે. એ યોગ પૂરવાર કરે છે કે 'વેશ્યા' કહેવા માત્રથી અધમ જ હોય એમ માની લેવાનું નથી; એ ક્ષેત્ર પણ ઉપદેશ ને ઉદ્ધાર માગે છે અને એ વાત પણ સાથોસાથ પુરવાર થાય છે જ કે સંયમમાં ઉપરછલ્લા નિયંત્રણ ઝાઝા ફળદાયી નથી. અગ્નિને ઢાંકણ ઇષ્ટ નથી, એનો તો નાશ જ જરૂરી છે. 'ઉપશમ' અમુક સમય પર્યંત ભલે વધાવી લેવાય છતાં અગત્ય તો છે 'ક્ષય'ની જ.

પણ્યાંગનાની ચિત્રશાળામાં અહર્નિશ ષટ્રસ ભોજન જમતાં, એ પ્રમદા સહ યથેચ્છ ક્રીડા કરતાં, પતિત મુનિ નંદિષેણ એક, બે નહીં પણ બાર વર્ષો સુધી રહ્યા. કોઈ વિરલ પ્રસંગમાં જ અગ્નિ નજીક ઘી પીગલ્યા વગર રહે. એ શૌર્ય નંદિષેણ ન દાખવી શક્યા. છતાં, પતનમાંથી પણ પ્રગતિ કરવાનો પ્રસંગ લાધે એ સારુ પ્રતિજ્ઞા એવી કરી કે–'જાતે પતીત થયા છતાં અહીં આવનાર કામી જનોમાંથી જ્યાં સુધી દશનો ઉદ્ધાર કરી, સાચા સંયમરસિક ન બનાવું ત્યાં સુધી ભોજન ન જ કરું ?'

પ્રતિજ્ઞા ક્ષત્રિય બચ્ચાની હતી. પતન થયા છતાં વસ્તુની પરીક્ષા ગઇ નહોતી. દૃષ્ટિમાં વિકાર પેઠેલો હતો, છતાં દૃષ્ટિબિન્દુ ધ્રુવ સમ નિશ્ચળ હતું. એ જોરે એ પ્રતિજ્ઞા દૃઢપણે પાળી. એમાં મુનિપણાનો અનુભવ, વસ્તુસ્વરૂપ સમજાવી અન્યને ગળે ઉતારવાની વિલક્ષણ લબ્ધિ અગ્રભાગ ભજવતી. એના સહકારમાં પ્રેયસી વેશ્યાનો ફાળો નાનોસૂનો નહોતો જ. કામીઓની લાલચુ ચક્ષુઓ એનામાં કોઈ પતિવ્રતા સમું અનોખું તેજ જોતી. જે કામપતિત મુનિની ભાષાથી પર બનતું તે કાર્ય વેશ્યા એવી અંગના નંદિષેણ પ્રત્યેના ગાઢ રાગથી પોતાનું જીવન ખુલ્લું કરી સાધતી. એની અનુભવપોથીના એકેક ફકરાએ કેટલાય આત્માઓને અલ્પ સમયમાં જ સંયમ ઉત્સુક બનાવેલા. લોકોક્તિ તો એ છે કે–જાતે આચરી બતાવે ત્યારે જ બીજાને એની અસર થાય, છતાં અહીં તો આશ્ચર્યજનક વાત રોજની થઇ પડી કે વિવિધ પ્રકારે વિલાસયુક્ત જીવન જીવતા પ્રેમી–યુગલની સમજાવટથી દશ, દશ આત્માઓ સંસારને અસાર ગણી ચાલી નીકળતા. કપિલ જેવો પ્રશ્નકાર મરિચીને મળ્યો તેમ અહીં બાર વર્ષની અવધિના છેલ્લા દિવસ સુધી કોઇ ન જ મળ્યો. આમ પતિતોએ સંખ્યાબંધને પડતા બચાવી ઊંચે ચડાવ્યા.

પાના પુસ્તકે નોંધ નંદિષેણના નામે ચઢી છે છતાં વેશ્યાની સંપૂર્ણ અનુકૂળતા વિના એ આકરી પ્રતિજ્ઞા ન જ ફળવતી થાત. અહીં એક વાત જરા પણ વિસ્મૃત થવા દેવી ન ઘટે કે, વેશ્યાગૃહે રતિવિલાસમાં લયલીન બનેલ નંદિષેણ સાધુજીવનની સૌરભ કે એની નિયમાવલી

અપ્સરાઇ પર ચઢાવ્યા છતાં 'ભવિતવ્યતા' જરા પણ ભૂલ્યા નહોતા. ગુપ્તપણે એ વિધિ કેવા ચમકારો દેખાડે છે: એની માર્ગપ્રતીક્ષા કરતાં છતાં આવેલ પરિસ્થિતિને ન્યાય આપી રહ્યા હતા. બાર વર્ષના સંપર્કથી-ભિન્ન દિશામાં જેમનું સામર્થ્ય ખરચાયેલું છે એવા આત્માઓના ગરજીયાત સંયોગથી ઉભય વચ્ચે ખુલ્લા મનથી ઘણા ઘણા સવાલોનું નિરાકરણ અને કેટલાયે વિશિષ્ટ તત્ત્વોનું સ્પષ્ટીકરણ થઈ ચૂક્યું હતું. પ્રારંભકાળની વેશ્યા અત્યારે પણ એ જ નામે ઓળખાતી હતી છતાં ચારિત્રમાં ઘણી રીતે બદલાઈ ગઇ હતી. એના હૃદયમાં પાપના પ્રાયશ્ચિત્ત તરીકે આજીવન બ્રહ્મચર્ય ધરવાના કોડ જન્મી ચૂકયા હતા, પણ નંદિષેણુ જેવા રસિક ને શક્તિસંપન્નનો સ્નેહ એનો અમલ કરવા જેટલી ધગશ નહોતી પ્રગટવા દેતો. રાગના બંધન લોખંડની શૃંખલા કરતાં પણ વધુ કાતિલ ને કષ્ટદાયી હોય છે.

પ્રસંગ એવો બન્યો કે બારમા વર્ષના છેલ્લે દિવસે નવ જણુને પ્રતિબોધ્યા છતાં એક દશમો માણસ કેમે કરી સમજે નહીં. એની સામે નંદિષેણુની દલીલો નિષ્ફળ નિવડી. લબ્ધિ છતાં લાભ ન મળ્યો. વારંવારના ઉપદેશો છતાં વર્ષાથી જેમ મગશૈલ ન ભીંજે તેમ એ અબુધ જ રહ્યો! પ્રેયસી વેશ્યાની પણ જબરી કસોટી થઈ! ત્રણ ત્રણ વાર રસવતી ગરમ બનાવી ને સ્વામીના આગમન અભાવે ટાંડી પડી ગઇ! આજે આ શું થયું? આટલો વિલંબ કોઇ દિ' નહીં ને આજે કેમ થયો? એ જાણવાની જિજ્ઞાસાથી તે ચિત્રશાળામાં દોડી આવી. જોયું તો નવ ગયા છે પણ દશમો બાકી છે, કેમે કર્યો બોધ પામતો જ નથી અને પ્રતિજ્ઞાપાલન વિના જમણુ કેવું? બોધ પમાડે જ છૂટકો! 'ત્યારે, દશમા તમે પોતે. રસોઈને તે કયાં સુધી ઉની ટાઢી કર્યા જવી?' વેશ્યાએ કહ્યું.

ખેલ ખલાસ, કુદરતનો સંકેત-ભાવીનો ઈસારો. એ સમજવા નંદિષેણુ સદા ઉત્સુક રહેતા. વેશ્યામુખમાંથી 'દશમા તમે'નો ઉચ્ચાર થતાં જ ખીંટી પર ભરાવેલા ઉપકરણો લઇ ચાલી નીકળ્યા. પ્રેયસીના પ્રેમાળ શબ્દો કે એની વિરહની વાતો એને ન જ રોકી શકી! પ્રાયશ્ચિત્ત ગ્રહણુ કરી પુનઃ સાધુતાનો અંચળો ઓઢ્યો. જેટલા જોરથી પતન થયું એ કરતાં અધિક શૌર્યથી ઉદ્ધાર પણ થયો. મુનિચરણમાં મસ્તક નમાવી વેશ્યાએ આજીવન બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું, શ્રાવિકાજીવનની ઊંચી ભૂમિકામાં બાકીનું આયુષ્ય ખરચ્યું, નંદિષેણુ મુનિએ બાર વર્ષનો અનુભવ, ઉપદેશદ્વારા સંખ્યાબંધ આત્માઓને પ્રબોધવામાં સુંદર પ્રકારે કામે લગાડ્યો. તપથી કાયાનું દમન પણ ચાલુ જ રાખ્યું. જોતજોતામાં ગુમાવ્યા કરતાં વધુ મેળવ્યું અને મોક્ષમાર્ગના પથિક બન્યા.

એમના જીવનની પૂર્ણાહુતિ સાથે આ માળાનું ચોથું ગુચ્છક પણ પૂર્ણ થાય છે.

**ચોકસી.**

# ધર્મની વ્યાખ્યા

હમેશાં જીવનમાં કંઇ ને કંઇ વસ્તુની જરૂરિયાત હોય છે, તેને પૂર્ણ કરવા માટે પ્રયત્નો પણ થાય છે, છતાં તે જરૂરિયાતો પૂરી થતી નથી. જરૂર એક એવી વસ્તુ છે કે જે ધર્મના નામથી ઓળખાય છે, ખરેખર તે જીવનને સંપૂર્ણ રીતે સંતોષી શકે છે. સ્પષ્ટ કહીએ તો તે ધર્મ જીવનને દિવ્ય બનાવી શકે છે. દુર્ગતિમાં જતાં આત્માને ધારણ કરી સદ્‌ગતિમાં સ્થાપે તેનું નામ **ધર્મ** કહેવામાં આવે છે.

ધર્મ એટલે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ આ ચાર ભાવનાઓ સહિત અનુષ્ઠાન કરવામાં આવે તે **ધર્મ** છે. ધર્મના આરાધનના હિસાબે ભેદોપભેદો કહેવામાં આવ્યા છે. મુનિ અને ગૃહસ્થ ધર્મના વિભાગો કરી સર્વ અને દેશથી ધર્મની વ્યાપકતા સ્વીકારી છે. આપણે દરેકને અનુકૂળ આવી શકે તેવા ધર્મના નિયમો પાળીએ–આચરીએ તો પ્રભુ મહાવીરના સાચા અનુયાયી ગણાઇ શકીએ. દરેક આત્મા પ્રત્યે સમભાવ–સમાનતાનો સિદ્ધાંત વિકટ છે, છતાં મહાવીરના અનુયાયીઓ ગમે તે સંપ્રદાયના નામથી ઓળખાતા હોય તેઓ પ્રત્યે જરૂર સમાનતા દાખવી શકીએ. ગીતા જેવા અન્ય શાસ્ત્રોમાં પણ સમાનતા–સમત્વ બુદ્ધિ ખીલવવા સંબંધે બહુ લખ્યું છે, યોગની પરિભાષા પણ સમત્વમાં ગોઠવી છે. " समत्वं योग उच्यते " ત્યારે આપણે તો ખાસ સમત્વ–સમાનતાના ઉપાસક ગણાઇએ છીએ, એટલે આપણા જીવનમાં સમાનતાનો ભાવ આવવો જ જોઇએ. આપણામાં તીર્થયાત્રા, ગુરુવંદન, ધર્મસેવન, શાસ્ત્રશ્રવણ, શાસ્ત્રવાંચન વિગેરેના પ્રયત્નો પરમપવિત્ર સમાનતાનો ગુણ લાવવા માટે જ કહેલા છે. આપણા સર્વનાં જીવનમાં એ દિવ્ય ગુણ પ્રાપ્ત થાઓ. તેની પ્રાપ્તિ થયા પછી બીજા કશાની આવશ્યકતા રહેતી નથી, એવી મારી હાર્દિક માન્યતા છે.

મુનિશ્રી લક્ષ્મીસાગરજી

## સદ્વિચાર સંગ્રહ

૧. પરહિત એ જ નિજહિત સમજવું, અને પરદુઃખ એ પોતાનું દુઃખ સમજવું.
૨. સુખ, દુઃખ એ બન્ને મનની કલ્પના છે.
૩. ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે.
૪. સઘળા સાથે નમ્રભાવથી વર્તવું એ જ ખરું ભૂષણ છે.
૫. શાંત સ્વભાવ એ જ સજ્જનતાનું ખરું મૂળ છે.

૬. ખરા સ્નેહીની ચાહના એ સજ્જનતાનું ખાસ લક્ષણ છે.
૭. દુર્જનનો સહવાસ ન રાખવો.
૮. વિવેક બુદ્ધિથી સઘળું આચરણ કરવું.
૯. દ્વેષભાવ એ વસ્તુ ઝેરરૂપ માનવી.
૧૦. ધર્મકર્મમાં વૃત્તિ રાખવી.
૧૧. નીતિના બંધન પર પગ ન મૂકવો. ૧૨. જિતેન્દ્રિય થવું.
૧૩. જ્ઞાનચર્ચા અને વિદ્યાવિલાસમાં તથા શાસ્ત્રાધ્યયનમાં ગુંથાવું.
૧૪. ગંભીરતા રાખવી. ઉત્સુકભાવ તજી દેવો.
૧૫. પરમાત્માની ભક્તિમાં ગુંથાવું.
૧૬. સંસારમાં રહ્યા છતાં ને ભોગ ભોગવતાં છતાં વિદેહી દશા રાખવી.
૧૭. પરનિંદા એજ સબળ પાપ છે.
૧૮. સજ્જનસંગતિ એ જ અપૂર્વ અમૃત છે.
૧૯. દુર્જનતા કરી ફાવવું એજ હારવું એમ સમજવું.
૨૦. આત્મજ્ઞાન અને સજ્જનસંગતિ કાયમ રાખવી. પોપટલાલ સાકરચંદ



# મોક્ષની ઇચ્છા શા માટે?

(૧) આપણે સમજીએ છીએ કે આપણી આ જિંદગી અશાશ્વત, અનિશ્ચિત અને દુઃખોથી ભરપૂર છે.
(૨) આપણે સમજીએ છીએ કે સઘળા દુન્યવી સુખો ક્ષણિક અને દુઃખગર્ભિત છે.
(૩) આપણે સમજીએ છીએ કે ઇંદ્રિયો ભોગ ભોગવતાં કદી તૃપ્ત થતી નથી.
(૪) આ બધી વાત બરાબર સમજશું ત્યારે જ આપણે ચક્રવર્તીથી પણ વધુ મહાન થશું.
(૫) આપણે ત્યારે જ સ્વભાવમાં રમણ કરશું અને પરભાવથી વિમુખ થશું.
(૬) આપણે ત્યારે જ માયાથી પર થશું અને આપણા અજ્ઞાનનો નાશ થશે.
(૭) આપણે ત્યારે જ જન્મ-મરણાદિક કાયમી દુઃખોથી મુક્ત થશું.
(૮) ત્યારે જ આત્માના શુદ્ધ સ્વરૂપનું પ્રગટીકરણ થશે અને આત્માનંદ અનુભવશું.
(૯) આપણે ત્યારે જ ફરી આવવું ન પડે તેવા પંથે વિચરીશું.
(૧૦) આપણે ત્યારેજ સર્વ જીવોને આદર્શરૂપ થઇશું.
(૧૧) આપણે ત્યારેજ સર્વથા નિઃસ્પૃહી થઇશું.
(૧૨) આપણે ત્યારેજ સંપૂર્ણ જ્ઞાન તથા શાશ્વત સુખમાં રહીશું.
(૧૩) આપણે ત્યારે જ સર્વોત્કૃષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી શકશું.
(૧૪) આપણે ત્યારે જ પ્રભુમય થઇશું. (૧૫) આપણે ત્યારે જ પરમાત્મસ્વરૂપ થઇશું.

શાંતિલાલ છોટાલાલ—અમદાવાદ.

સંવત ૧૯૯૪ ના શ્રાવણ માસની પત્રિકા

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

(સ્થાપના સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

---

**ધાર્મિક પ્રવૃત્તિઓ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે દરેક ક્રિયાઓ થઇ રહેલ છે. આ માસમાં વિદ્યાર્થીઓએ છૂટક આયંબિલ તથા ઉપવાસ કર્યા હતા. શુદિ ૨ તથા ૧૩ ના રોજ પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી હતી. શેઠ વાડીલાલ ચતુર્ભુજભાઈ ગાંધી તરફથી દેરાસરજીમાં આંગીઓ કરવામાં આવી હતી. પર્વાધિરાજ પર્યુષણ પર્વમાં પહેલે દિવસે બધા વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યા હતા. કલ્પધરના દિવસે ઘણા વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યા હતા. બાકીના બધાને એકાસણા હતા.

**વિવાદ સભા:—** ગુજરાતી

| વિષય. | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| ૧ ગ્રામ્ય સુધારણા | તારાચંદ સુંદરજી શાહ | શ્રી. માવજી વીરચંદ મહેતા |
| ૨ ખોરાક અને તંદુરસ્તી | રમણિકલાલ હરજીવન શાહ | શ્રી વીરચંદ ફુલચંદ શાહ |
| ૩ સ્વદેશી | જયંતિલાલ મગનલાલ મહેતા | વિ. નાગરદાસ ત્રિભુવન શાહ |
| ૪ ઇતિહાસ ભૂગોળની ઉપયોગિતા | શામળજી ગુલાબચંદ મહેતા | નાગરદાસ રૂગનાથ મહેતા |

અંગ્રેજી

| | | |
|---|---|---|
| 1 Reading of books. | Held | in H. H. School |
| 2 Autobiography of Javahar | Amritlal B. Shah | Zaverchand D. Shah |

શ્રાવણ માસની આવક—

૨૬-૮-૦ શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે
૮૬-૦-૦ શ્રી ભોજન ફંડ ખાતે

૧૧૨-૮-૦

જમણવાર—

| | | |
|---|---|---|
| શેઠ ત્રિભુવનદાસ ભાણજી | ભાવનગર | શ્રા. શુ. ૨ |
| શેઠ મણિલાલ બાપુભાઈ | ઘેલડા | શ્રા. શુ. ૪ |
| શેઠ પાનાચંદ નવલચંદ | સુરત | શ્રા. શુ. ૬ |
| શેઠ પાનાચંદ તારાચંદ | પાલીતાણા | શ્રા. વ. ૧૧ |
| શેઠ કેશવલાલ છોટાલાલ | ખંભાત | શ્રા. વ. ૧૩ |

ભેટ.

ગાંધી મોતીલાલ ગગલભાઈ હ. બાઈ દીવાળી-ભાવનગર, રૂપું તોલા ૪લ્ાા—
મારવાડી બાઇ કસ્તુરબાઈ-શીરોહી. સાડલો. ૧ ઘાઘરો. ૧ કાપડું. ૧ રૂમાલ. ૧

મુલાકાત—શેઠ મણિલાલ વાડીલાલ, શેઠ લલ્લુભાઈ કરમચંદ તથા ભાવનગરની સંસ્થાની સ્થાનિક કમીટી.

સમાજના દાનવીરોને—

હજુ મકાન ખાતે રૂા. ૮૦૦૦) તથા શ્રી દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦)નો તોટો છે. તે રકમ સાધારણ ખાતે લેણી પડે છે. સ્વામીવાત્સલ્યની તિથિઓ માત્ર ત્રણ માસની જ ભરાયેલી છે; તો આ તોટો પૂરો કરી આપવા અમારી નમ્ર વિનંતિ છે.

શ્રાવણ માસની આવક—

૨૯–૮–૦ શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે
૮૯–૦–૦ શ્રી ભોજન ફંડ ખાતે

૧૧૨–૮–૦

જમણવાર—

| | | |
|---|---|---|
| શેઠ ત્રિભુવનદાસ ભાણજી | ભાવનગર | શ્રા. શુ. ૨ |
| શેઠ મણિલાલ બાપુભાઈ | ઘેલડા | શ્રા. શુ. ૪ |
| શેઠ પાનાચંદ નવલચંદ | સુરત | શ્રા. શુ. ૬ |
| શેઠ પાનાચંદ તારાચંદ | પાલીતાણા | શ્રા. વ. ૧૧ |
| શેઠ કેશવલાલ છોટાલાલ | ખંભાત | શ્રા. વ. ૧૩ |

ભેટ.

ગાંધી મોતીલાલ ગગલભાઇ હ. બાઈ દીવાળી–ભાવનગર, રૂપું તોલા ૪૭ાા–
મારવાડી બાઇ કસ્તુરબાઈ–શીરોહી. સાડલો. ૧ ઘાઘરો. ૧ કાપડું. ૧ રૂમાલ. ૧

મુલાકાત--શેઠ મણિલાલ વાડીલાલ, શેઠ લલ્લુભાઈ કરમચંદ તથા ભાવનગરની સંસ્થાની સ્થાનિક કમીટી.

સમાજના દાનવીરોને—

હજુ મકાન ખાતે રૂા. ૮૦૦૦) તથા શ્રી દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦)નો તોટો છે. તે રકમ સાધારણ ખાતે લેણી પડે છે. સ્વામીવાત્સલ્યની તિથિઓ માત્ર ત્રણ માસની જ ભરાયેલી છે; તો આ તોટો પૂરો કરી આપવા અમારી નમ્ર વિનંતિ છે.

# સુબોધ પદ સંગ્રહ

૧. જીવદયા—જયણા વગરનું દાન વ્યર્થ છે, જ્ઞાન ખોટું છે, ફકીરાઇ પણ જૂઠી છે અને યોગચર્યા-હઠયોગાદિક ક્રિયા પણ નકામી છે.

૨. ખરું આંતર કુટુંબ—જેને ધર્મ પિતા, ક્ષમા માતા, ચિત્ત-સમાધિરૂપ ભ્રાતા, સત્ય મિત્ર, દયા બ્હેન, વિરાગતા અંગના, શય્યા ભૂમિતળ, દિશારૂપી વસ્ત્ર અને જ્ઞાનામૃત ભોજન-એવું નિર્દોષ કુટુંબ સદા વર્તે છે તેવા ઉત્તમ સાધુ પુરુષને અહીં કષ્ટ કેમ હોવું સંભવે ?

૩. નીચની સંગતિથી થતી ખુવારી—માઠી સંગતથી મોટાનો મહિમા જરૂર ઘટે છે. લશન સાથે મળેલો કપુરનો ગંધ ક્યાં સુધી ટકે ? આંબાને લીમડાનાં બંને મૂળ ભેગા થયે લીમડાના સંસર્ગથી આંબો વિણસી લીમડાના ભાવને પામે છે, કટુક-કડવાશવાળો બની જાય છે.

૪. કેવા દેવને સેવવા ?—જે પોતે ૧૮ દોષથી મુક્ત થયા હોય અને અન્ય જનોને પણ ઉક્ત દોષોથી મુક્ત કરવા સમર્થ હોય તેવા શુદ્ધ દેવાધિદેવની સેવા આત્મકલ્યાણાર્થે જનોએ કરવા યોગ્ય છે. ૧૮ દોષો=હાસ્ય-રતિ-અરતિ-ભય-શોક-દુગંછા-ક્રોધાદિ ચાર કષાય-હિંસાદિક પાંચ આશ્રવ-પ્રેમ-મદ અને ક્રીડા એ ૧૮ દોષોથી પોતે મુક્ત થઇ અન્ય જીવોને મુક્ત કરાવે છે.

૫. શુદ્ધ બ્રાહ્મણના લક્ષણ—શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૫માં અધ્યયનમાં વિસ્તારથી વર્ણવેલ છે. સદા બ્રહ્મનિષ્ઠ હોય તે શુદ્ધ બ્રાહ્મણ લેખાય. તેવા શુદ્ધ બ્રાહ્મણ અન્ય જનોને માર્ગદર્શક બની શકે છે. બ્રાહ્મણના કુળમાં જન્મ લીધા છતાં ગુણ-ક્રિયાહીન રહી જે નામમાત્રથી બ્રાહ્મણ બને છે તે શૂદ્રસંતાન સમો લેખાય છે. તેમજ શુદ્ર કુળમાં ઉત્પન્ન થયેલ શુભ સંસ્કાર યોગે તથાવિધ ઉત્તમ ગુણ-કર્મવડે બ્રાહ્મણની પંક્તિમાં આવે છે.

૬. દયાળુ—ક્ષમાળુ સજ્જનો સુગુણ કે વિગુણને ગણ્યા વગર જ્યાં દયાનો અવકાશ હોય ત્યાં સમતાથી તેનો ઉપયોગ કર્યા કરે છે.

૭. વ્યસનનું દુઃખ—કુવ્યસનમાં લુબ્ધ બની ધર્મભ્રષ્ટ થયેલ જીવો નીચગતિગામી બને છે. તમાકુ, ભાંગ અને મદિરા જેવા કુવ્યસનોથી શાણા જનોએ બચતું રહે છે.

૮. જ્ઞાનનું અજીર્ણ—તદ્દન અજાણ્યાને સુખે સમજાવી શકાય તે કરતાં વિશેષજ્ઞને વધારે સહેલાઇથી સમજાવી શકાય પરંતુ લેશ માત્ર જ્ઞાનથી ફુલાઇ ગયેલા અર્ધદગ્ધ જીવને તો બ્રહ્મા પણ સમજાવી કે રીઝવી શકતા નથી.

૯. નારકીને દશ પ્રકારની ક્ષેત્રવેદના—જ્વર, તાપ, શીત, દાહ, ભય, શોક, તૃષા, ખરજ, ક્ષુધા અને પરવશતા એ દશ પ્રકારની પીડા નરકના જીવોને નિરંતર હોય છે. ( તેથી તે સદા દુઃખી રહે છે )

૧૦. મૂર્ખ જનો પ્રાકૃતભાષાને ઇચ્છતા નથી—જેમ માખી ચંદનને, ભૂંડ ક્ષીર-ભોજનને અને ઘૂવડ સર્યપ્રકાશને ઇચ્છતાં નથી તેમ મૂર્ખ માણસો પ્રાકૃતભાષાને ઇચ્છતા નથી.

૧૧. દેહની અસારતા—આ કાયાની અંદર જે રહેલું છે તે કદાચ બહાર રહેલું હોય તો સહુ કોઇ લાકડી લઇ કાગડા કૂતરાને વારે.

૧૨ ખોટી લાલચ તજવી—કોઇ શિયાળ માંસમાંસ મૂકીને નદીતીરે મચ્છને પકડી લેવા દોડયો તેટલામાં મચ્છ તો જળમાં પેસી ગયો અને માંસને ગીધ ઉપાડી ગયો. અતિ લોભીની આ દશા થાય છે.

૧૩. સંસારનાં દુઃખ—જેમ સમુદ્રમાં જળચરોની સીમા નથી તેમ આ અતિ ભયંકર અસાર સંસારમાં સ્વાભાવિક રીતે દુઃખની સીમા નથી.

૧૪. ખરા સંત—શુદ્ધ સાધુના મુખથી નીકળેલી વાણી નિષ્ફળ જતી નથી.

૧૫. સમજુ-સુજ્ઞ—કુશળ જનો જલ્દી પરનો આશય જાણી-સમજી જાય છે.

૧૬. ગુણનું સ્થાન—જ્યાં દિવ્ય-ભવ્ય-સુંદર-શાન્ત આકૃતિ હોય છે ત્યાં ગુણો વસે છે.

૧૭. વિનાશકાળે વિપરીત બુદ્ધિ—આપત્તિકાળે બુદ્ધિ નષ્ટ થઇ જાય છે.

૧૮. ભાગ્ય—ભાગ્યની વિચિત્રતા જાણી-દેખી સુવિવેકી જનો હર્ષ-શોક નહી કરતાં તેવે સમયે ખૂબ ડહાપણ વાપરી સમભાવે રહે છે.

૧૯. કર્મની વિચિત્રતા—કર્મની ગતિ ઉંટના જેવી વાંકી છે. તે ક્ષણમાં રંકને રાય બનાવે છે અને મોટા ચમરબંધી રાજાને ભીખ માગતો કરી મૂકે છે. એમ જાણી નિઃસ્પૃહી સાધુ જનો જગતથી ઉદાસીન ભાવે રહે છે.

૨૦. સમતા—કષ્ટ સમયે ધીરજ રાખી રહેવાથી સમય પર સર્વ સારું થઇ રહે છે.

૨૧. નવકારનો પ્રભાવ—નવકાર મહામંત્રનો જાપ શાન્તિથી મૌનપણે લક્ષ રાખી કરતાં મહા લાભદાયક થાય છે, તેથી સુજ્ઞ જનોએ તેમાં અધિક આદર કરવો.

૨૨. ભૂષણ—નમ્રતા-નિરભિમાનતા એ સમ્યગ્ જ્ઞાન-ક્રિયાનું ભૂષણ છે. તેમજ ક્ષમા-સમતા-સહિષ્ણુતા એ તપનું ભૂષણ છે.

૨૩. નિષ્ફળ જન્મ કોનો ?-ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાંનો એકે પુરુષાર્થ વગરના જીવનો જન્મારો બકરીના ગળાના આંચળ જેવો નકામો છે.

૨૪. ખરો જ્ઞાની—જે સમયને ઓળખી ડહાપણથી ચાલે તેને ખરો પંડિત સમજવો.

૨૫. શું ઠીક ?—કુમિત્ર કરવા કરતાં મિત્ર ન કરવો અને કુશિષ્ય કરતાં શિષ્ય ન કરવો તે ઠીક છે.

૨૬. નસીબ—સ્ત્રીઓનું ગહન ચરિત્ર અને પુરુષનું ઢાંકયું ભાગ્ય દેવ પણ જાણી નથી શકતો તો પછી અલ્પ માનવી તો ક્યાંથી જ જાણી શકે ?

ઇતિશમ્

સંગ્રાહક : સ્વ. સ. ક. વિ.

---

ખુલાસો—શ્રી જૈનધર્મ પ્રકાશના ગયા ફાગણ માસના અંકમાં સ્વ. મુનિ મિશ્રીલાલજીના ઉપવાસ સંબંધી લખ્યું હતું તે સંબંધમાં મુંબઇનિવાસી ભાઇ રતિલાલ ભીખાભાઇ પોતાની જવાબદારીએ લખે છે કે 'તેમણે ઉપવાસમાં ઉના પાણી સિવાય બીજું કંઈ વાપર્યું નહોતું'.

# વ્યવહાર કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૩૦ )

"પરપોટો લાંબો વખત ટકતો નથી તેમ છળપ્રપંચ કે દગો ફાવી શકતો નથી; પ્રપંચથી કોઇ ચીજ કદી મેળવાતી નથી, મેળવી શકાતી નથી; કદાચ તે થોડો વખત બથાવી પાડવામાં આવે છે તો અંતે તેને ભરપટ્ટા વ્યાજ સાથે પાછી ભરી આપવી પડે છે."

Fraudના અર્થમાં માયા, છળ, કપટ, દંભ, બ્હાનું ( બાજ ), છેતરપીંડી, ધૂર્તતા: એ સર્વનો સમાવેશ થાય છે. આપણે ન હોઇએ તેવા દેખાવાનો પ્રયત્ન કરવો, મનમાં હોય તેનાથી જુદા જ પ્રકારના વર્તનનો સ્વાંગ ધારણ કરવો, સામાને ફસાવવાના ઇરાદાથી જાળ પાથરવી, અસત્ય કે અપ્રમાણિક માર્ગે ધન કે કીર્તિ પ્રાપ્ત કરવા ધામધૂમ કરવી એ સર્વ છળપ્રપંચના પ્રકારો છે.

આવા પ્રકારે મેળવેલ ધન કે પ્રસરાવેલ કીર્તિ કેટલી ટકે ? માણસ જો જરા લાંબી નજરે જુએ તો એમાં આખરે દૂધનાં દૂધમાં અને પાણીનાં પાણીમાં થાય છે, પણ ઘણા માણસો ટૂંકી નજરે તાત્કાળિક લાભ તરફ જ જુએ છે અને પોતાની ખોટી હુશિયારીથી મલકાઇ જાય છે. ખરું જોતાં એમાં ડહાપણ નથી, દીર્ઘ નજર નથી, પરિણામની રાહ જોવાની તિતિક્ષા નથી. ખરી વાત એક સંસ્કૃત સુભાષિતમાં બરાબર બતાવી છે: "અન્યાયથી મેળવેલ ધન બહુ તો દશ વર્ષ ટકે છે, પણ અગિયારમું વર્ષ થાય છે ત્યારે મૂળ સાથે નાશ પામે છે." મૂળ સાથે એટલે એ જાય છે, તે વખતે પોતે મેળવેલ બીજું ધન હોય તેને પણ સાથે ઘસડી જાય છે. એ કેમ થાય છે તેની માણસને ખબર પડતી નથી, પણ એમ જરૂર થાય છે એ તો જેને લાંબી નજરે દીર્ઘ નિરીક્ષણ કરવાની ટેવ હોય અને યાદશક્તિ સારી હોય તે સ્વાનુભવને પરિણામે બરાબર જોઇ શકે છે.

આપણે મહાવિગ્રહ પછી અનેક ચડતીપડતી—આસમાની સુલતાની જોઇ આવ્યા. સાધારણ માણસો ધનપતિ થઇ ગયા, પણ પછી ભાગીદારીઓ ભાંગી, ઘરબાર મારગેજ મૂકાણાં, માણસો ગાંડા થઇ ગયા અને કંઇક પૈસાની હાયવોયમાં મરણ શરણ પણ થઇ ગયા. એક ભવમાં ત્રણ ત્રણ ભવ થતાં ઘણાના જોયા, માટે ચોક્કસ માનવું કે સકમાઇનો પૈસો જ અંતે ટકે છે, બાકી તો ગમે તેટલાં કાળાંધોળાં કરવામાં આવે કે ગોટા વાળવામાં આવે, પણ અંતે એનાં ફળ મળ્યાં વગર રહેતાં નથી અને ઘણુંખરું તો આવતા ભવ સુધી પણ રાહ જોવી પડતી નથી. આખરે હક્ક વગરનું ધન કે લાયકાત વગરની કીર્તિની કિંમત શી છે ? જરા લાંબી નજરે જોઇએ તો વાતમાં કાંઇ માલ નથી. અધિકાર કે ઉદ્યમ વગર મેળવેલ વસ્તુ કે ધન તો ઘરનું હોય તે પણ કાંઇ જાય છે અને કુદરતને ઘેર અંધારું ચાલતું નથી. એક શેઠે ગરીબના પૈસા સાલવ્યા, તો એનો દીકરો થઇ તે અવતર્યો. કુલ પૈસા તેના ઉછેર અને દવાદારૂમાં શેઠે ભરી આપ્યા એટલે એ વિદાય થઇ ગયો અને નફામાં શેઠની

છાતી પર જુવાન વિધવાને મૂકી ગયો. આ વ્યાજનો બદલો સમજવો. કુદરતના માર તો એવા આકરા પડે છે કે એ પીસી પીસીને દાણેદાણ કરી નાખે છે, માત્ર તેનો અવાજ થતો નથી એટલે એવો મૂઢ માર પડે છે કે એ માણસને કડભર કરી મૂકે છે. દુનિયામાં કોઇ દંભ કે કપટથી છેવટે ફાવ્યું નથી, ફાવશે એવી આશા રાખવી એ સાંકડું મન અને દીર્ઘ વિચારણાનો અભાવ બતાવે છે. પ્રમાણિકજીવનને પણ જરૂરીયાતો મળી જ રહે છે અને છળપ્રપંચની જાળ પાથરનાર અંતે પોતે ખોદેલા ખાડામાં પડી હેરાન હેરાન થઇ જાય છે. કુશળ માનવીનો એ માર્ગ ન હોય.

---

" As the bubble cannot endure, so the fraud cannot prosper. Nothing is ever gained, ever can be gained by fraud. It is but wrested for a time, to be again returned with heavy interest."

( ૧૩૧ )

**આપણી પાસે જે હોય તેનાથી સંતોષ પામવો એ સારું છે,**
**પણ આપણે જેવા હોઇએ તેનાથી સંતોષ પામવો તે કદી સારું નથી.**

લોભનો અંત નથી. હજારે લાખની અને લાખે દશ લાખની ને દશ લાખે કરોડની તૃષ્ણા થાય છે અને રાજ્યની વૈભવથી પણ શાંતિ થતી નથી અને સોનાની ડુંગરી હોય તો તેમાં પણ વધારો કરવાના કોડ જાગ્યા જ કરે છે. સર્વ ગુણોનો નાશ કરનાર મહાન દુર્ગુણ લોભ છે. એમાં મનની જે સ્થિતિ થાય છે તેનું વર્ણન અશક્ય છે. એવા માનવીને જંપ નથી, આનંદ નથી, નિરાંત નથી અને કોઇ પ્રકારની 'હાશ' નથી. એની વૃત્તિનો પારો હમેશ ધડબડયા જ કરે છે અને સુખચેન એનાથી હજારો ગાઉ દૂર નાસતું દેખાઇ આવે છે. સંતોષ જેવું સુખ નથી અને પારકાના મહેલ જોઇ આપણી ઝુંપડી તોડી નાખવાના વિચાર સરખી ભ્રમણા નથી. સુભૂમને છ ખંડ મળ્યા ત્યારે એને બીજા છ ખંડ મેળવવાની તૃષ્ણા જાગી. નવ નંદરાજાએ સોનાની ડુંગરીઓ કરી તે પણ આખર અહીં જ રહી ગઇ. આપણી પાસે જે હોય તેમાં આનંદ માનવો. વિચારવું કે મોટા રાજા મહારાજા પણ ઘઉં કે બાજરો જ ખાય છે, કોઇથી સોનુંરૂપું ખવાયું નથી અને તે ખાઇને કોઇ જીરવી શક્યું નથી. આનંદ આબરુથી જીવન પસાર કરીએ તો બસ છે. અન્યની ગાડી મોટર જોઇને તેમાં ગભરાવાનું નથી કે તેની ઇર્ષા કરવાની નથી. ઘરની મોટરમાં ફરનાર આનંદ મહાલે છે એમ માનવા જેવી ભૂલ નથી અને બાહ્ય દેખાવથી સુખી માનવા જેવી અન્ય કોઇ ભ્રમણા નથી. જે હોય તેમાં સંતોષ માનવો અને આપણને સર્વ પ્રકારે લીલાલહેર છે એમ ધારવું. એના જેવો આનંદ વિશ્વમાં નથી અને બહારથી સુખી, ધનવાન કે કીર્તિવાનને આનંદ છે એમ માનવામાં મોટી ભૂલ થાય છે એ વાત નિરંતર ધ્યાન સન્મુખ રાખવા જેવી છે.

આનો અર્થ એ નથી કે આપણી સ્થિતિ સુધારવા પ્રયત્ન જ ન કરવો. જે હોય તેમાં સંતોષ માનવો અને સાથે પ્રગતિ કરવાના સર્વ પ્રયત્ન કરવા, પણ તેમાં હાયવોય ન કરવી. મનમાં સમજવું કે જેટલી લાયકાત હશે તેટલો વધારો જરૂર થશે, પણ પ્રયત્ન કરવા છતાં લાભ ન મળે તો આનંદ માનવો. કકળાટ કરવાથી લાભ મળતો નથી અને પ્રગતિના પ્રયાસમાં ભારે આનંદ છે. પરિણામ હાથમાં નથી, પણ કકળાટ કરીને જીવનને ખારું ઝેર બનાવવા જેટલી અન્ય કોઇ મંદતા નથી. હોય તેમાં રાજી રહે તે રાજાથી પણ વધારે મોટો છે,

અને જેની તૃષ્ણા વિશાળ છે તે ખરો દરિદ્રી છે. આગળ વધવાના કોડ રાખવા અને યથોચિત પ્રયત્ન પણ કરવો. બાકી મનમાં સંતોષ હોય તો પછી કોઇ તાલેવંત નથી કે કોઇ ગરીબ નથી. સંતોષનું આ સૂત્ર ખૂબ સમજવા જેવું છે. એમાં જરા પણ વિરોધ નથી. એમાં પ્રગતિનો વિરોધ નથી, પણ માનસિક બળતરા, દુર્ધ્યાન અને નિરાનંદનો ચોખ્ખો વિરોધ છે. જે પ્રાણી સંતોષનું આ સૂત્ર સમજે છે તેને જીવનનો આખો કોયડો હાથ બેસી જાય છે, એને અંતરમાં નિરંતર પમરાટ રહે છે અને માનસિક દશામાં એને ખૂબ મસ્તદશા આવી જાય છે. બનતો પ્રયાસ ઉચ્ચ દશા માટે કરવાની છૂટ છે, પણ નિષ્ફળતા મળતાં કકળાટ કરવાનો નિષેધ છે. સમજુ માણસ તેમાં મસ્ત રહે, આગળ વધવા યોગ્ય પ્રયાસ કરે, પણ પ્રયાસના પરિણામ માટે ચાતકની નજરે રાહ ન જુએ. સંતોષની આ ચાવી કુશળ માણસને પ્રાપ્ત થાય છે. એ ચાવી જેને મળી તેને જીવતાં આવડ્યું સમજવું.

---

" It is right to be contented with what we have,
never with what we are. " mackintosk (10-2-38) E

( ૧૩૨ )

" આપણે શું કરી શકીએ એવા છીએ એ ધોરણે આપણે પોતાનો તોલ કરીએ
છીએ; આપણે શું કર્યું છે એ ધોરણે બીજા આપણો તોલ કરે છે. "

માણસને વાત કરતાં સાંભળો તો એની ધૂનનો પાર જણાશે નહિ. આખી દુનિયાની અક્કલ પોતામાં જરૂર છે અથવા પોતાની ઝીણી નજર ઘણે દૂર સુધી પહોંચે છે તેટલી બીજાની ભાગ્યેજ પહોંચી શકતી હશે એ ધોરણે વાત કરશે એમ થવાનું મુખ્ય કારણ એ છે કે માણસ પોતાને સર્વકાર્યંકર માની બેસે છે. એ સાધારણ રસ્તા પર ચાલનારો અને મુસીબતે ચાર આના પેદા કરનારો માણસ હશે તો પણ એની ખુમારી દિવાન જેટલી તો જરૂર હશે. એ મનમાં એમ માને પણ ખરો કે જો એને તક મળે તો ચાલુ દિવાન કે પ્રધાન કરતાં તો પોતે જરૂર વધારે સારું કામ કરી શકે.

બીજા માણસો એને ઘણીવાર માલવગરનો ધારે અને એ પોતાને બુદ્ધિશાળી માને, એમાં ગાંડપણ હોવા કરતાં દૃષ્ટિબિન્દુના ફેરફારનું કારણ વધારે બળવાન જણાય છે. માણસ પોતાને માટે ધારણા કરે ત્યારે એનું પોતામાં (સ્વમાં) આંતરલક્ષ્ય હોય છે. એ પોતાની શક્તિની વધારે કિંમત કરે એ સ્વાભાવિક છે. પોતાને તક મળે તો બીજા કોઇનાં કામો કરતા વધારે સારાં કામ જરૂર કરી શકે એ ધોરણ પર જ એનું માનસિક ઘડતર ઘડાયલું હોય છે. પછી તો એ લેખ લખવામાં, કવિતા બનાવવામાં કે એવા સ્વતઃ ઉઘાડાં કામોમાં પણ પોતાનું ડહાપણ માની બેસે છે અને વ્યાપાર, રાજકારણ કે નોકરીમાં તો એ પોતાનું પછાતપણું, દુનિયાની કિંમત કરવાની બીનઆવડત અને પોતાને ન મળતી તકને જ આભારી છે એમ માની લઇ મનની મોટાઇમાં મહાલ્યા કરે છે અને પોતાના તાનમાં મસ્ત રહે છે. આ આંતરલક્ષી દૃષ્ટિબિન્દુ ( subjective view point ) થયું: એને દૂર કરવું ઘણું મુશ્કેલ છે. કેળવણી કે જ્ઞાન ઓછું તેમ આ લક્ષ્યબિન્દુ વધારે જોરથી કામ લે છે, કારણ કે અજ્ઞાન અને અભિમાનને ઘનિષ્ઠ સંબંધ છે અને અભિમાન અંતરલક્ષી ભાવથી જ પ્રાપ્ત થાય છે.

પણ દુનિયાને એની કાંઇ પડી નથી. દુનિયા તો ભાઇસાહેબે અત્યારસુધી શું ઉકાળ્યું છે ? તે પર જ એનો ક્યાસ કરે છે. દુનિયાનું દૃષ્ટિબિન્દુ નગદ હોય છે એટલે એ તો

અત્યાર સુધીનાં કરેલ કાર્યો, બતાવેલા વિચારો, અમલમાં મૂકેલ યોજનાને લક્ષ્યમાં રાખી એનાપર મત આપે છે. આ આંતરલક્ષી અને બહિર્લક્ષી દૃષ્ટિબિન્દુમાં ઘણો અંતર રહે છે અને કોઇ વાર તો આસમાન જમીન જેટલો તફાવત રહે છે. આપણે તો ઘેર બેઠા મોતીના ચોક પૂરતાં હોઇએ અને અખિલ જગતની ખોડો કાઢતા હોઇએ, તેમાં વળી શું કરી બતાવ્યું તે બહારનું. કરવાની ભાવના-ઇચ્છા કે દંભની સાથે બહારની દુનિયાને કાંઇ સંબંધ નથી. દૃષ્ટિબિન્દુના આ તફાવતથી ઘણી વાર પ્રાણી છેતરાઇ જાય છે અને જેણે અભ્યાસ કર્યો ન હોય કે માનસવિદ્યાના પાઠ જાણ્યાં ન હોય ત્યારે પોતે પોતાને ઘણો કાબેલ ધારતા છતાં શા માટે પાછો પડી જતો હશે તેનું કારણ સમજી શકતો નથી. કુશાગ્ર મનુષ્ય આ દૃષ્ટિબિન્દુના તફાવતને સમજે, સમજીને તેનો મર્મ જાણે અને જાણીને અન્યને તાજવે પોતાને તોળતાં શીખે. આ જ્ઞાન જેને આવડી જાય તે દુનિયામાં કદી મુંઝાતો નથી, પાછો પડતો નથી, હતાશ થતો નથી. એની પારાશીશી એટલી સુસ્પષ્ટ હોય છે કે એની આસપાસ એ આખી વ્યૂહરચના કરી શકે છે અને પ્રસંગોપાત તેને ફેરવી શકે છે, સમજી શકે છે અને ગોઠવી શકે છે. અભિમાનીને એ આવડત ન હોય પરંતુ નમ્ર અભ્યાસીને એ કળા હસ્તામલક જેવી હોય છે.

---

We judge ourselves by what we feel capable of doing others judge us by what we have done. Longfellow. (1-2-38) E. N

## ઉપદેશક દુહા

ભય આવે નહીં ત્યાં સુધી, બીક રાખવી ચિત્ત;
પાસે આવ્યું દેખીને, કરવું જેમ ઉચિત. ૧

ભાગ્યહીન જળ થળ ભમે, અગર ગગન પાતાળ;
ઘર ઉઠી વનમાં જશે, ત્યાં પણ અગ્નિ ઝાળ. ૨

સંપથી સંપત્તિ સાંપડે, સંપથી જાય કલેશ;
જેના ઘરમાં સંપ નહિ, સુખ નહીં લવલેશ. ૩

સાત વેંતના સર્વજન, કિંમત અફલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય. ૪

ગુણ જે કર્યો ગંમારને, ધરી ધૂળમાં ધૂળ;
બાવળીયો બળીયો બની, સદાય આપે શૂળ. ૫

દુઃખસે ડર મત મર્દ જન, પડતી ચડતી સદાય;
મગન કહે ધીરજ ધરો, યહુ બીતક બીત જાય. ૬

નાશ થયો કે નવ મળી, તેનો તજીએ શોક;
જેનો ઉપાય નવ જડે, ફાંફા તજીએ ફોક. ૭

મંત્ર તંત્ર ને મેલડી, તે તો તૂતે તૂત;
વળગે છે વસુંધામહીં, ભોળા જનને ભૂત. ૮

# શાસ્ત્રાભ્યાસ માટે બાહ્યાભ્યંતર સાધનો

आरोग्यबुद्धिविनयोद्यमशास्त्ररागाः ।
पंचान्तरा पठनसिद्धिकरा नराणाम् ॥
आचार्यपुस्तकनिवाससहायभोज्यं ।
बाह्यानि पंच पठनं परिवर्धयंति ॥१॥

"આરોગ્ય– રોગરહિતપણું, બુદ્ધિ, વિનય, ઉદ્યમ અને શાસ્ત્રરાગ આ પાંચ અભ્યંતર સાધનો પઠન જે વિદ્યાભ્યાસ તેની સિદ્ધિના કરનારા છે અને આચાર્ય–અભ્યાસ કરાવનાર ગુરુ, પુસ્તક–જેનો અભ્યાસ કરવો હોય તે બુક અથવા પ્રત, નિવાસ–રહેવાનું સ્થાન, સહાય–સાથે અભ્યાસ કરનાર અથવા અન્ય સહાય આપનાર અને ભોજ્ય એટલે શરીર તેમજ અભ્યાસને અનુકૂળ ભોજન–આ પાંચ બાહ્ય સાધનો પઠન જે વિદ્યાભ્યાસ તેની પરિવૃદ્ધિ–વિશેષ વૃદ્ધિને કરનારા છે."

આ બાહ્ય અને અભ્યંતર એવા પઠનમાં–વિદ્યાભ્યાસમાં ખાસ ઉપયોગી એવા દશે સાધનોનો પૃથક્ પૃથક્ વિચાર કરીએ અને તેની જરૂરીયાત કેટલી છે તે પણ વિચારીએ.

૧. પ્રથમ અભ્યંતર સાધનમાં આરોગ્યની જરૂરીયાત જણાવી છે. શરીર આરોગ્ય હોય તો જ અભ્યાસ સારી રીતે થઇ શકે છે. રોગી વિદ્યાર્થી અભ્યાસ કરી શકતો નથી એ તો અનુભવસિદ્ધ હકીકત છે. એટલે જો તેની જરૂરિયાત સમજવામાં આવે તો પછી આરોગ્ય જળવાય તેવી પ્રવૃત્તિ–ખાનપાનની અને રહેણીકરણીની કરવી જોઇએ. શરીરનું આરોગ્ય ન જળવાય એવા ઉત્તેજક પદાર્થો ખાનપાનમાં લેવામાં આવે તો આરોગ્ય કેમ જળવાય? તેમજ જો રહેણીકરણી–વર્તન શુદ્ધ ન હોય તો પણ આરોગ્ય ન જળવાય. મુખ્યવૃત્તિએ તો અભ્યાસ કરનાર વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય જ પાળવું જોઇએ. વીર્યના સંરક્ષણવડે જ ખરી રીતે આરોગ્ય જળવાય છે, શરીર સુદૃઢ રહે છે, મગજ ચોકખું રહે છે તેમજ અભ્યાસના વિષયમાં તેનું મજબૂત મગજ જ પ્રવેશ કરી શકે છે. આરોગ્યને અંગે બીજી પણ ઘણી વિચારણાઓ કરવા યોગ્ય છે, પરંતુ આરોગ્યનો વિષય પરિચિત હોવાથી વધારે લખવાની જરૂર જણાતી નથી.

૨. બીજું અભ્યંતર સાધન બુદ્ધિને કહેલ છે. બુદ્ધિમાન જ સારો અભ્યાસ કરી શકે છે. આરોગ્ય હોય પણ બુદ્ધિ ન હોય તો તે વિદ્યાર્થી અભ્યાસ કરી શકતો નથી. એટલે આ સાધન બહુ જરૂરનું છે: પરંતુ બુદ્ધિ કંઇ લેવા ગયે મળતી નથી. એ તો જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જ પ્રાપ્ત થાય છે, તો પણ બુદ્ધિ પ્રાપ્ત કરવાના–વિનયાદિક બીજા સાધનો શાસ્ત્રકારે કહ્યાં છે તેથી બુદ્ધિમાં વૃદ્ધિ થઇ શકે છે એટલા જ માટે–

૩. ત્રીજું અભ્યંતર સાધન **વિનય** રૂપ કહેલ છે. આરોગ્ય હોય, બુદ્ધિ હોય પરંતુ અભ્યાસ કરાવનાર ગુરુનો યથાયોગ્ય વિનય કરવામાં ન આવે તો વિદ્યા ફલિભૂત થતી નથી અને અંગે વૈનયિકી બુદ્ધિ ઉપરના દ્રષ્ટાંતોમાં બહુ સ્પષ્ટતા કરી છે. અહીં તો ટૂંકામાં એ જ સમજવાનું છે કે જો સારી રીતે અભ્યાસ કરવો હોય–જ્ઞાન મેળવવું હોય તો અધ્યાપક જે

મુનિરાજ, પંડિત કે ગૃહસ્થાદિ હોય તેનો વિનય સારી રીતે કરવો. વિનયથી બુદ્ધિ નિર્મળ થાય છે, તેમાં વૃદ્ધિ થાય છે અને જે અભ્યાસ વધારે વખતે થઇ શકતો હોય તે થોડા વખતમાં થઇ શકે છે. આ અભ્યંતર ત્રીજું સાધન બહુ બળવાન છે.

૪. અભ્યંતર ચોથું સાધન ઉદ્યમરૂપ કહેલ છે. આરોગ્ય હોય, બુદ્ધિ હોય, વિનય હોય, પણ જે જે શાસ્ત્રાદિનું પઠન કરવાનું હોય–જેનો અભ્યાસ કરવો હોય તેના અભ્યાસમાં ઉદ્યમ ન કરે–ચીવટ ન રાખે–અવિચ્છિન્નતા ન જાળવે–સ્મરણાદિ વારંવાર ન કરે તો અભ્યાસમાં વૃદ્ધિ થઇ શકતી નથી. થયેલ અભ્યાસનું વિસ્મરણ થાય છે અને વારંવાર પાછળ હઠીને ફરીફરીને અભ્યાસ તાજો કરવો પડે છે, માટે વિદ્યાર્થીએ અભ્યાસ સંબંધી ઉદ્યમ કરવામાં જરા પણ શિથિલતા ધરાવવી ન જોઇએ. સતેજ બુદ્ધિવાળો વિદ્યાર્થી પણ સતત ઉદ્યમ વિના જોઇએ તેવો આગળ વધી શકતો નથી તેથી ઉદ્યમની પૂરેપૂરી જરૂર છે.

૫. અભ્યાસના અભ્યંતર સાધનમાં પાંચમું સાધન શાસ્ત્રરાગ કહેલ છે. જે શાસ્ત્રનો કે જે ગ્રંથ અથવા પ્રકરણાદિનો અભ્યાસ કરવાનો હોય તેની ઉપર વિદ્યાર્થીની પ્રીતિ હોવી જોઇએ. વેઠ તરીકે–અણછૂટકે અભ્યાસ કરવાની સ્થિતિ હોવી ન જોઇએ. અભ્યાસ કરતાં કરતાં તે શાસ્ત્રાદિ ઉપર પ્રેમ થવો જોઇએ, આહ્લાદ ઉપજવો જોઇએ, મનમાં આનંદ પ્રગટવો જોઇએ તો જ અભ્યાસમાં આગળ વધી શકાય છે.

આ પાંચે અભ્યંતર સાધનો ખાસ ધ્યાનમાં આપવા લાયક છે. જો તેના સંબંધમાં પૂર્ણ વિચાર કરીને તે સાધનો મેળવવામાં આવે, તેને જાગૃત કરવામાં આવે, ઉત્તેજિત કરવામાં આવે તો જરૂર લાભ થાય છે.

હવે બાહ્ય પાંચ સાધનોનો વિચાર કરીએ. આ બાહ્ય સાધનો પણ ખાસ જરૂરના છે. તેના વિના પણ વિદ્યા મેળવવારૂપ કાર્યની સિદ્ધિ થતી નથી. હવે તેની પૃથક્ પૃથક્ વિચારણા કરીએ.

૧. બાહ્ય સાધનમાં પ્રથમ આચાર્ય કહ્યા છે. એટલે અભ્યાસ કરાવનાર ગુરુ, શાસ્ત્રી, પંડિત કે માસ્તર જે હોય તે અધ્યાપકપણાની યોગ્યતાવાળા હોવા જોઇએ. આપણે જેનો અભ્યાસ કરવો હોય તેમાં નિષ્ણાત હોવા જોઇએ, ભણાવવાની રુચિવાળા તેમજ પ્રસન્ન ચિત્તવાળા હોવા જોઇએ અને કોઇપણ રીતે વિદ્યાર્થી સારો અભ્યાસ કરી શકે તેવો પ્રયત્ન કરનાર હોવા જોઇએ.

૨. બાહ્ય સાધનમાં બીજું પુસ્તક કહેલ છે. અધ્યાપક હોય પણ જેનો અભ્યાસ કરવો છે તે પુસ્તક જ ન હોય તો શી રીતે અભ્યાસ થઇ શકે? માટે શુદ્ધ અને સારું પુસ્તક એ અભ્યાસનું ખાસ સાધન છે.

૩. બાહ્ય સાધનમાં ત્રીજું નિવાસ–એટલે રહેવાનું સ્થાન અભ્યાસ કરવાને યોગ્ય હોવાનું કહ્યું છે. અભ્યાસ કરવામાં વિઘ્ન ન આવે તેવું, શાંતિવાળું, હવાપ્રકાશની યોગ્યતાવાળું, અને સ્થિતિ કરી શકાય તેવું હોવું જોઇએ. વારંવાર બદલવું પડે તેવું અથવા હવાપ્રકાશવિનાનું કે સૂક્ષ્મ જીવજંતુઓવાળું ન હોવું જોઇએ. આવું નિવાસસ્થાન એ પણ અભ્યાસમાં ઉપયોગી સાધન છે.

૪. બાહ્ય સાધનમાં ચોથું સાધન સહાયરૂપ કહેલું છે. જો સાથે સહાભ્યાસી સમાન બુદ્ધિવાળો ને વિચક્ષણ હોય તો અભ્યાસમાં બહુ મજા આવે છે. કોઇ પણ હકીકતનું વિસ્મરણ થતું હોય તો એક બીજાને સંભારી આપે છે. બીજી રીતે પણ સહાભ્યાસી મદદગાર થાય છે. તેની આવશ્યકતા તો જરૂરની વખતે જ જણાય છે.

સહાય શબ્દનો બીજો અર્થ કાવ્યાદિકની સહાય આપનાર સહાયક એવો પણ થાય છે. એવો સહાયક હોય છે તો નિશ્ચિંતપણે અભ્યાસ થઇ શકે છે. વિદ્યાભ્યાસ કરવો અને આજીવિકા વિગેરેની ચિંતા કરવી એ બે વાત એક સાથે બની શકતી નથી. તેથી જો એવો સહાયક હોય તો તે અભ્યાસકાર્યમાં બહુ ઉપયોગી થઇ પડે છે.

૫. બાહ્ય સાધનમાં પાંચમું ભોજનરૂપ સાધન કહ્યું છે. અભ્યાસ કરનાર વિદ્યાર્થીને કાંઇક શરીરમાં બળ આપે, મગજને શાંતિ આપે, વ્યાધિરૂપ ઉપાધિ ન કરે એવા ભોજનની આવશ્યકતા છે. જો શુદ્ધ, નિર્વિકારી અને મગજને તૃપ્તિ આપે એવું ભોજન મળે છે તો વિદ્યાર્થી પોતાના અભ્યાસમાં ઓછા પ્રયાસે આગળ વધી શકે છે. આ સાધન બહુ જરૂરનું છે. તેના પર ખાસ લક્ષ આપવાનું છે.

આ બાહ્ય સાધનમાં આચાર્ય હોય પણ પુસ્તક ન હોય, એ બંને હોય પણ અભ્યાસ યોગ્ય સ્થાન ન હોય, એ ત્રણે હોય પણ યોગ્ય સહાયક ન હોય અને એ ચારે વાનાં હોય પણ અભ્યાસીને યોગ્ય ભોજન મળતું ન હોય તો અભ્યાસ સારી રીતે થઇ શકતો નથી. સારાંશ કે-આ પાંચે સાધનોની પોતપોતાના સ્થાનમાં પૂરેપૂરી આવશ્યકતા છે. આ બાહ્ય સાધનો અભ્યંતર સાધનોને પુષ્ટિ આપનારા છે. એકંદર દશે સાધનો ખાસ જરૂરના છે. અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છાવાળા વિદ્યાર્થીએ આ દશે સાધનો તરફ લક્ષ દોડાવી તેની પ્રાપ્તિ માટે યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. એમાંનું એક પણ સાધન ઉપેક્ષણીય નથી.

આ સંબંધમાં જેટલો વિસ્તાર કરીએ તેટલો કરી શકાય, પણ હાલ તો ટૂંકામાં પણ આ દશ સાધનોની વિચારણાને અવકાશ મળે એટલું જ લખવાની આવશ્યકતા ધરાવીને આ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

કુંવરજી.

---

**શી મણા બાકી રહે જો થાય એક પ્રસન્ન તું ?**

ધવળ વસ્ત્રે રસ પદાર્થે, ફટ ફટ ફટાકાએ થઇ;
જુહારના વિનિમયવડે દીવાળી જગ ઉજવી રહી;
બહિર્મુખ લાલી ધરી મદ છાતીએથી કાઢતાં;
ભેદ ભીતરના સહુ આ રીતથી જગ ઢાંકતાં. ૧

દી વળે ના હોય દીવાળી ગણે જગમાં સહુ;
જ્યાં આત્મના ઉદ્ધારની ઇચ્છા ન દેખાયે બહુ;
તૂટેલ તળીયાના ઘડે જળ રાખવા ઇચ્છા સમી,
મૂળને ભૂલી જઇ જન સહુને જ્યોત દીપકની ગમી. ૨

હો શેઠ ને દરબાર યા સરકાર સહુ આ વિશ્વમાં,
પણ સકળ માનવ ઇચ્છતા ઇશની કૃપા શુભ વર્ષમાં;
છો નીરાગી ને દયાધન લબ્ધિના ભંડાર તું,
શી મણા બાકી રહે જો થાય એક પ્રસન્ન તું ? ૩

મોહનલાલ હરિચંદ શાહ--શીહોર.



# પ્રશ્નોત્તર.

(પ્રશ્નકાર-માસ્તર મોહનલાલ હકીચંદ-બોટાદ)

**પ્રશ્ન ૧**—સત્તામાં ૧૪૮ પ્રકૃતિ ૧૧ મા ગુણઠાણા સુધી કહી છે તે દરેક જીવને હોય કે શી રીતે હોય?

**ઉત્તર**—એ વાત ગુણઠાણાને અંગે કહેલી છે તેથી તે ગુણઠાણે આવતા અનેક જીવોને આશ્રીને સમજવી. તેમાં પણ ૧૪૮, ૧૪૬ ને ૧૪૨ એમ ત્રણ પ્રકાર કહેલા છે. ક્ષાયિક સમકિતદૃષ્ટિને ૧૩૯ કહી છે.

**પ્રશ્ન ૨**—અપૂર્વકરણ ગુણઠાણાના બંધમાં સાત ભાગ કેમ કહ્યા છે? તે ગુણઠાણાને પહેલે ભાગે ૫૮, બીજાથી છઠ્ઠા ભાગ સુધી પાંચ ભાગે ૫૬ ને સાતમે ભાગે ૨૬ કહેલ છે, તો જ્યારે પ્રકૃતિ ઘટતી નથી ત્યારે પાંચ ભાગ જુદા પાડવાનું શું કારણ? ત્રણ જ ભાગ કેમ ન કહ્યા?

**ઉત્તર**—એ ભાગ એ ગુણઠાણાની સ્થિતિને અંગે પાડેલા છે. તેથી સાત પૈકી પહેલા ભાગમાં ૫૮ વચલા પાંચ ભાગમાં એકસરખી ૫૬ ને છેલ્લા ભાગમાં ૨૬ કહી છે, એમાં વિરોધ નથી. ઉદય ને સત્તામાં ભાગ પાડેલા નથી. એ વચલા પાંચ ભાગમાં બીજી પણ જુદી જુદી સૂક્ષ્મ ક્રિયાઓ થાય છે.

**પ્રશ્ન ૩**—પાંચમે ગુણઠાણે ઉદ્યોત નામકર્મનો ઉદય કોને હોય? ઉત્તર વૈક્રિયવાળા દેવને અને યતિને, જ્યોતિષિને અને ખદ્યોત આદિને કહેલ છે તેમાં પાંચમા ગુણઠાણાવાળા કોઇ જણાતા નથી.

**ઉત્તર**—પાંચમે ગુણઠાણે વર્તતા તિર્યંચોમાં ઘણા જીવોને ઉદ્યોત નામકર્મનો સ્વાભાવિક ઉદય હોય છે. એ તિર્યંચપંચેંદ્રિય આદિ શબ્દથી લેવા.

**પ્રશ્ન ૪**—એક ભવમાં ઉપશમશ્રેણી કેટલી વાર મંડાય?

**ઉત્તર**—બે વાર માંડી શકાય. આખી ભવશ્રેણીમાં ચાર વાર મંડાય.

**પ્રશ્ન ૫**—ઉપશમશ્રેણીથી પડેલો કોઇ જીવ ફરીને શ્રેણી માંડે તો ઉપશમશ્રેણી જ માંડે કે ક્ષપકશ્રેણી માંડે?

**ઉત્તર**—બંનેમાંથી જે માંડવી હોય તે માંડે એવો કર્મગ્રંથકારનો મત છે. સિદ્ધાંતકાર એક ભવમાં બે શ્રેણી ન હોય. એમ કહે છે એટલે બીજી વાર માંડે તો ઉપશમશ્રેણી જ માંડે.

**પ્રશ્ન ૬**—નરકાયુ બાંધેલ ક્ષાયિક સમકિતી જીવ ચારિત્ર લે તો કયા ગુણઠાણા સુધી જઇ શકે?

ઉત્તર—છઠ્ઠા સાતમા સુધી જઈ શકે. તે જીવ શ્રેણી માંડી ન શકે, કારણ તિર્યંચાયુ, મનુષ્યાયુ ને નરકાયુ બાંધેલા માટે ઉપશમશ્રેણી માંડવાનો પણ નિષેધ કહેલો છે.

પ્રશ્ન ૭—અનુત્તર વિમાનના દેવનું આયુ બાંધેલ જીવ ઉપશમશ્રેણી માંડી અગ્યારમે ગુણઠાણે જઈ શકે ?

ઉત્તર—જઈ શકે અને ત્યાં મરણ પામે તો અનુત્તર દેવલોકમાં ઉપજે.

પ્રશ્ન ૮—આયુ બાંધ્યા વિનાનો જીવ અગ્યારમે ગુણઠાણે જાય તો તેને ૧૪૮ પ્રકૃતિ સત્તામાં શી રીતે હોય ? જો સંભવસત્તા કહો તો ચાર આયુ પૈકી નરકાયુ, તિર્યંચાયુ, મનુષ્યાયુના બંધવાળો તો ત્યાં જઈ શકતો જ નથી ત્યારે ૧૪૮ નો સંભવ પણ કેમ થશે ?

ઉત્તર—આનો ખુલાસો બીજા કર્મસ્તવ કર્મગ્રંથની ૨૬ મી ગાથાના અર્થમાં કરેલો છે. તે કરતાં વધારે જાણવામાં નથી. તેમાં શ્રેણીમાં લઇનાર માટે ૮-૯-૧૦-૧૧ એ ચાર ગુણઠાણે ૧૪૮ કે ૧૪૨ ની સત્તા કહી છે. ૧૪૬ ને ૧૩૯ ની સત્તા પણ હોય છે.

પ્રશ્ન ૯—કયા સમકિતવાળો જિનનામકર્મ બાંધી શકે ?

ઉત્તર—ત્રણે પ્રકારના સમકિતવાળા બાંધી શકે. તેમાં ક્ષાયિક ને ક્ષયોપશમી બાંધે એ તો પ્રગટ છે. ઉપશમવાળો અપૂર્વકરણ ગુણઠાણાના પ્રથમના છ ભાગ સુધી જિનનામ બાંધી શકે છે, સાતમા ભાગે જ્યારે ૩૦ પ્રકૃતિનો બંધ અટકે છે ત્યારે તેમા જિનનામ પણ અટકે છે.

અનાદિ મિથ્યાત્વી ઉપશમ સમકિત પામે ત્યાં જિનનામ બાંધવાનો સંભવ નથી.

પ્રશ્ન ૧૦—બીજે ગુણઠાણે ફક્ત નરકાનુપૂર્વીનો જ અનુદય કહ્યો છે તો બીજી અનુપૂર્વીના ઉદયે તે ગુણઠાણુ હોય ?

ઉત્તર—અનુપૂર્વીનો ઉદય વક્રગતિમાં જ થાય છે. સાસ્વાદન લઈને નારકી સિવાય ત્રણે ગતિમાં જીવ જઈ શકે છે, તેથી બીજી ત્રણ અનુપૂર્વીનો ઉદય હોવામાં વાંધો જણાતો નથી.

પ્રશ્ન ૧૧—મતિજ્ઞાનના ૨૮ ભેદ કહ્યા છે તે જ ૨૮ ભેદ મતિઅજ્ઞાનના પણ થઈ શકે ?

ઉત્તર—થઈ શકે. એમાં વિરોધ નથી.

પ્રશ્ન ૧૨—પાણી સાથે છકાયની વિરાધના કહી છે તે સૂક્ષ્મમાં કે બાદરમાં ? બાદરમાં હોય તો ઘનોદધિમાં શી રીતે ઘટશે ?

ઉત્તર—બાદરમાં જ એ સમજવી. પાણીની વિરાધના સાથે છકાયની વિરાધના મનુષ્ય લોકની અપેક્ષાએ સાધુની પ્રડિલેહણમાં પ્રમાદને અંગે કહેલ છે. તે આ રીતે-'જત્થ જલં તત્થ વણં' જ્યાં જળ ત્યાં વનસ્પતિ હોય છે. વનસ્પતિ હોય ત્યાં અગ્નિકાય હોય છે. અગ્નિ હોય ત્યાં વાયુ હોય છે અને વનસ્પતિ સાથે ત્રસ જીવોનો પણ સંભવ છે. અને જળ પૃથ્વીને આધારે જ રહેલું હોવાથી તેની સાથે પૃથ્વીકાયની વિરાધના પણ સંભવે છે. પરંતુ આ પ્રમાણે સમગ્ર જળસ્થાનકે જળ સાથે છકાયની વિરાધના હોય જ એમ મનુષ્યલોકમાં પણ સમજવું નહી. સંભવિતપણું માનવું.

પ્રશ્ન ૧૩—૫૬ અંતરદ્વીપમાં કયા આરાના ભાવ વર્તે ?

ઉત્તર—અવસર્પિણીની અપેક્ષાએ ત્રીજા આરાના મધ્યના ભાવ વર્તે કે જે વખતે પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું આયુ હોય અને આઠસેં ધનુષ્યનું શરીર હોય.

પ્રશ્ન ૧૪—કુબડી વિજય કઇ ને તે કયાં આવી ?

ઉત્તર—જંબૂદ્વીપના પશ્ચિમ મહાવિદેહને છેડે ૨૪ મી ને ૨૫ મી એ બે વિજયને કુબડી વિજય કહે છે. ત્યાં અત્યારે બે વિહરમાન તીર્થંકર વિચરે છે. તે સંભૂતળાથી એક હજાર યોજન ઊંડી છે.

પ્રશ્ન ૧૫—કહેવાતા ૨૫ા આર્યદેશ અત્યારે હિંદુસ્તાનમાં જ છે કે તેની બહાર છે ?

ઉત્તર—આ બાબતનો નિર્ણય કર્યા અગાઉ બહુ વિચારવાનું છે. એ ૨૫ા દેશના નામો ને મુખ્ય નગરોના નામો તો કહેલા છે, પણ તેની હદ વિગેરે સમજવી મુશ્કેલ છે. દેશ ને નગરના નામાંતર પણ થયેલા છે.

પ્રશ્ન ૧૬—છપ્પન કુળકોટી યાદવ કહેવાય છે તે સંખ્યા કઇ સમજવી ?

ઉત્તર—એ ચોક્કસ કહી શકાય તેમ નથી. કુળકોટીના ઘણા પ્રકાર છે.

પ્રશ્ન ૧૭—અત્યારે વિચરતા વીશ વિહરમાન તીર્થંકર મોક્ષે જશે ત્યારે બીજા વીશ વિહરમાન જન્મશે કે કેવળજ્ઞાન પામશે ?

ઉત્તર—આ બાબત પણ વિચારણીય છે. એને માટે ઘણા આધારો જોયા પછી નિર્ણય કરી શકાય તેમ છે એને માટે હીરપ્રશ્નનો આધાર આ પ્રશ્નોત્તરની નીચે આપવામાં આવ્યો છે.

પ્રશ્ન ૧૮—ઉત્કૃષ્ટ કાળે થનાર એક સો સીત્તેર તીર્થંકરોના પાંચે કલ્યાણકો એક દિવસે થાય છે ?

ઉત્તર—એમાંથી દશ તીર્થંકરો પાંચ ભરતમાં ને પાંચ એરવતમાં થનારાને તો જુદા પાડો, કારણ કે મહાવિદેહમાં રાત્રિ હોય ત્યારે તે દશ ક્ષેત્રમાં દિવસ

હોય અને જન્મ તો પ્રાયે મધ્યરાત્રિએ જ થાય છે તેથી તેનો જન્મ વિહરમાન સાથે થઇ શકે જ નહી. વળી મહાવિદેહમાં થનારા તીર્થંકરોનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હોય ને દશ ક્ષેત્રમાં થનારનું ૭૨ લાખ પૂર્વનું હોય (અજિતનાથજીનું તે પ્રમાણે જ હતું કે જે વખતે ૧૭૦ જિનવરો થયા હતા.) તેથી તેના પાંચે કલ્યાણકો એક સાથે થઇ શકે જ નહીં.

પાંચ મહાવિદેહમાં પણ એક રાત્રિએ તો વીશ તીર્થંકરનો જ જન્મ થાય કારણ કે જન્માભિષેકના સિંહાસનો મેરૂ પર્વત ઉપર પૂર્વ પશ્ચિમમાં મળીને ૨૦ જ છે, તેથી તેમના જન્મ માટે જુદી જુદી આઠ રાત્રિ સમજવી. બીજા કલ્યાણકો એક સાથે થાય તો તેમાં વિરોધનું કારણ નથી; પરંતુ તે વિષે વાંચેલ નથી.

**પ્રશ્ન ૧૯**—બાવીશ તીર્થંકરોના વારામાં શ્રાવકો નિત્ય સવાર સાંજ પ્રતિક્રમણ કરતા હશે ?

**ઉત્તર**—કરતા જ હોય. અત્યારે મહાવિદેહક્ષેત્રમાં પણ શ્રાવક માટે તે પ્રમાણે સમજવું.

**પ્રશ્ન ૨૦**—યુગપ્રધાન કેટલા થયા ? છેલ્લા કોણ થયા ? અને હવે બીજા ક્યારે થશે ? તે નામ સાથે લખો.

**ઉત્તર**—અત્યારે ત્રીજો ઉદય ચાલે છે. યુગપ્રધાનગંડિકામાં ૨૦૦૪ યુગપ્રધાનોના નામો આપેલા છે, પરંતુ ત્રીજા ઉદયના યુગપ્રધાનોના નામોમાં મેળ ખાતો નથી. તત્વ કેવળીગમ્ય.

**પ્રશ્ન ૨૧**—કલંકી રાજા ક્યારે થશે. દીવાળીકલ્પ વિગેરેમાં વિક્રમથી ૧૯૧૪ વર્ષે કહેલ છે તેનો અર્થ શો ?

**ઉત્તર**—આ બાબત પણ શાસ્ત્રના કથનાનુસાર મળતી આવતી ન હોવાથી વિચાર માગે છે, એકાએક કહી શકાય તેમ નથી. ૧૯૧૪ નો અર્થ તો પ્રગટ છે તેમાં પૂછવાનું શું છે ?

**પ્રશ્ન ૨૨**—ત્રિશલા માતાની કુક્ષિમાં ઉપજેલી કન્યાને કયા કર્મના ઉદયથી બ્રાહ્મણના કુળમાં ઉપજવું પડ્યું ?

**ઉત્તર**—એમાં ઉદય તો નીચગોત્રનો કહેવાય, પરંતુ તે વિષે કાંઇ વાંચવામાં આવેલ નથી.

**પ્રશ્ન ૨૩**—સકલાર્હત્માં પ્રક્ષેપ ગાથાઓ કેટલી ? અને તે ન બોલાય તો ચાલે ખરૂં ?

**ઉત્તર**—હાલ તરતમાં **દેવોનેક૦** અને **ખ્યાતોઽષ્ટાપદ૦** એ બે ગાથા પ્રક્ષેપ લાગે છે. તે ગાથા ઘણા બોલતા નથી. બાકી તો ત્રિષષ્ઠિ શલાકા પુરુષ

ચરિત્રના મંગળાચરણમાં આપેલી ગાથાઓ સિવાયની ૩ ગાથાઓ વધારે બોલાય છે તે પણ મહાપુરુષ પૂર્વાચાર્યોની કૃતિ હોવાથી બોલવાની જ છે. પરિશિષ્ટ પર્વના મંગળાચરણની ૪ ગાથામાંથી બે સકલાર્હતમાં બોલાય છે.

**પ્રશ્ન ૨૪**--વંદારૂવૃત્તિમાં જય વીયરાયની પ્રથમની બે ગાથા જ કહી છે તો ત્યારપછીની ૩ ગાથા કોણે બનાવી ?

**ઉત્તર**--એ કહી શકાય તેમ નથી, પરંતુ પૂર્વપુરુષથી કહેવાતી આવે છે તેથી આપણે તો બોલવાની જ છે

**પ્રશ્ન ૨૫**--ભરહેસરની સજ્ઝાયના કર્ત્તા કોણ ?

**ઉત્તર**--એના કર્તાનું નામ જાણવામાં આવ્યું નથી.

**પ્રશ્ન ૨૬**--શ્રાવક ઉત્કૃષ્ટ બારમા દેવલોક સુધી જઈ શકે છે તો તે પાંચમા ગુણઠાણાવર્તી જ સમજવો કે કેમ ?

**ઉત્તર**--પાંચમા ગુણઠાણાવાળા જ સમજવા, પરંતુ આ પાંચમા આરામાં તો કોઈ જીવ ચોથા દેવલોક ઉપરાંત જઈ શકતો નથી.

**પ્રશ્ન ૨૭**--દશ દિગ્પાળને કઈ જાતિના દેવો સમજવા ?

**ઉત્તર**--એને માટે ચોક્કસ વાંચ્યા સિવાય કહી શકાય તેમ નથી. ચાર દિશાના દિગ્પાળ તરીકે ઇંદ્ર, યમ, વરુણ ને ધનદ માટે વિચારવાનું છે. તેમજ ઊર્ધ્વ અધોના સ્વામી માટે પણ વિચારવાનું છે.

[આ ઉત્તરો વિદ્વાન આચાર્યની સહાય ને સંમતિ પ્રમાણે લખેલા છે.] કુંવરજી

## શ્રી વિહરમાન તીર્થંકર સંબંધી પ્રશ્નોત્તર

( શ્રી હીરપ્રશ્ન છાપેલ પૃષ્ઠ ૧૦ )

प्रश्न--महाविदेहविजयेषु विचरत्सु केवलिजिनेष्वन्यजिनानां जन्मादि स्यात् किंवा तन्मोक्षगमनानन्तरम् ?

इति प्रश्नोऽत्रोत्तरम्--महाविदेहविजयेषु विहरत्सु केवलिषु जिनेषु छद्मस्थेषु वाऽन्येषां जिनानां जन्मादि न भवति ॥

**અર્થ**--મહાવિદેહ ક્ષેત્રની વિજયોમાં કેવળીપણે તીર્થંકરો વિચરતા હોય ત્યારે અન્ય તીર્થંકરોના જન્માદિ થાય કે તેમના મોક્ષગમન પછી થાય ?

**ઉત્તર**-મહાવિદેહની વિજયોમાં કેવળીપણે તીર્થંકરો વિચરતા હોય ત્યારે અથવા છદ્મસ્થપણામાં હોય ત્યારે અન્ય જિનો(તીર્થંકરો)ના જન્માદિ ન થાય.

( આ પ્રશ્નોત્તર ઉપરથી સુજ્ઞ જનો તે સંબંધી વિચાર કરી લેશે. )

# ધર્મોક્ત મૌક્તિકા

(ગતાંક પૃષ્ઠ ૨૪૩ થી ચાલુ)

(૪૧) દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરીને દરેક કાર્ય કરવું જોઇએ. વિદ્વાન હોય, ભિષક્ હોય કે ઉપદેશક હોય, પણ જે આ ચાર વસ્તુની ઉપેક્ષા કરીને કાર્ય કરે છે તે જરૂર સંકટમાં સપડાય છે.

(૪૨) જે સૈન્યમાં અથવા જ્ઞાતિમાં અનીતિ-અધર્મ પ્રવર્તે છે અથવા જેમાં કોઇ નેતા નથી અથવા તો જેનાં ઘણા નેતાઓ છે, તે સૈન્ય અથવા જ્ઞાતિ સફળતાની આશા કદાપિ રાખી શકે નહિ.

(૪૩) જે કુટુંબ, જ્ઞાતિ કે પ્રજામાં અસહિષ્ણુતાએ ઘર કર્યું છે તે કુટુંબ, જ્ઞાતિ કે પ્રજા દરેક બાબતમાં પાયમાલ થઇ જાય છે.

(૪૪) પરદોષને પ્રગટ કરવાની ટેવ સ્વદોષને વધારે છે એટલું જ નહિ, પરંતુ દુર્ગતિ પ્રતિ પ્રયાણ કરાવવામાં મદદરૂપ થઇ પડે છે.

(૪૫) જે મનુષ્ય ઇર્ષ્યા વગર પારકાના સદ્ગુણો જોઇ શકતો નથી તે કોઇ કાળે કીર્તિ સંપાદન કરી શકતો નથી.

(૪૬) ભગવાન મહાવીરના મુખ્ય આદેશોમાંનો એક આદેશ એ છે કે સ્વજીવનને ભોગે પણ પરજીવન બચાવવું.

(૪૭) ધર્મને કલંકરૂપ રૂઢિઓનો નાશ કરવો એ ધાર્મિક ફરજ છે અને તે (ધર્મને કલંકરૂપ રૂઢિઓનો નાશ) ધર્મને દ્રઢતર કરવામાં મદદરૂપ છે.

(૪૮) ધર્મિપણું એ એક એવી જાતની વૃત્તિ અથવા ક્રિયા છે કે જેથી ચિંતન અને ભાવના શુદ્ધ થાય છે.

(૪૯) જાતિનો, કુળનો, બળનો, સુખનો, તપનો, બુદ્ધિનો, શ્રુતનો કે લાભનો મદ ન કરવો એ સારી વસ્તુ છે, પરંતુ આપણી માનસિક શુદ્ધિ અને ધાર્મિક ક્રિયાઓનો પણ અહંકાર ન કરવો જોઇએ. (અર્થાત્ કર્મની નિર્જરા કરતાં થકાં તે નિર્જરાનો પણ મદ ન હોવો જોઇએ.)

(૫૦) [1]પરમત્યવાચી કૃત્યોથી જે દૂર રહે છે તે ખરો આર્ય છે.

(૫૧) વિષયભોગો ભોગવવામાં લીન થઇ જવાથી, આત્માનું તેની ઉન્નતિથી પતન થાય છે. તે (વિષયસેવન કરવું તે) કાચા તાંતણાના ખાટલા ઉપર બેસવા જેવું છે કે જેના ઉપર બેસનાર જરૂર પૃથ્વી ઉપર પડે છે.

---

૧ પારકાને અડચણ કરે એવા.

## સો....ને....રી સૂ....ત્રો

[૧] વ્યાયામ એ દિવ્ય ઔષધિ છે. એ જીવનમાં નવા પ્રાણ પૂરે છે.

[૨] જે યુગ નાડ પારખી શકે છે તે માનવજીવનના સાચા મૂલ્ય આંકી શકે છે.

[૩] વિરોધો શક્તિની ખીલવટ કરે છે.

[૪] માનવી એ ભૂલોની ખાણ છે. એ ભૂલરૂપી ખાણમાંથી સાચા નરરત્નો નીકળે છે.

[૫] અન્યાયની સામે, આપખુદી સામે ન્યાયનો ઝંડો ઉઠાવવો એ દરેક સ્ત્રી પુરુષની પવિત્ર ફરજ છે.

[૬] ગૌરવમાં લીન થવું અને પ્રતિષ્ઠામાં લેવાઇ જવું એ સજ્જનોને ઘટિત નથી.

[૭] સર્વ શાસ્ત્રના મંથન પછી તૈયાર કરેલ ચૌદ પૂર્વનો સાર એ નવકાર મહામંત્ર છે. દૂધમાં જેમ દહીં અને દહીંમાં જેમ ઘૃત સત્તા રૂપે રહેલા છે. દહીંને વલોવતા જેમ ઘૃતની પ્રાપ્તિ થાય છે અને છાશ જુદી

---

(૫૨) મનુષ્યજન્મરૂપી કલ્પવૃક્ષને, વિષય અને કષાયના ખારા જળના સિંચનથી સૂકાઇ જવા દેવું જોઇએ નહિ.

(૫૩) ઇષ્ટ વસ્તુના સંયોગથી તારે આનંદ પામવો જોઇએ નહિ, તેના વિયોગથી તારે શોકમગ્ન થવું જોઇએ નહિ. તેમજ અનિષ્ટના સંયોગથી તારે દિલગીર થવું ન જોઇએ, અને તેના વિયોગથી હર્ષિત ન થવું જોઇએ (અર્થાત ઇષ્ટ અને અનિષ્ટ પ્રત્યે સમભાવ કેળવવા પ્રયત્ન કરવો જોઇએ.)

(૫૪) જે સુખ અને દુઃખ જીવ અનુભવે છે તે કેવળ [૧]સ્વાધીન છે અને દૈવ એ બીજું કાંઇ જ નહિ પરંતુ આપણા શુભ અને અશુભ કર્મોનું પરિણામ છે.

(૫૫) નિર્વિકારીનું (વિકાર રહિત થયેલા મહાત્માઓનું) ચિંતન આત્માને [૨]નિર્વિકારીત્વની આદર્શ ભૂમિકાએ પહોંચાડે છે, જ્યારે વિકારીનું (વિકારી વસ્તુઓનું) ચિંતન તેને વિકારી બનાવે છે. (ચાલુ)

અનંતરાય જાદવજી શાહ

---

૧ ન ઇચ્છા હોય તેવાના. ૨ વિકાર રહિતપણાની.

પડી જાય છે તેમ નવકારનું સ્મરણ કરતાં અશુદ્ધ પુદ્ગલો જુદા પડતાં શુદ્ધ ચૈતન્યની પ્રાપ્તિ થાય છે.

[૮] ઉકળાટ વિના વરસાદ નથી. સમુદ્રમંથન વિના લક્ષ્મી, અમૃત વિગેરે પ્રાપ્ત થતાં નથી. વલોવ્યા વિના માખણ નીકળતું નથી તેમજ પુરુષાર્થ અને ક્રાન્તિ વિના વિકાસ થતો નથી—પછી તે આન્તરિક હોય કે બાહ્ય.

[૯] નવકાર એ સાદિઅનંત સુખ મેળવવાનો રાજમાર્ગ, ભૂતકાળમાં માર્ગભૂલેલા મનુષ્યને સુમાર્ગ બતાવનાર અને સમુદ્રમાં છુપાયેલ ખડકથી અથડાઈ વહાણના ચૂરેચૂરા કરી નાખતાં બચાવનાર દીવાદાંડી સમાન છે.

[૧૦] સત્ય આગળ દેવો આવી ક્રીડા કરે છે અને ઋદ્ધિસિદ્ધિ કલ્લોલ કરે છે.

[૧૧] આત્મા અજરામર, અવિનાશી, અછેદ્ય, અભેદ્ય છે.

[૧૨] આત્મામાં રહેલી અનંત ઋદ્ધિ કોઈ લૂંટી શકે તેમ નથી.

[૧૩] શો. ભય? શી ચિન્તા? ભય અને ચિન્તાના પડદાઓમાં આત્મ શ્રદ્ધાનું સ્ફુલિંગ મૂકી તેને ભસ્મીભૂત કરી શાંતિની શય્યામાં જઈ પોઢવું—વિશ્રાન્તિ લેવી.

[૧૪] જ્યાં લઘુતા છે ત્યાં જ પ્રભુતા છે. જો તમારે મોટા થવું હોય તો પ્રથમ લઘુતા કેળવવી પડશે.

[૧૫] આત્મજાગૃતિ અર્થે આત્મનિરીક્ષણ જરૂરી છે.

[૧૬] સદાચાર અને સદ્વર્તન પરમ ધર્મ છે.

[૧૭] હજારો ઉપદેશ સાંભળવા કરતાં થોડું પણ ગ્રહણ કરી વર્તનમાં મૂકવું એ વિશેષ કલ્યાણકારી છે.

[૧૮] પવિત્ર જીવન ગુજારવું હોય તો અંતઃકરણ પવિત્ર કરો. બાહ્ય દંભ નકામો છે.

[૧૯] પ્રતિક્રમણ એટલે જ પાપકર્મોનો પશ્ચાત્તાપ અને ફરી તે ન કરવાનો નિશ્ચય. સમજણ વિનાની થતી જડ ક્રિયાઓનો કંઇ અર્થ જ નથી.

[૨૦] અજ્ઞાનજન્ય અંધશ્રદ્ધા એ ધર્મ નથી.

મુનિ શ્રી કલ્યાણવિમળજી



## અભવ્ય જીવોને દુર્લભ

( સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ ગ્રંથમાંથી ઉધ્ધૃત)

૧ તીર્થંકર દેવોનું વરસીદાન
૨ ગણધર મહારાજને હાથે દીક્ષા
૩ લોકાંતિક દેવપણું
૪ શાસનનું અધિષ્ઠાયક દેવપણું
૫ વિમાનનું સ્વામીપણું ને ઇંદ્રપણું
૬ પરમાધામી દેવપણું
૭ જુગલિકપણું
૮ ચક્રવર્તીનાં ચૌદ રત્નોમાં સ્થાન
૯ તીર્થંકર દેવનાં માતા, પિતા તથા પત્ની
૧૦ આચાર્ય તથા સંઘાદિનો વિનય
૧૧ પૂર્વધરોની આહારક લબ્ધિ
૧૨ ઇંદ્રના સામાનિક દેવપણું
૧૩ સમયે સુપાત્રદાન
૧૪ વિશુદ્ધ બોધિલાભ
૧૫ સમાધિ મરણ
૧૬ ચક્રવર્તીપણું
૧૭ પાંચ અનુત્તર વિમાનનો વાસ
૧૮ શલાકા પુરુષપણું
૧૯ નારદપણું
૨૦ ત્રાયસ્ત્રિંશત દેવપણું
૨૧ ચૌદપૂર્વધારીપણું
૨૨ કેવળી પાસે દીક્ષા
૨૩ શાસનના જક્ષ જક્ષણી

મુનિ પ્રેમવિમળ

## સરાફી બંધુઓ ! ખાસ વાંચો !

આવક જાવકનો મેળ રાખી હંમેશાં યાદ રાખવાનું કે ઉપજ કરતાં ખર્ચ વધારે થયો નથી ને. તેમાં જૈન કોમે તો આ વાત ખાસ લક્ષમાં રાખવાની છે, કારણ કે શાહ અને પાદશાહ બરાબર છે. એની સાબિતી ખીમા હડાળાએ પાદશાહ રૂબરૂ હાજર થઇ કરી બતાવી હતી. તે બીના જૈન ઇતિહાસમાં જગમશહૂર છે. જૈનપુત્ર પોતાનું શાહપણું કોઇ દિવસ ગુમાવે નહિ એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. પારકે પૈસે તાગડધીન્ના કરી, મોજશોખમાં પૈસો ઉડાવી લેણદારને ન આપવો એ ખરા વીરપુત્રનું કર્તવ્ય નથી.

ઘણા માણસો એમ ધારતા જણાય છે કે—આપણી પાસે પૈસા છે માટે આપણે ભપકાદાર રીતે રહી રહેણીકરણીમાં ફેરફાર કરી નાખવો, પણ તે તપાસતા નથી કે આમાં આપણા પરસેવાથી મેળવેલ કેટલો પૈસો છે ? જો એવો ખ્યાલ મગજમાં આવે તો આસામી બેસી જવાનો વખત કદાપિ આવે જ નહિ.

દુર્ભાગ્યવશાત્ સરકાર એવો કાયદો ઘડી શકતી નથી કે જે પ્રજાનો ઉપજ કરતાં ખર્ચ વિશેષ કરવાનો દુર્ગુણ દૂર કરી શકે.

મૂર્ખ માણસની ઉન્નતિ જ તેના નાશનું કારણ થઇ પડે છે. કારણ કે દ્રવ્ય પ્રાપ્ત કરવાનું કામ ગમે તેટલું કઠિન હોય પરંતુ તે સાચવવાનું અને સન્માર્ગે ડહાપણથી વાપરવાનું કાર્ય તો સૌથી વધારે કઠિન છે. થોડા જ માણસો દ્રવ્યનો સદુપયોગ કરી શકે છે પણ બાકીના તો દ્રવ્યને ઉડાવે છે. દ્રવ્યનો કેવો ઉપયોગ કરવો ? એ જાણવું મહાકઠિન થઇ પડે છે. ચાંપો મંત્રી, વિમળશાહ, ઉદાયન મંત્રી, ખીમો હડાળીઓ, વસ્તુપાળ-તેજપાળ, ભામાશાહ, જગડુશાહજેવા મહાપુરુષોએ મરતાં સુધી પોતાની આબરૂમાં ખામી ન પડવા દેતાં દ્રવ્યનો કેવો સદુપયોગ કર્યો છે તે યાદ લાવી, સદ્વર્તન રાખી મળેલા દ્રવ્યનો સદુપયોગ કરો.

અમીચંદ કરસનજી શેઠ

# નિદ્રાવસ્થાના આધારે ગુણઠાણા જાણવાની રીત

(શ્રી નયચક્ર ગ્રંથમાંથી ઉદ્ધૃત)

૧. જે ભવ્ય જીવો પુષ્કળ નિદ્રાવસ્થામાં રહેતા હોય તે જીવોને નિશ્ચયથી પેલું, બીજું, ત્રીજું ગુણઠાણું હોય છે, પરંતુ તેથી વધુ હોવાનો સંભવ નથી. આ દશાને **બહુશયનદશા** કહે છે.

૨. જે ભવ્ય જીવો સામાન્યપણે નિદ્રાવસ્થામાં રહેતા હોય એટલે કે-સહેજે અવાજ થતાં જાગૃત થઇ શકતા હોય તે જીવોને નિશ્ચયથી ચોથું, પાંચમું, છઠ્ઠું ગુણઠાણું હોય છે. આ દશાને **શયનદશા** કહે છે.

૩. જે ભવ્ય જીવો રાત્રિના સમયે વધુ ટાઇમ જાગૃત અવસ્થામાં જ રહેતા હોય છે તે જીવો સાતમાથી બારમા ગુણઠાણા સુધી હોય છે, આ દશાને **જાગૃતદશા** કહે છે.

૪. જે ભવ્ય જીવો સાતમા ગુણઠાણા ઉપર નિશ્ચયથી હોય છે તે જીવોને રાત્રિના સમયે સ્વપ્ન આવી શકતાં નથી.

૫. જે ભવ્ય જીવો બીલકુલ નિદ્રા લેતા ન હોય અને સાથે સંપૂર્ણ તંદુરસ્ત દશામાં રહી શકતા હોય તે જીવો નિશ્ચયે કરીને તેરમા ચૌદમા ગુણઠાણે હોય છે.

મુનિ શ્રી પ્રેમવિમળ

# ત્રણ પ્રકારની મદિરા

**प्रमदा मदिरा लक्ष्मीर्विज्ञेया त्रिविधा सुरा ।**
**दृष्ट्वैवोन्मादयत्येका, पीता चान्यातिसंचयात् ॥**

"પ્રમદા, મદિરા અને લક્ષ્મી એ ત્રણેને નીતિકારે મદિરા કહેલ છે. એકને જોવા માત્રથી કેફ ચડે છે, બીજીને પીવાથી અને ત્રીજીનો સંચય કરવાથી ઉન્માદ આવે છે."

* * * *

લોકમાં એકલી મદિરા ઉન્માદ કરાવનાર ગણાય છે, પરંતુ અત્ર વર્ણવેલી મદિરા સિવાયની બીજી બે વસ્તુ વિષે વિચારતાં જણાય છે કે તે બન્ને (સ્ત્રી અને લક્ષ્મી) મદિરા કરતાં પણ વધુ ઉન્માદ કરાવનાર માદક વસ્તુઓ છે; કેમકે મદિરા તો પીવાથી ચડે છે પરંતુ સ્ત્રીને તો જોવા માત્રથી પણ માણસમાં જાણે ગાંડપણ ન આવ્યું હોય? તેમ જણાય છે અને લક્ષ્મીનો સંચય કરવાથી મદ ચડે છે. તે સર્વને આપણે પૃથક્ રીતે જોઈએ.

* * * *

ભર યૌવનવતી–સૌંદર્યવાન–સુશોભિત વસ્ત્રાભરણોથી અલંકૃત બનેલી, નવ યૌવના સ્ત્રી રાજમાર્ગ પરથી ખુલ્લા મુખે ચાલી જતી હોય તો તેના તરફ કેટલા બધા મનુષ્યોના ચક્ષુઓ ખેંચાય છે ભલા ? આવી મદભર યૌવનાને જવા દઈએ અને એક "તદ્દન" સાદું દૃષ્ટાંત લઈએ. એક સામાન્ય રૂપસંપન્ન અને મધ્યમ વસ્ત્રાલંકારથી અલંકૃત સ્ત્રી નીકળે તો પણ મનુષ્યો જાણે કેફમાં હોય અને તાકી તાકીને જોતા હોય તેવી રીતે જણાય છે. તેથી સ્ત્રીને દેખવા માત્રથી મદિરા સમાન અસરકર્તા કહી છે તે યોગ્ય છે.*

* * * *

મદિરા મહા પાપબંધને કરાવનારી, અનેક જીવહિંસાની જનની, શરીરનો ક્ષય કરનારી, કુટુમ્બસુખમાં આગ મૂકનારી, ધનનો નાશ કરનારી અં

* આ ઉપરથી સુજ્ઞ બહેનોએ એ સાર લેવાનો છે કે—પોતાના નિમિત્તે અન્ય મનુષ્યોને કર્મબન્ધન થાય તે રીતે ઉચ્છૃંખલપણે ન વર્તતાં—લજ્જા, વિનય, નમ્રતા, સાદાઈ, મર્યાદા ઇત્યાદિ ગુણોથી વર્તવું યોગ્ય છે, જેથી કહેવાતું મદિરાપણું અન્યને ઉન્માદ કરાવવામાં નિરર્થક બને.—લેખક.

અવિશ્વાસના આવાસ તુલ્ય છે. તેને કોઇ સુજ્ઞજન પીવા તો શું પણ જોવા પણ ન જ ચાહે તે સ્વાભાવિક છે. શરાબી જનોની કરુણ હાલત ઉપરથી જોઇ શકાય છે કે દારૂડીયાનું જીવન બરબાદ થઇ જાય છે.

સપ્ત વ્યસનમાં પણ તેનું સ્થાન છે. અર્થાત્ નિષેધાત્મક મોટી સાત વસ્તુમાંહેની તે એક છે. તેથી કોઇ પણ સમજુ જન તેને સ્પર્શવામાં પણ પાપ જ સમજે.

તદુપરાંત એક સૂચન સ્ફુરે છે. પશ્ચિમના દેશોમાંથી આવતી રંગબેરંગી પ્રવાહી દવાઓ, મદિરાના મિશ્રણવાળી જ પ્રાયઃ હોય છે. દારૂ સિવાયની એક પણ દવા મળવી મુશ્કેલ છે. કોઇ બીમાર હોય ત્યારે પણ પૂછાય છે કે "દવાદારૂ શું કરો છો?" આ ઉપરથી સમજાય છે કે તેવી દવાઓમાં દારૂની મુખ્યતા છે.

કાયમ કંદમૂળ નહીં ખાનાર કે પર્વતિથિએ લીલોતરીનો ત્યાગ કરનાર પણ, રોગમુક્ત બનવા માટે આવી ભ્રષ્ટ દવાઓ વાપરતાં અચકાતા નથી એ ઓછું ખેદજનક નથી. તેથી પણ આગળ વધીને જોઇએ તો હૃદય પુષ્ટ બનાવવા માટે કોડલીવર ઓઇલ ( મચ્છીના કાળજાનું તેલ ) વાપરતા ઘણા પાછા પડતા નથી ( કોઇ જાતિ કે કોઇ એક વ્યક્તિ પરત્વેની આ વાત નથી ) આ કેટલું અજ્ઞાન છે ? અને દેહ પ્રત્યેનો કેટલો બધો મમત્વ ભાવ સૂચવે છે ? શું વિલાયતી દવાઓ વાપરવાથી સાજાતાજા થઇ જ જવાશે એવી ખાત્રી છે ખરી? કે શું તેવી દવાઓ નહીં પીવાથી મૃત્યુને શરણ થવું જ પડશે એમ કોઇ નિશ્ચયપૂર્વક કહી શકશે ખરાં ? જો તેનો ઉત્તર નકારવાચક હોય તો સુજ્ઞ જનોની ફરજ છે કે દારૂથી ભ્રષ્ટ બનેલી એ પાશ્ચાત્ય દવાઓ પ્રાણાંતે પણ નહીં વાપરવાનો અડગ નિરધાર કરવો. વ્રત પણ તો જ જળવાય છે. વિવેકી જનોને આટલી સૂચના પર્યાપ્ત છે એમ માનું છું.

*  *  *  *

લક્ષ્મી પણ મદિરા સમાન ભારે કેફને ચડાવે છે. મદિરાનો કેફ તો કલાક બે કલાકે ઉતરી જાય છે, પરંતુ શ્રીદેવીનો કેફ તો કેમે કર્યો ઉતરતો નથી. જેને ત્યાં શ્રીદેવીના પગલાં થયા તે મનુષ્ય લક્ષ્મીના પ્રતાપે સૌના કરતાં પોતાને વધુ અક્કલવાન માને છે. (કેટલાક ભાગ્યશાળીઓ આ અસરથી પર હોય છે, પરંતુ તેવા અપવાદ બહુ ઓછા હોય છે. મોટે ભાગે તો ઉપર દર્શાવેલ સ્થિતિ પ્રવર્તે છે.)

જેને લક્ષ્મીનો ઉન્માદ ચડે છે તેની ભાષા જ યદ્વા તદ્વા વદનારી–મર્મઘાતક અને કડવી હોય છે. વાણીની મિષ્ટતા ચાલી જાય છે અને તેનું સ્થાન કટુ ભાષા લે છે. દ્વારે પેહેરગીરો અને વર્તમાનમાં No Admission દાખલ થવું નહીં એવા

શ્રી પૂજ્યપાદસ્વામીવિરચિત

# સમાધિશતક : ભાષાનુવાદ

[ ગતાંક પૃષ્ઠ ૨૪૦ થી શરૂ ]

રાગાદિક કલ્લોલથી, અલોલ જસ મન-નીર;
આત્મ તત્ત્વ તે પેખતો, અન્ય નહિં જ લગીર. ૩૫

રાગ-દ્વેષ આદિના તરંગોવડે કરીને જેનું મનરૂપ જળ અચંચલ હોય છે તે આત્મતત્ત્વ દેખે છે; બીજો નહિં.

રાગ-દ્વેષ અને તેના અંગભૂત ક્રોધ-માનાદિ જ્યાં લગી અંતરમાં ઉછાળા મારી ચિત્ત-જળને ડોળી નાંખે છે ત્યાં લગી ત્યાં નિર્મળ આત્મતત્ત્વનું દર્શન થતું નથી; અને જ્યારે તે રાગાદિના ઉછાળા બંધ પડે છે ત્યારે જ ચિત્ત-જળની નિર્મળતા થતાં તેમાં આત્મતત્ત્વનું દર્શન થાય છે.

તે આત્મતત્ત્વ શું છે તે હવે કહે છેઃ—

મન વિક્ષેપ રહિત તે, આત્મતત્ત્વ કહેવાય;
મન વિક્ષેપ સહિત તે, આત્મભ્રાંતિ ભણાય.

વિક્ષેપ વિનાનું મન તે આત્મતત્ત્વ કહેવાય છે અને વિક્ષેપવાળું મન તે આત્મભ્રાંતિ કહેવાય છે.

વિક્ષેપ : વિ=વિભાવ, ક્ષેપ=ફેંકાવું તે (ક્ષિપ્ ધાતુ પરથી), ગમન કરવું તે. વિભાવ પ્રત્યે ફેંકાવું-ગમન કરવું તે વિક્ષેપ

વિભાવ પ્રત્યે ગમન નહિ કરતું વિભાવિક પ્રવૃત્તિ વિનાનું વિક્ષેપ રહિત

---

પાંટીઆ લગાવેલા હોય છે. આ સ્થિતિ જ્યાં પ્રવર્તતી હોય ત્યાં દીન દુઃખીઓના આર્ત્તનાદ સાંભળવામાં તે કાન બહેરા જ હોય ને ? આખો દિવસ રંગરાગ-ગાનતાન-ગુલતાન-લાડી-ગાડી-વાડી-એશઆરામમાં જ અમૂલ્ય જીવન વેડફાઇ જાય છે. મતલબ કે આ પ્રમાણે લક્ષ્મી પણ ઉન્માદ કરાવનાર છે.

આ ત્રણે સુરા-મદિરાથી સાવચેતી રાખીને ચાલવાથી તે ત્રણે વસ્તુ વિદ્યમાન છતાં બાધક નથી બની શકતી. એ પ્રતાપ " વિવેક "નો છે. જો એ એક જ ગુણ મનુષ્યમાં વર્તતો હોય તો તેના સ્વામીને તે અનેક અનિષ્ટોમાંથી બચાવી લે છે, તો પછી ઉપર દર્શાવેલ ત્રણ પ્રકારના સુરાના ઉન્માદમાંથી બચાવે તેમાં શું આશ્ચર્ય ?

એક મહાન્ એવા વિવેક ગુણનું સૌ શરણ ગ્રહો એમ ઇચ્છીએ.

રાજપાલ મગનલાલ વ્હોરા

મન તે આત્મતત્ત્વ.

વિભાવ પ્રત્યે ગમન કરતું—વિભાવિક પ્રવૃત્તિવાળું-વિક્ષેપ સહિત મન તે આત્મભ્રાંતિ.

તે માટે વિક્ષેપથી, રહિત ધારવું ચિત્ત;
આશ્રય તો વિક્ષિપ્તનો, કરવો નહિં જ કવચિત. ૩૬

એટલા માટે ચિત્તને સદા અવિક્ષિપ્ત (વિક્ષેપ રહિત) રાખવું અને વિક્ષિપ્ત (વિક્ષેપવાળા) ચિત્તનો કદી પણ આશ્રય કરવો નહિં.

હવે તે ચિત્તનો વિક્ષેપ-અવિક્ષેપ શાં કારણે થાય છે તે દર્શાવે છે:—

તેહ અવિદ્યાભ્યાસના, સંસ્કારે વિક્ષિપ્ત;
તે જ જ્ઞાનસંસ્કારથી, સ્વયં સ્વરૂપે સ્થિત. ૩૭

અવિદ્યા-અભ્યાસના સંસ્કારવડે કરીને તે ચિત્ત વિક્ષિપ્ત થાય છે અને તે જ જ્ઞાનના સંસ્કારથી સ્વયમેવ સ્વરૂપમાં સ્થિતિ પામે છે.

અવિદ્યા=આત્મ સ્વરૂપનું અજ્ઞાન, મિથ્યાત્વ. જ્યાં લગી અવિદ્યા અભ્યાસના સંસ્કાર વર્તે છે ત્યાં લગી ચિત્ત વિક્ષેપવંત રહ્યા કરે છે; જ્યારે આત્મજ્ઞાનના સંસ્કાર થાય છે ત્યારે ચિત્તનો વિક્ષેપ દૂર થાય છે.

ઉક્ત વિક્ષેપ-અવિક્ષેપનું શું પરિણામ થાય છે તે કહે છે:—

અપમાનાદિક તેહને, જેને મનવિક્ષેપ;
અપમાનાદિ ન તેહને, જેને ન મનવિક્ષેપ. ૩૮

જેને મનનો વિક્ષેપ છે તેને માન અપમાન આદિ હોય છે, પણ જેને મનનો વિક્ષેપ છે નહિ તેને માન-અપમાન આદિ કાંઇ પણ છે નહિ.

" માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોયે તું જાણ રે.
સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવ રે;
મુક્તિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે "

**શ્રીમાન્ આનંદઘનજી**

"શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા, માન અમાને વર્તે તેજ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહિં ન્યૂનાધિકતા, ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો.
અપૂર્વ અવસર એવો કયારે આવશે ?"

**શ્રીમદ્ રાજચંદ્ર**

આમ અવિક્ષેપથી સમભાવની ઉત્પત્તિ અને વિક્ષેપથી અસમભાવની ઉત્પત્તિ થાય છે.

રાગ દ્વેષ તપસ્વીને, જ્યારે મોહથી થાય;
ભાવે સ્વસ્થિત આત્મને, ક્ષણમાં જેથી શમાય. ૩૯

જ્યારે કવચિત્ મોહના ઉદયવશે કરીને મુનિને રાગદ્વષાદિની ઉત્પત્તિ થાય ત્યારે તે પોતાનામાં જ સ્થિતિ કરતા આત્માનું ભાવન કરે; એટલે તેના રાગાદિ ક્ષણ માત્રમાં ઉપશમી જાય છે.

હવે કોઇ શંકા કરે કે—એ બધું તો ઠીક, બીજો બધો રાગ છોડવો સહેલ છે, પણ પોતાના દેહ પ્રત્યેનો મમત્વરાગ-દેહાભિમાન છોડવું અતિ વિકટ છે, તે કેમ છોડવું ? તેનો અત્ર સરલ ઉપાય દર્શાવે છેઃ—

જે કાયે મુનિ પ્રેમ છે, ત્યાંથી આત્મ કરી ભ્રષ્ટ;
યોજે તે વર કાયમાં, જેથી પ્રેમ વિનષ્ટ. ૪૦

જે દેહમાં મુનિનો પ્રેમ-રાગ છે ત્યાંથી આત્માને ભ્રષ્ટ કરી-પાછો હઠાવી, તે પ્રેમને ઉત્તમ કાયમાં ( જ્ઞાનરૂપ દેહમાં ) યોજવો, એટલે તે બાહ્ય દેહ પ્રત્યેની પ્રીતિ નાશ પામશે.

આ બાહ્ય દેહ તે હું નથી, આવા તો અનંત ખોખા આ જીવે ધારણ કરીને મૂકી દીધા, તે મ્હારા નથી; મ્હારો તાત્વિક દેહ તો ઉત્તમ અને જ્ઞાનમય છે; તે હું છુ અને તે મ્હારો છે.

"છે દેહાદિથી ભિન્ન આત્મા રે, ઉપયોગી સદા અવિનાશ.
મૂળ મારગ સાંભળો જિનનો રે." શ્રીમદ્ રાજચંદ્ર

આમ વિચારી તે જ્ઞાનવિગ્રહ આત્મામાં જ પ્રીતિ જોડવી, એટલે બાહ્ય પૌદ્ગલિક દેહ પ્રત્યેનો રાગ સ્વયં જ શીર્ણવિશીર્ણ થઇ જશે.

આત્મભ્રાંતિનું દુ:ખ શમે, થતાં આતમ જ્ઞાન;
પરમ તપોથીય અયત ત્યાં, પામે નહિં નિર્વાણ. ૪૧

આત્મભ્રાંતિને લઇને ઉપજેલું દુ:ખ આત્મજ્ઞાન થતાં શમી જાય છે અને તે આત્મજ્ઞાનમાં જે અયત્નવંત હોય તે ભલેને ઉત્કૃષ્ટ તપશ્ચર્યાઓ કરે તો પણ નિર્વાણને પામતો નથી

દેહાધ્યાસ એટલે કે દેહાદિ વસ્તુમાં જે આત્મબુદ્ધિ તે આત્મભ્રાંતિ-ભ્રમણા, મિથ્યાત્વ છે.

" ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન.
ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન." શ્રીમદ્ રાજચંદ્ર

આમ આત્માનું ઓળખાણ થતાં તે આત્મભ્રાંતિ દૂર થાય છે, અને કારણ દૂર થતાં કાર્યનો અવકાશ રહેતો નથી તે ન્યાયે, આત્મભ્રાંતિને પરિણામે ઉપજેલું જન્મ-મરણપરંપરારૂપ અનંત દુઃખ પણ શમી જાય છે; અનંત ભવચક્રનો ચકરાવો બંધ પડે છે.

એથી ઊલટું, જેને આત્મજ્ઞાન નથી, અને તેથી કરીને જેની ભ્રાંતિ ટળી નથી, તે ક્રિયાજડપણે ભલે અનેક પ્રકારનું કઠિન, ઘોર અને દીર્ઘ તપ કરે તોપણ તેની મુક્તિ થતી નથી

" બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર ભેદ ન કાંઇ.
જ્ઞાન માર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહિ." **શ્રી આત્મસિદ્ધિ**

આ ઉપરથી એમ નથી સમજવાનું કે તપ નિરર્થક છે, પણ આત્મજ્ઞાન ન હોય, મૂળ વસ્તુનું લક્ષ ન હોય તો તે લક્ષ્ય વિનાના બાણ જેવું હોઇ ઇષ્ટ કાર્યકારી (મુક્તિપ્રદ) થતું નથી. (ભલે તેથી પુણ્યફળ થાય.) એટલા માટે જ કહ્યું છે કેઃ—

" નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવાં નોય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય." **શ્રી આત્મસિદ્ધિ**

દેહાત્મમતિ તો ચહે, દિવ્ય વિષય શુભ દેહ;
તેથી છૂટકારો ચહે, જન તત્ત્વજ્ઞ જ જેહ. ૪૨

દેહમાં જેને આત્મબુદ્ધિ છે, તે (તપાદિના પ્રભાવે) દિવ્ય વિષયો અને શુભ દેહની કામના કરે છે; પણ તત્ત્વજ્ઞાની તો તે દિવ્ય વિષયો અને શુભ દેહાદિથી છૂટકારો જ ઇચ્છે છે.

જ્ઞાની અને અજ્ઞાનીમાં આ જ તફાવત છે. અજ્ઞાની તપપ્રભાવે દેવાદિ ગતિના વિષયભોગની પ્રાપ્તિ ઇચ્છે છે, જ્યારે જ્ઞાની તે પુણ્યને પણ સુવર્ણ શૃંખલા જાણી, તપથી નિર્જરા અને મુક્તિ જ ઇચ્છે છે.

જ્ઞાની પુરુષ કદી પણ દેવાદિ સુખની ઇચ્છા કરે નહિ, કારણ કે પરમાણુ હોય કે અનુત્તર વિમાનવાસીના સુખ હોય, એ સર્વ એક સ્વભાવી છે, એ બધી પુદ્‌ગલની બાજી છે, પૌદ્‌ગલિક માયાજાળ છે, એમ તે સ્પષ્ટપણે જાણે છે; અને તેથી તે માયાજાળમાં ડબવાનું નહિ ઇચ્છતાં તે તેમાંથી છૂટવાનું જ ઇચ્છે છે.

" અબધુ સબ પુદ્‌ગલકી બાજી." **શ્રી ચિદાનંદજી**

" રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો." **શ્રીમદ્ રાજચંદ્ર.**

હવે કેવા પ્રકારે બંધાય અને કેવા પ્રકારે છૂટાય એનું સ્પષ્ટીકરણ કરે છે—

સ્વથી ચ્યુત થઈ પુરુષ જે, અહંબુદ્ધિ પરમાંહિ,
સાંધે છે તે બાંધતો, સંશય એમાં નાહિ;
પરથી ચ્યુત થઈ પુરુષ જે, અહંબુદ્ધિ નિજમાંહિં,
સાંધે તે બંધનથકી, મુક્ત થાય બુધ આંહિ. ૪૩

સ્વથી-પોતાથી ભ્રષ્ટ થઇ જે પુરુષ પરમાં અહંબુદ્ધિનું સંધાન કરે તે કર્મો બાંધે છે, એમાં સંશય નથી; પરવસ્તુથી ભ્રષ્ટ થઇ જે પુરુષ પોતાનામાં (આત્મામાં) અહંબુદ્ધિ સાંધે છે, તે બુધજન બંધનથી મુક્ત થાય છે.

"પરમાં આત્મબુદ્ધિથી બંધ, અને આત્મામાં આત્મબુદ્ધિથી મોક્ષ."

આ બંધ મોક્ષનું ઊંચામાં ઊંચુ રહસ્ય છે, તત્ત્વજ્ઞાનીઓનો પરમોત્ત નિશ્ચય છે, અને આર્હતી મુષ્ટિ જેવો સંક્ષિપ્ત પણ સંપૂર્ણ પરમાર્થ છે.

" ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપસ્વભાવ;
વર્તે નહિં નિજ ભાનમાં, કર્તા કર્મ પ્રભાવ." **શ્રી આત્મસિદ્ધિ**

મૂઢ માને આ દશ્યનો, નપુંસ નર વા નાર;
બુધ આને નિષ્પન્ન ને, શબ્દાતીત ગણનાર. ૪૪

અજ્ઞાની જીવ આ દશ્યમાન વસ્તુને નપુંસક, નર કે નારી એમ ત્રણ લિંગ રૂપ માને છે; અને બુધ તો આ આત્માને નિષ્પન્ન (નિજ ગુણોથી પરિપૂર્ણ, સ્વયંસિદ્ધ સ્વરૂપ) અને વચનાતીત માને છે.

આમ જ્ઞાની અને અજ્ઞાનીની દષ્ટિમાં ભેદ છે, કારણ કે અજ્ઞાનીને દેહાદિમાં આત્મબુદ્ધિ છે અને જ્ઞાનીને આત્મામાં આત્મબુદ્ધિ છે.

આત્મતત્ત્વ જાણે છતાં, ભાવે ભિન્ન છતાંય;
પૂર્વ ભ્રાંતિ સંસ્કારથી, પુનઃ ભ્રાંતિ થઇ જાય. ૪૫

આત્મતત્ત્વને જાણતાં છતાં, અને તેને દેહાદિથી વિવિક્ત,-ભિન્ન ભાવતાં છતાં, ક્વચિત્ અંતરાત્માને પણ પૂર્વ ભ્રાંતિના સંસ્કારવશે કરીને પુનઃ ભ્રાંતિ ઉત્પન્ન થાય છે.

એવી ભ્રાંતિ થાય તો તેને કેમ નિવૃત્ત કરવી, તેનો ઉપાય બતાવે છેઃ—

અચેત જે આ દશ્ય તે, સચેત તેહ અદશ્ય;
તો તૂઠું ક્યાં ? રૂઠું ક્યાં ?, ભજું તેથી માધ્યસ્થ્ય. ૪૬

જે આ અચેતન-જડ વસ્તુ છે તે દશ્ય-દેખાય એવી છે, અને જે આ સચેતન વસ્તુ છે તે અદશ્ય છે; તો હું ક્યાં તોષ કરું ? અને ક્યાં રોષ કરું ? એટલા માટે હું તો માધ્યસ્થ્યભાવ-ઉદાસીનતા ભજું છું. (અપૂર્ણ)

ભગવાનદાસ મનસુખભાઈ મહેતા

# પ્રભાવિક-પુરૂષો

## પુણીયો શ્રાવક

કાર્તિક માસ એ વિક્રમ સંવતનો પ્રથમ મહિનો. શ્રીવીર સંવતનો પણ એ જ પહેલો મહિનો, પાંચમા ગુચ્છકની શરૂઆત પણ એ જ અંકથી. પ્રભુશ્રી મહાવીર દેવના સમયમાં થયેલાં જે પ્રભાવિક પુરુષોની માળા ગુંથવા માંડી છે તેના ચાર ગુચ્છકો પૂર્ણ થઇ ગયા છે. એ માળાનું પાંચમું અને છેલ્લું ગુચ્છક આરંભાય છે. પૂર્વવત્ આ ગુચ્છકમાં પણ ચાર પુષ્પો જ ગુંથવાના છે; આમ છતાં એમાં અગાઉ કરતાં થોડી વિલક્ષણતા પણ રહેલી છે. પરંના શ્રેષ્ઠીપુત્રો કે રાજપુત્રોવાળા ગુચ્છક પ્રમાણે આમાંના પુષ્પો સમાનરંગી નથી પણ ભિન્નરંગી છે. એમાંજ એની વિશિષ્ટતા છે. નિર્ધન-ધનિક,-નાથ અને અનાથનો યોગ સાધ્યો ` એટલે પરસ્પર વિરોધ તો સ્પષ્ટ છે છતાં એ દરેકમાં અગ્રભાગ ભજવતી ટેક યાને અડગતા સર્વ વિરોધોને ગળી જઇ ચારે પુષ્પોમાં એક સરખી સુવાસ પમરાવે છે, બોધ ગ્રહણ માટે કિંવા ચારિત્રગુંથણ અર્થે અથવા તો વીસમી સદીના વિષમ કાળમાં વર્તતા જીવો સારુ, જીવનની મર્યાદા આંકણુમાં એ સર્વ સમાનપણે ઉપયોગી અને મહત્વની ભૂમિકા ભજવે છે.

એકેક પુષ્પ અર્થાત્ એમાંનું એક જ કથાનક જીવનપંથ ઉજાળવાને અખંડ જ્યોતની ગરજ સારે છે. નિબિડ અંધકારથી વ્યાપ્ત એવા ભૂમિગ્રહમાં દીપકની રશ્મિ જે કાર્ય કરે તેવું અસરકારક કાર્ય ચાલુ યુગમાં કરવાની સામગ્રી શરૂ થતાં ઉદાહરણોમાંના પ્રત્યેકમાં સંચિત થયેલી છે. અગત્ય છે એ પર શાંતિપૂર્વક વિચાર કરવાની.

> गृहं सुहृत् पुत्र कलत्र वर्गो
> धान्यं धनं मे व्यवसाय लाभो ।
> कुर्वाण इत्थं नहि वेत्ति मूढो,
> विमुच्य सर्वं व्रजतीह जन्तुः ॥

હે દેવાધિદેવ ! આપે ઉપરનો એક શ્લોક ઉચ્ચારી, સારાયે સંસારી જીવનનું તાદૃશ સ્વરૂપ દેખાડી આપ્યું. એમાંના શબ્દેશબ્દમાં જે અજબ મોહિની ભરી છે એની પાછળ રાયથી માંડીને રંક, બાળકથી માંડીને વૃદ્ધ અથવા તો આ જગતના નાના મોટા. સૌ કોઇ પ્રાણીઓ દિવસ રાત, ટાઢ તડકો કે વરસતો વર્ષાદ જોયા વિના અથવા તો ભૂખ તરસ કે ઊંઘ યાદ કર્યા વગર, પરિશ્રમ કે થાકની જરામાત્ર પરવા રાખ્યા વગર અહર્નિશ મંડી પડી આ માનવજીવનનો બીજો પણ કંઇ હેતુ છે એ વાત સાવ વિસરી ગયા હોય છે ! ભાનભૂલેલા ને દૃષ્ટિબિન્દુ ચૂકી ગયેલા એવા અમોને આપ પૂજ્યશ્રીએ આજે સાચી પરિસ્થિતિનું યથાર્થ દર્શન કરાવ્યું છે. ગળે ઉતરી

જાય તેવા દાખલા ટાંકી ઘર, મિત્ર, પુત્ર, સ્ત્રી, આદિ સંબંધી જનનો મેળાપ, ધાન્ય ધન અને વેપાર આદિમાં પ્રાપ્તિ એ સર્વ ઉછીના લીધેલા આભૂષણો સરખા અગર તો સંધ્યાના રંગો સમ અલ્પજીવી છે. એમાં રાચીમાચી તલ્લીન થનાર મૂઢ આત્મા-ગમાર જીવ એટલું નથી સમજી શકતો કે-' એ સર્વને છોડીને અવશ્ય એક દિન મ્હારે જવાનું છે '

ઘણીએ વાર કર્ણપટ પર અથડાયું હોય છે કે—

यथा काष्ठं च काष्ठं च,
समेयातां महोदधौ ।
समेयातां व्यपेतां च,
तद्वत् भूतसमागमः ॥

અર્થાત્ ' મહાસાગરમાં જુદી જુદી દિશામાંથી તરતા આવેલા લાકડાઓ પરસ્પર અથડાઇ ભેગા થાય છે, થોડી વાર સાથે તરે છે અને પુનઃ પાછા જુદા પડી, જુદી જુદી દિશાઓમાં ખેંચાઇ જાય છે તેવો સંસારી જીવોનો સમાગમ છે.' 'સંસાર સમજીએ શાણા ! મુસાફરખાનું' અથવા તો ' માનવજીવન ત્હારું, પંખીનો મેળો ' એ વાક્યો કવિહૃદયમાંથી ઉદ્ભવેલા કોનાથી અજાણ્યા છે ? અને આબાળ-વૃદ્ધને ઘરગથ્થુ થઇ પડેલ આ શબ્દો:—

"સંધ્યાના જેવા રંગ સોનેરી,
વંધ્યાને દાદ લડાવ્યા;
જોબન ને તન ધન તેવા,
સમજવા પાણીમાંના પડછાયા."

ભાગ્યેજ ભુલાય તેવા છે, છતાં પ્રભુશ્રી મહાવીરદેવ આજની આપની અમૃત વાણીએ મ્હારા હૃદયના તાર ઝણઝણાવી મૂક્યા છે. આપસાહેબે પૂર્ણાહૂતિ કરતાં ભાર મૂકી જણાવ્યું કે. દાન, શીલ, તપ અને ભાવરૂપ ચતુર્વિધ ધર્મ પાલનમાં પ્રત્યેક આત્માએ સદૈવ તત્પર રહી આત્મશ્રેયના નિશાનમાં દત્તચિત્ત રહેવું.'

'પણ, પૂજ્ય સ્વામી ! મ્હારા સરખા રંક આદમીનું શું ગજું કે દાનધર્મનું પાલન કરું ? શીલનું પાલન ને યથાશક્તિ તપનું આરાધન ચાલુ છે છતાં તરુણ વયમાં એકનિષ્ઠ બ્રહ્મચર્યમાં તત્પર રહેનાર વિજયદંપતીના જીવન સામે નજર ફેરવું છું કે અનગાર ધન્નાના તપ પ્રતિ દ્રષ્ટિ કરું છું ત્યારે સહજ સમજાય છે કે આ પુણિયાનું સ્થાન એ મહારથીઓથી ઘણું ઘણું દૂર છે-સાગરમાં બિંદુ સમું છે. માથાના વાળ શ્વેતવર્ણી થવા લાગ્યા છે એટલે એ અંતર તોડવાનું સામર્થ્ય મેળવવું પણ શક્ય નથી જ. ચોથા 'ભાવ' નું રહસ્ય ઉકેલવા સરખો નથી તો મ્હારો અભ્યાસ કે નથી તો મ્હારું એટલું જ્ઞાન. આપશ્રીને ચોમાસી પારણાની વિનંતિ કરનાર અને એ અવસરે અપૂર્વ ભાવનામાં તદાકાર બનનાર જીર્ણ શ્રેષ્ઠી સંબંધમાં મેં સાંભળ્યું પણ છે છતાં એનો ભાવ આવે શી રીતે ? એ જ મને નથી સમજાતું !"

"મહાનુભાવ ! નિરાશ થવાની જરાપણ જરૂર નથી. વીતરાગના ધર્મમાં

ધનિક કે નિર્ધન, શક્તિવંત કે શક્તિહીન, રાજા કે રંક અર્થાત્ સર્વ જીવો કોઇને કોઈ રીતે આત્મકલ્યાણના પુનિત પંથે પદસંચાર કરી શકે તેવી સુગમતા ને સરલતા છે. ભાવ એ હૃદયના ઉમળકાનુ બીજું નામ માત્ર છે. કરાતી નાની યા મોટી ક્રિયા પાછળ ચિત્તની એકાગ્રતા-અંતરનો ઉલ્લાસ-એકધારી તલ્લીનતા-એનું નામ જ ભાવપૂર્વકની કરણી છે. વસ્તુને પૂર્ણરૂપે ઓળખવા સારૂ જ્ઞાનરૂપ દીવડાની અગત્ય છે છતાં એ માટે બહુ પરિશ્રમ નથી કરવો પડતો. શ્રદ્ધાની જ્યોતિ સતત જલતી હોય તો સામાન્ય ઉપદેશશ્રવણથી પણ એ સ્થિતિ લાવી શકાય છે. એ માટે હું સામાયિકની ભલામણ કરું છું. બે ઘડી યાને અડતાળીશ મિનિટ રૂપ સ્વાધ્યાય દેખાવમા લઘુ છતાં જો ઉપર કહ્યું તેમ યથાર્થ રીતે-કરેમિભંતે સૂત્રમાં કહેવામાં આવેલ છે તે પ્રકારે જરાપણ અતિચાર કે પ્રમાદ સેવ્યા વિના કરવામાં આવે તો એ લઘુતા ગરિમામાં પરિણમે છે અર્થાત્ એ નાનકડી કરણી મોક્ષપુરીના દ્વાર ઉઘાડી નાખે છે. તેથી તો એને મોક્ષની વાનકી તરીકે ઓળખવામાં આવે છે. જ્યાં સમતા વા સમભાવનો જ કેવળ લાભ યાને આવવાપણું હોય ત્યાં રાગદ્વેષરૂપી શત્રુયુગલ જોર કરી શકેજ નહીં. એને પલાયન થવું જ પડે; અને એ પોબારા ગણે કે વીતરાગ દશા કમાડ ઠોકતી આવી જ છે ને ! વીતરાગતાથી મુક્તિ કંઇ જુદી નથી.

समता सर्वभूतेषु
संयमं शुभ भावना ।
आर्त्तरौद्रपरित्यागः
तद्धि सामायिकं व्रतम् ॥

જગતભરના સર્વ જીવો સહ સમતા, પાંચે ઇંદ્રિયોના વિકારોનું નિયંત્રણ, સુંદર વિચારશ્રેણી યાને ચિંતન, દુષ્ટ એવા આર્ત્ત-રૌદ્ર ધ્યાન ત્યજી દઇ ધર્મ ધ્યાનનું સેવન એનું નામ સામાયિક વ્રત છે. નિયત સમય માટેનું એ સાધુપણું છે. આગળ વચન છે કે:—

समणो इव सावओ हवइ जम्हा ।

સાવદ્ય પ્રવૃત્તિમાંથી નિવૃત્ત દશામાં પગલા માંડવાની એ પહેલી ભૂમિકા છે. ઉત્તરોત્તર એમાં દ્રઢતાથી જેટલો આગ઼ કપાય એટલો પ્રગતિનો પારો ઊંચે ચઢે. દેવાનુપ્રિય પુન્ય ! અંતરના ઉમળકાથી તું એ વ્રતનો સ્વીકાર કર. મેં કહ્યું તેને બરાબર રીતે પ્રથમ સમજી લઇ, શંકા હોય તો દૂર કરી, પૂર્ણપણે એને હૃદયમાં ઉતાર. ઉતારીને કદીપણુ ન ભુંસાય એવા સખત ટાંકણે અંતરપટ પર કોતરી દે. પછી અનુભવ કરી લે કે બે ઘડીના સામાયિકમાં કેવી દૈવી શક્તિ ભરી છે. ભાવયુક્ત એ ક્રિયામાં કેવી અગાધ ચમત્કૃતિ છે ! ચાર પ્રકારના ધર્મના પૂર્વના ત્રણ ભેદોમાં જો ભાવની ગેરહાજરી હોય છે તો ફળપ્રાપ્તિમાં બહુ જ અંતર પડી જાય છે. પાણીના મૂલ્યે ઘી વેચાયા જેવું થાય છે. કહેવાનું એટલું જ કે જેમ લુણવિનાનું ભોજન નિરસ લાગે છે, બાળક વગરનું ઘર જેમ શૂન્ય જણાય છે, જળવિહુણા સરોવરની જેવી શુષ્કતા ખુંચે છે, તેવું ભાવહીન ક્રિયાનું સમજવું. દાન, શીલ અને તપરૂપી ત્રિપુટી પાછળ ભાવનો સહકાર હોય છે તો જ તે ત્રિવેણીરૂપમાં પરિણમી આત્મશ્રેય માટેના અપૂર્વ ધામરૂપ બની જાય છે.

અર્હન્તના ધર્મમાં દ્રવ્ય યાને ધન પરથી ધર્મકરણીના મૂલ્યાંકન નથી

કરાતાં. ભલેને કોઇ એકજ પૈસો ખરચે પણ જો એ પાછળ સદ્ભાવનાનું સામર્થ્ય વેગ કરતું હોય તો દેખાદેખીથી કે કીર્તિકાંક્ષાથી લાખ ખરચનાર કરતાં ફળ-પ્રાપ્તિમાં વધી જાય છે.

'ભાવના ભવનાશિની' એ ઉક્તિ કોણ નથી જાણતું ? અરે ! એ ભાવમાં એટલી ઉત્કટ શક્તિ રહેલી છે કે જો એ જરાપણ સ્ખલના વગર વિકસ્વર થતી રહે છે તો અંતર્મૂહૂર્તમાં કેવલ્યની પ્રાપ્તિ કરાવે છે. રાજર્ષિ પ્રસન્નચંદ્રના અસ્તોદયમાં એણે જ મુખ્ય ભાગ ભજવ્યો હતો ને !"

"તો પછી, હે નાથ ! હે મહાસાર્થવાહ ! આ રંક પર કૃપા કરી, અત્યારે એ વ્રત મને આપો. પ્રતિદિન ઉભય ટંકના આવશ્યક ઉપરાંત એક સામાયિક તો અવશ્ય કરવું. એ સમયે મન, વચન, કાયા રૂપ ત્રણ પ્રકારના યોગોનો સાવદ્ય ક્રિયામાં જરા માત્ર ઉપયોગ કરું નહીં કે અન્ય દ્વારા કરાવું નહીં. અનુમોદનાના પ્રસંગથી પણ સાવચેત રહું. મ્હારી મનોકામના તો એવી છે કે એ બે ઘડીમાં દુનિયાને સાવ વિસરી જઉં ને કેવળ ધર્મધ્યાનમાં જ મન પરોવી બેસું."

"પુન્ય ! તારી ઇચ્છા વાસ્તવિક છે. સાચી કરણી એનું નામ છે કે એના અમલ ટાણે મન-વચન-કાયાની એકાગ્રતા માત્ર એ એક પાછળ જ ખરચાઇ રહેલી હોય. એ માટે પ્રેમી યુવતીનું દૃષ્ટાન્ત દૃષ્ટિસન્મુખ રાખવું.

એક સ્થાને એક સાંઇ નિમાજ પઢી રહ્યા હતા. પાસે થઇને એક તરૂણી પસાર થઇ. તેણીના પગની ઠેસ સાંઇના માથામાં વાગી. તરતજ ઊંચું જોઇને એ બોલી ઉઠયો કે-'રંડી ! દેખતી નહીં હૈ' પણ પેલી બાઇ તો કેટલાયે પગલા આગળ વધી ગઇ હતી. તેણીની આ જાતની બેદરકારી પર સાંઇને ઘણો ગુસ્સો આવ્યો અને નિમાજ પરથી મન કયારે એ પાછી ફરે ને તેણીને ઠપકો આપું એવા વિચારમાં ગુંથાયું. પેલી તરૂણી પણ થોડા સમય પછી એ જ માર્ગે પાછી ફરી. તેણીને જોતાંજ સાંઇ ગર્જી ઉઠયા-કડવા વેણ કહ્યા. તરૂણી ધીરજથી પૂછવા લાગી કે 'સાંઇજી ! મને તો જાણે ભાન નહોતું એટલે મારાથી ઠેશ વાગી પણ આપ તે વેળા શું કરતા હતા ?'

સાંઇ કહે-'હું તો ખુદાની બંદગી કરતો હતો.' 'સાંઇ મહારાજ ! ગુસ્સો ન કરશો, પણ ધીરજથી વિચારશો તો જણાશે કે જો આપ સાચે જ ખુદાના ધ્યાનમાં એકતાર થયા હોત તો મારી ઠેશ તો શું, કોઇ શિકારીની ગોળીની પણ આપને ખબર ન પડી હોત ! ધ્યેય સિવાયના કોઇપણ પદાર્થની શુદ્ધ ધ્યાનમાં સંભાવના જ ન હોઇ શકે. આપની પાસે થઇને તો શું પણ શરીરે ઘસાઇને હું ગઇ હોત તો પણ આપ એ જાણત નહીં, કેમકે આત્મા એ વેળા દેહભાન વિસરી જઇ કેવળ અંતરસૃષ્ટિમાં વર્તતો હોય છે. હું ભાન ભૂલી ને ઠેશ મારતી ગઇ એનું કારણ આપ એમ ન સમજશો કે હું આંધળી છું, કિંવા રસ્તે ચાલવામાં બેદરકાર છું મ્હારા પ્રેમીને મળવામાં મ્હારૂં મન એટલી હદે લીન બન્યું હતું કે હું શું કરી રહી છું કે માર્ગમાં કોણ કયાં ઊભું યા બેઠું છે તે તરફ મ્હારૂં જરાપણ લક્ષ ગયું નહીં. કેવળ મ્હારા પ્રેમીના દર્શનમાં જ હું લીન બની હતી. અન્ય સર્વ સાન ભૂલી ગઇ હતી સાંઇ તો આ સાંભળી સડક બની ગયા !

શ્રાવક પુન્ય ! ધ્યાનની એકાગ્રતા એવી નિશ્ચળ હોવી જોઇએ." (ચાલુ)

ચોકસી

સંવત ૧૯૯૪ ના ભાદરવા માસની પત્રિકા

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ.

( સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )



**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે દરેક ક્રિયાઓ થઇ રહેલ છે. આ માસમાં પર્યુષણ પર્વમાં તેલાધરના દિવસે તથા સંવત્સરીના દિવસે વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યા હતા. શેઠ વાડીલાલ ચતુર્ભુજભાઈ ગાંધીએ નાની તથા મોટી ટોળીના મહાવીરસ્વામી ભગવાનના ઘોડીઆપારણાં સંસ્થાના વ્યાખ્યાનહોલમાં પધરાવ્યાં હતાં. ત્યાં પ્રભુજી સમક્ષ શુદિ ૩ ના રોજ અંતરાય કર્મની પૂજા ભણાવવામાં આવી હતી, તથા પાંચ દિવસ સુધી રાત્રે વિદ્યાર્થીઓએ ભાવના કરી હતી. છઠ્ઠના દિવસે સંસ્થાના મકાનેથી વરઘોડો ચડાવવામાં આવ્યો હતો. આ બધા કાર્યોમાં વિદ્યાર્થીઓએ પ્રેમભક્તિપૂર્વક ઉત્સાહથી ભાગ લીધો હતો.

**ભાદરવા માસની આવક:**—

| | |
|---|---|
| ૩૩–૪–૦ | શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે |
| ૧૭૧.૧૦.૯ | શ્રી ભોજન ફંડ ખાતે |
| ૨૧–૪–૦ | શ્રી કાપડ ફંડ ખાતે |
| ૭૫૨–૦–૦ | શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૧૧૧–૦–૦ | શ્રી મકાન ફંડ ખાતે |
| ૧૦૮૯–૨–૯ | |

**વિદાય સભા:**—

સંસ્થામાં રહી વિદ્યાર્થીઓને પ્રેમપૂર્વક શિખામણ આપવા બદલ તેમના તરફનો ભાવ પ્રદર્શિત કરવા વિદ્યાર્થીઓ તરફથી ભા. શુ. ૭ ના રોજ ગાંધી

વાડીલાલ ચતુર્ભુજભાઇને અભિનંદન પત્ર આપવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો, જે પ્રસંગે તેમના તરફથી નીચે પ્રમાણે મદદ આપવામાં આવી હતી.

**સંસ્થાને**—ભાદરવા વદિ ૭ ની તિથિના રૂા ૨૫૧) રોકડા આપ્યા તથા રૂપીઆ ૨૫૧) ના વ્યાજના રૂા. ૧૧) દર વરસે મોકલશે. તથા બીજી વસ્તુઓ ભેટ આપી દરેક વિદ્યાર્થીને ૧ રૂમાલ તથા ૧ પીતળની વાડકી આપી, તથા જવાહર બંડી માટે કાપડ મોકલશે.

જમણવારઃ—

| | | |
|---|---|---|
| શ્રી વીશાશ્રીમાળી મહાજન | પાલીતાણા | ભા. શુ. ૧ |
| શેઠ મોનજી વસનજી | પોરબંદર | ભા. શુ. ૩ |
| કપાસી મેઘજી ઝવેર | પાલીતાણા | ભા. શુ. ૫ |
| શેઠ પ્રેમચંદ ત્રીકમ | પાલીતાણા | ભા. શુ. ૫ |
| શેઠ કુંવરજી મૂળચંદ | ભાવનગર | ભા. શુ. ૯ |
| શેઠ વાડીલાલ ચતુર્ભુજ | ભાવનગર | ભા. વ. ૭ |

ભેટઃ—

ગાંધી વાડીલાલ ચતુર્ભુજભાઇ તરફથી દેરાસર માટે ૭૭ કટોરી, ૧) જર્મન સીલ્વરની થાળી, ૨) વાડકી, ૨ શેર ાા, પગલુછણા. ૨) સંસ્થાને પીત્તળના વાટકા ૧૦૦) તથા મગ, ગુંદર વગેરે. અડીઆવાળા શેઠ મોહનલાલ કસળચંદ ગોધમ મણ ૫ ને બશેર. સાધ્વીજી મહારાજ ખાંતિશ્રીજી તરફથી ક્ષાંત્યાનંદ ગુણમંજરીની ચોપડી ૧)

**સમાજના દાનવીરોને:—**

હજુ મકાન ખાતે રૂા. ૮૦૦૦) તથા શ્રી દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦) નો તોટો છે. તે રકમ પૂરી કરી આપવા તથા સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ ભરી આપવા અમારી નમ્ર વિનતિ છે.



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૪ મું } અંક ૯ મો } **માર્ગશીર્ષ** { વિક્રમ સં. ૧૯૯૫ { વીર સં. ૨૪૬૫

## अनुक्रमणिका



### હર્ષદાયક સમાચાર

રાધણપુર નામની જૈનપુરીના નિવાસી ઉદારદિલ શેઠશ્રી કાંતિલાલભાઇ ઇશ્વરભાઇએ આપણી સભાનું પેટ્રનપણું સ્વીકાર્યું છે. તેમની સખાવત સંબંધી હકીકત તેમના ફોટા સાથે હવે પછીના અંકમાં આપશું. આવા સજ્જનના પેટ્રનપણાથી સભાની શોભામાં વિશેષ વૃદ્ધિ થાય એ સ્વાભાવિક છે.

### ગ્રાહકોને અગત્યની સૂચના

જૈન ધર્મ પ્રકાશ માસિક માટે પોસ્ટખાતા તરફથી ઇંગ્રેજી મહિનાની તા. ૫ મી મુકરર થવાથી દરેક માસના અંકો તે તારીખે જ પોસ્ટ થઇ શકશે. એટલે આ અંક માર્ગશીર્ષ શુદિ ૧૩ શે બહાર પડશે, તેથી તે સંબંધમાં ગ્રાહકોએ પત્ર લખવાની તસ્દી લેવી નહીં.




પુસ્તક ૫૪ મું | માર્ગશીર્ષ | અંક ૭ મો
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

## ॐकार शब्दनुं स्वरूप

ॐकारं बिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥

॥ ॐकार उच्चारण फलम् ॥

मांगल्यं पावनं धर्म्यं, सर्वकामप्रसाधनम् ।
ॐकारं परमं तत्त्वं, सर्वमन्त्रेषु नायकम् ॥ १ ॥

यथा पर्णं पलाशस्य, शंकुनैकेन धार्यते ।
तथा जगदिदं सर्वं, ॐकारेणैव धार्यते ॥ २ ॥

सिद्धानां चैव सर्वेषां, वेदवेदान्तयोस्तथा ।
अन्येषामपि शास्त्राणां, इष्टार्थोङ्कार उच्यते ॥ ३ ॥

आद्यं मंत्राक्षरं ब्रह्म-त्रयी यस्मिन्प्रतिष्ठिता ।
सर्वमंत्रप्रयोगेषु, ओमित्यादौ प्रयुज्यते ॥ ४ ॥

तेन सम्परिपूर्णानि, यथोक्तानि भवन्ति हि ।
सर्वमंत्राधिपत्येन, ॐकारेण न संशयः ॥ ५ ॥

અથવા ( तदोङ्कारयुक्तेन, मंत्रेण सफलं भवेत् )

સં. મુનિ પ્રેમવિમળ—પીપાડસીટી

# अपने गरज़की चाह ?

अपने गरज़की सबको, अब चाह तो पड़ी है ।
विनगर्ज़के न पूछे, क़िमत घटी वड़ी है ॥ १ ॥
देखा जगतको ऐसा, मिलता जो पास पैसा ।
चाहे भले हो कैसा, तो आबरू वड़ी है ॥ २ ॥
स्वारथके ताता भ्राता, भगिनी और माता ।
सुत नारीका भी नाता-में स्वार्थ ही जड़ी है ॥ ३ ॥
राजा भले व रानी, पंडित पुरुष व दानी ।
है स्वार्थ हीकी खानी, वस और क्या पड़ी है ॥ ४ ॥
हाकिम हकीम देखे, वैरिस्टर वकील भी तो ।
विन गर्ज़के सभी की, हिम्मत नहीं घड़ी है ॥ ५ ॥
साधु महात्मा भी, इससे नहीं बचे हैं ।
शिष्य मोह और किरति, नज़दीक ही खड़ी है ॥ ६ ॥
निज स्वार्थसें ही जगमें, न परमार्थको समझते ।
दुःखिया व दीनसें भी, जाकर हृदय[3] लड़ी है ॥ ७ ॥
स्वारथका त्याग करीये, न परमार्थको विसरीये ।
निज आतमध्यान धरीये, इसही में सब पड़ी है ॥ ८ ॥
अपना स्वरूप जानो, नहीं व्यर्थको अब तानो ।
स्वस्वार्थ ही पहिचानो, जीवन सफल तभी है ॥ ९ ॥
हे राज ! तुमसें विनति, धर लो अर्हनकी नीति ।
कर लो जगतसें प्रीति, तब धन्य तुम घड़ी है ॥ १० ॥

राजमल भन्डारी-आगर

## ઉપદેશક પદ

( રાગ કાફી )

તો બિન ઔર ન જાચું જિનંદરાય ! તો બિન ઔર ન જાચું;
મેં મેરે મન નિશ્ચય કીનો, એહમાં કછુઅ ન કાચું. જિણંદ૦ ૧.
તુમ ચરણે પંકજ મન મેરો, અનુભવ રસભર ચાખું;
અંતરંગ અમૃતરસ ચાખો, એહ વચન મન સાચું. જિણંદ૦ ૨.
જસ પ્રભુ ધ્યાયો મહારસ પાયો, અવર રસે નહીં રાચું;
અંતરંગ ફરસ્યો દર્શન તેરો, તુજ ગુણ રંગ રસ માચું. જિણંદ૦ ૩.

---

१ इज्ज़त. २ न्यायाधीश. ३ तबीयत.

# શિખામણ છંદ

શ્રી સદ્‌ગુરુ ઉપદેશ સંભારો, ધર્મ શિખામણ વિધિશું ધારો;
વિધિ સહુમાં વિવેક વિચારો, સઘળા કારજ જેમ સુધારો. ॥ ૧ ॥

પ્રથમ પ્રભાતે શુભ પરિણામ, નિત્ય લીજે અરિહંતનું નામ;
ધણીના સાચા ધર્મમાં રહીએ, કથન ન મુખથી જૂઠું કહીએ. ॥ ૨ ॥

દયા ધર્મ મનમાંહિ ધારો, અધિકો સહુમાં પર ઉપગારો;
વાદ મ કરજો અણુવિશ્વાસ, વિત્ત છતે મ કરજો વિણાસ.[1] ॥ ૩ ॥

દિલનો કોયને ભેદ ન દીજે, કદી સાંજનો પંથ ન કીજે;
અણઓળખીતા મ જાશો સાથે, દેણું મ કરજો કોયનું માથે. ॥ ૪ ॥

નિત્ય પ્રત્યે સામાયિક લીજે, યથાશક્તિ પચ્ચખ્ખાણ કીજે;
નવકારવાળી નિત્ય ગણીજે, નવું અપૂરવ જ્ઞાન ભણીજે. ॥ ૫ ॥

માતપિતા દેવ ગુરુ વાંદીજે, મનુષ્ય દેહનો લાહો લીજે;
પાપ લાગે આલોયણ લીજે, નિત્ય પડિક્કમણાં દોય કીજે. ॥ ૬ ॥

દાનત મિત્ર ન જાણો રંગ, પાપીનો નવિ કીજે સંગ;
કાયાસગતીએ પચ્ચખ્ખાણ કીજે, દાન વળી ઘરસારુ[2] દીજે. ॥ ૭ ॥

બાળકની છેડ મત કરના, છિદ્ર પરાયા રાખો છાના;
અણજાણ્યા મ કરો અધિકારી, ભભેરે મત થાજો ભારી. ॥ ૮ ॥

જોરાવરે મત રમજો જૂઓ,[3] કરજો મત ઘર આંગણ કૂવો;
વૈદ્ય સાથે મત કરજો વેર, સગાં કુટુંબમાં ન રાખજો ઝેર. ॥ ૯ ॥

નારી કુલખણી ઘરહાંસ, હલકા પાડે ને થાએ તમાસ;
ચિંતા કીધે ચિત્ત ઉદાસ, પંચમાંહે ગુહ્ય મત પરકાસ. ॥ ૧૦ ॥

બે વઢતાં એકલો મત દેખે, ધણીને માંડ નહી કંઇ લેખે;
વાદ ન કરીએ મોટાની જોડ, છોકરવાદે રમત છોડ. ॥ ૧૧ ॥

અમલ ન ખાયે હોડ ચઢતાં, કજીયો ઓલવીએ ઘર વઢતાં;
દ્રવ્ય પરાયું તું મત લેજે, નરતે[4] પાડોશી મત રેજે. ॥ ૧૨ ॥

ગામ ચાલતાં સુકન ગણીજે, ભૂખ લાગે કાંઇ ન ગણીજે;
ઘરેણાં પાખે ન દીજે વ્યાજ, નિશ્ચે વરસનો રાખો અનાજ. ॥ ૧૩ ॥

---

૧ ખેદ. ૨ ઘર પ્રમાણે. ૩ જુગટું. ૪ ખરાબ

વેરી ને દુશમન મત દાખે, રીસ હોય તો સજ્જન ન ભાખે;
ખત મત લખાવો મતા [1]વીણુસાખે, મન પોતાનું વાળીને રાખે. ॥ ૧૪ ॥

લાજ ન કીજે નામે લેખે, વધારે પરતીત વિશેખે;
ધરજો મેળ જ ગામધણીશું, એકચિત્ત રાખો સ્ત્રી પરણીશું. ॥ ૧૫ ॥

ચાલતાં વસ્તુ સઉ સંભારો, સગા વાલા મત વિસારો;
પાછલી રાતે વેલો જાગે, જોઇ પુંજી કામે લાગે. ॥ ૧૬ ॥

કુંકે ઓલવજે મત દીવો, અણગળીયાં પાણી મત પીવો;
છીંક ખાયે કહીએ ચિરંજીવો, રૂઠો મનાવો ફાટો સીવો. ॥ ૧૭ ॥

સૂરજ સામો ન કરીએ મલમૂત, ધન પામે કલહો નવિ તૂત;
ચીતા થઇ મ સુઇએ પૂત, સાંભળજો સિદ્ધાંત ને સૂત્ત. ॥ ૧૮ ॥

ભૂંડાશું તો કરજે ભલાઇ, પરિહરજો કૂડ કપટ ને છલાઇ;
બેઠા વાત કરે બે જણાઇ, તેડ્યા વિણુ મત ત્રીજે જાઇ. ॥ ૧૯ ॥

પરઘર અણુજાણ્યા મત પેસો, સારો દિન સૂઇ મત રેશો;
બાંધે મત મળમૂત્ર અબાધા, ખાજો મત ફળ જીવે ખાધાં. ॥ ૨૦ ॥

સરાપ ન દીયે કરકડા ન મોડે, છાની પરની ગાંઠ મ છોડે;
જમજો ન આગલ્યું ભોજન જરીએ, શત્રુ ન થાજે કારજ સરીએ. ॥ ૨૧ ॥

પેસે મત વિણુ તાગે પાણી, ત્રોડે પ્રીત મત અતિશેં તાણી;
ઘરમાં મત ખાયે ફરતાહરતા, કીરતાં કામ ન કરીએ નરતાં.[2] ॥ ૨૨ ॥

તુચ્છ વચન ન કહે તુંકારો, વેરી જાણી કોઇ જીવ મત મારો;
ભોજન ઓપમા ન કહો ભૂંડી, આપણી જાત વિચારો ઊંડી. ॥ ૨૩ ॥

સગતીસારુ[3] ખરચ કરીજે, પારકી થાપણ નવિ રાખીજે;
બેટી પરણાવાની ઢીલ ન કીજે, સુમાણુસની સોબત કીજે. ॥ ૨૪ ॥

આસ કરીને આવે ઘેર જેહ, આશ નિરાશ ન કરજો તેહ;
માતપિતા સામું નવિ બોલીજે, વાત સાંભળીને હૈયે તો લીજે. ॥ ૨૫ ॥

સુમનું[4] નામ ન લીજે સવાર, કોઇને ગાળ ન દીજે તુંકાર;
એહ શિખામણ સાંભળો સુજાણ, ધર્મ કરે અવિચળ સુખ ઠાણ. ॥ ૨૬ ॥

સં૦ ભોજક મોહન ગિરધર

પાટણ ( ગુજરાત )

---

૧ મત્તું ને સાક્ષી વિના. ૨ ખરાબ. ૩ શક્તિ પ્રમાણે. ૪ કૃપણનું.

# મદ્ય માંસ નિષેધ

## મદ્યપાન નિષેધ.

મદ્યપાનથી મદોન્મત્ત બની શેરીમાં ( ખાડમાં ) બેભાન થઇ પડેલા મદ્યપાન કરનારાના મુખમાં કૂતરા મૂતરી જાય છે, ચોરો વસ્ત્ર ચોરી જાય છે, છતાં એવા નીચ વ્યસનવશ બની કઇક જીવો બેહાલ થાય છે તેમની દયા ચિંતવી, જ્યારે તેનો નીશો ઉતરી જાય ત્યારે તેમની ખરાબ સ્થિતિ થયેલી ને હજી વધારે થવાની તે જો અંતરના પ્રેમથી તેને સમજાવવામાં આવે તો તેવા જીવનું આખું જીવન સુધરી જવા પામે છે. એવો સ્તુત્ય પ્રયાસ કેવળ કરુણા દૃષ્ટિથી ઉપકારાર્થે કરવો યોગ્ય છે. કુમારપાળ મહારાજાએ પોતાના વિશાળ રાજ્યમાંથી મદ્યાદિક સાતે વ્યસનો દૂર કરી પોતાના બીજા મિત્ર રાજ્યો સાથે તેવો ગાઢો સંબંધ જોડી તેના રાજ્યમાંથી પણ એવાં પાપ-કર્મો પ્રેમથી દૂર કરાવ્યા હતા. તેમ થોડા વર્ષો પહેલાં પિકેટીંગ પ્રસંગે કઇક દિલસોજ સ્વદેશપ્રેમી સજ્જન ભાઇબ્હેનોએ પોતે પુષ્કળ કષ્ટ સહન કરીને આવા કઇક વ્યસની જીવોને પ્રેમથી સમજાવી યોગ્ય રસ્તે લાવવા ભારે જહેમત ઉઠાવી હતી. તો પછી આવા કંઇક વધારે શાન્તિના સમયે જો એવા વ્યસનમાં ગ્રસ્ત જીવોને પ્રેમથી વ્યક્તિગત કે સમુદાયે મીઠાશવડે તેમની થતી દુર્દશાનું ભાન કરાવી તેમની શુદ્ધ બુદ્ધ ઠેકાણે લાવવા પ્રયત્ન સેવાય તો તેથી સારો આર્થિક લાભ દેશને તથા સમાજને થવા ઉપરાંત કઇક જીવો સારી નીતિ-રીતિ આદરી, પોતાનું જીવન સુધારી પોતાની પાછળની પ્રજાને પણ દાખલારૂપ બને.

" કલ્પિત યજ્ઞમાં કે દેવીની પાસે અંધશ્રદ્ધાળુ ભક્તો તરફથી અપાતો પામર પશુઓનો ત્રાસદાયક ભોગ થતો અટકાવવા અનુકંપાશીલ જનોની ભારે ફરજ "

આ ફરજ જેમને ઠીક ઠીક સમજાઇ છે તેઓ તેવી જીવદયાની સંસ્થાઓ તેમ જ મંડળાઓ દ્વારા યોગ્ય પ્રયાસ, કરી દેશની તેમજ સમાજની ઉપયોગી સેવા બજાવી તેમાં પ્રયાસાદિકના પ્રમાણમાં સફળતા મેળવતા જણાય છે. ધર્મના નામે એવી અઘોર પ્રાણીહિંસા કરનારા કરાવનારા તેમજ તેમાં સહાય કરી ઉત્તેજન આપનારા પાપી જનો તેના મહા પાપરૂપ કહો કે જેના પરિણામે નરકાદિકની ભારે યાતનાઓ લાંબો વખત ભોગવી અનંત સંસારભ્રમણ કરતા રહે છે, તેમને શાંતિથી વિવેકસર સમજાવવાથી કઇક જીવો એવા અઘોર પાપથી પાછા ઓસરતા સંભળાય છે. તેથી સ્વપરને ભારે ફાયદો ઘણા લાંબા વખત માટે થવા પામે છે. આવી ફાયદાકારી હિત પ્રવૃત્તિ બને તેટલી શક્તિ ફોરવીને પણ કરવી ઉચિત છે. કસાઇઓ પાસે જઇ તેમને મોં માંગ્યા પૈસા આપી, થોડા ઘણા જાનવરોને કઇક ભોળા જનો ધર્મબુદ્ધિથી છોડાવવાનું કરતા રહે છે તેથી તે કસાઇઓ તેવા વધારા પડતા પૈસા કમાવાથી ઊલટા પોતાનો નીચ વ્યાપાર ઘટાડવાને બદલે વધારતા સંભળાય છે. તે કરતાં ભાવી પરિણામનો ખ્યાલ લાવી તેવી ઘોર હિંસા જ અટકે એમ ડહાપણથી વ્યવહાર કરવામાં અધિક લાભ છે.

## માંસસેવન ને શિકાર

માંસભોજન તથા શિકારના ભૂંડા નાદ–શોખવાળા કુવ્યસનથી કેટલા અનર્થો ને કિંમતી પ્રાણોની હાનિ થાય છે તે વિચારવા યોગ્ય છે.તેને બદલે સાદો સાત્વિક વનસ્પતિવાળો ખોરાક વધારે ઉત્તમ ફાયદાકારક અને સ્વપરના કિંમતી પ્રાણોને પોષનારો છે તેનો જેમને સારો અનુભવ મળતાં તેની ખાત્રી યા પ્રતીતિ થયેલી છે તેમણે કેવળ નિઃસ્વાર્થપણે પોતાને જાતઅનુભવ થયેલો પુસ્તકો કે વર્તમાનપત્રો કે લેખો યા ઉપદેશ દ્વારા કઇક વખત જાહેર કરેલો જણાય છે, તે ઉપરથી કઇક જીવોને પોતાની ગંભીર ભૂલો આ કુવ્યસનથી થતી જણાતાં તેને સુધારીને પોતે સુખી થવા પામે છે અને અન્ય જનોને પણ વ્યાજબી પ્રયત્નો સેવી સાચા હિતકારી માર્ગે દોરી શકે છે. ઘણા વખત પહેલાં શ્રી જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી એવો એક ઇનામી નિબંધ પ્રસિદ્ધ થયેલો મારા હાથમાં આવેલો. તેમાં ઉપરની બાબતનો સ્પષ્ટ ખુલાસો મળી શકે છે. તે ઉપરાંત જુદી જુદી જીવદયાની સંસ્થાઓ મારફત પણ જીવદયાની દૃષ્ટિથી નાનાં મોટાં પુસ્તકો ને હેન્ડબીલો બહાર પડતાં રહે છે તે વાંચી વિચારી દયાળુ દિલો ઉપર સારી અસર થવા પામે છે અને તેમાંના કઇક ઉદાર સજ્જનો તેવી જીવદયાની મંડળીઓને બનતી મદદ કરી–કરાવી તેના કાર્યમાં ઉત્તેજન આપી જનસેવા બજાવતા રહે છે. જેમનાં હૃદયમાં સાચી દયા વસી હોય તેમને બહુ લાંબું કહેવાની કે સમજાવવાની ભાગ્યે જ જરૂર રહે છે. તેઓ પોતાના અંતરની પ્રેરણાથી જ તેવા પ્રમાણિક જીવદયાના કામમાં ડહાપણ વાપરી બને તેટલી સહાય કરતા–કરાવતા રહે છે.

આવા જરૂરી ને ઉપયોગી કાર્યમાં સર્વથા અહિંસાવ્રતને પાળવા પ્રતિજ્ઞા લીધેલા અને તેને સંપૂર્ણ વફાદાર રહેનારા ત્યાગી સંત–સાધુજનો જહેમત ઉઠાવી પુરુષાતનને ફોરવી, સમયોચિત સદુપદેશાદિદ્વારા પણ ભારે લાભ આપી અનેક જીવો જે તેવા કુછંદમાં ફસાયેલા હોવાથી અધોગતિમાં પટકાવા તૈયાર થયેલા હોય છે તેમને બચાવી ઠેકાણે લાવી શકે છે, અને એ રીતે અનેકાનેક પ્રાણીઓની ખરી દુવા મેળવી પોતાનાં જીવનને સફળ કરે છે, સહુ કોઇ ખરા દયાળુ ભાઇબ્હેનો તેવા પવિત્ર માર્ગમાં બનતો ફાળો આપી પોતપોતાની ફરજ બજાવે તો ઘણો લાભ થાય એ નિઃસંશય છે.

સ્વ. સ. ક. વિ.

---

## મુનિ છ કારણે આહાર કરે

મુનિ આહારપાણીના અભિલાષી ન હોવાથી તે નિરંતર તપસ્વી કહેવાય છે, છતાં તે છ કારણે આહારપાણી ગ્રહણ કરે છે.

૧ સંયમના રક્ષણાર્થે, ૨ પ્રાણની રક્ષા માટે, ૩ આર્ત્તધ્યાનને અટકાવવા માટે, ૪ ધર્મધ્યાનની વૃદ્ધિને અર્થે, ૫ વડીલ મુનિઓની વૈયાવચ્ચ થઇ શકે તે માટે અને ૬ ક્ષુધાતૃષાની વેદના છીપાવવા માટે.

આવા કારણે પણ જો ૪૨ દોષરહિત આહાર મળે તો ગ્રહણ કરે અને તે મંડળીના પાંચ દોષ ટાળીને વાપરે.

# જૈનેતર સાહિત્ય અને જૈનો

લેખક—મુનિશ્રી ચતુરવિજયજી

यस्य निखिलाश्च दोषा न सन्ति सर्वे गुणाश्च विद्यन्ते ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥
—શ્રીમાન્ હરિભદ્રસૂરિ

પરમકારુણિક અને લોકહિતબુદ્ધિવાળા જૈન મહાત્માઓએ સાહિત્યનું રક્ષણ અને સર્જન કરવામાં ઘણો જ મોટો ફાળો આપ્યો છે દરેક વિષયનાં તેમજ દરેક સંપ્રદાયનાં પુસ્તકો સંગ્રહવાનો પ્રશંસનીય પ્રયત્ન એમણે કર્યો છે. આજે કેટલાંક એવાં બહુ જૂનાં અને મહત્ત્વનાં બૌદ્ધ તેમજ બ્રાહ્મણ સંપ્રદાયનાં પુસ્તકો જૈન ભંડારોમાં મળી આવે છે કે જે બીજે ક્યાંય લભ્ય નથી. વિદેશીઓના આક્રમણ વિગેરે ઉથલપાથલના પ્રસંગે સાહિત્યને સાચવવા જૈનોએ સાવચેતી ન વાપરી હોત તો આપણને વડીલોએ વારસામાં આપેલું અપૂર્વ સાહિત્ય આજે નામશેષ થઇ ગયું હોત એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

કેવળ એમના પોતાના સાંપ્રદાયિક ગ્રંથો જ નહીં, પરંતુ ગમે તે દર્શનના અને દરેક વિષયના સાહિત્યનું રક્ષણ કરવા જૈનોએ જેટલી ઉદારતા વાપરી છે તેટલી જ બલ્કે તેથી પણ વિશેષ ઉદારતા ઇતર સાહિત્યને વૃત્તિ વ્યાખ્યાદિકથી વિભૂષિત કરી અપનાવી લેવામાં દર્શાવી છે. સાહિત્યોપાસનાના કાર્યમાં મારાપણું અગર દાર્શનિક મમત્વ એમને જરાપણ સ્પર્શી શક્યું નથી. ઉચ્ચાવચ્ચ સ્થળના ભેદભાવ સિવાય જેમ સર્વત્ર મેઘરાજ વરસે છે તેમ સાહિત્યના વિકાસ માટે જૈન વિદ્વાનોએ સર્વદેશીય સેવા બજાવેલી છે. તેમની એવી માન્યતા હતી કે-સાહિત્ય અને વિજ્ઞાન અમુક જાતિના લોકો માટે જ નથી, પરંતુ સંસ્કૃતિવાળા જગતમાં સમસ્ત વિદ્યાભ્યાસંગી જનતા માટે છે. અમુક ધર્મની, ભિન્ન દેશની યા અન્ય જાતિની વ્યક્તિએ સર્જેલા સાહિત્ય કે વિજ્ઞાનને એકાકી પૃથક્ ન રાખી શકાય. સર્વદેશીય સાહિત્ય અગર વિજ્ઞાનના સિદ્ધાંતોને અંગીકાર કરવા ઘટે. તે માટે જુઓ શ્રી હરિભદ્રસૂરિના ઉદ્ગારો :—

आत्मीयः परकीयो वा, कः सिद्धान्तो विपश्चिताम् ।
दृष्टेष्टाबाधितो यस्तु, युक्तस्तस्य परिग्रहः ॥
—યોગબિંદુ.

—વિદ્વાનોને પોતાનો સિદ્ધાંત કે પારકાનો સિધ્ધાંત એવું શું છે? જે સિધ્ધાંત દષ્ટ અને ઇષ્ટથી વસ્તુ અને સ્વરૂપથી અબાધિત એટલે અવિરુધ્ધ હોય તેનો પરિગ્રહ એટલે સ્વીકાર કરવો યોગ્ય છે.

જૈનવિદ્વાનો મોટા ભાગે ત્યાગી (સંતો) અને કેટલાક ધની ગૃહસ્થો હોવાને લીધે તેમને ધનૈષણા કિંવા સેવાવૃત્તિની મુદ્દલ ભાવના ન હોવાને કારણે એમની દરેક કૃતિઓ કેવળ પરોપકારાર્થે અને સાહિત્યસર્જનના શોખથી ઉદ્ભવેલી હોવાથી એમાં ગંભીરતા, સરળતા અને બોધકતા વિશેષતયા હોય છે.

જૈનવિદ્વાનોએ ઇતરસાંપ્રદાયિક સાહિત્યોદ્યાનને પલ્લવિત કરવા લેખિનીદ્વારા કરેલી જ્ઞાનવૃષ્ટિનો યત્કિંચિત્ પરિચય કરાવવા એક ટૂંકી નોંધ અત્રે રજૂ કરું છું—

## વ્યાકરણ

૧ સારસ્વત—લોકોક્તિ પ્રમાણે અનુભૂતિ સ્વરૂપાચાર્યને સરસ્વતીએ આપેલા ૭૦૦ સૂત્રોનું સંક્ષિપ્ત અને સરલ આ વ્યાકરણ હોવાને લીધે પૂર્વકાળમાં અધ્યયન, અધ્યાપનમાં એનો વિશેષ પ્રચાર હતો. એના ઉપર ઉપલબ્ધ થતી જૈન વૃત્તિઓ નીચે મુજબ :—

(૧) નાગપુરીય તપાગચ્છીય શ્રી ચંદ્રકીર્ત્તિવિરચિતા. (મુદ્રિત)

(૨) ઉપરોક્ત શ્રી ચંદ્રકીર્ત્તિસૂરિશિષ્ય હર્ષકીર્ત્તિકૃતા (સારસ્વત દીપિકા)

(૩) મહોપાધ્યાય ભાનુચંદ્રકૃતા.

(૪) ખ. રત્નસાર-હેમનંદન અને રત્નહર્ષ શિષ્ય સહજકીર્તિગણિકૃતા. રચના સંવત્ ૧૬૮૧.

(૫) નયસુંદરવિરચિતા વૃત્તિ. (૬) દયારત્નકૃતા. સં. ૧૬૨૬ લગભગ.

(૭) મેઘરત્નકૃતા. (૮) યતીશરચિતા.

(૯) મંડનકવિએ સારસ્વતમંડન રચેલ છે. (પરિચય માટે જુઓ વિજ્ઞપ્તિત્રિવેણી.)

આમાંની ઘણીખરી ટીકાઓ અપ્રસિધ્ધ છે. તે ઉપરાંત આંચલગચ્છીય શ્રી કલ્યાણસાગરસૂરિ[૧] (સં. ૧૬૭૦ થી ૧૭૧૮) ના શિષ્ય વિનયસાગરે કચ્છના ભારમલરાજાના કુંવર ભોજરાજના વારામાં તેના નામથી ભોજ વ્યાકરણ (પિટર નં. ૧૬૩૬, પૃ. ૨૦૩-૪ રચ્યું કે જેની સં. ૧૭૬૩ ની પ્રત મળે છે.

૧ એમણે પોતાના શિષ્ય વિનયસાગર માટે મિશ્રલિંગકોષલિંગનિર્ણય (કાં. છાંણી) રચેલ છે.

વિવે૦ ઉદે૦ અને ગ્રંથ મુદ્રિત પણ થયેલ છે.) આમાં સારસ્વત વ્યાકરણનાં સૂત્રોને પદ્ય-છંદમાં ગુંથવામાં આવેલાં છે.

### કાવ્ય

૨ **કર્પૂરમંજરી**—સુપ્રસિદ્ધ અજૈન કવિ રાજશેખરની કૃતિ છે. એના ઉપર જિનવર્ધનસૂરિ-જિનચંદ્ર-જિનસાગરસૂરિ ( સમય સં. ૧૪૮૯–૧૫૦૫ ) ના શિષ્ય ધર્મચંદ્રે ટીકા રચી છે. ( વે. નં. ૧૨૮૧, ભાં. ૩, નં. ૪૧૮–૧૯ )

૩ **કાદંબરી**—મૂળ રચયિતા મહાકવિ બાણભટ્ટ છે. આના બે ખંડ છે. પૂર્વ ખંડ પર શ્રીવિજયહીરસૂરિસંતાનીય મહોપાધ્યાય શ્રી ભાનુચંદ્રે અને ઉત્તર ભાગ ઉપર તેમના શિષ્ય સિદ્ધિચંદ્રે વૃત્તિ રચી છે. ( પ્ર. નિ. સા. પ્રેસ. મુંબઈ. ) મહામંત્રી મંડને કાદંબરી મંડન બનાવેલ છે અને અન્ય વિદ્વાનોએ સાર વિગેરે રચેલ છે.

૪ **કિરાતાર્જુનીય**-કર્ત્તા કવિ ભારવી. વિનયસુંદરકૃતા વૃત્તિ. ગ્રંથ ૭૫૦૦ અને કિરાત દીપિકા પત્ર ૨૦૨. કર્તા ધર્મવિજય.

૫ **કુમારસંભવ**—મહાકવિ કાલિદાસની કૃતિ સુપ્રસિદ્ધ છે. એના પર તપા રામવિજયગણિ શિષ્ય [1]શ્રીવિજયગણિએ ટીકા રચી છે. પત્ર ૮૦. આને અનુસારે અં. શ્રીજયશેખરસૂરિએ જૈન કુમારસંભવ કાવ્ય રચ્યું છે, જેના પર એમના જ શિષ્ય ધર્મશેખરે સં. ૧૪૮૨માં વૃત્તિ રચી છે. તેમાં એમણે કરેલા ગ્રંથોનાં નામ આ પ્રમાણે આપે છે:—

> श्रीमदञ्चलगच्छे, श्रीजयशेखरसूरयः ।
> चत्वारस्तैर्महाग्रन्थाः, कविशक्रैर्विनिर्मिताः ॥
> प्रबोधश्चोपदेशश्च, चिन्तामणिकृतोत्तरौ ।
> कुमारसम्भवं काव्यं, चरितं धम्मिलस्य च ॥

૬ **ખંડ પ્રશસ્તિ**—કર્તા હનુમાન કવિ. ખરતર શાખાના ક્ષેમરાજ જયસોમના શિષ્ય ગુણવિજયે સં. ૧૬૪૧માં સુબોધિકા નામની વૃત્તિ ( વે. નં. ૧૧૮૨; રિપોર્ટ ૧૮૮૭–૯૧, ને ૩૮૨ ) રચી. ઉપરોક્ત શ્રીવિજયગણિની વૃત્તિ અને અન્ય (લઘુ) વૃત્તિ પણ છે.

૭ **ઘટકર્પરકાવ્ય**—અગ્યારમા અને બારમા શતકની વચ્ચે થયેલા પૂર્ણતલ્લ ગચ્છના વર્ધમાનસૂરિ શિષ્ય શાંતિસૂરિએ વૃત્તિ રચી છે.

---

૧. શ્રીવિજયગણિ માટે સં. ૧૬૭૨માં દેવવિજય શિષ્ય જયવિજયે ઋષિમંડળ સૂત્રની પ્રત લખી હતી. અને તેણે ઉપા. વિનયવિજયને સં. ૧૬૯૬ માં કલ્પસૂત્રની સુબોધિકા વૃત્તિ રચવા અભ્યર્થના કરી હતી, તેથી શ્રીવિજયનો સમય તે બન્ને વર્ષની વચ્ચે સમજવાનો છે.

૮ ગાથા સપ્તશતી—કર્તા હાલ (શાલિવાહન). વૃત્તિકાર આજ. આ પરમ જૈન શ્રાવક હતો. જુઓ એમણે રચેલી સરસ્વતીકંઠાભરણ વૃત્તિ. (નં૦ ૩૧)

૯ દમયંતી કથા—(ચંપૂ) રચયિતા ત્રિવિક્રમ ભટ્ટ—એના ઉપર સં. ૧૬૪૬ માં ખ. ગુણવિનયે પોરવાડ વણિક્ યશોરાજના પુત્ર તથા લુણિકના શિષ્ય ચંડપાલની વૃત્તિ (ચુની. ભં. કાશી) ના આધારે આ વૃત્તિ રચી છે. તથા પ્રબોધમાણિક્ય કૃત વૃત્તિ.

૧૦ નૈષધકાવ્ય—કર્તા શ્રીહર્ષ. કૃપારસકોષના કર્તા શાંતિચંદ્રોપાધ્યાયના શિષ્ય રત્નચંદ્રે ટીકા કરી છે. તથા ચારિત્રવર્ધન અને જિનરાજસૂરિએ પણ વૃત્તિ રચી છે.

૧૧ ભટ્ટિકાવ્ય—વાદી દેવસૂરિ શિષ્ય રામચંદ્રસૂરિના શિષ્ય જયમંગળાચાર્યની વૃત્તિ મુદ્રિત છે. પરંતુ તેમાં પ્રશસ્તિ વિગેરે ઉડાવી દીધેલ છે. એમની અન્ય કૃતિઓ નીચે મુજબ ઉપલબ્ધ થાય છે:—

સં. ૧૩૧૯ માં સુંધા પહાડના [1]ચાચિગદેવના લેખની પ્રશસ્તિ, (એ. ઈ. સને ૧૯૦૭ જૈન સાહિત્ય સમ્મેલન વિવરણ, કવિશિક્ષા (પી. ૧, ૮૦) અને જૂની અપભ્રંશ ભાષામાં મહાવીર જન્માભિષેક રચેલ છે. એમના શિષ્ય સોમચંદ્રે સં. ૧૩૨૯ માં વૃત્તરત્નાકર પર વૃત્તિ રચી છે.

૧૨ મેઘદૂત—કર્તા મહા કવિ કાલિદાસ એના ઉપર (૧) ભિલ્લમાલ (શ્રીમાળ) વંશના કટુકરાજ અને આનલદેવીના પુત્ર પરમશ્રાવક કવિસભાશૃંગાર બિરુદધારક આસડ કવિએ વૃત્તિ રચી હતી.[2]

(૨) આંચલિક મહેંદ્રપ્રભસૂરિના પટ્ટધર મેરુતુંગસૂરિએ વૃત્તિ રચી.

(૩) ક્ષેમહંસ વિરચિતા.

(૪) બાલાવબોધ વૃત્તિ. કર્તા મહિમેરુ. (૫) ભાષ્ય.

(૬) સં. ૧૬૯૩ માં ખ. શિવનિધાન ગણિ શિષ્ય મહિમસિંહ ગણિએ સ્વશિષ્ય હર્ષવિજયાદિ માટે ટીકા રચી, (ભાં. ૪, નં. ૨૮૦; પ્ર. ભાં. ઈ. નં. ૨૮૦).

(૭) અવચૂરિ રચયિતા મુનિ સુમતિવિજય.

---

૧. આ ચાચિગદેવે સં. ૧૩૨૦ માં કરહેડા ગામના પાર્શ્વનાથની પૂજા અર્થે દાન લેખ કરી આપ્યો હતો. જુઓ જિનવિ. સંપાદિત જૈન લેખ સંગ્રહ ભાગ ૨, શિલાલેખ નં. ૩૩૦.

૨. आसडः कालिदासस्य, यशोदीपमदीपयत्।
मेघदूतमहाकाव्ये, टीकास्नेहनिषेचनात् ॥ —વિવેકમંજરી પ્રશસ્તિ

૧૩ મેઘાભ્યુદય કાવ્ય—નં. ૭ માં જણાવેલા શાંતિસૂરિની વૃત્તિ છે.[1]
End:—શ્રી પૂર્ણતલ્લગચ્છ સંબંધી શ્રી વર્ધમાનાચાર્ય સ્વપદ સ્થાપિત શ્રીશાંતિસૂરિ વિરચિતા મેઘાભ્યુદય કાવ્ય વૃત્તિ. (જેસ. સૂ. પૃ. ૪૩.)
૧૪ રઘુવંશકાવ્ય—કર્તા કવિ કાલિદાસ. એના પર અનેક ટીકાઓ છે. જેમકેઃ—
(૧) ગ. ગુણવિનય કૃત વૃત્તિ. રચના સંવત્ ૧૬૪૬
(૨) સુમતિવિજય વિરચિતા (૩) ધર્મમેરુરચિતા
(૪) શ્રી વિજયકૃતા (૫) સમયસુંદરગણિપ્રણીતા
(૬) ખ. જિનપ્રભસૂરિ-જિનદેવ-જિનમેરુ-જિનહિતસૂરિ-કલ્યાણરાજ શિષ્ય ચારિત્રવર્ધને શ્રીમાલ સાલિગના પુત્ર અરડકમલ્લના કહેવાથી રચેલી શિષ્યહિતૈષિણી નામની ટીકા (પી. ૩, ૨૧૦)
(૭) શ્રી હીરસૂરિસંતાનીય રત્નચંદ્રકૃત ટીકા (જુ. ૧૮૮૭–૯૧ નં. ૪૪)
૧૫ રાક્ષસ કાવ્ય—ટીકાકાર શાંતિસૂરિ.
૧૬ વૃંદાવન કાવ્ય—વૃત્તિકાર શાંતિસૂરિ. એમણે ઘટકર્પર કાવ્ય, મેઘાભ્યુદય કાવ્ય, શિવભદ્ર કાવ્ય અને ચંદ્રદૂત કાવ્ય (જૈન જંબૂ કવિકૃત) આદિ યમક કાવ્યો પર વૃત્તિઓ રચી છે.
૧૭ વાસવદત્તા—મહાકવિસુબંધુ રચિતા. વૃત્તિકાર સિદ્ધિચંદ્રગણિ
૧૮ અનર્ઘરાઘવ-કર્તા મુરારિકવિ. [2]નરચંદ્રસૂરિકૃત ટિપ્પન.ગ્રં.૩૫૦,(જે.નં.૨૨૦), મલધારિ દેવપ્રભસૂરિકૃત અનર્ઘરાઘવરહસ્યાદર્શ[3] (ગ્રં. ७१००) અને

૧. એમણે ધનપાળવિરચિત તિલકમંજરી પર ટિપ્પન અને જૈનતર્કવાર્તિકવૃત્તિ પણ રચેલ છે. વૃંદાવન કાવ્યની વૃત્તિના પ્રારંભમાં પાંચ યમક કાવ્યો પર વૃત્તિ રચ્યાનો પોતે ઉલ્લેખ કરે છે. જુઓઃ—

वृन्दावनादिकाव्यानां, यमकैरतिदुर्विदाम् ।
वक्ष्ये मन्दप्रबोधाय, पञ्चानां वृत्तिमुत्तमाम् ॥

૨. એમની વંશપરંપરામાં થયેલા પદ્મદેવસૂરિ-શ્રી તિલકસૂરિસુશિષ્ય રાજશેખરસૂરિએ શ્રીધરકૃત ન્યાયકંદલી પર પંજિકા (પી. ૩, ૭૨-૨૫૭) રચી છે તેમાં નરચંદ્રસૂરિના ગ્રંથો નીચે મુજબ જણાવે છેઃ—

टिप्पनमनर्घराघव-शास्त्रे किल टिप्पनं च कंदल्याम् ।
सारं ज्योतिषमद्भुत् यः प्राकृतदीपिकामपि च ॥ देवप्रभस्टिप्पनं।

૩. स्वस्मृत्यर्थमनर्घराघवरहस्यादर्शमेतद् व्यधात् ॥ પાટણ સૂચિ. પૃ. ૩૦૧ —इत्याचार्यश्रीदेवप्रभसूरिविरचितमनर्घराघवरहस्यादर्शो नाम मुरारिकृते—रनर्घराघवस्य नाम्नो नाटकस्य टिप्पनकं समाप्तमिति ॥

એમની વંશપરંપરા માટે જુઓ મારો લેખ "વાચનાચાર્ય સુધાકળશ અને તેની ગુરુપરંપરા" શ્રી વિજયાનંદસૂરિ જન્મશતાબ્દીસ્મારક ગ્રંથ પૃ. ૨૭.

તપા. જયચંદ્રસૂરિના શિષ્ય જિનહર્ષકૃતા વૃત્તિ.

૧૯ શિવભદ્ર કાવ્ય—ટીકાકાર શાંતિસૂર

૨૦ શિશુપાલ વધ—(માઘ) વૃત્તિકાર ચારિત્રવર્ધન ગણિ. તથા શ્રી વલ્લભકૃતા સંદેહવિષૌષધિ વૃત્તિ.

૨૧ રાઘવ પાંડવીય કાવ્ય—વૃત્તિકાર ચારિત્રવર્ધન ગણિ.

૨૨ ભર્તૃહરિ શતક ત્રય વૃત્તિ—ધનસાર, જિનસમુદ્રમુનિ.

૨૩ વિષમકાવ્યવૃત્તિ—જિનપ્રભસૂરિ.

## કોષ

૨૪ શબ્દભેદપ્રકાશ—કર્તા મહેશ્વર કવિ. એના ઉપર સં. ૧૬૫૪માં ખ. જયસાગર ઉપા.–રત્નચંદ્ર–ભક્તિલાભ–ચારિત્રસાર–ભાનુમેરુ શિષ્ય જ્ઞાનવિમળે બિકાનેરમાં રાજસિંહરાજાએ વૃત્તિ રચી (પી. ૨, ૧૨૪).

## છંદઃ

૨૫ વૃત્તરત્નાકર—કર્તા કેદારભટ્ટ. એના પર સં. ૧૩૨૯માં જયમંગલસૂરિ (જુઓ નં. ૧૦) શિષ્ય સોમચંદ્રે વૃત્તિ રચી. સુપ્રાપ્ય છે. તથા સમયસુંદરકૃત વૃત્તિ પણ છે—રચના સં. ૧૬૯૪ જાલોરમાં.

૨૬ જયદેવ છંદઃશાસ્ત્ર—વર્ધમાન અને શ્રીચંદ્રની વૃત્તિ છે.

૨૭ શ્રુતબોધ—કર્તા કવિ કાલિદાસ. ટીકાકાર મેઘચંદ્ર શિષ્ય હર્ષકીર્તિ ગણી તથા હંસરાજ.

૨૮ નંદિતાઢ્ય વૃત્તિ—માંડવ્યપુરગચ્છના દેવાચાર્યશિષ્ય રત્નચંદ્ર અને નયવિમળ કૃત વૃત્તિ.

## અલંકાર

૨૯ કાવ્ય પ્રકાશ—કર્તા મમ્મટ. એના પર રાજગચ્છના અભયદેવસૂરિ (સમ્મતિ ટીકાકાર)–ધનેશ્વર અજિતસિંહ, વર્ધમાન, શાંતિભદ્ર, ભરતેશ્વર, વૈરસ્વામી, નેમિચંદ્ર–સાગરેન્દુ શિષ્ય માણિક્યચંદ્રે સં. ૧૨૧(૪)૬માં કાવ્ય પ્રકાશ સંકેત વૃત્તિ રચી. (મુ) તથા મહોપાધ્યાય યશોવિ. રચિત વૃત્તિ અપ્રાપ્ય છે.

૩૦ काव्यालंकार—રુદ્રટ કવિકૃત. વૃત્તિકાર શાલિસૂરિ શિષ્ય. નમિસાધુ (થારાપદ્ર ગચ્છીય) આ વૃત્તિ સંક્ષિપ્ત ટિપ્પનના રૂપમાં છે. રચનાકાળ ૧૨ મો સૈકો (મુ).

૩૧ सरस्वति कंठामरण—કર્તા ભોજરાજ. ભાંડશાલિ આજડ કૃત પદ પ્રકાશ વૃત્તિ. ૧ આદ્યમાં શાંતિનાથ તથા પાર્શ્વનાથની સ્તુતિ છે અને ભદ્રેશ્વર, સર્વદેવ, હેમચંદ્રાદિનો નામોલ્લેખ છે. —અપૂર્ણ

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૩૩ )

**ધીરજથી ધારણા કરો, પણ નિર્ણયપૂર્વક કામ કરો;**
**સભ્યતાપૂર્વક તાબે થાઓ, અથવા મક્કમતાથી સામનો કરો.**

આ જીવનસૂત્રો છે, વિશાળ અનુભવને પરિણામે આલેખાયા છે અને અમલ કરવાથી સારાં પરિણામ લાવનાર છે. કોઇ પણ બાબત કરતાં પહેલાં એનો અનેક દિશાએ વિચાર કરવો, એના ગુણદોષ પર ખૂબ આલોચના કરવી, નફાતોટાના સરવાળા બાદબાકી કરવા. ઘણા માણસો એક કામ કરવા ઇચ્છે છે ત્યારે માત્ર તેની સારી બાજુ જ જુએ છે અને બીજી બાજુ તરફ દુર્લક્ષ રાખે છે અને સર્વ ઠીક થઇ જશે એમ ધારી લે છે. કરવાની ઇચ્છા થાય એટલે સર્વ સારાં વાનાં થઇ જશે એમ કરી આંધળુકિયાં કરે છે અને પછી સામે ચાલતાં ભીંત આવે ત્યારે અકળાઇને ઊભા રહે છે અને માથું ખજ્વાળવા માંડે છે. આમાં ડહાપણ નથી. પાયાનું ડહાપણ એ અક્કલ કહેવાય અને મોડી અક્કલ આવે તે મૂર્ખાઇ કહેવાય. આમ સર્વ ગણતરી કરવી, પણ કામ આદર્યા પછી તો એને પૂરું કરવાનો નિર્ણય જ કરવો. કામનો આરંભ ન કરવો એ પહેલું બુદ્ધિનું લક્ષણ છે, અને આરંભ કર્યા પછી તો ઠેઠ સુધી પૂરું કરવું એ બીજું બુદ્ધિનું લક્ષણ છે. આદર્યા પછી અરધે રસ્તે રખડનાર કે રખડાવનાર તો બન્ને રીતે મૂર્ખ ઠરે છે. કાર્ય કરવાનો નિર્ણય થયો એટલે તો પછી શિરસટ્ટે વાત થાય. પછી તો ' કાર્યં સાધયામિ, વા દેહં પાતયામિ. ' પછી તો ' ખાડા ખસે પણ હાડા ન ખસે.' કાર્ય કરવાના નિર્ણયને વળગી રહેવાની ચીવટવાળો માણસ અંતે જરૂર ફાવે છે અને કામ કરતાં વચ્ચે પસીનાથી મુંઝાઇ જાય અને ભાગે તો ' ન મળ્યા રામ ને ન મળી માયા '–એવી દુગ્ધાવાળાની દશા થાય છે. એવી જ રીતે દાક્ષિણ્યતાથી તમારા ઉપરીને કે શિક્ષકને કે વાલીને તાબે થાઓ; દલીલ સમજીને તાબે થાઓ કે વય, અનુભવ કે સ્થાનને માન આપી તાબે થાઓ, પણ તમારે સામનો કરવાનો નિર્ણય જ હોય તો બરાબર મક્કમતાથી લડો. તમને તેમના કાર્યમાં અન્યાય, અસત્ય કે અસભ્યતાનો સ્પષ્ટ ખ્યાલ આવતો હોય તો બરાબર બહાદુરીથી લડો અને પરિણામની દરકાર કર્યા વગર લડો. લડવામાં હારશો કે પાછા પડશો તો કદાચ નુકસાન થશે, પણ એવી ગણતરીથી લડતનું જોસ ઓછું ન કરશો. રજપૂતો લડવા જતાં તો જીતવામાં વિજયપ્રવેશ ઉપર અને મરવામાં અપ્સરાને હાથે વિજયવરમાળ પહેરવા ઉપર જ તેમની નજર રહેતી. લડવું તો લડવામાં ખપી જવાની બુદ્ધિ રાખવી–પછી એમાં ભાઇસાબીને સ્થાન જ ન હોય.

દરેક માણસ મોટા થવા સરજાયલો નથી કે બંધાયલો નથી, પણ પોતાનાં જીવનસૂત્રોને વફાદાર રહેવા જરૂર બંધાયલો છે. ધોરણ કે સાધ્ય વગરનું જીવન નિરર્થક છે, કંટાળાથી ભરપૂર છે અને વસ્તુતઃ જીવતું મરણ છે. જીવનસૂત્રો તો બરાબર ગોઠવવા

અને એક વાર ગોઠવ્યા પછી એને મક્કમપણે વળગી રહેવું. આ જીવનની મોજ માણવી હોય તો લોકપ્રિય થવાની ઈચ્છા કદી ન કરવી, પણ સારા થવાની ભાવના જરૂર કરવી. મોટાઈ તો એની પછવાડે ચાલી જ આવે છે, પણ એને જે પકડવા જાય છે તેનાથી એ દૂર નાસે છે. મક્કમતાથી સાધ્યસૂત્રોને વળગી રહેનાર મનુષ્યનું જીવન ધન્ય છે, સફળ છે, અનુકરણીય છે.

"Deliberate with caution, but act with decision;
Yield with graciousness or oppose with firmness." COLTON

( ૧૩૪ )

"શૂરવીર માણસ શું થઇ શકે તેવું છે તે શોધી કાઢે છે અને તે કરે છે; શૂરવીર-શિરોમણિ માણસ શું થઇ શકે તેવું નથી તે શોધી કાઢે છે અને તે કરે છે."

'સારું કે ખરાબ કામ કરવા પહેલાં સમજુ માણસે વિચાર કરીને તેનાં પરિણામની ધારણા કરવી જોઇએ. ઉતાવળથી કરેલાં કામમાં વિપત્તિ આવે ત્યારે હૃદયને દાહ કરે તેવો શલ્ય જેવો વિપાક થાય છે.' આ જાણીતા સુભાષિતનો અર્થ સમજી શકાય તેવો છે, આથી જે સાચા શૂરવીર માણસ હોય છે તે કાર્યની શક્યાશક્યતા બરાબર વિચારે છે. એ કામ પાર પાડવાની પોતાની શક્તિ કેટલી છે? તેનાં સાધનો કયા કયા છે? પોતે તે સાધનો મેળવી શકે કે નહિ? મેળવશે તો તેનો સફળ ઉપયોગ કરી શકશે કે નહિ? એ સર્વનો હિસાબ ગણી સુસાધ્ય કે કષ્ટસાધ્ય કામ હોય તેને હાથમાં લઇને અંતે પાર પહોંચાડે છે. એની ગણતરી અને નિર્ણયમાં એ પાકો હોય છે અને એક વાર નિર્ણય કરી આદરે તેને પાર પહોંચાડવાનો તેનો નિરધાર હોય છે. એ અર્ધે રસ્તે કામને કદી છોડે નહિ, એનાં આદરેલાં કદી અધવચ રહે નહિ અને એનું આંતરશૌર્ય એને કદી પાછા પડવા દે નહિ. એ નિર્ણય કરવામાં ગમે તેટલો વખત લે પણ એક વાર કામ માથે લીધું, પછી તો એને જીવસાટેની વાત થઇ જાય છે. સાચા શૂરવીરે કામ આદર્યું એટલે તે થયેલું જ સમજવું.

શૂરવીરોમાં પણ સર્વથી વધારે શૂરા હોય છે તેની વાત તો તેથી પણ આગળ વધે છે. એ તો તદ્દન અશક્ય લાગતાં કામને હાથમાં લે છે. એને મોટા ડુંગર ડોલાવતા નથી કે મહાનદીઓ કે સમુદ્રો મુંઝવતા નથી. એને ભય લાગતો નથી કે કાયરતા અસર કરતી નથી. એ તો ન બને તેવી બાબતો જ શોધે છે અને ખૂબીની વાત એ છે કે કામ ગમે તેવું કપરું હોય, પણ અંતે એને એ સિદ્ધ કરે જ રહે છે. આવા માણસોના કોશમાં 'અશક્ય' કે 'અસાધ્ય' એવો શબ્દ જ હોતો નથી. એને તો જેમ કામ આકરું કે મુસીબત-વાળું આવે તેમ વધારે મોજ આવે છે. એ કોઇ પણ કામનો દાસ થઇ જતો નથી કે એનાથી ગભરાતો નથી. નવીન યોજનાથી-તરકીબથી-હીકમતથી એ કામને ગોઠવી દે છે અને અંતે એને હાર પાડે ત્યારે જ એ વિરમે છે. એનામાં ધીરતા ઉપરાંત સાહસિકતા પણ હોય છે. માત્ર શૂરામાં તો ધીરપણું જ હોય છે. સાહસ વગર કેટલીક વાર સામાન્ય મુસીબતે માણસ કામ છોડી દેતાં પણ જોવાય છે. આવા વિચાર ઉત્કૃષ્ટ શૂરાને કદી આવતા નથી અને એવા સાહસને પરિણામે એ કામ પર શાબાશી જમાવે છે.

શૂર અને શૂરશ્રેષ્ઠ વચ્ચેનો આ તફાવત ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. નર્મદા પર પૂલ કે ઘાટના ડુંગરને તોડી રેલ્વે ચલાવનાર આ બીજી કોટિમાં આવે છે. આંતરશૌર્યમાં પણ આ જ નિયમ છે. મહાન શૂરવીરો આકરાં કર્મોનો ખરો સામનો કરે છે અને આત્મસન્મુખતા સાધી એક જ ભવમાં કૃતકૃત્ય થઇ જાય છે.

"The brave man finds what can be done, and does it; but the bravest finds what can't be done and does it!" (16-3-38)

( ૧૩૫ )

**મુશ્કેલીની સામે ખડે પગે તૈયાર થઇ જવું એ સર્વશ્રેષ્ઠ વાત છે. એની પાસે શાંત ઊભા રહેવું એ ભયંકર છે. જો પાછું હઠવું જરૂરી જ હોય તો ઘણો ખરો રસ્તો ઉઘાડો હોય છે, પણ ગમે તેટલી મુશીબત છતાં સાધ્યે પહોંચી જવા વસારો કરવો એ ખરી રીતે સર્વથી સંતોષકારક અને માણસાઇને છાજે તેવો માર્ગ છે.**

**સીધો** સરળ માર્ગ ચાલ્યો આવે અને ગાડું ગબડ્યાં કરે એમાં જીવનની ખરી મોજ નથી. ઘુંચવણ આવે ત્યારે માણસની અંદરની શક્તિઓ ખીલે છે અને શક્તિનું ખરું મૂલ્ય પોતાને અને પારકાને ત્યારે જ થાય છે. માખણમાં ચાકુ મારવી એ સર્વને માટે શક્ય છે–સહેલ છે, પણ આડા ડુંગર દેખાય ત્યારે જરા પણ મુંઝાયા વગર આગળ ધપાવવામાં આવડતની કસોટી છે. એક વાત ચોક્કસ છે કે **મુસીબત સામે દેખાય** ત્યારે ઊભા તો રહેવાય જ નહિ. તે વખતે બે માર્ગ જ શક્ય છે: કાં તો **આગળ ધપવું** અથવા તો **પાછા હઠી જવું**. પરિણામ, શક્તિ અને સાધનોનો હિસાબ ગણ્યા વગર આગળ વધે તે પ્રાણી જેમ ઉતાવળિયો ગણાય છે, તેમજ જે જરા પણ મુશ્કેલી જોઇ પાછો હઠી જાય તે હીચકારો ગણાય છે. ખરું મનુષ્યત્વ તો મુશ્કેલીની સામે થવામાં જ છે, એમાં બે મત પડે તેમ નથી; પણ એ મુશ્કેલીમાં આપણે આખા ને આખા તણાઇ જઇએ તેમ હોય અથવા ખલાસ થઇ જઇએ તેમ હોય, તો પણ એમાં ઝુકાવવું એ ડહાપણનો માર્ગ નથી. મુશ્કેલી કે અગવડ જણાય તે વખતે તાત્કાલિક નિર્ણય કરવાની તાકાત પ્રાપ્ત કરી હોય તો ક્ષણવારમાં નિર્ણય કરી નાખવો અને બનતા સુધી મુશ્કેલીની સામે થઇ આગળ ધપવાનો નિર્ણય કરવો એ મનુષ્યત્વને છાજે તેવો માર્ગ છે.

અમુક વખતે પાછા હઠવાની જરૂર લાગે પણ ખરી અને તેવું હોય ત્યારે પાછા હઠવાનો માર્ગ જરૂર હોય જ છે. વાત એ છે કે જેમ ગેરવાજબી રીતે સાહસિક થવામાં માલ નથી, તેમ જ બહુ ડાહ્યા થઇ હાથ જોડી બેસી રહેવામાં પણ મજા નથી. સાહસ કે ઘસારા વગર ચળકાટ તો આવે જ નહિ એ નક્કી વાત છે. મોટા સહ્યાદ્રિના ઘાટો જોઇને શૂરવીર રેલ્વેને અટકાવતા **નથી**, પણ આડાઅવળા રસ્તા શોધી ખોદકામ કરી રેલ્વેને પણ માર્ગ આપે જ રહે છે.

જીવનમાં અનેક પ્રસંગો એવા આવે છે જ્યારે બહુ બહુ ગણતરી કરવા જતાં

હિમત હારી જવાય, પણ એની સાથે જ બેદરકાર રહી ઠીક થઇ જશે એવી ખોટી ભ્રમણામાં પણ માણસ ખત્તા ખાઇ બેસે છે. મુશ્કેલીનો પ્રકાર, પોતાની આવડત, અન્યની સહાય મળવાની સાપેક્ષ ગણતરી અને આજુબાજુના સંયોગો વિચારી આગળ વધવામાં કુશળતા છે; મુશ્કેલી જોતાં જ ગભરાઇ પાછી દોટ મૂકવામાં તો તદ્દન બાયલાપણું છે, મુશ્કેલીમાં તણાઇ ન જવું, તેમ જ મુશ્કેલીને ઓવારે ઊભા થઇ દીર્ઘસૂત્રીપણું પણ ન જ કરવું. થોડું જોખમ તો ખેડવું જ પડે છે, પણ જોખમની હદ સમજવામાં અને લખતની ગણતરી કરવામાં કુશળપણું રાખવાની જરૂર છે. એમાં એક સરખો નિયમ ન હોઇ શકે, કારણ કે બધો આધાર પોતાની આવડત અને સહનશક્તિ પર છેવટે રહે છે. દૃઢ નિર્ણય અને પ્રબળ પુરુષાર્થ પાસે કાંઇ અગમ્ય નથી અને વિચાર કરવામાં વધારે વખત ગાળવા જેવી કમઅક્કલ નથી. હિમતથી ધપવું અને જરૂર જણાય તો હિમતથી પાછા હઠી જવું, પણ અટકી જઇ અકિંચિત્કર તો ન જ થવું.

---

The best way to meet most difficulties is to face them. To stand still is fatal; if retreat is absolutely necessary, the way is usually open; but to push on to the goal through all obstacles is usually the most satisfactory and manly course. (10-1-38)

## ( ૧૩૬ )

## કીડી સામે કટક અને રાજા પાસે કુત્સિત વૃત્તિ.
## આ બન્ને બાબતો પર તિરસ્કાર રાખ.

જીવનમાં પ્રમાણ જાળવવાની કળા ખરેખર અદ્ભુત ચીજ છે અને તે કળા હસ્તગત કરવી એ વ્યવહારકુશળતા છે. નાની વાતને મોટું રૂપ આપી દેવું અથવા મોટાના તેજમાં અંજાઇ જવું એ પ્રમાણબહારની ચીજ છે. દરેક વાતને છાજે તેટલી જ અગત્ય આપવી ઘટે. કાંટો કાઢવો હોય તો સોય કે ટાંચણી જ કામ આપે, તેને માટે બરછી કે કટારનો ઉપયોગ કરવો એ જેમ અક્કલ વગરની વાત છે, તેમજ દશ મણનો મોટો પથ્થર ઉપાડવા માટે માત્ર આંગળીઓ ઉપર આધાર રાખવો એ પણ સમજણ વગરની વાત છે. નખ નેરણીથી જ કપાય, એને માટે તરવારની ધારનો ઉપયોગ ન જ થાય. માઇલો સુધી જવું હોય તો શરીરને પુષ્ટિકારક ખોરાક આપવો જ પડે.

મતલબ દરેક બાબતમાં પ્રમાણ જાળવતાં શીખી જવું જોઇએ. અતિશયોક્તિ કરવાની ટેવ જેમ નુકસાન કરનારી છે, તેમજ જ્યાં ત્યાં સ્થાને અસ્થાને પોતાની ગરીબાઇ ગાઇ યાચના કરવાની કે મહેરબાની મેળવવાની ભાવના કે ઇચ્છા દાબી દેવા યોગ્ય છે. નાનકડો કિડો-વાંદો કે માંકડ દેખાય તો તેને ચાંપી ચોળી મારી નાખવાની વૃત્તિ કરવી એમાં આપણું ગૌરવ નથી એ તો દેખીતી વાત છે, પણ એ વાતમાં રહસ્ય એ છે કે ગરીબ દીન દુઃખીને ઉખેડી નાખવાની વૃત્તિ કરવી એ આપણા ગૌરવને ન છાજતી વાત છે. કદાચ નાના માણસે ભૂલ પણ કરી હોય, કદાચ ગુન્હો પણ કર્યો હોય, તો પણ

એની સામે કામ લેવામાં સહાનુભૂતિ કે દયા જ ઘટે. એવાને દુનિયા પાર કરવાના પ્રયત્ન કરવા એ આપણા ગૌરવને ન જ ઘટે.

તેજ પ્રમાણે કોઇ રાજા પાસે કે મોટા માણસ પાસે રાંક બની જવું કે તેની ખુશામત કરવી એ પણ ન શોભે. કોઇનું આપ્યું દીધું પહોંચતું નથી અને ભીખનાં હાલાં કદી શીંકે ચઢતાં નથી. મોટા માણસને ગુણાનુરૂપ માન આપવામાં વાંધો નથી, પણ તેની પાસે ખુશામત કે દર્દભરી અરજ કરવાની વૃત્તિ ન રાખવી. પોતાનું ખમીર જાળવી રાખવું. સ્વમાનનું પોષણ અભિમાનની નજરે કરવા યોગ્ય નથી, પણ ગૌરવ મૂકી દઇને ધૂળમાં રગદોળાવું એ સાચા મનુષ્યત્વને છાજે તેવું નથી.

આવી રીતે જેઓ જીવનમાં પ્રમાણ જાળવી જાણે છે તે કુશળ ગણાય છે. એક ચટકો ભરનાર કીડીને મારવા માટે આખું લશ્કર એકઠું કરી શકાય છે, પણ તેમ કરનારની અક્કલની કિંમત થઇ જાય છે. તમારું ગૌરવ જાળવી રાખવું એ તમારા હાથમાં જ છે. અક્કડ ઠાઇટ થઇને મિજલસમાં બેસી રહેવાની જરૂર નથી, પણ નજીવી બાબતમાં કાગનો વાઘ કરી બેસવો એમા દીર્ઘ વિચારણાની ઊણપ જણાઇ આવે છે. હનુમાન જે કાર્ય સૈન્યમાં કરે, તે કદાચ રામ ન કરી શકે, તો તેમાં હીણાપણું નથી; કારણ રામ હમેશાં રામને યોગ્ય જ કામ કરે. રામની સેનામાં હનુમાનનું બરાબર સ્થાન છે, પણ રામ તો હમેશાં રામ જ રહે. એનાથી હનુમાનની જેમ છલંગો મરાય નહિ અને લંકા બળાય નહિ.

---

Scorn to trample on a worm or sneak to an emperor.

SAADI ( 6-4-38 )

# સોનેરી વાક્યો

૧ કરકસર એ અર્ધો જીવનસંગ્રામ છે, તેથી જરૂર તેનો સ્વીકાર કરવો.

૨ કરકસર એ પ્રમાણિકતા, સ્વતંત્રતા અને સુખની ખાણ છે, તેમ જ મિતાહારતા આનંદ અને આરોગ્યની બહેન છે

૩ રાજતંત્ર ચલાવવામાં જેટલા ડહાપણની જરૂર છે તેટલું જ ડહાપણ ઘરસંસાર ચલાવવામાં પણ જરૂરતું છે.

૪ ઉતાવળથી મેળવેલું દ્રવ્ય ખર્ચાઈ જશે, પણ પરસેવો ઉતારીને ધીમે ધીમે પ્રાપ્ત કરેલું દ્રવ્ય ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતું જશે.

૫ અકારણ નાની નાની રકમ ઊડાવી દેતાં સાવધ રહેજો, કારણ કે એક નાનું સરખું ગાબડું પડવાથી મોટું વહાણ પણ ડૂબી જાય છે.

૬ ઋણ લઇને ઊઠવું તેના કરતાં ખાધા વિના સૂઇ જવું એ સારુ છે.

૭ ઋણ જેવું કોઇ પણ બંધન નથી, તેમાં પ્રવેશ કરવાનું જેટલું સહેલું છે તેટલું જ તેમાંથી બહાર આવવાનું કઠિન છે. —ચાલુ ( પૃષ્ટ ૩૧૫ ઉપર )

# ચિંતા પણ ગુરુ થઈ શકે છે.

## ( બે મિત્રોની કથા )

નિરંજન ને સુરેશ નામે બે મિત્રો હતા. નિરંજન નામ પ્રમાણે ગુણવાળો હતો. સંસારમાં રહ્યા છતાં વિરક્ત ચિત્તવાળો હતો.

નિરંજનને મોટો ભાઇ હતો. તેણે તેના પિતા ગુજરી જતાં બધી મીલ્કત પોતે જ રાખી હતી, નિરંજનને ભાગ આપ્યો નહોતો. નિરંજન ખાનગી ઉદ્યોગ કરતો હતો તેથી તેને આજીવિકા પૂરતું મળી રહેતું–વિશેષ મેળવવાની તેને ઇચ્છા નહોતી.

એક દિવસ સુરેશે નિરંજનને કહ્યું કે–તું તારા મોટા ભાઇ પાસેથી તારો ભાગ કેમ માગતો નથી ?

નિરંજન કહે કે–મારે તેની જરૂર નથી, મને આજીવિકા પૂરતું મળી રહે છે.

સુરેશ—એ વાત ઠીક, પણ ભાઇ તરીકેનો ભાગ કોઇ મૂકી દે ?

નિરંજન—બીજા મૂકી દેય કે નહીં, પણ મારે તેની અપેક્ષા ન હોવાથી હું માગતો નથી. વળી મારા ભાઇ પાસે છે તેને હું પારકું ગણતો નથી, તેમ તેની ઈર્ષ્યા પણ મને આવતી નથી.

સુરેશ—આ તો ભારે વાત કરી; આમ તો તું જ મૂકી દઈ શકે.

અન્યદા અગ્નિના પ્રકોપથી નિરંજનનું મકાન બળી ગયું એટલે સુરેશ તેને દિલાસો આપવા આવ્યો અને કહ્યું કે—'તમને અગ્નિએ ઘણું નુકસાન કર્યું.'

નિરંજન કહે—'મને અગ્નિએ નુકસાન નથી કર્યું, નુકસાન તો મારા અંતરાય કર્મના ઉદયે કર્યું છે. વળી તેમાં મારું કાંઇ બળ્યું નથી, મારું હોત તો બળત નહી. મારી સાથે જેનો સંબંધ પૂરો થયો તે બળી ગયું, તો તેમાં મારી માલેકી રહી જ નહોતી. વળી દુનિયામાં એમ થતું જ આવે છે, મારે ત્યાં નવાઇ થઇ નથી, તેથી મને કાંઇપણ દુઃખ થયું નથી.'

સુરેશ તો આવા વિચાર સાંભળીને સ્તબ્ધ જ થઇ ગયો.

અન્યદા નિરંજનનો પુત્ર માંદો પડ્યો, ઘણી સારવાર કરી, ઘણો ખર્ચ કર્યો, પરંતુ કોઇ રીતે આરામ થયો નહીં, મરણ પામ્યો.

આ પ્રસંગે પણ મિત્રપણાથી સુરેશ દિલાસો આપવા આવ્યો. તેણે બહુ દિલગીરી દર્શાવી અને કહ્યું કે—'તમને ભારે આઘાત લાગ્યો હશે ?'

નિરંજન કહે—'મને કાંઈ જ આઘાત લાગ્યો નથી. એને હું સાથે લાવ્યો નહોતો, સાથે લઇ જવાનો નહોતો, મારો ને તેનો સંબંધ પૂરો થયો એટલે તે ચાલ્યો ગયો. આ પ્રમાણે જગતની સ્થિતિ જ છે. અનેક સ્થળે એવા વિયોગ

થયેલા આપણે જોયાં છે તો પછી આપણે ત્યાં એવો પ્રસંગ આવે તેમાં શોક શા માટે કરવો ? ભાવી બનવાનું હોય તેમ જ બને છે. તેમાં કોઇ ફેરફાર કરી શકતું નથી. વળી હવે તો તેનો મેળાપ થવાનો જ નથી એટલે મને કાંઇ ખેદ કે સંતાપ થતો જ નથી. હું કર્મની બળવત્તા સમજી શકું છું.'

નિરંજનના આવા વિચારો જાણીને સુરેશ ચમત્કાર પામ્યો, તેના પ્રત્યે તેને બહુ સદ્‌ભાવ ઉત્પન્ન થયો, તેની સાચી વિરાગ દશાનું તેને ભાન થયું. પછી તેણે નિરંજનને પૂછયું કે—'હે સુજ્ઞ બંધુ ! તને આવી ઉચ્ચ કોટીની શિક્ષા આપનાર ગુરુ કોણ છે ? તે મને બતાવ તો ખરો.'

નિરંજન—'જો મારા ગુરુને જોવા હોય તો કાલે આવજો, હું બતાવીશ. એ ગુરુ વચનદ્વારા બોલનારા નથી, પરંતુ હિતનું સૂચન કરનારા છે.'

સુરેશ બીજા દિવસે આવવાનું કહીને ગયો.

બીજે દિવસે સાંજ વખતે સુરેશ આવ્યો એટલે નિરંજન તેને ગુરુ પાસે લઇ જવા ચાલ્યો. સુરેશ પાછળ ચાલ્યો. ચાલતાં ચાલતાં સ્મશાન આવ્યું એટલે સુરેશ બોલ્યો કે—'આ તો સ્મશાન છે, અહીં ગુરુ કયાંથી હોય ?'

નિરંજન કહે—'અહીં જ છે.' એમ કહી એક ચિતા બતાવીને કહ્યું કે—'આ ચિતા જ મારી ગુરુ છે ?'

સુરેશ—ચિતા શી રીતે ગુરુ હોઇ શકે ?

નિરંજન—સાંભળ, આ ચિતા અહીંના મોટા દ્રવ્યવાન શેઠના પુત્રની છે. તે માંદો પડયો એટલે શેઠે તેની સારવાર માટે હજારો રૂપિયાનો ખર્ચ કર્યો. ઘણા વૈદ્યો, હકીમો, ડાકટરો, જ્યોતિષીઓ, દેવીભક્તો વિગેરેને બોલાવ્યા. તેઓએ ઘણા ઉપચારો કર્યા; પરંતુ તેને આરામ ન જ થયો અને સૌને રોતા કકળતા મૂકીને તે ચાલ્યો ગયો. તેની આ ચિતા છે. તેને શરીરે એક ફોટકી થતી તો તેના અનેક ઉપચારો થતા અને અનેક નોકર-ચાકરો તેને પંપાળતા, તેજ શરીરને આજે આ ચિતામાં બાળી દીધું છે. જે શરીર પર પારાવાર સ્નેહ હતો, તે શરીર માંથી પ્રાણ ચાલ્યા જતાં તેને નકામું માનીને કાંઇ પણ મોહ ન કરતાં કે દયા ન લાવતાં અગ્નિમાં મૂકીને બાળી દીધું છે; કારણ કે હવે પછી તે શરીર સાથે સ્વાર્થ રહ્યો નહોતો, તે શરીરથી કાંઇ પણ લાભનો સંભવ નહોતો કે આશા પૂરાવાની નહોતી અને રાખી મૂકે તો દુર્ગંધી થઇ જવાથી સહન થઇ શકે તેમ નહોતું એટલે નિરુપાયે તેને બાળી દેવું પડયું છે.

હે મિત્ર ! આ હકીકત ઉપરથી તું સમજી શકયો હઇશ કે આ જગતના જીવો કેવળ સ્વાર્થી છે. જે શરીર સ્વાર્થ સાધે તેવું ન રહ્યું તેને બાળી દેવામાં

બિલકુલ વિલંબ કરતા નથી, તો આવા સ્વાર્થી કુટુંબી જનો પરના મોહથી બંધનમાં પડીને કર્મબંધ કરવો તે સુજ્ઞ મનુષ્યનું કામ હોય જ નહો. તને વધારે કહેવાની જરૂર નથી.

સુરેશ—હું બરાબર સમજ્યો. હવે મને તારી માન્યતા પૂરેપૂરી સાચી હતી ને છે એવી ખાત્રી થઇ છે. હવે આપણે એવા ગુરુ શોધવા જોઈએ કે જે આપણુને સન્માર્ગ બતાવે, સન્માર્ગે દોરે, ઉન્માર્ગે જતાં રોકે અને નિરંતર ઉપદેશામૃતનું સિંચન કર્યા કરે.

નિરંજન—એ વાત બરાબર છે. તો ચાલો, હવે આપણે એવા ગુરુની શોધ કરીએ. પછી તેમણે કોઇ સંસારથી નિઃસ્પૃહ અને પરોપકારપરાયણ ગુરુ શોધી કાઢ્યા કે જે ગુરુ સર્વ પ્રકારનાં પાપકાર્યોથી નિવૃત્ત હતા અને આત્મહિતમાં જ તત્પર હતા. તેમની પાસે જઇને બંને મિત્રોએ વિનયપૂર્વક પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી અને પોતાનું સંસાર ઉપરનું ઉદાસીનપણું જણાવ્યું.

ગુરુએ કહ્યું કે—જો તમને ખરેખરી રીતે સંસાર અકારો લાગ્યો હોય, તેના પર અભાવ ઉત્પન્ન થયો હોય તો તમે સંસારનો સંબંધ છોડી દઇ, હું બતાવું તેવી પ્રવૃત્તિમાં સ્થિત થાઓ કે જેથી તમારું અહિત થતું અટકે અને આત્મહિતમાં વૃદ્ધિ થાય.

બંને મિત્રો ગુરુશિક્ષાનો સ્વીકાર કરી તેને અનુસર્યા કે જેને પરિણામે તેમણે આત્મહિત સાધ્યું.

આ નાના સરખા દૃષ્ટાંત ઉપરથી જો આપણે સાર ગ્રહણ કરીએ, સંસારનું સ્વરૂપ સમજીએ, સંસારની અનિત્યતા બરાબર ધારી લઇએ અને સંસારના સ્વાર્થીપણાનો બરાબર ખ્યાલ કરીએ તો જરૂર આપણું પણ હિત થાય. આ સંબંધમાં ખાસ વિચાર તો એ કરવાનો છે કે—નિરંજનના જેવી મનની મોટાઇ—હૃદયની વિશાળતા હોવી જોઇએ અને સંસારનું સ્વરૂપ યથાર્થ સમજવું જોઇએ. આ ભૂમિના ગુણ છે. એ ગુણો પ્રાપ્ત થયા હોય તો પછી સદ્ગુરુના બતાવેલા માર્ગે ચાલી આત્મહિત કરી શકાય છે. તે સિવાય માત્ર ઉપરના દેખાવથી અને કિંચિત્ પણ ઘસારો ન ખાવાના વિચારથી કાર્યસિદ્ધિ થતી નથી. ગુરુમહારાજને તો આ સંસાર ખરેખરો અકારો લાગ્યો હોય છે તેથી તે તો તેના ત્યાગથી જ બરું હિત થશે એમ કહે, એટલે જેની ભૂમિ તેને માટે તૈયાર થયેલી હોય છે તે જ મનુષ્ય તે શિક્ષાને અનુસરી શકે છે ને આત્મહિત સાધે છે; માટે આ નાના સરખા દૃષ્ટાંતથી પ્રથમ તમારી ભૂમિ શુદ્ધ કરીને આગળ વધો.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર–માસ્તર મોહનલાલ હઠીચંદ–બોટાદ. )

**પ્રશ્ન ૧**—સ્વસ્તિક, ત્રણ ઢગલી ને સિદ્ધિશિલાની આકૃતિ પૈકી ફળ ને નૈવેદ્ય ને દ્રવ્ય કયાં મૂકવા ?

**ઉત્તર**—સ્વસ્તિક ચાર ગતિનો અંત કરવાનો સૂચક છે, ત્રણ ઢગલી રત્નત્રયી સૂચક છે અને સિદ્ધશિલા અચળ સ્થાનનું સૂચક છે. ચાર ગતિનો અંત કરી ( નિવારી ), રત્નત્રયીને પ્રાપ્ત કરી ભવ્ય જીવ સિદ્ધસ્થાનકે બિરાજે છે એ ભાવ છે, તેથી ફળ સ્વસ્તિક ઉપર અને નૈવેદ્ય સિદ્ધશિલાની આકૃતિ ઉપર મૂકવું. દ્રવ્ય ત્રણ ઢગલી ઉપર મૂકવું. મૂકવાની વસ્તુ વિશેષ હોય તો બીજે સ્થાને પણ મૂકી શકાય.

**પ્રશ્ન ૨**—સાધુ મુનિરાજ પાસે ગહુંલી નિમિત્તે સ્વસ્તિકાદિ કરતાં સિદ્ધશિલાની આકૃતિ કરવી કે નહીં ?

**ઉત્તર**—કરવામાં વાંધો નથી. નિષેધ જાણ્યો નથી. ગુરુનો સમાવેશ પંચપરમેષ્ઠીમાં થાય છે તેથી વાંધો લેવાનું કારણ નથી. કરાય પણ છે.

**પ્રશ્ન ૩**—છૂટા શ્રાવકે દેરાસરમાંથી નીકળતાં આવસ્સહી કહેવી જોઇએ કે નહીં ? નિસિહીની સાથે આવસ્સહીનો સંબંધ છે ?

**ઉત્તર**—છૂટા શ્રાવકે આવસ્સહી ન કહેવી. નિસિહી કહેવાની સાથે આવસ્સહી કહેવી જોઇએ એવો નિયમ નથી. આવસ્સહી શા માટે કહેવાય છે ? તેનો અર્થ શું છે ? તે વિચારશો એટલે સમજી શકશો.

**પ્રશ્ન ૪**—મંત્ર કે ઔષધિ વિગેરેના પ્રયોગથી તિર્યંચ મનુષ્ય થાય કે મનુષ્ય તિર્યંચ થાય તો આયુષ્ય કયું ભોગવે ?

**ઉત્તર**—જે ગતિમાં જન્મ્યો હોય તેનું જ આયુષ્ય ભોગવે, કારણ કે સત્તામાં તે એક જ આયુષ્ય હોય છે. તેની શરીરાકૃતિ બદલાણી છે, પણ ગતિ બદલાણી નથી. આયુષ્ય તો સત્તામાં બીજું છે જ નહીં, તેથી જ્યાં એવી હકીકત આવતી હોય ત્યાં આયુનો સંબંધ જન્મ સાથે સમજવો.

**પ્રશ્ન ૫**—મનુષ્યો દેવતાના સ્થાનમાં વધારે વખત રહી શકે ? જો રહી શકે તો તેના આહારનિહારનું શું થાય ?

**ઉત્તર**—રહી શકે. ભરતચક્રીને ગંગાદેવી પોતાના સ્થાનમાં લઇ ગઇ હતી ને ૧૦૦૦ વર્ષ સુધી ત્યાં રાખ્યા હતા. આહારનિહારની વ્યવસ્થા દેવો

પોતાની શક્તિથી કરી શકે છે. બહુ અલ્પ આહારવડે નિર્વાહ થાય તેમ કરે છે કે જેથી નિહારની ઉપાધિ રહેતી નથી.

**પ્રશ્ન** ૬—દ્રહોમાંથી બીજે ભૂમિ પર નીકળવાના માર્ગ હોય છે ?

ઉત્તર—હોય છે. એવી હકીકત ઘણે ઠેકાણે આવે છે.

**પ્રશ્ન** ૭—વ્યંતરેંદ્ર સાતે નરકનું સ્વરૂપ જાણી શકે અને બતાવી શકે ?

ઉત્તર—તીર્થંકરાદિની સમિપે સાંભળવાથી જાણી શકે અને તદનુસાર કૃત્રિમ રીતે બતાવી શકે. એમનો અવધિજ્ઞાનનો વિષય ત્યાં સુધી નથી.

**પ્રશ્ન** ૮—અજાપુત્રના ચરિત્રમાં ઘણી ચમત્કારિક હકીકત આવે છે તેને માટે શું ધારવું ?

ઉત્તર–દૈવી શકિતથી તેમજ બીજી વનસ્પતિની તેમજ રત્નાદિકની શકિતથી અનેક પ્રકારના ચમત્કારનો સંભવ છે. અજાપુત્રના ચરિત્રમાં તો એવી એવી ચમત્કારની વાતો છે કે તેના ખુલાસા કરી શકાય તેમ નથી. એ હકીકત મૂળ કયાંથી આવી તે શોધાય તો ખરી ખબર પડે, પરંતુ તેનું મૂળ લભ્ય નથી એટલે એવી હકીકતમાં ઉપેક્ષાભાવ રાખવો.

**પ્રશ્ન** ૯–મનુષ્ય તિર્યંચ બની જાય ત્યારે તેનાં વસ્રાભૂષણાદિકનું શું થતું હશે ? તિર્યંચ મનુષ્ય થાય ત્યારે વસ્રાદિવાળો થતો હશે કે કેમ ?

ઉત્તર–આ બધી હકીકતનો જવાબ એ છે કે દેવની તેમજ મંત્ર, મૂળ, ઔષધ્યાદિકની અચિંત્ય શકિત છે તેથી તેમાં આનું કેમ થાય ? તેનો વિચાર જ કરી શકાતો નથી.

( ૨ )

(પ્રશ્નકાર–શેઠ નગીનચંદ હેમચંદ–વાંઝ)

**પ્રશ્ન** ૧—દેવલોકમાં બધા દેવોનું આયુષ્ય સરખું હોય કે કેમ ?

ઉત્તર—એક દેવલોકમાં બધા દેવોનું આયુષ્ય સરખું હોતું નથી. ત્યાં પણ જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટ એવા આયુના અનેક ભેદ હોય છે.

**પ્રશ્ન** ૨—દેવો અકસ્માતથી મરણ પામે કે આયુ પૂર્ણ થયે જ મરણ પામે ?

ઉત્તર—દેવો અકસ્માતથી મરણ ન પામે. તેમનું આયુષ્ય નિરુપક્રમી અને અનપવર્તનીય હોવાથી જેટલું આયુ બાંધીને ઉત્પન્ન થયા હોય તેટલું આયુ પૂરું ભોગવીને જ મરે( ચ્યવે ).

**પ્રશ્ન** ૩—પાક નામના દૈત્યને મારવાથી ઇંદ્ર પાકશાસન કહેવાય છે તે પાક નામનો દૈત્ય કોણ હતો ? ને તેને ઇંદ્રે શામાટે માર્યો ?

**ઉત્તર**—એ હકીકત અન્ય દર્શનીની છે. માત્ર પાકશાસન એવું નામ ઇંદ્રને માટે કોઇ વખત આપણામાં વપરાય છે. બાકી તેની કથા આપણામાં નથી.

**પ્રશ્ન ૪**—ગોશાળાએ સર્વાનુભૂતિ ને સુનક્ષત્ર મુનિ ઉપર તેજોલેશ્યા મૂકી ત્યારે ભગવંતે તેનું નિવારણ કેમ ન કર્યું ?

**ઉત્તર**—ભવિતવ્યતા જ એવી પ્રભુએ જ્ઞાનમાં દીઠી હતી, તેથી નિવારણ ન કર્યું. વળી વીતરાગદશામાં તે વાત સંભવતી નથી. છદ્મસ્થપણું હોય તો નિવારણ કરે.

**પ્રશ્ન ૫**—શ્રી મલ્લિકુમરીના પિતા સાથે મલ્લિકુંવરીને પરણવા આવેલા છ રાજાઓએ યુદ્ધ કર્યું ત્યારે મલ્લિકુંવરીએ તેનું નિવારણ કેમ ન કર્યું ?

**ઉત્તર**—તે રાજાઓએ યુદ્ધ કર્યું જ નથી. જુઓ શ્રી મલ્લિનાથ ચરિત્ર.

**પ્રશ્ન ૬**—નારદઋષિ કોણ હતા ?

**ઉત્તર**—દરેક વાસુદેવના સમયમાં એક એક નારદ થાય છે. કુલ નવ નારદ થાય છે. તે પણ શલાકાપુરુષમા ગણાય છે. તેને ગણીએ ત્યારે ૭૨ શલાકાપુરુષ થાય છે. એ નારદ તાપસના વેષમાં હોય છે. બાળબ્રહ્મચારી હોય છે, પરંતુ તેને કૌતુક કરવાની અને પરસ્પર લડાવવાની ટેવ હોય છે. મરણ પામીને મોક્ષે અથવા દેવલોકે જાય છે. તેઓ જિનેશ્વરના ભક્ત હોય છે.

**પ્રશ્ન ૭**—હરિ, હર ને બ્રહ્મા કોણ હતા ?

**ઉત્તર**—એ ત્રણે મનુષ્ય હતા. હરિ એટલે વાસુદેવ કૃષ્ણ, તેનું ચરિત્ર નેમિનાથ ચરિત્ર વિગેરેમાં આવે છે. હર તે શિવ-સત્યકી નામે વિદ્યાધર ૧૧ મા રૂદ્ર થયા છે તે શિવના નામથી ઓળખાય છે. બ્રહ્માનું ચરિત્ર જાણવામાં નથી, પરંતુ એ ત્રણે રાગ, દ્વેષ ને મોહને આધીન થયેલા તેમજ કર્મના વશથી અનેક પ્રકારની વિચિત્રતાવાળા હતા.

**પ્રશ્ન ૮**—ધાતકીખંડના પદ્મોત્તર રાજાએ દેવ મારફત દ્રૌપદીનું હરણ કરાવ્યું તો તે દેવે એવું કામ કેમ કર્યું ?

**ઉત્તર**—બધા દેવો કાંઈ નીતિપરાયણ તેમજ સમકિતદષ્ટિ હોતા નથી તેથી કોઇ મિથ્યાદષ્ટિ દેવે પદ્મોત્તર રાજાના કહેવાથી તે કાર્ય કર્યું છે.

**પ્રશ્ન ૯**—કૃષ્ણે ધાતકી ખંડના પદ્મોત્તર રાજાને મારવા માટે નૃસિંહનું રૂપ ધારણ કર્યું તે વાત સાચી છે ? જો સાચી હોય તો તે વખતે મૂળ શરીરનું શું થયું ?

**ઉત્તર**—નૃસિંહાવતાર ધારણ કર્યાની વાત તો અન્ય શાસ્ત્રની છે. આપણા શાસ્ત્રમાં કૃષ્ણે નૃસિંહનું રૂપ કરીને પદ્મોત્તર રાજાને જીત્યાનું કહેલ છે, પરંતુ

વાસુદેવમાં એવું શરીર કરવાની શક્તિ હોય છે. વૈક્રિય શરીર બદ્ધ અને અબદ્ધ બંને પ્રકારનું થઈ શકે છે, તેથી કૃષ્ણે યોગ્ય લાગ્યું હશે તેવું રૂપ કર્યું હશે.

**પ્રશ્ન ૧૦**—કૃષ્ણે ધાતકીખંડથી પાછા વળતાં શંખ ફુંક્યો તે સાંભળી શ્રી મુનિસુવ્રતસ્વામી તીર્થંકરની સભામાં બેઠેલા કપિલ વાસુદેવે આ કોના શંખનો શબ્દ છે? એમ પૂછ્યું તે મુનિસુવ્રતસ્વામી ક્યાં વિચરતા હતા?

**ઉત્તર**—એ મુનિસુવ્રતસ્વામી ધાતકીખંડના ભરતક્ષેત્રમાં વિચરતા હતા. તેઓને ત્યાંની વર્તમાન ચોવીશીના ૨૨ મા તીર્થંકર જાણવા.

**પ્રશ્ન ૧૧**—કલ્પસૂત્રાદિકમાં ઉદ્યાનોમાં યક્ષોના ચૈત્યો હોય છે એમ કહેલ છે અને પ્રાયે ઉદ્યાન પણ તેમના નામનું હોય છે તે યક્ષો કયા સમજવા?

**ઉત્તર**—એ યક્ષો વ્યંતર જાતિના યક્ષનિકાયના સમજવા. તેને માનનારા ભક્તો ઉદ્યાનોમાં તેના ચૈત્યો કરાવે છે ને તેની પૂજા-ભક્તિ કરે છે.

**પ્રશ્ન ૧૨**—ચમરેંદ્રની ચમરચંચા રાજધાની ક્યાં આવી?

**ઉત્તર**—ચમરેંદ્ર ભુવનપતિની દશ નિકાય પૈકી અસુરકુમાર નિકાયના ઇંદ્ર છે. તેનું સ્થાન આ રત્નપ્રભા પૃથ્વીના ૧૩ પ્રતરોના બાર આંતરા પૈકી મધ્યના દશ આંતરામાં યોગ્ય સ્થળે છે. ત્યાં રહેલી તેની રાજધાનીનું નામ ચમરચંચા છે. અન્યત્ર પણ તેની રાજધાની હોય છે.

**પ્રશ્ન ૧૩**—અષ્ટાપદ પર્વત ક્યાં હતો ને અત્યારે ક્યાં હશે?

**ઉત્તર**—એ પર્વત અયોધ્યાની પૂર્વ દિશા તરફ હતો. હાલ તો તેનું સ્થાન જણાતું નથી તેથી તે સમુદ્રમાં ગર્ક થઈ ગયેલ સંભવે છે.

**પ્રશ્ન ૧૪**—સૂર્ય ચંદ્ર જ્યારે મૂળ વિમાને પ્રભુને વાંદવા આવ્યા ત્યારે તેના પ્રકાશક્ષેત્રમાં અંધકાર થયો હશે?

**ઉત્તર**—અમુક વિભાગમાં થવા સંભવ છે, સર્વત્ર અંધકાર થવાનો સંભવ નથી.

**પ્રશ્ન ૧૫**—શૈવધર્મની ને વૈષ્ણવ ધર્મની ઉત્પત્તિ ક્યારે થઈ હશે?

**ઉત્તર**—શૈવધર્મની ઉત્પત્તિ ૧૧ મા રુદ્રથી ને વૈષ્ણવ ધર્મની ઉત્પત્તિ કૃષ્ણ વાસુદેવથી થયાનું સંભવે છે.

**પ્રશ્ન ૧૬**—મનુષ્યક્ષેત્રથી પ્રથમ દેવલોક તો અસંખ્ય યોજન દૂર છે તો ત્યાંથી હરિણૈગમેષી દેવ એકદમ અહીં શી રીતે આવ્યો હશે?

**ઉત્તર**—દેવોની અચિંત્ય શક્તિ છે. તે શક્તિવડે જ તે આવ્યો હતો. ઇંદ્રો વિગેરે તીર્થંકરના જન્મ મહોત્સવ વખતે અહીં ને નંદીશ્વરદ્વીપે રાત્રિના અમુક વખતમાં જ આવે છે તે પણ તેવી અચિંત્ય શક્તિથી જ આવે છે. કુંવરજી




## ચારને ચાર અનુસરે છે

अभ्यासकारिणी विद्या, बुद्धिः कर्मानुसारिणी ।
दानानुसारिणी कीर्तिर्लक्ष्मीः पुण्यानुसारिणी ॥ १ ॥

અર્થાત્—અભ્યાસને અનુસરીને વિદ્યા વધે છે, કર્મને અનુસરીને બુદ્ધિ ઉત્પન્ન થાય છે, દાનને અનુસરીને કીર્તિ ફેલાય છે અને પુણ્યને અનુસારે લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

× × ×

વિદ્યા મનુષ્યના અભ્યાસને અનુસરે છે. લક્ષપૂર્વક જો અભ્યાસ કરવામાં ન આવે તો વિદ્યાની પ્રાપ્તિ થવી દુષ્કર છે. શરુઆતમાં તદ્દન ઠોઠની ગણત્રીમાં ગણાતા વિદ્યાર્થીઓ પણ અભ્યાસબળવડે સારી રીતે વિદ્યા સંપાદન કરી શકે છે અને તેમ કરીને વિદ્વદ્ગણની પંક્તિમાં તેઓ આવે છે.

અભ્યાસ માટે કહ્યું છે કે:–

अभ्यासेन क्रियाः सर्वा, अभ्यासात्सफलाः कलाः ।
अभ्यासाद् ध्यानमौनादि, किमभ्यासस्य दुष्करम् ? ॥ १ ॥

અર્થાત્—અભ્યાસવડે કરીને સર્વ ક્રિયાઓ, સર્વ કળાઓ અને ધ્યાન-મૌનાદિ પણ સિદ્ધ થઈ શકે છે. અભ્યાસને શું દુષ્કર છે ?

યદિ એક વખત વિદ્યા મેળવી હોય તો પણ જો તેનો અભ્યાસ છોડી દેવામાં આવે તો અવશ્ય તેનું વિસ્મરણ થઇ જાય છે. તેથી જ વિદ્યા ત્રણ-પક્ષી કહી છે. અર્થાત્—ત્રણ પક્ષ સુધી જો તેને યાદ કરવામાં ન આવે તો તે વિસરાવા માંડે છે, તેથી વિદ્યાપ્રાપ્તિ અર્થે અભ્યાસ કર્યા કરવો તે ઇષ્ટ છે.

ઘણા મનુષ્યોની એવી માન્યતા બંધાયેલી હોય છે કે નિશાળમાં–બાલ્યકાળમાં જ અભ્યાસ થઈ શકે છે, પરંતુ આ વાત બરાબર નથી, ગમે તે વયમાં પણ વિદ્યા પ્રાપ્ત થઇ શકે છે; તેથી મનુષ્યે વિદ્યા પ્રાપ્ત કરવી જ જોઇએ. અનુભવની શાળામાં પ્રાપ્ત થયેલું શિક્ષણ સર્વ કરતાં ચઢી જાય તેવું સચોટ હોય છે. બાલ્યકાળમાં તો વિદ્યાના પ્રાથમિક બીજ રોપાય છે, પરંતુ તે નવપલ્લવિત તો યુવાવયમાં જ થાય છે અને વૃદ્ધાવસ્થામાં તેના પરિપકવ ફળ નિપજે છે. ' સાઠે બુદ્ધિ નાઠે. ' એ કહેવત ઊંધે માર્ગે દોરી જાય છે. એ વય સુધી પણ મનુષ્યે વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ.

તે માટે કહ્યું છે કેઃ—

वलिपलितकालेऽपि, कर्त्तव्यः श्रुतसंग्रहः ।
न तत्र धनिनो यान्ति, यत्र यान्ति बहुश्रुताः ॥१॥

અર્થાત્—મોઢા ઉપર કરચલીઓ પડી ગઈ હોય અને મસ્તક પર પળિયા-સફેદ વાળ આવી ગયા હોય તે કાળે પણ એટલે કે—વૃદ્ધાવસ્થામાં પણ શ્રુતસંગ્રહ—શાસ્ત્રાભ્યાસ-વિદ્યા પ્રાપ્ત કરવી જોઈએ; કારણ કે જ્યાં ધનવાનોની ગતિ નથી થઇ શકતી ત્યાં બહુશ્રુતો-શાસ્ત્રજ્ઞો-વિદ્વાનો જઇ શકે છે.

× × ×

बुद्धिः कर्मानुसारिणी કહેવાય છે. તે પણ યથાર્થ જ છે. શુભાશુભ જે પ્રકારનું કર્મ બાંધ્યું હોય તે પ્રકારની જ પ્રજ્ઞા પ્રાયઃ મનુષ્યને ઉત્પન્ન થાય છે. જો કર્મ વિપરીત હોય તો બુદ્ધિમાન મનુષ્ય પણ ગોથું ખાઇ જાય છે. અર્થાત્ તેની બુદ્ધિ પણ વિપરીતપણાને ભજે છે, કારણ કે કર્મરૂપી પવન, બુદ્ધિરૂપી શઢમાં ભરાઈને મનુષ્યના જીવનનાવને યથેચ્છ રીતે ખાડા-ખરાબા ઉપર લઈ જઇ અથડાવી મારે છે. તે સમયે સદ્‌બુદ્ધિવાનનું પણ ચાલતું નથી. અન્યથા મહા સુજ્ઞ પાંડવો અને નળરાજા વિગેરે શા માટે દ્યૂત રમે ? પરંતુ ખરું જોતાં, જે પ્રકારનું ભાવિ નિર્માણ થયું હોય તેવી જ બુદ્ધિ ઉપજે છે અને તેથી જ તેવા મહાપુરુષોને પણ દુર્મતિ સૂઝે છે અને તેના પરિણામે મહા દુઃખો સહન કરે છે. વળી શ્રી રામચંદ્રજી મહાબુદ્ધિશાળી હોવા છતાં સ્વર્ણમૃગમાં કેમ લોભાયા ? તે માટે કહ્યું છે કેઃ—

न भूतपूर्वो न च केन दृष्टो, हेम्नः कुरंगो न कदापि वार्ता ।
तथापि तृष्णा रघुनन्दनस्य, विनाशकाले विपरीतबुद्धिः ॥१॥

અર્થાત્—સોનાનો હરણ ભૂતકાળમાં થયેલ નથી, તેમ કોઈએ જોયેલ પણ નથી અને તેવી વાર્તા પણ સાંભળી નથી, છતાં શ્રી રામચંદ્રજી તેવા મૃગને દેખીને લોભાયા હતા. એથી જણાય છે કે-વિનાશકાળ નજીક હોય છે ત્યારે મનુષ્યની બુદ્ધિ વિપરીત-અવળી થઇ જાય છે.

જીવનભર કેટલાય દુષ્કૃત્યો કરનાર, ખુદ ભગવાન વીરસ્વામી ઉપર તેજોલેશ્યા મૂકનાર, અને ગુરુદ્રોહી એવા ગોશાળાની બુદ્ધિ મૃત્યુ વખતે સદ્‌બુદ્ધિના રૂપમાં પરિણમી હતી એ શું આશ્ચર્યજનક નથી ? પણ તેનું કારણ એક જ જણાય છે કે ગોશાળાએ શુભગતિનો બંધ પાડેલ હોવાથી તે કર્મને અનુસરીને અંતકાળે તેને સન્મતિ ઉપજી. એથી સ્પષ્ટ જ છે કે બુદ્ધિ કેવળ શુભાશુભ કર્મોની

પાછળ પાછળ જ ચાલી આવે છે. જ્યારે મનુષ્યની બુદ્ધિમાં વિકૃતિ થાય ત્યારે અવશ્ય માનવું કે વિપરીત કર્મોદયનું આ પરિણામ છે, અને જો સદ્‌બુદ્ધિ વૃદ્ધિ પામે તો તેને શુભ કર્મનું કારણ સમજવું; કારણ કે કર્મ અને બુદ્ધિને અતિ ઘનિષ્ટ સંબંધ હોઇ, કર્મને અનુસરીને જ પ્રાણીમાત્રને બુદ્ધિ ઉપજે છે, એ આપણે ઉપર જોઇ ગયા છીએ.

× × ×

કીર્તિ દાનને અનુસરીને ફેલાય છે. એ કથન અનુભવસિદ્ધ છે અને તેને આપણે જીવનમાં ઘણીવાર અનુભવીએ છીએ. જે મનુષ્ય પૂર્ણ દાતાર હોય, તેના ગુણગાન સૌ અનેક મોઢે કરે છે. તે મનુષ્યના સેંકડો દોષો એક માત્ર દાનગુણથી ઢંકાઇ જાય છે અને ચોમેર કીર્તિનાં વાજાં વાગે છે. કર્ણ, વિક્રમ, ભોજ વિગેરે હજુ પણ ગવાય છે તેનું કારણ જો તપાસીએ તો જણાશે કે દાનગુણથી જ તેમની આટલી શ્લાઘા થાય છે. તેથી કીર્તિના ઇચ્છકે દાનગુણને ધારણ કરવો, જો કે દાનનું યથાર્થ ફળ તો અંતરાયકર્મને તૂટવારૂપ અને પુણ્યબંધ થવા રૂપ છે. કીર્તિ એ તો તેની દાસી સમાન છે; તેથી તેની તો ઇચ્છા પણ કરવા જેવી નથી. દાન આપવા માંડયું એટલે કીર્તિ તો તેના પગલે પગલે વૃદ્ધિ પામતી સ્વયં ચાલી જ આવશે. કેવળ કીર્તિ માટે દાન કરવું તે કાગ ઉડાડવા માટે ચિંતામણિ નાખવા સમાન છે અથવા ઐરાવત હસ્તિ વેચી તેને બદલે રાસભ ગ્રહણ કરવા બરાબર છે. વળી કૃષિકાર ધાન્યની ઇચ્છાથી જ ક્ષેત્રમાં બીજ વાવે છે. પરિણામે થોડા દાણામાંથી તેને પુષ્કળ ધાન્ય મળવા ઉપરાંત ચાર-પુળો ( ઘાસ-કડબ વિગેરે ) તો તેને સ્હેજે મળી રહે છે, પણ ઘાસ સારુ ખાસ ધાન્ય વાવવાની જરૂર નથી. તેવું જ દાન માટે છે. અર્થાત્-દાનથી તેના અનેક શુભ ફળો મળવા ઉપરાંત કીર્તિ તો ફેલાય જ છે.

અત્ર કીર્તિ શાથી ઉત્પન્ન થાય? તેનો જવાબ દાનથી થાય છે એ ખરો છે, પરંતુ એકલી કીર્તિ જ નહીં પણ દાનના અનેક શુભ ફળો છે. તેમાં કીર્તિનો પણ સમાવેશ થાય છે. દાનના ગુણો માટે કહ્યું છે કેઃ—

दानेन भूतानि वशीभवन्ति, दानेन वैराण्यपि यान्ति नाशम् ।
परोऽपि बन्धुत्वमुपैति दानै–र्दानं हि सर्वव्यसनानि हन्ति ॥१॥

અર્થાત્—દાનગુણથી સર્વ મનુષ્યો વશ થાય છે, જાણે વશીકરણ મંત્રથી બાંધી લીધા ન હોય! દાનથી પૂર્વનું વૈર પણ નાશ પામે છે. દાનગુણથી જેઓ પારકા હોય તે પણ સ્વજન-બન્ધુ થતા આવે છે; તેમજ દાન સર્વ કષ્ટોને પણ હણે છે.

આ પ્રમાણે દાનનો મહિમા અવર્ણનીય છે. તે માટે એક સ્થાને કહ્યું છે કે દાનગુણથી મેઘની સ્થિતિ ઊંચે થઇ છે અને દાનગુણ રહિત હોવાથી સમુદ્ર મહાન હોવા છતાં તેની સ્થિતિ નીચે પાતાળમાં થઇ છે. મતલબ કે મનુષ્ય દાનગુણથી અનેક સંપદાના સબળ કારણ રૂપ પુણ્ય બાંધવા ઉપરાંત કીર્તિ દેવી પણ દાતારના કંઠમાં પોતાની ઉત્તમ વરમાળા નાખે છે-કીર્તિ તેને વરે છે.

× × ×

લક્ષ્મીદેવી પુણ્યને અનુસરીને મળે છે અને તે મળ્યેથી મનુષ્યોના સર્વ મનોરથ પૂર્ણ થાય છે. પુણ્યહીન મનુષ્યને તેના દર્શન પણ :દુર્લભ હોય છે, તો પછી મનોરથપૂર્તિ તો થાય જ ક્યાંથી ? તેના મનોરથો કૂપછાયાની માફક મનની અંદર જ રહે છે.

પુણ્યવાન માટે શ્રી શ્રીપાલ રાજાના રાસમાં કહ્યું છે કે " પુણ્યવંતને લક્ષ્મીની, ઇચ્છાતણો વિલંબ; કોકીલ ચાહે કંઠરવ, દીએ લુંબ ભર અંબ. "

મતલબ કે પુણ્યવાન મનુષ્ય જ્યાં સુધી ઇચ્છા ન કરે ત્યાં સુધી જ લક્ષ્મી મળવાનો તેને વિલંબ હોય છે, પરંતુ જ્યારે તે ભાવના કરે ત્યારે પુણ્યવાનના દ્વારે લક્ષ્મી હાજર થઇ જાય છે. જેમ કોકીલ જ્યારે (વસંતમાં) ગાવા ચાહે છે ત્યારે આંબો તેને લુંબ ભરી ભરીને સહકાર ( આંબાનો મોર ) આપે છે.

પુણ્ય માટે કહ્યું છે કે:—

सुकुलजन्म विभूतिरनेकधा, प्रियसमागम सौख्यपरंपरा ।
नृपकुले गुरुता विमलं यशो, भवति पुण्यतरोः फलमीदृशम् ॥१॥

અર્થાત્—સારા કુળમાં જન્મ, અનેક પ્રકારના વૈભવની પ્રાપ્તિ, પ્રિયનો મેલાપ, સુખની પરંપરા, રાજકુળે માનપ્રાપ્તિ અને નિર્મળ યશ-આ સર્વ પુણ્ય રૂપ વૃક્ષના ફળો છે.

પુણ્ય બે પ્રકારનાં છે. એક પુણ્યાનુબંધી પુણ્ય, બીજું પાપાનુબંધી પુણ્ય. પ્રથમના પુણ્યમાંથી ફરી પુણ્યની નિષ્પત્તિ થાય છે, જ્યારે દ્વિતીય પ્રકારના પુણ્યફળમાંથી પાપોત્પત્તિ થાય છે; તેથી પુણ્યાનુબંધી પુણ્ય ઇચ્છવા યોગ્ય છે, પાપાનુબંધી પુણ્ય તજવા યોગ્ય છે.

સર્વ સુખના ઇચ્છકે પુણ્યરૂપ જમે પાસુ વધારવા લક્ષ રાખવું એ સુજ્ઞને કર્તવ્ય રૂપ છે કે જેથી લક્ષ્મી અને તેની પરંપરારૂપ અન્ય સુખસામગ્રી સ્વયં આકર્ષાઇને પુણ્યવાનને ઘેર આવે છે અને સ્થિરતા કરે છે.

——— રાજપાળ મગનલાલ વ્હોરા

# પ્રભાવિક પુરૂષો

## પુણીઓ શ્રાવક

[૨]

'ચલો, બાજુ પર હો જાવ, આ શકટો કોના છે ? માર્ગમાંથી હાંકી જઇ સરિયામ રસ્તાના છેડે ખડા કરો. આ કોના કોથળા પડ્યા છે ? અરે આ ગુણોની થપ્પીઓ કોની છે ? જલ્દી જલ્દી અહીંથી ખસેડી લ્યો.'

આમ હુકમોની હારમાળા છૂટતી જોઇ વેપારી અને ગાડાવાળા સૌ કોઇ આશ્ચર્ય પામ્યા ! શાહદારી પણ સ્થંભી ગયા. કોઇ દિ' નહીં ને એકાએક આજે આ પહેરેગીરો આમ કેમ આજ્ઞા કરે છે અને જાણે આ જ માર્ગે થઇ મહારાજાની સ્વારી પસાર ન થવાની હોય તેમ હાકોટા કેમ કર્યા જાય છે ?

'અરે શક્તિસિંહ ! એ અજયપાળ ! જરા કહો તો ખરા ? આજે છે શું ? કણપીઠમાં ગાડાની હાર કે ગુણોની રાશિ એ કંઇ નવાઇના નથી. વળી આ બજાર દાણાનું રહ્યું એટલે સ્હેજે ગીરદી થાય અને ભીડ પણ રહે જ. આ વેપારમાં પળીયા શ્વેત થવા આવ્યા છતાં આ માર્ગે રાજવીની સ્વારી આવી હોય એવું નજરે જોયાનું યાદ સરખું નથી, તેમ વૃદ્ધના મુખે સાંભળ્યું પણ નથી; છતાં અગાઉથી ખબર આપી હોત તો આંગણાં ચોખ્ખાં રાખત અને ઘર હાટ શણગારત પણ ખરા !'

'સાચે જ આ રસ્તે મહારાજ પધારે છે ! એ ખબર જ અમોને હમણાં મળી, ત્યાં આપ શેઠીઆઓને અમે અગાઉથી કેવી રીતે જણાવીએ ?'

મગધપતિ અહીં પધારે છે એટલી ખાત્રી થતાં જ વેપાર-વણજ બાજુ પર રહ્યો અને કર્ણોપકર્ણ વાત શરુ થઈ ગઈ. આજે એકાએક ખુદ મહારાજા પોતે કેમ અહીં આવવાના હશે ? દરબારમાં પકડી મંગાવવાને બદલે અગર તો કોટવાળને દોડાવવાને બદલે તેઓશ્રી પોતે પધારે છે એમાં જરૂર કંઈ ખાસ કારણ હશે જ.

ત્યાં તો દેવભદ્ર બોલી ઉઠ્યા-'આપણી આ પીઠ સાંકડી છે તે પહોળી બનાવવાની છે એટલે જોવા આવે છે. મારો હરિયો કહેતો હતો કે રસ્તાઓ પહોળા બનાવવાની-હવા ઉજાશ વધુ પ્રમાણમાં આવી શકે-સૂર્યના કિરણો સ્હેલાઈથી પ્રવેશી શકે તેવી રીતે પોળો સુધારવાની યોજના નક્કી થઇ છે.'

'કદાચ એ વાત હશે પણ તે ખાતર પંડે રાજવી ચાલીને આવે એ ન ભૂતો, ન ભવિષ્યતિ જેવું કહેવાય ! કયાં એ તંત્રના જુદા અધિકારી નથી ! એ કામ તો કારીગરીના નિષ્ણાતનું ગણાય ! સાંભળ્યા પ્રમાણે તો મહારાજ એકલા જ આવવાના છે, સાથે મંત્રીશ્વર અભયકુમાર પણ નથી.'

પૂર્ણભદ્ર નામના વ્યવહારીઆએ સ્વ-મંતવ્ય જણાવ્યું.

એવામાં ધન્ના શેઠનો મહેંદ્ર આવી પહોંચ્યો અને પોતે કોઇ મહાન્ શોધ કરી ન હોય એવા ઘટાટોપથી બોલ્યો:

'કાકાશ્રી! સાંભળ્યું કે ખુદ મહારાજ શ્રેણિક પોતે પધારે છે! આવડત કંઈ મળે નહીં! રળવાની હીકમત આવડે નહીં! વણિકબુદ્ધિનું નામ ન મળે અને બની બેઠા મોટા ધરમાત્મા! ઘરમાં તો તાવડી તડાકા લેતી હોય છતાં મોટાઇ-માંથી હાથ ન કાઢે! ચોથે દિન રાજાનો સૈનિક પેલા પુણીઆને બોલાવવા આવેલો. એ વેળા કોઇએ ઉત્તર સરખો દીધો નહીં; તેથી મગધેશ્વર જાતે આજ્ઞાભંગની શિક્ષા કરવા પધારે છે.' નાની સરખી વાત પરથી મનગમતા અંકોડા જોડવા એ કાંઇ આજકાલની ખાસિયત નથી, એ રોગ તો જમાના પૂર્વેનો છે અને એમાં વણિકજાતિ અગ્રપદે મનાય છે.

'મહેંદ્ર! તારી વાત વધારે પડતી છે.' યશપાળે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું અને આગળ જણાવ્યું કે-'આખી શેરીમાં એક નાકાથી લઇ બીજા નાકા સુધી ફરી વળો તો જણાશે કે પુણ્ય દંપતી જેવું ભદ્ર ને ધર્મી જોડું બીજું નહીં જડે! મારા તો પાડોશી છે એટલે તેમના જીવનમાં સહેજ ડોકિયું કરવું એ મારો નિત્યક્રમ થઇ પડ્યો છે. એ ઉપરથી પૂર્ણ જવાબ-દારી સ્વીકારીને કહું છું કે-પ્રભુ શ્રી વર્ધમાનના હૃદયસ્પર્શી ધર્મોપદેશથી જ અને જીવનના ચંચળતા યથાર્થપણે સમજાયાથી જ બૃહસ્પતિના અવતાર સમા લેખાતા વણિકકુળમાં જન્મ્યા છતાં તે લોભવૃત્તિ-વાણિજ્યરક્તતા અને અમર્યાદિત ધનસંગ્રહ કે નવવિધ પરિગ્રહથી કમળવત્ અલિપ્ત છે. એમાં કાયરતાનું નામનિશાન પણ નથી અને આવડતનો અભાવ પણ નથી જ. એક વાર પ્રસંગ પડે તો સમજાય કે એ વણિક-પ્રવર કેવો દક્ષ છે. બાકી એટલું ચોક્કસ છે કે માનવજીવનનું સાફલ્ય શેમાં છે એ વાતનું રહસ્ય મારા, તમારા અને અન્ય સંખ્યાબંધ મનુષ્યો કરતાં તેના અંતરમાં સચોટ રીતે ઊતરી ચૂકેલ છે. એટલે જ જીવન આવું સાદું ને શુષ્ક દૃષ્ટિગોચર થાય છે! એમાં ડગલે ને પગલે નિર્વેદપણાની ઝાંખી કરી શકાય છે.

વળી સાચું દાંપત્ય પણ કેળવી જાણે છે. ભલે આપણે નરજાતિ જેવો જ આત્મા નારીજાતિમાં માનીએ. વાત કરતાં પત્ની એ પતિના અર્ધાંગસમી છે અને સમાન હક્કની ભાગીદાર છે એમ કહીએ; છતાં વ્યવસાયના કલાકોમાંથી કોઇ દિ' બહાર નજર સરખી ફેરવી છે અને નિહાળ્યું છે ખરું કે એ સ્ત્રીજાતિમાં અજ્ઞાન અને વહેમ કેટલાં ભર્યા છે? એમાં ધર્મની સાચી આસ્થા વધુ છે કે ઉપરછલ્લી ઘેલછાની આડંબરી છાયા વધુ છે? આપણે એ ટાળવા એ વર્ગમાં જ્ઞાનરવિનો પ્રકાશ ફેંકવામાં પ્રયાસ કર્યો છે ખરો? શ્રાવકવર પુન્યનો

એ નિત્યક્રમ છે કે પોતે જે કંઇ ધર્મ સમજે તે સર્વ પોતાની ભાર્યાને સરળતાથી સમજાવે છે. એને અમલમાં મૂકવા ઉભય કેડ બાંધે છે; તેથી જ આપણી હવેલીઓ સામે એ યુગલ એક નાનકડા ઝુંપડામાં વસી શકે છે. આપણા લખલૂટ ખરચો અને મનગમતા વિલાસો અહર્નિશ ભાળ્યા છતાં, એ પ્રતિ રંચ-માત્ર લલચાયા વગર સાદું અને શુદ્ધ જીવન જીવી શકે છે. કેવળ સાડાબાર દોકડા–માત્ર બે આનાની કમાઈ પર નિર્વાહ કરી આનંદી જીવન ગાળી શકે છે. આપણા ઘરમાં વસ્ત્ર અને આભૂષણોના ઢગલા છતાં રોજ નવી જાતો ને નવી ભાતોનાં સંભાષણ ચાલતાં હોય છે ત્યારે એ મઢુલીમાં સંતોષની શીતળ છાયા પથરાઇ હોય છે. કોઇ તપેલું હૃદય ત્યાં પ્રવેશે છે તો પોતાનું કલેશજન્ય દુઃખ સહજ વિસરી જાય એવી અગાધ શાંતિ ત્યાં પ્રસરેલી હોય છે. આપણે જ્યારે વર્તમાન કરતાં પણ ભાવિની ચિંતામાં વધુ તદાકાર બન્યા રહી એના આંકડામાંથી ઊંચા નથી આવતાં ત્યારે એ મહાત્મા માત્ર બે આનાની નજીવી મૂડી પર મુસ્તાક રહી આ ધંધાના ધીકતા ધામ સમી અને ઋદ્ધિસિદ્ધિમાં દેવોની અલકાને પણ આંજી નાંખે તેવી નગરીમાં નિશ્ચિંત જીવન વ્યતીત કરે છે, આત્મશ્રેય વિચારી શકે છે અને ભાવિપંથ નિર્મળ બનાવવા પ્રયાસ સેવે છે. આવા સુંદર જીવનની મીઠી સૌરભ આસપાસ પણ પથરાય છે. ધણી ધણીઆણી વચ્ચેના દૃઢ મેળ ને એકરાગ સિવાય આવું જીવન શક્ય પણ નથી.

મૂળ વાતથી હું જુદે ચીલે ચઢી ગયો. એને પત્નીમાં એવો પ્રશંસનીય સ્નેહ વર્તે છે. એક દિવસ પરમાત્માની અમૃત વાણી શ્રવણ કરી, ઘેર આવી, એ સર્વ પોતે તેણીને કહી સંભળાવી અને પોતે જે વ્રત સ્વીકાર્યું હતું તેવું તેણીએ પણ ગ્રહણ કરવું એ વાત દલીલથી ઠસાવી દીધી કે જેથી બીજે જ દિવસે શ્રીમતી પ્રભુ સન્મુખ પહોંચી ગઇ અને પ્રતિદિન સામાયિક કરવાનો નિયમ સ્વીકાર્યો. એ દંપતીના સામાયિકનો ખ્યાલ નજરે જોયા વિના ન આવે. નિરવદ્ય 'રૂ'ની પુણીયો બનાવી, એ દ્વારા નિર્વાહ કરવો અને રોજીયું મળી રહેતાં ઝાઝો લોભ ન કરતાં બાકીનો સમય આવતા ભવની તૈયારીમાં ખરચવો એ ચોળમજીઠના રંગે રંગાયેલાનું કામ છે. એમાં સાચી વીરતા છે.'

યશપાળનું લાંબું છતાં જાણવા જેવું વર્ણન સાંભળી સૌ આશ્ચર્ય પામ્યા, ત્યાં તો શ્રેણિક મહારાજની સ્વારી આવી પહોંચી.

મહારાજે ગાડી ઊભી રખાવી. પ્રજાજનના નમસ્કાર ઝીલતા, માત્ર બે અંગરક્ષકને સાથે રાખી પોળમાં પ્રવેશ કર્યો. જેમના હૃદય શંકાશીલ છે તેઓ તો કંઇ કંઇ શંકાના વમળમાં ચકરાવા લેવા લાગ્યા. જાતજાતની કુશંકાઓ મહારાજના આગમનને અંગે કરવા લાગ્યા. પુણીઆનો શું દોષ હશે ? એના અનુમાન

બાંધવા લાગ્યા. વળી એકાદ બે શ્રીમંતને વિચાર થઈ આવ્યો કે એ તૂટીફૂટી મેડી આગળ તે મગધેશ્વરને છાજે તેવું બિછાનું પણ ક્યાંથી હશે; માટે તરત જ નોકરને આજ્ઞા કરી ગાલીચો પણ મંગાવ્યો. કેટલાક તો જાણે આગેવાન ન હોય તેવી દોડાદોડી કરવા મંડી પડ્યા અને એકાદ બે ઉતાવળીઆએ આગળ જઈ, પુણીઆ ને શ્રીમતીના નામની બૂમો મારવા માંડી. જનસમાજનું આ ચિત્ર કંઈ નવું નથી. રાજાઓને દેવ જેવા ગણવાનો રવૈયો કેટલાયે કાળથી ચાલ્યો આવે છે. વણિકસમાજ એ જાતના બહુમાનમાં પાવરધો ગણાય છે.

એક તરફ આ ધમાલ ચાલી રહી છે, ત્યારે બીજી બાજુ શ્રાવક પુન્ય તો બે ઘડીની અવધિવાળા સાધુપણામાં મશગુલ છે. મેડી પરના એક ખૂણામાં કેવલ ધર્મ-ધ્યાનમાં લયલીન બન્યો છે. માત્ર પોળ કે એમાં ચાલતા ક્રયવિક્રયને જ નહીં પણ પોતાની મહુલી, પ્રેયસી એવી શ્રીમતી અને ખુદ પોતાની જાતને પણ ભૂલી જઈ ' હું અને મ્હારું ' એવા ભાવને તદ્દન વિસારી મેલી, માત્ર આત્મિક ભાવનાના તરંગો પર આરૂઢ થયેલ છે.

ગનોપ્રદેશમાં-अहं एकोऽस्मि, नत्थि मे कोई, अनित्ये संसारे भवति सकलं यन्नयनगम् तदनित्यम् જેવા ગર્ભિત પદોના ઝંકારવ થઈ રહ્યા છે.

શ્રીમતીએ નૃપના ચરણમાં મસ્તક નમાવી, હસ્તદ્વય જોડી, આદરસત્કાર-પૂર્વક બેસવા માટે સ્વચ્છ આસન પાથર્યું અને અગાઉ રાજ્ય તરફથી સૈનિક આવેલ ત્યારે પતિ સામાયિકમાં હતા અને પોતે ઘેર ન હોવાથી તેમજ આગમન કારણ ન સમજાયાથી એ સંબંધમાં કંઈ અમલ થઈ શક્યો નથી એમ જણાવી ઉમેર્યું કે-'આજે પણ મારા સ્વામીનાથ સામાયિકમાં છે એટલે આપશ્રીની ખીજમતમાં દેખાતા નથી માટે એમના પ્રતિનું જે કંઈ કાર્ય હોય તે મને જણાવવા કૃપા કરશો.'

'સુભગે ! હું ચાલી-ચલાવીને આવ્યો છું એમાં મારો અંગત હેતુ છે. તારે એથી રંચમાત્ર મુંઝાવાનું નથી. મેં સૈનિકને ઘેર જોવા સારુ મોકલ્યો હતો. તમારા સરખા ધર્મી દંપતી માટે નથી. તો મેં કોઈ જાતનો હુકમ કાઢ્યો કે નથી તો કોઈ પ્રકારની આજ્ઞા આપી; તેથી આજ્ઞાભંગનો પ્રશ્ન જ સંભવતો નથી. તમારા પતિ સુખેસમાધે ભલે સામાયિક કરે. એટલો સમય હું રાહ જોતો અહીં બેસીશ. જો તમને વાંધો ન હોય અને તમારા પતિની ધર્મક્રિયામાં એથી કંઈ અગવડ આવવાનો સંભવ પણ ન હોય તો મારી ઇચ્છા તેમને નજરે જોઈ લેવાની છે. પરમાત્મા મહાવીરદેવે જે આત્માના સામાયિકની સ્વમુખે પ્રશંસા કરી છે એ નયને જોવાનો લાભ સાંપડ્યો છે તો શા સારુ જતો કરવો ? '

' મહારાજ ! સુખેથી પધારો. દાદર ચડતાં જ આપ સાહેબ એમને પૂર્વ દિશા તરફ સમભાવમાં લીન જોશો.'

શ્રેણિક ભૂપાળે એક સામાન્ય વ્યક્તિને એકતાર થની સમતારસનું પાન કરતી નિહાળી ત્યારે એના હૃદયમાં જે હર્ષોન્માદ ઉઠ્યો તે એટલો જોરદાર નિવડ્યો કે એને બહાર પ્રગટ કરવાની અનિચ્છા છતાં હોઠ ઉઘડી ગયા અને બોલી જવાયું: 'ધન્ય મહાત્મા'

લોકસમુદાયને તો એક સામાન્ય વણિકને ત્યાં મગધેશને આમ રાહ જોતાં બેઠેલા જોઈ વિસ્મય થઈ ગયો. પુણીઆ શ્રાવકનું આવું મહત્ત્વ અત્યાર પૂર્વે ખુદ એના પડોશી પણ નહોતા પારખી શક્યા તો પછી મહોલ્લાવાસી કે બહારની જનતાનું શું કહેવું! અડગવ્રતધારી આ શ્રાવકને એક રાજવીના આગમનની પણ કંઈ પરવા નથી, એ જોઈ લોકોને પણ એને માટે બહુમાન પેદા થયું. એનામાં રહેલ અમાપ સત્ત્વનો ખ્યાલ આવ્યો. આવા અનુપમ સત્ત્વશાળીની ભગવાન પણ પ્રશંસા કરે એમાં શી નવાઈ? અડગતા, દૃઢતા કે વીરતાનો ઇજારો ઓછો જ કોઈને અપાયો હોય છે! આવા સત્ત્વશાલીઓના પ્રભાવથી જ પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે.

સામાયિકની પૂર્ણાહુતિ થઈ. પુન્ય શ્રાવક દાદર ઊતરી નીચે આવ્યો. પોતાના ગરીબ ઘરમાં એક મહાન્ દેશના સ્વામીને પધારેલા નીરખ્યા. પોતાને માટે ખોટી થતાં ભાળ્યા; એથી આશ્ચર્ય પણ થયું. નમસ્કાર કરી વિનય જાળવ્યો અને નમ્રભાવે આગમન કારણ પૂછ્યું.

માનવવૃંદ એક કાને એ સાંભળવા આતુર બન્યું. મનગમતા ગપાટા હાંકનારના મોતીઆ કયારનાયે મરી ગયા હતા; છતાં ડૂબતો માણસ તરણાને પકડે તેમ એ પણ સાંભળવા આતુર બન્યા. રાજવી માત્ર ઉપકાના બે શબ્દ કહેશે તો પણ તેમની વાત તદ્દન ખોટી નહીં ઠરે એવી આશા સેવી રહ્યા.

'મહાશય! મારા આગમનનું પ્રયોજન એક જ છે. મારે આપના એક સામાયિકનું ફળ જોઈએ છે. સ્વધર્મી ભાઈ તરીકે, મારા પ્રજાજન તરીકે, આપે એ માગણી પૂરી કરવી જ પડશે. એટલું પુન્ય આપવું તમારે તો સહજ છે, એથી મારો તો ઉદ્ધાર છે.'

—(ચાલુ) ચોકસી

## સોનેરી વાકયો

(પૃષ્ઠ ૨૯૯થી)

૮ ડહાપણવાળો માણસ કોઈપણ દેશમાં જુજ ખર્ચથી નિર્વાહ કરી શકે છે, જ્યારે ઉડાઉપણા આગળ આખા બ્રહ્માંડનું રાજ્ય પણ પૂરતું થતું નથી.

૯ કરકસર એ ગરીબ માણસની ટંકશાળ છે.

૧૦ પૈસા ઉછીના લેવાથી વધારે વપરાય છે; તેથી એ રોગ અસાધ્ય કોટીનો છે.

ઉપરના વાકયો મનન કરી મેળવેલું શાહપણું કાયમ રહે તેવી રહેણીકહેણી રાખવા માટે સર્વ વીરપુત્રોને ગ્રહણ કરવા મારી પ્રાર્થના છે. અમીચંદ કરશનજી.

# કેળવણીના યુગમાં ધાર્મિક કેળવણીનું સ્થાન

" ધર્મેણ હીનાઃ પશુભિઃ સમાનાઃ " આ વચન બહુ અર્થપૂર્ણ છે. ધર્મ-સંસ્કાર વિનાનું મનુષ્યત્વ સંભવતું નથી. આ ઉપરથી જોઇ શકાય છે કે ધર્મ વિનાનું જીવન શૂન્ય છે. તે મનુષ્યજીવન જ નથી, કારણ કે મનુષ્યના જીવનમાં ધર્મ અગ્રસ્થાને છે.

શિક્ષણ મનુષ્યને જીવવાની કળા શીખવે છે, માટે ધર્મશિક્ષણ સમાજને અતિ આવશ્યક છે. ધર્મ વગર મનુષ્યનું જીવન પશુતુલ્ય છે. આ સિદ્ધાંત સર્વમાન્ય હોવાથી આપણા સમાજમાં ચાલતા ગુરુકુળો વિગેરે વ્યાવહારિક શાળાઓમાં પણ ધર્મશિક્ષણને પ્રથમ સ્થાન આપવામાં આવે છે. પરંતુ એકાદ કલાક ધર્મનો અભ્યાસ, ધર્મનું અધ્યયન, અને ધર્મની માહિતી મળે એટલે કાંઇ ધર્મશિક્ષણની સંપૂર્ણતા માની શકાય નહીં. બીજા વિષયોની માફકજ ધર્મની બાબતમાં પણ ધર્મનો સાક્ષાત્કાર થવાની જરૂર છે. ધર્મનો કેવળ અભ્યાસ લાભદાયી નથી. ધર્મના અભ્યાસની સાથે શ્રદ્ધા ઉમેરાય તો બંનેનો સમવાય મનુષ્યની ઉન્નતિ સાધે. શ્રદ્ધા એટલે ધર્મજીવનની અભિલાષા. ધર્મનું અધ્યયન અને ધર્મનું જીવન બંને સાથે સાથે ચાલે તો જ ધર્મનું અધ્યયન ઉપકારી થાય છે.

પુસ્તકદ્વારા ભૂગોળનો અભ્યાસ કરનાર માણસ પોતાનો લાભ પણ સાધે અને નુકશાન પણ સાધે. ભૂગોળના અભ્યાસની સાથે સાથે તેમાંથી જાણી લીધેલી વસ્તુઓ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર કરવાની વૃત્તિ તેનામાં જાગૃત હોય તો ભૂગોળનો અભ્યાસ, તેને લાભકર્તા થાય. તેના દેશદર્શનના પર્યટનમાં તેને ઉપકારક થાય, પણ કેવળ નકશા જોઇને અને પુસ્તકો વાંચીને પોતાને આખા વિશ્વનું જ્ઞાન થયું એમ માનનાર આત્મવંચક મનુષ્યને કોઈ દિવસ વિશ્વનું પ્રત્યક્ષજ્ઞાન થવાનું નથી. નકશો અને પુસ્તકમાં મળેલું ભૂગોળનું જ્ઞાન કેવળ આભાસ માત્ર છે. ધર્મશિક્ષણની બાબતમાં પણ બરાબર એવી જ સ્થિતિ ઊભી છે. ધર્મગ્રન્થોનું કેવળ અધ્યયન આભાસ માત્ર છે. સાથે જ ધાર્મિક ક્રિયાઓનું આચરણ હૃદયમાં સ્થિત થવું જોઈએ. આજના કેટલાક ધર્મ અભ્યાસકોનું હૃદય કોરું જ હોય છે. તેનો આત્મા અણવિકસેલ ફૂલની માફક રહે છે. ધર્મનું એક પણ તત્ત્વ જીવનમાં ઊતરતું નથી. આવાં બાહ્યશિક્ષણને ભલે ધર્મશિક્ષણ કહો કે જેવું સંસ્થાઓમાં અપાય છે, પણ વાસ્તવિક રીતે નિરીક્ષણ કરતાં હજી સત્ય રીતે ધર્મશિક્ષણ અપાતું નથી, પણ કેવળ આભાસમાત્ર જ અપાય છે.

એન. બી. શાહ

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા.

( સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )



## સંવત ૧૯૯૪ ના આસો માસ તથા સંવત ૧૯૯૫ ના કાર્તિક માસની પત્રિકા.

ધાર્મિક પ્રવૃત્તિઓ—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વિગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. જ્ઞાનપંચમીના દિવસે વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યા હતા તથા કારતક શુદિ ૧૫ ના રોજ ગિરિરાજ શ્રી શત્રુંજયની યાત્રાએ ગયા હતા.

### વિવાદસભા.

( ગુજરાતી )

| વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|
| ૧ છાત્રાલયમાં પરિવર્તન. | હિંમતલાલ જયંતિલાલ મગનલાલ શાહ. | જયંતિલાલ ચતુર્ભુજ શાહ. |

( English )

| | | |
|---|---|---|
| 2 Social reforms | Zaverchand D. shah. | Nagardas T. shah |
| 2 Luxury | Amritlal B. shah | Jayantilal C. shah |

### જમણવાર.

| | | |
|---|---|---|
| ૧. શેઠ રવચંદ ત્રિભુવન | પુના | આસો વદિ ૯ |
| ૨. શ્રી માંડલ સંઘ | માંડલ | આસો વદિ ૦)) |
| ૩. શેઠ ગોકળદાસ વચ્છરાજ | એડન | કાર્તિક શુદિ ૧૧ |
| ૪. શેઠ હનુમાનસિંગજી લક્ષ્મીસિંગજી | કલકત્તા | કાર્તિક શુદિ ૧૫ ( નોકારશી. ) |
| ૫. બાબુ ધનપતસંગજી | મુર્શીદાબાદ | કાર્તિક વદિ ૧ |
| ૬. શેઠ ચુનીલાલ છગનલાલ | વીસનગર | કાર્તિક વદિ ૫ |
| ૭. શેઠ ગુલાબચંદ દેવરાજજી | લાસ | કાર્તિક વદિ ૯ |
| ૮. શેઠ નવલાજી ગોરાજી | જાલોળ | કાર્તિક વદિ ૧૨ |

## આસો માસની આવક (૧૯૯૪)

| | |
|---|---|
| ૨૧૯–૮–૬ | નિર્વાહ ફંડ ખાતે |
| ૧૦૦૫–૦–૦ | વાર્ષિક મદદ ખાતે |
| ૮૦૯–૪–૦ | ભોજન ફંડ ખાતે |
| ૯૪–૧–૩ | કેળવણી ફંડ ખાતે |
| ૩૧–૦–૦ | ડેડ સ્ટોક ફંડ ખાતે |
| ૨૦૦૬–૦–૦ | સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૪૦૪–૦–૦ | દૂધ ફંડ ખાતે |
| ૧૦૧–૦–૦ | આંગી પૂજા ખાતે |
| ૫૬–૪–૦ | દેરાસર ખાતે |
| ૪૭૨૬–૧–૯ | |

## કાર્ત્તિક માસની આવક (૧૯૯૫)

| | |
|---|---|
| ૨૬૧–૪–૦ | નિર્વાહ ફંડ ખાતે |
| ૧૬૪–૪–૦ | ભોજન ફંડ ખાતે |
| ૧–૦–૦ | કેળવણી ફંડ ખાતે |
| ૪–૦–૦ | કાપડ ફંડ ખાતે |
| ૪૩૦–૮–૦ | |

### ભેટ—

પારેખ ચુનીલાલ દુલભદાસ ભાવનગર. ૧) રૂપાનો મુગટ, ૨) રૂપાના કુંડલ, ૫) રૂપાની કલગી, ૧) રૂપાની આંડ. શેઠ જેઠાભાઇ ત્રિકમદાસ પાલીતાણા ૧) જર્મન સીલવરની થાળી તથા કળશ. શેઠ હીરાલાલ હરગોવિંદદાસ તથા વાડીલાલ ચતુર્ભુજભાઇ મુંબઇ. કાશ્મીરી પટુ વાર ૧૦૦ાા તથા ખાદી વાર ૩૬ાા. બેન મૂળીબેન રાજાજી ગામ વડગામ. સ્રીની પૂજાની જોડ ૧). બેન ડીલી દીપચંદ ગામ ભાવનગર. કીનખાબનો પંખો ૧). બેન જાનકીબાઇ ગામ ચેવલા ૩) ગામીશ ૧) ખેસ. શેઠ નરોતમ મોતીચંદ ભાવનગર. ૫) પિત્તળના કપ, ૧) જર્મનનો કળશ, ૨) પીતળના વાટકા, ૧) પીતળની રકાબી, ૨) મોતીના તોરણ. શેઠ સારાભાઇ મંગળદાસ અમદાવાદ, ૧) જર્મન રકાબી, ૧) વાડકી, ૧) સ્રીની પૂજાની જોડ.

**મુલાકાતઃ**—વિજયસિંહજી નહાર કલકત્તા. શેઠ પુનમચંદ અમથાચંદ ડીસા. શેઠ મગનલાલ ઠાકરશી અમદાવાદ. શાહ ફુલચંદ વીરચંદ વાંઝ.

**સમાજના દાનવીરોને**—હજુ મકાન ખાતે રૂા. ૮૦૦૦) તથા શ્રી દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦) નો તોટો છે. તે રકમ પૂરી કરી આપવા તથા સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડની તિથિઓ ભરી આપવા અમારી નમ્ર વિનંતિ છે.

પુસ્તક ૫૪ મું

અંક ૧૦ મો




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

સંવત્ ૧૯૯૫—પોષ

વીર સંવત
૨૪૬૫

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૪ મું } અંક ૧૦ મો } **પોષ** { વિક્રમ સં. ૧૯૯૫ { વીર સં. ૨૪૬૫

## अनुक्रमणिका



## દિગંબર જૈન મહિલાંક : પુસ્તક ૩૨ : અંક ૧-૨

( સં. ૧૯૯૫ કાર્તિક-માર્ગશીર્ષ )

આ અંક પૃષ્ઠ ૧૩૬ નો બહાર પાડ્યો છે. તેમાં અનેક દિગંબરી વિદ્વાનો વિગેરેના લખેલા ૪૦ લેખો આપ્યા છે. તેમાં ૩૦ લેખો શાસ્ત્રી ટાઇપમાં ને હિંદી ભાષામાં ગદ્યપદ્યબંધ છે. દશ લેખો ગુજરાતી ટાઇપ ને ગુજરાતી ભાષામાં છે. પ્રસંગાનુસાર દશ ચિત્રો આપ્યાં છે. પ્રયાસ સારો કર્યો છે. અંક વાંચવા લાયક છે. છાપકામ સુંદર નથી. પ્રકાશક ને સંપાદક મૂળચંદ કીશનદાસ કાપડીઆનો પ્રયત્ન લાભકારક છે. આવા અંકો બહુ સારું વાંચન પૂરું પાડે છે.

## નવા સભાસદોનાં નામ

૧ શેઠ છોટાલાલભાઇ જમનાદાસ દોલસાવાળા. અમદાવાદ. લાઇફ મેમ્બર
૨ શા ગિરધરલાલ પીતામ્બરદાસ ભાવનગર પહેલા વર્ગમાંથી લાઇફ મેમ્બર
૩ શાહ વિનયચંદ ગુલાબચંદ બી. એ. ભાવનગર લાઇફ મેમ્બર

## શ્રી જૈનધર્મ પ્રસારક સભાના પેટ્રન અને તેમના ધર્મપત્ની



ઉદારદિલ
કેળવણીપ્રિય શેઠ કાંતિલાલભાઈ ઈશ્વરદાસ



પતિસદશ ગુણધારક
સૌ. બ્હેન શકુંતલા કાંતિલાલ

અહીં જેમના પ્રતિબિંબ આપવામાં આવ્યા છે તે દંપતી ઉદારદિલના હોવા સાથે સદાચરણી અને અનેકગુણસંપન્ન છે. તેઓ રાધનપુર નામથી ઓળખાતી જૈનપુરીના વતની ને વ્યાપારાર્થે મુંબઈનિવાસી થયેલા છે. એમનો કેળવણી પ્રત્યેનો પ્રેમ જાણીતો છે. છેલ્લાં બે વરસની અંદર એમણે કેળવણી ખાતાને અંગે એકી સાથે એવી સારી સખાવત કરી છે કે જેને માટે જૈન સમુદાયમાં તેમની ઉદારતા વખણાય છે. એમણે હમણા હમણામાં કરેલી ઉદાર સખાવતો મળેલ નોંધ અનુસાર નીચે પ્રમાણે છે.

# भगवान श्री पार्श्वनाथ

( तर्ज़–लाखो प्रणाम )

अश्वसेनकुलनंदनगीने, तुमको लाखो प्रणाम ॥ तुम० ॥

नगरी बनारसीमें तुम आये, अश्वसेन कुलदीप कहाये ।
मात वामाके हो तुम जाये, नाम है पारसनाथ ॥ तुम० ॥ १ ॥

पौस वदि दसमी दिन जनमे, सुरनरवर मिल प्रेमसे प्रणमे ।
इन्द्राणी गावे गुण गगने, बोले जयजयकार ॥ तुम० ॥ २ ॥

सर्व ही भय तुम जन्मसे नासे, इति भिती न आवे पासे ।
नरकों में भी सुख प्रकासे, ऐसा तुम परताप ॥ तुम० ॥ ३ ॥

कमठ हठी का मान हटाया, जलता विषधर नाग बचाया ।
फिर उनको धरणेन्द्र बनाया, मंत्र सुना नवकार ॥ तुम० ॥ ४ ॥

तापस वह भव पूरण करके, बना मेघमाली जाकरके ।
आप रहे काउस्सग धरके, बरसावे नीर अथाह ॥ तुम० ॥ ५ ॥

फिर पानी आया नाक समाना, नहीं ध्यानमे...
लख अवधि धरणेन्द्र है आ... પણ કેટલીક સખાવતો નોંધ ઉપર ચડ્યા
ऐसे प्रभु हो तुम... શુભ કાર્ય નિમિત્તે તેમની પાસે જનાર વ્યક્તિ નિરાશ
करते ... ...ાસ કરીને કેળવણીને લગતા વિષયમાં તેમનું દિલ વધારે ઉદારતા
प्रग... છે તેથી જ જૈન કૉન્ફરન્સને ધાર્મિક કેળવણીના પ્રચાર નિમિત્તે
રૂા. ૨૫૦૦૦) ની રકમ અર્પણ કરી છે. તેઓ જૈન કૉન્ફરન્સના રેસીડેન્ટ જનરલ સેક્રેટરી છે. તેઓ ભાવનગર પધારતાં અમારી વિનંતિથી અમારી સભાનું પેટ્રનપણું તેમણે સ્વીકાર્યું છે તેમજ એક સૂત્રની પ્રસિદ્ધિ સંબંધી ખર્ચમાં પણ સારી રકમ આપી છે. પરમાત્મા એવા ઉદારદિલ દંપતીને દીર્ઘાયુષ્ય આપે એવી અમો પ્રાર્થના કરીએ છીએ. આવા સમાન ઉદાર દિલવાળા દંપતી ક્વચિત જ લભ્ય થાય છે. તેમની ઉદારતા દિવસાનુદિવસ વૃદ્ધિ પામો.

લક્ષ્મી મળવાથી મનુષ્ય ખરી રીતે લક્ષ્મીવાન્ કહેવાતો નથી, પરંતુ જે પોતાને પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો શુભ કાર્યમાં–જનસેવામાં–પરમાર્થમાં વ્યય કરે તેને જ લક્ષ્મીવાન્ કહેવાય છે. ઉદારદિલના મનુષ્યોના પ્રાતઃકાળે નામ લેવાય છે તે તેમના તરફથી થયેલા સત્કાર્યને લઇને જ લેવાય છે. વળી લક્ષ્મી કેટલાક દુર્ગુણ લેતી આવે છે તેવા દુર્ગુણો જેનામાં હોતા નથી તેઓ જ પ્રશંસાને પાત્ર છે, આવા ઉદાર ગૃહસ્થો જૈન સમુદાયની શોભારૂપ છે. એમની એ શોભા નિરંતર વૃદ્ધિ પામો.



# જૈનેતર સાહિત્ય અને જૈનો

લેખક—મુનિશ્રી ચતુરવિજયજી

( અનુસંધાન પૃષ્ઠ ૨૯૪ થી )

### ન્યાય

૩૨ તર્કસંગ્રહ—કર્તા અન્નં ભટ. ખ. જિનલાભસૂરિના શિષ્ય અમૃતધર્મના શિષ્ય ક્ષમાકલ્યાણે સં. ૧૮૫૪ માં તર્કસંગ્રહ દીપિકા રચી.

૩૩ તર્કભાષા—મૂળકર્તાઃ મોક્ષાકરગુપ્ત. વાર્તિકકાર શુભવિજય.

૩૪ ધર્મોત્તરટિપ્પન—બૌદ્ધાચાર્ય ધર્મોત્તરે રચેલી ન્યાયબિંદુની ટીકા ઉપર આ ટિપ્પન છે. રચયિતા મલ્લવાદી. ટીકાકાર ધર્મોત્તરનો સત્તાસમય વિક્રમની સાતમી શતાબ્દી પાશ્ચાત્ય વિદ્વાનો નિશ્ચિત કરે છે; તેથી નયચક્ર, સમ્મતિતર્કઆદિ વૃત્તિના રચયિતા કરતાં ભિન્ન હોવા જોઈએ; કારણ કે-મલ્લવાદી સમય વી. નિ. સં. ૮૮૪-વિ. સં. ૪૧૪ છે. જુઓઃ-

श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते ।
जिग्ये स मल्लवादी, बौद्धांस्तद् व्यन्तरांश्चापि ॥ प्रभा० पृ० ७४

૩૫ લક્ષણસમુદ્ર—ટીકાકાર રત્નશેખરસૂરિ.

૩૬ ન્યાયકંદલી—કર્તા શ્રીધર. ટિપ્પનકાર મલધારગચ્છીય નરચંદ્રસૂરિ અને વિવૃત્તિકાર રાજશેખરસૂરિ. ( પંદરમી શતાબ્દી )

૩૭ ન્યાયપ્રવેશ—મૂલકર્તા બૌદ્ધાચાર્ય દિઙ્નાગ. ટીકાકાર ૧૪૪૪ પ્રકરણનિર્માતા વિરહાંક હરિભદ્રસૂરિ.[1] સત્તાસમય પ્રાચીન મત પ્રમાણે વિ. સં. ૫૮૫ માં નિર્વાણ અને આધુનિક વિદ્વાનોના મતે વિક્રમની આઠમી-નવમી શતાબ્દી.

આ જ ટીકા ઉપર વિ. સં. ૧૧૬૯ માં શીલભદ્રસૂરિશિષ્ય ધનેશ્વરસૂરિ-શિષ્ય શ્રીચંદ્રસૂરિ ( પ્રથમાવસ્થામાં[2] પાર્શ્વદેવગણિ ) એ ન્યાયપ્રવેશ ટીકા પર પંજિકા રચેલ છે. ( પ્ર. ગા. ઓ. સી. )

---

૧. ન્યાયપ્રવેશ ટીકા ચ હારિભદ્રી સ. ટી. ૫૯૭—બૃહત્‌૦ પાટણસૂચિ-" સમાપ્તા ન્યાયપ્રવેશટીકા. કૃતિરાચાર્યહરિભદ્રસ્ય. ગ્રંથપ્રમાણં શ્લો. ૫૦૦ "

२. न्यायप्रवेशशास्त्रस्य सद्वृत्तेरिह पञ्जिका ।
स्वपरार्थं दृब्धा स्पष्टा, पार्श्वदेवगणिनाम्ना ॥

૩૮ ન્યાયસાર—મૂળકર્તા ભાસર્વજ્ઞ. ( પ્ર. વિશ્વનાથ પ્ર. વૈદ્ય સં. ૧૯૨૧ ) એના ઉપર કૃષ્ણર્ષિગચ્છના મહેંદ્રસૂરિશિષ્ય જયસિંહસૂરિએ ન્યાયતાત્પર્ય દીપિકા[1] નામે ટીકા રચી. ( પ્ર. શતીશચંદ્ર વિદ્યાભૂષણે સંશોધિત રો. એ. એ. સને ૧૯૧૦ ).

૩૯ ન્યાયાલંકાર—મૂળ અક્ષપાદનું ન્યાયતર્કસૂત્ર, તે પર વાત્સ્યાયનનું ભાષ્ય, ભારદ્વાજનું વાર્તિક, વાચસ્પતિની તાત્પર્ય ટીકા, તાત્પર્ય ટીકા પર તત્પરિશુદ્ધિ ( ન્યાયતાત્પર્યપરિશુદ્ધિ ) અને તે પર શ્રીકંઠની ન્યાયાલંકારવૃત્તિ છે. તે શ્રીકંઠની વૃત્તિ ઉપર ખ. જિનેશ્વરસૂરિ શિષ્ય અભયતિલકે ન્યાયાલંકાર ટિપ્પન અપરનામ પંચપ્રસ્થ ન્યાયતર્ક વ્યાખ્યા રચી.

૪૦ મહાવિદ્યાવિડંબન—શબ્દનું અશાશ્વતપણું-અનિત્યપણું બતાવવા ૧૬ અનુમાનો પર કુલાર્કયોગાચાર્યે દશ શ્લોકી કૃતિ તરીકે આ ગ્રંથ રચેલ છે. તેના પણ અજ્ઞાત ટીકાકારે ( ચિરંતને ) વૃત્તિ રચી હતી, છતાં તે ઉપર દેવસુંદરસૂરિ શિષ્ય ભુવનસુંદરસૂરિએ ( સત્તા પંદરમી શતાબ્દી ) વિવૃત્તિ, વિવૃત્તિ પર ટિપ્પન-વિવરણ અને વળી લઘુમહાવિદ્યાવિડંબન રચેલ છે. ( વે. નં. ૧૦૫૬; પ્ર. ગા. ઓ. સીરીઝ, વડોદરા ).

૪૧ સપ્તપદાર્થી—આ ગ્રંથ શિવાદિત્યકૃત છે. એના પર પિપ્પલક શાખાના સ્થાપનાર અને જિનરાજસૂરિના પટ્ટધર જિનવર્ધનસૂરિએ સં. ૧૪૭૪માં વૃત્તિ રચી. ( ભાં. ૩, નં. ૨૯૧; કાં. વડોદરા. )

## યોગ

૪૨ પાતંજલયોગદર્શન—મહોપાધ્યાય ન્યા. ન્યા. શ્રીયશોવિજયજીએ રચેલી વૃત્તિ મુદ્રિત થયેલ છે.

## શકુન

૪૩ વસંતરાજ (શકુન )—શ્રીહીરસૂરિસંતાનીય ઉપા. ભાનુચંદ્રગણિએ શિરોહીમાં અક્ષત (.અખયરાજ ) રાજ્યે ટીકા રચી અને તેમના શિષ્ય સિદ્ધિચંદ્રે સંશોધી. ( મુ. ) સત્તરમી શતાબ્દી.

---

रसग्रहरुद्रैर्युक्ते, विक्रमसंवत्सरे तु राधायाम् ।
कृष्णायां च नवम्यां फाल्गुनमासस्य निष्पन्ना ॥ —પંજિકાપ્રાન્તે P.
ન્યાયપ્રવેશ ટિપ્પનં. ૧૧૬૬ વર્ષે શ્રી ચાંદોવં. બૃહત્o

૧. श्रीन्यायसारटीकां नव्यं व्याकरणमथ च यः काव्यम् ।
कृत्वा कुमारनृपतेः ख्यातस्त्रैवेद्यचन्द्रिचकीर्ति ॥ २९ ॥

## સ્તોત્ર

૪૪ **લઘુસ્તવ**—આ સરસ્વતી સ્તોત્ર છે, એના પર રૂદ્રપલ્લીય ગચ્છના સોમતિલકસૂરિ( અપરનામ વિદ્યાતિલક )એ ટીકા રચી. ( વિવે. ઉદે. તથા દક્ષિણવિહારી અમરવિજય ભંડાર-ડભોઇ )

૪૫ **ગંગાષ્ટક**—વૃત્તિકાર જૈનમુનિ. નામ નથી.

૪૬ **શિવમહિમ્નઃ**—સ્તોત્ર. મૂળ પુષ્પદંત. ટીકાકાર હર્ષકીર્તિસૂરિ.

૪૭ **ગાયત્રી**—આ બ્રાહ્મણો માટે મુખ્ય પાઠ્ય વસ્તુ છે. એના પર છએ દર્શનની માન્યતા મુજબ અર્થો કરી જૈનાચાર્ય શુભતિલકોપાધ્યાયે વૃત્તિ રચી છે. ( પ્ર. દે. લા. પુ. ફં. ) તથા હિંદી અનુવાદ-વિજયાનંદસૂરિ. તથા યશશ્ચંદ્રકૃત વૃત્તિ પણ ઉપલબ્ધ છે.

## વૈદ્યક

૪૮ **યોગરત્નમાળા**—કર્તા યોગી નાગાર્જુન. એના પર સં. ૧૨૯૬માં ગુણાકરસૂરિએ વૃત્તિ રચી.

૪૯ **પથ્યાપથ્ય**—સં. ૧૮૩૫ ચૈનસુખ મુનિએ સ્તબક ( ટબો ) રચ્યો.

૫૦ **માધવનિદાન**—કર્તા માધવકર. એના ઉપર જ્ઞાનમેરુએ ટબો રચ્યો.

૫૧ **સન્નિપાતકલિકા**—સં. ૧૭૩૩માં હેમનિધાને તથા સં. ૧૭૩૧માં ભા. સુ. ૧ પાલીતાણામાં ખ. રૂપચંદે ટબો બનાવ્યો.

## જ્યોતિષ

૫૨ **ગ્રહલાઘવ**—કર્તા ગણેશ. એના પર તપા. ચારિત્રસાગર, કલ્યાણસાગર, યશઃસાગર શિષ્ય યશસ્વત્સાગરે ( યશવંતસાગરે ) સં. ૧૭૬૦ માં વાર્તિક રચ્યું.

૫૩ **કર્ણકુતૂહલ**—બનાવનાર ભાસ્કર. આં. ઉદયરાજગણિશિષ્ય હર્ષરત્નના શિષ્ય સુમતિહર્ષગણિએ ચાલુકયવંશના હેમાદ્રિના રાજ્યમાં સં. ૧૬૭૮માં ગણકકુમુદકૌમુદી નામની ટીકા રચી.

૫૪ **જાતકકર્મપદ્ધતિ**—કર્તા શ્રીપતિ. ઉપરોક્ત સુમતિહર્ષગણિએ સં. ૧૬૭૩માં ટીકા રચી.

૫૫ **તાજિકસાર**—કર્તા હરિભટ્ટ ( કવચિત હરિભદ્ર ). એના પર ઉપરોક્ત સુમતિહર્ષે સં. ૧૬૭૭ માં દક્ષિણમાં વિષ્ણુદાસના રાજ્યમાં ટીકા બનાવી. ( વે. નં. ૩૦૭, ઈ. ઑ. નં. ૩૦૫૮-૫૯ ).

૫૬ **મહાદેવી સારણી**—કર્તા મહાદેવ (શકે ૧૨૩૮). એના પર સં. ૧૬૯૨માં મારવાડના પદ્માવતીપત્તનનાં રાઠોડ ગજસિંહ રાજ્યે એ. કલ્યાણસાગર સૂરિ-ભોજદેવ શિષ્ય પં. ધનરાજે મહાદેવીદીપિકા નામની ટીકા રચી.

૫૭ **જ્યોતિર્વિદાભરણ**—મૂળ કર્તા કાળિદાસ. એના પર સં. ૧૭૬૮માં ભાવરત્ને ( ભાવપ્રભે ? ) વૃત્તિ રચી.

૫૮ **લઘુજાતક**—સં. ૧૫૭૧માં ભક્તિલાભે બીકાનેરમાં વૃત્તિ રચી.

" સં. ૧૬૦૫ના લગભગમાં મતિસાગરે વાર્તિક લખ્યુ.

" ટબો. કર્તાના નામ વગર.

૫૯ **હોરામકરંદ**—વૃત્તિકાર ઉપરોક્ત સુમતિહર્ષગણિ.

૬૦ **વિવાહપડળ**—બાલાવબોધ કર્તા ખ. અમર.

" ટીકાકાર હર્ષકીર્તિસૂરિ.

૬૧ **ષટ્પંચાશિકા**—મૂળ કર્તા ભટ્ટોત્પલ-બાલાવબોધકાર મહિમોદય.

૬૨ **ચંદ્રાર્કીય**— કૃપાવિજય કૃત વૃત્તિ.

આ માત્ર મારા વાંચન—નિરીક્ષણદ્વારા કરેલી નોંધ છે. એને કોઇએ સંપૂર્ણ માની લેવાની ભૂલ કરવી નહી. હજુ ઘણા અમૂલ્ય ગ્રંથરત્નો આ નોંધ બહાર રહી જતા હશે, તેથી દરેક વિદ્વાનો પ્રત્યે મારી નમ્ર વિનંતિ છે કે જેને જે જે ઉપલબ્ધ થાય તે ગ્રંથો યથાયોગ્ય રીતે પ્રકાશિત કરી વિનાશ પામતા ઉગારી પૂર્વાચાર્યોએ કરેલા ઉપકારની યોગ્ય કદર કરવી અને જનતાને તેનો લાભ આપવા સાથે સાહિત્યસમૃદ્ધિને આબાદ બનાવવી.

પ્રસંગોપાત જણાવવા રજા લઉં છું કે-વાગ્ભટમંત્રીકૃત વાગ્ભટાલંકાર ઠક્કુર દુર્લભરાજસુત જગદ્દેવવિરચિત બૃહત્સામુદ્રિક અને ચંદ્રોન્મીલનના પ્રકાશકોએ સાંપ્રદાયિક મોહાંધતા અને દુરાગ્રહને આધીન બની જૈનસમાજના સાહિત્ય પ્રત્યે જે અન્યાય કર્યો છે તે કોઇ રીતે વ્યાજબી નથી ( અક્ષમ્ય છે ). આમ કરવાથી સાહિત્યનો વિકાસ થતો નથી પરંતુ સાહિત્ય વિકૃત અને કલંકિત બને છે; એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधति सज्जनाः ॥ १ ॥

આ શિષ્ટવચનાનુસાર ભૂલચૂકની માફી માગી વિરમું છું.

## પૂરવણી

### પાદપૂર્તિરૂપે રચેલાં સમસ્યા કાવ્યો

૧ **દેવાનંદાભ્યુદય**—આ કાવ્ય માઘની ચરણપૂર્તિ રૂપે છે. કર્તા મેઘવિજયોપાધ્યાય. આમાં સાત સર્ગ છે, જેમાં શ્રી વિજયદેવસૂરિનું ચરિત્ર વર્ણવેલ છે. ગ્રંથકારની અને સંપાદકની ટિપ્પણી સાથે હાલમાં જ સિંઘીગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ થયેલ છે અને લગભગ અઢી સર્ગ ઘણા વર્ષ પૂર્વે શ્રી યશોવિજય ગ્રંથમાળા દ્વારા પ્રકાશિત છે. રચના સં. ૧૭૨૭ સાદડીમાં.

૨ **શાંતિનાથ ચરિત્ર**—નૈષધ કાવ્યની પાદપૂર્તિ છે. રચના સં. ૧૭૧૦ લગભગ. રચયિતા પૂર્વોક્ત ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી. સર્ગ ૬, ( પં. હરગોવિંદદાસે સંશોધિત જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાળા દ્વારા સને ૧૯૧૮ માં પ્રકાશિત ).

૩ **દિગ્વિજય મહાકાવ્ય**—કર્તા ઉપા. મેઘવિજય. સમય સં. ૧૭૧૦ પછી.

૪ **મેઘદૂત સમસ્યા લેખ**[1]—મેઘદૂત ચતુર્થ ચરણ સમસ્યારૂપ. ( મુ. ) શ્લો. ૧૩૦ પ્રમાણ છે. કર્તા મેઘવિ. ( મુ. ) વિશેષ પરિચય માટે જુઓ વિજ્ઞપ્તિત્રિવેણીની પ્રસ્તાવના.

૫ **પાર્શ્વાભ્યુદય કાવ્ય**—મેઘદૂતના દરેક ચરણની પૂર્તિરૂપ છે. ( મુ. ) શ્લો. ૩૬૪ નિર્માતા દિગંબર જિનસેનાચાર્ય. સમય વિક્રમની ૮ મી શતાબ્દી.

૬ **શીલદૂત**—મેઘદૂત અંતિમચરણપૂર્તિરૂપ શ્લો. ૧૩૧. આમાં સ્થૂલભદ્રનું વર્ણન છે. રચયિતા-બૃહત્ તપાગચ્છીય શ્રી રત્નાકરસૂરિની પરંપરામાં શ્રી જયતિલકસૂરિશિષ્ય ચારિત્રસુંદરગણિ. સં. ૧૪૮૪ ( ૭૧ ) ખંભાતમાં.

૭ **નેમિદૂત**—મેઘદૂત અંતિમ ચરણ સમસ્યા. શ્લો. ૧૨૬. કર્તા સાંગણપુત્ર વિક્રમ[2]. આ કાવ્યની સં. ૧૬૦૨ માં લખેલી જીર્ણપ્રત બાલુચરનિવાસી ગદૈયાજીના ભંડારમાં છે. એના ઉપર સં. ૧૬૪૪ માં ખ. ગુણવિનયોપાધ્યાયે બીકાનેરમાં રચેલી ટીકાની પ્રત વૈદ્યરત્ન શ્રી રામલાલજી યતિના બીકાનેરના ભંડારમાં છે. પત્ર ૨૫.

---

૧ આને અંતે પોતે જણાવે છે—

माघकाव्यं देवगुरोर्मेघदूतं प्रभप्रभोः ।
समस्यार्थं समस्यार्थं, निर्ममे मेघपण्डितः ॥

૨. બીકાનેરસ્ટેટ લાઇબ્રેરી અને હેમચંદ્રસૂરિ પુસ્તકાલયની પ્રતિઓમાં અંતિમ શબ્દ વિક્રમાખ્યને બદલે " કંઝણાખ્ય " દૃષ્ટિગોચર થાય છે.

૮ ચંદ્રદૂત—કર્તા જંબૂકવિ. શાંતિસૂરિકૃત ટીકા ( પરિચય માટે જુઓ હિંદી- માસિક ભાસ્કર, કિરણ. ૨ )

૯ ચેતોદૂત—કર્તાનું નામ નથી. ( મુદ્રિત )

૧૦ ઇંદુદૂત—મેઘદૂત પાદપૂર્તિ. રચયિતા વિનયવિજયોપાધ્યાય.

૧૧ જૈન મેઘદૂત—કર્તા મેરુતુંગસૂરિ. સં. ૧૪૯૧ માં ચૈત્ર વદિ ૫ બુધે અણહિલપુરમાં એમના જ શિષ્ય શીલરત્ને રચેલી વૃત્તિયુક્ત ભાવનગરસ્થ શ્રીઆત્માનંદજૈનસભા તરફથી મુદ્રિત છે. તેમાં એમના ગ્રંથોની નીચે મુજબ નોંધ આપેલ છે.

शिष्यप्रशिष्यस्मरणार्थमेतैर्विनेयवात्सल्यरसाभ्युपेतैः ।
व्यतानि नन्दाम्बुधिवेदसोम ( १४४९ ), संवत्सरे सप्ततिभाष्यटीकाम् ॥

काव्यं श्रीमेघदूताख्यं षड्दर्शनसमुच्चयः ।
वृत्तिर्बालावबोधाख्या धातुपारायणं तथा ॥
एवमादि महाग्रन्थनिर्माणपरायणाः ।
चतुराणां चिरं चेतश्चमत्काराय येऽन्वहम् ॥

એમના જ અન્ય શિષ્ય મહિમેરુ( પરિચય માટે જુઓ મંત્રાધિરાજ ચિંતામણિ પ્રસ્તાવના. ) ની રચેલી વૃત્તિ પણ ઉપલબ્ધ છે.

૧૨ પાર્શ્વમહિમ્નઃ સ્તોત્ર—પુષ્પદંત કવિકૃત શિવમહિમ્નઃ સ્તોત્રની પાદપૂર્તિ કર્તા યતિ રઘુનાથ. પ્રકાશિત કાશીમાં ઘણા વર્ષ પૂર્વે.

૧૩ ઋષભમહિમ્નઃ સ્તોત્ર—રચયિતા તપા. વિશાલરાજસૂરિ. પંદરમી શતાબ્દી. આની એક પ્રત મુનિશ્રી જયસાગરજી તરફથી મને પ્રાપ્ત થયેલી છે. જેમાં ૩૩ શિખરિણી, ૧ હરિણી, ૨ માલિની, ૧ સ્રગ્ધરા, ૧ શાર્દૂલવિક્રીડિત. એમ એકંદર ૩૮ પદ્ય છે. શિવમહિમ્નઃ સ્તોત્રના ૩૪ પદ્યોની ચરમ ચરણપૂર્તિ છે.

સૌથી વધુ ધ્યાન ખેંચે એવી બીના તો એ છે કે વાયટગચ્છીય શ્રી જિન- દત્તસૂરિના શિષ્ય સિદ્ધસારસ્વત વેણીકૃપાણ બિરુદધારક મહાકવિ અમરચંદ્- સૂરિએ બ્રાહ્મણોની પ્રેરણાથી[1] અદ્ભુત કાવ્યોની રચનાપૂર્વક વિસલદેવના રાજ્યમાં ( ચૌદમી શતાબ્દીમાં ) મહાભારતને સંક્ષેપી બાલભારત[1] રચ્યું. ( ભાં.૪ ૬; વે.

૧. જુઓ બાલભારત પ્રશસ્તિનાં નિમ્નલિખિત પદ્યો—
श्रीवायटस्थाननिवासिनस्ते, सम्भूय भूयस्तरदर्पभाजः ।
अन्येद्युरभ्येत्य निवेशवेश्म, द्विजा जगुस्तं मुनिचक्रशक्रम् ॥ १ ॥

નં. ૧૭૫૯, પ્ર. પંડિત વૉ. ૪-૬ અને નિ. સા. પ્રેસની કાવ્યમાળા સને ૧૮૯૮) આમાં મંગલાચરણ વિગેરે દરેક બ્રાહ્મણોની માન્યતા મુજબ જ આપેલ છે. માત્ર પ્રશસ્તિ સિવાય કોઈ સ્થળે જૈનત્વની ગંધ સુદ્ધાં આવવા દીધી નથી. ધન્ય હો આવા પરોપકારી મહાત્માઓને ! ન્યા. ન્યા. શ્રી યશોવિજય મહારાજ લખે છે કે

स्वागमं रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ।
न श्रयामस्त्यजामो वा, किन्तु मध्यस्थया दृशा ॥

ज्ञानसार, માધ્યસ્થ્યાષ્ટક, શ્લોક ૭ મો.

---

मरुद्धातास्माकं भुवनजयिनौ यस्य तनयौ, तयोः सङ्गो यस्यामजनि हनुमद्वीरभट्टयोः ।
तथा सङ्क्षेप्यासौ पृथुरपि महाभारतकथा, यथा स्वल्पाभिः स्यात्तिथिभिरतिथिः कर्णपथयोः ॥ २ ॥
आज्ञापितस्तदिह कर्मणि सूरिभिस्तैः, ख्यातः क्षितावमरचन्द्र इति स्वशिष्यः ।
वीराङ्कमेतदविनश्वरमात्मनोऽङ्कं, श्रीबालभारतमिति प्रततान काव्यम् ॥ ३ ॥

## मार्गानुसारीना ३५ गुण

न्यायसंपन्नविभवः, शिष्टाचारप्रशंसकः । कुलशीलसमैः सार्धं, कृतोद्वाहोऽन्यगोत्रजैः ॥१॥
पापभीरुः प्रसिद्धं च, देशाचारं समाचरन् । अवर्णवादी न क्वापि, राजादिषु विशेषतः ॥२॥
अनतिव्यक्तगुप्ते च, स्थाने सुप्रातिवेश्मिके । अनेकनिर्गमद्वार-विवर्जितनिकेतनः ॥३॥
कृतसंगः सदाचारैः, मातापित्रोश्च पूजकः । त्यजन्नुपप्लुतं स्थान-मप्रवृत्तिश्च गर्हिते ॥४॥
व्ययमायोचितं कुर्वन्, वेषं वित्तानुसारतः । अष्टभिर्धीगुणैर्युक्तः, शृण्वानो धर्ममन्वहं ॥५॥
अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यतः । अन्योऽन्याप्रतिबंधेन, त्रिवर्गमपि साधयन्
यथावदतिथौ साधौ, दीने च प्रतिपत्तिकृत् । सदानभिनिविष्ट च, पक्षपाती गुणेषु च ॥७॥
अदेशाकालयोश्चर्यां, त्यजन् जानन् बलाबलं । व्रतस्थज्ञानवृद्धानां, पूजकः पोष्यपोषकः ॥८॥
दीर्घदर्शी विशेषज्ञः, कृतज्ञः लोकवल्लभः । सलज्जः सदयः सौम्यः परोपकृतिकर्मठः ॥९॥
अंतरंगारिषड्वर्ग-परिहारपरायणः । वशीकृतेंद्रियग्रामो, गृहिधर्माय कल्पते ॥१०॥

श्राद्धगुणविवरण, भाषांतर पृष्ठ १४

---

આ દશ શ્લોકોના અર્થ ખાસ વિચારવાલાયક છે, એમાં માર્ગાનુસારીના ૩૫ ગુણના નામો છે. ઘણા નામો સમજાય તેવા છે. તેના પર પ્રસંગે વિસ્તારથી લખશું.

## વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૩૭)

**તારું વાંકું બોલવામાં આવે, તે જો સાચું હોય તો તારી જાતને સુધાર અને જો ખોટું હોય તો તેને હસી કાઢ.**

જનસ્વભાવ ઘણીવાર અન્યની સાચી-ખોટી ટીકા કરવામાં ખૂબ રસ લે છે. જે વાત કે માણસ સાથે લેવાદેવા ન હોય તેની એક વાત સાંભળે એટલે 'સાંભળ્યું કે ?' એમ કહી, પાંચ-દશ ટકા વધારી વાત કરશે. એમાં પણ જે માણસ સામાન્ય જનતાથી જરા ઉચ્ચ સ્થાન પર હોય, રાજ્યાધિકારી કે સંસ્થાનો સંચાલક, પટેલીઓ કે મુખીઓ હોય તો તેના સંબંધમાં વાંકું બોલવાની અને એની નાની વાતને વધારી મૂકવાની ઘણાને ટેવ હોય છે. બધા માણસો એક અવાજે જેનું સારું જ બોલે એવી વ્યક્તિ હજુ સુધી દુનિયામાં જન્મી નથી. મહા જ્ઞાની કે અવતારી પુરુષોના સંબંધમાં તેમની હયાતીમાં તેમને ઢોંગી કે ધુતારા કહેનારા તેમની સાથે જ જન્મેલા જોવાય છે.

ત્યારે આપણે માટે કોઇ વાંકું બોલે તે પ્રસંગે આપણે કેવી રીતે વર્તવું ? એ મહાકૂટ પણ વહેવારુ પ્રશ્ન છે. આપણે ધનવાન હોઇએ કે ગરીબ હોઇએ, ભણેલા હોઇએ કે પુસ્તકજ્ઞાનથી વંચિત હોઇએ, ગમે તે હોઇએ, પણ એક નાના વર્તુલમાં આપણે ફરનારા હોઇએ છીએ અને તે વર્તુલમાં વસનારા આપણા સંબંધી, સગાં કે આસજનો આપણે માટે શું ધારે છે કે બોલે છે એ જાણવાની આપણને સહજ જિજ્ઞાસા રહે છે. આવી જિજ્ઞાસાથી પર હોય તે અસાધારણ વ્યક્તિ ગણાય, તેને માટે આ વિચારણા નથી. આપણે તો વહેવારુ ચાલુ ઢબના આપણા જેવા સાધારણ માણસની વાત કરીએ છીએ.

જ્યારે આપણું વાંકું બોલાય, આપણી નિંદા થતી આપણે પરોક્ષ રીતે જાણીએ અથવા સાંભળીએ ત્યારે બોલનાર ઉપર રીસ કે ગુસ્સો ન કરવો. આપણી જાતનું (આત્મ) નિરીક્ષણ કરી લેવું. કાં તો તે આક્ષેપ સાચો હોય, કાં તો ખોટો ઉપજાવી કાઢેલો હોય. જો સાચો હોય તો આપણે તે બાબત સુધારી લેવી, સુધારવા નિર્ણય કરવો. જો આક્ષેપ ખોટો હોય તો એ વાતને હસી કાઢવી. હાથીની પછવાડે ગમે તેટલા કૂતરા ભસે તેથી હાથી પાછું વાળી જોતો નથી, કૂતરાને મારવા દોડતો નથી કે પોતાનું ગૌરવ ચૂકતો નથી.

જો તમારામાં સાચું આત્મગૌરવ હોય તો તમારે નિંદા કે અપવાદની ચિંતા કરવી નહિ. એની ઉપેક્ષા ન કરવી, પણ સમજણ અને આત્મનિરીક્ષણ કરી સ્વસુધારણા પૂરતો એનો ઉપયોગ કરવો; બાકી એવી નિંદાની ખાતર પાતળા ન થઇ જવું. મગજ પર એનો બોજો ન થવા દેવો અને નિંદા કરનાર કે આપણે અહીં બેસી રહેવાના નથી એ સદૈવ ધ્યાનમાં રાખવું: પારકી નિંદાથી ગભરાઇ જાય એ તો નિર્માલ્ય વ્યક્તિ ગણાય. સાચી ભૂલ હોય તો જરૂર સુધારવી, ભુંડા મગજવાળા ન થવું; પણ જરા માત્ર નિંદા થાય ત્યાં મગજ તપી

આવે એવી કુમળાશ મસ્તકમાં ન રાખવી. જનતાના પ્રમાણપત્રથી આપણો મોક્ષ નથી, પણ આત્માવલોકનની પારાશીશીમાં એનો ઉપયોગ જરૂર કર્તવ્ય છે. કુશળ માણસ નિંદાથી ગભરાય નહિ, મુંઝાય નહિ, ધુંધવાય નહિ, પણ એ સામાની તરફ ડીક મારવાને બદલે અંદર જુએ, પગ ઉપર નજર નાખે અને સ્વસુધારણા સાધે.

"If evil be said of thee, and if it be true correct thyself; if it be a lie, laugh at it." FREDRICK THE GREAT (4-5-38).

( ૧૩૮ )

## આપણા આનંદને બેવડો કરીને અને આપણા દુઃખમાં ભાગ પડાવીને, મૈત્રી-મિત્રતા આપણા સુખમાં વધારો કરે છે અને દુઃખને ઓછું કરે છે

મનુષ્ય પરિચયપ્રિય પ્રાણી છે. એને અન્ય સાથે મૈત્રી કરવી ગમે છે. એ જ્યારે અન્યની પાસે પોતાનાં સુખદુઃખની વાત કરે છે ત્યારે તેનું હૃદય હળવું થાય છે, એનો બોજો ઘટે છે. એને અન્ય પાસેથી સાથ કે સહકાર મળે છે ત્યારે એ આનંદમાં હોય તો તેનો આનંદ બેવડાઈ જાય છે અને એ દુઃખમાં હોય તો એને દુઃખનો ભાગીદાર મળતાં એનું દુઃખ ઓછું થાય છે. આપણા વિચારોને આપણે બીજા પાસે બોલી બતાવીએ ત્યારે તેની સ્પષ્ટતા ખૂબ ચોખવટથી થાય છે અને આપણે આપણી જાતને ઘણી વાર આપણા મિત્રો પાસે વાતચીત દરમ્યાન જ બરાબર સમજી શકીએ છીએ.

મિત્રની પસંદગીમાં ખૂબ વિચાર કરવો યોગ્ય છે. મિત્રની છાયા આપણા પર પડ્યા વગર રહેતી નથી. સમાન કક્ષાવાળાની મિત્રતા જામે છે. વ્યસની, સ્વચ્છંદી, ઢંગધડા વગરના, ચારિત્રહીન, અપ્રમાણિક, ધર્માખોર, સ્વાર્થી કે હલકા સ્વભાવના માણસો સાથે મિત્રતા કરવી નહિ. જો થઇ જશે તો એની અસર તમારા પર પડ્યા વગર રહેશે નહિ. 'કાળીઆ સાથે ધોળીઓ જોડાય તો વાન ન આવે, પણ સાન તો જરૂર આવે.' આ કહેવતમાં ઘણું રહસ્ય છે અને તે અનુભવે સમજાય તેવું છે.

કેટલાક 'તાળી' મિત્ર હોય છે. રસ્તે મળ્યા એટલે ક્યાં દોસ્ત ? કેમ છે ? એવા ગપ્પા-સપ્પા મારનારા; બીજા 'ગાળી' મિત્રો હોય છે તે 'મૂરખ મિત્રો મળી ગાળો ... ગમ્મત કરશે' એ જાતિના હોય છે. બાકી ખરા 'દિલોજાન' મિત્ર તો અલ્પ હોય છે. એ મિત્રના સુખે સુખી, સલાહ આપવામાં દીર્ઘવિચારી, આપત્તિ વખતે પડખે ઊભા રહેનાર અને તન, મન અને જરૂર પડે તો ધનથી સહાય કરનાર હોય છે. એવા મિત્રની બલિહારી છે. નવાનવા મિત્રો મળે, પણ જૂનાનો ત્યાગ કદી કરવો નહિ. મિત્રની પરીક્ષા કરવી, પણ તેમ કરતાં અતેડું ન કરવું, મિત્રતાનો ડોળ કરી સ્વાર્થ સાધનારથી ચેતતા રહેવું. હૃદયમાં ધર્મની-ચારિત્રની જમાવટ થઇ હોય તેને શોધવા અને હૃદયની ગુહ્ય વાત કરતાં પહેલાં તેના હૃદયની વિશાળતા, ત્યાગ ભાવના અને નિઃસ્વાર્થતા સમજી લેવા. સારા-ખરા મિત્રથી ખૂબ લાભ થાય છે, પણ જો પસંદગીમાં ગફલતી રાખી હોય તો અનેક વખત પશ્ચાત્તાપના પ્રસંગો આવે છે. સાચી મિત્રતા હોય ત્યાં જીવસટોસટના સોદા હોય છે. મિત્રની ખાતર પ્રાણ આપનારા પણ

હોય છે: અને મિત્રમાંથી લાભ શોધનારા બગમિત્રો પણ હોય છે. કુશળ માણસ પરીક્ષા કરીને મૈત્રી સાંધે અને મૈત્રી કર્યા પછી ગમે તેટલા ભોગે તેને નભાવે. પાકો રંગ લાગ્યા પછી જતો નથી, એ તાપમાં કે સાબુમાં લાગેલો જ રહે છે. કપડું ફાટીને કકડા થાય, પણ એ રંગ તો લાગ્યા પછી જતો જ નથી. એવી મૈત્રી એ સાચી મૈત્રી, બાકી સોબત કે દોસ્તી ટ્રેનમાં મળ્યા કે ફરવાના સ્થાને મળ્યા, વાતો થઈ, વિખરાઈ ગયા–એ મૈત્રી નહિ. મૈત્રી તો દૂધ અને પાણીના સંબંધ જેવી હોય–એકરસ થઈ જાય.

---

Friendship improves happiness, and abates misery, by the doubling of our joy, and the dividing of our grief. CICERO (26-5-38)

( ૧૩૯ )

**ધનસંગ્રહ કરનાર કંજુસ પોતાની જાતને સજા કરે છે, ઊડાઉ નિર્દોષને સજા કરે છે. કંજુસ ભવિષ્યનો એટલો બધો વિચાર કરે છે કે વર્તમાનને વિસરી જાય છે, ઊડાઉ વર્તમાનમાં એટલો મશગૂલ થઈ જાય છે કે એ ભવિષ્યને ભૂલી જાય છે. કંજુસને જાણે કદી મરવું જ નથી, ઊડાઉ આજનો લ્હાવો લેવામાં જ માને છે. ઊડાઉ અને કંજુસ બન્ને સમાજના નકામા અંગો છે**

પૈસા–ધન–દોલતનું તત્ત્વજ્ઞાન વિચારવા જેવું છે. કેટલાક ધનના ઢગલા કરવામાં જ માને છે. એને સંતતિ ન હોય તો પણ એને ધન પરનો મોહ જતો નથી. સંતતિ હોય તો એ જાણતો નથી કે મૂર્ખ પ્રજા ( સંતતિ ) માટે ધન એકઠું કરવું નકામું છે, કારણ કે એ છેતરાઈને, લડીને કે વ્યસનમાં પડી જઈને અંતે જરૂર ગુમાવી બેસવાનો છે. સંતતિ વિદ્વાન હશે તો તેને ધનની જરૂર નથી, એ રળી લેશે. મોટો વારસો આપી જવો એ તો આળસ કે વ્યસનને ઉત્તેજન આપવા જેવું છે.

આ તો સામાન્ય વાત થઈ, બાકી કંજુસ માણસ માટે તો માખીનો દાખલો લેવા જેવો છે. '**માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું; લૂંટનારે લૂંટી લીધું રે–ઓ જીવ ! જોને.**' એ ખાતો નથી, ખાવા દેતો નથી. એ રોટલી પણ ગણે છે અને એ પૈસા ખરચવા હોય તો '૭ દહાડાની છોકરી'–અઇ એમ ગણે છે. એને ધનના સ્વપ્નાં આવે છે, એને ધન અગિયારમો પ્રાણ બને છે અને એને આખી દુનિયા થોડા વખતમાં રસાતળ જવાની છે એમ જ લાગે છે. એ તો 'ધન હશે તો કાળી રાતનો હોંકારો છે' એવા વિચારમાં કોઈ જાતના દાન કે ભોગમાં તેનો વ્યય કરતો નથી અને નિરંતર ધન–પૈસાને પરમાત્મા માની એને સંતાડે છે, છુપાવે છે, દબાવે છે અને તેના પર આંખ મીંચી દે છે. આ ધન છોડીને કોઈ દિવસ જવું પડશે એમ તેને લાગતું જ નથી અને ધનની ફરતી ચોકી કરવામાં અને ધનની ઝંખનામાં એ આડો પાતળો થઈ જાય છે.

ઊડાઉ માણસ પોતાની શક્તિ કે જરૂરીઆતનો વિચાર કરતો નથી. અત્યારે આનંદ ઉડાવો, રખડો, જુઓ અને ખેલ ખેલી લો; કાલની વાત કાલે થતી રહેશે. એને કમાવા કરતાં ઊડાવવાની જ ચિંતા વધારે હોય છે. એને કાલની કાંઇ પડી હોતી નથી. કાલે લેણદાર આવશે તો શો જવાબ દેવો, કે ઘરબહાર ચીંથરેહાલ નીકળવું પડશે ત્યારે કોને ત્યાં પગ મૂકવાનું ઠામ મળશે? એનો એ વિચાર જ કરતો નથી. એ તો એણે માનેલા આનંદ-રંગ-રાગ કે ખેલતમાસામાં હોય તે વેડરી નાખે છે અને પોતાની જાતને, પોતાનાં ઘરવાળાંઓને અને સંબંધીઓને ગેરઆબરુ કરી ધૂળ ફાકતો થાય છે.

ઊડાઉ કે કંજુસ બન્ને તિરસ્કારને પાત્ર છે, નકામા છે. ઊડાઉ મરે છે અને અનેક નિર્દોષને ઘેર આંધણ મૂકાવે છે. કંજુસ ખાતો નથી, ખવરાવતો નથી અને ખાલી મુઠીએ ચાલ્યો જાય છે ત્યારે તેના નામને પણ કોઇ યાદ કરતું નથી. કુશળ માણસ ધનનું તત્ત્વજ્ઞાન સમજે છે, પોતાની શક્તિ અને જરૂરીઆતનો તોલ કરે છે, જરૂર જણાય ત્યાં ગમે તેટલો ખર્ચ કરે છે, ખર્ચ પરિણામ વગરનાં પ્રસંગે એ રીતસરનો સંકોચ રાખે છે. ધનના ઢગલામાં મજા નથી, તેમ એને ફેંકી દેવા જેવું અક્કલશૂન્યપણું પણ નથી.

"The hoarding miser punishes himself and the spendthrift punishes the innocent. The hoarder thinks so much of the time to come as to forget the present, the squanderer has his thoughts so taken up with the present as to neglect the future. The first lives as if he was never to die, and the last as if he had but a day to enjoy. Both are unprofitable members of the society." (28-5-38)

**દસ પ્રકારનાં પ્રાયશ્ચિત્તઃ** ( સામાયિક સિધ્ધ્યુપાય ગ્રંથ ઉધ્ધૃત )

૧-કરેલ અપરાધની શુદ્ધિ અર્થે તપ કરવું તેને આલોચન પ્રાયશ્ચિત્ત કહે છે.
૨-પુંજ્યા વિના વસ્તુ પરઠવી હોય તો તે માટે મિચ્છામિદુક્કડં દેવો તે પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત.
૩-શબ્દાદિક વિષય ઉપર રાગ કરી તેને આલોચવું ને મિચ્છામિદુક્કડં દેવું તે મિશ્ર પ્રાયશ્ચિત્ત.
૪-અશુદ્ધ આહારનો ત્યાગ કરવો તેને વિવેક પ્રાયશ્ચિત્ત કહે છે.
૫-કુસ્વપ્ન દેખવાથી કાઉસ્સગ્ગ કરવો તેને કાયોત્સર્ગ પ્રાયશ્ચિત્ત કહે છે.
૬-પૃથ્વીકાયાદિનો સંઘટ્ટ થવાથી નિવી વિગેરે તપ કરવું તેને તપ પ્રાયશ્ચિત્ત કહે છે.
૭-દોષના નિવારણાર્થે દીક્ષાપર્યાયની ન્યૂનતા કરવી તેને છેદ પ્રાયશ્ચિત્ત કહે છે.
૮-મૂળગુણનો ભંગ થવાથી ફરી મહાવ્રત ઉચ્ચરાવવાં તેને મૂળ પ્રાયશ્ચિત્ત કહે છે.
૯-ઘણા તીવ્ર ભાવથી કોઇ ત્રસ જીવનો ઘાત થઇ ગયો હોય તે માટે સૂત્રોક્ત વિધિએ તપ કરાવવો અને ત્યારપછી ફરી મહાવ્રત ઉચ્ચરાવવાં તેને અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત કહે છે.
૧૦-સાધ્વી અથવા રાજાની રાણી વિગેરે સાથે દુરાચાર સેવતાં, બાર વર્ષ પર્યંત ક્રિયા સહિત અને લિંગાદિક રહિત રહી તીર્થપ્રભાવના કરીને આવે ત્યારે ફરીને દીક્ષા આપી ગચ્છમાં લેવા તેને પારાંચીત પ્રાયશ્ચિત્ત કહે છે.

## અધ્યાત્મપ્રાપ્તિના ઉપાયરૂપ

### ૧૪ કર્તવ્યો

શ્રીમદ્યશોવિજયોપાધ્યાયકૃત ઉપદેશરહસ્ય નામના ગ્રંથની ગાથા ૧૯૪ થી ૧૯૭ માં અધ્યાત્મપ્રાપ્તિના ૧૪ કર્ત્તવ્યો બતાવેલા છે. તે કર્ત્તવ્યો આચાર્યશ્રી વિજયોદયસૂરિએ વ્યાખ્યાન પ્રસંગે બહુ સ્પષ્ટ રીતે વિસ્તારથી સમજાવેલ તેનો ટૂંકો સાર આત્મસ્મરણ માટે તેમ જ અન્યના હિત માટે આ નીચે આપેલો છે.

**૧ કલ્યાણમિત્રનો સંબંધ કરવો**—આ પ્રથમ કર્તવ્ય છે. કલ્યાણમિત્ર જે શ્રેયના હેતુભૂત કાર્યોને બતાવનાર હોય તે કહેવાય છે. એવા કલ્યાણમિત્રનો કાયમ સંબંધ રાખવાથી અને અનર્થના હેતુભૂત અકલ્યાણકારી મિત્રોનો સંબંધ તજી દેવાથી ભવ્ય જીવો બીજાધાનાદિની પ્રાપ્તિ કરી શકે છે, સમકિતને મેળવી શકે છે અને તેથી કુવાસનાનો ત્યાગ થવાને લઈને અધ્યાત્મની પ્રાપ્તિ થાય છે. અધ્યાત્મની પ્રાપ્તિ થયા સિવાય આ જીવનું વાસ્તવિક હિત થતું નથી. યોગમાં આગળ વધવા માટે તેની ખાસ આવશ્યકતા છે.

**૨ જિનવચનનું શ્રવણ**—એ અધ્યાત્મપ્રાપ્તિનો બીજો ઉપાય છે. પ્રથમ ઉપાયની સાથે આ બીજા ઉપાયની પણ જરૂર છે. કલ્યાણકારી મિત્રનો સંયોગ થયા છતાં જો જિનવાણીનું શ્રવણ ગુરુદ્વારા દરરોજ કરવામાં આવે તો જ તે યોગ કાર્યસિદ્ધિ કરી આપે છે. આખો દિવસ સાંસારિક કાર્યમાં પ્રવૃત્ત થયેલ આત્માને એટલું વિષ ચડે છે કે નોળીઓ જેમ સર્પનું ઝેર ઉતારવા નોળવેલ સુધી આવે છે તેમ ભવભીરુ જીવોએ સંસારના ઝેરના નિવારણ માટે દરરોજ બે ઘડી પણ જિનવાણીનું શ્રવણ કરવું જ જોઈએ. જિનવાણીના શ્રવણથી મોહ-વિષ ઉતરી જાય છે, માટે જરૂર જિનવાણીનું શ્રવણ કરવું.

**૩ ધારણા ધારણ કરવી તે**—અધ્યાત્મપ્રાપ્તિનો ત્રીજો ઉપાય છે. જિન-વચન શ્રવણ કર્યા પછી તેના ભાવાર્થનું સંસ્મરણ અને તદનુકૂળ વ્યાપારનું કરવું, સમ્યક્ શાસ્ત્રના અવિરોધીપણે વર્તવું તે ખાસ કર્ત્તવ્ય છે. જિનવચન શ્રવણ કરીને તરત જ ભૂલી જવાથી કાર્યસિદ્ધિ થતી નથી. ધારણાને પરિણામે જ ધ્યાન ને સમાધિ પ્રાપ્ત થાય છે.

**૪ પરોપકાર કરણ**—અધ્યાત્મપ્રાપ્તિનો ચોથો ઉપાય પરોપકાર કરવા રૂપ છે. પોતા સિવાય અન્ય જીવોનું આગામી કાળે હિત થાય તદનુકૂળ જે વ્યાપાર તે પરોપકાર. તેમાં સ્વોપકાર પણ રહેલો છે. તે ખાસ કર્ત્તવ્ય છે. જિનવચન સાંભળી તેને ધારણ કરીને જો પરોપકાર કરવામાં ન આવે તો તે નિષ્ફળ થાય છે. વળી વાસ્તવિક રીતે તો પરોપકારમાં જ સ્વોપકાર રહેલો છે. ઉત્તમ જીવો નિરંતર

પરોપકારરસિક જ હોય છે. તે પરોપકાર પણ એવો કરવો જોઇએ કે જે તેને આગામી હિત કરનાર થાય. આ વાત ખાસ વિચારવા જેવી છે. કેટલાક ઉપકાર ઊલટા સામા મનુષ્યનું પરિણામે અહિત કરે એવા હોય છે તે વાસ્તવિક ઉપકાર જ નથી.

**૫ પારકી પીડાનો પરિહાર કરવો**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો એક ઉપાય છે. પરને પીડાનો પરિહાર તે જ સ્વપીડાપરિહાર છે. પરજીવોની અનેક પ્રકારની પીડા જોઇ હૃદયમાં દુઃખી થવું અને તેના પરિહાર માટે યથાશક્તિ પ્રયાસ કરવો તેથી તેના પરિણામે સ્વપીડાનો પરિહાર થાય જ છે. પરપીડાપરિહારથી પ્રાપ્ત થયેલ પુન્ય આ ભવમાં ને પરભવમાં મનુષ્યને પીડા થવા દેતું નથી.

**૬ વિષયપ્રવૃત્તિ તજવી**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ખાસ ઉપાય છે. વિષયપ્રવૃત્તિનું મૂળ સંકલ્પ જ છે તેથી જ વિષયભોગમાં આસક્તિ થાય છે, તેથી તેવા સંકલ્પને જ તજી દેવા. કહ્યું છે કે-' હે કામ ! મેં તારું મૂળ જાણ્યું, તું સંકલ્પથી જ ઉત્પન્ન થાય છે, તેથી હું તેવા સંકલ્પ જ નહીં કરું. એટલે પછી તું શું કરી શકીશ ? ' ઇંદ્રિયોના વિષયમાં પ્રવૃત્તિ સંકલ્પદ્વારા જ થાય છે. પછી તેને જેમ જેમ પુષ્ટિ મળે તેમ તેમ તે વૃદ્ધિ પામે છે; માટે વિષયપ્રવૃત્તિ તજવા ઇચ્છનારે તેવા સંકલ્પો જ ન કરવા.

**૭ ભવસ્વરૂપનું ચિંતવન કરવું**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ઉપાય છે. ભવસ્વરૂપને અંગે કહ્યું છે કે ' જેમ લવણસમુદ્ર ખારા પાણીથી ભરપૂર છે તેમ આ સંસાર પણ અસંખ્ય શારીરિક ને માનસિક દુઃખોથી ભરેલો છે. વળી સ્વપ્નમાં પ્રાપ્ત ધનની જેમ તે તથ્ય પણ નથી અને ફોતરાને ખાંડવાની જેમ તે અસાર છે. વળી વિદ્યુતના ચમકારાની જેવું આ જીવનું જીવિત અસ્થિર છે. બાળકે કરેલા ધૂળના ઘર બાળકને વિનોદ આપે છે છતાં તે નિઃસાર છે તેવું આ નિઃસાર છે. એમાં આ જીવને જે કાંઇ સુખનો ભ્રમ થાય છે તે પણ મધુલિપ્ત ખડ્ગધારા ચાટવાની જેવો પરિણામે અહિતકર છે. આત્માને દુર્ગતિમાં પાડનાર થાય છે. આ પ્રમાણે ભવ-સંસારનું સ્વરૂપ વિચારવું.

**૮ પૂજ્યની પૂજા કરવી**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ઉપાય છે. લૌકિક માતાપિતા અને લોકોત્તર ગુરુમહારાજા વિગેરે જે પૂજ્ય ગણાય છે તેની યથાયોગ્ય રીતે પૂજાભક્તિ કરવી, તેમાં પ્રમાદ ન કરવો અને અવજ્ઞા તો ભૂલેચૂકે પણ ન કરવી. પૂજ્યની પૂજાથી જ આ જીવ પૂજનિક થાય છે. એ વિનયગુણ છે અને ધર્મનું મૂળ જ વિનય છે. વિનયથી જ અન્ય ગુણોની ઉત્તરોત્તર પ્રાપ્તિ થાય છે.

**૯ કોઇની પણ નિંદા ન કરવી**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ઉપાય છે. જગતમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ અનેક પ્રકારના જીવો હોય છે. તેમના

સાચા કે ખોટા દુર્ગુણોની નિંદા ન કરવી. નિંદા કરવાથી અન્ય જનોના દિલ દુઃખાય છે, એટલું જ નહીં પણ તેથી વૈરનો અનુબંધ થાય છે. વળી જો નિંદા કરવી હોય તો આપણામાં પણ અનેક પ્રકારના દોષો હોય છે તેની કરવી કે જેથી દોષો નાશ પામે. એક કવિ કહે છે કે '**નિજ મુખ કનક કચોળડે, નિંદક પરમળ લેય.**' અર્થાત્ પોતાના મોઢારૂપ સોનાના કચોળાવડે પારકી નિંદા કરીને નિંદક પારકા મળને ગ્રહણ કરે છે. પારકા મેલ ધુએ છે. સાર એ છે કે કોઈની પણ નિંદા ન કરવી. નિંદામાં લાભ બિલકુલ નથી ને નુકશાન ઘણું છે.

**૧૦ લોકાનુવૃત્તિએ વર્તવું**—પોતાની પ્રવૃત્તિ લોકોને અનુસરતી કરવી-રાખવી. કહ્યું છે કે 'સર્વ સમ્યક્ ધર્મચારીઓને લોકો જ નિશ્ચયે આધારભૂત છે, તેથી ધર્મવિરુદ્ધ અને લોકવિરુદ્ધનો ત્યાગ કરવો.' કદી કોઇ પ્રકારની લોકોની પ્રવૃત્તિ અઠીક દેખાય તો તેની સાથે રહી સમજાવીને તેવી પ્રવૃત્તિ દૂર કરાવવી. જુદા પડી જવાથી પરસ્પર અભાવ થાય છે અને તેથી કેટલાક ધર્મકાર્ય સીદાય છે; માટે તેવી પ્રવૃત્તિ ન કરવી. આ પણ અધ્યાત્મપ્રાપ્તિમાં કારણભૂત કર્ત્તવ્ય છે. એ ધ્યાનમાં રાખવાનું છે.

**૧૧ ગુણાનુરાગી થવું**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ઉપાય છે. ઔદાર્ય, દાક્ષિણ્યાદિ અન્યના ગુણો જોઇને તેના રાગી થવું, તેની પ્રશંસા કરવી, તેના પ્રસંગમાં આવવું, તેની મૈત્રી કરવી. પોતે ગુણાનુષ્ઠાનમાં અસમર્થ હોય છતાં નિવિડ ગુણાનુરાગથી પોતે તે તે ગુણો મેળવવાને ભાગ્યશાળી થાય છે. આ કર્ત્તવ્ય ઘણું જ શ્રેષ્ઠ છે, તેથી તેવી પ્રવૃત્તિ બહુ તીવ્રતાથી કરવી. કોઈ પણ ગુણીના ગુણ જોઇને તેની પ્રશંસા કરવી, તેવા થવાનો અભિલાષ કરવો, તેથી જ તેવી ગુણપ્રાપ્તિ થાય છે.

**૧૨ નિર્ગુણી ઉપર માધ્યસ્થ ભાવ રાખવો**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ઉપાય છે. નિર્ગુણીને જોઇને ઔદાસિન્ય ભાવ સેવવો. તેની પ્રશંસા કે નિંદા બંને ન કરવી. તેના સંબંધની વિચારણા જ તજી દેવી અને તેના પ્રસંગથી સતત દૂર જ રહેવું

**૧૩ યત્નપૂર્વક કુશીલનો સંસર્ગ તજવો**—આ પણ અધ્યાત્મપ્રાપ્તિનો ઉપાય છે. અસદાચારી મનુષ્યોની સાથે આલાપસંલાપાદિ પણ ન કરવા, કેમકે તેથી તેવા દોષની આપણામાં સંક્રાંતિ—સંક્રમણ થાય છે. કહ્યું છે કે 'આંબા ને લીંબડાના વૃક્ષનાં મૂળિયાં જમીનમાં ભેગાં થઇ જાય તો માઠા સંસર્ગવડે આંબો વિનાશ પામે છે, તેના ફળોમાં કટુતા—કડવાશ આવી જાય છે.' માટે અસદાચારીની સંગતિ તો કદી પણ ન કરવી. તેની સાથે વાણીવ્યવહાર પણ ન રાખવો તો પછી બીજો વ્યવહાર તો રખાય જ કેમ ?

**૧૪ પ્રમાદને પરિહરવો**—આ તો અધ્યાત્મપ્રાપ્તિનો ખાસ ઉપાય છે. અધ્યાત્મપ્રાપ્તિના ઇચ્છકે અજ્ઞાન, સંશય ને મિથ્યાજ્ઞાન વિગેરે આઠ પ્રકારના પ્રમાદને અવશ્ય તજવા જ જોઇએ, કારણ કે જ્યાંસુધી પ્રમાદનો સદ્ભાવ હોય છે ત્યાંસુધી અપ્રમત્ત ભાવ આવી શકતો નથી અને ક્રમસર અપ્રમત્ત ભાવ પ્રાપ્ત કર્યા સિવાય અધ્યાત્મની પ્રાપ્તિ થતી નથી, અધ્યાત્મપ્રાપ્તિ સિવાય આત્મા કર્મદોષ રહિત થતો નથી, એટલે આ છેલ્લા કર્તવ્યની તો અતિ આવશ્યકતા છે.

ઉપર પ્રમાણેના ૧૪ કર્ત્તવ્યો એ પ્રગતિના ઇચ્છક શ્રાવકના ખાસ કર્ત્તવ્યો છે. તેની પ્રાપ્તિ ઉત્તરોત્તર થાય છે, તેથી જ એ ક્રમમાં ગોઠવેલા છે.

કલ્યાણમિત્રના સંસર્ગવડે જ મનુષ્ય ધર્મશ્રવણ કરવાનો ઇચ્છક થાય છે અને ગુરુ સમીપે જઇ જિનવાણીનું શ્રવણ કરે છે. એવી રીતે શ્રવણ કરતાં કરતાં તે ધારણા કરે છે. જિનવચનોને જેણે હૃદયમાં ધારણ કર્યા હોય છે તે પરોપકારપરાયણ થાય જ છે અને પરોપકારીપણું ત્યારે જ કહેવાય છે કે જ્યારે તે પરપીડાનું નિવારણ કરે છે. પરપીડાનું નિવારણ કરનારા મનુષ્ય આત્મહિત માટે વિષયપ્રવૃત્તિ ઘટાડવા માંડે છે અને જેમ જેમ બની શકે તેમ તેમ તજે જ છે. વિષયપ્રવૃત્તિનું નિવારણ તે જ કરી શકે છે કે, જેણે ભવસ્વરૂપ ચિંતવીને તેની અસારતા જાણી હોય. ભવસ્વરૂપનું ચિંતવન કરનાર મનુષ્ય પૂજ્યપુરુષોનો પૂજક જ હોય છે અને તે મનુષ્ય પારકી નિંદા કદી પણ કરતો નથી. પરનિંદાનો ત્યાગી પોતાની નિંદા ન થવા માટે લોકાનુવૃત્તિએ વર્તે છે. ધર્મવિરુદ્ધ કે લોકવિરુદ્ધ આચરણ કદી કરતો નથી. એવા લોકવિરુદ્ધના ત્યાગી મનુષ્ય ગુણાનુરાગી થાય છે અને તે નિર્ગુણી માટે મધ્યસ્થ ભાવ ધરાવે જ છે. તે સાથે એવા નિર્ગુણી કે કુશીળીઆનો સંસર્ગ કરતો જ નથી, કારણ કે કુશીળીઆનો સંસર્ગ સર્વ ગુણોનો નાશ કરે છે એ સ્વતઃ સિદ્ધ છે. આવા ૧૩ કર્ત્તવ્યોનું પાલન કરનાર મનુષ્ય પ્રાંતે પ્રમાદને તજીને જરૂર અપ્રમાદી થાય છે અને આત્મકલ્યાણ સાધે છે.

ઉપર પ્રમાણે ચૌદે કર્ત્તવ્યોની ક્રમસર પ્રાપ્તિ થાય છે, પરંતુ એટલા ઉપરથી એમ ન સમજવું કે પ્રથમના કર્ત્તવ્યોમાં પાછળના કર્ત્તવ્યો સર્વથા હોતા નથી; અંશાંશે તો હોય જ, તેથી જ આગળ ઉપર તેની સર્વાંશે પ્રાપ્તિથાય છે.

આ કર્ત્તવ્યોને અંગે સુજ્ઞો ઘણું લખી શકે, પરંતુ મેં તો મારી ધારણાનુસાર સ્મરણમાં રહેલું તે કાગળ પર મૂક્યું છે. તેમાં કાંઈ સ્ખલના જણાય તો તે મારી સ્ખલના છે એમ માની ક્ષમા કરવી.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ માસ્તર અમરચંદ જેઠાભાઈ-પાલીતાણા )

**પ્રશ્ન ૧**—ખેચર ગર્ભજ તિર્યંચ પંચેંદ્રિયનું ઉત્કૃષ્ટ આયુષ્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું કહ્યું છે તે અસંખ્યાતું કેટલા પ્રમાણવાળું સમજવું ?

**ઉત્તર**—આયુષ્યમાં છ પ્રકારના પલ્યોપમ પૈકી સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ લેવાનું છે, તેનો અસંખ્યાતમો ભાગ અસંખ્ય વર્ષ પ્રમાણ સમજવો. તેનું ચોક્કસ પ્રમાણ કેવળજ્ઞાની જ જાણી શકે, છદ્મસ્થ જાણી કે કહી શકે નહીં.

**પ્રશ્ન ૨**—એ અસંખ્યાતમા ભાગમાં જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ ભેદપણું હોય કે નહીં ?

**ઉત્તર**—હોય, પરંતુ ઉત્કૃષ્ટનું સ્થાન એક જ હોય તેથી તેમાં જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટપણું સમજવું નહીં. જઘન્ય આયુષ્ય અંતર્મુહૂર્ત્તનું સમજવું. તેનાથી વધતું ઉપર જણાવેલા અસંખ્યાતમા ભાગ સુધીનું સર્વ મધ્યમ આયુ સમજવું. એ મધ્યમના અસંખ્ય ભેદ જાણવા.

**પ્રશ્ન ૩**—ગર્ભજ ચતુષ્પદનું ઉત્કૃષ્ટ શરીર છ ગાઉનું ને સંમૂર્છિમ ચતુષ્પદનું ઉત્કૃષ્ટ શરીર પૃથક્ત્વ ગાઉનું કહ્યું છે તો તે બેથી નવ ગાઉ સુધીનું ગણાય એટલે ગર્ભજથી સંમૂર્છિમનું વધારે હોય ?

**ઉત્તર**—પૃથક્ત્વ બેથી નવ સુધી ગણાય એટલે આમાં છ ગાઉથી ઉપરાંત સમજવું નહીં. પૃથક્ત્વ શબ્દથી નવ સુધી હોવું જોઈએ એમ સમજવું નહીં.

**પ્રશ્ન ૪**—સંમૂર્છિમ તિર્યંચ પંચેંદ્રિયો કે જેમના શરીરનું ને આયુષ્યનું પ્રમાણ ઘણું વધારે કહ્યું છે તેવા જીવો ક્યાં ઉપજતા હશે ? અને કેવી રીતે ઉપજતા હશે ?

**ઉત્તર**—એવા જીવો પ્રાયે અઢીદ્વીપની બહાર જ ઉપજે છે. તે કેવી રીતે ને શેમાંથી ઉપજતા હશે તે છદ્મસ્થ કહી શકે તેમ નથી.

**પ્રશ્ન ૫**—જળચર તિર્યંચ પંચેંદ્રિય ગર્ભજ ને સંમૂર્છિમનું શરીર ને આયુષ્ય ઉત્કૃષ્ટ સરખું કહ્યું છે તેનું શું કારણ ?

**ઉત્તર**—એનું કારણ છદ્મસ્થ કહી શકે નહીં. એ બાબતમાં તો જે જ્ઞાનીઓએ કહેલ છે તે જ પ્રમાણ સમજવાનું છે.

પ્રશ્ન ૬—રાગ ને દ્વેષ બંને મોહનીયકર્મજન્ય કહેવાય છે તો તે મુખ્યતાએ કઈ કઈ પ્રકૃતિ સાથે સંબંધવાળા છે?

ઉત્તર—ક્રોધ ને માન બે રાગકેશરીના પુત્ર અને માયા ને લોભ બે દ્વેષગજેંદ્રના પુત્ર કહેલા છે, તેથી તેને તે ચાર પ્રકારની મોહનીયજન્ય જાણવા. શેષ મોહનીય કર્મની પ્રકૃતિઓ જ્યાં જ્યાં સંભવે ત્યાં ત્યાં તેનો આવિર્ભાવ સમજવો.

પ્રશ્ન ૭—અસંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તા ને સંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તાને ચક્ષુદર્શન કહ્યું નથી, પરંતુ સંજ્ઞી પંચેંદ્રિયને તો અપર્યાપ્તપણામાં કવચિત્ અવધિજ્ઞાન હોવાથી અવધિદર્શન પણ હોય છે તો ચક્ષુદર્શન કેમ ન હોય?

ઉત્તર—ચક્ષુદર્શનમાં ચક્ષુઇંદ્રિયનું સાપેક્ષપણું હોવાથી તે ન હોય અને અવધિદર્શનમાં તો આત્મપ્રત્યક્ષપણું હોવાથી તે હોય. તેમાં વિરોધ સમજવો નહીં.

પ્રશ્ન ૮—વિકળેંદ્રિય પર્યાપ્તાને ભાષા-વચનયોગ છે પણ તે શી રીતે બોલતા હશે? તેને સાંભળવાપણું તો શ્રોત્રેંદ્રિયના અભાવથી નથી.

ઉત્તર—વિકળેંદ્રિય પૈકીના ભમરા, માખી, મચ્છર વિગેરેના ગણગણાટ સંભળાય છે તેજ તેનો વચનવ્યાપાર છે. તેમાં શ્રવણેંદ્રિયની ખાસ અપેક્ષા નથી.

પ્રશ્ન ૯—સમકિતમોહની ને મિશ્રમોહની બંધમાં નહીં છતાં ઉદયમાં શી રીતે આવે છે?

ઉત્તર—જીવ મિથ્યાત્વમોહનીના જ્યારે ત્રણ પુંજ કરે છે ત્યારે તેના શુદ્ધપુંજનું નામ સમકિતમોહની પડે છે અને મિશ્રપુંજનું નામ મિશ્રમોહની પડે છે. પછી તે ઉદયમાં આવે છે. એ ત્રણ મિથ્યાત્વમોહનીના જ રૂપ છે.

પ્રશ્ન ૧૦—અસત્યમૃષા એટલે વ્યવહારભાષા કેવળી ભગવંત પણ બોલે છે અને વિકળેંદ્રિયની ભાષાને પણ તેજ નામ આપ્યું છે, તો તેમાં ફેર શું છે?

ઉત્તર—એમાં પારાવાર ફેર છે. કેવળજ્ઞાનીને તો માત્ર સંસારમાં રહેલા હોવાથી વ્યવહાર જાળવવા તે ભાષા બોલવી પડે છે, તે અતિ સ્પષ્ટ હોય છે. વિકળેંદ્રિયનો વચનયોગ ઘણો અવરાયેલો હોય છે, માત્ર અલ્પ જ ખુલ્લો છે તેથી તે તદ્દન અવ્યક્ત ભાષા અનાભોગપણે બોલે છે. એક સંરણા નામથી મોહ પામવો નહીં.

પ્રશ્ન ૧૧—ઉપશમ શ્રેણીથી પડીને અનુત્તર વિમાનમાં જનાર અપ્રમત્તમુનિને જો આયુષ્યમાં સાત લવ જેટલું આયુ વધારે હોત અથવા છઠ્ઠ તપ જો વધારે થઇ શકયો હોત તો તે તદ્ભવમોક્ષગામી થાત એમ કહે છે તેનું કારણ શું?

ઉત્તર—અપ્રમત્તમુનિ એવા ધ્યાનારૂઢ થયેલા છે કે જો સાત લવ જેટલું

આયુ વધારે હોત તો શેષ કર્મનો ક્ષય કરીને સિદ્ધિપદને પામત અથવા છઠ્ઠ તપવડે શેષ કર્મ ખપાવી મોક્ષે જાત, પરંતુ તેના અભાવે મોક્ષમાર્ગના વિસામા તુલ્ય અનુત્તર વિમાનમાં દેવપણે ઉપજે છે.

**પ્રશ્ન ૧૨**—શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ શું કામ કરે છે ?

**ઉત્તર**—જીવે એ પર્યાપ્તિ બાંધી છે-એનાવડે શ્વાસોચ્છ્વાસ વર્ગણા ગ્રહણ કરી, પરિણમાવી, અવલંબીને મૂકી દેવાની શક્તિ મેળવી છે; તેથી જ જીવ શ્વાસોચ્છ્વાસ લઇ શકે છે. જીવનને ઓળખવા માટે એ પર્યાપ્તિનું શ્વાસોચ્છ્વાસ લેવારૂપ કાર્ય જ વધારે ઉપયોગી છે.

**પ્રશ્ન ૧૩**—મનના અશુભ વ્યવહારવડે જ આ જીવ ચારે ગતિમાં ભટકે છે અને જ્યાં સુધી મન છે ત્યાં સુધી તેનો શુભાશુભ વ્યાપાર શરૂ જ રહેવાનો છે તો પછી તે સંસારમાંથી છૂટે શી રીતે ?

**ઉત્તર**—એ મન જ જેમ બંધનું કારણ છે તેમ તે મન જ બંધથી છૂટવાના કાર્યમાં પણ ઉપયોગી છે. કહ્યું છે-કે **मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः**. મન જ મનુષ્યોને બંધ ને મોક્ષનું કારણ છે. તેથી મનને શુભ પ્રવૃત્તિમાં રોકો એટલે સંસાર ઘટવા માંડશે ને પ્રાંતે તેનો પણ રોધ કરવાથી મોક્ષપ્રાપ્તિ થશે.

**પ્રશ્ન ૧૪**-અવ્યવહારરાશિમાંથી નીકળીને જીવ અહીં સુધી આવ્યો, યાવત્ શ્રાવકપણું પામ્યો, તેમાં બધે ભવિતવ્યતાની અનુકૂળતા સમજવી કે કેમ ?

**ઉત્તર**-પાંચ કારણો પૈકી ભવિતવ્યતા પણ એક કારણ છે. તેની અનુકૂળતા સર્વત્ર ઉપયોગી છે. બાકી સંજ્ઞી થયા પછી તો પ્રાધાન્યતા ઉદ્યમની જ છે.

**પ્રશ્ન ૧૫**-સત્તામાં કેટલાં કર્મ છે તે જાણવાથી જીવ ચેતે કે ન જાણવાથી ચેતે ? એનું જ્ઞાન આ જીવને ઉપયોગી છે કે નહીં ?

**ઉત્તર**-અજ્ઞાનીને માટે તો અજ્ઞાન જ ઉપકારી છે. સત્તાગત કર્મને વિશિષ્ટ જ્ઞાની જ જાણી શકે છે, અલ્પજ્ઞાની જાણી શકતો નથી. તે જાણે તો માની પણ શકે તેમ નથી, કારણ કે અનેક ભવના સંચય કરેલાં પાપો-અશુભ કર્મો સત્તામાં પડેલાં છે તે જાણીને ગભરાઇ જાય તેવું જ છે.

**પ્રશ્ન ૧૬**-તેઉકાય ને વાયુકાયના જીવો મનુષ્યમાં કેમ ઉપજતા નથી ? તેઉવાઉમાં ભવીઅભવી બંને જાય છે કે અભવી જ જાય છે ?

**ઉત્તર**-તેઉવાઉપણામાં અનાભોગપણે હિંસક ભાવ અત્યંત હોવાથી તે જીવ મનુષ્યમાં ઉપજવા યોગ્ય શુભ કર્મ બાંધી શકતો નથી, તેથી તેમાં ઉપજતા નથી. તેઉવાઉમાં ભવીઅભવી બંને ઉપજે છે.

**પ્રશ્ન ૧૭**–બાવળના વૃક્ષના કાંટા પાસેના વૃક્ષના પાંદડામાં ભોંકાય ને તેને પીડા ઉત્પન્ન કરે, તેના દોષના ભાગી આખા વૃક્ષના તમામ જીવોને સમજવા કે અમુકને સમજવા ? વળી વાયુ જે વૃક્ષ હલાવે છે તેને દોષ લાગે કે કેમ ?

**ઉત્તર**–વાસ્તવિકતાએ તો જે કાંટા ભોંકાય તેને જ દોષ લાગે, બાકી વાયુ વિગેરેનું તો અનાભોગપણું છે, તેથી તેને અલ્પ કર્મબંધ થાય છે.

**પ્રશ્ન ૧૮**–કરુણાવાળા છતાં અવિરતિ (ત્યાગ કર્યા વિનાના) જીવોને હિંસાનો દોષ લાગે એમ કહે છે તેનું કારણ શું ?

**ઉત્તર**–કર્મબંધના હેતુ મિથ્યાત્વ, અવિરતિ, કષાય ને યોગ–એ ચાર છે. તેમાં અવિરતિને અંગે અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય હોવાથી જ જીવ વિરતિ ગ્રહણ કરી શકતો નથી, તેથી તે તેના દોષનો ભાગી થાય તેમાં આશ્ચર્ય નથી. જો તે જીવ વિરતિને કર્ત્તવ્યપણે સ્વીકારે છે તો તે વિરતિનો સ્વીકાર કેમ કરતો નથી ? એ જ મુદ્દો વિચારવાનો છે. હિંસા કરવાથી દોષ લાગે તે તો જુદો જ છે.

**પ્રશ્ન ૧૯**–જીવનો સ્વભાવ ઊર્ધ્વગમનનો છે અને અજીવનો–પુદ્ગળોનો સ્વભાવ અધોગમનનો છે, છતાં એક પરમાણુ એક સમયે ચૌદ રાજલોક સુધી ઊંચે જઈ શકે એમ કહે છે તેનું કારણ શું ?

**ઉત્તર**–જીવ ને અજીવનો ઊર્ધ્વઅધોગમન સ્વભાવ તો સામાન્ય વ્યાખ્યા તરીકે છે, બાકી બીજા કારણોને લઈને જીવ દશે દિશામાં ને અજીવ પણ સર્વત્ર જાય છે. અચિત્તમહાસ્કંધ પણ કેવળીસમુદ્ઘાતની જેમ આઠ સમયનો સમુદ્ઘાત કરે છે તે સ્વભાવે જ થાય છે, પરમાણુનું એક સમયે ચૌદ રાજ જવું તે પણ તેનો સ્વભાવ છે. સ્વભાવના બીજા અનેક પ્રકારો છે.

**પ્રશ્ન ૨૦**–સર્વ દ્રવ્યોને અપ્રવેશી કહ્યાં છે તો શું પરમાણુના સ્કંધો વિગેરે આકાશમાં પ્રવેશ કરતા નથી ?

**ઉત્તર**–અપ્રવેશી કહેવાની મતલબ તદ્રૂપ થઈ જતા નથી તે છે. બધા દ્રવ્યો પોતપોતાના સ્વરૂપથી ચ્યુત થતાં નથી; પરરૂપને પામી જતાં નથી.

**પ્રશ્ન ૨૧**—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય પોતપોતાને સ્થાને રહીને જ ચલણસહાય, સ્થિરસહાય અને અવકાશ આપવાનું કરે છે કે શી રીતે કરે છે ?

**ઉત્તર**—આ દ્રવ્યો ત્રિકાળ સ્થિર જ છે, એક પ્રદેશ પણ ખસનારાં નથી. એની સહાય પણ ચાલનારને, સ્થિર રહેનારને અને અવકાશ મેળવનારને એવી રીતની છે કે જેવી જળ મત્સ્યને, વૃક્ષ પથિકને તેમ જ સ્થાન ત્યાં રહેનારને, સહાય આપે છે. એનું વિશેષ સ્વરૂપ જ્ઞાનીગમ્ય છે.

પ્રશ્ન ૨૨—સૂક્ષ્મ પાંચે એકેંદ્રિય એવા તે કેવા સૂક્ષ્મ છે કે બીજા બાદર પદાર્થોથી તેમને ઉપઘાત થતો નથી તેમ અંદર અંદર પણ એક સ્થાને જ પાંચે રહ્યા છતાં પરસ્પરને બાદરની જેમ ઉપઘાત કરતા નથી?

ઉત્તર—એનું સ્વરૂપ પણ સર્વજ્ઞગોચર છે, તેમાં આપણી યુક્તિને અવકાશ નથી.

પ્રશ્ન ૨૩—એકેંદ્રિયની એકંદર (૫૨) લાખ જીવયોનિ કહી છે તે સંખ્યામાં ફેરફાર થતો હશે કે તે સંખ્યા કાયમ રહેતી હશે?

ઉત્તર—એકેંદ્રિય જીવોને ઉપજવાનાં સ્થાન (યોનિ) તો અસંખ્યાત છે, પરંતુ એક સરખા વર્ણ, ગંધ, રસ, સ્પર્શની અપેક્ષાએ અસંખ્યને એક ગણતાં તેની જાતિ (૫૨) લાખ છે; તેથી તેમાં ફેરફાર ન થાય. વ્યક્તિ તરીકે અસંખ્યાત છે તેમાં વધઘટ થાય.

પ્રશ્ન ૨૪—એક કાળચક્રના બાર આરા વિગેરેની રચના કોઈની કરેલી છે કે શાશ્વત છે? વળી તેમાં યુગળિકની સંખ્યા વિગેરેમાં ફેરફાર થતો હશે કે નહીં?

ઉત્તર—આ સંબંધમાં જૈનમાન્યતા શું છે તે પ્રથમ સમજવી જોઈએ. કાળચક્રની રચના શાશ્વત છે, કોઈની કરેલ નથી. તે પણ માત્ર પાંચ ભરત ને પાંચ ઐરવત માટે જ છે. તે સિવાયના પાંચ મહાવિદેહ માટે કે (૩૦) અકર્મભૂમિઓ માટે તેવી રચના નથી. ત્યાં તો કાયમ એક સરખી કાળવર્તના છે. યુગળિકોની ઉત્પત્તિ પણ ભરત ઐરવતમાં માત્ર છ આરામાં જ છે. બીજી (૩૦) અકર્મભૂમિઓમાં ને (૫૬) અંતરદ્વીપોમાં તો કાયમ યુગળિકો જ હોય છે. સર્વ મળીને ૧૦૧ ક્ષેત્રોને માટે ગર્ભજ પર્યાપ્તા મનુષ્યની એકંદર સંખ્યા ૨૯ અંકની કહી છે, તેમાં ઓછાવત્તાપણું થાય છે પણ અંક ૨૯ જ રહે છે. આ બાબત વધારે સમજાવવાની જરૂર છે તે ટૂંકામાં સમજાવી શકાય તેમ નથી.

પ્રશ્ન ૨૫—બાદર એકેંદ્રિય પાંચે પ્રકારના સર્વત્ર હોય કે નહીં?

ઉત્તર—બાદર અગ્નિકાય માત્ર મનુષ્યલોક-૪૫ લાખ યોજન પ્રમાણ છે તેમાં જ હોય, બીજા ચાર પ્રકારના એકેંદ્રિય સ્વર્ગમાં ને નરકમાં પણ હોય, તેમાં પણ જ્યાં જ્યાં પોલાણ હોય ત્યાં બધે બાદર વાઉકાય હોય. સર્વત્ર પાંચે ન હોય.

પ્રશ્ન ૨૬—વાયુકાયના સૂક્ષ્મ ને બાદર પર્યાપ્ત ને અપર્યાપ્ત એ ચાર ભેદમાંથી કયા પ્રકારના જીવો વૈક્રિય શરીર કરે?

ઉત્તર—બાદરવાયુકાય પર્યાપ્તા જ કરે, તેમાં પણ બધા નહીં, બહુ ઓછી સંખ્યાવાળા કરે.

કુંવરજી

## પુસ્તકોની પહોંચ

**૧ શ્રી અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્ અને જ્ઞાનસાર**—આ ત્રણ પ્રકરણો મૂળ પ્રતાકારે છપાયેલ ભેટ મળ્યા છે. એ જ ત્રણ પ્રકરણો બુકાકારે છપાયેલ મળ્યા છે તેની પહોંચ અંક છઠ્ઠામાં આપેલી છે.

**૨ શ્રી ગુર્જર સાહિત્ય સંગ્રહ. ભાગ બીજો**—ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીવિરચિત ગુજરાતી પદ્યોનો સંગ્રહ-સંશોધક શ્રી જૈન શ્રેયસ્કર મંડળ–મેસાણા. પ્રકાશક શા. બાવચંદ ગોપાળજી. મુંબઇ. કાર્યવાહક ઉ. ય. ગુ. સાહિત્યસંગ્રહપ્રચારકસમિતિ. કિંમત રૂ ૧). આ બુકમાં દ્રવ્યગુણપર્યાયનો રાસ, જંબૂસ્વામીનો રાસ અને ઉપાધ્યાયજીના લખેલા બે કાગળો આપેલા છે. બધી વસ્તુઓ ખાસ વાંચવા વિચારવા લાયક છે.

**૩ વૈરાગ્યાદિ પ્રકરણ સંગ્રહ**—બાળબ્રહ્મચારી સાધ્વીજી નેમશ્રીજીના ઉપદેશથી પ્રસિદ્ધ કરનાર નાગરદાસ પ્રાગજી મહેતા–દોશીવાડાની પોળ, અમદાવાદ. કિંમત અમૂલ્ય. આ બુકમાં વૈરાગ્યશતક, સંબોધસત્તરી, ઇંદ્રિયપરાજયશતક, સમાધિશતક, સજ્જનચિત્તવલ્લભ કાવ્ય અને ઉપદેશરત્નકોષ–આ છએ વસ્તુ અર્થ સાથે આપેલ છે. કંઠે કરનારને તેમજ પાઠ કરનારને માટે બહુ ઉપયોગી છે.

**૪ વૈરાગ્યશતક, અર્થ સહિત**—૩૨ પેજી કદમાં ઉપર જણાવેલ બુક-માંથી જ પહેલી વસ્તુ જુદી સાધ્વીજી અશોકશ્રીજીના ઉપદેશથી નાગરદાસે જ છપાવી છે. તેની પણ કિંમત રાખી નથી.

**૫ નૂતન જિન સ્તવનમાળા**—આચાર્ય શ્રી વિજયલાવણ્યસૂરિશિષ્ય મુનિરાજશ્રી દક્ષવિજયજી વિરચિત. પ્રકાશક શા. ફકીરચંદ મગનલાલ બદામી. કણપીઠ બજાર–સુરત. મૂલ્ય બે આના. પૃષ્ઠ ૩૬ ની આ બુકમાં તેમની નવી રચેલી ચોવીશી ઉપરાંત ૬ સ્તવનો છે અને પ્રારંભમાં શ્રીમદ્વિજયનેમિસૂરીશાષ્ટક સંસ્કૃત ભાષામાં છે.

**૬ વૈરાગ્યાદિ પ્રકરણ સંગ્રહ** તથા **શ્રી સ્મરણાદિ સંગ્રહ**—પ્રકાશક મહેતા નાગરદાસ પ્રાગજી. દોશીવાડાની પોળ, અમદાવાદ. કિં. રૂ ૧). આ બુકમાં બે વિભાગ પાડેલા છે. તેમાં પ્રથમ વિભાગમાં નંબર ૩ માં લખેલ બુક પ્રમાણે છ પ્રકરણ પૃષ્ઠ ૧૩૮ માં છે. બીજા વિભાગમાં નવ સ્મરણ મૂળ ઉપરાંત આત્મરક્ષા, ગ્રહશાંતિ વિગેરે સ્તોત્રો, પચ્ચખ્ખાણો, અનાનુપૂર્વી, પુન્યપ્રકાશનું સ્તવન, પદ્માવતીની આરાધના વિગેરે અનેક બાબતો પૃષ્ઠ ૧૧૬ માં સમાવી છે. વાંચવાથી ખાસ

વૈરાગ્ય ઉત્પન્ન કરે તેવો સંગ્રહ છે. બુક પાકી બાંધેલી છે. સંગ્રહના પ્રમાણમાં કિંમત વધારે નથી.

૭ **પ્રાર્થના કલ્પદ્રુમ**—સંગ્રાહક તથા પ્રકાશક દુર્ગાશંકર નાગર. સંપાદક કલ્પવૃક્ષ કાર્યાલય-ઉજ્જૈન. આવૃત્તિ પાંચમી. કિંમત ચાર આના. રાજયોગગ્રંથ-માળાનું પાંચમું પુષ્પ છે. ગદ્યપદ્ય લેખોનો સંગ્રહ બહુ સારો છે. ખાસ વાંચવા લાયક છે. પ્રાર્થનાને જ પ્રાધાન્ય આપેલ છે.

૮ **શ્રી ભગવતી સાર** ( પંચમાંગનો છાયાનુવાદ )-સંપાદક ગોપાળદાસ જીવાભાઇ પટેલ. પ્રકાશક શ્રી જૈન સાહિત્ય પ્રકાશનસમિતિ ઠે. નવજીવન કાર્યાલય, અમદાવાદ. કિં. રૂ ૨). શ્રી પુંજાભાઇ જૈન ગ્રંથમાળાનું પુષ્પ ૧૬ મું છે. સંપાદકે પ્રયાસ ઘણો કર્યો છે, પરંતુ વધારે અનુભવની જરૂર હતી. જુદા જુદા ૧૦ ખંડ પાડ્યા છે. તેમાં પહેલો સાધનખંડ, બીજો ચારિત્રખંડ, ત્રીજા સિદ્ધાંતખંડમાં દ્રવ્યવિભાગ, જીવવિભાગ, કર્મવિભાગ વિગેરે ૭ વિભાગ પાડ્યા છે. ચોથાથી દશમા સુધીના ખંડમાં વિભાગ પાડયા નથી. જુદી જુદી સંકલના કરવામાં પ્રયાસ સારો કર્યો છે; પરંતુ જૈન શૈલીનું જ્ઞાન ન હોવાથી ઘણી સ્ખલનાઓ થયેલી છે.

૯ **શ્રી સ્તવનામૃત સંગ્રહ**—રચયિતા પંન્યાસ શ્રી અમૃતવિજયજીગણિ. પ્રકાશક શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળાના સેક્રેટરી શા. પોપટલાલ લલ્લુભાઈ અમદાવાદ. મળવાનું ઠેકાણું શા. સકરચંદ નાનચંદ મુ. રાયપુર પોસ્ટ નરોડા. કિંમત રાખી નથી. માત્ર ચાર આના પોસ્ટેજ મોકલવાથી ભેટ મોકલે છે. ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, પદો, સજ્ઝાયો વિગેરેનો પુષ્કળ સંગ્રહ કર્યો છે. બે વિભાગ મળીને પૃષ્ઠ ૨૩૦ છે. પ્રારંભમાં તપસ્વી પં. શ્રી કર્પૂરવિજયજીનું ચરિત્ર આપ્યું છે.

૧૦ **આશાની પાંખે**—( સામાજિક નાટક ) કર્ત્તા શાંતિલાલ મોહનલાલ શાહ. પ્રકાશક—વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબઇ. કિંમત આઠ આના. આ વાંચતા આનંદ ઉપજાવે તેવું સાંસારિક નાટક છે. વાર્ત્તાના ને નાટકના રસિયાને ઉપયોગી છે.

૧૧ **અપરાધી**—લેખક ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક ગુર્જરગ્રંથરત્ન-કાર્યાલય, અમદાવાદ. કિંમત રૂ ૨-૮-૦, પૃષ્ઠ ૩૮૪. લેખક કસાયેલી કલમવાળા હોવાથી બુક ખાસ વાંચવા લાયક છે. **શિવરાજ** નામના પાત્રની બધી પરિસ્થિતિ ખાસ ધડો લેવા લાયક છે. એનામાં રહેલી સત્યતા અપૂર્વ છે.

૧૨ **શામાટે બંધન ?**—આ બુકમાં બે કથાઓ છે. પ્રથમ કથા પૃષ્ઠ ૧૩૩ માં છે ને બીજી **ગમગિની** નામની કથા પૃષ્ઠ ૨૬ માં છે. અનુવાદક

માણેકલાલ ગોવિંદલાલ મુનશી છે. પ્રકાશક ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિ. રૂ. ૧-૪-૦ નવા ઊગતા યુવાનોને વાંચવા લાયક છે. પ્રથમ કથામાં એક સ્ત્રીએ પોતાની સખી ઉપર લખેલા પત્રો છે.

આ બંને ( ૧૧-૧૨ ) બુક ભાઈ શંભુલાલ જગશીએ ભેટ મોકલી છે.

**૧૩ સંક્ષિપ્ત જૈન ઇતિહાસ**—ભાગ ૩. ખંડ ૨. દક્ષિણ ભારત જૈન ધર્મનો ઇતિહાસ છે. લેખક બાબુ કામતાપ્રસાદ જૈન, સાહિત્યમનીષી. પ્રકાશક મૂલચંદ કીશનદાસ કાપડીઆ. કિ. રૂા. ૧) દિગંબર જૈન નામના માસિકની ભેટ તરીકે અપાયેલી છે. ટાઇપ શાસ્ત્રી ને ભાષા હિંદી છે. ઐતિહાસિક વિષયના અભ્યાસીએ એના બધા ભાગો ખાસ વાંચવા લાયક છે.

**૧૪ શ્રી આત્મપ્રભા**—સંગ્રાહક ભાયાણી હરિલાલ જીવરાજભાઈ કાપડિયા-ભાવનગર. પ્રકાશક શાહ જગજીવનદાસ ચતુર-વઢવાણ કાંપ. મૂલ્ય-નિત્ય સ્વાધ્યાય. શ્રીમદ્ રાજચંદ્ર વિગેરે બુકોમાંથી ઉદ્ધરેલ ગદ્ય પદ્ય ચૂંટણીનો સુંદર સંગ્રહ કરેલો છે. વાંચવા ને સમજવા લાયક છે.

**૧૫ ભાવના શતક**—મૂળ ભાવાર્થ અને વિવેચન સહિતના રચયિતા શતાવધાની પંડિત મુનિ શ્રી રત્નચંદજી. પ્રકાશક જીવનલાલ છગનલાલ સંઘવી, પંચભાઈની પોળ-અમદાવાદ. આવૃત્તિ ત્રીજી. કિં. રૂા. ૧, પૃષ્ઠ ૩૯૬. વૈરાગ્યવાસિત અંતઃકરણવાળાએ ખાસ વાંચવા લાયક છે. કર્ત્તાના જ લખેલ ભાવાર્થ ને વિવેચન હોવાથી બહુ સારાં લખાયેલ છે. બીજા નોવેલોના વાંચન કરતાં આવી બુકોનું વાંચન ખાસ હિતકારક છે.

**૧૬ શ્રી રાયપસેણી સૂત્ર**—ભાષાંતર સાથે શ્રી મલયગિરિજીકૃત વિવરણ યુક્ત. ટિપ્પન પરિશિષ્ટાદિ યુકત. સંપાદક પંડિત બેચરદાસ જીવરાજ દોશી. પ્રકાશક શંભુલાલ જગશી શાહ-ગુર્જરગ્રંથરત્નકાર્યાલય. અમદાવાદ. કિ. રૂ ૫-૪-૦ સૂત્ર પૃષ્ઠ ૩૪૯ માં પૂર્ણ થયા પછી એ સૂત્રનો સાર પૃષ્ઠ ૧૪૬ માં આપ્યો છે. પ્રયાસ સારો કર્યો છે. વિશેષ અભિપ્રાય તો સાર વિગેરે સાદ્યંત વાંચ્યા પછી લખી શકાય.

**૧૭ સૂરિમંત્રપટાલેખનવિધિ**—સંશોધક પંન્યાસ શ્રી પ્રીતિવિજયજી. પ્રકાશક શા. ડાહ્યાભાઈ મોહોકમલાલ ઠે. પાંજરાપોળ-અમદાવાદ પૃષ્ઠ ૯ પછી પાછળના ત્રણ પૃષ્ઠમાં ત્રણ નવા સ્તોત્રો છે. કુલ પૃષ્ઠ ૧૨ છે.

**૧૮ નૂતન સ્તવન સજ્ઝાય સંગ્રહ**—રચયિતા શ્રી વિજયલબ્ધિસૂરિ.

કીં. રૂ ૦-૧-૬ પ્રકાશક મંગુલાલ નેમચંદ ગાંધી. ઇડર. પ્રારંભમાં પૃષ્ઠ ૫૦ માં સ્તવનો ને પછી પૃષ્ઠ ૪૬ માં સજ્ઝાયો છે. નવીન કૃતિ છે. કુલ પૃષ્ઠ ૯૬ છે.

**૧૯ શ્રી જિનપ્રતિમાપૂજનસ્વરૂપ**—લેખક. પં. શ્રી પ્રીતિવિજયજી. પ્રકાશક ડાહ્યાભાઈ મહોકમલાલ પાંજરાપોળ-અમદાવાદ. આ બુકમાં જિનપૂજા સંબંધી જાણવા યોગ્ય હકીકત ૧૬ પેજી પૃષ્ઠ ૩૦ માં આપેલી છે. જિનપૂજાના રસિક બંધુઓએ વાંચવા લાયક છે. કિંમત રાખી નથી.

**૨૦ સન્મિત્ર મુનિશ્રી કર્પૂરવિજયજી**—તેમનું જીવન અને કાર્ય. લેખક અને પ્રકાશક માવજી દામજી શાહે મંદાક્રાંતા (૧૫) વૃત્તમાં આપેલ છે.

**૨૧ શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય**—શ્રી હરિભદ્રસૂરિવિરચિત સ્વોપજ્ઞ દિક્પ્રદા નામની વૃત્તિયુક્ત. પ્રકાશક શ્રી મુંબઈ ગોડીજી જૈન ઉપાશ્રયના કાર્યવાહકો. કિં. રૂ. ૨-૦-૦ નિર્ણયસાગર પ્રેસમાં છપાવેલી છે. ગ્રંથ ઘણો ઉપયોગી છે પરંતુ ન્યાયથી ભરપૂર છે. તેના વાંચનારાઓની સંખ્યા બહુ અલ્પ છે. શ્રી ગોડીજી જૈન ઉપાશ્રયના કાર્યવાહકો તરફથી થતું આવું અપૂર્વ સાહિત્યપ્રકાશનનું કાર્ય ખાસ અનુમોદનીય છે.

**૨૨ અધ્યાત્મતત્ત્વાલોક**—માગધી. ઇંગ્રેજી અનુવાદ સાથે. લેખક ન્યાયવિશારદ, ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી. આચાર્ય શ્રી વિજયધર્મસૂરિના આ વિદ્વાન શિષ્યે પ્રથમ આ જ નામનો સંસ્કૃત ગ્રંથ રચ્યો હતો તે ગુજરાતી ને ઇંગ્લિશ ભાષાંતર સાથે છપાયો હતો. ત્યારપછી એકલા ગુજરાતી અનુવાદ સાથે છપાયો હતો. આ બુકમાં સંસ્કૃતનું માગધી બનાવીને ઇંગ્લિશ અનુવાદ સાથે છપાવેલ છે. જામનગર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનસંઘ તરફથી જામનગરના પ્રેસમાં જ છપાયેલ છે. અધ્યાત્મને લગતા ઘણા વિષયો લીધા છે અને તેને યોગ્ય પ્રકારે ઘટાવ્યા છે. વાંચતાં લેખકની વિદ્વત્તાનું ભાન થવા સાથે આત્માની ખરી સ્થિતિનું પણ ભાન થાય છે. કિંમત લખી નથી.

**૨૩ ધન્યચરિતમ્**—ખરતરગચ્છીય જૈનાચાર્ય શ્રી જયાનંદસૂરિનિર્મિત સંસ્કૃત પદ્યબંધ ઉપાધ્યાય શ્રી સુખસાગરજીના ઉપદેશથી મલકાપુરનિવાસી એક શ્રાવિકાના દ્રવ્યથી સુરત નવાપુરાના સંઘે છપાવીને બહાર પાડેલ છે. સુમારે એક હજાર શ્લોક પાંચ પ્રસ્તાવના મળીને છે. કિંમત લખી નથી. સુપાત્રદાન આપનાર સુપ્રસિદ્ધ ધન્ય શ્રેષ્ઠીપુત્રનું જ કથાનક છે. વાંચવા યોગ્ય છે.

કુંવરજી

# ધર્મોક્ત મૌક્તિકો

( અનુસંધાન પૃષ્ઠ ૨૬૮ થી )

(૫૬) માત્ર અન્યના દેહનો વિનાશ કરવો એ જ હિંસા છે એમ નહિ, પરંતુ દ્વેષબુદ્ધિથી પ્રેરાઇને અન્યને કરેલી કંઇ પણ પીડા, હિંસા જ છે.

(૫૭) જીવ, જેમજેમ વધારે અને વધારે સત્કૃત્યો કરશે, તેમતેમ ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરશે.

(૫૮) પ્રાણો અચેતન છે, છતાં તેનો વિનાશ ચૈતન્યપૂર્ણ આત્માને પીડા ઉપજાવે છે અને તે જ કારણથી, મૃત્યુ નીપજાવવું તે હિંસા ગણાય છે.

(૫૯) વીરનું મસ્તક છેદી નાખો, પણ વીરપુરુષ તેની વીરતા ત્યજશે નહિ.

(૬૦) જે સાધુ, ધાર્મિક ઉપદેશ આપવામાંથી નિવૃત્ત રહે છે, તે (સાધુ) પાણી પર તરતા પાંદડા જેવા છે. બન્ને (પાંદડું અને સાધુ) પોતાના ધ્યેય તરફ ગતિ કરી રહ્યાં છે, પરંતુ અન્યને સાથે લઇ જવાની તેમનાંમાં શક્તિ નથી.

(૬૧) જ્યાંસુધી આપણા કર્મોનો (સંપૂર્ણપણે) વિનાશ નથી થયો, ત્યાં-સુધી જન્મ અને પુનર્જન્મ લેવાં પડશે જ. કર્મનો વિનાશ થયો એટલે જન્મ અને પુનર્જન્મ લેવાં મટશે જ.

(૬૨) પરની હિંસા કરવી, અસત્ય બોલવું, ચોરી કરવી વગેરેથી જો ધર્મ થતો હોય તો અધર્મ કોને કહેવો ?

(૬૩) યાદ રાખો કે અન્યની સેવા કરવાનું પરિણામ સદ્ગતિ અને અન્યને દુઃખ દેવાનું પરિણામ દુર્ગતિ છે.

(૬૪) હિંસામાં ધર્મ રહેલો છે એમ કહેવું, તે સર્પના મુખમાંથી અમૃત ઝરે છે એમ કહેવા જેવું મૂર્ખાઇભરેલું છે.

(૬૫) જે હૃદયમાં અહિંસાદેવીએ વાસ કર્યો છે તે હૃદયમાં પવિત્રતા, નિઃસ્વાર્થતા, સંતોષ, ઔદાર્ય, ધ્યાન, તપ અને પ્રાર્થના જેવા સદ્ગુણોનો સમસ્ત સમુદાય શીઘ્રપણે દેખાવા માંડે છે.

(૬૬) અહિંસારૂપી ઉપયોગી ઉદ્યાનનું, યોગ્ય રક્ષણ કરવા માટે જ્ઞાન, ધ્યાન, પ્રભાત અને સાંજની પ્રાર્થનાઓ અને અન્ય ધાર્મિક કૃત્યોરૂપી વાડ જરૂરી છે.

(૬૭) દયા એ ધર્મનું મૂળ છે. જ્યાં હિંસા હોય ત્યાં દયા હોઇ શકે નહિ અને તેથી ધર્મ પણ હોઇ શકે નહિ.

(૬૮) હિંસા કરવી અને પછી તેને માટે પશ્ચાત્તાપ કરવો, એ કાદવથી પગ ખરડીને પછી ધોવા જેવું છે.

(૬૯) પ્રાણીમાત્રને, બીજી કાંઇપણ વસ્તુ, તેના જીવન જેટલી પ્રિય નથી. તેથી અન્યના હણાયેલા દેહથી સ્વશરીરને પુષ્ટ બનાવવા માટે, અન્યનું જીવન હરી લેવા જેવું બીજું એકે પાપ નથી.

(૭૦) વિસ્મરણ કરીશ નહિ કે સુખ અને દુઃખ અનુભવવામાં, તારી અને બીજાની જાત સરખી જ છે; માટે તારી જાતને ચાહે છે, તેજ પ્રમાણે બીજાને પણ ચાહજે.

(૭૧) આ દુનિયા કે જે ભયથી ભરપૂર છે, તેમાં તે જ નિર્ભયતાપૂર્વક રહી શકે કે જે, પ્રાણીમાત્ર તરફ દયાપૂર્ણ વૃત્તિવાળો છે.

(૭૨) પોતાની તૃષ્ણાઓના ક્ષણિક સંતોષ માટે, અન્ય પ્રાણીના જીવને હરવામાં, મનુષ્ય જે નિર્દયતા દર્શાવે છે તે (નિર્દયતા), કોઇપણ સંયોગોમાં બચાવને પાત્ર નથી.

(૭૩) જે પ્રમાણમાં મનુષ્ય પોતાની પવિત્રતા સાચવે છે, તે પ્રમાણમાં તેની કાર્યશક્તિ વધે છે.

(૭૪) વીર્યરક્ષણ એ જુદા સ્વરૂપે આત્મસંરક્ષણ જ છે.

(૭૫) આપણા વીર્યનું રક્ષણ કરવામાં, આપણે જાણે કે એક પ્રજાપ્રિય અને ન્યાયી નૃપતિનું રક્ષણ કરીએ છીએ, કારણ કે વીર્ય એ શરીરને શાસક (શાસન કરનાર, રાજા) છે. (ચાલુ)

અનુવાદક: અનંતરાય જાદવજી શાહ

---

## ખાસ વાંચશો

આચાર્યશ્રી વિજયધર્મસૂરિના આ વાક્યામૃતો આપણને તેમના હૃદયની નિર્મળતા સૂચવે છે. નિર્મળ અંતઃકરણ સિવાય આવા ઉદ્દગારો નીકળતા નથી. આવા મૌક્તિકો ખરેખરા કિંમતી છે. એને સાચા મોતી જેવા જ સમજવા. ઉપરના વાક્યો પૈકી ૬૩ ને ૬૯ મા વાક્ય તરફ હું વાંચકનુ ખાસ ધ્યાન ખેચું છું. ૬૩ મા વાક્યમાં સેવાધર્મની પુષ્ટિ છે. દીન-દુઃખીને બનતી સહાય કરવી તે જ તેની સેવા છે. ૬૯ મું વાક્ય જીવ-હિંસાથી બનેલા પદાર્થો જિહ્વા ઇંદ્રિયના રસથી કે ઔષધાદિના કારણથી ગ્રહણ કરવાની મનાઇ કરે છે. એ વાક્ય વિચારણીય અને આદરણીય છે. —તંત્રી

श्री पूज्यपादस्वामीविरचित

# સમાધિશતક : ભાષાનુવાદ

( અનુસંધાન પૃષ્ઠ ૨૭૮ થી )

હવે ગ્રહણ-ત્યાગની મીમાંસા કરે છે:—

દોહરા

ગ્રહણ-ત્યાગ તો મૂઢના, અત્ર બ્હારમાં હોય,
આત્મમહીં આત્મજ્ઞના, ગ્રહણ-ત્યાગ તે સ્હોય;
પણ જે નિષ્ઠિત આત્મ છે, તેને તો નિરધાર,
ઉપાદાન ને ત્યાગ તે, નહીં અંતર નહિં બ્હાર. ૪૭

જે મૂઢ જીવ છે તેના ગ્રહણ-ત્યાગ બ્હારમાં હોય છે, જે આત્મજ્ઞાની છે તેના ગ્રહણ-ત્યાગ આત્મામાં હોય છે, પણ જે નિષ્ઠિત-નિષ્પન્ન આત્મા છે તેને તો બ્હારમાં કે અંદરમાં કયાંય ગ્રહણ-ત્યાગ નથી.

અહીં બહિરાત્મા, સવિકલ્પ અંતરાત્મા તથા નિર્વિકલ્પ અંતરાત્મા અથવા પરમાત્માની દશાનું વર્ણન કર્યું છે. મૂઢ અજ્ઞાની બહિરાત્માને દેહાત્મદૃષ્ટિ વર્ત્તે છે એટલે કે દેહાદિમાં તેને આત્મબુદ્ધિ હોય છે તેથી; તેની પ્રવૃત્તિ બહિર્મુખ હોઇ તે બાહ્ય ત્યાગ-ગ્રહણમાં રાચી રહે છે; તેની વૃત્તિ અહોનિશ વિષયાભિમુખ દોડે છે; એટલે તે ઇષ્ટ પદાર્થ પ્રત્યે રાગ ધરી તેને ગ્રહે છે અને અનિષ્ટ પ્રત્યે દ્વેષ રાખી તેને છોડે છે.

સવિકલ્પ અંતરાત્મા આત્મજ્ઞ હોઇ તેના ગ્રહણ-ત્યાગ આત્મામાં હોય છે; કારણ કે તેને આત્મામાં આત્મબુદ્ધિ વર્ત્તે છે, એટલે આત્માના સ્વભાવલાભને અનુલક્ષીને આ આદેય-ગ્રહણ કરવા યોગ્ય છે અને આ હેય-ત્યાગ કરવા યોગ્ય છે, એવો વિવેક તે કરે છે અને તેથી કરીને અંતરંગમાં વર્ત્તતા રાગદ્વેષાદિ વિભાવિક ભાવો જે આત્મસ્વભાવના ઘાતક છે તેનો તે ત્યાગ કરે છે અને જે જ્ઞાનાદિ ભાવ ચિદાનંદમય આત્મસ્વભાવની વૃદ્ધિ કરે છે તેનું ગ્રહણ કરે છે.

નિર્વિકલ્પ અંતરાત્માને અંતરમાં કે બ્હારમાં કંઈ ગ્રહણ-ત્યાગ કરવાનું રહેતું નથી. તે સ્વસ્વરૂપાનુભવમાં નિમગ્ન છે, નિષ્ઠિત છે, એટલે તેને ગ્રહણ-ત્યાગરૂપ વિકલ્પ ઊઠતો નથી; કારણ કે રાગદ્વેષાદિ વિભાવિક ભાવ તેને ઉદ્ભવતા નથી અને સ્વસ્વરૂપની પ્રાપ્તિ તો તેણે કરી લીધી છે.

અથવા તો પરમાત્મા પણ આ જ પ્રકારે છે, કારણ કે તે નિષ્ઠિત એટલે કે આત્મસ્વરૂપમાં નિશ્ચળ સ્થિતિવાળા 'સુસ્થિત' છે, શુદ્ધ આત્મસ્વરૂપ

તેમણે સિદ્ધ કર્યું હોઈ તે સ્વભાવનિષ્પન્ન સિદ્ધ છે, સકલ કર્મકલંકને ધોઈ નાખવાથી તે કૃતકૃત્ય અને શુદ્ધ ચૈતન્યના સ્વામી થયા છે; એટલે તેને લેવા-મૂકવાનું કાંઈ અવશિષ્ટ રહ્યું નથી.

હવે અંતરાત્મા ઉક્ત ગ્રહણ-ત્યાગ પ્રવૃત્તિ કેમ સાધે છે તે બતાવે છે:—

**વિયોજે તન-વચનથી, આત્મયોજી મન સાથ;**
**તન-વચનવ્યવહારનો, કરે મનથી ત્યાગ. ૪૮**

'આત્માને મન સાથે યોજે અને વચન કાયાથી વિયોજિત કરે; તેમજ વચન-કાયાના વ્યાપારનો મનથી પણ ત્યાગ કરે.'

જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી તો મન-વચન-કાયાના યોગની પ્રવૃત્તિ થવાની જ. એટલે આત્મજ્ઞ યોગીએ તે ત્રિયોગને કેવી રીતે નિયુક્ત કરવા તે અત્ર પ્રદર્શિત કરી ગ્રહણ-ત્યાગની સુંદર ચાવી બતાવી છે. પ્રથમ તો માનસ ઉપયોગને આત્મામાં લીન કરવો, મનને સતત આત્માનુલક્ષી કરવું અને આત્માને વચન-કાયાની પ્રવૃત્તિથી વિયુક્ત કરવો. વળી કવચિત્ પ્રયોજનવશાત્ વચન-કાયાની પ્રવૃત્તિ કરવી પડે તો તેમાં આત્મભાવ નહિં રાખતાં, અનાસક્ત-પણે, મનથી તો તેનો ત્યાગ કરીને જ કરવી, મનથી તો જલકમલવત્ સર્વથા નિર્લેપ જ રહેવું.

આમ અહીં આત્મજ્ઞ સમ્યગ્દષ્ટિની બે દશા બતાવી છે. એક તો તે દશા કે જેમાં તે સ્વાનુભવમાં તલ્લીન હોય છે. એ સમયે મનને તે સ્વરૂપમાં યોજે છે અને વચન-કાયાની પ્રવૃત્તિ નિરોધે છે: આ ધ્યાનદશા છે. એથી અતિરિક્ત બીજી દશા હોય છે ત્યારે પણ અંતરાત્માની આસક્તિ તો સ્વરૂપ પ્રત્યે જ હોય છે, એટલે પ્રયોજનવશે વચન-કાયાની કંઇ પ્રવૃત્તિ કરે; તો પણ તેની દૃષ્ટિ તો સ્વરૂપાભિમુખ જ હોય છે. જેમ મુનીમ દુકાનનું કામ માલીક હોય એમ કરે પણ મનમાં તો તે જાણે જ છે કે હું માલીક નથી, તે પ્રકારે તે કર્ત્તા છતાં અકર્ત્તા અને ભોક્તા છતાં અભોક્તા થાય છે. વેદાંતીઓ જેને સાક્ષીભાવ કે દૃષ્ટાભાવ કહે છે તે પણ આ જ છે. શ્રીમાન્ યશોવિજયજી પણ આવો ભાવ વ્યક્ત કરે છે:—

" दारुयंत्रस्थपाञ्चाली-नृत्यतुल्याः प्रवृत्तयः।
योगिनो नैव बाधायै ज्ञानिनो लोकवर्तिनः॥
संसारे निवसन् स्वार्थसज्जः कज्जलवेश्मनि।
लिप्यते निखिलो लोको ज्ञानसिद्धो न लिप्यते॥ "

શ્રી અધ્યાત્મોપનિષદ્

"કાષ્ઠયંત્રમાં રહેલી પૂતળીના નૃત્ય જેવી ( mechanical ) લોકવર્તી જ્ઞાની યોગીની પ્રવૃત્તિઓ તેને બાધાકર થતી જ નથી.

"કાજળના ઘર જેવા સંસારમાં વસતો સ્વાર્થતત્પર સમસ્ત લોક લેપાય છે, પણ જ્ઞાનસિદ્ધ લેપાતો નથી."

દેહ વિષે જેને અહીં, આતમદષ્ટિ હોય,
તેને જગ વિશ્વાસ્ય ને, રમ્ય લાગતું સોય;
પણ જેને નિજ આત્મમાં, આતમદષ્ટિ ઉલ્લાસ,
તેહ રતિ ધારે કિહાં ? કિહાં ધરે વિશ્વાસ ? ૪૯

'જેને દેહમાં આત્મદષ્ટિ હોય તેને આ જગત્ વિશ્વાસ કરવા યોગ્ય અને રમણીય લાગે છે; પણ જેને પોતાના આત્મામાં આત્મદષ્ટિ છે, તે તો કયાં રતિ કરે ? કયાં વિશ્વાસ કરે ?'

સામાન્ય બુદ્ધિથી વિચારીએ તો કોઈ વસ્તુનું ગ્રહણ તો જ કરાય કે જો તે વિશ્વાસ કરવા યોગ્ય અથવા સુંદર લાગતી હોય, પણ કોને વિશ્વસનીય અને રમણીય માનવી તે જોનારની દષ્ટિને અવલંબે છે. બહિરાત્મા મિથ્યાદષ્ટિને તો દેહાદિ પ્રત્યે આત્મદષ્ટિ છે, એટલે આ મારા અને હું એનો, એમ તે તેના પર મમત્વજન્ય વિશ્વાસ રાખે છે. વળી તે તે પદાર્થોને કલ્પિત ઇંદ્રિય-સુખના કારણભૂત જાણી તેને રમ્ય-સુંદર માને છે, પરંતુ આ તો તેનો દષ્ટિ-વિભ્રમ-વિપર્યાસ છે; કારણ કે જેને તે પોતાના માને છે તે પદાર્થો પર છે-પારકા છે, તે કોઈ કાળે તેના થનાર નથી, તે તેને દગો દઈને અને રડાવીને ચાલ્યા જાય છે; વળી તે એકસ્વરૂપે રહેતા નથી, ક્ષણમાત્રમાં વિકારને પામી જાય છે, ક્ષણભંગુર છે. એટલે પરમાર્થથી જગત્ અને તદંતર્ગત પદાર્થસમૂહ વિશ્વસનીય કે રમ્ય નથી.

એથી ઊલટું આત્મજ્ઞ અંતરાત્માને આત્મામાં આત્મદષ્ટિ વર્તે છે, આત્માને જ પોતાનો માને છે, એથી અતિરિક્ત સર્વ પદાર્થને તે પર માને છે; માટે તે જગત્ અને તદંતર્ગત પદાર્થને વિશ્વાસપાત્ર માનતો નથી, માત્ર અવિચલ એવા આત્મસ્વભાવને જ વિશ્વાસ કરવા યોગ્ય સમજે છે. વળી તેણે અતીન્દ્રિય આત્મિક સુખનો આસ્વાદ લીધો હોવાથી, તેને બાહ્ય પૌદ્‌ગલિક સુખના સાધનભૂત જગતના પદાર્થ રમ્ય લાગતા નથી; શુદ્ધ, આનંદમય અને નિર્વિકાર આત્મસ્વભાવ જ તેને રમણીય-સુંદરતાસંપન્ન ભાસે છે.

"आत्मज्ञाने मुनिर्मग्नः सर्वं पुद्गलविभ्रमम् ।
महेन्द्रजालवद्वेत्ति नैव तत्रानुरज्यति ॥"

શ્રી અધ્યાત્મોપનિષદ્

" આત્મજ્ઞાનમાં મગ્ન થયેલ મુનિ સર્વ પુદ્‌ગલ-વિભ્રમને મહા ઇંદ્રજાલ જેવો જાણે છે અને તેમાં કદી પણ અનુરક્ત થતો નથી."

" બાલ ધૂલિ ઘર લીલા સરખી, ભવચેષ્ટા ઇહાં ભાસે રે."

—શ્રી યશોવિજયજી

તો પછી આત્મજ્ઞાની આહાર-વિહાર, શિષ્યોપદેશ આદિ પ્રવૃત્તિ કેવી રીતે કરે? તેનું સમાધાન કરે છેઃ—

આત્મજ્ઞાનથી અન્ય કંઇ, ધરે ન ચિર મતિમાંહિ;
પ્રયોજને તનવચનથી, કરતો તત્પર નાંહિ. ૫૦

'આત્મજ્ઞાન સિવાય બીજું કાંઇ પણ પોતાની બુદ્ધિમાં લાંબા વખત સુધી ધારણ ન કરે અને સ્વ-પર ઉપકારના પ્રયોજનવશે વચન-કાયાથી કંઇ કરે તો પણ તેમાં અતત્પર-અતન્મય-અલિપ્ત રહીને કરે.'

અંતરાત્માને આત્માના અતીન્દ્રિય નિરાકુલ સુખની પ્રતીતિ હોવાથી, તેની રુચિ નિરંતર આત્માનુભવ પ્રત્યે હોય છે, અન્ય કાર્યમાં તેની બુદ્ધિ આસક્ત થતી નથી અને તેથી અન્ય કાર્યને તે બહુ વાર મતિમાં સ્થાન આપતો નથી; પ્રયોજનવશાત્ વચન-કાયાની કંઇ વ્યવહારપ્રવૃત્તિ કરવી પડે તો તેમાં મનને તલ્લીન કરતો નથી. આત્મકાર્ય સિવાયના અન્ય કાર્યને તે શીઘ્ર વિસ્મૃત કરી દે છે અને આત્મસ્વરૂપની સ્મૃતિ અંતઃકરણમાં સદા જાગ્રત રાખે છે.

" निशामयति निःशेषमिंद्रजालोपमं जगत् ।
स्पृहयत्यात्मलाभाय गत्वान्यत्रानुतप्यते ॥ " —ઇષ્ટોપદેશ

" આત્મજ્ઞ સમસ્ત જગતને ઇંદ્રજાળ જેવું દેખે છે, આત્મલાભની સ્પૃહા રાખે છે અને આત્મકાર્ય સિવાય અન્ય કાર્યમાં જતાં-પ્રવર્ત્તતાં અનુતાપ પામે છે."

ઉપર કહ્યું કે આત્મજ્ઞાનને સ્થિર કરવું, તે માટે કેવી ભાવના કરવી? તે બતાવે છેઃ—

દેખું ઇંદ્રિયે મુજ ન તે, ઇંદ્રિય છતી જેહ;
દેખું જ્યોતિવર અંતરે, હો મુદમય મુજ તેહ. ૫૧.

ઇંદ્રિયોવડે જે હું દેખું છું તે પદાર્થ મારા નથી; ઇંદ્રિયોનું નિયમન કરી જે આનંદમય ઉત્તમ જ્યોતિ હું અંતરમાં નિહાળું છું તેજ મારું સ્વરૂપ હો!

અંતરાત્મા વિચારે છે કે સ્પર્શ-રસ-ગંધ-વર્ણ-શબ્દ એ પંચ વિષયને ગ્રહણ કરનારી ઇંદ્રિયોવડે જે દેહાદિ બાહ્ય પૌદ્‌ગલિક પદાર્થો હું દેખું છું, અનુભવું છું, તે મારાં નથી; મારું સ્વરૂપ તો પરમાનંદમય, પરમ જ્યોતિરૂપ છે, જેનું દર્શન હું ઇંદ્રિયસંયમ કરી અંતરમાં અવલોકતાં કરું છું, તે મારું સ્વરૂપ મને પ્રાપ્ત હો!

—ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા



# सुभाषित रत्नमाला

## આ ચાર આવ્યે સુખ, ગયે દુઃખ

अधिकारं च गर्भं च, ऋणं च श्वानमैथुनम्।
आगमे सुखमाप्नोति, निर्गमे प्राणसंकटम् ॥ १ ॥

"અધિકાર, ગર્ભ, ઋણ ( દેવું-કરજ ) અને શ્વાનમૈથુન-એટલી વસ્તુઓ આવતાં-શરૂઆતમાં સુખમય જણાય છે; પરંતુ તે જતાં પ્રાણસંકટ કરે છે."

સામાન્ય મનુષ્ય હોય કે મહાન વ્યક્તિ હોય, પરંતુ તેને જ્યારે અધિકાર પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાયઃ તે અક્કડ બની જાય છે--અધિકારનો કેફ ચડે છે. અમુક અપવાદને બાદ કરીએ તો અધિકારી માણસો તુંડમિજાજીપણાથી આપખુદ વર્તન ચલાવતા જોવાય છે, અકૃત્યો કરે છે, કઇકને રંજાડે છે, પરિણામે ચાર દિનની ચાંદની જેવો અધિકાર ચાલ્યો જતાં એક કવિના કથન મુજબ—

અધિકાર આવ્યા છતાં, કર્યો ન કાંઇ ઉપકાર;
તો તેના અધિકારનો, આદિ જાય અકાર. ૧.

અધિકારમાંથી 'અ' જતાં બાકી રહેલ ધિક્કાર તેને મળે છે અને સ્થાનભ્રષ્ટ થતાં, જે અધિકાર સુખપ્રદ જણાતો હતો તે દુઃખમૂલક થઇ પડે છે. પછી તો દીનતા અનુભવાય છે. કવચિત્ પોતાની પૂર્વ વર્તણૂક માટે સ્મશાનવૈરાગ્ય પણ થઇ આવે છે, પરંતુ "રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું ?"

અધિકાર એ ચાંદરાત સમાન છે. ચાર દિનના ચાંદરડાની પાછળ અંધકાર ડોકીઆં કરે છે. એ જો સમજાય તો અધિકારની ચાંદનીમાં-અરે લીંબુ ઉછાળીને નીચે પડે તેટલા અલ્પ સમયમાં પણ મનુષ્ય ઘણાએ શુભ કાર્યો કરી શકે છે. કેટલાક દીન-દુઃખીઓનો ઉદ્ધાર કરી દુઃખાર્ત્તોનાં ઉન્હાં આંસુ લુંછી શકે છે. ( વર્તમાનમાં કોંગ્રેસ પ્રધાનો કરે છે તેમ. ) આવો અધિકાર કાંળે કરીને કદાચ જાય તો પણ તે દુઃખદાયક નથી બનતો, પણ તેવા અધિકારીની સુવાસ કાયમ માટે રહી જાય છે. મતલબ કે અધિકારની હાજરીમાં ભલમનસાઇથી વર્તી સૌનો ચાહ મેળવવો, લોકોપકારનાં કાર્યો કરવાં અને તેમ કરીને-વીજળીના ક્ષણિક ઝબકારે મોતી પરોવી લેવું-શુભ કાર્યો કરી લેવાં; તો જ અધિકાર મળ્યાની સાર્થકતા થઇ ગણાય-તો જ અધિકાર મેળવી જાણ્યો અને માણી જાણ્યો ગણાય.

* * *

કરજ પણ એવું છે કે-પૈસા જ્યારે આવે ત્યારે કરજ મીઠું લાગે છે કારણ કે તે વખતે તો નગદ નારાયણ આવે એટલે તે મીઠા લાગે જ. તે દ્વારા કેટલુંક કાર્ય પણ સિદ્ધ થાય; પરંતુ તેનાં ફળ ચાખવા પડે-તે જ્યારે જાય અર્થાત્-કરજ ભરપાઇ કરવું પડે ત્યારે શક્તિવંતનો પણ દમ નીકળી જાય છે. ત્યારે જ ઋણના દુઃખનો ખરેખરો ખ્યાલ આવી શકે છે. તે વિષે કહ્યું છે કે—

न विषं विषमित्याहु-र्ब्रह्मस्वं विषमुच्यते ।
विषमेकाकिनं हन्ति, ब्रह्मस्वं पुत्रपौत्रिकम् ॥

' વિષ તે વિષ નથી, પણ કરજ તે વિષ છે; કારણ કે વિષ તો એકલા તેના ખાનારને જ મારે છે ત્યારે ઋણ તો તેના પુત્રપૌત્રાદિકને પણ હણે છે. '

આ વચનો તદ્દન સત્ય છે. તેના અનુભવીને એ વાતની પૂર્ણ પ્રતીતિ હોય છે. તેને પરિણામે જ આવા અનુભવજન્ય શબ્દો લખાણા છે.

ઋણ આવતાં સારું લાગે છે, પણ જ્યારે જાય એટલે કે દેવું ભરપાઈ કરવું પડે ત્યારે ખરડો ચીરાઇ જાય છે. (એટલો તેનો બોજો વધ્યો હોય છે. કરજ અને તેની સંતતિરૂપ વ્યાજ ઇત્યાદિ.) તેથી મહા દુઃખ ઉપજે છે. આમ જાણી સુજ્ઞ અને વિવેકી જનોએ બને ત્યાં સુધી ઋણથી દૂર જ રહેવું ઇષ્ટ છે. એક વખત તેમાં સપડાયા એટલે સમજો કે તે જાળને કાપતાં નવનેજા પાણી ચડે-નેવાના પાણી મોભે ચડે અને કેટલી વીશે સો થાય છે તેની ત્યારે જ ખબર પડે; માટે દુઃખજનક એવું ઋણ કરવા કરતાં ભૂખ્યા સૂઇ રહેવું સારું છે.

* * *

ગર્ભ પણ રહે ત્યારે સારો લાગે છે. સૌને પુત્રજન્મની આશા બંધાય છે. ( પુત્રીની નહીં હો ) આપ્તજનો દંપતીએ કરેલા શુભકાર્યનો ઉત્સવ ( સીમંત-ઉત્સવ ) કરે છે, ન્યાતિ જમાડે છે, સાકર વહેંચાય છે. ગર્ભધારક બાઈ પણ પોતાને કૃતકૃત્ય માને છે. સૌ હર્ષ વ્યક્ત કરે છે. આ પ્રમાણે ગર્ભ આવ્યેથી-રહ્યેથી ચોમેર આનંદનું સામ્રાજ્ય વ્યાપે છે; પરંતુ તે જાય-અર્થાત્ પ્રસવ થાય તે વખતે કેમ થાય છે ? એનો પ્રત્યુત્તર પ્રસૂતા વ્હેનો જ આપી શકે. તે માટે કહ્યું છે કેઃ—

नहि वंध्या विजानाति, गुर्वी प्रसववेदनां ॥

' પ્રસુતિની મહાવેદનાને વાંઝણી જાણતી નથી, તેને તેની શું ખબર પડે ? '

મતલબ કે મહાવેદનાપૂર્વક અથવા બીજા શબ્દોમાં કહીએ તો પ્રાણ-સંકટ જેવી સ્થિતિમાં પ્રસવ થાય છે અને ત્યારે જ તે બાઈ નવે અવતાર આવી

## વક્તા તથા શ્રોતાઓની યોગ્યતાનું સ્વરૂપ

(શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્રમાંથી ઉધ્ધૃત)

### વક્તાના ચૌદ ગુણો

૧ વ્યાકરણમાં જણાવેલ ૧૬ બોલનો જાણ.
૨ શાસ્ત્રના અર્થો વિસ્તારી જાણનાર.
૩ વાણીમાં મધુરતા રાખી જાણનાર.
૪ પ્રસંગ-અવસરને ઓળખનાર.
૫ સત્ય વચન બોલનાર.
૬ શ્રોતાઓના દરેક સંદેહોને છેદનાર.
૭ ઘણા-પુષ્કળ શાસ્ત્રોનો જાણકાર.
૮ દરેક અર્થોનો વિસ્તાર અને સંક્ષેપ કરી શકનાર.
૯ વ્યાકરણ રહિત કર્કશભાષાને છોડનાર.
૧૦ હિતકારી વાણીથી સભાને રીઝવનાર.
૧૧ શ્રોતાવર્ગને બોધ થવા માટે પોતે પ્રશ્નો ઉત્પન્ન કરનાર.
૧૨ શ્રોતાઓ સ્પષ્ટ સમજી શકે તેવી રીતે અર્થ પ્રકટાવનાર.
૧૩ નિરભિમાની.
૧૪ ધર્મવંત અને સંતોષધારક.

### શ્રોતાઓના ચૌદ ગુણો

૧ ભક્તિવંત.
૨ મિષ્ટવચની.
૩ નિરભિમાની.
૪ જિજ્ઞાસુ.
૫ ગંભીર.
૬ શુદ્ધ બોલનાર.
૭ પ્રશ્નનો જાણકાર.
૮ શાસ્ત્ર રહસ્ય સમજનાર.
૯ ધર્મકાર્યમાં ઉત્સાહી.
૧૦ ધર્મશ્રવણમાં પ્રમાદ રહિત.
૧૧ બુદ્ધિમાન.
૧૨ દાતાર અને અનુકંપાનો ધારક.
૧૩ નિંદા રહિત.
૧૪ વાદવિવાદથી રહિત.

સંશોધક-મુનિ પ્રેમવિમલ

---

એમ કહેવાય છે. તેથી ગર્ભ પણ આવતી વખતે સુખદાયી પણ જતાં-નીકળતાં દુઃખદાયી છે, એ અનુભવીઓનું કથન સત્ય છે.

* * *

શ્વાનમૈથુન ઉપર કંઇ પણ વિશેષ ટીપ્પણ કરવા જેવું નથી, કારણ કે એ તો સર્વસામાન્ય અનુભવની વાત છે કે વેદ ઉદયે શ્વાન જાતિ મૈથુનસેવન કરે છે અને શરૂઆતમાં તેને તે સુખદાયક જણાવા છતાં પરિણામે-છૂટે ત્યારે મહા દુઃખદાયક હોય છે-કૂતરા કૂતરીને છૂટા થતાં પૂણ જ મુશ્કેલી વેઠવી પડે છે, તેથી એ પણ જતાં દુઃખજનક હોય છે તે કથન યોગ્ય જ છે.

ઉપર દર્શાવેલી ચારે બાબતો આવતાં સુખદાયી અને જતાં દુઃખદાયી છે એ આપણે સ્હેજ વિસ્તારથી જોયું. વિવેકી-સુજ્ઞ જનોએ તેમાંથી સાર ગ્રહણ કરવો એ કર્તવ્ય છે.

રાજપાળ મગનલાલ વહોરા

# પ્રભાવિક પુરુષો

## પુણીઓ શ્રાવક

[૩]

" મહદ્ આશ્ચર્ય ! મગધનો સ્વામી કે જેની કીર્તિ આજે ભારતવર્ષના ચારે ખૂણામાં ગવાઈ રહી છે, જેની સમૃદ્ધિની તોલે આજે અન્ય કોઈ રાજ્ય આવી શકે તેમ નથી, જેની પાસે બૃહસ્પતિની તુલના કરે એવો મહાબુદ્ધિમાન ને વિચક્ષણ અભયકુમાર જેવો મંત્રી છે, એનો ઉદ્ધાર મારા જેવા રંક માનવીના હાથે ! તદ્દન અસંભવિત.

વળી આપ સરખા ધર્મના જ્ઞાતાના મુખે સામાયિકના ફળની માગણી સાંભળું છું ત્યારે તો મારું એ આશ્ચર્ય અતિશય વૃદ્ધિ પામે છે !

પુરાણકારોને ત્યાં એકનું પાપ અન્યને નામે ચડતું, અથવા તો અમુકની કરણીમાં બીજાનો હિસ્સો પડતો અગર તો પ્રજાના ધર્મપાલનમાં રાજવીનો છઠ્ઠો ભાગ હોય છે એવું સાંભળવામાં આવ્યું છે, પણ જૈનદર્શનમાં તો પુન્ય કિંવા પાપ જે આત્મા કરે છે તેને જ ભોગવવાનું હોય છે. એ કંઈ ક્રયવિક્રયની વસ્તુ નથી. ફળપ્રાપ્તિનો આધાર ક્રિયાશીલ આત્માના પરિણામ પર અવલંબે છે અને પરિણામ એ કંઈ લેણદેણ કરી શકાય તેવી ચીજ નથી.

મહારાજ ! આપને માટે આ સેવક જાન કુરબાન કરવા તૈયાર છે, છતાં સામાયિકનું ફળ દેવાની વિધિથી તદ્દન અજાણ છે. હજી સુધી એના કાને પણ નથી પડયું કે ધર્મક્રિયાનું ફળ અન્યને દઈ શકાય છે ! "

" મહાનુભાવ ! તમારે મુંઝાવાની જરૂર નથી. આ કંઈ મારા અંતરમાંથી ઉપજાવેલ તુક્કો નથી. આ તો પ્રભુશ્રી મહાવીરદેવની સૂચના અનુસાર પ્રયાસ છે. એ પાછળ મારું ભૂતભાવિ ગુંથવાયેલું છે. સાંભળો:—

'એકદા પરમાત્મા મહાવીરદેવની પર્ષદામાં બેસી સંતાપ હરનારી વાણી હું શ્રવણ કરી રહ્યો હતો ત્યાં એકાએક કોઈ કોઢીઆએ આવી પ્રભુના દેહનો સ્પર્શ કર્યો અને પોતાના અંગ પરના પાચથી પ્રભુના દેહને ખરડવા લાગ્યો. આ જોતાં જ ગુસ્સાથી મારું અંગ ધ્રૂજી ઊઠયું, નેત્રો લાલચોળ બની ગયાં, ઊઠીને પાંચ સાત તમાચાં ખેંચી કાઢવાનું મન થયું. ત્યાં તો એ ધૃષ્ટ આદમીએ પોતાની એ અપવિત્ર લીલા બંધ કરી. એવામાં પ્રભુને છીંક આવી એટલે 'મર' એવો ઉચ્ચાર કર્યો. અભયકુમારને છીંક આવતાં 'મર યા જીવ' કહ્યું છીંકનો સ્વભાવ છે કે એ આવે છે ત્યારે પડઘો પાડતી આવે છે અર્થાત્ એકને આવતાં જ અન્યને પણ આવવા માંડે છે. એવી જ રીતે મને અને

કાળ સૌકરિક(કસાઇ)ને પણ આવી, અને તરત જ પેલો કોઢીઓ બોલી ઊઠ્યો 'મા મર' 'મા જીવ મા મર'.

ધર્મપ્રરૂપકની પિયૂષ દેશના વચ્ચે–સભાસ્થાન જેવા પવિત્ર સ્થળમાં એક પામર માનવીનું આ જાતનું ઘૃણોત્પાદક વર્તન ચલાવી લેવાનું મને વ્યાજબી ન જણાયું. તરતજ મેં દરવાનોને જેવો એ બહાર નીકળે કે તરત પકડી લેવાનો હુકમ આપ્યો; પણ અમારા બધાની અજાણપણી વચ્ચે એ જોતજોતામાં આકાશમાર્ગે ચાલી ગયો; નજરથી અદશ્ય થઈ ગયો.દરવાનો પણ હાથઘસતાં જ રહી ગયા।

આ જાતનો ચમત્કાર અણઊકેલ રહે તો સૌ શંકાશીલ રહે એટલે મેં પ્રભુશ્રીને પ્રશ્ન કર્યો:—

'નાથ! આ જાતની આશાતના કરનાર એ આદમી કોણ હતો! ભરી પર્ષદામાં સ્વચ્છંદતાથી ગમે તેમ બકવાદ કરવાની એને ઇચ્છા શાથી થઈ? અને કઇ શક્તિના જોરે એ અદશ્ય થઈ ગયો?'

ઉત્તરમાં પરમાત્મા શ્રી મહાવીરદેવે જે જણાવ્યું તે હું, શ્રાવકવર પુન્ય! તમને જણાવું છું. એમાં જ મારા ઉદ્ધારની ચાવી છે. એ ચાવીના એક પાંખડા રૂપે તમે છો. એમાં જ ભૂતકાળની સ્ખલના અને ભાવિકાળની વિટંબણાના અંકોડા સંધાય છે.એ સાંભળતાં જ તમારું આશ્ચર્ય ભેદાઇ જશે અને સત્ય સ્થિતિ સમજાશે

પરમાત્મા મહાવીર દેવે જણાવ્યું કે "રાજવી શ્રેણિક! એ પામર દેખાતો આદમી કોઇ કોઢીઓ ન હતો. તમારી જ નગરીમાં વસનાર મણિકર્ણિકા વાવ બંધાવનાર અને આર્ત્તધ્યાને મૃત્યુ પામી દેડકા રૂપે ઉપજનાર નંદમણિયારનો જીવ, પાણી ભરવા આવેલ સ્ત્રીઓનાં મુખે મારું સમવસરણ અત્રે થયાનું સાંભળી, વાવની બહાર આવી ઠેકડા ભરતો અહીં આવી રહેલ તે દર્દુર તમારા અશ્વના પગ નીચે આવી જઇ શુભ ભાવનામાં પંચત્વ પામી તરતમાં જ દેવયોનિમાં ઉત્પન્ન થયેલ દર્દુરાંક નામા દેવ હતો. બાવનાચંદનથી તે મારી પૂજા કરતો હતો, દેવમાયાના જોરે દષ્ટિવિભ્રમ થવાથી તમને એ કોઢીઓ દેખાયો હતો."

"તો પછી સ્વામી! કર્ણને કટુ લાગે તેવા અમંગળકારી શબ્દો તેણે શા કારણે ઉચ્ચાર્યા? આપ સરખા ત્રણ જગતના નાથને 'મરવાનું' કેમ કહ્યું?"

"રાજન્! એમાં પણ એની ભાવના શુદ્ધ છે. કેવળ સાચી સ્થિતિનું બ્યાન છે. હું જેટલો જલ્દી મરું તેટલો બાકી રહેલ ચાર કર્મોના પાસમાંથી જલ્દી છૂટું. ભલેને બેડી સોનાની હોય છતાં એ બેડી તો ખરી જ ને? તીર્થંકરપદનો અધિકાર–સાથે જ સર્વોત્તમ ઐશ્વર્યની અવધિરૂપ છે છતાં એ કર્મજનિત તો ખરો જ ને? જ્યાં સદંતર કર્મનો અભાવ છે એવી સિદ્ધદશા તો નહીં જ ને? શુદ્ધ અને સાચું ધ્યેય તો એ જ છે ને?

અભયકુમારને અહીં પણ સુખ છે અને મરણ પછી સર્વાર્થસિદ્ધ વિમાનમાં

અવતરવાનું હોવાથી ત્યાં પણ સુખ છે એટલે તેને માટે મરણ કે જીવન સમાન હોવાથી ' મર યા જીવ ' કહ્યું. પણ તમારી દશા જુદી છે, તેથી તમને મરવાની ના પાડી અર્થાત્ 'મા મર' શબ્દનો પ્રયોગ કર્યો. તમારું મરણ આઘું ઠેલાય એમાં જ લાભ છે; કેમકે મરણ બાદ ત્રીજી નરકનાં આકરાં દુ:ખ તમારે ભોગવવાનાં છે.

જેનું ચાલુ જીવન પણ શ્રેયકારી નથી અને જેનું મરણ પછીનું નવું જીવન પણ કેવળ અસીમ પીડાકારી છે એવા કાળ સૌકરિક( કસાઇ )ને ' મા જીવ મા મર ' નું સંબોધન કર્યું તે વાસ્તવિક જ છે. તે અહીં રોજ પાંચ સો પાડાનો વધ કરી કેવળ પાપના પોટલા બાંધે છે. રૌદ્રધ્યાન સિવાય અન્ય ધ્યાન જ નથી! મરીને સાતમી નરકે જવાનું છે. એ પાતાળભૂમિના ઘોર દુ:ખોની શી વાત કરવી? કેવળ સ્મરણમાત્રથી પણ દેહ કંપી ઊઠે તેમ છે! ”

હે પુન્ય! આ સાંભળતાં જ મારા મોતીઆ મરી ગયા. ક્યાં મગધના સ્વામી તરિકેની ઋદ્ધિસિદ્ધિ અને ક્યાં નરકની યાતના! આ તે કેવો યોગ! ઊંચા શિખર પરથી ગબડીને ઊંડી ખાઇમાં ઢડસેલાઇ જવાનું. શ્રાવકવર પુન્ય! હું સાચું કહું છું કે પ્રભુના એ સ્પષ્ટીકરણ બાદ મારા હૃદયમાં એવું તો મંથન થઇ રહ્યું કે મને બીજી કોઇ વાતમાં રસ ન પડ્યો.

દેશનાની સમાપ્તિ થયા બાદ તરત જ શ્રી વીર પાસે હું દોડ્યો. તદ્દન નમ્ર બની જઇ એક જ પ્રશ્ન કર્યો કે 'આપ જેવા સ્વામી માથે છતાં શું મારે ત્રીજી નરકમાં જવાનું? ' સરણદયાણં અને અભયદયાણં ' પદ સાર્થક કરી બતાવો. 'જગસથ્થવાહ!' સાચો રાહ બતાવો. મારે કર્મની આંટીઘુંટી સમજવી નથી, પૂર્વકરણીનાં પુરાણ ઉકેલવાં નથી, ભૂતને ભૂલી જઇ કેવળ વર્તમાન જોવો છે. ભાવિ સુધરે એવો ઉપાય સત્વર બતાવો. હજુ કંઇ બગડી ગયું નથી, એ ગતિ ટાળવા સર્વ કંઇ કરી છૂટવા હું તૈયાર છું. આપ તરેલા છો ને બીજાને તારી શકો છો, તો મારી પ્રાર્થના છે કે 'બિગડી સુધારો સુભાગી.'

મારી પ્રાર્થના નિષ્ફળ ન નિવડી. એ દયાના સાગરે સાકર કરતાં પણ અતિ મીઠી વાણીવડે જણાવ્યું કે ' તારી કપિલાદાસી એક દિવસ સુપાત્રને દાન આપે, અથવા કાળ સૌકરિક એક દિન માટે પાડાનો વધ બંધ કરે અથવા પુણીઓ શ્રાવક એક સામાયિકનું ફળ તને આપે તો રાજન્! તારી ત્રીજી નરકનું ગમન બચી જાય. '

જેમ સૂકાયેલું વૃક્ષ વર્ષાના વારિથી નવપલ્લવિત બની જાય તેમ મારા દેહમાં પુન: નવશક્તિનો સંચાર થયો. નિરાશાનું વાદળ ભેદાઇ ગયું. આશાનો દીવડો પ્રકાશી ઉઠ્યો. ' એ તો સહજ વાત છે ' એમ કહી પ્રભુને વંદન કરી હું ત્યાંથી ચાલી નીકળ્યો. શ્રેષ્ઠિવર્ય પુન્ય! આ એક દિવસ આજે સાંપડ્યો છે. કસાઇ અને દાસીને શરત પ્રમાણે કામ સોંપાણાં પણ તે તેણે કર્યાં નથી. હવે તમારી સંગતિની જરૂર છે. તમે જો

સામાયિકનું ફળ મને આપો તો મારું દુઃખ ટળે. કહો, તમારો એ માટે શું જવાબ છે ? ”

“ મહારાજ ! આપ દેશના માલિક હોઇ મારા મુરબ્બી સ્થાને છો. વળી એક જ ધર્મના અનુયાયી હોઇ સ્વધર્મીબંધુત્વનો નાતો પણ ધરાવો છો. એક સામાયિકનું ફળ આપવાથી આપના મનોરથની સિદ્ધિ થતી હોય તો તેમ કરવા હું તૈયાર જ છું. શુદ્ધ રીતે સામાયિક કરી જાણું છું. ફક્ત નથી જાણતો કે એનું શું ફળ બેસે છે ? તેમ એ અન્યને કેવી વિધિથી દઇ શકાય ? વળી કેવળ આત્મશ્રેયની અભિલાષાથી સામાયિક જેવી પવિત્ર ક્રિયા કરતી વખતે મેં કાંઇ પણ ફળની અપેક્ષા અદ્યાપિ સુધી રાખી નથી, એટલે જેમણે એ માર્ગ દાખવ્યો છે તેમની પાસે ગયા સિવાય એનું વિધાન જડવું અશક્ય ને અસંભવિત છે.”

‘ તો પછી ચાલો મારી સાથે. પોળ બહાર વાહન તૈયાર જ છે. પ્રભુશ્રી વીર પાસે પહોંચી જઇ એનો ખુલાસો મેળવી લઇએ. સર્વજ્ઞ એવા શ્રીવર્ધમાનસ્વામી આંગણામાં જ છે ત્યાં શાને વિલંબ કરવો ? ’

ગાડીમાં પોતાની બાજુમાં પુન્યને બેસાડી મગધનો સ્વામી ભંભાસાર સમવસરણની ભૂમિ પ્રતિ સિધાવ્યા. ત્યારે પોળવાસીમાંના રહ્યાસહ્યાની શંકા પણ ઓગળી ગઇ ! અને એક સામાન્ય દેખાતાં વૃદ્ધશ્રાવકની સામાયિકક્રિયા કેવી મહત્તાભરી છે એનો એમને કંઇક ખ્યાલ આવ્યો અને ત્યારે જ એ ચોખ્ખું સત્ય ઘણાને સમજાયું કે ધર્મનો વાસ આડંબર કે ધામધૂમમાં નથી પણ નિરવ શાંતિમાં અને સમતાપૂર્વકની કરણીમાં સમાયો છે. ધર્મનાં મૂલ્ય દ્રવ્ય કે સંપત્તિના માપે નથી અંકાતાં પણ અંતરની શુદ્ધિ અને પરિણામની ધારા પરથી જ અંકાય છે.

જ્યાં કેવળ અહિંસાદેવીનું એકછત્ર સામ્રાજ્ય વિસ્તર્યું છે એવા શ્રીમહાવીરદેવ સમીપ પહોંચી વિધિયુક્ત વંદનપૂર્વક એક બાજુ બેસતાં જ ભૂપ શ્રેણિકે સ્મિતવદને ઉચ્ચાર્યું કે:—

‘ ત્રિલોકના સ્વામી ! જ્ઞાતનંદનપ્રભુ ! આપશ્રીએ દર્શાવેલા ત્રણ કાર્યોમાંનાં બેનું પરિણામ તો સારું આવ્યું નથી; તેથી ત્રીજી વિધિ માટે શ્રાવકવર પુન્યને સાથે જ લાવ્યો છું. હવે તો તેને કહીને મારી ત્રીજી નરક ટળશેને ? ’

ચૌદ રાજલોકના દરેક બનાવ જેમના કેવળજ્ઞાનરૂપ અરિસામાં સ્પષ્ટરૂપે દૃષ્ટિગોચર થઇ રહ્યાં છે ત્યાં ભંભાસારની પ્રસ્તાવનાની શી જરૂર હોય ! છતાં કડવો ઘુંટડો એકદમ ગળે ઉતરાવવો યોગ્ય ન ધારી પ્રસન્નવદને શ્રીમહાવીરદેવે જણાવ્યું કે:—

‘રાજન્ ! શરતની પૂર્ણતા વિના નરકગમન કેવી રીતે ટળવાનું હતું ? વળી તારી રીત શરતપૂર્તિને યોગ્ય ન ગણાય. કાર્યસિદ્ધિ પ્રેમભાવે જ થઇ શકે. એમાં બળજબરી કામ ન આવે. કાળ સૌકરિકને બાંધી કૂવામાં ઉતારવાથી પાંચ સો પાડાનો

વધ તું અટકયો ગણે છે ? ગણતો હોય તો પણ સમજી રાખ કે એ માત્ર દ્રવ્યથી જ, ભાવથી નહિં. એ કસાઇએ પાણીમાં રહ્યાં થકાં પાણીમાં પાડાનાં ચિત્રો કાઢી પોતાનો વધ કરવાનો નિયમ જાળવ્યો છે અર્થાત્ મનથી હિંસા છોડી નથી. કપિલા-દાસી સ્વેચ્છાએ કયાં દાન દે છે-? તારી ભીતિથી જે ક્રિયા કરે એથી શ્યો લાભ ? '

' ભલે આપ સાહેબની નજરે એ બે આત્માઓ મનથી મને સાથ નથી આપતા પણ મહાશય પુન્ય તો રાજીખુશીથી સહકાર આપવા તૈયાર છે. આપ ઉપાય બતાવો એટલે કામ સરે. '

' રાજવી શ્રેણિક ! તું મારો આશય હજી પણ સમજી શકયો નથી શુભ કે અશુભ કરણી એ આત્માની મરજીઆત વસ્તુ છે, એમાં બળજબરી ચાલી શકતી નથી. વળી એની ફળપ્રાપ્તિ-ક્રિયા કરનાર આત્માના અધ્યવસાય પર નિર્ભર છે. બાહ્ય પ્રયોગોથી નથી મેળવી શકાતી કે નથી એના અદલાબદલા કરી શકાતા. તેથી તો એ કહેવત પ્રચલિત છે કે ' કરે તેવું ભોગવે અને વાવે તેવું લણે. ' તેં પૂર્વે ગર્ભવતી હરણીને શરથી વીંધી નાંખી જે કર્મ ઉપાર્જન કર્યું છે તે એવું નિકાચિત છે કે એનો છૂટકારો ભોગવ્યા વિના થનાર નથી. મેં જે ઉપાય દાખવેલ તે પણ માત્ર તારા સાંત્વન અર્થે જ, બાકી જ્ઞાનબળથી હું જાણતો જ હતો કે કાળ સૌકરિક કે કપિલા પોતાના પરિણામ બદલવાના નથી. એ આત્માઓ અભવ્ય છે. '

' તો પછી આપ સરખાનું શરણ મળ્યા છતાં મારે નરકમાં જવાનું તો ખરું જ ને ? '

' એમાં શંકા જેવું નથી, હોણહાર મિથ્યા કરી શકાતું નથી. પાંચ સમવાયના બળે વિશ્વનું નિયંત્રણ થયે જાય છે.

પણ તું શા સારુ ખેદ ધરે છે ? કરેલું ભોગવવાનું છે. એ સમતાસહ ભોગવવાનું પરાક્રમ દાખવ. તીવ્ર કસોટી અને આકરી તાપણી વિના આત્મા નિર્મળ કયાંથી થાય ? મુંઝાઈશ નહીં, દુઃખ પછી સુખ આવશે જ. ત્રીજી નરકમાંથી નીકળી મારા સરખો તીર્થંકર તું થઇશ. અવસર્પિણી કાળનો હું છેલ્લો છું જ્યારે તું ઉત્સર્પિણી કાળનો પહેલો તીર્થંકર થઇશ.

અલબત, એ સમય પૂર્વે હું ને શ્રાવકવર પુન્ય તો આ ફાની દુનિયામાંથી સદાને માટે સિધાવી ગયા હશું, પરંતુ ચૌદ રાજલોકના પ્રાંત ભાગે બેઠા છતાં અમારી જ્ઞાનદૃષ્ટિ જરૂર પદ્મનાભ તીર્થપતિના શાસનકાળ તરફ હશે જ. '

ચોકસી

## ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો

## સં. ૧૯૯૩ ના ચૈત્રથી સં. ૧૯૯૪ ના ફાગણ સુધીનો ૫૭ મો વાર્ષિક રિપોર્ટ

### જનરલ કમિટી

ગત વર્ષ આખરે ૩ પેટ્રન, ૩૧૩ લાઇફ મેમ્બર, ૧૨૯ પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર, ૬ બીજા વર્ગના વાર્ષિક મેમ્બર અને ૧ ઓનરરી મેમ્બર એમ કુલ ૪૫૨ મેમ્બર હતા; તેમાં ગુજરી ગયેલા ને બંધ થયેલા બાદ કરતાં અને નવા થયા તે ઉમેરતાં ૩ પેટ્રન, ૩૨૦ લાઇફ મેમ્બર, ૧૩૩ પહેલા વર્ગના મેમ્બર, ૬ બીજા વર્ગના મેમ્બર અને ૧ ઓનરરી મેમ્બર કુલ ૪૬૩ મેમ્બર રહ્યા છે. તેમાં ૩૩૩ બહારગામના અને ૧૩૦ ભાવનગરના છે.

### પેટ્રન

| | | |
|---|---|---|
| ૧ | શેઠ માણેકલાલભાઇ મનસુખભાઇ | અમદાવાદ |
| ૨ | સર હીરાભાઇ પ્રેમચંદ રાયચંદ | મુંબઇ |
| ૩ | શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ | રાણપુર |

મેનેજીંગ કમિટી ગયા વર્ષની કાયમ રહી છે. તે નીચે પ્રમાણેઃ—

### પ્રમુખ

૧ શા. કુંવરજી આણંદજી

### ઉપપ્રમુખ

૨ રા. રા. જીવરાજભાઈ ઓધવજી

### મંત્રી

૩ ગાંધી અમરચંદ ઘેલાભાઇ ૪ મહેતા ચુનીલાલ નાગરદાસ

### ખજાનચી

૫ શા નેમચંદ ગિરધરલાલ

## સભાસદો

૬ શા. ગુલાબચંદ આણંદજી
૭ શેઠ નાનચંદ કુંવરજી
૮ શા. જીવરાજભાઇ રતનજી
૯ શેઠ છોટાલાલ નાનચંદ
૧૦ પરી. ચુનીલાલ દુર્લભજી
૧૧ શા. પાનાચંદ ખુશાલ
૧૨ વોરા પરમાણંદ તારાચંદ
૧૩ શા. પોપટલાલ સાકરચંદ
૧૪ શા. વિઠ્ઠલદાસ મૂળચંદ
૧૫ શા. ફતેચંદ ઝવેરચંદ
૧૬ શા. નાનાલાલ હરિચંદ

## ગયા વર્ષમાં મળેલી મીટિંગોમાં થયેલા કામકાજનો સારઃ—

ગત વર્ષમાં ૨ જનરલ મીટિંગ, ૫ મેનેજીંગ કમિટી, ૧ જાહેર મેળાવડો અને ચાર વખત સરક્યુલરથી અભિપ્રાય મેળવેલ છે. તેમાં થયેલ કામકાજ નીચે પ્રમાણેઃ—

### ૧. સં. ૧૯૯૩ ના અશાડ વદિ ૧૦ મેનેજીંગ કમિટી

શ્રાવણ શુદિ ૩ જે શીહોર જઈને સભાની વર્ષગાંઠ ઉજવવાનો અને કાયમ પ્રમાણે ત્યાં પૂજા ભણાવી સભાસદોનું સ્વામીવાત્સલ્ય કરવાનો ઠરાવ કર્યો.

### ૨. સં. ૧૯૯૩ ના શ્રાવણ શુદિ ૧૩ સરક્યુલરમાં જણાવેલો ઠરાવ

'સભાના લાઇફ મેમ્બર ભાઇશ્રી નગીનદાસ બાલાભાઇ શ્રાવણ શુદિ ૧ મે ટૂંકી માંદગીથી અમદાવાદખાતે પંચત્વ પામ્યા તે સંબંધી દિલગીરી જાહેર કરવી અને તેમના કુટુંબ તરફ દિલાસાપત્ર લખવો.'

### ૩. સં. ૧૯૯૩ ના ભાદરવા વદિ ૭ મેનેજીંગ કમિટી

સં. ૧૯૯૨ ના ચૈત્રથી સં. ૧૯૯૩ ના ફાગણ સુધીનો માસ ૧૨ નો વર્ષ ૫૬ માનો રિપોર્ટ અને હિસાબ રજૂ કરવામાં આવ્યો; તે ભાદરવા વદિ ૧૧ શે જનરલ સભા બોલાવી તેમાં રજૂ કરવાનું ઠરાવ્યું.

### ૪. સં. ૧૯૯૩ ના ભાદરવા વદિ ૧૧ જનરલ સભા

૧ સં. ૧૯૯૨ ના ચૈત્રથી સં. ૧૯૯૩ ના ફાગણ સુધીનો વાર્ષિક રિપોર્ટ ને હિસાબ રજૂ કરવામાં આવ્યો; તે મંજુર કરવામાં આવ્યો અને છપાવીને માસિક સાથે વહેંચવાનું ઠરાવ્યું.

૨ શ્રાવણ શુદિ ૩ ના સ્વામીવત્સલ ખાતે ટકા ૪॥ વ્યાજ ચડાવ્યાનું ઠરાવ્યા છતાં ટકા ૬ નું ચડાવ્યું છે; તેનો વધારો-તે ખાતે ઉધારી સભાખાતે જમે કરવો.

૩ સભાના મકાનના વિમાની રકમ સભાસદોની ફી ખાતે ઉધારવી.

૪ જૈન ઓર્ફેન ખાતાની રકમનું વ્યાજ સં. ૧૯૯૩ ના ચૈત્રથી ટકા ૪ લેખે ચડાવવું.

૫ સભાના પ્રમુખે ગયા અશાડ ને શ્રાવણ માસમાં વિશેષ માંદગી ભોગવીને સારું આરોગ્ય મેળવ્યું છે તે બાબત સભાએ ખુશાલી જાહેર કરી અને તેમને વધુ તંદુરસ્તી મળે તેવી પરમાત્માની પ્રાર્થના કરવા ઠરાવ્યું.

## ૫. સં. ૧૯૯૩ ના આસો વદિ ૦)) સરક્યુલર

ચાર નવા સભાસદોના વિનંતિપત્રો પસાર કર્યા.

## ૬. સં. ૧૯૯૪ ના માગશર શુદિ ૩ મેનેજીંગ કમિટી

સભાના સેક્રેટરી ભાઇ પાનાચંદ ખુશાલ કાર્તિક વદિ ૧૪ શે ગુજરી જતાં તે સંબંધી દિલગીરી પ્રદર્શિત કરી, તેમના મૃત્યુની નોંધ ફોટા સાથે માસિકમાં લેવા ઠરાવ્યું, અને તેમના કુટુંબ ઉપર દિલાસાપત્ર લખવા ઠરાવ્યું તથા તેમના ભત્રીજા તલકચંદ અમરચંદને મેમ્બર તરીકે દાખલ કર્યો.

## ૭. સં. ૧૯૯૪ ના માગશર વદિ ૧ મેનેજીંગ કમિટી

૧ નવા ચાર સભાસદોના વિનંતિપત્રો પસાર કર્યા.

૨ રા. રા. જીવરાજભાઇ ઓધવજી કે જેઓ આપણી સભાના વાઇસ પ્રેસીડેન્ટ છે તેમને નામદાર મહારાજાએ સર ન્યાયાધીશની જગ્યા પર નિયુક્ત કર્યા તે સંબંધી હર્ષ પ્રદર્શિત કરવા આઠ સભ્યોએ તેમની પાસે જવાનું ઠરાવ્યું અને તેમને જાહેર મેળાવડો કરીને માનપત્ર આપવા ઠરાવ્યું. તેમાં પ્રમુખસ્થાન લેવા સારુ જ્યુડિશ્યલ આસિસ્ટંટ રા. રા. ભાસ્કરરાવભાઇને વિનંતિ કરવા જવાનું ઠરાવ્યું.

૩ ઉપર જણાવેલા મેળાવડાને અંગે રૂા. ૧૦૦) થી ૧૨૫) સુધીનો ખર્ચ સભાસદોની ફી ખાતે ઉધારીને કરવા ઠરાવ્યું.

## ૮. સં. ૧૯૯૪ ના પોષ શુદિ ૧૦ મેનેજીંગ કમિટી

૧ ગઇ મીટિંગના ઠરાવ અનુસાર પોષ શુદિ ૧૫ મે રા. રા. જીવરાજભાઇને માનપત્ર આપવાનો મેળાવડો કરવો. તેમાં જનરલ સભાના અત્રેના મેમ્બરો ઉપરાંત અન્ય વેપારીઓ અને અધિકારીઓને આમંત્રણ કરવું.

પ્રમુખસ્થાન રા. રા. ભાસ્કરરાવભાઇને આપવું અને તે મેળાવડામાં ચાટિફ્રિન વિગેરે કરવાનું મુકરર કર્યું.

૨ નીચે જણાવેલા કારકુનોના પગારમાં વધારો કરવામાં આવ્યો.

| | |
|---|---|
| ૧ કા. મોહનલાલ મગનલાલને | રૂા. ૩૫) ના રૂા. ૪૦) |
| ૨ કા. રતિલાલ મૂળચંદને | રૂા. ૨૦) ના રૂા. ૨૫) |
| ૩ કા. ન્યાલચંદ નરોત્તમને | રૂા. ૧૦) ના રૂા. ૧૫) |
| ૪ કા. નરોત્તમ રૂગનાથને | રૂા. ૧૨) ના રૂા. ૧૫) |

૩ તંત્રીની ખાલી પડેલી જગ્યાએ શા. નરોત્તમદાસ દેવચંદને નીમવામાં આવ્યા અને તે હકીકત જનરલ સભા મળે ત્યારે મંજુરી માટે રજૂ કરવા ઠરાવ્યું.

## ૯. સં. ૧૯૯૪ ના પોષ શુદિ ૧૫ જાહેર મેળાવડો

ઉપર જણાવેલા ઠરાવ અનુસાર રા. રા. જીવરાજભાઇ ઓધવજીને માનપત્ર આપવાનો મેળાવડો રા. રા. ભાસ્કરરાવભાઇ વિઠ્ઠલદાસના પ્રમુખપણે કરવામાં આવ્યો. ચાંદીના કાસ્કેટમાં માનપત્ર આપવામાં આવ્યું. તે માનપત્ર માસિકમાં પ્રગટ કરવા ઠરાવ્યું અને પ્રાંતે ચાટિફિનપાર્ટી આપીને ફૂલહાર આપવા સાથે મેળાવડો વિસર્જન કર્યો.

## ૧૦. સં. ૧૯૯૪ ના માહ વદિ ૧૩ સરક્યુલર

નવા બે સભાસદોના વિનંતિપત્રો પસાર કરવામાં આવ્યા.

## ૧૧. સં. ૧૯૯૪ ના ફાગણ શુદિ ૨ જનરલ સભા

૨૬ મેમ્બરો પધાર્યા હતા. નવી મેનેજીંગ કમિટી માટે ભાવનગરના તમામ સભાસદોને બધા નામોનું લિસ્ટ છપાવીને તેમાં ક્રમસર ૧૨ નામો ઉપર ચડતા આંકો કરીને મોકલવા માટે આમંત્રણ કાર્ડ સાથે મોકલવામાં આવેલું; તેમાં ૮૬ કાગળો આંકડા કરીને આવ્યા. તેની તારવણી કરવામાં આવતાં નીચે જણાવેલા વધારે મતવાળા નામો પસાર કરવામાં આવ્યાં.

| | |
|---|---|
| ૧ પરી ચુનીલાલ દુલભજી | ૭ વોરા પરમાણંદ તારાચંદ |
| ૨ શેઠ છોટાલાલ નાનચંદ | ૮ વકિલ જગજીવન શિવલાલ |
| ૩ શા. ગુલાબચંદ આણંદજી | ૯ વકિલ ભાઇચંદ અમરચંદ |
| ૪ શા. વિઠ્ઠલદાસ મૂળચંદ | ૧૦ શા. અમરચંદ કુંવરજી |
| ૫ શા. જીવરાજભાઇ રતનજી | ૧૧ શા. કુંવરજી નથુભાઇ |
| ૬ શેઠ નાનચંદ કુંવરજી | ૧૨ મેતા ચુનીલાલ નાગરદાસ |

ઉપર પ્રમાણે નીમાયેલા ૧૨ સભ્યોને ખબર આપવાનું ઠરાવ્યું.

૨ પ્રમુખ, ઉપપ્રમુખ, જનરલ સેક્રેટરી ને ખજાનચીને પ્રથમ પ્રમાણે કાયમ રાખવામાં આવ્યા અને હવે પછી પણ તે પ્રમાણે રાખવા ઠરાવ્યું.

૩ મેનેજીંગ કમિટીમાંથી કોઇપણ મેમ્બરની જગ્યા ખાલી પડે તો તે બાકીના સભ્યોએ નીમી ને પૂરી લેવાનું ઠરાવ્યું.

૪ છેલ્લા વર્ષોમાં સેક્રેટરી તરીકે મેતા ચુનીલાલ નાગરદાસે સંતોષકારક કામ કર્યું છે એમ પ્રમુખ તરફથી જાહેર થતાં તેની નોંધ લેવા ઠરાવ્યું.

૫ નવી મેનેજીંગ કમિટીમાંથી બે સેક્રેટરી નીમવાની દરખાસ્ત રજૂ થતાં સર્વાનુમતે નીચે જણાવેલા બે સભ્યોને સેક્રેટરી તરીકે નીમવામાં આવ્યા.

૧ મેતા ચુનીલાલ નાગરદાસ    ૨ શા. અમરચંદ કુંવરજી મૂળચંદ

૬ 'જૈન ધર્મ પ્રકાશ'ના તંત્રી તરીકે મેનેજીંગ કમિટીએ નીમેલા શા. નરોત્તમદાસ દેવચંદ સંબંધી હકીકત રજૂ થતાં તે નામ તંત્રી તરીકે મંજુર કરવામાં આવ્યું.

## ૧૨. સં. ૧૯૯૪ ના ફાગણ વદિ ૦)) સરકયુલર

નવા ત્રણ સભાસદોના વિનંતિપત્રો મંજુર કરવામાં આવ્યા.

ઉપર પ્રમાણેની હકીકત ટૂંકામાં લખવામાં આવી છે. વિશેષ જાણવા ઇચ્છનાર સભ્યોએ સભાની પ્રોસીડિંગ બુક વાંચવા તસ્દી લેવી.

---

## સભાનું નાણા પ્રકરણી ખાતું

સભાની નાણા સંબંધી સ્થિતિ જાણવા માટે આ નીચે આપવામાં આવેલા દશ ખાતાની હકીકત-ઉપજ-ખર્ચ વાંચવા તસ્દી લેવી. તે કરતાં વધારે જાણવા ઇચ્છનાર સભ્યે સભાના વહીવટી ચોપડા વાંચવા તસ્દી લેવી.

### ૧ સભા ખાતું

#### જમે બાજુ

૮)= કાર્તિક શુદિ ૧ ને શુદિ ૫ મે જ્ઞાન પાસે આવેલા તે
૨૦૨ાા૦ાા લાઇબ્રેરીમાં ભેટ આવેલી બુકોના તથા માસિકની ફાઇલોના
૨૩ા=ાાા ખાતાં માંડી વાળ્યાં તેના
૭૫૦ાા૦ાાા બુકો ખાતામાં વધારાના. ઉધારની બાબતો બાદ કરતાં રહ્યો તે
૯)=ા પરચુરણ આવ્યા તે

૯૯૩ાાા૦

#### ઉધાર બાજુ

૧૯ાા≡ મુનિ વૃદ્ધિચંદ્રજી મહારાજની જયંતિને દિવસે પૂજા ભણાવ્યા સંબંધી ખર્ચના
૨૦ાા- કાર્તિક શુદિ ૬ કે સભાની ઓફિસમાં જ્ઞાન પાસે પૂજા ભણાવ્યાના ખર્ચના
૧૧૫ાા≈ લાઇબ્રેરી માટે ન્યુસો અને માસિકોના લવાજમના અને ગ્રંથમાળાઓનાં પુસ્તકોની કિંમતના

૧૫૫ાાા૦ાા સાધુ સાધ્વી અને સંસ્થાઓ વિગેરેને બુકો ભેટ અપાણી તેના
૧૦૦) મુનિ વૃદ્ધિચંદ્રજી જૈનશાળામાં વાર્ષિક ગ્રાંટના
૨૦) મુનિ વૃદ્ધિચંદ્રજી સામાયિકશાળામાં વાર્ષિક ગ્રાંટના
૧૨૫) શ્રી ઉજમબાઇ કન્યાશાળામાં વાર્ષિક ગ્રાંટના
૧૧૫) સભાના મકાનમાં અને વખારમાં રાખેલી બુકોના વિમાના
૧૮૦) માસ ૧૨ ના બુકો રાખવાની વખારના ભાડાના
૪૮ાા-ા વીજળીની બત્તીના ખર્ચના અરધા ભાગના
૯૭ાાા≈ા પોસ્ટેજ સંબંધી ખર્ચના
૧૫)≈ા ખાતાં માંડી વાળ્યાં તેના
૧૩) મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજીનો ઓઇલ પેન્ટીંગ નવો કરાવ્યો તેના
૧૬ા જ્ઞાનપંચમીએ માંડેલા જ્ઞાનનો ફોટો લેવરાવ્યો તે સંબંધી ખર્ચના

૫૦૧)ના વ્યાજખાતામાં તૂટ પડી તે
૫૭)-ાા પરચુરણ ખર્ચના
૧૬૦૦ાા=

ઉપર પ્રમાણે ખર્ચમાંથી ઉપજ બાદ કરતાં રૂ ૬૦૬ાા-ાાા નો ટોટો ૫. આ ખાતે રૂ ૧૪૧૯૯ાાા દેવા હતા તે રૂ ૧૩૫૯૨ાા= દેવા રહ્યા છે.

## ૨ શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતું

### જમે બાજુ

૨૭૬ાાા-ા લવાજમના રોકડા વસુલ આવ્યા તે
૫૪૨ાા સભાસદોને માસિક ભેટ આપ્યું તેના
૧૩૪) ભાવનગરના મેમ્બર ૧૩૪ ના રૂ. ૧) લેખે
૪૦૮ાા બહારગામના મેમ્બર ૩૨૭ ના રૂ. ૧ા લેખે
૧૪ાા= જાહેર ખબર વહેંચામણના અને પંચાંગના વેચાણના
૮૩૪ા૧ાા

### ઉધાર બાજુ

૧૨૨૪ા= બાર માસના માસિકના છપામણના કાગળ સાથે
૫૮) ફારમ ૫૮ ના પ્રૂફ તપાસામણ ખર્ચના
૩૨ાા જૈન પંચાંગ ૨૦૦૦ છપામણના કાગળ સાથે
૨૨૦ાા-ાા પોસ્ટેજ સંબંધી ખર્ચના
૧૬ાા- પરચુરણ ખર્ચના
૧૫૫૨ા-ાા

ઉપર પ્રમાણે ખર્ચમાંથી ઉપજ બાદ કરતાં રૂા. ૭૧૮ા-ા લેણા રહ્યા છે તે આવતા વર્ષમાં વેચ્યુ થવાથી વસુલ આવી જવાના છે.

## ૩ શ્રી જૈન ધર્મ પ્રકાશનું હાંસલખોટ ખાતું.

આ ખાતામાં રૂા. ૨૯૨ાા= લેણા છે, તે આ વર્ષમાં જૈન ધર્મ પ્રકાશ સંબંધી હવાલો ન પડવાથી તે જ પ્રમાણે રહેલા છે.

## ૪ વ્યાજખાતુ

આ ખાતે પડેલા ટોટાના રૂા. ૫૦૧)ના સભા ખાતે ઉધારી વાળ્યા છે.

## ૫ સભાની લાઇબ્રેરી ખાતું

આ ખાતે ગયા વર્ષ આખરે રૂા. ૬૧૭૬)-ાાા લેણા હતા. તેમાં બુકો વિગેરેની નવી ખરીદના તથા ભેટ આવેલી બુકના રૂા. ૨૮૨ાાના ઉધરતા કુલ રૂા. ૬૪૬૧ાા= લેણા થયા છે તેની વિગત નીચે પ્રમાણે:—

| | | |
|---|---|---|
| ૨૮૨૫-૯-૩ | વર્ગ પહેલાની જૈન બુકો | નકલ ૨૯૧૧ |
| ૪૨૮-૮-૦ | વર્ગ બીજાની સંસ્કૃત જૈનેતર બુકો | ૨૪૩ |
| ૨૭૪૭ ૧૦-૦ | વર્ગ ત્રીજાની નીતિ સંબંધી બુકો | ૨૫૩૦ |
| ૪૩૦-૦-૦ | વર્ગ ચોથાની હસ્તલિખિત પ્રતો | ૬૪ |
| ૧૩૪૯-૧૨-૦ | વર્ગ પાંચમાની માસિકની ફાઈલો | ૬૬૪ |
| ૧૯૭-૧૦-૦ | વર્ગ છઠ્ઠાની ઇંગ્રેજી બુકો | ૧૩૦ |
| ૧૪૮૨-૯-૦ | વર્ગ સાતમાની જૈન ધર્મની છાપેલી પ્રતો | ૭૪૪ |
| ૯૪૬૧-૧૦-૩ | સંખ્યા ૭૦૫૪ હતી; તેમાં ૨૩૨ વધવાથી ૭૨૮૬ થઈ છે. | ૭૨૮૬ |

## ૬ સભાસદોની ફી ખાતું

### જમે બાજુ

૧૫૭૩ાા મકાન ભાડાના ઉપજ્યા તે ( લાઇફ મેમ્બરની ફી ખાતાના વ્યાજ બદલ.)
૪૨૪ા૦ વાર્ષિક સભાસદોની ફીના
૧૯૯૮)૦ા

### ઉધાર બાજુ

૮૦૦) કારકુન મોહનલાલ.–રતિલાલ.–ન્યાલચંદ ને.–મણિલાલના પગારના
૪૩૫) ૨૨૦) ૧૩૫) ૧૦)
૯૬) કા. ગંભીર જગજીવનને માસ ૮ ના પેન્શનના દર રૂા. ૧૨)
૨૪૦) પંડિત જગજીવન પોપટલાલને સંસ્કૃત પાઠશાળામાં ભણાવવાના માસ ૧૨ ના પગારના દ. રૂા. ૨૦)
૪૪) પાણી ભરામણ વિગેરે કામકાજ કરામણના બેન હેમીને માસ ૧૧ ના
૫૪૨ાા શ્રી જૈન ધર્મ પ્રકાશ સભાસદોને ભેટ આપ્યું તેના.
૧૩૪) ભાવનગરના સભાસદ ૧૩૪ ના રૂા. ૧) લેખે.
૪૦૮ાા બહારગામના સભાસદ ૩૨૭ ના દ. રૂા. ૧ા લેખે.
૪૮ાા–ા વીજળીની બત્તીના ખર્ચના અરધા ભાગના
૩૨ાા સભાના મકાનના વિમાના
૧૨૦ાા≈ રા. રા. જીવરાજભાઈ ઓધવજીને સર ન્યાયાધીશ થતાં માનપત્ર આપ્યું તેના મેળાવડા વિગેરેના ખર્ચના
૪૩ા બંધ થયેલા સભાસદો પાસેનું લેણું માંડી વાળ્યું તેના
૩૦)≈ાા પરચુરણ ખર્ચના
૧૯૯૭ાા≈

ઉપર પ્રમાણે ઉપજમાંથી ખર્ચ બાદ કરતાં સવાઆનો વધે છે તેથી આ ખાતે બાકી દેવા રૂા. ૩૭૮૪ાા– હતા તેના રૂા. ૩૭૮૪ાા≈ દેવા થયા છે.

## ૭. લાઇફ મેમ્બરોની ફી ખાતું

આ ખાતે જમે આવેલી રકમની વિગત:—

| | | |
|---|---|---|
| ૫૧) | શા દુલભદાસ ઓધડભાઈ | ભાવનગર |
| ૨૫) | શા. જેઠાલાલ ભગવાન | " |
| ૫૦) | શેઠ અનોપચંદ નરશીદાસ | " |
| ૫૦) | શા. પરમાણંદ નરશીદાસ | " |
| ૫૦) | ભાવસાર ગુલાબચંદ જીવરાજ | " |
| ૫૧) | શા. બાપુલાલ ચુનીલાલ પાટણવાળા હાલ વીલેપારલા | |
| ૫૦) | શા. નાનચંદ છગનલાલ ભાવનગરવાળા હાલ મુંબઇ | |
| ૫૧) | શા. જેઠાલાલ લલ્લુભાઈ | મુંબઇ |
| ૩૭૮) | | |

આ ખાતે રૂા. ૨૬૩૯૪ા દેવા હતા, તેમાં રૂા. ૩૭૮) વધવાથી રૂા. ૨૬૭૭૨ થયા છે. આ ખાતાના વ્યાજ બદલ મકાનભાડાની ઉપજ સભાસદોની ફી ખાતે સભાના ઠરાવ મુજબ જમે કરવામાં આવી છે.

## ૮ શ્રાવણ શુદિ ૩ ની સભાની વર્ષગાંઠ ખાતું

આ ખાતે રૂા. ૪૩૩૦ાા૦ા દેવા હતા. તેમાં રૂા. ૧૮૨ાા૦ા વ્યાજના જમે થતાં રૂા. ૪૫૧૩ાા– જમે થયા, તેમાં ગયા વર્ષના વ્યાજના ફેરના રૂા. ૬૩ા ઉધર્યા તથા ચાલુ સાલના ખર્ચના રૂા. ૧૮૫ા૦ાા ઉધર્યા. કુલ રૂા. ૨૪૯)૦ા ઉધરતા બાકી રૂા. ૪૨૬૪ાા૦ દેવા રહ્યા છે. વ્યાજ રામ ૬ લેખે જ ચડાવ્યું છે

## ૯ કાર્તિક શુદિ ૬ ના સ્વામીવાત્સલ્ય ખાતું

આ ખાતે રૂા. ૫૩૭ાા≈ દેવા હતા અને વ્યાજના રૂા. ૩૦) જમે કરતાં કુલ રૂા. ૫૬૭ાા≈ થયા, તેમાં કાર્તિક શુદિ ૬ ના ચા–ટિફિન ખર્ચના રૂા. ૨લા૦ા ઉધરતાં બાકી દેવા રૂા. ૫૩૮ા૦ રહ્યા છે.

## ૧૦ સભાનું મકાન ખાતું

આ ખાતે રૂા. ૨૫૧૧૭ા–ા લેણા હતા. તેમાં પરચુરણ ખર્ચના રૂા. ૬ાા– ઉધરવાથી રૂા. ૨૫૧૨૪)≈ લેણા થયા છે. આ રકમ શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ તરફથી આવેલા રૂા. ૨૫૦૦૦) બાદ જતાં રહેલી છે.

---

ઉપર જણાવેલી દશ ખાતાની હકીક્ત વાંચવાથી સભાની નાણા સંબંધી સ્થિતિ સમજી શકાશે. તદુપરાંત એકંદર સ્થિતિ જાણવા માટે આ સાથે આપેલ સંક્ષિપ્ત સરવૈયું વાંચવું કે જેથી તે પણ સમજી શકાશે.

## સંવત ૧૯૯૪ ના ફાગણ વદિ ૦)) સુધીનું સરવૈયું

જ

| | |
|---|---|
| ૧૩૫૯૨)ના॥ | શ્રી સભા ખાતે |
| ૩૭૯૪॥ાના | શ્રી સભાસદોની ફી ખાતે |
| ૨૬૭૭૨। | શ્રી લાઇફમેમ્બરોની ફી ખાતે |
| ૪૨૬૪॥ા–॥ | શ્રી શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતે |
| ૫૩૮।૦ | શ્રી કાર્તિક શુદિ ૬ ના સ્વામીવાત્સલ્ય ખાતે |
| ૬૦૩)–। | વેચવાની અનેક બુકોના કમિશનના |
| ૪૦૦૭)૦॥ | શ્રી જીવદયા ખાતે |
| ૨૧૪૪॥ાના | શેઠ ત્રિભુવનદાસ ભાણજી જૈન કન્યાશાળા ખાતે |
| ૭૯૬ા–॥ | બ્હેન મોંઘી ગિરધરલાલ લગ્ન સ્મારક ખાતે |
| ૯૯૯)ના | શ્રી સિદ્ધર્ષિ ચરિત્ર છપાવવા ખાતે |
| ૩૦૧॥ાન્ના | શ્રાવણ શુદિ ૩ જે માછલાની જાળ છોડાવવા ખાતે |
| ૧૪૩)ના | શા. ડાયાલાલ હુકમચંદના કાર્તિક શુદિ ૨ જે કન્યાશાળામાં પ્રભાવના કરવા ખાતે |
| ૫૦૯॥ | બાબુ હનુમાનસિંઘ લક્ષ્મીચંદજી. કલકત્તા. |
| ૨૪૦॥ા૦॥ | શ્રી જૈન બોર્ડિંગ ખાતે |
| ૫૭૪૩॥ા૦॥ | બુકો છપાવવા બાબતના |
| ૨૩૬૫)ન | શરાફી દેવા. પરચુરણ |
| ૩૪૫॥ાના | લાઇફ મેમ્બરોના, નોકરોના, લાઇબ્રેરી ડિપોઝિટના, વાર્ષિક સભાસદના |
| ૨૩૪॥ા૦॥ | પરચુરણ ઉબળેક ખાતે |
| ૬૭૩૬૭ાન્ના॥ | |

ઉ

| | |
|---|---|
| ૯૪૬૧॥ાન | સભાની લાઇબ્રેરી ખાતે |
| ૩૩)– | ટિકિટના મેળ ખાતે |
| ૭૧૮ા– | શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતે |
| ૪૮૮૯।૦॥ | વેચવાના પરચુરણ પુસ્તકો ખાતે |
| ૨૨૯૫૧। | સભાની છપાવેલી બુકો ખાતે |
| ૨૯૨॥ાન | જૈનધર્મ પ્રકાશના હાંસલખોટ ખાતે |
| ૨૫૧૨૪)ન્ન | સભાના મકાન ખાતે |
| ૩૦૯॥ | સભાના મકાનના ભાડુત ખાતે |
| ૧૦૦૫) | મહોદય પ્રેસમાં છપાવવાના કાગળો ખાતે |
| ૫૪૨ાન | બુકસેલરો વિગેરેને ખાતે |
| ૫૭૦॥ાન્ના | ચાલુ તથા બંધ થયેલા સભાસદો ખાતે |
| ૨૦૪॥ાન | ઉબળેક ખાતામાં પરચુરણ |
| ૧૨૫૫) | ભાવનગર દરબારી સેવિંગ બેંક ખાતે |
| ૬૨॥ા– | શ્રી પુરાંત જણશે |
| ૬૭૪૨૩॥ાના | |

રૂા. ૨૬ાના॥ નો ફેર રહે છે.

આ રિપોર્ટ ને હિસાબ માગશર વદિ ૧૪ ના રોજ જનરલ સભામાં મંજુર કરવામાં આવ્યો છે.

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

( સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## સંવત ૧૯૯૫ ના માગશર માસની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઓ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુ-પૂજા વગેરે દરેક ક્રિયાઓ થઇ રહેલ છે.

**વિવાદ સભા**—નિયમ મુજબ " ગ્રામ્યજીવન " વિ૦ ચર્ચવામાં આવ્યા હતા.

**આવક**

૫૦—૪—૦ શ્રી નિર્વાહ ફંડ ખાતે  ૩૬—૪—૦ શ્રી કેળવણી ફંડ ખાતે
૮૪—૬—૦ શ્રી ભોજન ફંડ ખાતે  ૨૫—૦—૦ શ્રી મકાન ફંડ ખાતે
૨૫૧—૦—૦ સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડ ખાતે.

૪૪૬—૧૪—૦

**જમણવાર**—

૧ શેઠ ગુણચંદજી પરોલ હા. શેઠ છોટાલાલ જેઠાભાઇ વાંકાનેર મા. શુ. ૧
૨ શેઠ મનસુખલાલ તારવાળા  ચુડા  મા. શુ. ૬  ( નોકારશી ).
૩ શેઠ ગિરધર અમીચંદ  કુંડલા  મા. શુ. ૧૦ ( ઉપધાનની ટોળી ).
૪ શેઠ ચતુર્ભુજ મોતીલાલ ગાંધી ભાવનગર મા. શુ. ૧૫  ( પુત્રલગ્નપ્રસંગે )
૫ શેઠ કાન્તિલાલ ઇશ્વરલાલ  રાધનપુર  મા. વ. ૧૦

**ભેટ**—શેઠ જુઠાલાલ વીરજી અમદાવાદવાળા તરફથી જર્મનસીલ્વરની થાળી ૧ શેઠ કપૂરચંદજી સરદારમલજી ગામ વરામીવાળા તરફથી જર્મનસીલ્વર' રકેબી ૧) કળશ ૧) તથા વાડકી ૧)

**મુલાકાત**—મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજી તથા મુનિરાજશ્રી અમૃતવિજયજી શેઠ વૃદ્ધિચંદજી, શેઠ મોનજી ધનજી આરમડાવાળા, શેઠ તખતમલજી ભકતામલ, શેઠ ભોગીલાલ દોલતચંદ, શેઠ કેશરીમલ રામલાલજી, શેઠ કોદરમલ હુકમચંદ.

**સમાજના દાનવીરોને**—સંસ્થાને હજુ મકાન ખાતે રૂા. ૮૦૦૦ નો તોટો છે, તેમજ દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦) નો તોટો છે. સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડ તિથિઓ બહુ થોડી ભરાએલી છે. તે તોટો પૂરો કરી આપવા તથા યાત્રાએ પધારો ત્યારે સંસ્થાની મુલાકાત લેવા નમ્ર વિનતિ છે.

## શેઠ જગાભાઇ કેશવલાલનું ખેદકારક પંચત્વ

અમદાવાદનિવાસી આ બંધુ ૩૦-૩૧ વર્ષની નાની વયમાં માગશર વદિ ૯ મે પંચત્વ પામ્યા છે. એઓ ધર્મચુસ્ત તેમજ સદ્ગુણી હતા અને ધાર્મિક પ્રગતિ કરવાની ઉત્સુક્તાવાળા હતા. આ સભાના લાઇફ મેમ્બર હતા અને સભા તરફ પ્રેમ ધરાવતા હતા. તેમનો અભાવ થવાથી તેમના કુટુંબને થયેલ દિલગીરીને અંગે અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ. આવા મરણો સંસારની અનિત્યતાના ખાસ સૂચક છે.

---

## જૈન વિવાહ વિધિ

આની પ્રથમાવૃત્તિ પાંચ વર્ષ અગાઉ અમે પ્રયાસપૂર્વક તૈયાર કરીને છપાવી હતી. તે થઇ રહેવાથી આ બીજી આવૃત્તિ કરવામાં આવી છે. એમાં શ્રી આચારદિનકર ગ્રંથમાંથી ઉદ્ધરેલા મંત્રો દાખલ કર્યા છે કે જે મંત્રોવડે શ્રી ઋષભદેવનો પાણિગ્રહણ મહોત્સવ ઇંદ્રોએ કર્યો હતો. સમકિતની શુદ્ધિ ઇચ્છનાર જૈન બંધુઓએ આ વિધિ પ્રમાણે જ પોતાને ત્યાં આવતા લગ્નો કરવા જોઇએ. વળી તેમાં જરાપણ અગવડ આવે તેમ નથી. અમે એની કિંમત માત્ર બે આના જ રાખી છે. તે બુક મગાવીને વાંચતાં જ તે પ્રમાણે કરવાની વૃત્તિ જાગૃત થાય તેમ છે. તૈયાર રસવતીનો લાભ શા માટે ન લેવો ?

## શ્રી શ્રાવિકા સુબોધ

શ્રી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગ તરફથી છપાવેલ શ્રાવિકાસુબોધદર્પણમાંથી જરૂરી પ્રકરણો ઉદ્ધરીને આ બુક જૈનકન્યાશાળા તેમજ શ્રાવિકાશાળામાં ચલાવવા માટે ખાસ ઉપયોગી થાય તેવી છપાવી છે. તેમાં ૧૫ પ્રકરણો પાડેલા છે. તેનાં નામો વાંચતાં જ તેનું ઉપયોગીપણું સમજી શકાય તેમ છે. કિંમત માત્ર ૪ આના. પોસ્ટેજ સવા આનો. જૈનકન્યાશાળાના કાર્યવાહકોએ જરૂર મંગાવવી અને તેનો ઉપયોગ કરવો.

## કલિંગનું યુદ્ધ યાને મહામેઘવાહન મહારાજા ખારવેલ

પ્રસિદ્ધ લેખક સુશીલની લખેલી આ બુક ખાસ વાંચવા લાયક છે. તેનાં પ્રારંભમાં નિવેદન ભૂમિકા વિગેરેના પૃષ્ઠો ૫૨ છે. તે પછી બુક શરૂ થતાં પ્રકરણો ૧૯ પાડેલા છે તેના પૃષ્ઠો ૧૨૮ છે. અનેક ઐતિહાસિક હકીકતો ભરેલી છે.

કિં. રૂા. ૧) છે; પણ અમે ત્રણ માસ સુધી બાર આને આપશું. પોસ્ટેજ બે આના.

### જેની ઘણા વખતથી જૈનસમાજની માગણી હતી તે
### અને જે ચતુર્વિધ સંઘમાં ખૂબ પ્રશંસા પામેલ છે તે

## શ્રી ચંદરાજાનો રાસ

છપાઇને બહાર પડી ગયો છે. રેશમી પાકું પુંઠું, મોટા પૃષ્ઠ લગભગ ૫૦૦, અપૂર્વ રાગ રાગણી અને ભાવાર્થ તથા રહસ્ય સહિત, સ્ત્રી, બાળ અને વૃદ્ધ પણ સરળતાથી વાંચી શકે તેવા મોટા ટાઇપમાં કિંમત માત્ર રૂા. ૩-૮-૦

### આ રાસ લેનારને મહાન લાભ

આ રાસની માત્ર એકજ નકલ મંગાવનારને ' જૈન સજઝાય માળા ભાગ ૧ લો અથવા બીજો ( સચિત્ર ) અથવા ભાવનાશતક ( શતા. શ્રી રત્નચંદ્રજી મ. કૃત કિં. રૂા ૧-૪-૦ ). આ ત્રણમાંથી ગ્રાહકોની ઇચ્છાનુસાર હરકોઇ એક પુસ્તક ભેટ મોકલવામાં આવશે. રેલ્વે પારસલથી મંગાવતા ફાયદો થશે, માટે નજીકના સ્ટેશનનું નામ સ્પષ્ટ અક્ષરે લખવું. આજે જ એક નકલ નીચેના સ્થળેથી મંગાવી લેજો.

બાલાભાઇ છગનલાલ શાહ, ફીકાભટ્ટની પોળ-અમદાવાદ.

Reg. No. B. 156



મુદ્રક, શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

વાર્ષિક લવાજમ બહારગામ માટે ૧૨ માસિક ને ભેટના પોસ્ટેજ સાથે રૂા. ૧-૧૨

પુસ્તક ૫૪ મું
અંક ૧૧ મો

માહ

વીર સં. ૨
વિક્રમ સં. ૧

## अनुक्रमणिका



## હર્ષદાયક સમાચાર: પેટ્રનપણાનો આદર સાથે સ્વીકાર

શ્રી મુંબઈના સુપ્રસિદ્ધ શ્રેષ્ઠીવર્ય **પ્રેમચંદભાઈ રાયચંદના સુપુ** **માણેકલાલભાઇએ** આ સભાનું પેટ્રનપણું સ્વીકાર્યું છે તેથી અમને ઘણે હર્ષ થાય છે. આ માનવંતા કુટુંબ સાથે આ સભાનો લાંબા વખતને સંબંધ છે, તેને આ શ્રેષ્ઠીપુત્રે પલ્લવિત કર્યો છે. આવા સજ્જનોના સભાસદ પણાથી સભાની શોભામાં વૃદ્ધિ થાય છે.

એમના સંબંધમાં વિશેષ હકીકત તેમનો ફોટો વિગેરે મળ્યા બાદ હું પછીના અંકમાં આપવા ઈચ્છા છે.

એમણે બતાવેલી નિરભિમાન વૃત્તિને માટે એમને માન ઘટે છે.




પુસ્તક ૫૪ મું { માઘ } અંક ૧૧ મો.
વિ. સં. ૨૦૦૫ { } વીર સં. ૨૪૭૫

## श्री जिनवर स्तवन

( દુનિયા રંગ રંગીલી બાબા—એ રાગ )

જિનવર વાણી ન્યારી, મધુરી જિનવર વાણી ન્યારી. આંકણી
જોજન સુધી એ ગંભીર ગાજે, દિવ્ય ધ્વનિ જણાવે;
માલકોષમાં બોધ સુણાવે, માનવગણનાં મનને હસાવે;
પશુ પંખી નિજ વાણી સમજે, લાગે અતિશય પ્યારી. મધુરી૦ ૧
હિંસક પ્રાણી વેર ભૂલીને, સમતા સંઘળે પ્રસરાવે;
ધર્મ અહિંસા સમજી સર્વે, વાણીમાં તન્મય થાવે;
દોષગ્રસ્ત માનવ પશુ તાર્યા, એવી આનંદકારી. મધુરી૦ ૨
વાણી એવી અદ્‌ભુત પ્રભુની, અંતરમાં ઉલ્લાસ ભરે;
ધ્યાન ધરે જે અંતર જિનનું, અજિત પદવી દિવ્ય વરે;
મુનિ હેમેન્દ્ર હૃદય હરખાયે, નાખે સહુ ઓવારી. મધુરી૦ ૩

## હિતવચન

અવિચ્છિન્નપ્રભાવશાલી ત્રિકાલાબાધિત શ્રી વીતરાગ શાસન, તેના આરાધનને અનુકૂળ અનંત પુન્યરાશિએ દુર્લભ મનુષ્યજન્મ, પવિત્ર આર્યક્ષેત્ર. મહામંગળકારી શ્રીજિનેશ્વરદેવપ્રતિપાદિત ઉત્તમ ધર્મવાસિત-શ્રાવકકુળ આદિ સામગ્રી પામીને અહર્નિશ તેના આરાધનમાં ઉદ્યમવંત રહેવું તે જ માનવજીવનનું સર્વસ્વ છે, વિવેકી ભવ્ય જીવનું કર્તવ્ય છે અને આ ભવ પરભવનાં સુખસાધન સાથે મુક્તિપદ મેળવવાનો પરમ માર્ગ છે.

આ. ઉ. સૂ.

# आत्म-हित नहीं किया तो क्या किया ?

अपना भला आकरके जगमें, नहीं किया तो क्या किया ? ।
पर छिद्र ही लखता रहा तो, फिर जीया तो क्या जीया ? ॥ १ ॥
जीन्दा होकरके रहा, मुर्दा समा इस देहमें ।
इस देहका उपयोग उत्तम, नहीं किया तो क्या किया ? ॥ २ ॥
धन व वैभव संपदा, पाई धरम परतापसे ।
फिर धर्मको ही भूल कर, पशुसम जीया तो क्या किया ? ॥ ३ ॥
माता पिता गुरुजन बडोंकी, की नहीं सेवा कभी ।
उपकारीके उपकारको, भूला दिया तो क्या किया ? ॥ ४ ॥
सम्यग् तरहसे देव गुरु, और धर्मको जाना नहीं ।
मिथ्या धरममें फस रहा तो, फिर जीया तो क्या जीया ? ॥ ५ ॥
देश राज समाज के, कर्तव्य को जाना नहीं ।
देश के उपकारमें, कुछ ना किया तो क्या किया ? ॥ ६ ॥
पाकरके शक्ति देहकी, व आत्मज्ञान प्रभावको ।
इन शक्तिसे दुःख दूर परका, नहीं किया तो क्या किया ? ॥ ७ ॥
है देहसे यह आतम जुदा, भेद यह समझा नहीं ।
आसक्त होकर देहमें, आखिर जीया तो क्या जीया ? ॥ ८ ॥
आया था जगमें कीसी लीये, लेकिन किये हैं कार्य क्या ?
सोचा न यह एकान्तमें, तो फिर किया तो क्या किया ? ॥ ९ ॥
खाया कमाया और भोगे, भोग सारे आय कर ।
साधा न इससे आत्म-हित तो, फिर जीया तो क्या जीया ? ॥ १० ॥
है विनय अब राज तुमसे, दुर्लभ समयको पाय कर ।
हित साधकर निज आतमसे, परमपद पालिया तो सिद्ध किया ॥ ११ ।

राजमल भन्डारी

---

## ચાર શરણુ

સાચું શરણું અરિહંતનું, હણ્યા જેણે ચઉ કપાય રે;
મોહ દ્વેષ ત્યાગી કરી, હસતાં લીધું કેવળજ્ઞાન રે.
શરણું સ્વીકારું હૃદય
નહિ આવે ફરી મૃત્યુલોકમાં, લાધ્યું મુક્તિનું સ્થાન રે;
લળી લળી નમું હું તેહને, હિત સાધી થયા સિદ્ધ રે. શર
રાત્રિદિવસ ધર્મધ્યાનમાં, અચળ રહે જેનું ચિત્ત રે;
દશવિધ યતિધર્મ પાળતાં, તેહ સાધુ કહેવાય રે. શ૦
ચંદ્ર સમ નિર્મળ ધર્મ છે, દયામય જિનજી ભાખે રે;
મારગ જતાં સાથે આવશે, ગણ્યાં શરણાં એ ચાર રે. શ૦
રોજ લીધો શરણાં તુમે, લઈ જિનેશ્વર નામ રે;
વાસના છૂટે સંસારની, લાધે શિવગતિ સ્થાન રે. શ

# कलिकाल सर्वज्ञनी उपाधि

આ દુનિયામાં નિરીક્ષણ કરનારથી એ વાત અજાણી નથી કે જેમ આ દુનિયામાં અનેક જાતની સમાનતા જોવાય છે તેમ અનેક પ્રકારની વિષમતા પણ જોવાય છે અને એ બંનેનો બોધ કરવા માટે નવનવાં સાધનો યોજાય છે. પ્રસ્તુતમાં હું વિષમતાનો વિચાર કરવા માગું છું અને એનો ખ્યાલ આપનાર ઉપાધિને અંગે કંઇક કહેવા ઇચ્છું છું.

'ઉપાધિ' શબ્દ અનેકાર્થી છે. એના (૧) પીડા કે આપદા, (૨) જંજાળ, પંચાત કે ચિંતા, (૩) ચિહ્ન કે સંજ્ઞા, (૪) પદવી કે ડિગ્રી, (૫) ખિતાબ કે ઇલકાબ અને (૬) અટક કે ઉપનામ. એમ છ અર્થો ગણાવાય છે. એમાંના પહેલા બે અર્થો તો અત્ર અપ્રસ્તુત છે. બાકીના અર્થો ઓછેવત્તે અંશે અત્ર પ્રસ્તુત છે, અને એ બધાનો સ્થૂળ નિર્દેશ હું 'બિરુદ' શબ્દદ્વારા કરું છું. કેટલાક 'બિરુદ'ને 'બિરદ' પણ કહે છે. એના 'ટેક' અને 'ખ્યાતિ' એમ બે અર્થો **સાર્થ ગુજરાતી** જોડણીકોશની બીજી આવૃત્તિ(પૃ. ૫૭૫)માં નોંધાયેલા છે. તેમાંનો 'ટેક' અર્થ અત્ર બંધબેસતો નથી, એટલે 'ખ્યાતિ' અર્થ આપણને કામ લાગે તેમ છે.

અમુક માણસમાં અમુક પ્રકારની વિશિષ્ટતા કે વિલક્ષણતા જોવાતાં તેની એ વિશિષ્ટતાને-વિલક્ષણતાને વ્યક્ત કરવા માટે શબ્દપ્રયોગ કરાય છે અને એ શબ્દ-પ્રયોગ અનેક જનો દ્વારા સ્વીકારાતાં એ એ માણસનો પરિચય કરાવવાનું સાધન બને છે. આ શબ્દપ્રયોગ કેટલીક વાર ઉપહાસમૂલક, તો કેટલીક વાર ગુણસૂચક હોય છે. ઉપહાસમૂલક શબ્દપ્રયોગથી જેને અંગે એ શબ્દપ્રયોગ કરાય છે તેનું મન ખિન્ન થવા સંભવ છે, જ્યારે ગુણસૂચક શબ્દપ્રયોગથી તેનું મન પ્રફુલ્લ બનવા સંભવ છે. આ ઉપરથી ઉપાધિનું મૂળ, તેનું કાર્ય, તેનો ઇતિહાસ ઇત્યાદિ વિષે કંઇક ખ્યાલ આવ્યો હશે, એટલે આ રસપ્રદ વિષયને વિશેષ ન લંબાવતાં હું આગળ વધીશ.

અમુક માણસમાં કેટલું જ્ઞાન છે તેની પ્રતીતિ જેટલી સહેલાઇથી થઇ શકે છે તેટલી સહેલાઇથી નિઃશંકપણે તેના ચારિત્રની પ્રતીતિ થઇ શકતી નથી. વળી જ્ઞાનનું બળ જેટલું જલદી અનુભવાય છે તેટલું જલદી ચારિત્રનું બળ દૃષ્ટિગોચર થતું નથી. આ કે આવાં કોઇ કારણોને લઇને સર્વજ્ઞતાની ઉપાધિ આપણા આ ભારતવર્ષમાં તેમજ પાશ્ચાત્ય દેશોમાં પણ સ્વીકારાયેલી જોવાય છે. પરમાત્માને

ઉદ્દેશીને કરાતો સર્વજ્ઞતાનો વિચાર જુગજૂનો છે. અંગ્રેજીમાં સર્વજ્ઞતાને Omniscience કહે છે. અંગ્રેજો, જર્મનો વગેરે એક યા બીજા પ્રકારનો ખ્રિસ્તિ ધર્મ પાળે છે. તેઓ કહે છે કે God is omniscient. ભારતનો વિચાર કરીએ તો મીમાંસકો વગેરેને છોડીને બીજા ધર્મ બધા ઈશ્વરને–પરમાત્માને 'સર્વજ્ઞ' માને છે. આ સર્વજ્ઞતાથી ઊતરતી કોટિના જ્ઞાન માટે સંજ્ઞાઓ યોજાયેલી છે. જૈન સાહિત્યનો વિચાર કરતાં 'શ્રુતકેવલી'ની સંજ્ઞા ઉદાહરણરૂપે રજૂ કરી શકાય. એ સંબંધમાં આ વિચાર ન કરતાં એનાથી ઊતરતી કોટિની 'કલિકાલસર્વજ્ઞ' નામક સંજ્ઞા વિષે આપણે વિચાર કરીશું. કલિકાલસર્વજ્ઞનો અર્થ એ છે કે આ કલિકાલમાં જેટલું જ્ઞાન મેળવવું શકય છે તેટલું જ્ઞાન જેનામાં હોય કે હોવાની સંભાવના કરી શકાય તેને આ બિરુદથી નવાજવામાં આવે છે. તેને આ ઉપાધિ આપવામાં આવે છે. શ્રુતકેવલીની ઉપાધિ તો જૈનસાહિત્યમાં અનેકને અપાયેલી જોવાય છે, પરંતુ કલિકાલસર્વજ્ઞની ઉપાધિ તો કેવળ બેને જ અપાયેલી જોવાય છે. એક તો શ્રી યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરિને[1] અને બીજી શ્રી હેમચન્દ્રસૂરિને–પરમાર્હત કુમારપાલપ્રતિબોધક અને સિદ્ધહેમચન્દ્રાદિ અનેરી સાહિત્યક કૃતિઓના સર્જનહારને. આ ઉપાધિ શ્રી હેમચન્દ્રસૂરિને કયારથી પ્રાપ્ત થઇ? એ આપણે આ લેખમાં વિચારશું.

આ પ્રશ્નનો સપ્રમાણ ઉલ્લેખ કરવાપૂર્વક એને સ્વતંત્ર રીતે કોઈએ સર્વાંગે ચર્ચ્યો હોય એમ જોવા જાણવામાં નથી. મેં એનો સ્થૂળ નિર્દેશ "કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિ એટલે" નામની મારી ગુજરાત ફાર્બસ સભાના ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયેલી નિબન્ધિકામાં કર્યો છે. એનો વિશેષ વિચાર કરવા પૂર્વે એ સંબંધમાં જે જે નિર્દેશ જોવાય છે તેની હું નોંધ લેવી આવશ્યક સમજું છું.

જૈનાચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિના શિષ્ય શ્રી લલિતવિજયે ઈ. સ. ૧૯૧૬માં હિન્દી ભાષામાં જે કુમારપાળ ચરિત્ર લખેલું છે તેની હિન્દી પ્રસ્તાવના મુનિશ્રી જિનવિજયે એ સાલમાં લખેલી છે. એના પૃ. ૩૫–૩૬માં તેમણે કહ્યું છે કે:—

"इस अपरिमित ज्ञानशक्ति से मोहित होकर, तत्कालीन सर्व धर्म के विद्वानोंने 'कलिकालसर्वज्ञ' ऐसी महती उपाधि, उनको समर्पण की थी।"

---

૧. જુઓ, મલધારી શ્રી રાજશેખરસૂરિકૃત ચતુર્વિંશતિપ્રબન્ધ યાને પ્રબન્ધકોશમાં આપેલા શ્રી હરિભદ્રસૂરિના પ્રબંધ (પૃ. ૫૦)માંની નિમ્ન લિખિત પંક્તિઃ—

"आवश्यके 'चक्की त्यादि दुष्करव्याख्यावश्यकं तेनैव विवृतम्। 'कलिकालसर्वज्ञ' इति विरुदम्।

આ ઉપરથી બે હકીકતો ફલિત થાય છે: એક તો કલિકાલસર્વજ્ઞની ઉપાધિ શ્રી હેમચન્દ્રસૂરિને એમના જીવન દરમ્યાન મળેલી છે; અને બીજું એ ઉપાધિ તેમને સમકાલીન સર્વધર્મના વિદ્વાનોએ આપેલી છે.

આ પ્રમાણેની બંને હકીકતો પૈકી એકે માટે તેમણે કોઇ પ્રમાણ આપ્યું નથી એટલે આપણે એની ગવેષણા કરશું.

શ્રી હેમચન્દ્રસૂરિનો જન્મ વિ. સં. ૧૧૪૫ માં અને એમનો દેહોત્સર્ગ વિ. સં. ૧૨૨૯ માં ૮૪ વર્ષની વયે થયાની હકીકત સુપ્રસિદ્ધ છે. વળી એમને અંગે એમના સમકાલીન મુનિવરાદિએ તેમજ એમના પશ્ચાત્કાલીન અન્યાન્ય વિદ્વાનોએ નોંધ લીધેલી છે, પરંતુ એ સમગ્ર ક્ષેત્રને સ્પર્શ ન કરતાં હું એમનું વિસ્તૃત ચરિત્ર રજૂ કરનાર શ્રી **જિનમંડન ગણિ**થી બહુ આગળ નહિ વધું. એટલે કે એમણે વિ. સં. ૧૪૯૨ માં રચેલ **કુમારપાળચરિત્ર** એ મારું આ લેખ પૂરતું પ્રાયઃ અંતિમ સ્થાન રહેશે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો વિ. સં. ૧૧૪૫ થી લગભગ વિ. સં. ૧૪૯૨ સુધીમાં રચાયેલી કેટલીક કૃતિઓને ઉદ્દેશીને જ હું આ વિષયનો અત્ર ઊહાપોહ કરવા ઇચ્છું છું અને તે પણ પશ્ચાનુપૂર્વીના ક્રમથી. એમ કરવાનો મારો હેતુ એ છે કે દંતકથાદિના ઉદ્ભવની પણ આપણને કંઈક ઝાંખી થતી જાય.

**શ્રી જિનમંડનગણિકૃત કુમારપાળચરિત્ર**(પત્ર ૧૧૧)માં નીચે મુજબની પંક્તિ છે:—

"अत्र देवबोधिर्लब्धावकाशो मिथ्यादृग् बाह्यमित्रमभ्यान्तरधर्मशत्रुराह–'अहो कलिकालसर्वज्ञः श्रीहेमसूरिर्यदद्य पूर्णिमां कथयति तदा लोकानां मान्येन पूर्णिमैव भविष्यति ॥"

આ ઉપરથી જોઇ શકાય છે કે શ્રી **જિનમંડનગણિ દેવબોધિના** મુખમાં 'કલિકાળસર્વજ્ઞ' શબ્દ મૂકે છે એથી આ ઉપાધિ શ્રી **હેમચન્દ્રસૂરિ**ને એમના જીવન દરમ્યાન મળેલી હતી એમ ફલિત થાય છે, પરંતુ એ એમને કોના તરફથી મળી હતી તે બાબત પર આ પંક્તિ પ્રકાશ પાડતી નથી.

અમદાવાદના ડેલાના ઉપાશ્રયની ૫૩ પત્રની અને વિ. સં. ૧૫૦૯ માં લખાયેલી પ્રતિ ઉપરથી '**કુમારપાળનો અહિંસા સાથેનો વિવાહ સમ્બંધ**' સિંઘી જૈનગ્રન્થમાલાના ગ્રન્થાંક ૧ તરીકે છપાયેલ **પ્રબન્ધચિન્તામણિ**ના પરિશિષ્ટને અંતે અપાયેલ છે. એના **૧૨૯** મા પૃષ્ઠમાં નીચે મુજબની પંક્તિમાં 'કળિકાળસર્વજ્ઞ' શબ્દ શ્રી **હેમચન્દ્રસૂરિ** માટે વપરાયેલો છે:—

" अपारश्रुताकूपारपारदृश्वतया सञ्जातकलिकालसर्वज्ञप्रसिद्धेर्द्वादशभेदभिन्नतपस्समाराधनवशंवशीकृताष्टमहासिद्धेर्निःशेषभूपालमौलिमणिचुम्बितपादपीठस्य भगवतः श्रीहेमचन्द्रमहर्षेराश्रमवासिनी अहिंसानाम्नी कनीयम् ।"

આ પ્રતિ વિ. સં. ૧૫૦૯ માં લખાયેલી છે એટલે અહીં આપેલી હકીકત એટલી પ્રાચીન તો હરે જ છે.

આ પ્રમાણે શ્રી હેમચન્દ્રસૂરિને કયારે 'કલિકાળસર્વજ્ઞ'ની ઉપાધિ મળી તેનો યથાસાધન નિર્દેશ કરતો અને એ દિશામાં વિશેષ ગવેષણાનો અવકાશ છે એમ સૂચવતો હું વિરમું છું.

હીરાલાલ રસિકદાસ કાપડિયા

[ શ્રી સિદ્ધસેનદિવાકર મહારાજાને પણ શ્રી ઉપદેશતરંગિણીમાં તેમના અધિકારમાં, ઉજ્જયિની પ્રવેશસમયે બોલાતી બિરુદાવળીમાં કલિકાળસર્વજ્ઞ કહેલ છે. જો કે તેમને શ્રી વિક્રમરાજાએ તો પોતાના માનસિક નમસ્કાર ઉપરથી ધર્મલાભ દેનાર એ આચાર્યને સર્વજ્ઞપુત્ર એવું સાર્થક ઉપનામ (પદવી) આપેલ છે; પરંતુ એઓ પણ પૂર્વધરના સમયમાં થયેલા હોવાથી તેમને એ નામ ઘટે છે.–તંત્રી ]




માણસની પાસે જે હોય તેનાથી તેને સંતોષ થતો હશે એમ ધારવું નહિ. સંતોષ તો એને ન જોઈતું હોય તે પર નિર્ભર રહે છે

કોઈની હવેલી જોઈએ, દરરોજ હજારોનાં ભરણાં થતાં જોઈએ, નોકરચાકરોની ધમાલ અને ઘરાકોની આવજાવ જોઈએ, ધનધાન્યની વિપુળતા જોઈએ, એનાથી એ માણસ ધરાઈ ગયો હશે અને સંતોષથી પેટ પર હાથ ફેરવતો હશે એમ કદી ધારવું નહિ. માણસને હજાર મળે લાખની અને લાખે કરોડની ઇચ્છા થાય છે, અને એક વાર જે નવાણુંને ધક્કે ચઢ્યો એને સંતોષ થાય એમ કદી બનતું નથી. ઇચ્છાનું માપ નથી, મનોરથભટ્ટની ખાડ કદી પૂરાતી નથી અને મનજીભાઈ કદી ધરાતા નથી. પૈસા હોય તેની હાયવરાળ જરા પણ ઓછી નથી. એને તો અહીંથી સઉં કે ત્યાંથી ઉપાડું કે આ રસ્તે ચાલ્યું જશે કે પેલે રસ્તે પગ કરી મૂકશે–એની વિચારણા, મુંઝવણ અને અકળામણ

રહ્યા જ કરે છે. એને પ્રાપ્તિ થાય તેમાં ધરવટ નથી અને પાંચ લાખમાંથી એકાદ લાખ ઓછા થાય તો કકળાટનો પાર નથી. તમે જો ધનવાનનાં હૃદય વાંચી શકતા હો, તો તમને ખાત્રી થાય કે એમાં કાંઇ મજા નથી, એમાં નિરાંત નથી, એમાં શાંતિ નથી. એને પાંચ મળશે તો પચાસ કેમ ન મળ્યા એનો કકળાટ હશે અને પાંચ ખોયા-ગુમાવ્યા હશે તો તો એને ત્યાં લોહીનાં આંધણ મૂકાતાં હશે. હોય એથી કોઇને 'ધરવ' થતો નથી, એને મળ્યું છે તે ગનીમત છે એમ કોઇ માનતું નથી. આજનું દૃષ્ટિબિન્દુ તે ભવિષ્યનું ચલતબિંદુ થઇ જાય છે અને પછી તો એ ધકેલે ચડે છે. જેણે લાખ મળે તો સંતોષ માની દેશમાં જઇ ધર્મધ્યાન કરશું એવી ભાવના ભાવી હોય છે, તેને લાખો મળે તો પણ સંતોષ થતો નથી અને એ આગળ વધતો જ જાય છે. હોય એનાથી સંતોષ માનનારા તો ભાગ્યે જ મળશે; માટે છે એનાથી સંતોષ થયો હશે એમ કોઇને માટે કદી ધારવું નહિ.

ખરો સંતોષ તો એક દબાવવામાં છે. 'બસ! હવે ન જોઇએ, ઘણું મળ્યું', આટલાથી વધારેની જરૂર જીવનનિર્વાહ માટે નથી.' આવા વિચાર ભાગ્યેજ કોઇને આવતા હશે, પણ એવા નિર્ણયમાં જ ખરી મોજ છે, પૌદ્ગલિક વસ્તુ કે ધન મળે તેમાં કાંઇ મોજ નથી, પણ આવતું હોય ત્યારે ન જોઇએ એમ કહેવામાં અને એમ વર્તવામાં ખરો નિજાનંદ છે, દૂધપાક પીરસાય અને ખાઇ નાખ્યો એટલે વાત ઊડી જાય છે; પણ આજે એ ખાવો જ નથી એમ કહેવામાં ભારે માનસિક અંકુશ અને ત્યાગભાવ સમાયેલા છે અને એ ત્યાગના ગર્ભમાં મોટો આનંદ છે કાંઇ વસ્તુ ન જોઇએ, આવતી હોય તો તેનાથી દૂર નાસવાનું મન થાય, ત્યારે આત્મા જે ઉન્નત દશા અનુભવે છે તે ખરેખર જીવવા જેવી છે અને એમાં લેવા જેવો લ્હાવો છે. સ્થૂલ વસ્તુ મળી તો શું ? પણ આવતી હોય તેની સામે હાથ દેનારા થોડા છે અને તે થોડાના મનનો આનંદ કે અંતરની શાંતિ જોયા હોય તો ખરેખર આત્માનંદ થાય. ફળ દેખાવ ઘણીખરી વાર છેતરનારા હોય છે, કારણ કે અંતરાત્માનાં મનોરાજ્ય અનેરાં છે અને એને જીવનારાના ત્યાગ અને સંયમ અનુકરણીય છે. કુશળ માણસ આડા હાથ દેવાનું શીખે, એના હાથ દૂરથી નજીક ન આવે, દૂર જાય અને તે વખતે તેને પોતાની હથેળીને બદલે પોંચા દેખાય.

"Don't think it's what a man has that makes him contented, it's what he doesn't want."

( ૧૮૧ )

**ફતેહની ચાવી: અન્ય દેખી શકે માટે ઊભા થાઓ;**
**સાંભળી શકે માટે જોરથી બોલો;**
**કદર થાય માટે બંધ કરો.**

સર્વથી પહેલાં તો ભાષણ કરવાની વાત કરીએ. કેટલાક વક્તાને બેસીને બોલવાની ટેવ હોય છે. શરીરના કારણે અથવા ઘર્માઢાથી બેસીને બોલવાનાં હોય તેની વાત બાજુએ રાખતાં, બેસીને બોલવાથી અસર થતી નથી. વક્તાએ ઊભા થઇને ખડે પગે બોલવું એ પ્રથમ નિયમ છે. એથી જ શ્રોતાઓ ઉપર અસર થાય છે.

વક્તાનો સૂર-સ્વર અગત્યની વાત છે. દૂર બેઠેલ-છેલ્લો માણસ સાંભળી શકે એવો જેનો અવાજ હોય તેણે જ બોલવું જોઈએ. સાંભળનારના વિચાર અટકી જાય એટલો ઘોંઘાટ કરીને નહિ, પણ રીતસરના ઊંચા સ્વરે બોલવાની જરૂર છે. સર્વ સાંભળી, સમજી શકે એ રીતે સ્પષ્ટ ઉચ્ચારથી અને પ્રત્યેક શબ્દ છૂટો પાડીને બોલવાની ટેવ રાખવી. બોલતી વખતે શ્રોતા પર નજર રાખવી. તેઓને કંટાળો આવે, બગાંસાં આવે એ રીતે કદી બોલવું નહિ. બોલતા શરીરના જરૂરી હાવભાવ કરવા. હાથ, મુખ અને આંખને યોગ્ય રીતે ફેરવવાં, જરૂર પડે ત્યાં થોડી પગની હીલચાલ કરવી અને બોલતી વખતે મુખાકૃતિ વિષયની ગંભીરતા કે સાદાઈ પ્રમાણે ફેરવવી. 'જે છે તે,' 'ભાઈને કહ્યું તે,' અને એવા અર્થહીન શબ્દને વચ્ચે આવવા ન દેવા અને શ્રોતા પર અસર શી થાય છે તે જોયા કરવું. વિષયને લગતી જ વાત બોલવી અને એ વિષયનો પોતાનો અભ્યાસ હોય તો જ બોલવા ઊઠવું. વાતની અંદર આવેલ પેટાવાત ભૂલી ન જવી, વાણાતાણા મેળવી લેવા અને અસ્તવ્યસ્ત કે અવ્યવસ્થિત કદી બોલવું નહિ.

સર્વથી વધારે અગત્યની વાત ભાષણ બંધ કરવાની છે. આવી તક ફરી નહિ મળે એમ ધારવું નહિ, સાંભળનારમાં કંટાળાની શરૂઆત થવા દેવી નહિ અને પૂરતો રસ જામ્યો હોય ત્યાં ચાલતે ભાષણે અટકી જવું. આ સંભાષણની કળા છે, કુદરતી રીતે વરેલ ન હોય તો અભ્યાસથી આવડે તેવી છે અને ઉપયોગ કરતાં આવડે તો અસાધારણ પરિણામ નીપજાવી શકે તેવી છે. ભાષણની કળા હોય તો શ્રોતાવર્ગને ચિત્રમય કરી શકાય છે, હાથમાં લઈ શકાય છે અને ધારેલ રસ્તે કાર્યનો ઝોક આપી શકાય છે. વક્તા ખરો શક્તિશાળી હોય તો નિર્ણય કરીને આવેલ શ્રોતાને પણ ફેરવી શકે છે, રડાવી શકે છે, હસાવી શકે છે અને રમાડી શકે છે.

જીવનના અન્ય અનેક વ્યવહારપ્રસંગમાં પણ-ઊભા થાઓ, મોટેથી બોલો અને અટકી જાઓ-એ ત્રણે સૂત્રોનો ઉપયોગ છે. દુનિયાની પાસે રજૂ થવાની અને પોતાનો મત જોરશોરથી બતાવવાની જરૂર છે, પણ કોઈ વાત છેક સુધી ખેંચવી નહિ. ક્યાં અને ક્યારે અટકી જવું, ક્યારે મક્કમપણે મનને વળગી રહેવું અને ક્યારે ચાલતા પ્રવાહમાં ભળી જવું-એ સમજવાની જરૂર છે. અંતે તો મક્કમ માણસ જ ફાવે છે, પણ તંત બાંધવામાં મજા નથી. આપણા સિવાય અન્ય કોઈ સાચા હોઈ શકે જ નહિ એ ધોરણ અયોગ્ય અને અસમીચીન છે. ડરવાની જરૂર નથી, પણ અક્કલનો ઇજારો આપણે ત્યાં જ છે એમ પણ માની લેવા જેવું નથી. બોલ્યા વગર બોર વેચાતાં નથી, પણ 'બહુ બોલે તે બાંડો.' એ પણ એટલી જ મહત્ત્વની વાત છે. બોલના પગ મૂકે નહિ એ ધ્યાનમાં રાખવું, શ્રોતા મહાપંડિત છે એમ કદી માનવું નહિ અને વિનાકારણ હાથપગના પછાડા કરવા નહિ. આ સર્વ કુશળ જીવનની કુંચીઓ છે.

---

"Formula for success; stand up to be seen, speak up to be heard and shut up to be appreciated." REV. G. MURRAY TAYLE

# ઊંચ કોટિની અહિંસા

આપણે સમજી શકીએ તેવી વાત છે કે રાજદ્વારી હક્કો મેળવવાની લડતમાં જ્યારે અહિંસાનું પ્રાધાન્ય નહોતું ત્યારે અનેક મનુષ્યોનો રાજ્યોએ વિનાશ કરી નાખ્યો હતો. જ્યારથી એ સંબંધમાં અહિંસાવડે રાજદ્વારી હક્કો મેળવવાનું ગાંધી મહાત્માએ હિંદુસ્થાનની પ્રજાને શીખવ્યું છે ત્યારથી પ્રજાના જાનમાલની હાનિ પ્રાયે સત્તાધીશો પણ કરી શકયા નથી.

આ સંબંધમાં નામદાર સરકારના રાજ્યમાં પણ આપણે અનુભવ્યું છે કે પ્રજાએ જ્યારથી અહિંસાને આગળ કરીને લડત ચલાવવા માંડી છે ત્યારથી તેને અંગે જાનમાલની ખરાબી થતી અટકી છે. જો તે પ્રમાણે પ્રજાએ વર્તનમાં અહિંસાને સ્વીકારી લીધી ન હોત તો પરિણામે જરૂર ઘણી મોટી સંખ્યામાં મનુષ્યોનો વિનાશ થાત. અત્યારે રાજકોટસ્ટેટમાં ચાલતા પ્રસંગમાં પણ અહિંસાને આગળ કરીને પ્રજા હક્ક મેળવવાની લડત કરી રહેલ હોવાથી, રાજસત્તાવાળાઓને પોતાનો ગુસ્સો દબાવી રાખવો પડેલ છે. જો પ્રજાએ અલ્પાંશે પણ હિંસાનું કારણ દાખવ્યું હોત તો ગોળીબાર કરવાને તલસી રહેલી સત્તા જરૂર અનેક મનુષ્યોનો વિનાશ કરત કે જેને પરિણામે પ્રજાને થાકી જઇને લડત બંધ કરવી પડત.

આ સંબંધમાં મહાત્મા ગાંધીએ સરહદમાં ખુદાઇ ખીદમતદારોને અહિંસાનો મર્મ સમજાવતાં કહ્યું છે કે: "હું અહિંસાનો અર્થ પણ પૂરેપૂરો સમજ્યો છું એવો મારો દાવો નથી. હું જે સમજ્યો છું તે તો એ મહાન્ વસ્તુનો એક અલ્પ અંશ માત્ર છે. અહિંસાનો પૂરેપૂરો અર્થ સમજવાનું અને તેને આચરણમાં પૂરેપૂરું ઉતારવાનું અપૂર્ણ માનવીનું ગજું નથી; એ તો વિશ્વના એક અને અદ્વિતીય સમ્રાટ્ ઇશ્વરનો જ ગુણ છે. મેં પચાસ વરસ થયા એ સિદ્ધાંત સમજવાનો ને જીવનમાં ઉતારવાનો સતત ને અવિરત પ્રયત્ન કર્યો છે, પરંતુ હજુ હું તેનો બહુ જ અલ્પાંશ સમજ્યો છું ને જીવનમાં તો તે કરતાં પણ અલ્પ ઉતારી શક્યો છું."

ઉપર જણાવેલા ભાવાર્થનું ગાંધી મહાત્માનું વકતવ્ય આપણને સમજાવે છે કે અહિંસાનું ખરું ને પૂરું સ્વરૂપ તો ઇશ્વર—પરમાત્માં જ સમજી શકે. આપણે આપણા શાસ્ત્રાધારે સમજી શકીએ છીએ કે અહિંસાપ્રાધાન્ય જ જૈનધર્મ છે. તે ધર્મના પ્રરૂપક પરમાત્માએ તે અહિંસાને પોતાના ચરિત્રમાં પૂર્ણપણે ઉતારીને આપણને તેનું સાચું ભાન કરાવ્યું છે. અનંત શક્તિ છતાં મહાવીર

પરમાત્માએ પોતાને પ્રાણાંત ઉપસર્ગો કરનાર ચંડકૌશિક, સંગમ દેવ અને કાનમાં ખીલા નાખનાર ગોવાળ વિગેરે ઉપર જે સમભાવ દર્શાવ્યો છે તે જ ઉચ્ચ કોટિની અહિંસા છે. એનું પૂરું સ્વરૂપ કેવળજ્ઞાની પણ કહી શકે નહીં, તો છદ્મસ્થ તો શેના જ કહી શકે ?

વિચાર કરો કે પરમાત્મામાં એ અહિંસા સર્વાંશે પ્રગટ થયેલી હોવાથી જ તેમના સમવસરણમાં આવતા જાતિવૈરવાળા પશુપક્ષીઓ વિગેરેનાં વૈર પણ શમી જતાં હતાં. એ બધો અહિંસાનો જ પ્રતાપ હતો. મહાત્મા પતંજળી પણ તેમના યોગદર્શનમાં કહે છે કે अहिंसाधर्मप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः स्यात्। અહિંસાધર્મ જો મનુષ્યમાં પ્રતિષ્ઠિત થયો હોય તો તેની પાસે આવનાર પશુપક્ષીઓ કે મનુષ્યોમાંથી પણ વૈરભાવ નાશ પામી જાય છે. અહિંસાનું આવું પ્રાબલ્ય છે.

જૈનશાસ્ત્રકારે જે હિંસા કહી છે તેની સમાપ્તિ પ્રાણવિનાશમાં આવતી નથી, પરંતુ કોઈનું દિલ દુ:ખાવવું તેને પણ હિંસા જ ગણી છે. વળી અન્ય દર્શનકારો ત્રસ જીવોને જ પ્રાયે જીવમાં ગણે છે. પાંચ પ્રકારના સ્થાવર જીવોની તેમજ અનેક પ્રકારનાં વાસી, વિદળ, બોળ, ચલિતરસ વિગેરેમાં ઉપજતા બેઇંદ્રિય જીવોની તેમને ઓળખાણ પણ હોતી નથી, તેથી તેઓ સંપૂર્ણપણે અહિંસા શી રીતે પાળી શકે ? પ્રથમ વસ્તુને તો ઓળખવી જોઇએ.

આ સિવાય સ્ત્રીસેવનાદિકમાં થતી હિંસાને પણ કેટલાક સમજી શકતા નથી, કારણ કે સ્ત્રીસંબંધવડે થતી ત્રણ પ્રકારના[1] જીવોની હિંસાનું સ્વરૂપ અન્ય શાસ્ત્રોમાં બતાવેલું નથી. વળી ઉપર જણાવેલ એકેંદ્રિય જીવોને ન ઓળખવાથી જ ખાસ વનવાસી તાપસ તરીકે ઓળખાતા અને સંસારથી વિમુખ એવા ઋષિમુનિઓ પણ અનેક જીવોથી વ્યાપ્ત કંદમૂળફળાદિકનો આહાર કરતા હતા ને પોતામાં અહિંસકપણું માનતા હતા.

આ સાથે એ પણ સમજવાની જરૂર છે કે અહિંસા સર્વાંશે એકલી પાળી શકાતી નથી. તેની સાથે સત્ય, અચૌર્ય, મૈથુનનું યથાશક્તિ વર્જ્યપણું અને પરિગ્રહની તૃષ્ણાનું પરિમિતપણું હોવું જ જોઇએ, નહીં તો આ ચાર આશ્રવને અંગે પણ હિંસા કરવી જ પડે છે–થાય જ છે. અહિંસાને પૂર્ણપણે પાળવા ઇચ્છનારે અનેક પાપસ્થાનકોનો ઓછેવત્તે અંશે ત્યાગ કરવો જ જોઇએ.

આ સંબંધમાં હાલ વધારે ન લખતાં ઉપર જણાવેલી હકીકત ઉપર ફરીને વાંચકોનું ધ્યાન ખેંચી વિરમું છું. કુંવરજી

---

૧. સ્ત્રીપુરુષના સંયોગવડે સ્ત્રીયોનિમાં નિરંતર રહેના બેઇંદ્રિયોની, અસંખ્ય સંમૂર્છિમ મનુષ્ય પંચેંદ્રિયોની અને નવ લાખ ગર્ભજ મનુષ્યની હિંસા થાય છે. બેઇંદ્રિય જીવોના સળવળાટથી જ સ્ત્રીને કામવાસના જાગે છે.

# श्रीजिनसहस्रनाम स्तोत्र

અજૈનસાહિત્યમાં શિવ, વિષ્ણુ, ગોપાળ, [1]નારાયણ, પુરુષોત્તમ, સૂર્ય[2], ગણેશ, દત્તાત્રેય, લલિતા, દેવી, રેણુકા અને પદ્માવતી[3] વિગેરેનાં સહસ્ર નામોનાં સ્તોત્રો પ્રગટ થયાં છે, તેજ પ્રમાણે જૈનોમાં પણ પોતાના ઇષ્ટ આરાધ્યદેવ જિનેશ્વર( અર્હન્ )નાં અનેક સહસ્રનામસ્તોત્રો દૃષ્ટિગોચર થાય છે.

સ્વર્ગસ્થ મુનિશ્રી હિમાંશુવિજયજીએ પોતાને ઉપલબ્ધ બે સહસ્રનામ-સ્તોત્રોની વિચારણા કરી છે. ( જુઓ " શ્રી હિમાંશુવિજયજીના લેખો " લેખ નં. ૫૯. ) તેમાં પ્રથમ ૪૧ પદ્યાત્મક સ્તોત્ર જણાવેલ છે જે ' રત્નસાગર ' ( પૃ. ૨૦૭ ) તથા જૈન સસ્તી વાંચનમાળા તરફથી મુદ્રિત ' નિત્યસ્મરણ જૈન-સ્તોત્રાદિસંગ્રહ ' માં છપાયેલ છે.

" મુનિશ્રીને મળેલી પ્રતમાં इति जिनसहस्रनाम । લખેલું છે ત્યારે મુદ્રિત રત્નસાગરમાં इति भद्रबाहुस्वामिना विरचितं लघुसहस्रनाम संपूर्णम् । આ પ્રમાણે ઉલ્લેખ છે.

સ્તોત્રની શરૂઆત આ પ્રમાણે:—

अथ जिनसहस्रनामस्तुतिर्लिख्यते:—

नमस्त्रैलोक्यनाथाय, सर्वज्ञाय महात्मने ।
वक्ष्ये तस्यैव नामानि, मोक्षसौख्याभिलापुकः ॥ १ ॥

અંતિમ શ્લોક—

नामान्यष्टसहस्राणि, ये पठन्ति पुनः पुनः ।
ते निर्वाणपदं यान्ति, मुच्यन्ते नात्र संशयः ॥ ४१ ॥

આમાં ૧૦૦૮ નામો હોવાનું કથન છે, પરંતુ ગણતાં ૨૫૦ થી અધિક

---

૧. अविच्छिन्नपठ्यमाना नारायणनामसहस्रम् (કાદંબરી. પૃ. ૧૪૩ નિર્ણયસાગરીયા વૃત્તિઃ)

૨. સુપ્રસિદ્ધ ઉપાધ્યાય શ્રીભાનુચંદ્રજી અકબ્બર તથા જલ્લાલદીનને દરરોજ સંભળાવતા હતા. જુઓ કાદંબરી ઉત્તરખંડ ટીકાનો અંતિમ ભાગ—

इति श्रीपातशाह श्री अकब्बरजल्लालदीन सूर्यसहस्रनामाध्यापकः

૩. જૈનોમાં પણ પદ્માવતી સહસ્રનામ સ્તોત્ર છે. ( જુઓ નવાબ સા. મ. તરફથી મુદ્રિત ભૈરવપદ્માવતીકલ્પ )

નામો નથી. કારણ પ્રત્યન્તરો જોવાથી માલૂમ પડે. બીજું જિનસહસ્રનામ આગરા( માળવા )ના દિગંબર જૈનમંદિરના ભંડારમાંનું શ્રીયુત ભૂરાલાલજી જૈનના સૌજન્યથી જોવા મળેલું તેનાં કુલ પાનાં ૩૫ છે. તેના પ્રારંભમાં—

ॐ नमः सिद्धेभ्यः ।
अथ जिनसेनाचार्यकृतसहस्रनाम लिख्यते ।

स्वयंभुवे नमस्तुभ्य-मुत्पाद्यात्मानमात्मनि ।
स्वात्मनैव तथोद्भूतवृत्तयेऽचिन्त्यवृत्तये ॥ १ ॥

આ પ્રમાણે મોટા અક્ષરોમાં ૩૪ મૂળ શ્લોકો લખી इति स्तुति લાલ અક્ષરોમાં લખેલ છે. તે પછી—

श्रीमान् स्वयंभूर्वृषभः शम्भवः शंभुरात्मभूः ।
स्वयंप्रभः प्रभुर्भोक्ता विश्वभूरपुनर्भवः ॥ ३५ ॥

આ ૩૫ મા શ્લોકથી દરેક શબ્દ ઉપર ભાષામાં ટબાની જેમ અર્થ લખ્યા છે. જેમકે—श्रीमान् શબ્દનો અર્થ श्रीमान् कहीए अनन्तचतुष्के नाथ. આ પ્રમાણે ૧૬૬ શ્લોક ૩૫ પેજમાં પૂરા કર્યા છે. તે પછી લાલ અક્ષરોમાં इति जिनसेनाचार्यविरचितजिनसहस्रनाम संपूर्णं । ત્યારબાદ લહિયાએ પોતાનો પરિચય આપતાં લખ્યું છે કે—

लिखितं ब्राह्मण बालराम नारायणने स्वहस्तसे लिखी ग्राम आगरके मंदिरमें लिखी । संवत् १९५३ शके १८१८ मिति मार्गशीर्ष शुद ६ गुरुवासरे मंदसोरमें इसी प्रत लिखी । पत्रसंख्या ६५, श्लोक मूल १६६, टीकाश्लोक ९३४, जुमले ११००

ઉપર સૂચવેલા પહેલા ( लघु )જિનસહસ્રનામ કરતાં આ સ્તોત્ર મોટું છે.

આ સિવાય બીજાં પણ જિનસહસ્રનામસ્તોત્રો મુનિશ્રીએ પ્રસ્તુત લેખ લખ્યા પૂર્વે પ્રસિદ્ધિમાં આવેલાં હતાં, પરંતુ તેઓ વિહારમાં હોવાથી સામગ્રીના અભાવે અગર લક્ષ્યબહાર રહી જવાથી તે સંબંધી ઉલ્લેખ કરી શક્યા નથી અને ત્યારબાદ થોડા જ સમયમાં તેઓશ્રી યશઃશેષ થઈ જવાથી તેમના લેખના અનુસંધાનરૂપ આ લઘુલેખદ્વારા મારી નજર તળે નીકળેલાં જિનસહસ્રનામ સ્તોત્રો સંબંધી કિંચિત્ પરિચય આપું છું—

૧. अर्हन्नामसहस्रसमुच्चयः રચયિતા શ્રી હેમચંદ્રાચાર્ય.

આમાં યોગશાસ્ત્રની માફક દશ પ્રકાશ યોજેલા છે. પ્રત્યેક પ્રકાશમાં સો સો નામોનો સમાવેશ કરેલો છે, આદ્ય ભાગ આ પ્રમાણેઃ—

अर्हं नामापि कर्णाभ्यां, शृण्वन् वाचा समुच्चरत्।
जीवः पीवरपुण्यश्रीर्लभते फलमुत्तमम् ॥ १ ॥

પ્રત્યેક પ્રકાશને અંતે—

इति श्रीअर्हन्नामसहस्रसमुच्चये प्रथमः शतप्रकाशः॥

આ સ્તોત્ર જૈનસ્તોત્રસંદોહ ભાગ ૧ લામાં મુદ્રિત છે. આની જ સમાન કોટીનું અન્ય જિનસહસ્રનામસ્તોત્ર અમારા ભંડારમાં છે; પરંતુ અત્યારે હાજર નહીં હોવાથી તેને માટે ફરી પ્રસંગ મળશે તો જણાવીશ.

૨. શ્રીપાળરાસના કર્તા પ્રસિધ્ધનામધેય મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે વિક્રમ સંવત્ ૧૭૩૧ માં ગાંધારનગરમાં ચાતુર્માસ દરમ્યાન ૧૪૩ ભુજંગપ્રયાત વૃત્તમાં રચેલ છે. તેમાં દરેક શ્લોકની અંદર સાત સાત વાર નમસ્તે શબ્દ લાવીને એકંદર ૧૦૦૧ વાર પરમાત્માને નમસ્કાર કરવા વડે સ્તોત્રના જિનસહસ્ર નામને સાર્થક કરેલ છે. ઉપસંહારના શેષપદ્ય મેળવતાં એકંદર ૧૪૯ની સંખ્યા આવે છે. આ સ્તોત્ર પ્રથમ સ્વ. શ્રી વિજયદાનસૂરિજીએ સંશોધિત અમદાવાદના વીરસમાજે છપાવેલું અને દ્વિતીયાવૃત્તિ તરીકે શા. કુંવરજી આણંદજીએ અર્થ-યુક્ત શ્રી જૈન ધર્મ પ્રસારક સભા માર્ફતે પ્રસિદ્ધ કરેલ છે. આદિ ભાગ—

नमस्ते समस्तेप्सितार्थप्रदाय, नमस्ते महार्हन्त्यलक्ष्मीप्रदाय ।
नमस्ते चिदानन्दतेजोमयाय, नमस्ते नमस्तेनमस्ते नमस्ते ॥ १ ॥

અંતિમ ભાગ—

स्तवोऽयं प्रातरुदितस्तमस्तोमच्छिदर्हताम् ।
नमस्कारसहस्रेण सहस्रकिरणायताम् ॥ १४६ ॥

× × × ×

કર્તાની પ્રશસ્તિ—

स्थित्वा वर्षारात्रं गन्धारे क्ष्माग्निसंयममितेऽब्दे ( १७३१ )।
श्रीविजयप्रभसूरिप्रसादतः स्तोत्रमिदमुदितम् ॥ १४८ ॥

श्रीहीरहीरविजयाह्वयसूरिशिष्य—श्रीकीर्तिकीर्तिविजयाभिधवाचकानाम्।
शिष्येण ढौकितमिदं भगवत्पदाग्रे स्तोत्रं सुवर्णरचितं विजयाभिधेन ॥ १४९ ॥

૩ अर्हन्नामसहस्र—રચના સં. ૧૬૫૮. કર્તા ૫૦ કલ્યાણવિજય અને મુનિ-વિજય શિષ્ય મુનિશ્રી દેવવિજયજી. આ ગ્રંથ દશ અધિકારમય છે. અને સં. ૧૬૯૮માં એમણે પોતે જ રચેલી સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કરેલ છે. દશમા અધિકાર સિવાય દરેક અધિકારને અંતે આ પ્રમાણે પદ્ય છે—

देवाधिदेवस्य दशाधिकारसहस्रनामस्तवनस्य पाठात् ।
इतः सतां संस्मृतितत्पराणां, भवन्तु भव्या विजयश्रियो द्राक् ॥

સ્વોપજ્ઞવૃત્તિ—'देवाधिदेवस्य' अर्हतः दश अधिकारा यस्मिन् सहस्रनाम्नां स्तवने तस्य 'इतः' प्रत्यक्षात् 'पाठात्' भणनात् स्मरणपरायणानां उत्तमानां 'भव्या' मनोज्ञा विजयश्रियो 'भवन्तु' सम्पद्यन्तामिति । अत्र वृत्ते देवविजयेत्यनेन सहस्रनामकर्तुर्नामगर्भितमवसेयमित्याशीर्वादसूचकमित्यर्थः ।

દશમા અધિકારના છેવટે પદ્ય નીચે મુજબ—

श्रीमुनिविजयगणीनां वाचकपदशालिना सुशिष्येण ।
अर्हन्नामसहस्रं विनिर्मितं देवविजयेन ॥ १५ ॥

આની વૃત્તિ—विक्रमार्कसमयादष्टपञ्चाशदधिकषोडशशतवर्षातिक्रमे विनिर्मितस्य श्रीविजयसेनसूरिचरणैर्दृष्टस्य सकलशास्त्रनिर्णीतपण्डितश्रीलाभविजयगणिभिः किञ्चिन्मात्रं संशोधितस्य तीर्थकरसहस्रनामसूत्रस्य अष्टनवत्यधिकषोडशशतवर्षातिक्रमे विनिर्मिता सुबोधिकानाम्नी वृत्तिः सम्पूर्णा । इति आर्यार्थः ॥

આ સ્તોત્રની સ્વોપજ્ઞવૃત્તિયુક્ત પ્રત વયોવૃદ્ધ પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજના છાણીના ગ્રંથસંગ્રહમાં છે, જે પ્રતિના પ્રારંભમાં નીચે મુજબ નમસ્કાર કરેલ છે—

भट्टारकपुरन्दर भट्टारकश्री ५ श्रीविजयानन्दसूरिचरणेभ्यो नमः । वाचकमुख्यवाचकश्री ५ श्रीमुनिविजयगणिगुरुभ्यो नमः । वाचकप्रवर वाचक श्रीकल्याणविजयगणिगुरुभ्यो नमः ।

છેવટની પ્રશસ્તિ આ પ્રમાણે—

श्रीविजयसेनसूरीश्वरपट्टप्रभावका अभवन् ।
वरविजयपक्षपतयः सूरिश्रीविजयतिलकाख्याः ॥ १ ॥
तत्पदेऽतिप्रकटे पूर्वगिरौ दिनपतिप्रतिमविभवाः ।
विजयन्ते यतिपतयः श्रीविजयानन्दसूरीन्द्राः ॥ २ ॥
दीक्षाया मम गुरवः श्रीमन्मुनिविजयवाचका आसन् ।
विद्यायास्तु श्रीमद्वाचककल्याणविजयाह्वाः ॥ ३ ॥
एतेषां गुरुराजां प्रसादमासाद्य दशशतमितानाम् ।
अर्हन्नाम्नां वृत्तिर्विनिर्मिता देवविजयेन ॥ ४ ॥
एकमपि नामधेयं तीर्थकृतोऽनवगताभिधेयमपि ।
जप्तं धृतमिष्टकरं किं पुनरधिकानि सार्थानि ॥ ५ ॥
तेनार्थसहितनामस्मरणं तीर्थविदुर्महाफलदम् ।
अर्हत्सहस्रनाम्नां मुदे वृत्तिर्मया विहिते ॥ ६ ॥
जिनशासनभक्तानां मनीषिणां चरणपद्मरेणुसमः ।
एतां विज्ञप्तिमिदं कुर्वे विनयं विधाय पुरः ॥ ७ ॥

श्रीमन्तः सूरिवरा वाचकमुख्याः सुधीश्वरा गणयः ।
मुनयोऽपि च मम वचनं शृण्वन्तु सदादराः सन्तः ॥ ८ ॥
नास्मद्गच्छीयकृतं नास्मद्गुरुगच्छनामधेयमिह ।
श्रीजिनशासनभक्तैरानेयं न खलु मनसि यतः ॥ ९ ॥
ये यद्गच्छे सन्तो ये यद्गुरुनिष्ठया प्रवर्तन्ते ।
तेषां गीतार्थानां तन्नामग्रहणमुचितमिह ॥ १० ॥
तेनैतत्पठनादौ लिखनादौ नैव मत्सरः कार्यः ।
शासनभक्तजनानां जिनाभिधानस्तुतिः सुदृशाम् ॥ ११ ॥
वृत्तेः सूत्रस्य तथा कर्तृकवेर्योऽभिधापरावर्तम् ।
निर्मास्यति तन्मूर्ध्नि सङ्घाज्ञाभङ्गपातकं पततु ॥ १२ ॥
विक्रमतोऽष्टपञ्चाशादधिकषोडशशतेषु ( १६५८ ) वर्षाणाम् ।
सूत्रं कृतमष्टनवत्यधिकेषु ( १६९८ ) गतेषु वृत्तिरपि ॥ १३ ॥
मतिमान्द्यादौत्सुक्यादधिकं न्यूनं च यन्मया लिखितम् ।
तच्छोधयन्तु विबुधाधीशाः करुणां विधाय मयि ॥ १४ ॥
अर्हन्नामसहस्रस्तवनं निर्माय यन्मया सुकृतम् ।
प्राप्तं तेन समग्रे श्रीसङ्घे भवतु कल्याणम् ॥ १५ ॥
श्रीकीर्त्तिविजयवाचकशिष्योपाध्यायविनयविजयाख्यैः ।
समशोधि वृत्तिरेषा निधिनिधिरसशशिमिते ( १६९९ ) वर्षे ॥ १६ ॥
एतच्छास्त्रं विबुधैरधीयमानं च लिख्यमानं च ।
जिनपतिशासनभक्तैराचन्द्रार्कं चिरं जीयात् ॥ १७ ॥

આ વિસ્તૃત પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે વૃત્તિવિભૂષિત ગ્રંથ વિશેષ પ્રમાણે મોટો હોવો જોઇએ. નામોની વ્યુત્પત્તિ વિગેરે ઘણું નવીન જાણવા મળે તેમ છે. સત્વેળા પ્રગટ કરવા યોગ્ય છે. ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ રચેલ જિનસહસ્રનામ સ્તોત્ર આના પછીની ( સં. ૧૭૩૧ ની ) કૃતિ હોવાથી કદાચ આ સ્તોત્ર જોવાથી તેમને રચવાની ભાવના ઉદ્ભવી હોય એમ પણ અનુમાન થઈ શકે છે.

આ સર્વ શુદ્ધ સંસ્કૃત સ્તોત્રોની વાત થઇ. હવે ભાષા સાહિત્ય તરફ નજર કરતાં ન્યા. ન્યા. મહોપાધ્યાય શ્રી યશોવિજયજી કૃત જિનસહસ્રનામવર્ણન : છંદ ભુજંગપ્રયાતવૃત્ત : કડી ૨૧ ઉત્તમ છે.

આદિ ભાગ—

જગન્નાથ જગદીશ જગબંધુ નેતા, ચિદાનંદ ચિદ્રૂપ ચિન્મૂર્તિ ચેતા;
મહામોહભેદી અમાયી અવેદી, તથાગત તથારૂપ ભવભયઉછેદી. ૧

અન્ત્ય ભાગ—

ઇસ્યાં સિદ્ધજિનનાં કહ્યાં સહસનામ, રહ્યો શબ્દઝગડો લહે। શુદ્ધ ધામ;
ગુરુ શ્રી નયવિજયબુધચરણસેવી, કહે શુદ્ધપદમાંહિ નિજ દષ્ટિ દેવી. ૨૧

ચૈત્ય૦ આદિ સં૦ ભા. ૨, પૃ. ૨૦૨ થી ૨૦૫
તથા યશોવિ૦ વિરચિત ગૂર્જર સાહિત્ય સંગ્રહ. ભા. ૧, પૃ. ૧૩૭

તે ઉપરાંત પુણ્યહર્ષ—( સત્તાસમય. ૧૭૦૯ થી ૩૫ ) ન્યાનહર્ષ શિષ્ય જીવહર્ષવિરચિત ભુજંગપ્રયાત છંદમાં કડી ૯૨ નું જિનસહસ્રનામ સ્તોત્ર હાલમાં જ શ્રી આત્માનંદ જૈનસભા( ભાવનગર )ના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાંથી જોવા મળેલું છે. તેનો આદિ ભાગ આ પ્રમાણે—

વાચનાચાર્ય વા૦ શ્રી ૫ શ્રીનયહર્ષગણિસદ્‌ગુરુભ્યો નમઃ ।
ચિદાનંદ ચિદ્રૂપ એ મોહવારી, સદા વિશ્વરૂપી અરૂપી અભારી;
અનાથં સુનાથં ઉદારં ગભીરં, અલક્ષ્યં વિલક્ષ્યં અનંત્યં અભીરં. (૧)

છેવટની કડીઓ—

મહાનામ અષ્ટોત્તરં એ હજારં, ભજો ચિત્તમાં નિત્ય થઇને કરારં;
ળાહૂ વર્ષનાં કોટિ જો કષ્ટ કીજે, ફલં નામના જાપથી સદ્ય લીજે.(૮૪)

× × × × × ×

સુધી પુણ્યહર્ષાભિધાનો મુનીશો, ગુણી વાચકો ન્યાનહર્ષો ગણીશો;
તયોશ્ચારુપાદાબ્જસેવાસુસકતો, મુનિ જીવહર્ષો વદે ભાવયુકતો. ૯૨

આ સ્તોત્રમાં પ્રથમા, દ્વિતીયા વિભક્તિના રૂપો અલાક્ષણિક વપરાયેલાં છે; તથા કેટલાંક નામો પણ માત્ર શબ્દની સુંદરતા ખાતર વાપરેલાં દેખાય છે. કર્તાની અન્ય કૃતિઓ વિગેરેની માહિતી મળી શકતી નથી. આ સ્તોત્રના અન્તે ભુજંગપ્રયાત વૃત્તમાં જ શાંતિજિન સ્તવન આપેલ છે. તેના કર્તા નયહર્ષ શિષ્ય જયહર્ષ છે અને જિનસહસ્ર નામના પ્રારંભમાં નયહર્ષને નમસ્કાર કરેલ છે તેથી તેના લેખક જયહર્ષ જ હોય એમ અનુમાન થાય છે.

પ્રાતઃકાળે પ્રભુના યશોગાન કરનારા ભક્તજનો માટે આવાં સ્તોત્રો ઘણાં જ ઉપયોગી છે. પાપમળને ધોઇ આત્માને નિર્મલ બનાવે છે; માટે પ્રાચીન સાહિત્ય ઉદ્ધારકોએ આ તરફ લક્ષ આપવું ઘટે. એ જ અભ્યર્થના.

મુનિ શ્રી ચતુરવિજયજી



# प्रश्नोत्तर

(પ્રશ્નકાર: શા. શોગમલ શવાજી-મુંબઈ)

**પ્રશ્ન ૧**—રાવણ તીર્થંકર ક્યારે ને કયા ક્ષેત્રમાં થવાના છે?

**ઉત્તર**—રાવણ આવતી ચોવીશીમાં આ ભરતક્ષેત્રમાં તીર્થંકર થવાના નથી, મહાવિદેહમાં થવાના છે. નરકમાંથી નીકળીને તરત થવાના નથી, કારણ કે તેણે હજુ નિકાચીત તીર્થંકરનામકર્મ બાંધ્યું નથી.

**પ્રશ્ન ૨**—દેરાસરમાં શ્રાવક નોકર રહે તો તેને પગાર શા ખાતામાંથી અપાય?

**ઉત્તર**—સાધારણખાતામાંથી અપાય, દેવદ્રવ્યમાંથી ન અપાય.

**પ્રશ્ન ૩**—શ્રાવકને નહાવાના પાણીની ને પૂજા કરવા માટે પહેરવાના કપડાની ગોઠવણ કયા ખાતાના દ્રવ્યથી કરી શકાય?

**ઉત્તર**—સાધારણખાતાના દ્રવ્યથી જ કરી શકાય કે જેથી તે પાણી વાપરતાં કે વસ્ત્ર વાપરતાં શ્રાવક દોષપાત્ર ન થાય.

**પ્રશ્ન ૪**—દેરાસરના દ્રવ્યથી બાંધેલા મકાનમાં શ્રાવક ભાડે રહી શકે?

**ઉત્તર**—ભાડું દઈને રહેવામાં બાધ જણાતો નથી, પરંતુ બનતા સુધી એવા સંસર્ગમાં જ ન આવવું, કારણ કે તેમાં અનેક રીતે દોષ લાગવાનો સંભવ છે.

**પ્રશ્ન ૫**—દેરાસરમાં જિનબિંબની પખાળ ક્યારે કરવી?

**ઉત્તર**—સૂર્યોદય થયા પછી કરવી યોગ્ય છે, છતાં ત્યારઅગાઉ વધારે પ્રકાશ થયે કરી શકાય; પરંતુ વહેલા અંધકારમાં કરે છે તે અયોગ્ય છે.

**પ્રશ્ન ૬**—આ ક્ષેત્રના મનુષ્યો અહીંથી મરણ પામીને ક્યાં ક્યાં જઇ શકે?

**ઉત્તર**—નીચે બે નરક સુધી અને ઉપર ચાર દેવલોક સુધી જઇ શકે. મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય પણ થઇ શકે. તિર્યંચગતિમાં તો તિર્છાલોકમાં ગમે ત્યાં ઉપજી શકે.

**પ્રશ્ન ૭**—જૈન સાધુઓ માંસમદિરાના ભક્ષીને ત્યાંથી આહારપાણી લઇ શકે?

**ઉત્તર**—ન લઇ શકે. અણજાણપણાથી લેવાય તો નિરુપાયપણું છે.

**પ્રશ્ન ૮**—કેટલાક શ્રાવકો પોતાની દુકાનના નફામાં કેશરીઆજીનો ભાગ રાખે છે તે વ્યાજબી છે?

ઉત્તર—ગેરવ્યાજબી છે. એમાં આશીભાવ પ્રભુના નામે રળવાનો છે તે યોગ્ય નથી, મિથ્યાત્વ લાગે તેવું તે કાર્ય છે.

**પ્રશ્ન ૯**—ઉપર પ્રમાણે ભાગમાં આવેલ દ્રવ્ય કેશરીઆજી સિવાય બીજે વાપરી શકાય ?

**ઉત્તર**—વાપરી ન શકાય.

**પ્રશ્ન ૧૦**—સત્યકી નામના વિદ્યાધર આવતી ચોવીશીમાં ૧૧મા તીર્થંકર સુવ્રત નામના થવાના છે તે આ ચોવીશીમાં થયેલા ૧૧મા રૂદ્ર જ કે બીજા ? એણે તીર્થંકરનામકર્મ ક્યારે ને કયા નિમિત્તે બાંધ્યું છે ?

**ઉત્તર**—લોકપ્રકાશના ૩૪ મા સર્ગમાં એનો સંક્ષિપ્ત અધિકાર છે, તે ઉપરથી ૧૧મા રૂદ્ર જ ૧૧મા તીર્થંકર થવાના છે તે બરાબર છે, પરંતુ તેણે તીર્થંકરનામકર્મ ક્યારે બાંધ્યું તેનો ઉલ્લેખ તેમાં નથી. કુંવરજી

( ૨ )

ભાઈ નગીનચંદ હેમચંદ વાંઝવાળાના ઉત્તરો

( આ ઉત્તરો વાંચવાથી પ્રશ્ન શું હશે ? તે સમજી શકાશે. )

૧ સત્યકી વિદ્યાધર મહાવીરસ્વામીના વખતમાં થયેલ છે. એની કથા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રમાં આવે છે. રૂદ્ર એવી એની સંજ્ઞા છે. એ ૧૧ મો રૂદ્ર છે. રૂદ્ર શબ્દનો અર્થ તો ભયંકર થાય છે.

૨ હાલમાં વિદ્યાધરો તેના નિવાસસ્થાનરૂપ વૈતાઢ્ય પર્વત ઉપર પણ વિદ્યાવાળા સંભવતા નથી. વિદ્યાવાળા જો હોત તો જરૂર સિદ્ધાચળ યાત્રાએ આવત. વળી તેઓ મનુષ્ય હોવાથી અદૃશ્ય રહી શકતા નથી. રહેવાનું ખાસ કારણ નથી.

૩ આ કાળમાં વૈક્રિયલબ્ધિનો સંભવ નથી. એ લબ્ધિ તપસ્યાથી ઉત્પન્ન થાય છે અને વિદ્યાવડે પણ તે લબ્ધિ પ્રાપ્ત થાય છે.

૪ ધાતકીખંડના બે ભરત ને પુષ્કરાર્ધના બે ભરત એ ચારેમાં આ ભરત ક્ષેત્ર પ્રમાણે જ કાળની વર્તના હોય છે. ત્યાંની ચોવીશીના તીર્થંકરોનાં નામો જુદા જ હોય છે. જુઓ **તીર્થંકરનામાવળી** એટલે અહીંના વીશમા ને ત્યાંના બાવીશમા પ્રભુના નામનો મુકાબલો કરવાનો નથી.

૫ સમકિતી જીવ વ્યંતરજાતિના યક્ષોને સંસારી દેવજાતિ તરીકેના માને, તીર્થંકરદેવની જેવા માનનીય કે પૂજનિય ન માને.

૬ ચમરેંદ્રની રાજધાનીની ઉપર અસંખ્યાત યોજન ઊંચી સમશ્રેણીએ સૌધ-

મેંદ્રની સભા છે. ત્યાં બેઠેલા સૌધર્મેંદ્ર ને ચમરેંદ્ર પોતાના અવધિજ્ઞાનવડે જોઇ શકે છે. તેમ જોવાથી જ ચમરેંદ્રને દ્વેષ થયો છે.

૭ જ્યોતિષી તો અહીંથી ઉંચે માત્ર ૭૯૦ થી ૯૦૦ યોજન સુધીમાં જ છે.

૮ દેરાસરમાં ચડાવેલી બદામ વિગેરે વસ્તુ વેચાતી લઇને શ્રાવક ચડાવી શકે નહીં. તેની કિંમત ગમે તે ઉપજે તે શ્રાવકે વિચારવાનું નથી.

૯ મહાવીર પરમાત્માએ અભિગ્રહ લીધો ત્યારે તે અભિગ્રહ ક્યારે પૂરાશે ને કોણ પૂરશે એ પોતે જોયેલ જ નહીં-જુએ જ નહીં-જુએ તો અભિગ્રહમાં ખામી ગણાય.

૧૦ અકસ્માતથી મરણ પામે તેના આયુકર્મનાં દળિયાં અંતર્મુહૂર્તમાં વેદાઇ જાય. પ્રદેશોદયથી વેદે. જેટલું આયુ બાંધ્યું હોય તેટલું આ કાળના સોપક્રમી ને અપવર્તનીય આયુવાળા જીવો પ્રાયે ભોગવી શકતા નથી.

૧૧ આયુષ્યનું પ્રમાણ શ્વાસોશ્વાસ ઉપર નથી, વર્ષ માસ વિગેરે કાળની ગણના ઉપર છે. શ્વાસોશ્વાસ એક મુહૂર્તમાં પણ બધા જીવો એક સરખા લઇ શકતા નથી.

કુંવરજી

( ૩ )

ભાઇ શ્રી કેશરીચંદ રાયચંદ-નવસારીવાળાના ઉત્તરો.

( આ ઉત્તરો વાંચવાથી પ્રશ્ન શું હશે ? તે સમજી શકાશે. )

૧ યુગપ્રધાનગંડિકા પ્રકરણ છે. તેમાં ૨૦૦૪ યુગપ્રધાનોનાં દરેક ઉદય પરત્વે જુદા જુદા નામો આપેલાં છે. તેમાંથી બે ઉદયનાં નામોનો મેળ ખાય છે, ત્રીજા ઉદયનાં નામો મેળ ખાતાં નથી. જરૂર જણાય તેણે સદરહુ પ્રકરણ જોવું.

૨ દીવાળીકલ્પમાં કહેલી નરકે જનાર આચાર્યાદિની સંખ્યા માટે અભિપ્રાય આપી શકાય તેમ નથી, બાકી સ્વર્ગે પણ ઘણા જશે એમ સમજવું.

૩ મંગળઅભિધેયાદિ ચતુષ્ટય ઉપરાંત અધિકારી કહેવામાં કાંઇ વિરોધ નથી. અધિકારીની વ્યાખ્યા જીવવિચારના અર્થમાં લખી છે તે બરાબર છે. ગાથામાં જ અબુધ શબ્દ વાપરેલ છે.

૪ મહાવીરપ્રભુના કલ્યાણકમાં કાર્તિક વદિ ૧૦ ને માગશર વદિ ૧૦ એ તો એક જ સમજવી, કારણ કે શાસ્ત્રોમાં વદિમાં માસનું નામ જુદું આવે છે. વદિ ૧૧ કહેવાનું કારણ સમજાતું નથી. અનેક સ્થળે વદિ ૧૦ જ છે.

૫ કડાહવિગયમાં જે વસ્તુ ઘી કે તેલ ચૂલે મૂકીને તેમાં તળાય તે જ ગણાય. તળ્યા સિવાયના પકવાન કડાહવિગયમાં ન ગણાય.

૬ સાયન્સનો અભ્યાસી ન હોવાથી, ધરતીકંપ સંબંધી કારણોનો તફાવત હું જણાવી શકું તેમ નથી.

૭ પાણીમાં હાલતાચાલતા દેખાય છે તે ત્રસ જીવો છે. તેને ગણવા માટે નાની વસ્તુને બહુ મોટી દેખાડનાર સૂક્ષ્મદર્શક યંત્ર જોઇએ. તે જીવો બેઇંદ્રિય છે.

૮ કલંકી સંબંધી હકીકત મેળ ખાતી નથી. તેનો ખુલાસો બહુશ્રુત કરી શકે.

૯ કલ્પસૂત્રની ટીકામાં ને મૂળમાં આવતું સ્વપ્નોનું વર્ણન તે તે સ્વપ્નોનું સ્વરૂપ સમજાવવા માટે છે, પંડિતાઇ બતાવવા માટે નથી.

૧૦ મહાવીરના દીક્ષાપ્રસંગના વરઘોડા વખતે જોવા આવનારી સ્ત્રીઓનું જે વર્ણન આપ્યું છે તેમાં અતિશયોક્તિ નથી. અત્યારે પણ કોઇ મહાન્ રાજા, મહારાજા કે અન્યના સામૈયા વખતે તેમાંનો કેટલોક ભાગ જોવાય છે, તો આ તો અપૂર્વ વરઘોડો હતો તેમાં વિશેષ હોય જ.

૧૧ તીર્થંકરો પણ ભાવીને મિથ્યા કરી શકતા નથી, તેથી જ ગોશાળાને વીરપ્રભુએ તેજોલેશ્યા બતાવી છે.

૧૨ આઠમા વ્રતમાં તજવાની કહેલી વિકથા હાલના ન્યુઝપેપર વિગેરે વાંચનાર અને તેવી વાત કરનારને લાગે. તેના દોષના ભાગી થાય.

૧૩ દેશી કપડાં વાપરવાથી જરૂર લાભ છે. મુનિમહારાજા વાપરે અને તેને લગતો યોગ્ય રીતે ઉપદેશ આપે તો ઘણો લાભ થાય.

૧૪ દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણનું ચરિત્ર સ્થવિરાવળી વિગેરેમાં છે. વિશેષ રીતે લખેલા ચરિત્રનું ખાસ સ્થળ જાણવામાં નથી. વીરપ્રભુના ગર્ભનું હરણ કરનાર હરિનૈગમેષી દેવ દેવર્દ્ધિગણિ થયેલ છે.

૧૫ ગુરુએ કેમ ઉપદેશ આપવો ? તે વિષયમાં આપણે પડવાની જરૂર નથી. એ બાબત બહુશ્રુતો ઉપર જ છોડી દેવી. વિના કારણ ઉપાધિ વહોરવી નહીં.

૧૬ જ્ઞાનપૂજા દ્રવ્યવડે કરવાનું શાસ્ત્રસંમત છે. એ રીતે એકત્ર થયેલ જ્ઞાનદ્રવ્ય પુસ્તકો લખાવવામાં, પુસ્તકોનાં ઉપગરણોમાં, પંડિતોને પગાર આપવા વિગેરેમાં વાપરી શકાય છે તેથી જ્ઞાનદ્રવ્યની ખાસ જરૂર છે.

૧૭ અસંખ્ય દ્વીપોની ફરતા જે અસંખ્ય સમુદ્રો છે તે બધામાં જળચર જીવો છે જ. ઓછાવત્તા છે. પેલા ને છેલ્લા સમુદ્રમાં બહુ છે, વચ્ચેના સમુદ્રોમાં ઓછા છે. દેવલોકમાં આવેલી વાવડીઓમાં જળચર જીવો હોતા નથી.

૧૮ ફૂલ પાંચે વર્ણનાં ચડાવી શકાય, પણ સુગંધી હોવા જોઇએ. કુંવરજી

એકાંતર દિવસ બ્રહ્મચારી દંપતી

# જિનદાસશેઠ ને સોહાગદેવી

અન્યાન્યપક્ષના નિયમવાળા અને આખી જિંદગી નિરતિચાર શિયળ-પાળનારા **વિજયશેઠ** ને **વિજયારાણી**ની કથા આપણા વર્ગમાં સુપ્રસિદ્ધ છે. તેમની આહારાદિવડે ભક્તિ કરવાથી ૮૪૦૦૦ મુનિઓને આહારપાણી વહોરાવ્યાનું ફળ મળવાનું પ્રમાણિક પુરુષોએ કહ્યું હતું, તેવું જ એક બીજું દષ્ટાંત એકાંતર દિવસનો શિયળનો નિયમ કરનાર **જિનદાસ શેઠ** ને તેની ધર્મપત્ની **સોહાગદેવી**નું છે કે જેની આહારાદિવડે ભક્તિ કરવાનું ફળ એક લાખ શ્રાવકની ભક્તિ કરવા જેટલું થાય એમ એક પ્રમાણિક આચાર્યે કહ્યું હતું. તેની કથા **શ્રી ઉપદેશતરંગિણી** ગ્રંથમાં છે, તે આ નીચે અમારા વાંચકો માટે ઉતારવામાં આવી છે.

વસંતપુર નામના નગરમાં **શિવંકર** નામે એક શેઠ વસતો હતો: તે પરમ જૈની હતો. એકદા તે નગરમાં **શ્રી ધર્મદાસ** નામના આચાર્ય મહારાજ પધાર્યા. તેમને વાંદવા માટે તે શિવંકર શેઠ ગયા. ગુરુમહારાજને વાંદ્યા બાદ હર્ષ સાથે શિવંકર શેઠે કહ્યું કે: 'હે ભગવંત ! મારા મનમાં એવો મનોરથ થયો છે કે મારે એકલાખ શ્રાવકને જમાડવા, પરંતુ મારી પાસે તેટલું ધન નથી.' આચાર્યશ્રીએ કહ્યું કે: 'તમે અહીંથી **ભરૂચનગરે** શ્રી મુનિસુવ્રતસ્વામીની યાત્રા માટે જાઓ અને ત્યાંના વતની **જિનદાસ** નામના શ્રાવકને તેની સ્ત્રી **સોહાગદેવી** સહિત ભોજન કરાવો, તેમજ તમારી શક્તિ મુજબ વસ્ત્રાભૂષણ આપી તેનો સત્કાર કરો. એ પ્રમાણે તેમનું વાત્સલ્ય કરવાથી તમને લાખ સાધર્મીઓને જમાડવાનું પુન્ય પ્રાપ્ત થશે.'

ગુરુમહારાજના આવા વચનથી શિવંકર શેઠે ભરુચ બંદરે જઈ તે જિનદાસ શેઠનું તેની સ્ત્રી સહિત પૂર્વોક્ત પ્રકારે વાત્સલ્ય કર્યું. પછી તેણે બજારમાં આવી લોકોને પૂછ્યું કે: 'આ જિનદાસ ઉત્તમ મનુષ્ય છે કે પ્રપંચી છે?' લોકોએ કહ્યું કે: 'આ જિનદાસ સાત વર્ષની ઉમરના હતા ત્યારથી પૌષધશાળામાં સુએ છે. એક દિવસ ત્યાં ગુરુમહારાજના મુખથી **શીલોપદેશમાળા**નું વ્યાખ્યાન સાંભળી એકાંતરે બ્રહ્મચર્ય પાળવાનો તેમણે નિયમ લીધો. તેવી જ રીતે તેમની સ્ત્રી સોહાગદેવીએ પણ સાધ્વીજી પાસેથી એકાંતરે શિયળ પાળવાનો નિયમ લીધો. દૈવયોગે તે બંનેનાં પરસ્પર લગ્ન થયાં. તેમાં એમ બન્યું કે જે

श्री पूज्यपादस्वामीविरचित

# સમાધિશતક : ભાષાનુવાદ

દોહરા

પ્રારંભકને સુખ બહિર્, પણ આત્મામાં દુઃખ;
ભાવિતાત્મને દુઃખ બહિર્, પણ આત્મામાં સુખ. ૫૨

જેણે યોગનો પ્રારંભ કર્યો છે તેને બહારમાં સુખ અને આત્મામાં દુઃખ લાગે છે; પણ ભાવિતાત્માને તો બહારમાં દુઃખ અને આત્મામાં સુખ લાગે છે.

જે આત્મસ્વરૂપની ભાવનાનો પ્રારંભ કરે છે તેને જ્યાં સુધી અતીન્દ્રિય આનંદનો અનુભવ નથી થતો ત્યાં સુધી તેને આત્મવિચારમાં કષ્ટ–દુઃખ લાગે છે; અને આહાર–વિહાર–વિષયભોગ આદિ બહિર્ પ્રવૃત્તિ કે જેનો તેને અનાદિકાળનો ચિરરૂઢ દૃઢ અભ્યાસ છે, તથા જે અનંતવાર શ્રુત–પરિચિત અને અનુભૂત છે તેમાં તેને સુખાસિકા જણાય છે, પરંતુ જે ભાવિતાત્મા છે–એટલે કે જેણે આત્મભાવનાનો પુનઃ પુનઃ અભ્યાસ કર્યો છે, જેને આત્મભાવનાનો ગાઢ રંગ લાગ્યો છે અને તેથી જેણે આધ્યાત્મિક સુખનો રસાસ્વાદ જાણ્યો છે, તેને તો બહારમાં એટલે કે વિષયાદિ વિભાવિક પ્રવૃત્તિમાં દુઃખ જણાય છે અને આત્માનુભવમાં જ સુખ ભાસે છે. જ્યાંસુધી અમૃતસિંધુના જલનો આસ્વાદ નથી લીધો ત્યાંસુધી અન્ય ખારું–ફીક્કું જલ પીએ, પણ તેનો આસ્વાદ કર્યા પછી અન્ય જલ પ્રત્યે રુચિ રહે નહિ.

---

દિવસ જિનદાસને છૂટો હોય તે દિવસ સોહાગદેવીને નિયમવાળો હોય અને જે દિવસ સોહાગદેવીને છૂટો હોય તે દિવસ જિનદાસને નિયમવાળો હોય.'

અન્યદા સોહાગદેવીએ પોતાના સ્વામીને કહ્યું કેઃ 'તમે બીજી સ્ત્રી પરણો, હું દીક્ષા લઈશ.' તે સાંભળી જિનદાસે જિંદગીપર્યંતનું બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું અને બંને કાયમને માટે શિયળવ્રતના પાળનારા થયા. આ જિનદાસ શેઠ સત્યવાદી અને સરલ હૃદયના તેમજ પ્રપંચ વિનાના છે. તેની જોડના કોઈ દંપતી અત્યારે જોવામાં આવતાં નથી.'

આ પ્રમાણેની હકીકત સાંભળી શિવંકર શેઠ બહુ જ પ્રસન્ન થયા અને તેમનો મનોરથ પણ પૂર્ણ થયો. ધન્ય છે આ શિયળવંત દંપતીને! નિરંતર પ્રાતઃકાળે તેમનું નામસ્મરણ કરવું તે મહાકલ્યાણકારક છે. કુંવરજી

" पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिंधोः,
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ? " —શ્રી ભક્તામરસ્તોત્ર

તેમ જ્યાંસુધી આત્માનુભવ નથી થયો ત્યાંસુધી અન્યત્ર સુખની લાગણી થાય છે, પણ તે થયા પછી મન અન્યત્ર સ્થિતિ કરતું નથી.

" योगारंभदशास्थस्य दुःखमन्तर्बहिर्सुखम् ।
सुखमन्तर्बहिर्दुःखं सिद्धयोगस्य तु ध्रुवम् ॥ "
શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મોપનિષદ્

" યોગની આરંભદશામાં જે છે તેને અન્તરમાં દુઃખ અને બહારમાં સુખ છે; પણ જેણે યોગ સિદ્ધ કર્યો છે તેને અન્તરમાં સુખ અને બહારમાં દુઃખ હોય છે."

આત્મભાવના કેવા પ્રકારે સુદૃઢ કરવી તે બતાવે છે:—

**વદે તે પૂછે તે ચહે, તત્પર થાય જ ત્યાંય;**
**જેથી અવિદ્યામય ત્યજી, વિદ્યામય રૂપ થાય. ૫૩**

મુમુક્ષુ તે જ બોલે, તે જ પૂછે, તે જ ઇચ્છે અને તેમાં જ તત્પર થાય, કે જેના વડે કરીને અવિદ્યામય રૂપનો ત્યાગ કરી વિદ્યામય રૂપને પ્રાપ્ત થાય.

મુમુક્ષુએ આત્મભાવના કેવી રીતે અભ્યાસવી તેનું અત્ર નિરૂપણ કર્યું છે. મુમુક્ષુએ આત્મસ્વરૂપનું કથન કરવું-વ્યાખ્યાન કરવું, વિશેષજ્ઞ અનુભવી પ્રત્યે તેનું સ્વરૂપ પૂછવું, તેની જ સદોદિત કામના-ઇચ્છા રાખવી અને તેના ધ્યાનમાં જ તત્પર-લીન રહેવું. જેમ સંગીતવિદ્યા શીખનાર તેના અભ્યાસમાં જ નિમગ્ન રહે છે, હાલતાંચાલતાં પણ " આ....આ....આ " એમ આલાપ લીધા કરે છે, મનમાં સંગીતનું ગુંજન કર્યા કરે છે અને એમ કરતાં તેમાં પ્રવીણ થાય છે; તેમ આત્મવિદ્યાની સિદ્ધિ ઇચ્છનાર સાધક આત્માર્થીએ પણ સર્વ પ્રકારે અને સર્વ પ્રયત્નથી તેની સાધનામાં નિરત થવું જોઇએ; તો જ તે સિદ્ધ થાય. જેમ આંક શીખનાર વિદ્યાર્થી ભૂલી ન જવાય તે માટે પુનઃ પુનઃ પાઠ કરે છે-ગોખે છે, તેમ આત્મવિદ્યાર્થીએ પણ વિસ્મૃત ન થાય તે માટે પુનઃ પુનઃ આત્મસ્વરૂપનું પરિશીલન કરવું જોઇએ.

" एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।
सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥ "

" શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું, કર વિચાર તો પામ.
સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય."
શ્રીમદ્ રાજચંદ્રકૃત આત્મસિદ્ધિ

ઇત્યાદિ પ્રકારે આત્મભાવના દઢ કરતાં અનાદિકાળનો મિથ્યાધ્યાસ દૂર થાય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સમ્યક્ત્વ-ભેદવિજ્ઞાન થતાં કષાયોની પ્રવૃત્તિ મંદ પડતી જાય છે; તથા જેમજેમ આત્મભાવના દઢતર થતી જાય છે તેમતેમ ઉત્તરોત્તર સમ્યક્ચારિત્રમાં વૃદ્ધિ થતી જાય છે અને પ્રાંતે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.-આમ અવિદ્યામય રૂપનો ત્યાગ કરી જીવ વિદ્યામય-જ્ઞાનમય રૂપને પામે છે.

**" આતમ ભાવના ભાવતાં, જીવ લહે કેવળજ્ઞાન રે. "**

" આત્મા શરીર કે વચન સિવાય બીજી કોઈ વસ્તુ નથી, માટે એની જ ચર્ચા-ભાવના કરો. " એવા અભિપ્રાયનું નિરસન કરે છે:—

**તન-વચને વિભ્રાંત તે, આરોપે ત્યાં આત્મ;**
**તન-વચને અભ્રાંત તે, જાણે તે ભિન્નાત્મ. ૫૪**

વચન અને શરીરમાં ભ્રાંત એટલે કે આત્માની ભ્રાંતિ ધરાવનાર બહિરાત્મા, આત્માને શરીર-વચનમાં આરોપે છે; પણ જે અભ્રાંત એટલે કે તેવી ભ્રાંતિ ધરાવતો નથી તે તો તેનું સ્વરૂપ પૃથક્-ભિન્ન જાણે છે.

શરીર અને વચન પુદ્ગલસ્વરૂપ-જડ છે, આત્માના સ્વભાવરૂપ નથી. એમાં આત્મબુદ્ધિ કરવી તે અજ્ઞાન છે, ભ્રાંતિ છે. જે આત્માનો અમૂર્ત જ્ઞાનાનંદમય સ્વભાવ નથી જાણતો, તેને વચન ને શરીરમાં આત્મભ્રાંતિ વર્ત્તે છે, પણ જે નિશ્ચયનયથી આત્માનું ત્રિકાલાબાધિત શુદ્ધ સ્વરૂપ જાણે છે, તેને તેવી ભ્રાંતિ ન હોઈ તે મ્યાનથી તલવારની જેમ, અથવા સર્પથી કાંચળીની જેમ, દેહાદિથી આત્માનું પૃથક્-ભિન્ન સ્વરૂપ જાણે છે; એટલે તેને તે પરવસ્તુમાં અહંબુદ્ધિ હોતી નથી.

"જડ ભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ;
કોઈ કોઈ પલટે નહીં, છોડી આપ સ્વભાવ.
જડ તે જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન તેમ;
પ્રગટ અનુભવ રૂપ છે, સંશય તેમાં કેમ ?"

—શ્રીમદ્ રાજચંદ્ર

મૂઢ બહિરાત્મા ઇંદ્રિયવિષયોમાં આસક્તિ રાખી તેમાં ફસી પડે છે તેનું કારણ બતાવી હવે તેનો નિષેધ કરે છે— અપૂર્ણ

ભગવાનદાસ મન:સુખભાઇ મહેતા




**पराधीनं वृथा जन्म, परस्त्रीषु वृथा सुखम् ।**
**परगेहे वृथा लक्ष्मी-र्विद्या या पुस्तके वृथा ॥ १ ॥**

## આ ચારે વ્યર્થ છે.

'પરાધીન મનુષ્યનો જન્મ વૃથા છે, પરસ્ત્રી સાથેનું સુખ વૃથા છે, પરને ઘેર રહેલી લક્ષ્મી વૃથા છે અને પુસ્તકમાં રહેલી વિદ્યા વ્યર્થ છે.'

* * *

પરાધીન મનુષ્યને સ્વપ્ને પણ સુખ હોતું નથી. પારકી સેવા ઉઠાવનારને-નોકરી કરનારને જઇને પૂછશું તો જવાબમાં હાય-વરાળ સિવાય બીજું કાંઇ જાણવાનું નહીં જ મળે. ઉપરથી સુખી દેખાતા સારા નોકરીઆત મનુષ્યને તેની સુખી નોકરી બદલ અભિનંદન આપશું તો પ્રત્યુત્તરમાં તેના તરફથી પરાધીનપણાની વેદના પ્રાયઃ પ્રગટ થશે. આથી જ નીતિકારને કહેવું પડ્યું છે કે **पराधीनं वृथा जन्म**-પરાધીનનો જન્મ વ્યર્થ છે. માનવ-જીવન પામ્યાનું જે ફળ છે તે પરાધીનપણામાં સાંપડવું અશક્ય છે. પરાધીન મનુષ્ય ઇચ્છા મુજબ ધર્મકરણી પણ કરી શકતો નથી. ઉપરી તરફથી ઠપકો મળવાની મનમાં કાયમ દહેશત રહ્યા કરતી હોય છે, જ્યારે તેનાથી પ્રતિપક્ષી સ્વાધીન મનુષ્ય ખૂબ આનંદપૂર્વક-સંતોષપૂર્વક જીવન વીતાવી શકે છે. તેને કોઇનો ઠપકો ખાવો પડતો નથી. સ્વેચ્છા પ્રમાણે ધર્મકરણી કરી શકે છે. યથેચ્છ રીતે જનસેવા પણ કરી શકે છે. એ રીતે માનવજીવનને સાર્થક બનાવી શકે છે. તેથી બને ત્યાંસુધી સુજ્ઞ જનોએ સ્વતંત્રતાને બાધ ન આવે તે રીતે આજીવિકા કરવા ઉચિત છે. કદાચ વિપરીત સંજોગાનુસાર પરાધીન જીવન ગાળવું પડે તો પણ અહર્નિશ સ્વતંત્રતા-સ્વાધીનતાની ભાવના રાખવી, જેથી કાળાંતરે પણ પરાધીનતાના મહાપાપમાંથી છૂટી શકાય.

* * *

પરસ્ત્રી સાથે વિષય ભોગવનારના હૃદયમાં કેટલો મહાન્ ફફડાટ હોય છે તેની ખરી ખબર તો તેવી વ્યક્તિઓને જ હોઇ શકે, તો પણ આપણે કલ્પના કરી શકીએ છીએ કે પરસ્ત્રી સાથે રમનારના અંતરમાં વલોપાત-રાજભય-સમાજભય-તાડનભય-મરણભય-આશંકવૃત્તિ-અપમાન-તિરસ્કાર-અપયશ ઇત્યાદિ રૂપ ખુલ્લી તલવારો તેના ઉપર સદા લટકતી જ હોય છે. તેમાંથી કઇ ઘડીએ કઇ તલવાર તેના પર પડશે તે કલ્પવું અશક્ય હોય છે. આવા સુખને સુખ કહેવાય ખરું ? વસ્તુતઃ તો વિષયભોગને સુખ કહેવું તે જ ખરા સુખની મશ્કરી કરવા સમાન છે; તેથી વિષયને સુખ કહી શકાય જ નહીં. તો પણ તેમાં

સુખ માન્યું છે-ભ્રાંતિથી સુખની કલ્પના માત્ર કરી છે એવું કહેવા માત્રનું વિષયસુખ પણ પરસ્ત્રીમાં આસક્તને માટે વૃથા છે.

તેવા મનુષ્યનું મન સદાકાળ તેમાં જ ભ્રમ્યા કરે છે. જેમ કાગડો, ભર્યા સરોવરને છોડીને, સ્ત્રીમસ્તક પર રહેલા ઘટ ઉપર બેસી પાણી પીવે છે તેમ સ્વતંત્ર એવી સ્વદારાને છોડીને દુઃખદાતા પરદારાસેવનનું ઉભયલોકવિરુદ્ધનું કાર્ય કરનારના કપાળમાં સુખનો અંશ ક્યાંથી સંભવે?

* * *

પરગૃહે લક્ષ્મીદેવી વસતી હોય તો આપણને શું કામ આવવાની છે? પારકાને ઘેર કદાપિ પોતાની લક્ષ્મી મૂકી હોય તો પણ કેટલીક વાર પ્રસંગે તે ઉપયોગી થતી નથી; કારણ કે જ્યારે કામ પડે ત્યારે તે મળે કે ન મળે? તેનો સંશય તેમાં હોય છે. તેથી પરને ત્યાં રહેલી લક્ષ્મી કદી કામ આવતી નથી, એમ જાણી નીતિજ્ઞ મનુષ્યે સ્વોપાર્જિત દ્રવ્ય સ્વહસ્તક જ રાખવું યુક્ત છે.

* * *

વિદ્યા માટે અને પૈસા માટે એમ કહેવાય છે કે : "ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે." મતલબ કે-પોતાની ગાંઠે બાંધેલ* પૈસાની જેમ મુખે કરેલ વિદ્યા જ લાભદાયક છે. તે જ પૈસો અને મુખપાઠે હોય તે જ વિદ્યા. બાકી બધું નકામું છે.

કલ્પના કરો કે કોઇને સર્પ કરડ્યો છે. ઝેર ત્વરિત ગતિએ ચડતું જાય છે, તે વખતે કોઇ કહે કે: "હું સર્પનું ઝેર ઉતારવાની વિદ્યા જાણું છું પણ તે પુસ્તકમાં છે; માટે થોડીવાર સબુર કરો! હું તેને શોધી લાવું છું." આ કથન કેવું બેહુદું જણાય છે.

તેવું જ બીજું દૃષ્ટાંત લઇએ. કોઇ સુંદર મનોરંજક વાતનો પ્રસંગ ચાલતો હોય; તેમાં પ્રસંગોચિત સુભાષિતનો શ્લોક કહેવો છે, પણ મુખે નથી તેથી તે વખતે તેને પુસ્તકમાં શોધવા બેસીએ તો શોભે ખરું? તેથી તેનું નામ જ વિદ્યા કે જે મુખપાઠે હોય-કંઠાગ્રે હોય. બાકી બધી વિદ્યા નિષ્ફળપણાની ગણત્રીમાં આવે છે, માટે સુજ્ઞજનોએ વિદ્યાભ્યાસ કરી, સતત તેનું સ્મરણ કર્યા કરવું, જેથી સ્મૃતિભંડારમાં કાયમ તેનું સ્થાન અવિચળ રહ્યા કરે અને પ્રસંગે સહાયકર્તા થઇ પડે. મિત્રની-હિતકર્તાની ગરજ સારે.

ઉપર દર્શાવેલી ચારે બાબતો-પરાધીનનો જન્મ-પરસ્ત્રીનું સુખ-પરગેહે લક્ષ્મી અને પુસ્તકમાં રહેલી વિદ્યા વ્યર્થ છે એમ જાણી, તે તે દૂષણોને તજવા પ્રયત્નશીલ રહેવું અને તેના પ્રતિપક્ષી ગુણો વસાવવા લક્ષ રાખવું તે સુજ્ઞનું કર્તવ્ય છે.

રાજપાળ મગનલાલ વહોરા

* પૂર્વે અત્યારના જેવા લાંબા ખીસા ખીસ્સા કે પાકિટ ન હતા, પણ તેને બદલે પૈસા વિગેરે ગાંઠે બાંધતા હતાં; તેથી ગાંઠ શબ્દનો ઉપયોગ લોકભાષાની આ કહેવતમાં થયેલ છે. હવે તે કહેવતને આ રીતે ફેરવી શકાય: "પૈસા પાકીટમાં અને વિદ્યા મગજમાં."

# ઝેરી વસ્તુઓ જાણવાના ઉપાયો

[ વિવેકવિલાસ ગ્રંથમાંથી ઉદ્ધૃત ]

૧. અનાજમાં જો ઝેર દાખલ કરવામાં આવેલ હોય તો તે અનાજ પકાવતાં ચીકણું રહે છે, તેને ચડતાં ઘણો વખત લાગે છે અને ચડ્યા બાદ તરત જ વાસી અન્ન જેવું થાય છે. તે અન્ન ઠરી ગયા જેવું, બાફ વિનાનું, અંદરથી પાણી છોડતું અને તેના વર્ણ-રસ-ગંધ સ્વાભાવિક ઊલટાં જ હોય છે. આ પ્રમાણે ઝેરી અન્નની પરીક્ષા છે.

૨. કદાચ ચટણી-રાયતું-શાકાદિ વસ્તુઓમાં ઝેર મેળવવામાં આવેલ હોય તો તરત સુકાઇ જાય છે.

૩. જો ઉકાળામાં ઝેર હોય તો તે તરત શ્યામ રંગનો પડી જશે, ફીણ આવશે, તેમાં લીટીઓ પડશે અને પરપોટા આવતા દેખાશે.

૪. કોઇ પણ જાતના રસમાં જો ઝેર હોય છે તો તેમાં નીલ વર્ણની લીટીઓ પડે છે.

૫. દૂધમાં ઝેર હશે તો તેમાં લાલ લીટીઓ પડશે; પાણી કે દારૂમાં ઝેર હશે તો કાળી લીટીઓ તેમાં દેખાશે; છાશમાં ઝેર હશે તો તેમાં ગળીના રંગની લીટીઓ દેખાશે; દહીંના ઉપર રહેતી તરમાં જો ઝેર હશે તો કબૂતર તથા હોલા પક્ષીના રંગની લીટીઓ તેમાં દેખાશે; આછણમાં ઝેર હશે તો તેમાં કાળી લીટીઓ દેખાશે; ઘીમાં ઝેર હશે તો તેમાં જળ-પાણી જેવી લીટીઓ દેખાશે; પ્રવાહી ઔષધ તથા મધમાં ઝેર હશે તો તેમાં કાબરચીતરી લીટીઓ દેખાશે; તેલમાં ઝેર હશે તો તેમાં લાલ લીટીઓ દેખાશે અને તેમાંથી ચરબી જેવી દુર્ગંધ આવશે.

૬. કાચાં ફળોમાં જો ઝેર હોય છે તો તે ફળો તરત જ પાકી જાય છે; પાકાં ફળોમાં ઝેર હશે તો તે ફળો તરત ફાટી જશે અને સડી જશે; લીલી ( સુકાયા વિનાની ) વસ્તુઓમાં જો ઝેર હશે તો તે તરત કરમાઇ જશે અને સંકોચાઇ જશે; સુકાયેલ ફળોમાં ઝેર હશે તો ફળો કાળાં અને બેરંગ બની જશે; કઠણ ફળોમાં ઝેર હશે તો તે ફળો નરમ બની જશે અને નરમ ફળોમાં ઝેર હશે તો તે ફળો કઠણ બની જશે; ફૂલની માળાઓ પણ ઝેરના પ્રભાવથી કરમાઇ જાય છે અને બરાબર ખીલતી નથી તથા તે સુગંધ રહિત બની જાય છે.

૭. ઓઢવા-પાથરવાનાં કપડાં ઝેરી હશે તો તે ઉપર કાળાં માંડલાં પડશે.

૮. રત્ન તથા ધાતુનાં પાત્ર-આભૂષણ ઝેરના પ્રભાવે મલીન બની જાય છે; સોનાનાં પાત્ર ઝેરથી રંગ-કાંતિ-કોમળસ્પર્શ-ભારેપણું વિગેરે ગુણોથી રહિત બને છે.

૯. ઝેરવાળા અન્નને અગ્નિમાં નાંખવાથી, અગ્નિની જ્વાલાઓ ભમરી જેવી દેખાય છે અને તેમાંથી ચટ-ચટ શબ્દો નીકળે છે તથા તે જ્વાલાઓ ઇન્દ્રધનુષ તથા અનેકરંગી દેખાય છે, વધુમાં તે અગ્નિમાંથી મૃતદેહ ( મુડદા ) સરખી દુર્ગંધ નીકળે છે અને અગ્નિનું તેજ મંદ પડે છે.

## ઝેરી વસ્તુઓ ખાવાથી થતી અસર

૧. ઝેરી વસ્તુઓ ખાવાથી મનુષ્યના દાંત-શરીર, માથાના તથા પાંપણના વાળ તરત ખરી પડે છે, હોઠમાં ચળવળ થાય છે, મુખમાં દાહ થાય છે, લાળ છૂટે છે, હડપચી સ્થંભી જાય છે, જીભ ભારે થાય છે તથા તેમાં દરદ થાય છે તથા ખારા રસનો સ્વાદ જાણી શકાતો નથી.

૨. ઝેરી વસ્તુઓના ધૂમાડાથી માથાનો દુઃખાવો-સળેખમ-કફ વિગેરે થાય છે, આંખમાંથી પાણી ઝરે છે, ઉદ્વેગ થાય છે, સાથે શરીરનાં રૂવાડાં ઊભાં થાય છે.

૩. ઝેરી અન્ન ખાવાથી કાગડાનો સાદ બેસી જાય છે; ઝેરી અન્ન ઉપર માખી કદાપિ બેસતી નથી અને બેસે તો તરત મરી જાય છે; ઝેરી વસ્તુ ભમરો સુંઘે તો તે વધુ ગુંજારવ કરે છે; મેના-પોપટ જો ઝેરી વસ્તુ સુંઘે તો વધુ શબ્દો કરે છે; ચકોર પક્ષીનાં નેત્ર ઝેરી અન્ન જુવે તો સફેદ થાય છે; કોકીલ પક્ષી મરી જાય છે; ક્રૌંચપક્ષી ઝેરી વસ્તુ ખાય તો મદોન્મત્ત (પાગલ) બને છે; નોળીઓ ઝેરી અન્ન જોઇને રોમાંચિત થાય છે; મયૂરપક્ષી ઝેરી વસ્તુ જોઇ હર્ષ પામે છે; બિલાડો ઝેરી વસ્તુ ખાય તો ઉદ્વેગ પામે છે; વાંદરો ઝેરી વસ્તુ ખાય તો વિષ્ટા વધુ કરે છે; હંસ જો ઝેરી વસ્તુ ખાય તો ચાલતાં સ્ખલના પામે છે; કુકડો ઝેરી વસ્તુ ખાય તો વધુ શબ્દો કરે છે.

ઉપરોક્ત લક્ષણોથી ઝેરી વસ્તુઓની ઓળખાણ સુંદર રીતે થઈ શકે છે; છતાં ય જો મનુષ્યે તે માટે વધુ સાવચેત રહેવા માટે જ્યારે ઝેર સંબંધી શંકા પડે ત્યારે પોતાના મુખમાં ફટકડી અને ટંકણખાર રાખતાં જો ઝેરી વસ્તુ ખાવામાં આવેલ હશે તો ફટકડી અને ટંકણખારનો સ્વાભાવિક સ્વાદ જે ખારો છે તે ઝેર ખાધેલ મનુષ્ય જાણી શકશે નહીં અને જ્યાંસુધી ખારો સ્વાદ લાગે નહિં ત્યાંસુધી વિષવિકાર છે એમ જાણવું.

સંશોધક મુનિ પ્રેમવિમળ



## શ્રી ઉમેદપુર જૈન બાળાશ્રમમાં પંડિતની ગોઠવણ

સદરહુ બાળાશ્રમના મુખ્ય કાર્યવાહક રા. રા. ગુલાબચંદજી ઢઢ્ઢાસાહેબ જણાવે છે કે અહીં અમે પ્રાથમિક શિક્ષણ લેનાર સાધુ મુનિરાજ તેમજ સાધ્વીઓ માટે એક પંડિતની ગોઠવણ કરી છે, તે માર્ગોપદેશિકાની બે બુકો, લઘુવૃત્તિ વ્યાકરણ, ગદ્યપદ્ય કાવ્યો વિગેરે શીખવશે તેમજ ધાર્મિક પાંચ પ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુ સંગ્રહણી, ક્ષેત્રસમાસ, છ કર્મગ્રંથ તથા ત્રણ ભાષ્યો અર્થ સહિત શીખવશે. તે ઉપરાંત શ્રી શાંતિનાથ ચરિત્ર, શ્રી પાર્શ્વનાથ ચરિત્ર, વર્ધમાન દેશના, ઉપદેશપ્રાસાદ, ઉપદેશમાળા, શીલોપદેશમાળા વિગેરે ગ્રંથો પણ વંચાવશે; માટે અભ્યાસના ખપી મુનિમહારાજ તથા સાધ્વીઓએ અત્રે પધારવા કૃપા કરવી. તેમને માટે અત્રે સર્વ પ્રકારની સગવડ કરી આપવામાં આવશે.

# પ્રભાવિક પુરુષો

## શ્રેષ્ઠી સુદર્શન

[ ૪ ]

पालयन् दर्शनं शुद्धं,
शीलं च मुक्तिसौख्यदम् ।
मुक्तिं गच्छति भव्याङ्गी,
सुदर्शन इवादरात् ॥

અહા ! ટૂંકાણમાં–માત્ર ગણત્રીના શબ્દોમાં–શ્રી ભરતેશ્વર બાહુબળી વૃત્તિકારે, પ્રાતઃસ્મરણીય નરનારીઓનાં જીવન આલેખતાં, શ્રેષ્ઠી સુદર્શનની મુક્તિસાધના દર્શાવતાં ટૂંકી છતાં કેવી સુંદર પીઠિકા બાંધી છે ! એ શ્લોકમાં જ માત્ર સુદર્શન શેઠની સાધના દર્શાવી સંતોષ ન માનતાં, સાથે સાથે પ્રત્યેક આત્માને સ્પષ્ટ દર્શાવી દીધું છે, વ્યવસાયરક્ત, વ્યવહારદક્ષ અને વણિકકળાકુશળ વૈશ્યસંતાનોને ખાસ ઉદ્બોધન કર્યું છે કે–દર્શન યાને સમ્યક્ત્વ, શીલ યાને આચારની શુદ્ધિ કે પવિત્રતા અથવા તો નિશ્ચળતા જાળવશો તો તમારે ક્ષત્રિયવૃત્તિની તેજસ્વિતા કે દ્વિજવર્ગસમ જ્ઞાનાર્જનની જરૂર રહેવાની નથી. ઉક્ત ગુણબેલડીના જોરે શિવસુંદરી તમારા બારણા ઠોકતી–રૂમઝુમ કરતી આવવાની છે. સુદર્શન શેઠનું જીવન એ વાતના પ્રત્યક્ષ પુરાવારૂપ છે.

માત્ર સમ્યક્દર્શનના માહાત્મ્યથી, એ મહાગુણમાં પ્રાપ્ત કરેલી અડગતાથી, રાજવી શ્રેણિકે પોતાનામાં તથાવિધ જ્ઞાન કે ચારિત્રનો સદ્ભાવ ન હોવા છતાં, તીર્થંકરપદની સાધના કરી એ વાતથી કોણ અજાણ છે ?

એ જ પ્રકારે માત્ર બ્રહ્મચર્યના તેજથી મુક્તિલલનાના આવાસમાં પગ મૂકનાર નારદજીનું નામ કોણ નથી જાણતું ? પરસ્પરને બઝાડવા કે કંઇના કંઇ કારણ જન્માવી કલહનાં આંધણ મૂકાવવા એ જાતના કુતૂહલમાં સારુંયે જીવન વીતાવવું એ જાતની વૃત્તિને દુનિયા 'નારદવેડા' કે 'નારદવૃત્તિ'થી પિછાને છે. આવું જીવન ગાળનાર જો કાયમને માટે કર્મજંજાળનો અંત આણી શકતા હોય તો એ કેવળ શુધ્ધ બ્રહ્મચર્યનો પ્રભાવ છે. સર્વથા સ્ત્રીસંગ ત્યજી દઈ મનસા, વાચા, કર્મણા શિયળવ્રત ધરનાર, સાચે જ પૂજનીય–અરે પ્રાતઃસ્મરણીય છે. પણ જેઓ એટલી હદે નથી જઈ શકતા છતાં સ્વદારાસંતોષી બની પરસ્ત્રી પ્રતિ માતા કે બહેન સદૃશ વર્તન દાખવે છે તેમનાં નામ પણ અવશ્ય બહુમાનલાયક હોય છે. એવા શીલવંતા માનવી જગતનાં આભૂષણરૂપ છે. એવા પુણ્યશ્લોકોની સ્મૃતિ સૂર્યોદયપૂર્વે થાય છે. તેથી જ 'રવિ પહેલાં ઊગંત'નું વડભાગી બિરુદ તેમને પ્રાપ્ત થયેલ છે.

આપણા નાયક સુદર્શન ઉપરોક્ત નામમાળામાંના એક છે. તેમની જીવન-

પ્રભા આકરા કષ્ટોની તાવણીમાં તવાયા છતાં, એકધારી પ્રકાશી રહી. અરે ! અગ્નિપરીક્ષામાં શુધ્ધ કુંદન જેમ છૂપું ન રહે તેમ શ્રેષ્ઠી સુદર્શનની શુધ્ધતા અંધારામાં ન રહી ! દારુણ તાપના મારા પછી જેમ સુવર્ણ સો ટચની છાપ પામે છે અથવા તો ટંકશાળી પદની પ્રાપ્તિ કરે છે તેમ વ્યવહારપટુ વણિકજાતિમાં જન્મેલ સુદર્શન પણ દૃઢ શીલવ્રતના જોરે શૂળી જેવા જીવલેણ સંકટમાંથી અણીશુધ્ધ બહાર આવ્યા અને સારીયે જનતાના આદરપાત્ર બન્યા.

એ મહાત્માના યશોગાન આજ પર્યંત ગવાય છે. એનું કારણ શુદ્ધ ધર્મશ્રદ્ધા અને પરસ્ત્રી પ્રત્યે માતાપણાનો ભાવ જ છે. વર્ષોના વહેવા છતાં-રંગબેરંગી પરિવર્તનો વિશ્વના આંગણે નોંધાયાં છતાં -અરે ભૂકંપના આંચકાથી કલ્પનાતીત ફેરફારો થયા છતાં હજુ પણ એ નામઇતિહાસના પાને સુવર્ણાક્ષરે અંકિત છે. એમ જ નહિં પણ જનતાના હૃદયમાં ઊંડું ઊતરેલ છે. શીળવ્રતની વાત વિચારતાં જ શ્રેષ્ઠી સુદર્શન યાદ આવવાના. જાણે હજી ગઇકાલે જ એ પ્રસંગ ન બન્યો હોય? એમ સારુંયે દ્રસ્ય ચક્ષુ સમીપ તરવરવાનું! લગભગ પચીશ દાયકા પૂર્વે નો આ બનાવ પાટલિપુત્ર યાને આજનું પટણા જોતાં તાજો થાય છે. એના ગુલઝાર બાગ તરીકે ઓળખાતા બાગમાં, નાનકડા સરોવર કિનારે આવી રહેલી દહેરી હૃદયના તાર ખડા કરે છે. ' સુદર્શન મુનિ આ સ્થાને કાળધર્મ પામ્યા હતા. ' એવું શ્રવણ કરતાં મન વિદ્યુત્ ગતિને પણ ટક્કર ખવરાવે તેટલી ઝડપે ભૂતકાળના ઇતિહાસમાં સરી જાય છે. આજે આ સ્થાને સમીપમાં બીજી પણ એક દહેરી છે અને તે પણ એવા જ, છતાં 'વિલક્ષણ જીવનવાળા પ્રભાવિક પુરુષની છે. તેમનું નામ મહાત્મા સ્થૂળભદ્રજી છે. ઉભયના સમય વચ્ચે લાંબું અંતર .છતાં કુદરતી રીતે આ સ્થળમાં દહેરીઓનો યોગ થયો છે. પટણામાં જૈનધર્મીને પગ મૂકવાનું જો કોઇ પણ આકર્ષણ હોય તો આ દહેરીયુગલરૂપ લોહચુંબક જ છે.

સ્થૂલભદ્ર માટે પટણામાં સ્મૃતિચિહ્ન હોય એ સ્વાભાવિક છે. એ જ તેઓની માતૃભૂમિ હોવાથી ત્યાં ઊભું કરાયેલ સ્મારક વાસ્તવિક પણ છે, પરંતુ સુદર્શન શેઠ માટે આ સ્થળ શા માટે ? આવો પ્રશ્ન અસ્થાને નથી જ. જનતાનો મોટો ભાગ ' શૂળીમાંથી સિંહાસન ' થયું, અર્થાત્ સુદર્શનના માથે ઘેરાયેલ વિપત્ વાદળ શિયળપ્રભાવે વીખરાઇ ગયું ત્યાં સુધી જ જાણે છે. એટલામાં જ સુદર્શન માટેનું બહુમાન પૂર્ણપદે પહોંચે છે. રાણી અભયા પલાયન કરી ગઇ એટલે કથાનક પૂરું થાય છે એમ માની લે છે. કેટલાક પુસ્તકોમાં એટલેથી જ સમાપ્તિ થયાનું જોવામાં આવે છે, પણ સુદર્શન જીવનના પ્રાંતભાગે સાધુ થાય છે. વિચરતાં વિચરતાં પાટલિપુત્રમાં આવી ચઢે છે. ત્યાં ઉપસર્ગ થાય છે. પેલી નાશી ગયેલી અભયા એમાં મુખ્ય ભાગ ભજ-

ચે છે. એ બનાવ સાથે વર્તમાન દહેરીના અંકોડા સંધાયેલા છે.

એ અંકોડા ઊકેલવા સારુ પ્રથમ ચંપાપુરી તરફ દૃષ્ટિ વાળવી પડવાની. વૃત્તિકારના શબ્દોમાં શરુઆત નિમ્નરીતે કરવામાં આવે છે.

**भरतखण्डे चम्पापुरी नामा नगरी विद्यते। तत्र रणसिंहभूपपुत्रो दधिवाहनराजा राज्यं न्यायाध्वना पालयामास। राधावेध साधनेन राज्ञा अभयादेवी परिणीता ॥**

સુદર્શન કથાનક આલેખતાં ઉપરના શબ્દો ટાંકવાની જરૂર એટલા સારુ પડી છે કે એમાં રાજા દધિવાહનનું નામ છે. પરમાત્મા મહાવીરદેવની વિદ્યમાનતામાં ચંપામાં દધિવાહન રાજાનું રાજ્ય હતું એટલું જ નહિં, પણ એ રાજવી ચેટકનો જમાતા હતો ચેટકતનયા પદ્માવતી એની પ્રથમ રાણી હતી કે જે પ્રત્યેકબુદ્ધ રાજર્ષિ કરકંડુની માતા થાય. બીજી રાણી ધારણી હતી કે જે શતાનીકે ચંપાનગરી પર હલ્લો કર્યો ત્યારે પુત્રી સહિત એક સૈનિકના હાથમાં સપડાણી હતી અને સૈનિકે તેણીને પોતાની પત્ની બનાવવાનો ઇરાદો જાહેર કરતાં જ તેણીએ આપઘાત કરી પ્રાણની આહૂતિ આપી શીળવ્રતની રક્ષા કરી હતી. એની પુત્રી તે વસુમતી ઊર્ફે ચંદનબાળા. ત્રીજી રાણી કે જેની સાથેનું પાણિગ્રહણ ઉપરોક્ત પ્રસગે પછી રાધાવેધ સાધીને રાજવી દધિવાહને કર્યું હશે તે ચાલુ વાર્તામાં અગત્યનો ભાગ ભજવનાર રાણી અભયા. ઐતિહાસિક દૃષ્ટિએ આ સંકલના વાસ્તવિક છે કે એમાં કંઇ વિકૃતિ છે? એ જોવાનું એ વિષયના અભ્યાસીઓનું કામ છે. બાકી કેટલાક લેખકોએ પદ્માવતીનું બીજું નામ ધારણી હતું એમ લખી વાળી જે ગુંચવાડો પેદા કીધો છે તે કરકંડુ ચરિત્ર વાંચતાં તલભાર ટકી શકે તેમ નથી પ્રત્યેકબુદ્ધચરિત્રમાં એની ચોખવટ કરેલી છે, અસ્તુ.

प्राप्तकेवलज्ञानसुदर्शनः એ વચનોથી પણ એટલું તો નિશ્ચિત થાય તેમ છે કે સુદર્શન એ પરમાત્મા મહાવીરદેવના જીવનકાળમાં યા તો તે પછીના નજીકના સમયમાં થયા હોવા જોઇએ; કેમકે જંબૂસ્વામી પછી કેવળજ્ઞાન વિચ્છેદ થાય છે. આમ આસપાસનો સંબંધ જોડતાં દધિવાહનને એક કરતાં વધુ રાણીઓ હોવાની કલ્પના અને અભયા પણ એમાંની એક હોવાની ધારણા તદ્દન અસ્થાને તો નથી જ. અહીં પ્રાસંગિકેન.

બારમા શ્રી વાસુપૂજ્યસ્વામીના પાંચે કલ્યાણકોથી પવિત્ર બનેલી નગરી ચંપામાં જૈનધર્મી શ્રીમંત અર્હદ્દાસને ઘરે ભાર્યા અર્હદ્દાસીની કુક્ષિમાં જ્યારથી સુદર્શનનો જીવ ઉપન્યો ત્યારથી તેણીની ભાવના જિનપૂજામાં અને શુધ્ધ સમ્યક્ત્વપાલનમાં સવિશેષ વૃદ્ધિગત થઇ. પૂરા દિવસે ને શુભ ચોઘડીએ એક સુંદરાકૃતિ અર્ભકને શેઠાણી અર્હદ્દાસીએ જન્મ આપ્યો. એ જ આપણી વાર્તાનો નાયક સુદર્શન. સમયના વધવા સાથે શ્રેષ્ઠીપુત્રે સર્વ કળામાં નિપુણતા પ્રાપ્ત કરી અને ધર્મશાસ્ત્રનો યાને ધર્મસ્વરૂપનો જાણકાર બન્યો.

વાત પણ સાચી જ છે કે વ્યવહાર અને ધર્મરૂપ યુગલની જેણે સાધના નથી કરી, અરે એમાં નૈપુણ્ય નથી મેળવ્યું તેનું જીવન અજાગળના આંચળ જેવું નિરર્થક જ કહેવાય. આજે એ વાત જેટલી સાચી છે એટલી તે કાળે પણ હતી જ, તેથી જ સાંભળીએ છીએ કે:—

रूपयौवनसम्पन्ना,
विशालकुलसम्भवाः ।
विद्याहीना न शोभन्ते,
निर्गन्धा इव किंशुकाः ॥ १ ॥
पण्डितेषु गुणाः सर्वे,
मूर्खे दोषास्तु केवलाः ।
तस्मान्मूर्खसहस्रेण,
प्राज्ञ एको न लभ्यते ॥ २ ॥

બાળપણથી જ માતાપિતાના સંસ્કારની સર્વોત્તમ છાપ બેઠેલી. એમાં સુગુરુનો સમાગમ થયો. હીરો હતો ને વળી તે કુંદનમાં જડવામાં આવ્યો, પછી શોભામાં ખામી કેવી! એથી સુદર્શનની ધર્મશ્રદ્ધા ' ચોળ-મજીઠ 'ની છાપ-સદશ ટંકશાળી મનાવા લાગી. જ્ઞાનરૂપી વૃક્ષના મૂળ સમાન, પુન્યરૂપી નગરીના પ્રવેશદ્વાર સમું અને સર્વ સંપત્તિના કારણરૂપ જે દઢ સમકિત એ એટલું તો એનામાં નિશ્ચળ થયું કે એને ચળાવવાને દેવ કે દાનવની શક્તિ કુંઠિત થઈ ગઈ. તરુણવય પ્રાપ્ત થતાં જ શેઠે એના લગ્ન કુલીન ઘરની પુત્રી મનોરમા સાથે કર્યા.

સંસારની એ કિંવદન્તિ છે અને તે તદ્દન ખોટી તો નથી જ કે: 'વિપત્તિ અને સંપત્તિ આવે છે ત્યારે તે સખીવૃંદની ટોળી લઈને આવે છે અર્થાત્ એનો પ્રવેશ ચારે બાજુથી હોય છે. શ્રીમંતાઈ, ધીમંતાઈ ને સૌભાગ્ય એ ગુણો તો હતા જ. એમાં વળી જોડી પણ સરખી મળી. સુદર્શન ને મનોરમાનું જોડું આદર્શ મનાયું. ધર્મ, અર્થ ને કામરૂપ ત્રિવર્ગસાધનામાં આ દંપતીનો સમય વર્ષાના વારિસમ વ્યતીત થવા લાગ્યો. વૃદ્ધગણની ગણત્રીના ચાર અંગ-**પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘેર દીકરા; ત્રીજું સુખ સુકુળની નાર, ચોથું સુખ તે કોઠીએ જાર.** અર્થાત્ શારીરિક સ્વાસ્થ્ય, સુપુત્ર, સુઘડ નાર અને સુખપૂર્વક નિર્વાહ-કથાનાયકના જીવનમાં પૂર્ણતા પામ્યા હતા. યોગ્ય સમયે મનોરમાએ સુંદર બાળકને જન્મ આપ્યો હતો. ગૃહસ્થજીવનના આરે ઊભેલા અને મસ્તકના કેશ જેમને સૂચના કરી રહ્યાં છે એવા શેઠ-શેઠાણીએ પૌત્રનું મુખ જોઈ, સંસારવાસના ત્યજી દઈ, સંયમનો પંથ સ્વીકાર્યો. ત્રણ પુરુષાર્થની સાધનામાંથી ચોથા યાને અતિ અગત્યના પુરુષાર્થ ( મોક્ષ ) પ્રતિ પગલાં માંડયાં. આત્મકલ્યાણ વિના માનવજન્મ પામ્યાની સફળતા પણ શી ?

માતાપિતારૂપ છત્રનો વિયોગ થતાં સુદર્શન ને મનોરમાને શિરે બધી જવાબદારી આવી પડી. ઉભયે એમાં હસતે મુખડે ઝુકાવ્યું. 'પિતા કરતાં પુત્ર સવાયો' એ ઉક્તિ સાચી પડી. મહાજનમાં અગ્રેસર મનાતો સુદર્શન રાજમાન્ય બન્યો.

અપૂર્ણ— ચોકસી

## એક સભાસદનું ખેદકારક પંચત્વ
## ભાઈ લાલચંદ ગિરધર

આ બંધુ શ્રી સમેતશિખરજીની યાત્રા માટે અમદાવાદથી નીકળેલી સ્પેશિયલ ટ્રેનમાં ગયા હતા. તે યાત્રા કરીને પાછા વળતાં બાડમેર ગામે માત્ર ત્રણ દિવસના વ્યાધિમાં લગભગ ૬૦ વર્ષની ઉમ્મરે પોષ શુદિ ૧૫ મે પંચત્વ પામ્યા છે. એમના આકસ્મિક અને પરદેશમાં થયેલા મરણથી તેમના કુટુંબીઓને ઘણો આઘાત લાગ્યો છે. તેઓ ધર્મ-ચુસ્ત તેમજ ધર્મપરાયણ અને ધર્મકરણી કરનારા હતા. સભાતરફ પ્રીતિવાળા હતા. તેમનો અભાવ થવાથી સભાને એક ધર્મીષ્ઠ સભ્યની ખોટ પડી છે, અમે તેમની ધર્મપત્ની તથા પુત્ર ભૂપતને અંતઃકરણથી દીલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

---

Reg. No. B. 156

## નીચે જણાવેલા પુસ્તકો શ્રી જૈનધર્મ પ્રસારક સભામાંથી મળી શકશે.

૧ શ્રી દશવૈકાલિક સૂત્ર(શ્રીજિનદાસગણિકૃ[illegible] શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિયુક્ત) ૪-૦-૦
૨ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ( શ્રી જિન[illegible]કૃત ચૂર્ણિયુક્ત ) ૪-૦-૦
૩ શ્રી લલિતવિસ્તરા ( શ્રી હરિભદ્ર[illegible] ) સટિપ્પન ૦-૧૦-૦
૪ તત્ત્વતરંગિણી [illegible] ૦-૮-૦
૫ બૃહદ્ સિદ્ધ[illegible] ૨-૮-૦
૬ મધ્યમ સિદ્ધપ્રભા વ્યાકરણ ૦-૧૨-૦
૭ શ્રી આચારાંગસૂત્ર વૃત્તિઃ ( શીલાંકાચા[illegible] ) [ ભાગ ૧ લો, ૨ જો. સંપૂર્ણ ] ૭-૦-૦
૮ શ્રી ભગવતીસૂત્ર ( શ્રી દાનશેખરસૂરિકૃત ટીકાયુક્ત ) ૫-૦-૦
૯ પુષ્પમાળા (ઉપદેશમાળા) મલધારી શ્રી હેમચંદ્રસૂરિપ્રણીત સ્વોપજ્ઞ વૃત્તિયુક્ત ૬-૦-૦
૧૦ શ્રી તત્ત્વાર્થ સૂત્ર સભાષ્ય ( હારિભદ્રી [illegible]યુક્ત ) ૬-૦-૦
૧૧ શ્રી વિશેષાવશ્યક સૂત્ર ભાગ ૧ લો. ( કોટ્યાચાર્યકૃત ટીકાયુક્ત ) ૫-૮-૦
૧૨ " ભાગ ૨ જો. " ૫-૮-૦
૧૩ ભવભાવનાવૃત્તિઃ ભાગ ૧ લો. ( મલધારી શ્રીહેમચંદ્રસૂરિકૃત સ્વોપજ્ઞ ટીકાયુક્ત ) ૩-૮-૦
૧૪ " ભાગ ૨ જો. ૩-૧૦-૦
૧૫ ધર્મોપદેશકર્ણિકા ( સંસ્કૃત ગદ્યબંધ કથા[illegible]નો સંગ્રહ ) ૦-૧૦-૦
૧૬ કલ્પકૌમુદી-કલ્પસૂત્ર ટીકા ( ઉ. [illegible]વિરચિત ) ૨-૦-૦
૧૭ પંચાશક પ્રકરણ ( હરિભદ્રસૂરિવિરચિત-યશોભદ્રસૂરિપ્રણીત વૃત્તિયુક્ત ) ૧-૦-૦
૧૮ ઉત્પાદાદિ સિદ્ધિઃ ( શ્રી ચંદ્રસેનસૂરિપ્રણીત સ્વોપજ્ઞ ટીકાયુક્ત ) ૨-૮-૦
૧૯ શ્રી વર્દ્ધમાન દેશના. સંસ્કૃત ગદ્યબદ્ધ ( રાજકીર્તિગણિવિરચિત ) ૨-૮-૦
૨૦ શ્રી નંદિસૂત્ર ચૂર્ણિ ( હારિભદ્રી વૃત્તિયુક્ત ) ૧-૧૨-૦
૨૧ શ્રી અનુયોગદ્વાર સૂત્ર ચૂર્ણિ " ૨-૦-૦
૨૨ શ્રી ભગવતી સૂત્ર. ભાષાંતરયુક્ત ભાગ ૧ લો શતક ૩ (પંડિત હીરાલાલ હંસરાજ) ૨-૮-૦




પ્રકટકર્ત્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

સંવત ૧૯૯૫—ફાલ્ગુન

વીર સંવત
૨૪૬૫

# જપ્યા નહિં જિનરાજને જૈની થયા તો શું થયું ?

( હરિગીત )

દેખી અવરના ઉદયને, આવી ગઇ ઇર્ષા અતિ,
આગમ ગ્રન્થો નિરખવા, આનંદ પામી નહિ મતિ;
દર્શન કર્યાં નહિ દેવનાં, નયનો મળ્યાં તો શું થયું ?
જપ્યા નહિ જિનરાજને, જૈની થયા તો શું થયું ? ( ૧ )
શાસ્ત્ર-શ્રવણ કીધું નહિ, શિક્ષા ન સારી સાંભળી,
ચાડી અને ચુગલાઇની, વાતો બધી લાગી ગળી;
નહિ દાદ દીનતણી સુણી, કર્ણો મળ્યા તો શું થયું ?
જપ્યા નહિ જિનરાજને, જૈની થયા તો શું થયું ? ( ૨ )
કાઢ્યાં અતિ કડવાં કલેજાં-કાપનારાં કે'ણને,
ન કહ્યાં કદી સદ્બોધકારક, વિનયવાળાં વેણને;
સ્તવ્યા નહિ અરિહંતને, જિહ્વા મળી તો શું થયું ?
જપ્યા નહિ જિનરાજને, જૈની થયા તો શું થયું ? ( ૩ )
સેવા ન સાધુની કરી, સદ્બોધ લેશ લખ્યા નહિ,
કલ્યાણકારક અવર કોઈ, ક્રિયા કદાપિ કરી નહિ;
નહિ દીનને દીધું કંઇ, હાથો મળ્યા તો શું થયું ?
જપ્યા નહિ જિનરાજને, જૈની થયા તો શું થયું ? ( ૪ )
જિનરાજનાં દર્શન નહિ, કરવા ગયા કોડે કદી;
ન નમન કર્યું ગુરુજનતણાં, ચરણારવિંદ વિષે પડી;
ન કર્યાં કદી તીર્થાટનો, પગ પામવાથી શું થયું ?
જપ્યા નહિ જિનરાજને, જૈની થયા તો શું થયું ? ( ૫ )

સં૦ એન. બી. શાહ—આમોદ



## ગૃહદેવીઓનું મંગળગીત

( ઘંટ વાગે સુથીના દેવમંદિરે રે લોલ—એ રાગ )

અમે સ્નેહ ને સૌજન્યકેરી દેવીઓ રે લોલ,
અમે સ્વર્ગથી સંસાર તટે ઊતર્યા રે લોલ;
અમે શાંતિ ને આનંદ બધે રેડીએ રે લોલ,
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ. ૧
અમે વાણીથી સ્વર્ગસુધા રેડીએ રે લોલ,
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ;
અમે ધાત્રીઓ સંસારની ગણાઇએ રે લોલ,
અમે વીરને ઉછંગમાં હુલરાવીએ રે લોલ. ૨




પુસ્તક ૫૪ મું | ફાલ્ગુન | અંક ૧૨ મો
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

# वीरपुत्रोने विनंति



મહિદીપ છંદ

પ્યારા જૈન બંધુ મારી, અર્જ એક માનો;
ક્લેશ ને કુસંપતણો, નથી આ જમાનો. પ્યારા૦ ૧
યાદ કરો પૂર્વ કાળ, પ્રેમથી તમારો;
વીર્ય ક્યાં ગયું તમારું ? બંધુ એ વિચારો. પ્યારા૦ ૨
ભારતે હતી તમારી, ભવ્યતા તો સારી;
કેવી ધર્મ કીર્તિ વીર-પુત્રોએ પ્રસારી ? પ્યારા૦ ૩
પાટણે પ્રભાવ જૈન-ધર્મનો વધાર્યો;
ગુર્જરાધીશોએ જૈન-ધર્મને ઉદ્ધાર્યો. પ્યારા૦ ૪
સૂરીશ હેમચંદ્રતણા, કાર્યને વિચારી;
કરે પ્રવૃત્તિ સૌ મુનિ, એ પ્રાર્થના છે મારી. પ્યારા૦ ૫
ભારતે હતી તમારી, કોમ સર્વ સારી;
કીર્તિ જાળવો તમારી, કોમને ઊગારી. પ્યારા૦ ૬
અભય દાન જૈનનું, ગણાય નિત્ય ભારી;
સભય આજ જૈન ફરે, લાજ શી તમારી ? પ્યારા૦ ૭
સુરઇંદુ કહે બંધુ, સંપ નિત્ય સેવો;
ક્લેશ ને કુસંપને તો, દેશવટો દેવો. પ્યારા૦ ૮

અમીચંદ કરસનજી શેઠ

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે ૧૨ માસિક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૪ મું<br>અંક ૧૨ મો | ફાલ્ગુન | વીર સં. ૨૪૬૫<br>વિક્રમ સં. ૧૯૯૫ |
|---|---|---|


## अनुक्रमणिका



### ભાવનગરમાં શાંતિસ્નાત્ર મહોત્સવ

ફાગણ શુદિ ૭ શ્રી ગોડીપાર્શ્વનાથજીના મંદિરમાં વોરા **નાનચંદ** ખોડીદાસના સુપુત્ર જયંતિલાલે શાંતિસ્નાત્ર વિધિપૂર્વક પુષ્કળ ફળ નૈવેદ્ય ધરવા સાથે ભણાવ્યું છે. ક્રિયા કરાવવા માટે અમદાવાદથી ધર્મબંધુ ચીમનલાલ વિગેરે આવ્યા હતા. ચતુર્વિધ સંઘે સારો લાભ લીધો છે અને બહુ આનંદ ઉપજાવ્યો છે. માતાપિતાના શ્રેય નિમિત્તે આવા સત્કાર્ય કરવા તે જૈનબંધુઓની ખાસ ફરજ છે.

### નવા સભાસદોના નામ

| | | |
|---|---|---|
| ૧ ગાંધી કેશવલાલ વાડીલાલ | કપડવંજ | પહેલા વર્ગના મેમ્બર |
| ૨ શા. મૂળજીભાઇ જીવરાજ | કરાંચી | ,, |
| ૩ શા. કુંવરજી છગનલાલ | ભાવનગર | |
| ૪ વોરા જયંતિલાલ નાનચંદ ખોડીદાસ | ,, | |

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૪ મું | ફાલ્ગુન | અંક ૧૨ મો
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

## વીરપુત્રોને વિનંતિ



મંદિદીપ છંદ

પ્યારા જૈન બંધુ મારી, અર્જ એક માનો;
ક્લેશ ને કુસંપતણો, નથી આ જમાનો. પ્યારા૦ ૧
યાદ કરો પૂર્વ કાળ, પ્રેમથી તમારો;
વીર્ય ક્યાં ગયું તમારું ? બંધુ એ વિચારો. પ્યારા૦ ૨
ભારતે હતી તમારી, ભવ્યતા તો સારી;
કેવી ધર્મ કીર્તિ વીર-પુત્રોએ પ્રસારી ? પ્યારા૦ ૩
પાટણે પ્રભાવ જૈન-ધર્મનો વધાર્યો;
ગુર્જરાધીશોએ જૈન-ધર્મને ઉદ્ધાર્યો. પ્યારા૦ ૪
સૂરીશ હેમચંદ્રતણા, કાર્યને વિચારી;
કરે પ્રવૃત્તિ સૌ મુનિ, એ પ્રાર્થના છે મારી. પ્યારા૦ ૫
ભારતે હતી તમારી, કોમ સર્વ સારી;
કીર્તિ જાળવો તમારી, કોમને ઊગારી. પ્યારા૦ ૬
અભય દાન જૈનનું, ગણાય નિત્ય ભારી;
સભય આજ જૈન ફરે, લાજ શી તમારી ? પ્યારા૦ ૭
સુરઇંદુ કહે બંધુ, સંપ નિત્ય સેવો;
ક્લેશ ને કુસંપને તો, દેશવટો દેવો. પ્યારા૦ ૮

અમીચંદ કરસનજી શેઠ

## જપ્યા નહિં જિનરાજને જૈની થયા તો શું થયું ?

( હરિગીત )

દેખી અવરના ઉદયને, આવી ગઇ ઇર્ષા અતિ,
આગમ ગ્રન્થો નિરખવા, આનંદ પામી નહિ મતિ;
દર્શન કર્યાં નહિં દેવનાં, નયનો મળ્યાં તો શું થયું ?
જપ્યા નહિં જિનરાજને, જૈની થયા તો શું થયું ? (૧)

શાસ્ત્ર-શ્રવણ કીધું નહિં, શિક્ષા ન સારી સાંભળી,
ચાડી અને ચુગલાઇની, વાતો બધી લાગી ગળી;
નહિં દાદ દીનતણી સુણી, કર્ણો મળ્યા તો શું થયું ?
જપ્યા નહિં જિનરાજને, જૈની થયા તો શું થયું ? (૨)

કાઢ્યાં અતિ કડવાં કલેજાં-કાપનારાં વેણને,
ન કહ્યાં કદી સદ્બોધકારક, વિનયવાળાં વેણને;
સ્તવ્યા નહિં અરિહંતને, જિહ્વા મળી તો શું થયું ?
જપ્યા નહિં જિનરાજને, જૈની થયા તો શું થયું ? (૩)

સેવા ન સાધુની કરી, સદ્બોધ લેખ લખ્યા નહિં,
કલ્યાણકારક અવર કોઇ, ક્રિયા કદાપિ કરી નહિં;
નહિં દીનને દીધું કંઇ, હાથો મળ્યા તો શું થયું ?
જપ્યા નહિં જિનરાજને, જૈની થયા તો શું થયું ? (૪)

જિનરાજનાં દર્શન નહિ, કરવા ગયા કોઇ કદી;
ન નમન કર્યું ગુરુજનતણાં, ચરણારવિંદ વિષે પડી;
ન કર્યાં કદી તીર્થાટનો, પગ પામવાથી શું થયું ?
જપ્યા નહિં જિનરાજને, જૈની થયા તો શું થયું ? (૫)

સં૦ એન. બી. શાહ—આમોદ



## ગૃહદેવીઓનું મંગળગીત

( ઘંટ વાગે સુધીયા દેવમંદિરે રે લોલ-એ રાગ )

અમે સ્નેહ ને સૌન્દર્યકેરી દેવીઓ રે લોલ,
અમે સ્વર્ગથી સંસાર તટે ઊતર્યા રે લોલ;
અમે શાંતિ ને આનંદ બધે રેડીએ રે લોલ,
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ. ૧

અમે વાણીથી સ્વર્ગસુધા રેડીએ રે લોલ,
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ;
અમે ધાત્રીઓ સંસારની ગણાઇએ રે લોલ,
અમે વીરને ઉછંગમાં હુલરાવીએ રે લોલ. ૨

## श्री महावीरजिन स्तुति

### हारियाळीरूप, सार्थ

ઊઠી સવેરાં સામાયક કીધું, પણ બારણું નવિ દીધું જી,
કાળો કુત્રો ઘરમાં પેઠો, ઘી સઘળું તિણે પીધું જી;
ઊઠો વહુઅર આળસ મૂકો, એ ઘર આપ સંભાળો જી,
નિજ પતિને કહો વીરજિન પૂજી, સમકિતને અજુઆળો જી. ૧

બળે બિલાડો ઝડપ ઝડપાવી, ઉત્રેવડી સવિ ફોડી જી,
ચંચળ છૈયાં વાર્યાં ન રહે, ત્રાક ભાંગી માળ ત્રોડી જી;
તેં વિણ એ રેંટીઓ નવિ ચાલે, મૌન ભલું કુને કહીએ જી?
ઋષભાદિ ચૌવીશ તીર્થંકર,: જપીએ તો સુખ લહીએ જી. ૨

ઘરવાસીદું કરોને વહુઅર, ઓજિસાળું ટાળો જી,
ચોરટો એક કરે છે હેરાં, ઓરડે ઘોને તાળો જી;
લખકયા પ્રાહુણા ચાર આવે છે, તે ઊભા નવિ રાખો જી,
શિવપદ સુખ અનંતા લહીએ, જો જિનવાણી ચાખો જી. ૩

ઘરનો ખૂણો કોલ ખણે છે, વહુ તુમે મનમાં લાવો જી,
પ્રૌઢે પલંગે પ્રીતમ પોઢયા, પ્રેમ ધરીને જગાવો જી;
ભાવપ્રભ(સૂરિ) કહે નહીં એ કથલો, અધ્યાતમ ઉપયોગી જી,
સિદ્ધાયિકા દેવી સાનિધ્યે, થઈએ શિવપદ ભોગી જી. ૪

---

અમ ઉરથી અમૃતની ધારા ઝરે રે લોલ,
અમી પાઈને દેવાંશીઓ ઉછેરીએ રે લોલ;
અમે વિશ્વના:સંતાપ સઘળા ફેડીએ રે લોલ,
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ. ૩

દુ:ખી માનવીનું શિર ખોળે રાખીએ રે લોલ,
અમે ઊતર્યાં રોતાનાં આંસુ લૂંછવા રે લોલ;
અમ હાસ્યથકી શોભતો સંસાર છે રે લોલ,
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતારશાં રે લોલ. ૪

અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ;
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ;
અમે સ્વર્ગને સંસારમાં ઊતારીએ રે લોલ,
અમે સ્નેહ ને સૌજન્યકેરી દેવીઓ રે લોલ. ૫

સં૦ અમીચંદ કરસનજી શેઠ

## અર્થરહસ્ય

શ્રી મહિમાપ્રભસૂરિ સદ્‌ગુરુનાં ચરણાંબુજને નમીને તેમ જ શ્રી શારદાને મનમાં ધારણ કરીને અધ્યાત્મ ઉપયોગની સ્તુતિનો અર્થ કહું છું. સંસારી જીવ બે પ્રકારના છેઃ ૧ ભવબાલ્યકાળવાળા, ૨ ધર્મયૌવનકાળવાળા. તેમાં ધર્મયૌવનકાળવાળા પ્રાણીની અર્ધપુદ્‌ગળપરાવર્તની સ્થિતિ ઉત્કૃષ્ટી હોય છે. તેવા જીવે સદાગમ ગુરુની પાસેથી દેશના સાંભળી ત્યારે શુભ વિચારણા જાગી. તે શુભ વિચારણારૂપ શ્વસુર સુમતિરૂપ વહુને શિખામણ દે છે તે આ સ્તુતિનો સંબંધ છે.

'હે વહુ[1]! તમે સવારે અથવા સવેળાએ ઊઠીને સામાયિક લીધું પણ સંવરરૂપ કમાડ દઈને આશ્રવરૂપ દ્વાર દીધું નહીં-બંધ કર્યું નહીં, તેથી મિથ્યાત્વરૂપ કાળો કૂતરો મનરૂપ ઘરમાં પેઠો. કોણ જાણે ક્યારે પેઠો? પણ હે વહુ! હવે તમે ઊઠો, આત્મવીર્ય (શક્તિ) ફોરવો. અનુપયોગરૂપ આળસ દૂર કરો, કારણ કે અનાદિકાળનું મિથ્યાત્વ જીવ સાથે લોલીભૂત થયેલ છે. એ મનમંદિર આપણું છે અને તે ધર્મસંસ્કારરૂપ સંભાળ વિના દીપે નહીં. ઘર ઊઘાડું રહેવાથી મિથ્યાત્વરૂપ શ્વાન જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ઘૃત પી ગયો, એટલે તેનો તીરોભાવ કરી દીધો. સમકિત વિના સામાયિકાદ સર્વ વ્રત નિષ્ફળ છે. દ્રવ્યક્રિયાનું કાંઈ ફળ નથી. માત્ર મંડુકચૂર્ણવત્ ઊલટી દુઃખદાયી છે; માટે હે વહુ! તમે આત્મારૂપ પોતાના ધણીને કહો કે તે શ્રી વીરજિનની પૂજા કરી સમકિતને અજુઆળે. વીરજિનની વંદન નમનાદિક દ્રવ્યભાવભેદરૂપ પૂજા કરવાથી સમકિત શુદ્ધ થાય છે. અઢાર દોષ રહિત દેવ અરિહંત, કંચનકામિનીથી ન્યારા જૈન સાધુ તે ગુરુ અને અરિહંતપ્રણીત ધર્મ-એ ત્રણ તત્ત્વની સદ્દહણા તે સમકિતનું લક્ષણ છે.' ૧.

'લોકવાર્તાએ મહાદેવે કામ(કામદેવ)ને બાળ્યો તે કારણ માટે બળેલા કંદર્પરૂપ બિલાડે ફાળરૂપ ઝડપ અને આશ્રેપણારૂપ ઝંપાવડે શિયળની નવ વાડરૂપ રહઊત્રેવડી[2] સર્વ ભાંગી નાખી છે અથવા એ કામે હરિહરાદરૂપ ઉત્રેવડી પણ ભાંગી છે તેથી તે બળવાન છે અથવા સંસારરૂપ બળવાન બિલાડે વિભાવરૂપ ઝડપ મારીને ધર્મકરણીરૂપ ઉત્રેવડી ભાંગી છે. પંચેંદ્રિયરૂપ ચંચળ છૈયાં (છોકરાં) અથવા ચંચળચિત્ત(અંતઃકરણ)રૂપ છૈયાં-એટલે ઇંદ્રિય નોઇંદ્રિયરૂપ ડીંગો (બાળકો) વાર્યા રહેતા નથી. કદાપિ હઠયોગે વારી રખાય તો પણ તેની તૃષ્ણા નાશ પામતી નથી. તે ચંચળ છોકરાઓએ શુભ ઉપયોગરૂપ નાક

---

૧. પુત્રવધૂ માટે આ સંબોધન છે. ૨. માટીના દામની ઉપરાઉપર કરેલી શ્રેણી.

ભાંગી અને ક્રિયારૂપ માળ ત્રોડી, ઉપયોગ વિના જ્ઞાન જ્ઞાનપણે અને ક્રિયા ક્રિયાપણે પરિણમતા નથી. કહ્યું છે કે-'अनुपयुक्तं द्रव्यं' તે જ્ઞાન ક્રિયા વિના ધર્મરૂપ રેંટીઓ ચાલતો નથી પણ કેમ કરીએ ? પંચેંદ્રિય ને નોઇંદ્રિય( મન )ને વશે પડ્યા છીએ: 'असमर्थो भवेत् साधुः'-इति न्यायात् તેથી મૌનપણું ભલું-અણબોલ્યા રહીએ તે સારું. કોને કહીએ ? કારણ કે પરનું ઉપાદાન આત્માને લાગતું નથી, આત્માનું ઉપાદાન જ આત્માને લાગે છે. અથવા. મૌનપણું એટલે મુનિપણું ભલું છે. તે દિવસ કયારે આવશે કે જ્યારે સર્વવિરતિપણું ભજશું ? આમ વિચારીને ઋષભાદિક ચોવીશ તીર્થંકરને જપીએ તો સુખ પામીએ. અહીં ઉપલક્ષણથી ઉત્કૃષ્ટ કાળે થનારા ૧૭૦ [1]જિનને પણ જપીએ; તેની સ્થાપના (મૂર્ત્તિ વિગેરે )ને પણ નમીએ તો વાંચ્છિત સુખ પામીએ.' ૨.

'હે સુમતિ વહુ ! તમે મનમંદિરમાં અનાચારઆલોચના( પ્રતિક્રમણ )રૂપ વાસીદુ કરો.' આહટ્ટ દોહટ્ટ, દુષ્ટ રૌદ્રધ્યાન અને કૃષ્ણ, નીલ, કાપોતલેશ્યારૂપ ઓજીશાળું મનમંદિરમાંથી ટાળો. અહીં મનમંદિર તે વ્રતમંદિર સમજવું; કારણ કે અતિચારની આલોચના વ્રતને અંગે જ હોય છે. અહીં દ્રવ્યાલોચના કરવાની નથી, પણ ભાવાલોચના કરવાની છે. હે સુમતિવહુ ! મોહાદિ વિભાવરૂપ એક ચોરટો હેરાં કરે છે એટલે પેસવાનો લાગ જુએ છે-તાકી રહેલો છે. તે વિચારે છે કે જો અવસર પામું તો અંદર પેસીને ધર્મધન ચોરી જાઉં, માટે તમે સ્વભાવરૂપ ઓરડે શુભધ્યાનરૂપ તાળું ઘો અથવા પ્રભાતે ઊઠી શરીરાત્મારૂપ ઓરડે નવકારસહિ વિગેરે પચ્ચખ્ખાણ કરવારૂપ તાળું સાચવો; કારણ કે અવિરતિનાં ફળ માઠાં છે અને વિરતિનાં ફળ સુરસુખ ને શિવસુખને આપવાવાળાં છે. વળી હે સુમતિ વહુ ! ચાર કષાયરૂપ ચાર પ્રાહુણા અનાદિ કાળના હળેલા એટલે લળકયા આવે છે. તે ઘણીના અંધારામાં ( અજ્ઞાનમાં ) ક્ષમાદિક રસવતી સર્વ ખાઈ ગયા છે અને ચારિત્રધર્મરૂપ રાજાના પ્રાણને નષ્ટ કરે છે તેથી તેને યથાર્થ નામવાળા પ્રાહુણા ( પરોણા ) કહીએ. હે સુમતિવહુ ! તમે ક્ષાંત્યાદિક આત્મશક્તિરૂપ કરડી નજર તેને દેખાડો કે જેથી તે ક્રોધાદિ પ્રાહુણા ઊભા ન રહે. વળી હે સુમતિ વહુ ! જેણે રાગ-દ્વેષ જીત્યા છે એવા જિન જે તીર્થંકર તેની વાણી-આગમના પાઠરૂપ તેને પોતાના કર્ણપુટે કરીને ચાખો-પીઓ, ઘણી આદરપૂર્વક સાંભળો તો શિવપદ( મુક્તિ )માં અનંતા સુખ પામશો કે જે સુખની સંસારમાં કોઇ ઉપમા નથી. ૩

---

૧. પાંચ મહાવિદેહની ૧૬૦ વિજયમાં ૧૬૦ અને ૫ ભરત ને ૫ ઐરવતના ૧૦ મળી કુલ ૧૭૦ સમજવા.

'હે સુમતિ વહુ! યમરૂપ કાલ એટલે મોટો ઉંદર કાયારૂપ ઘરનો આયુરૂપ ખૂણો ક્ષણેક્ષણે ખણે છે,' એટલે આવિચી મરણવડે આયુ ઓછું કરે છે. દ્રવ્ય-પ્રાણને ધારણ કરે તે સંસારી જીવ કહેવાય છે, તેનું આયુ ઘટાડે છે. તે તમે મનમાં લાવો, કારણ કે તમે ચતુર છો, ઘરનું મંડન સ્ત્રી જ કહેવાય છે, તેથી તે ઘરને વિણસતું દેખીને તમારે ઉપેક્ષા કરવી યોગ્ય નથી. 'હે સુમતિ વહુ! આ કાર્ય માટે તમે પ્રમાદરૂપ પ્રૌઢ (મોટા) પલ્યંકમાં આત્મારૂપ તમારા વહાલા સ્વામી સૂઈ રહ્યા છે. તે જાણતા નથી કે મારું આયુ ઘટે છે માટે તમે તેને જગાડો, પ્રતિબુઝવો. અમૃતાનુષ્ઠાન કરાવીને અનંત સુખનો ભજનારો કરો. ચેતનાની ચાર દશા છે. એક બહુશયના તે મિથ્યાત્વની, બીજી શયના તે સમકિતીની, ત્રીજી જાગૃત દશા તે મુનીશ્વરની અને ચોથી અતિ જાગૃત-ઉજાગર દશા તે કેવળી ભગવંતની તેરમે ગુણઠાણે સમજવી. સમકિતદષ્ટિ આ વાત જાણે છે પણ શયનદશારૂપ અવિરતિનો ઉદય છે તેથી ચારિત્ર લઇ શકતો નથી.

શ્રી પૂર્ણિમાગચ્છના સ્વામી આચાર્ય શ્રી મહિમાપ્રભસૂરિના શિષ્ય ભાવ-પ્રભસૂરિ કહે છે કે આ લૌકિક કથલો-કુથળી નથી કે જે સાંભળવાથી કાનને હાનિ થાય આ તો અધ્યાત્મોપયોગી છે. તેને શુદ્ધ આત્મા જાણી શકે. સિદ્ધાયિકા દેવીની સાનિધ્યે નિર્વિઘ્નપણે જે પ્રાણી આ અર્થ સાધશે તે મોક્ષના સુખનો ભોક્તા થશે.

હવે છેલ્લા બે પદનો બીજો અર્થ કહે છે. ભાવપ્રભ એટલે આત્મિક જ્યોતિ જેને પ્રગટ થઈ છે તે તીર્થંકર. તેના સૂરિ તે ગણધરાદિક ગીતાર્થ. તે કહે છે કે-આત્મોપયોગી સ્વભાવરૂપ એક થળ-અદ્વિતીય સ્વભાવરૂપ સ્થાળ છે, તેમાં વિભાવ કદી પેસતો જ નથી. તેનો ભોગી આત્મા શુભ વિચારણારૂપ સિદ્ધા-યિકાદેવીની સહાયથી શિવપદભોગી થાય છે. ૪

સં. ૧૯૦૫માં લખેલી આ જૂની બે પાનાની પ્રત આ. શ્રી. વિજયપ્રભસૂરિ પાસેથી પ્રાપ્ત થતાં તેમાંથી બુદ્ધિઅનુસાર ભાષામાં કાંઇક સુધારોવધારો કરીને મેં અહીં લખેલ છે.



અવસર દેખી બોલીએ, એકે અક્ષર સાર;
વિણ અવસર જે બોલીએ, સહુકો કહે ગમાર. ૧.
અસતી વંછે પીયુપ્રયાણ, વાંછે ચોર આથમતો ભાણ;
બપૈયો વંછે જળ આભ, પાડીને ઉછાળે લાભ. ૨.

## આ સ્તુતિઓમાં આપેલાં રૂપકો

૧ મનરૂપ ઘર ( મંદિર )
૨ આશ્રવરૂપ દ્વાર-સંવરરૂપ બારણુ
૩ મિથ્યાત્વરૂપ કાળો કુત્રો
૪ અનુપયોગ તે આળસ
૫ આત્મવીર્ય ( આત્મશક્તિ )
૬ ધર્મસંસ્કારરૂપ સંભાળ
૭ આત્મારૂપ પતિ
૮ કામ તે કંદર્પરૂપ બિલાડો
૯ શીલની નવ વાડરૂપ ઉત્રેવડી
૧૦ ઇંદ્રિય નોઇંદ્રિયરૂપ છૈયાં
૧૧ શુદ્ધોપયોગરૂપ ત્રાક
૧૨ ક્રિયારૂપ માળ
૧૩ ધર્મરૂપ રેંટીઓ
૧૪ ઉપાદાન તે મૌનપણું અથવા મુનિભાવ તે મૌનતા
૧૫ વ્રત તે ઘર ( સુંદર મંદિર )
૧૬ અતિચારરૂપ વાસીદું
૧૭ દુષ્ટ લેશ્યા-દુર્ધ્યાનરૂપ ઓછીશાળું
૧૮ મોહાદિ વિભાવરૂપ ચોર
૧૯ સ્વભાવરૂપ ઓરડો
૨૦-૨૧ શુભ ધ્યાનરૂપ તાળું અથવા પ્રત્યાખ્યાનરૂપ તાળું
૨૨-૨૩ કાયારૂપ ઘરનો આયુરૂપ ખૂણો
૨૪ આવિચીમરણરૂપ કોલ (મોટો ઉંદર)
૨૫ ચાર કષાયરૂપ ચાર પ્રાહુણા (પરોણા) ક્ષમા વિગેરે ભાવપ્રાણના હરનારા

કુંવરજી

### અક્ષરો પર થતો જુલમ

આ મથાળું વાંચતાં જરૂર એવા પ્રકારની પ્રવૃત્તિવાળા બંધુઓને આંચકો આવશે પરંતુ એ પ્રવૃત્તિ બહુ વિસ્તાર પામી ગયેલી હોવાથી અને એવા વિચાર વિનાના બહુ અલ્પ હોવાથી મનમાં ઉદ્વેગ થાય તેમ નથી.

હાલમાં પ્રગટ થતા માસિક વિગેરેના નામના અને લેખોના નામના અક્ષરોમાં જે વિલક્ષણતા વપરાવા લાગી છે તે સારી લાગે છે ? જેમ એક માણસના પગ લાંબા ને હાથ ટૂંકા, માથું મોટું ને કાન ટચુકડા તેમજ શરીર પાતળું અને પેટ મોટું હોય એવી સ્થિતિ અક્ષરોની કરી મૂકી છે તે ઠીક કર્યું છે ? જો કે મને એ પ્રવૃત્તિ રુચતી નથી, પરંતુ ઘણા વિદ્વાનો પણ એ પ્રવૃત્તિમાં ભળી ગયેલ હોવાથી હું આ પ્રશ્ન તેમના ઇનસાફ ઉપર જ મૂકવો યોગ્ય ધારું છું. અક્ષરોનો આવો દેખાવ તેવા સુજ્ઞોની દ્રષ્ટિમાં કેમ રુચે છે ? તે મને સમજાતું નથી. આ હકીકત કોઇની ઉપર આક્ષેપ માટે નહીં પણ મારો વિચાર જણાવવા અને વિદ્વાનો પાસે અક્ષરોની વતી ઇનસાફ માગવા માટે જ લખી છે.

આશા છે કે સુજ્ઞ બંધુઓ જરૂર આ હકીકતને લક્ષમાં લઇ, વિચાર કરી યોગ્ય ન્યાય આપશે.

કુંવરજી

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૪૨ )

**જીવવાની ખૂબ ખૂબ આશા અને જીવન સાથે મહાન અસંતોષ.**
**એ સિવાય આ સંસાર-દુનિયામાં બીજું કાંઈ નથી**

તદ્દન વિચિત્ર લાગે તેવી, પણ સાચી વાત છે. શરીર જર્જરિત થઇ ગયું હોય, વૈદ્ય ડાક્ટરે આશા મૂકી હોય, તો પણ તેના પરનો અભ્યાસ છૂટતો નથી, કાંઇક ફાયદાનું કારણ બની આવશે અને જીવી જવાશે એવું મનમાં રહ્યા કરે છે. જીવનનું અસારપણું, સંસારનું ક્ષણિકપણું, આયુષ્યનું અનિશ્ચયપણું કહેનાર પણ ઘણુંખરું મનમાં માની લે છે કે બીજા તો નાનપણમાં ચાલ્યા ગયા, પણ આપણને હજુ કાંઇ નહિ તો દશવીશ વર્ષ સુધી તો કાંઈ થવાનું નથી. એને સીધો સવાલ પૂછીએ તો તો એ ક્ષણિકતાની જ વાત કરશે, કાલે સવારે શું થશે એ કહેવાય નહિ, એવો વિચાર બતાવશે; પણ ઊંડાણમાં માની લેશે કે પોતાનો ગોદો હજુ પાંચપંદર વર્ષ તો ચાલ્યો જશે. સંસારમાં જેને કોઈ રડનાર ન હોય, જેને માટે કોઇ રાહ જોઇ બેસી રહ્યું ન હોય, જેનો બોજો વૃત્તિ (ભરણપોષણ) માટે બીજા પર પડતો હોય, શરીરમાં ચાંદાં પડ્યાં હોય, ઊંચે આભ અને નીચે ધરતી હોય, છતાં પણ **જીવનની આશા** રહે જ છે અને ઊંડા ઊતરી શકાતું હોય તો ચોક્કસ દેખાય છે કે ત્યાં હજી આશા છે. એમ ન હોય તો લેખક પાંચદશ વર્ષનો કાર્યક્રમ ગોઠવે નહિ, વેપારી માલના ઓર્ડરો આપે નહિ, વાયદાના વેપારની જવાબદારી કોઇ લે નહિ, કેસની મુદત ડાયરી જોઇને વકિલ મુકરર કરે નહિ અને ડાક્ટર કાલે 'વિઝિટ' આપવાનું કદી જાય નહિ. આ સર્વની ભીતરમાં જીવનની ખૂબ ખૂબ આશા ભરેલી હોય છે. એ માનસવિદ્યા જાણનાર જાણી શકે, એના પ્રથકકરણમાં એ હકીકત આવે.

મરવું કોઇને ગમતું નથી, મરવાના શબ્દ પર પણ થુંકવામાં આવે છે, મરવાની વાતના ઉચ્ચારને અપશુકનીઆળ ગણવામાં આવે છે. એની સામે અવલોકન કરતાં જણાય છે કે 'જીવન' સાથે મોટો અસંતોષ ચાલુ રહે છે. મોટો શ્રીમંત હોય કે ગરીબ હોય, વ્યાપારી હોય કે નોકર હોય, મિલમાલક હોય કે મજૂર હોય, પણ દરેક કકળાટ કરશે. અગાઉ બહુ સારું હતું, અત્યારે તો વેપારધંધામાં દમ નથી, રસકસ ગયાં, આબરુ-ઇજ્જતના ખ્યાલો ગયા, સગાસંબંધીના સ્નેહ ગયા, નાતજાતનાં બંધન ગયાં, વડીલની મર્યાદા ગઇ વિગેરે. વિગેરે. **ભૂતકાળની પ્રશંસા અને વર્તમાન કાળની નિંદા** એ જનસ્વભાવ થઇ પડ્યો છે. ચાલુ સ્થિતિમાં સંતોષ જેવી ચીજ જ નહિ દેખાય. છત્રીપલંગમાં સુનારને પણ કચવાટ જ છે અને સાત છોકરાના બાપને પણ ઉકળાટ જ છે, વીજળીના પંખા નીચે કામ કરનારને ગરમી છે અને દાગીનાની ઉથલપાથલ કરનારને રાત્રે કપાળે હાથ દેવો પડે છે.

આ બન્ને વાતમાં ભારે વિષમતા છે. જીવવાની આશાનો પાર નથી, સો વર્ષે પણ

મરવું ગમતું નથી અને જીવતાં આવડતું નથી. મરવા વાંકે જીવવાની આશા સેવનાર જીવનનું સાધ્ય મુકરર કરતાં જ નથી એટલે સર્વ પ્રાણી જેવો વાયરો આવે તેવા આડા-અવળા ફૂટાય છે અને જીવવાની ઇચ્છા છતાં જીવી જાણતા નથી. કુશળ માણસ-જીવન આશાને ફળવતી બનાવનાર જીવનશ્રેણી ગોઠવી શકે તો જ તેનું જીવન સફળ થાય અને તે કેમ કરવું, કમાંથી મેળવવું અને કયારે મળે ? એની શોધ અને એના નિર્ણયમાં જ કૃતેહની ખરી ચાવી છે.

---

"The world is nothing but a great desire to live and a great dissatisfaction with living."　　HERACLITUS ( 29-7-38 ) B.Chr.

( ૧૪૩ )

"મોરચા ઉપર મોખરે જા નહિ. ( વહેલો પહેલો થનાર ખ્રીસ્તી સિંહના મુખમાં પડે છે. ) જે પર્વતના રસ્તા પર ગધેડાં અને ખચ્ચર ચાલે છે તે સર્વથી સલામત રસ્તો છે. એ રસ્તે ચાલ."

સંસ્કૃત નીતિશાસ્ત્રમાં પણ આવો જ એક શ્લોક છે. એનો ભાવાર્થ એ છે કે 'લડાઇમાં કદી મોખરા પર જવું નહિ. કામ થાય તો સર્વ લડનારને ફાળે પડતું સરખું ફળ મળે છે અને કદાચ કામ ઊંધું પડી જાય, તો મોખરાવાળો પહેલો મરાય છે.'

સલામતીનો આ રસ્તો છે. લડાઈમાં મોખરે જનારને કાંઇ વધારે લાભ મળતો નથી, માટે બધાની સાથે રહેવું. ચાલતા ચીલા પર બેસી જનાર અથવા તે રસ્તે ચાલનારને પસ્તાવાનું કારણ રહેતું નથી. સાથે અનેક માણસો હોય, એક વિચારના હોય, સાહસ વગરના હોય, પોતાને શૂરાતન દેખાડવાની આવડત કે શક્તિ ન હોય તો આ ઉત્તમ માર્ગ છે. મધ્યમ કક્ષાના માણસો તો બાપદાદાને ચીલે જ ચાલે છે. રાજદ્વારી ક્ષેત્રમાં કે લડાઈમાં, જ્ઞાતિસંસ્થા સુધારણાના વિચારમાં કે નવયુગના અવનવા પ્રયોગો કરવામાં એ સલામત માર્ગ લે છે. આપણા બાપદાદા શું મૂરખા હતા ? એ એમનો ચાલુ શબ્દપ્રયોગ હોય છે. એ ચીલે ચાલનાર કોઇનું અપમાન કે અવગણના વહોર્યા સિવાય 'વહેવારુ' માણસ તરીકે ખપી જાય છે. એમ કરવામાં નથી જોઈતી આવડત, નથી કરવી પડતી વિચારણા, નથી કરવા પડતા નવાનવા પ્લાનો ( ગોઠવણો ) કે નથી લેવી પડતી કાંઇ તસ્દી. કોઇ જાતના ધમાળઉલાળ વગર દુનિયા સાથે ચાલ્યું જવાય છે અને ગૃહસ્થાઈની નામના થાય છે. દુનિયાનો મોટો ભાગ આ વિભાગમાં આવે છે અને ખારુંમીઠું બાપદાદાના કૂવાનું પાણી જેવું હોય તેવું પી લેવામાં પોતાને કૃતકૃત્ય માને છે. આવા જીવન જીવનાર દુનિયાનો મોટો ભાગ હોય છે.

બાકી શૂરવીરના માર્ગ તો જુદા જ હોય છે. એ ચાલતે ચીલે ચાલે નહિ, એ તૈયાર ગાડામાં બેસે નહિ, એ હામાં હા ભેળવે નહિ. એનો માર્ગ અનેરો હોય. એ માર્ગમાં એને આપત્તિ આવે, એની ટીકા થાય, એને સમાજનો તિરસ્કાર સહન કરવો પડે. એ સર્વને માટે એ તૈયાર હોય છે. શરૂઆતમાં ક્રીશ્ચીઅનો રોમના શહેનશાહોના ભોગ થઇ પડ્યા. તેમને સિંહ જેવા ક્રૂર પ્રાણીઓની વચ્ચે છોડી દેવામાં આવ્યા અને જિંદગીમાંથી રદ થયા, એવી પણ એની દશા થાય; પણ એનું મનોરાજ્ય જ અનેરું હોય છે. એ નવા

ચીલા પાડવામાં વિચાર પૂર્ણ કરે, ઝીલનારની શક્તિની તુલના કરે, અંતિમ ધ્યેયનું ધોરણ સ્પષ્ટ કરે; પણ એક વાર સાધ્ય સ્પષ્ટ થયું એટલે એ દેહના ભોગે પણ કામ સાધવા તત્પર રહે. વહેવારુ માણસના કરતાં એના માર્ગો અનેરા જ હોય છે. આવા નવા યુગપ્રવર્તકો અથવા આખો ઝોક બદલનારા બહુ ઓછા હોય છે એ વાત તદ્દન ખરી છે.

વ્યક્તિગત આપણે ચાલતે પૈંડે બેસી જવું કે નવીન માર્ગો અપનાવવા એ આપણી શક્તિ, હોંશ અને સાપેક્ષવૃત્તિ પર આધાર રાખે છે. વહેવારુ માણસ તો ઘરની ગાડીમાં બેસવાના જ વિચારમાં હોય છે. એને ઘસારો ખાવો નથી અને વધારેમાં વધારે લાભ મેળવવો છે. ચાલતા રસ્તામાં ભય જેવું કાંઇ હોતું નથી, જોખમનું નામ નથી અને પાઇનો ખરચ નથી. વહેવારુ માણસ શૂરવીર નથી હોતા તેનું આ કારણ છે. આ સર્વ બાબતનો વિચાર કરી માર્ગ મુકરર કરવો. કડી લેતાં પાટણ પરવારવાનો વેપલો કરવો નહિ, તેમજ નિશ્ચેષ્ટ જીવન અને મરણમાં બહુ ફેર નથી એ પણ ધ્યાનમાં રાખવું; છતાં વહેવાર શું કહે છે તે વિસરવું નહિ.

---

"Don't be a pioneer. It is the early Christian that is got by the lion. The safest mountain-paths are those trodden by mules and asses. Follow them." THE VERY REV. W. R. INGE ( 22-8-38 ) B. C.

( ૧૪૪ )

"ચંદ્ર તો પ્રકાશતો રહ્યો, પણ થોડા વખત પછી કૂતરે ભસવું છોડી દીધું."

ધીરજ–ધૈર્ય પર એક બહુ મજાની વાત છે. પાર્લામેન્ટનો એક અભિમાની સભ્ય એક જાણીતા મુત્સદ્દીની વારંવાર ટીકા કર્યા કરતો હતો. એને મુત્સદ્દી પર ખાનગી વેર હતું. પરિણામે એની ટીકા ઘણી વખત સભ્યતાની હદ ઓળંગી જઇ જંગલીપણાનું રૂપ લેતી અને કોઇ વાર તો એ મેંબર ગાળીપ્રદાન પણ કરી દેતો. એ ગમે તેટલું ખરાબ બોલતો કે ઉદ્ધતાઇથી વર્તતો, પણ પેલો શક્તિશાળી મુત્સદ્દી એના સંબંધમાં કાંઇ કરતો નહિ; ન એને જવાબ આપે, ન તેની સામો થાય કે ન તેને વારે યા રોકે. સાંભળનારા કે જોનારાને એથી દુઃખ થાય, પણ મુત્સદ્દીના પેટનું પાણી પણ ચાલતું નહિ.

મુત્સદ્દીના મિત્રે એક દિવસ તેને પૂછ્યું કે 'તમે પેલા ટીકાખોરને જવાબ કેમ આપતા નથી ! તેની ખોટી દલીલોનો બુકો કેમ બોલાવતા નથી ? એને હથોડાના ઘાથી છુંદી કેમ નાખતા નથી ?' મિત્રને લાગતું હતું કે પેલો ટીકાખોર સભ્ય તદ્દન ખોટી વાતો અને દલીલો કરી નાહકનો મુત્સદ્દીને પજવે છે; એટલે એણે લાગણીથી આવો સીધો સવાલ ધીર ગંભીર મુત્સદ્દીને કર્યો.

મુત્સદ્દીએ જવાબમાં કહ્યુંઃ 'તમને એક વાર્તા કહીને તમારા સવાલનો જવાબ આપું. હું નાનો બાળક હતો ત્યારે મારી પાડોશમાં એક ડોશી રહેતી હતી. એણે એક કૂતરો પાળ્યો હતો. કૂતરાને એવી ટેવ કે જ્યારે જ્યારે ચંદ્ર ખૂબ પ્રકાશ પામે અને પોતાની જ્યોત્સ્ના ફેલાવે, ત્યારે કૂતરો ખૂબ ગુસ્સે થાય અને ચંદ્રની સામે આખી રાત ખૂબ ભસે.'

આટલી વાતમાં પોતાનો જવાબ આવી ગયો એમ ધારીને પેલો મુત્સદ્દી તો ચૂપ રહ્યો, પણ મિત્ર મુદ્દો સમજ્યો નહિ એટલે ફરી તેણે પૂછ્યું: 'પણ કૂતરાનું અને ચંદ્રમાનું શું? પછી શું બન્યું?'

મુત્સદ્દીએ જવાબ આપ્યો: 'ચંદ્ર તો પ્રકાશતો રહ્યો અને થોડો વખત પછી કૂતરે ભસવાનું છોડી દીધું.'

વાત પૂરી થઇ. મહાન મુત્સદ્દી કે કાર્યકરમાં આવી શાંતિ જોઇએ. એણે કોઇ દિવસ ટીકાથી ગભરાવું નહિ, ટીકાના જવાબ આપવાની દરકાર કરવી નહિ, ટીકા તરફ નજર પણ કરવી નહિ, પીઠ મજબૂત રાખવી અને સાધ્ય કે મુદ્દો ચૂક્યા વગર પોતાનું કામ કર્યા કરવું. આવી મજબૂત પીઠ વગર જાહેર સેવાકાર્ય મુશ્કેલ અથવા લગભગ અશક્ય થઇ જાય છે. જાહેર સેવા કરનારે ટીકા ઉપર ધ્યાન આપવું ન ઘટે. સમાજહિતનાં કાર્યમાં પોતાની સમજણ પ્રમાણે નિર્ણય કરી કામ ઉપાડવું. જાહેર કાર્યની ટીકા તો થાય જ, કોઇ વાર સહન પણ કરવું પડે, કોઇ વાર વિનાકારણ ગેરસમજુતી પણ થાય અને કોઇ વાર પોતાના ખાસ મિત્રો કે સંબંધીનો અણગમો પણ વહોરી લેવો પડે. યાદ રાખવાનું કે અંતે સત્યનાં જ ડંકા વાગે છે અને જનતા એક દિવસ સત્ય જરૂર જાણશે. અને ન જાણે તો પણ શું થઇ ગયું? ભસવાનો સ્વભાવ હોય તે ભસે જ પણ એથી ચંદ્રને પ્રકાશ છોડવો ન ઘટે—ગૌરવ તજવું ન ઘટે. જે વારંવાર ખુલાસા જાહેર કરે તેને પોતાના નિર્ણય પર પૂરી શ્રદ્ધા નથી એમ જાણવું. પાકો મુત્સદ્દી કે ધીર વિચારશીલ તો પોતાના નિર્ણીત માર્ગે અવિશ્રાંત પ્રયાણ કર્યે જાય છે. એને ટીકા મુંઝવતી નથી કે દુન્યવી નુકસાન આડું આવતું નથી. આ સાચા શૂરવીરનો માર્ગ છે.

"The moon kept on shining and after a time the dog got rid of barking." JUNIOR'S CORNER (14-8-30)

## પુણ્યોપાર્જન માટેના ઉપાયો

( સિદ્ધાંતપ્રકરણ સંગ્રહ ગ્રંથમાંથી ઉધ્ધૃત )

૧ અન્ય જીવોને અન્નદાન દેવાથી
૨ અન્ય જીવોને પીવા માટે પાણી દેવાથી
૩ અન્ય જીવોને પહેરવાને વસ્ત્ર દેવાથી
૪ અન્ય જીવોને રહેવાને સ્થાન દેવાથી
૫ અન્ય જીવોને સૂવા-બેસવા માટે આસન દેવાથી
૬ ગુણી જનને દેખી મનમાં આનંદ પામવાથી
૭ ગુણી જનોની વચનવડે પ્રશંસા કરવાથી
૮ ગુણી જનોની કાયાવડે સેવા કરવાથી
૯ ગુણી જનોને વંદન-નમસ્કાર કરવાથી -

સં. મુનિ પ્રેમવિમળજી

# प्रश्नोत्तर

પ્રશ્નકારઃ—મુનિશ્રી પ્રેમવિમળજી

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૨ થી )

**પ્રશ્ન ૧૪**—પ્રતિક્રમણાદિકમાં હાલના મુનિઓનાં કરેલાં સ્તવનાદિ કહેવા કરતાં પૂર્વપુરુષોનાં કરેલાં કહેવાં તે વધારે ઠીક કે કેમ ?

**ઉત્તર**—પૂર્વપુરુષોના કરેલાં કહેવાં એ વધારે ઠીક છે, કારણ કે તેમાં જે રહસ્ય હોય છે તે પ્રાયે અર્વાચીન કૃતિમાં હોતું નથી.

**પ્રશ્ન ૧૫**—પાંચ પ્રકારના દાનમાં અતિથિસત્કારનો સમાવેશ શેમાં ગણવો ?

**ઉત્તર**—એમાં અતિથિ કોણ છે તે જાણવું જોઇએ. મુનિ, શ્રાવક કે સમકિતદૃષ્ટિ હોય તો તેને આપેલ કે જમાડેલનો સમાવેશ સુપાત્રદાનમાં થાય છે. તે સિવાયના સંબંધીઓનો સમાવેશ ઉચિતદાનમાં થાય છે અને દીન-અનાથને જમાડવામાં આવે તો તેનો સમાવેશ અનુકંપાદાનમાં થાય છે. ભાટ ચારણાદિને અપાય તેનો સમાવેશ કીર્તિદાનમાં છે.

**પ્રશ્ન ૧૬**—જ્ઞાનયોગ ને ભક્તિયોગમાં શ્રેષ્ઠ યોગ કયો ?

**ઉત્તર**—ભક્તિયોગ કરતાં જ્ઞાનયોગ ઉચ્ચ કોટિનો છે, પરંતુ એમાં અધિકારીપરત્વે ફેરફાર દેખાય તો તેથી મોહ પામવો નહીં.

**પ્રશ્ન ૧૭**—ગામનો રાજા મરણ પામે તો તેનું સૂતક કેટલા દિવસનું ગણવું ?

**ઉત્તર**—એક દિવસનું ગણવું, પરંતુ મૃતકને અડવાનું બન્યું હોય તો ત્રણ દિવસનું ગણવું.

**પ્રશ્ન ૧૮**—વર્તમાન સમયમાં યુગલિકની પદ્ધતિને અનુસરીને જો કોઇ જંગલી મનુષ્ય પોતાની બહેન સાથે પરણવા ધારે તો તે કેવું ગણાય ?

**ઉત્તર**—અતિ કનિષ્ટ ગણાય. યુગળિકનું અનુકરણ અત્યારે કોઇ રીતે કરી શકાય જ નહીં.

**પ્રશ્ન ૧૯**—તપગચ્છવાળા મહાવીર પ્રભુના પાંચ કલ્યાણક કહે છે અને ખરતરવાળા છ કલ્યાણક કહે છે, તો તેમાં વાસ્તવિક પક્ષ કયો સમજવો ?

**ઉત્તર**—મારા વિચાર પ્રમાણે તો તપગચ્છની માન્યતા વ્યાજબી છે, બાકી એના વિવાદમાં ઊતરવા જેવું નથી; કારણ કે એથી શાંત પડેલ કદાગ્રહ જાગ્રત કરવા જેવું બને છે.

પ્રશ્ન ૨૦—પૌષધોપવાસ સાથે અતિથિસંવિભાગ પર્વતિથિ સિવાય સામાન્ય દિવસે કરી શકાય?

ઉત્તર—એ ક્રિયા નિયત દિવસે કરવાની જ કહેલી હોવાથી સામાન્ય દિવસે ન કરાય. બાકી એ ક્રિયા ઉત્તમ હોવાથી જ્યારે કરાય ત્યારે લાભ જ છે.

પ્રશ્ન ૨૧—શ્રી જિનવલ્લભસૂરિએ ચંડિકાદેવીને પ્રતિબોધ પમાડી તેની પાસે થતી જીવહિંસા બંધ કરાવી હતી એમ ખરતરો કરે છે, તો પાછી શરૂ કેમ થઈ? કારણ કે અત્યારે ચંડિકાદેવી પાસે ઘણી હિંસા થાય છે.

ઉત્તર—એના અનેક કારણો છે. ચંડિકા નામની દેવી એકથી વધારે હોય છે. વળી હિંસા બંધ કરનાર દેવી ચ્યવી જાય ને તેને સ્થાનકે બીજી મિથ્યાદષ્ટિ ઉત્પન્ન થાય તો પાછી શરૂ કરે.

પ્રશ્ન ૨૨—હાલમાં સામાયિક લેતાં પ્રારંભમાં ઇરિયાવહી પડિક્કમાય છે, ત્યારે બીજા કેટલાક આધાર સાથે તેમ કરવાની ના કહે છે તો કેમ કરવું ઠીક છે? એ વિષયના આધારો તમે જોયા છે?

ઉત્તર—હું એ વિષયની ચર્ચામાં ઊતરવા માગતો નથી. મને તો પૂર્વ-પુરુષોથી કરાતી આવે છે તે પ્રમાણે જ ક્રિયા કરવી ઉચિત લાગે છે.

પ્રશ્ન ૨૩—ઉત્કૃષ્ટ ચૈત્યવંદન-આઠ સ્તુતિએ દેવવંદન કરવારૂપ છે તેના પ્રારંભમાં ઇરિયાવહી પડિક્કમવાનું કહેલ છે. મધ્યમ ને જઘન્ય ચૈત્યવંદનમાં ઇરિયાવહી પડિક્કમવાના નથી છતાં અત્યારે પડિક્કમાય છે તેનું શું કારણ?

ઉત્તર—એ ઇરિયાવહી ચૈત્યવંદનના સંબંધના નથી પણ પ્રતિક્રમણના પ્રારંભમાં કરાય છે તે સામાયિક સંબંધી છે અને પોસાતી કે મુનિ દેરાસરે જતાં પડિક્કમે છે તે ગમનાગમન સંબંધી છે તેથી તે બંનેમાં નિષેધ સમજવો નહીં.

પ્રશ્ન ૨૪—પ્રભાવકપુરુષચરિત્રમાં વનરાજને નાગેંદ્રગચ્છના દેવેંદ્રસૂરિએ ઉછેર્યાનું કહ્યું છે અને વનરાજના ચરિત્રમાં શીલગુણસૂરિએ ઉછેર્યાનું કહ્યું છે તો તેમાં ખરું શું સમજવું?

ઉત્તર—એ વિષય ઐતિહાસિક અનુભવીનો છે તેથી તે બાબત આ. શ્રી વિજયેંદ્રસૂરિને કે પં. કલ્યાણવિજયજી વિગેરેને પૂછવું. મારા જાણવા પ્રમાણે શીલગુણસૂરિ વનરાજને લઇ આવ્યા પણ તેઓ વૃદ્ધ હોવાથી ઉછેરવાનું તેમજ અધ્યયન વિગેરેનું કામ દેવેંદ્રસૂરિએ કર્યું છે.

પ્રશ્ન ૨૫—જય વીયરાયની બે ગાથા જ બોલવી કે પાંચે બોલવી? એને માટે આધાર સાથે લખશો.

ઉત્તર—અમુક પ્રસંગે બે આથા બોલાય છે ને અન્ય પ્રસંગે પાંચ બોલાય છે. તેને માટે પૂર્વપુરુષથી ચાલી આવતી પ્રવૃત્તિ જ મને તો માન્ય કરવી તે યોગ્ય લાગે છે.

પ્રશ્ન ૨૬—દેવાનંદાની કુક્ષીનો વીર પ્રભુનો ગર્ભ ત્રિશલા માતાની કુક્ષીમાં મૂક્યા પછી ત્રિશલા માતાના ઉદરમાં ગર્ભ હતો તેનું શું કર્યું ?

ઉત્તર—એ ગર્ભ દેવાનંદાની કુક્ષીમાં મૂક્યાનું સુબોધિકામાં સ્પષ્ટ કહેલું જ છે.

પ્રશ્ન ૨૭—મૌનએકાદશીએ મૌન રહેવાનું કહેલ છે તે શ્રાવક માટે જ સમજવું કે મુનિરાજ માટે પણ સમજવું ?

ઉત્તર- મુનિરાજ નિરવદ્ય ભાષાના બોલનારા હોવાથી તેમને મૌન રહેવાની આવશ્યકતા નથી, છતાં મૌન રહે તો વિશેષ હિતકારી છે.

પ્રશ્ન ૨૮—શ્રાવકો ઘરમાં તીર્થંકરના કે ગુરુમહારાજના ફોટા અથવા છબી બાંધે કે રાખે તો તેમાં વિરોધ છે ?

ઉત્તર—વિરોધ નથી, પરંતુ પોતાના શયનગૃહમાં રખાય નહીં; કારણ કે ત્યાં આશાતના થાય. એવી આશાતના ઇંદ્ર પણ વર્જે છે. ભોજનગૃહમાં પણ ન રાખે.

પ્રશ્ન ૨૯—સબળ મનુષ્ય કોઇ નિર્બળ મનુષ્યને હેરાન કરતો હોય તેને જાણતાં છતાં અટકાવવાની શક્તિવાળા તેની ઉપેક્ષા કરે તો દોષના ભાગી થાય કે નહીં ?

ઉત્તર—એવા પ્રસંગે શક્તિશાળી વ્યક્તિએ અવશ્ય નિર્બળ મનુષ્યને સહાય કરવી, પરંતુ એમાં અનીતિને ઉત્તેજન ન અપાય તેનો ખ્યાલ રાખવો જોઇએ; કારણ કે કેટલાક નિર્બળ મનુષ્યો અનીતિ કરવાના કારણે જ નિર્બળ થયા હોય છે અને પાછા પોતાના દુર્ગુણોને છુપાવીને અન્યની સહાય માગે છે, તેથી સહાય કરવામાં વિચક્ષણતા વાપરવી.

પ્રશ્ન ૩૦—ઉપર જણાવેલા પ્રસંગે કોઇ બુદ્ધિમાન એમ વિચારે કે સર્વ જીવ કર્મને વશ છે તો આ મનુષ્ય એના પૂર્વકર્મોના ઉદયથી દુઃખ પામે છે તેનું નિવારણ આપણે શા માટે કરવું ? એમ કરવામાં શું આપણે કર્મના કાયદાનો વિરોધ કરતા નથી ?

ઉત્તર—શક્તિવાળા મનુષ્યો જો આવા વિચારો કરે તો જગતમાંથી દયા જ ઊડી જાય-તેરાપંથીની જેમ અનુકંપા કરવાપણું જ ઊડી જાય, તેથી દુઃખીનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન શક્તિવાળાએ કરવો જ જોઇએ. એમાં આપણે કર્મના કાયદાનો વિરોધ કરતા નથી. કર્મ કાંઇ આપણી સહાયથી તેના કર્મનું ફળ આપવામાં અટકતા નથી. શક્તિવાળા મનુષ્યો જો તમે લખ્યા છે તેવા વિચારો

કરે તો પછી સદાવ્રતો, આરામગૃહો, ઔષધશાળાઓ વિગેરે પરોપકારનાં કૃત્યો કરવાના જ બંધ પડી જાય, માટે બીજો કોઇપણ જાતનો વિચાર કર્યા વિના શક્તિવાને અન્યના દુઃખોનું નિવારણ કરવાનો પ્રયત્ન કરવો.

**પ્રશ્ન ૩૧**—શ્રાવકપ્રતિક્રમણસૂત્ર( વંદિત્તા )ની ૩૧ મી ગાથામાં અસંયતિ ઉપર અનુકંપા કરવાનો નિષેધ કર્યો છે તે બરાબર છે ? જો એ બરાબર હોય તો મુનિસુવ્રતસ્વામી અસંયતિ એવા અશ્વને બચાવવા ખાસ વિહાર કરીને શા માટે ગયા ? એમાં રહસ્ય શું છે ?

**ઉત્તર**—એ ગાથા શ્રાવકના બારમા વ્રતને અંગે મુનિઓ પર અનુકંપા ન કરવા સંબંધી છે. મુનિ પ્રત્યે અનુકંપા ન કરાય; ભક્તિભાવથી જ તેમની સેવા કરાય. આ ગાથાનો અર્થ બરાબર વિચારશો. મુનિસુવ્રતસ્વામી પૂર્વભવના અશ્વને બચાવવા ગયા તે હકીકત ઉપરથી આપણે મિત્ર પ્રત્યેની ફરજ સમજવાની છે અને અનુકંપાને પ્રાધાન્ય આપવાનું છે. બાકી એ કલ્પાતીત પુરુષ હોવાથી તેની કૃતિ ઉપર વિચારણા થઈ શકે નહી.

**પ્રશ્ન ૩૨**—દાન કેટલા પ્રકારનાં છે ? દાનકલ્પદ્રુમમાં પાંચ પ્રકારનાં કહ્યાં છે ને શ્રી ઠાણાંગસૂત્રના દશમા ઠાણામાં દશ પ્રકારનાં કહ્યાં છે. તે પ્રકાર બધા જુદા જ છે તો શું કુલ ૧૫ પ્રકારનાં દાન સમજવાં ?

**ઉત્તર**—ઠાણાંગસૂત્રના કહેલા દશ પ્રકારનો સમાવેશ મૂળ પાંચ પ્રકારનાં દાનમાં થઇ જાય છે તેથી દાનના મુખ્ય પાંચ પ્રકાર જ સમજવા.

**પ્રશ્ન ૩૩**—તેરાપંથીહિતશિક્ષા નામની બુકમાં મુનિશ્રી વિદ્યાવિજયજી કહે છે કેઃ—

इयं मोक्षफले दाने, पात्रापात्रविचारणा ।
दयादानं तु सर्वज्ञै–र्न क्वापि प्रतिषिध्यते ॥

"આ પાત્રાપાત્રની વિચારણા મોક્ષફળવાળા સુપાત્રદાનને અંગે કરવાની છે; દયાદાન ( અનુકંપાદાન ) તો સર્વજ્ઞોએ કોઇપણ જગ્યાએ નિષેધ્યું નથી."

આ શ્લોક જો બરાબર હોય તો પછી અનુકંપાદાન પણ પરંપરાએ તો મોક્ષ આપે છે એટલે તેમાં પાત્રાપાત્રની વિચારણા કરવી કે નહી ?

**ઉત્તર**—પરંપરાએ મોક્ષ આપનાર કોઇ પણ ધર્મકાર્યના પ્રારંભમાં એવી વિચારણા કરવી નહીં એજ શ્રેયસાધક છે; એવી વિચારણા આગળ ઉપર કરવાની છે.

**પ્રશ્ન ૩૪**—મુશ્કેલીમાં આવી પડેલા ગૃહસ્થને મુનિ અન્ન વિગેરે આપીને તેનું ક્ષુધાજન્ય દુઃખ દૂર કરે ?

**ઉત્તર**—ન કરે, એ મુનિનો આચાર નથી. સંપ્રતિરાજાના પૂર્વભવના જીવ દ્રમકને પણ ચારિત્ર આપ્યા પછી અન્નપાન આપ્યું હતું. કુંવરજી

# ધર્મોક્ત મૌક્તિકો

( પૃષ્ઠ ૩૪૪ થી શરૂ )

( ૭૬ ) શેરડીમાંથી રસ નીચોવાઈ ગયા પછી, માત્ર સૂકા કુચ્ચા સિવાય કાંઇ બાકી રહેતું નથી; તે જ પ્રમાણે, તમારા વીર્યનો ક્ષય, તમારા શરીરને નકામું—ખાલી ખોખા જેવું બનાવી દે છે.

( ૭૭ ) જેઓ, માત્ર ભિક્ષા ઉપર જીવન ગુજારી, સ્વ અને પરના કલ્યાણાર્થે પૃથ્વી ઉપર વિચરે છે, તેઓજ સાચા સાધુ છે.

( ૭૮ ) સતત બ્રહ્મચર્ય પાળનાર સાધુએ, તેના પાવિત્ર્યભંગની તક આપે તેવા પ્રસંગો અને કાર્યોથી દૂર રહેવું જોઇએ.

( ૭૯ ) શુદ્ધ બ્રહ્મચર્ય પાળનાર વ્યક્તિઓએ, વિજાતીય વાતોથી પરાઙ્મુખ રહેવું જોઇએ; કારણ કે તે ( વિજાતીય વાતો ), વિષયભોગની ઇચ્છાને વધારનાર છે.

( ૮૦ ) શૃંગારિક ભાવનાને ઉત્તેજે તેવા ખોરાકનો, બ્રહ્મચર્ય પાલન કરનારાઓએ સંપૂર્ણપણે ત્યાગ કરવો જોઇએ.

( ૮૧ ) જે અલ્પ ખાય છે ( મિતાહાર કરે છે ) તે ઘણું ખાય છે. ( કારણ કે મિતાહાર જલદી પાચન થાય છે. )

( ૮૨ ) જ્યાં પાવિત્ર્ય નષ્ટ થયું ત્યાં કેશનો લોચ, સખ્ત તપશ્ચર્યા, પંચાગ્નિમાં દેહદમન અને બીજી હજારો યૌગિક ક્રિયાઓ નિષ્ફળ છે.

( ૮૩ ) જે પોતાની ( શક્તિની ) મર્યાદા ઓળંગીને કાર્ય કરે છે, તેને પોતાનું જીવન અવિરત ભય, દિલગીરી અને અશાંતિમાં વ્યતીત કરવું પડે છે.

( ૮૪ ) જેવી રીતે ગૃહની મજબૂતાઇ, તેના પાયાની મજબૂતાઈ ઉપર અવલંબે છે, તેવી જ રીતે તારા જીવનનું સામર્થ્ય, તારા વીર્યની પૂર્ણ રક્ષા ઉપર આધાર રાખે છે.

( ૮૫ ) બાલ્યવયમાં અને અપરિપકવ યુવાનવયમાં વીર્યનો નાશ એ માત્ર નિસર્ગના કાયદાનો ભંગ નથી, કિન્તુ નિસર્ગની પોતાની સામે જ યુદ્ધનું આહ્‌વાહન કરવા જેવું છે.

( ૮૬ ) જેવી રીતે સડી ગયેલાં બીજ, સરસ પાક ઉત્પન્ન કરી શકતાં નથી, તેવી રીતે અપરિપકવ વીર્ય, સામર્થ્યવાન સંતતિ ઉત્પન્ન કરી શકતી નથી.

( ૮૭ ) યાદ રાખો કે ઊગતી બાલ્યવયમાં જોયેલાં અને સાંભળેલાં, શૃંગારિક દૃશ્યો અને શબ્દો, બાળકના માનસને વિષયરૂપી ઝેરથી વિકૃત કરી મૂકે છે.

( ચાલુ ) અનુ૦ અનંતરાય જાદવજી શાહ




## सम्यग्ज्ञानदर्शनचारित्राणि . मोक्षमार्गः

ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં મોક્ષનો માર્ગ એક જ છે; તેથી તે રસ્તો પમાય તેવો વ્યવહાર સ્વીકારવો જોઇએ એમ અંતરમાં વિચારી, સદ્‌ગુરુનો યોગ જે શોધે, માનપૂજાદિ, ઋદ્ધિસિદ્ધિ આદિ મનના રોગોની ઇચ્છા ન કરતાં એક આત્માર્થની જ ઇચ્છા રાખે તે તેને મેળવી શકે છે.

રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ. ૧.

કષાય ઉપશાંત થાય, મોક્ષ સિવાય અન્ય કોઇ અભિલાષા ન હોય, સંસાર પ્રત્યે ખેદ રહ્યા કરે, સર્વ પ્રાણી પ્રત્યે દયા વર્તતી હોય, એવી દશા પ્રકટ થાય ત્યારે સદ્‌ગુરુનો બોધ પરિણામ પામે અને એ બોધ પરિણામ પામ્યાથી સુવિચાર દશા પ્રકટ થાય અને તે પછી સમ્યગ્ દર્શન અને સમ્યગ્ ચારિત્ર પ્રકટ થઇ અષ્ટ કર્મનો ક્ષય થઇ નિર્વાણ પ્રાપ્ત થાય.

રાગ, દ્વેષ અને અજ્ઞાનની સર્વથા નિવૃત્તિ તે મોક્ષમાર્ગ છે.

છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ. ૧.
એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૨.
શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું? કર વિચાર તો પામ. ૩.

સંગ્રાહક શાંતિલાલ છોટાલાલ શાહ



### હિતવચન

પોતાના આત્મસ્વરૂપમાં ખામીઓ કેટલી છે? અને શા શા કારણોથી છે? તથા તે ખામીઓ દૂર કરવાના સાધનો કયા કયા આરાધ્ય છે? અને તે ખામીઓ દૂર થવાથી કેવો અનુપમ સુખાસ્વાદ આત્મા અનુભવી શકે છે? તેનો બોધ મળે તેવા શાસ્ત્રો વાંચવામાં પ્રયત્નશીલ રહેવું અને તદનુસાર યથાશક્તિ પ્રવૃત્તિમાં મૂકવું—એ આત્મહિતૈષી જીવોનું પરમ કર્તવ્ય છે. 'तदेव तत्त्वं परिभावयात्मन्, यतो भवेत् साम्यसुधोपभोगः ।' આ મહર્ષિપ્રણીત ઉપદેશામૃતનું વારંવાર પરિશીલન રાખવું અને તે પ્રમાણે પ્રવર્તવું તે જ શ્રેયસ્કર છે.

આ. ઉ. સૂ.

# आत्मा–प्रत्ये–बोध

जह संझाए सऊणाण संगमो जह पहे अ पहिआणं।
सयणाणं संजोगो तहेव खणभंगुरो जीव ! ॥ १ ॥

(छाया) यथा संध्यायां शकुनानां संगमः यथा पथि च पथिकानां।
स्वजनानां संयोगः तथैव क्षणभंगुरो जीव ! ॥ १ ॥

અર્થ—હે આત્મન્! (जह કે૦) જેમ (संझाए કે૦) સંધ્યાકાળને વિષે (सऊणाणं કે૦) પક્ષીઓનો (संगमो કે૦) સંગમ થાય છે (अ કે૦) વળી (जह કે૦) જેમ (पहे કે૦) માર્ગને વિષે (पहिआणं કે૦) માર્ગે જનારા પથિકોનો સમાગમ થાય છે, એટલે માર્ગમાં જનાર માણસોનો સમાગમ તથા પક્ષીઓનો સમાગમ જેમ થોડા કાળનો છે (तहेव કે૦) તેમ જ (जीव કે૦) હે જીવ! (सयणाणं કે૦) સ્વજનનો (संजोगो કે૦) સંયોગ (खणभंगुरो કે૦) ક્ષણભંગુર છે એટલે ક્ષણમાં નાશ પામવાના સ્વભાવવાળો છે. ॥ ૧ ॥

ભાવાર્થ—જેમ સંધ્યા સમયે અનેક પ્રકારનાં પક્ષીઓ ચારે દિશા તરફથી આવીને એક વૃક્ષ પર એકઠાં મળે છે અને પ્રાતઃકાળે એટલે સવારમાં તે જ પક્ષીઓ પોતાના વિચારને અનુસરીને ચારે દિશા તરફ ઊડી જાય છે, તેમ આ સંસારને વિષે અનેક પ્રકારના જીવો ચારે ગતિમાંથી આવીને આ મનુષ્ય ભવમાં એકઠા થાય છે અને તે જ જીવો પોતપોતાનું આયુષ્ય પૂર્ણ થતાં પાછા કર્માનુસારે ચારે ગતિમાં જતા રહે છે. તેમ જ જેમ માર્ગને વિષે કોઇ કયા ગામથી, કોઇ કયે ગામથી આવીને પથિકો ધર્મશાળામાં ભેગા થાય છે. પછી ત્યાં થોડીવાર વિશ્રામ કરીને એટલે ભાતુ ખાઇને કે આરામ લઇને પાછા સર્વે પોતપોતાના યોગ્ય સ્થાનક પ્રત્યે જતા રહે છે; પણ તેઓ એક ઠેકાણે બેસી રહેતા નથી, તેમ આ સંસારી જીવ પણ કોઇ કઇ ગતિમાંથી ને કોઇ કઇ ગતિમાંથી આવીને એકઠા થાય છે, ત્યાં પોતપોતાનાં કર્માનુસારે સુખ દુઃખ ભોગવીને પછી પાછા પોતપોતાને યોગ્ય ગતિમાં જતા રહે છે; પણ કોઇ એકઠા ને એકઠા રહેતા નથી.

વળી જેમ ચારે દિશાએથી આવેલા મનુષ્યોનાં નામ જુદાં જુદાં હોય છે તેમ ચારે ગતિમાંથી આવેલા અને એક ઘરમાં રહેલા એવા જીવોનાં નામ પણ જુદાં જુદાં કલ્પ્યાં હોય છે. તેમાં કોઇ માતા કહેવાય છે, કોઈ પિતા, કોઇ ભાર્યા, કોઈ ભાઇ, કોઇ પુત્ર, કોઇ પુત્રી ઇત્યાદિ કલ્પનાએ કરીને નામ કરાવ્યાં છે, તેમાં તું ખોટો મોહ ધારણ કરે છે અને તેને સુખે સુખી અને તેને દુઃખે દુઃખી થાય છે, પરંતુ હે મૂઢ જીવ! તું એટલું વિચારતો નથી કે આ જૂઠા સંબંધને સાચો સંબંધ માનીને શું કરવા હેરાન થાય છે! માટે હે જીવ! એવા જૂઠા સંબંધને જૂઠા માનીને, તેના ઉપરથી મોહ ઉતારીને આત્મસાધન કરવાને વિષે ઉદ્યમવંત થા.

મુનિ વિદ્યાનંદવિજય

---

# દોષગ્રાહી દૃષ્ટિ

આ વિશ્વમાં ગુણગ્રાહી દૃષ્ટિવાળા મનુષ્યો કરતાં દોષગ્રાહી દૃષ્ટિવાળા મનુષ્યો વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. સારામાં સારી ચીજમાંથી પણ તેવા માણસો કાંઇક તો દોષ કાઢવાના જ.

**मक्षिका व्रणमिच्छन्ति ।** સુંદર એવા શરીરમાંથી પણ માખીઓ વ્રણ–ગુમડા–ચાંદાને ઇચ્છે છે. તેમ છિદ્રાન્વેષી–દોષગવેષક માણસો સારી વસ્તુમાંથી પણ–સુમનુષ્યમાંથી પણ ખરાબ જોવાને ટેવાયેલા હોય છે. અન્યના છતા ગુણને તેઓ નહીં જુવે પણ અછતા અવગુણને ગ્રહણ કરવા તત્પર થઇ જશે. સુંદર જમણવારમાં પણ, કઢીમાં મરચાંની ખામી હતી તેની શોધ તેવાઓ કરશે. આનું નામ તે દૂધમાંથી પોરા કાઢવા, તેથી વિરુદ્ધ સુદૃષ્ટિ–ગુણદૃષ્ટિવાન મનુષ્ય સર્વ બાબતની ઉજ્જવલ બાજુ જોઇ તેના વખાણ કરશે.

દોષદૃષ્ટિવાળા મનુષ્યને સર્વત્ર દોષનું જ સામ્રાજ્ય દેખાય તેમાં તે તે વસ્તુનો દોષ નથી હોતો પણ પ્રસિદ્ધ ઉક્તિ મુજબ–**યથા दृष्टि तथा सृष्टिः।** જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ તેવાઓને જણાય તે વાસ્તવિક છે. તે વિષે અનુભવીઓના ઉદ્‌ગાર છે કે "કોઇ પણ પદાર્થમાં સુંદર કે અસુંદર ભાવ વસ્તુતઃ હોતા નથી, પરંતુ સુંદર કે અસુંદર–ગુણ કે દોષ જણાવાનું કારણ ગ્રાહકની દૃષ્ટિ પર અવલંબે છે. આ કથન પૂર્ણ રીતે વાસ્તવિક જણાય છે. તે વિષે એક દૃષ્ટાંત તપાસીએ.

"ભાઇ" એ જમણી ભુજા ગણાય છે. ભાઈ વિનાના મનુષ્યને સર્વ દિશાઓ શૂન્યવત્ હોય છે. **दिशाशून्यास्त्वबान्धवाः ।** આડા ઘા ઝીલનાર પણ ભાઇ ગણાય છે. એવા ભાઇ–માડીજાયા ભાઇ વિષે સુભાષિતમાં એક ઠેકાણે કહેલ છે કેઃ—

**नास्ति बन्धुसमो रिपुः ।** ભાઇ જેવો કોઇ શત્રુ નથી ! આશ્ચર્યજનક વાત છે ! તેના કારણો સાથેનો તે આખો શ્લોક નીચે મુજબ છેઃ—

> गर्भस्थो हरते दुग्धं, जन्मतः स्नेहमाहरेत् ।
> पश्चात् धनविभागेन, नास्ति बन्धुसमो रिपुः ॥

ભાઇ ગર્ભમાં આવ્યેથી દૂધ હરે છે ( માતાના સ્તનનું દૂધ બંધ થાય છે ), જન્મ્યા પછી સ્નેહ હરી લે છે, (નવા બાળક ઉપર ગાત તાત આદિ સર્વ જનોનો સ્નેહ વધે છે અને તેથી સ્વાભાવિક રીતે પૂર્વના બાળક પરનો સ્નેહ ઘટે છે.) અને પાછળથી એટલે કે મોટા થવા પછી ધનમાં ભાગ પડાવે છે તેથી ભાઇ સમાન અન્ય કોઇ દુશ્મન નથી. વિચારતાં એમ જણાય છે કે આ શ્લોક કથનાર કવિને કદાચ તેના બન્ધુ તરફથી ખૂબ અસંતોષ પ્રાપ્ત થયો હશે અને તેથી જ પ્રસિદ્ધ ઉક્તિ મુજબ 'પેટનો બળ્યો ગામ બાળે' એ ન્યાયે આવા બન્ધુવિરોધી ઉગ્ર ઉદ્‌ગારો કાઢ્યા હશે, પણ તેનું મૂળ કારણ એક જ છે અને તે

'દોષ ગ્રાહી દૃષ્ટિ.'

દૃષ્ટિદોષ ઉપર બીજો એક સાદો દાખલો લઇએ. એક વસ્તુ છે. તેને એક માણુસ કાળા ચશ્મા ચડાવી જુએ છે; તેથી તેને તે ચીજ શ્યામવર્ણી જણાય છે. બીજી વ્યક્તિ પીળા રંગના ચશ્મા પહેરી તે જ વસ્તુને અવલોકે છે તો તેને તે ચીજ પીળા રંગવાળી જણાય છે. ત્રીજો લાલ, ચોથો લીલા અને પાંચમો માણુસ સફેદ ચશ્મા આંખ પર ચડાવી તે જ વસ્તુને દેખે છે તો પરિણામે તેઓ સર્વને અનુક્રમે તે જ વસ્તુ લાલ, લીલી અને યથાર્થ ( જેવી છે તેવી જ ) દેખાય છે. મતલબ કે સફેદ ચશ્મા તે સુદૃષ્ટિ છે, બાકી સર્વ વિકૃતિ કરનાર દોષદૃષ્ટિ છે. તેથી ગુણવાન મનુષ્યે સારમાંથી તો સાર લેવો જ; પરંતુ અસારમાંથી પણ સાર ઉદ્ધરવો. असारात् सारमुद्धरेत् । નવાણું અવગુણુને ઉવેખીને પણ એક ગુણુને ગ્રહણુ કરવો. દુર્ગંધ મારતા શ્વાનના મૃતકની ગંધને ભૂલી જઇ તેની શ્વેત દંતપંક્તિના વખાણુ કરવા અને बालादपि हितं ग्राह्यं । બાળકથી પણ હિત ગ્રહણ કરવું. એ સૂત્ર દૃષ્ટિ સન્મુખ રાખવું. આ ભાવે વર્તનાર વ્યક્તિને, કોઇ પણ મનુષ્ય, કોઇ પણ વસ્તુ, કોઈ પણ સ્થળ શોકોત્પાદક નથી બની શકતાં પણ આનંદનાં ધામ બની શાંતિ બક્ષે છે.

दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवन्तु लोकाः ।

'દોષ માત્ર નાશ પામો અને સર્વ સ્થળે સર્વ જીવો સુખી થાઓ-શાન્તિ પામો.'

રાજપાળ મગનલાલ વહોરા




( અનુસંધાન પૃષ્ઠ થી )

મૂઢ બહિરાત્મા ઇંદ્રિય-વિષયોમાં આસક્તિ રાખી તેમાં ફસી પડે છે તેનું કારણુ બતાવી, તેનો નિષેધ કરે છેઃ—

ઇંદ્રિય વિષયોમાં નથી, આત્મક્ષેમકર કાંઇ;
તોય અજ્ઞાની ભાવથી, બાલ રમે છે ત્યાંહિ. ૫૫.

'ઇંદ્રિયોના વિષયોમાં એવું કંઇ પણ આત્માનું ક્ષેમ-કુશળ કરનાર નથી, છતાં અજ્ઞાન ભાવનાવડે કરીને બાલ જીવ તેમાં જ રમે છે !'

કોઇ પણ વસ્તુ તો જ આદેય-ગ્રહણુ કરવા યોગ્ય કહી શકાય કે જો તેનાથી કંઇ ભલું કે હિત થતું હોય, પણ પાંચ ઇંદ્રિયના વિષયોમાં તો આત્માનું ક્ષેમ-

હિત કરે એવું કંઇ નથી, ઊલટું એમાં એવું તો પુષ્કળ છે કે જે આત્માનું અહિત કરે; છતાં આ જીવ અજ્ઞાનની ભાવનાથી-દૃઢ સંસ્કારથી તેમાં જ રમણ કરે છે.

ઇંદ્રિયજન્ય સુખ તે કલ્પેલું સુખ છે, પણ વાસ્તવિક રીતે તો દુઃખ જ છે; કારણ કે પ્રથમ તો તે પરાધીન છે. અને જે પરાધીન છે તેને જ્ઞાની પુરુષોએ દુઃખ કહ્યું છે:—

"सर्वं परवशं दुःखं, सर्वमात्मवशं सुखम्।
एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयोः॥" શ્રી અધ્યાત્મોપનિષદ્

"સઘળું પરવશ તે દુઃખ કહિયે."

"स परं बाधासहियं, विछिण्णं बंधकारणं विसमं।
जं इंदियेहिं लद्धं, तं सोक्खं दुक्खमेव तहा॥"

શ્રી કુંદકુંદાચાર્યકૃત શ્રી પ્રવચનસાર

"ઇંદ્રિયોથી જે પ્રાપ્ત થાય છે તે સુખ પરાધીન, બાધા યુક્ત, નાશવંત, બંધનું કારણ અને વિષમ છે; તે સુખ દુઃખ જ છે."

એકેક ઇંદ્રિયવિષયને આધીન જીવોને કેવું વિષમ પરિણામ સાંપડે છે તેના શાસ્ત્રોક્ત દૃષ્ટાંતો સુપ્રસિદ્ધ છે:—

"करिझषमधुपा रे शलभमृगादयो, विषयविनोदरसेन।
हंत लभंते रे विविधा वेदना, बत परिणतिविरसेन॥"

શ્રી વિનયવિજયજી (શાંતસુધારસ)

સ્પર્શેંદ્રિયના વશે કરીને મદોન્મત્ત હસ્તી પકડાય છે; રસનેંદ્રિયમાં લુબ્ધ થયેલ મત્સ્ય મચ્છીમારની જાળમાં ફસી પડે છે; ઘ્રાણેંદ્રિયમાં આસક્ત થયેલો ભ્રમર કમળમાં બીડાઈ પ્રાણ ગુમાવે છે; ચક્ષુરિંદ્રિયથી આકૃષ્ટ પતંગ દીપકમાં ઝંપલાવી મૃત્યુ પામે છે અને શ્રોત્રેંદ્રિયને પરવશ મૃગ સંગીતશ્રવણમાં લીન બની શિકારીની જાળમાં ફસાઇને પ્રાણાંત દુઃખ પામે છે.

"એક એક કે કારણ ચેતન, નાનાવિધ દુઃખ પાવે રે." શ્રી ચિદાનંદજી

અનાદિના મિથ્યાત્વસંસ્કારથી બહિરાત્માની કેવી દશા હોય છે તે કહી બતાવે છે:—

કુયોનિઓમાં ચિર મૂઢ, સુપુપ્ત તિમિરે તેમ;
આત્મીય અને અનાત્મીયે, જાગે 'હું મુજ' એમ! ૫૬

કુયોનિઓને વિષે મૂઢ જીવો ચિરકાળ (અજ્ઞાન) અંધકારમાં સુષુપ્ત પડ્યા હતા; તે આત્મીય અને અનાત્મીય વસ્તુ પ્રત્યે 'હું અને મારું' એવા પ્રકારે જાગે છે!

અનાદિકાળના મિથ્યાત્વરૂપ અંધકારને લઈ મૂઢાત્માઓ ચિરકાળ પર્યંત નિત્યનિગોદ આદિ અનેક યોનિઓમાં સુષુપ્ત દશામાં પડ્યા હતા. તેને પોતાના આત્મસ્વરૂપનું કંઈ પણ ભાન ન હતું, અરે ! અસંજ્ઞી-અમનસ્ક અવસ્થામાં તો તેને વિચાર કરવાનો અવસર પણ નથી હોતો. વળી જ્યારે ક્વચિત્ સંજ્ઞી-સમનસ્ક અવસ્થામાં જન્મ પામે છે ત્યારે તે કંઇક સમજવા લાગે છે, પણ અજ્ઞાનના કારણે તે પર્યાયોમાં પણ અનાત્મીય એવા પુત્ર-સ્ત્રી-ધન આદિ સર્વ પર વસ્તુ પ્રત્યે, તથા આત્મીય ( વ્યવહારથી ) એવા શરીરાદિ પ્રત્યે તે મમકાર-અહંકાર કરતો સતો જાગે છે ! એટલે કે હું સ્ત્રી-પુરુષ, સ્વામી-સેવક, બ્રાહ્મણ-ક્ષત્રિય આદિ રૂપ છું; હું ક્રોધી, માની, સુખી, દુઃખી આદિ છું-એવો તે 'અહંકાર' કરે છે. તથા આ મારા ધન-ધામ-ધરા-સ્ત્રી-પુત્ર આદિ છે, એમ તે 'મમકાર' કરે છે. આમ પ્રત્યેક પર્યાયમાં તે પર્યાયબુદ્ધિરૂપ બની રહી, વિપર્યય મતિથી કિંચિત્ જાગૃતિ દાખવે છે; પણ પરમાર્થથી તો તે જાગતો નથી, ઘોર અજ્ઞાન-નિદ્રામાં ઘોરી રહ્યો છે, કારણ કે તેને પોતાના શુદ્ધ જ્ઞાનાનંદમય મૂળ ચૈતન્યસ્વરૂપનું ભાન નથી.

**જીવ અસંજ્ઞી વિકલેંદ્રિયમાં તો અત્યંત અબોધ અને તીવ્ર મોહોદયને** લઈને મૂઢ હોય છે, પરંતુ **સંજ્ઞી સકલેંદ્રિયમાં** પણ કંઇ વિચારશક્તિ હોય છે ત્યારે પણ તે ઊંધે રસ્તે દોરવાયેલી હોય છે, એટલે અજ્ઞાનાંધકારમાં સબડતા બહિરાત્માને ભવભ્રમણ દુઃખ સહેવું પડે છે અને જિનદર્શન વા આત્મદર્શન અતિ દુર્લભ થઇ પડે છે. આ અંગે **શ્રી આનંદઘનજીએ** હૃદયવેધક શબ્દો ઉચ્ચાર્યા છે.

> સુહમ નિગોદે ન દેખિયો ..સખિ દેખણ દે, બાદર અતિહિ વિશેષ;
> પુઢવી આઉ ન લેખિયો, તેઉ વાઉ ન લેશ.
> વનસ્પતિ અતિ ઘણ દિહા, દીઠો નહીંય દેદાર;
> બિ તિ ચઉરિંદી જળ લિહા, ગતિ સન્નિ પણ ધાર.
> સુર તિરિ નિરય નિવાસમાં, મનુજ અનારજ સાથ;
> અપજ્જત્તા પ્રતિવાસમાં, ચતુર ન ચઢિયો હાથ.
> એમ અનેક થલ જાણીએ, દરિસણ વિણુ જિન દેવ;
> આગમથી મતિ આણીએ, કીજે નિર્મળ સેવ.

શ્રી આનંદઘનજી ( શ્રી ચંદ્રપ્રભુ સ્તવન )

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

# પુસ્તકોની પહોંચ

૧. **શ્રી નલાયનમ્ ( કુબેરપુરાણમ )**—વડગચ્છીય શ્રી માણિક્યદેવસૂરિવિરચિત. સંપાદકઃ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિ શિષ્ય શ્રી વિજયેંદ્રસૂરિ. પ્રકાશકઃ શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર કિં. રૂ. ૯). પ્રારંભમાં પ્રસ્તાવના અને અનુક્રમણિકા વિસ્તારથી લખી છે, તેમાં નળરાજાના ચરિત્રને લગતી અનેક બાબતો સમાવી છે. કર્તાએ આ ચરિત્રના દશ વિભાગ સ્કંધના નામથી પાડ્યા છે. તેમાં જુદા જુદા સર્ગો છે. આખો ગ્રંથ ખાસ વાંચવા લાયક છે. દ્યૂતના વ્યસનથી થતી હાનિને સૂચવનાર આ ગ્રંથ બહુ ઉપકારક છે. સંપાદકે શુદ્ધિ વિગેરે માટે પ્રયાસ સારો કર્યો છે.

૨. **શ્રીઅધ્યાત્મકલ્પદ્રુમ**—(હિંદી ભાષાંતર) આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિ મહારાજવિરચિત. આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર શ્રીયુત મોતીચંદ ગિરધરભાઈ કરેલું તે અમે બે વાર છપાવેલું છે. તેનો આ હિંદી અનુવાદ કરનાર કુ૦ સુમિત્રસિંહ લોઢા જૈન—માંડવગઢ ( મેવાડ ). સંપાદકઃ પંન્યાસ શ્રી માનવિજયગણિ. પ્રકાશકઃ શ્રેષ્ઠી ભોગીલાલ સાંકળચંદ, રીચી રોડ—અમદાવાદ. કિં. રૂ. ૨–૮–૦, કુલ પૃષ્ઠ ૭૨૦. હિંદી ભાષા જાણનારને માટે બહુ ઉપયોગી છે. પ્રયાસ સફળ થાય તેવો છે. મૂળ ગ્રંથ જ અપૂર્વ અને નામ પ્રમાણે ગુણવાળો છે.

૩. **પતંગ પુરાણ**—પ્રણેતાઃ હીરાલાલ રસિકદાસ કાપડીઆ. કિં. રૂ. ૦–૧૦–૦ આ બુકમાં કનકવાને લગતી અનેક બાબતો સમાવી છે તેથી તેનું બીજું નામ **કનકવાની કથની** પણ રાખ્યું છે. સુરત જીલ્લામાં એનો પ્રચાર બહુ હોવાથી ત્યાંના પતંગના રસિયાઓ માટે ઉપયોગી છે. અમારે ત્યાં મળશે.

૪. **આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર**—પ્રકાશકઃ શ્રી પાર્શ્વનાથ ઉમેદ જૈનબાળાશ્રમ, ઉમ્મેદપુર, વાયા એરનપુરા ( મારવાડ ). પ્રસ્તુત આચાર્યશ્રીના જીવનને લગતી અનેક હકીકતો મેળવીને એકત્ર કરી છે. ભાષા હિંદી, ટાઈપ શાસ્ત્રી. ગુણીનું ગુણગાન આત્મહિતકારક છે એમ માનીને આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

૫. **સુભાષિતપદ્યરત્નાકર**—( ભાગ પાંચમો ) જિનસ્તુત્યાદિ સંગ્રહ. એમાં જુદા જુદા ૧૭ વિષય ઉપર ૫૮ ગ્રંથોમાંથી ઉદ્ધરેલા શ્લોકો અર્થ સાથે આપ્યા છે. તદુપરાંત બીજી અનેક વસ્તુઓનો સંગ્રહ કર્યો છે. વર્તમાન ચોવીશીના ૨૪ પ્રભુના ૫૫–૫૫ બોલનો કોઠો આપ્યો છે. પ્રયાસ સ્તુત્ય છે, અનુકરણીય છે. કિં. દશ આના. પાંચે ભાગ અમારે ત્યાંથી મળશે.

૬. **શ્રી નમસ્કાર મહામંત્ર**—(પરિચય, સ્વરૂપ ને બીજી સંખ્યાબંધ હકીકતો) લેખકઃ મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી. પ્રકાશકઃ શેઠ ગણપતલાલ મોહનલાલ—નિપાણી, જીલ્લા બેલગામ. બત્રીશ પેજી પૃષ્ઠ ૩૬૨. સંગ્રહ બહુ સારો કર્યો છે. કિંમત લખી નથી, પરંતુ ત્રણ આનાની કિંમતથી મળી શકશે. આવી બુક દરેક જીવને હિતકારી છે. વાંચતાં આનંદ ઉપજે એમ છે.

૭. **સિદ્ધાંત સ્વાધ્યાયમાળા**—શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર, શ્રી દશવૈકાલિકસૂત્ર, શ્રી નંદીસૂત્ર, શ્રીસુખવિપાકસૂત્ર, શ્રીસુયગડાંગસૂત્રનું ૬ ઠું ને ૧૧ મું અધ્યયન અને શ્રીઉવવાઇસૂત્રની ગાથા ૨૨—આ સર્વ મૂળપાઠ અધ્યયન કરવામાં અત્યંત ઉપયોગી છે. પ્રકાશકઃ પંડિત બાલચંદ હીરાલાલ હંસરાજ, જામનગર. કિં. રૂા. ૧-૪-૦. તરત મંગાવનારને અમે રૂા. ૧) થી આપશું. ખાસ મંગાવો ને દરરોજ પાઠ કરો.

૮. **શ્રી શ્રીપાળ ચરિત્ર**—( સંસ્કૃત ) પદ્યબંધ, પંડિતશ્રી સત્યરાજગણિપ્રણીત. શ્લોક ૪૯૮. પ્રકાશિકા-આચાર્યશ્રી વિજયદાનસૂરિ જૈન ગ્રંથમાળા, ગોપીપુરા—સૂરત. આર્થિક સહાયકઃ રાધનપુરનિવાસી દોશી વરધીલાલ કચરાભાઇ. પ્રકાશક સંસ્થાને લખવાથી સાધુ સાધ્વીને ભેટ મળી શકશે. કિંમત લખી નથી.

૯. **શ્રી પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર**-( અવચૂરિયુક્ત ) સંપાદકઃ ઉપાધ્યાય શ્રી ક્ષમાવિજયગણિ. મૂળકર્તાઃ શ્રી વાદિચક્રચક્રવર્તી દેવાચાર્ય. અવચૂરિ સ્વોપજ્ઞ જણાય છે. પાછળ શ્રી હેમચંદ્રાચાર્યવિરચિત બંને દ્વાત્રિંશિકાઓ આપેલી છે. કિંમત રાખી નથી. પાઠ કરનાર તેમ જ પ્રાથમિક અભ્યાસીને ઉપયોગી છે.

૧૦ **કલ્યાણક પચ્ચીશી**—શ્રી વિજયલાવણ્યસૂરિના શિષ્ય મુનિરાજશ્રી દક્ષવિજયજીએ ચોવીશે પ્રભુના પાંચે કલ્યાણકની તિથિઓ પચીશ પદ્યમાં સમાવી છે. પ્રકાશકઃ શા ફકીરચંદ મગનલાલ બદામી, સૂરત-કણપીઠ.

૧૧ **ક્ષાંત્યાનંદ ગુણમંજરી**—લેખકઃ પાર્શ્વચંદ્રગચ્છીય સાધ્વી ખાંતિશ્રીજી. પ્રેરિકા સાધ્વીશ્રી સુનંદાશ્રીજી. મહાસતી ગુણમંજરીનું ચરિત્ર ટૂંકામાં લખેલું મળેલ તે ઉપરથી વધારો કરીને તૈયાર કરેલ તે કચ્છ કોડાયવાસી સદ્‌ગૃહસ્થોએ છપાવ્યું છે. કિંમત રાખી નથી. પૃષ્ઠ ૧૦૪ માં ગહુંલી કયા આપ્યા પછી સ્ત્રીવર્ગની પ્રતિજ્ઞા, જ્યોતિષવિચાર તથા મંત્રો, વિધિ ને ફળ પૃષ્ઠ ૪૮ માં આપેલ છે. પૃષ્ઠ ૧૫૩ થી સુનંદાનંદમંજરી પૃષ્ઠ ૬૦ માં છે. બુક વાંચવા લાયક છે.

૧૨ **આત્મજ્યોતિઃ ભાગ ૨ જો**—શ્રીમદ્ રાજચંદ્ર નામની બુકમાંથી ચૂંટેલા પત્રોનો સંગ્રહ. સંગ્રાહકઃ ભાયાણી હરિલાલ જીવરાજ. પ્રકાશકઃ દામોદર રાયચંદ ભાઇ ગાંધી, બોટાદ. પોતાના પિતાશ્રી ગાંધી રાયચંદભાઇ રતનશીના શ્રેયાર્થે છપાવેલ છે. પૃષ્ઠ બસો ઉપરાંત છે. કિંમત રાખી નથી. મંગાવવા ઇચ્છનારે સંગ્રાહક અથવા પ્રકાશકને લખવું. સારગ્રાહી મનુષ્યોએ વાંચવા લાયક છે.

૧૩ **પ્રાકૃત વ્યાકરણ સાર્થ**—અષ્ટમ અધ્યાય. કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યકૃત. ભાષાંતરકારઃ શ્રી વિજયભક્તિસૂરિના શિષ્ય પં. કંચનવિજયજી. પ્રકાશકઃ મહાવીર જૈન સભા, ખંભાત. આ ભાગ ૧ લો છે. તેમાં પ્રથમ પાદ પૂર્ણ થયેલ છે. બીજા ભાગમાં બાકીના ૩ પાદ આવશે. કિંમત રૂા. ૧-૮-૦ પ્રાકૃત ભાષાના અભ્યાસ કરનાર માટે ખાસ ઉપયોગી છે.

૧૪ **જૈન ધર્મ ભક્તિ કંચનમાળા**—( ધાર્મિક શ્લોક સંગ્રહ ) પ્રથમ વિભાગ. ભાષાંતર સહિત. પ્રસિદ્ધકર્તાઃ શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇ—ભાવનગર. યોજકઃ પંન્યાસશ્રી કંચનવિજયજી. જુદા જુદા ૨૧ વિષય ઉપર કુલ ( ૧૦૩૯ ) શ્લોકો અર્થ સાથે આપ્યા છે. પ્રયાસ સારો કર્યો છે. ખાસ ઉપયોગી છે.

**૧૫ સમાધિશતક તથા આત્મશક્તિપ્રકાશ**—વિવેચનકાર અને રચયિતાઃ આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિ. પ્રકાશકઃ શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ તરફથી વકીલ મણિલાલ મોહનલાલ પાદરાકર. કિંમત રાખી નથી. વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે આ બુક ઘણી ઉપયોગી છે. બંને વસ્તુ ઉત્તમ છે. પ્રથમ સમાધિશતકમાં પૃષ્ઠ ૧૯૨ રોકયાં છે અને આત્મશકિત-પ્રકાશમાં પૃષ્ઠ ૧૩૨ રોકયાં છે. કુલ પૃષ્ઠ ૩૨૪ છે.

**૧૬ સપ્તતિશતસ્થાન પ્રકરણ**—શ્રી સોમતિલકસૂરિકૃત-સંસ્કૃત છાયા અને અનુવાદકર્તાઃ શ્રી ઋદ્ધિસાગરસૂરિ. પ્રકાશકઃ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ જૈનજ્ઞાનમંદિર-વિજાપુર. આ પ્રકરણની ઉપયોગિતા અર્થ લખવાથી બહુ વધી છે. ઘણું જ ઉપયોગી પ્રકરણ છે. કિંમત રાખી નથી. ચોવીશ તીર્થંકરને અંગે દરેક હકીકત લભ્ય થઇ શકે તેમ છે.

**૧૭ શ્રી સપ્તતિશતસ્થાન પ્રકરણ**—મૂળ. સંસ્કૃત છાયા સહિત. ઉપર જણાવેલી બુકમાં પણ પાછળ આપેલ છે.

**૧૮ શ્રી નવપદની અનાનુપૂર્વી**—પ્રકાશકઃ મૂળજી જગજીવનદાસ-મુંબઇ. આવી બુક અમારી સભા તરફથી પણ ભેટ તરીકે અપાય છે.

**૧૯ આર્હત્ આગમોનું અવલોકન યાને તત્ત્વરસિક ચંદ્રિકા** ( પ્રથમ વિભાગ ) પ્રણેતાઃ પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા. કિંમત દશ આના. પ્રયાસ ઘણો સારો કર્યો છે. પુષ્કળ વાંચનનું પરિણામ છે. અમારે ત્યાંથી પણ પોસ્ટેજ દોઢ આના સહિત સાડા અગ્યાર આના મોકલવાથી મળી શકશે.

**૨૦ કાયમી પચ્ચખ્ખાણનો કોઠો**—સંયોજકઃ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરના શિષ્ય મુનિરાજ શ્રી વિકાસવિજયજી-પ્રકાશકઃ શા કેશવલાલ દલસુખભાઇ. મળવાનું ઠેકાણું. મહેતા નાગરદાસ પ્રાગજી, દોશીવાડાની પોળ-અમદાવાદ. કિંમત નવ પાઇ. પ્રયાસ સારો કર્યો છે. પચ્ચખ્ખાણ કરનારને પારવા માટે ખાસ ઉપયોગી છે. કુંવરજી

---

## ભાવનગરમાં દીક્ષા મહોત્સવ

માહ માસની શુદિ ૧૩ શે ભાવનગરના વડવા નામના પરામાં રહેનારા ભાવસાર ભાઈચંદ જેરામે આચાર્યશ્રી વિજયભક્તિસૂરિના શિષ્ય પંન્યાસ શ્રી કંચનવિજયજી પાસે પૂરા વૈરાગ્યરંગથી ચારિત્ર ગ્રહણ કર્યું છે. એમની ભાવના દીક્ષા લેવાની સં. ૧૯૭૯ થી હતી. તેમણે દીક્ષા ન લેવાય ત્યાં સુધીને માટે જુદે જુદે વખતે જુદો જુદો ત્યાગ કર્યો હતો. તેમની વય ૫૧ વર્ષની છે. દીક્ષા અવસરે નામ મુનિ ભરતવિજયજી રાખવામાં આવ્યું છે. કુટુંબની અનુકૂળતા હોવાથી તેમના ધર્મપત્નીએ જ દીક્ષાના વસ્ત્રની છાબ લીધી હતી. દીક્ષાના વરઘોડામાં ચાંદીનો રથ કાઢ્યો હતો. તેમાં તેના પુત્ર ને પુત્રવધૂ બેઠાં હતાં. દીક્ષામહોત્સવનો તમામ ખર્ચ ભાવસાર વર્ગે કર્યો છે. શાસનની ઉન્નતિ સારી થઇ છે. આવી દીક્ષા અનુમોદન યોગ્ય છે.

## શ્રી જામનગરના રાજ્યમાં થયેલા જીવદયાના ઠરાવો

### હ. ઓ. ઓ. ખુ. નં. ૨૪૨ સ્વસ્થાન શ્રી નવાનગર હજૂર ઓફિસથી ઓફિસ ઓર્ડર

જામનગરના રહીશ વીસા ઓસવાલ વાણીઆ શેઠ પોપટલાલ ધારશીભાઈ તથા તેમના ભત્રીજા ચુનીલાલ લક્ષ્મીચંદ ધારશીભાઇ તરફથી જામનગરમાં જાહેર હિતનાં કાર્યો માટે સારી રકમો સખાવત તરીકે વાપરવામાં આવે છે. તેવાં તેમનાં સત્કાર્યોની કદર બુઝી દર-સાલના ચૈત્ર શુદિ ૧૩ નો દિવસ, જે જૈનોનો મહાવીરસ્વામીની જયંતીનો દિવસ છે તે દિવસ નવાનગર સ્ટેટમાં કાયમને માટે જીવદયાના દિવસ તરીકે પાળવો એટલે કે કોઇએ તે દિવસે આખા સ્ટેટમાં હિંસા કરવી નહીં એમ ફરમાવવામાં આવે છે. તા. ૧૭-૧-૩૯

### હ. ઓ. ઓ. નં. ૨૩૪

અમદાવાદના રહીશ વીશાશ્રીમાળી વાણીઆ શેઠ લાલભાઇ ઉમેદચંદ લઠ્ઠા, જેઓ હાલમાં આ સ્ટેટના ટ્રેડ એજન્ટ નીમાયા છે અને આ સ્ટેટના બેડીપોર્ટની ખીલવણીનું મોટું કામ પૂરતી ખંતથી કરી રહ્યા છે, તેઓ જૈનધર્મના અનુયાયી હોઇને તેમણે દરેક સાલના ભાદરવા શુદિ ૪ નો દિવસ કે જે તેમના પર્યુષણની સંવત્સરીનો મોટો ધાર્મિક દિવસ છે તે દિવસ જીવદયાના દિવસ તરીકે પાળવા અમને અરજ ગુજારતાં તેમનાં ઉપરનાં રાજહિતના કામની કદર બુઝીને દરેક સાલના ભાદરવા શુદિ ૪ ને દિવસે નવાનગર સ્ટેટમાં કાયમને માટે જીવદયાના દિવસ તરીકે પાળવો એટલે કે કોઇએ તે દિવસે આખા સ્ટેટમાં હિંસા કરવી નહીં એમ ફરમાવવામાં આવે છે. તા. ૧૬-૧-૩૯

DIGVIJAYSINHJI

મહારાજા જામસાહેબ, સ્વ. નવાનગર

## શ્રી જશપરા પ્રતિષ્ઠામહોત્સવ

શ્રી જસપરાના શિખરબંધી દેરાસરની પ્રતિષ્ઠા માહ શુદિ ૧૩ ને ગુરુવારના રોજ આચાર્ય શ્રી વિજયદર્શનસૂરીશ્વરના નેતૃત્વ નીચે કરવામાં આવી છે. મૂળનાયક **શ્રી ધર્મનાથ મહારાજ** શા અમરશી હરખાના પુત્રો શા. ત્રિભોવનદાસ તથા રૂગનાથદાસે રૂ. ૧૬૧૧) ના નકરાથી પધરાવ્યા છે. બે બાજુમાં જમણી બાજુએ **શ્રી મહાવીરસ્વામી** રૂ. ૨૦૦૧) ના નકરાથી શા. જીવરાજ હાઉચંદના પુત્રો ગોપાળજી તથા નરોત્તમદાસે અને ડાબી બાજુ **શ્રી વાસુપૂજ્યસ્વામી** શા. વનમાળી રામજીએ રૂ. ૧૬૦૧) ના નકરાથી પધરાવ્યા છે. ખાસ મંડપમાં સમવસરણની રચના કરીને અઠ્ઠાઇ મહોત્સવ કરવામાં આવ્યો છે. શુદિ ૧૧ ના રોજ જળયાત્રાનો વરઘોડો ચડાવવામાં આવ્યો હતો. તેમાં પણ ઉપજ સારી થઇ છે. માહ શુદિ ૧૩ ને દિવસે આખા ગામને જમાડવામાં આવ્યું છે તેમ જ શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું છે. ધ્વજાદંડ ને કળશ ચડાવવાની તેમ જ શાસનદેવી સ્થાપવા વિગેરેની ઉપજ પણ સારી થઇ છે. આચાર્ય શ્રી વિજયદર્શનસૂરીશ્વરે તેમ જ મુનિરાજ શ્રી મિત્રવિજયજીએ આ પ્રતિષ્ઠામહોત્સવને સાંગોપાંગ પાર ઊતારવા સારો પ્રયાસ કર્યો છે. પ્રતિષ્ઠાપ્રસંગ પર આવનાર જૈનબંધુઓની સગવડ સાચવવા માટેનો સેવામંડળનો પ્રયત્ન પ્રશંસનીય હતો. આજુબાજુના ગામના ઘણા શ્રાવકોએ એ પ્રસંગનો લાભ લીધો છે.

# પ્રભાવિક પુરુષો

## શ્રેષ્ઠી સુદર્શન

(૨)

'કેમ આજે એવા તે શું ગહન વિચારમાં મગ્ન બની ગયા છો કે હું ક્યારનીયે પાછળ આવી ખડી થયા છતાં એ તરફ નજર સરખી પણ કરતાં નથી ? પટરાણીપદનો ગર્વ તો નથી આવ્યો ને ?'

'સખી કપિલા ! તું આ શું વદી રહી છે ?'

'રાણીજી ! હું શું ખોટું કહું છું ? અધિકાર ચીજ જ એવી છે કે એનો નશો કોઇ વિરલને ન ચઢે ? તેમાં આપ તો વળી મહારાજાના માનીતા. ખીજમતમાં જ્યાં સંખ્યાબંધ દાસદાસીઓ હોય ત્યાં મારા જેવી એકાદીને ભૂલી પણ જવાય.'

'ભલે હું મહારાણી થઇ, છતાં આપણા વચ્ચેનું સૌજન્ય એ કંઇ આજકાલનું નથી. દાસદાસીનો પરિવાર ગમે તેટલો હોય પણ તેથી સહિયરની ખોટ ન પૂરાય. અંતરની સાહેલી તો ગણીગાંઠી જ સંભવે. એમાં કપિલાનો નંબર ધૂરિપદે આવે છે. દશરથપત્નીની કૈકેયીને જેમ મંથરા હતી તેમ મારે તું છે. મારું ચિત્ત બીજે હોવાથી તારું આગમન હું નથી જાણી શકી એ પાછળ અન્ય કોઇ કારણ નથી જ. સખી કપિલા ! મનની શંકા ટાળી દે અને પ્રજાને મન ભલે હું મહારાણી હોઉં; છતાં તારા માટે તો હું પૂર્વકાળની સાહેલી અભયા જ છું.'

'તો પછી મને સાચું કહો, શા વિચારમાં લીન બન્યા હતા ? વિશ્વની લીલામાં, કિસ્મતની વિચિત્રતામાં કે દૈવની ગહન ગતિમાં ?'

'અહો ! શું આ વાત તમે આજે જાણી ? અનાદિ કાળથી જેનું ચક્ર અસ્ખલિત વહ્યા કરે છે અને એવા જ એક અનંત શબ્દથી જોડાયેલા કાળ સુધી જે ચાલવાનું છે તેની લીલા જોવાનો-એની વિચારણામાં મન પરોવવાનો એકાએક આજે જ કયાંથી અબજો ઉપજ્યો ? જેની વિલક્ષણતા પર પાર ન આવે એટલા શ્લોકો રચાયા છે અને જેનો મહિમા ભલભલા મૂછ પર લીંબુ ઠેરવનારાને પણ ગાવો પડ્યો છે એવા દૈવ કે કિસાનને ઓળખવાની ફુરસદ આજે કયાંથી મળી ?'

રાણી ઝરૂખામાં ઊભેલી છે ત્યાં ચક્ષુ સામે દોડતી ધરતી નીરખી એટલે મનરૂપી અશ્વ પાયગામાંથી છૂટ્યો.

'એ પણ આશ્ચર્ય ને ! મહારાણી થયાને પાંચેક વર્ષો વીતવા આવ્યાં છતાં નગરી ચંપાનો માર્ગ આજે જ નજરે ચઢ્યો ? જ્યાંથી પ્રભાતકાળથી આરંભીને નિશાકા-

ળની મધ્ય ઘટિકા સુધી હજારો નરનારીઓ પ્રતિદિન પસાર થાય છે એવા આ માર્ગ પરની વિવિધતા ને વિલક્ષણતાનું શું કહેવું ? કર્મરાજની ગહન શેત્રંજના એ પ્યાદાઓ વૈવિધ્ય દાખવે એમાં નવાઈ પણ શું હોય ? જેનું નિરીક્ષણ કરતાં ભલભલા સંત પુરુષો થાકી ગયા અને વનના પંથે પળ્યા, એનુ મંથન કરવામાં તમારા સરખી કોમલાંગીને કયો આનંદ મળવાનો છે ? અન્ય પ્રકારે મનને બહેલાવાનું છોડી, ખાલી એ કર્મની જાળ ઊકેલવામાં શા સારુ પડવું જોઇએ ? પ્રાપ્ત થયેલ સમૃદ્ધિનો યથેચ્છ લહાવો એ જ મારી દૃષ્ટિથી તમારા જીવનનો અનુપમ આનંદ જણાય છે.'

'લહાવો ? એને કયાં શોધવો ? અને રાજમહાલયનાં સુખ એ તો ઝાંઝવાનાં નીર જેવાં. દુનિયા ભલે માને કે પટરાણી જેવી સર્વપ્રકારે સુખી લલના બીજી કોઇ નથી ! ચંપાપુરીની પ્રજા અભયાનાં સુખ જોઈ મોતીએ ચોક ભલે પૂરે અને વહાલી સખાં કાપલા પણ એ સુખ અને લહાવાની અસૂયા ભલે કરે; છતાં એ સામે મારો એકરાર એ જ છે કે એ બધા મનસ્વી તરંગો છે, પરંતુ નારીજાતિ માટે માતૃત્વની પદવી એ જ ગરીયસી અને સર્વશ્રેષ્ઠ છે. એકાદા સુન્દર અર્ભકવિહૂણો જેનો ખોળો છે તેનાં અન્ય સુખો રાજમંદિરના વિલાસોને ટપી જઈ કદી સ્વર્ગીય હોય, તો પણ એની ગણના કંઇ જ નથી !

'નીતિકાર વદે છે અને શાસ્ત્રકાર શાખ પૂરે છે કે 'જે ઘરમાં, ધૂળીક્રીડાથી જેનાં ગાત્રો મલિન થયાં છે અને જેની વાણી કાલીઘેલી અને તોતડી છે એવાં નાનાં બાળકો રમતાં દૃષ્ટિગોચર નથી થતાં તે ઘર, સાચે જ ઘર નથી. પણ એને જંગલની ઉપમા ઘટે છે.

'કપિલા ! આ નીતરું સત્ય છે. આજે તો મને એનો સાક્ષાત્કાર સચોટપણે થયો છે. ઘણીયે વાર આ ઝરૂખે ઊભી રહીને પ્રજાનાં જાતજાતનાં બાળકો પર મેં દૃષ્ટિ દોડાવી છે અને એ સુખ મને પ્રાપ્ત ન થવા બદલ ગ્લાનિ અનુભવી છે, પણ એ બધામાં આજના દૃશ્યે તો એટલી વ્યથા પ્રગટાવી છે કે જે વર્ણવવા હુ અશક્ત છું. એ જોયા પછી મારી દશા ભાનભૂલી જેવી થઇ પડી છે !

'પવિત્રહૃદયા મનોરમાને જાણે અશ્વિનીકુમારની જોડી જ ન હોય તેવં સુંદરાકૃતિ ને સ્વરૂપવાન બે બાળકે સહિત માર્ગે જતી જોઇ ત્યારથી મારા અંતરમાં પ્રચંડ હાય ઊઠી છે. એ પ્રમદાના સુખ આગળ મારી આ ઋદ્ધિસિદ્ધિ કંઇ જ હિસાબમાં નથી. મારું અંતર પોકારી રહ્યું છે કે નગરી ચંપામાં એ દંપતીનાં સુખ આગળ રાજવી દધિવાહનની સંપત્તિ પાણી ભરે છે !'

'રાણીજી ! તમારી આજની વિલક્ષણતાનું કારણ હવે જ માલૂમ પડયું. પણ તમે કઇ મનોરમાની વાત કરી ?'

'વાહ ! કેવી ભોળી ભટાક ! અલી બ્રાહ્મણી ! તું આ કળા કોની પાસેથી શીખી આવી ? માત્ર ચંપાની પ્રજા જ

નહિ, અરે! અખિલ અંગદેશના વતનીઓ જ નહિં, પણ એ સિવાય મગધ, કલિંગ ને માલવ પર્યંતની જનતા જેના સૌભાગ્ય તથા યશગાથાથી માહિતગાર છે એ દંપતીના નામથી તું એકલી જ અજાણી હોવાનો દાવો કરે છે? તારા પતિના મિત્ર એવા શ્રેષ્ઠી સુદર્શનને શું તું ઓળખતી પણ નથી?'

કપિલા કહે: 'એમને વળી છોકરાં છે જ ક્યાં? તેમની સ્ત્રીનું નામ મનોરમા છે તે તો હું જાણું છું. હું ખાત્રીપૂર્વક કહું છું કે ક્યાં તો તમોએ દીઠેલા કુમારો કોઈ અન્ય લલનાના હશે અથવા તો તમે જરૂર મારી મજાક ઉડાવતા હશો.'

'કપિલા! આજે મારી ચક્ષુ ખુલી ગઈ. હું તને કાર્યદક્ષ સમજતી હતી, પણ તું તો સાવ ભોળી નીકળી! ખુદ મનોરમાને એક બે નહીં પણ છ પુત્રો છે. એ વાત માત્ર હું જાણું છું. એમ જ નહીં, પણ મેં વસન્તમહોત્સવ વેળા નજરે જોયેલા છે. એ કુમારો રૂપમાં દેવોને ટપી જાય તેવા અને આકૃતિમાં આબેહૂબ સુદર્શનનાં પ્રતિબિંબ સરખા છે. એમાંના નાના બે સાથે આજે મનોરમાને જતી નિરખી મારા અંતરમાં વંધ્યત્વદશાની પીડા ઉદ્ભવી છે. એ વિચારો પાછળ મારું મન ભ્રમિત બન્યું છે. આજની મારી વ્યથાનું એ જ મુખ્ય કારણ છે.'

'જો રાણીજી! તમારી વાત સાચી જ હોય તો નક્કી હું ઠગાણી છું. ખરેખર મૂર્ખી બની છું. સુદર્શને પોતે જ મને કહેલું કે 'હું તો નપુંસક છું.' એ શબ્દો ખરા નહોતા; પણ છટકવાની બારીરૂપ હતા એમ હવે મને સમજાય છે.'

'કપિલા! એ વાત મને અથથી ઇતિ સુધી કહે તો સમજણ પડે. તારી હાંસી કરનારને જરૂર હું નશિયત પહોંચાડીશ.'

કપિલા કહે: 'સાંભળો! ત્યારે પ્રસંગ એમ બન્યો હતો કે એક વેળા અમો દંપતી શરદની ચાંદનીમાં અગાસી ઉપર બેઠા હતા, તે વેળા મારા પતિને સહજ મેં પ્રશ્ન કર્યો કે 'હમણા તમને ગૃહે આવતાં વિલંબ કેમ થાય છે?'

મારા પતિએ કહ્યું: 'પ્રિયા! આજકાલ સુદર્શન શેઠ જોડે મારી બેઠક વધુ થાય છે અને જ્ઞાનગોષ્ઠિમાં અમારો સમય કેવી રીતે આનંદપૂર્વક વીતી જાય છે તે જણાતું પણ નથી.' આવો મારા વાલમનો જવાબ હતો. એ ઉપરાંત તેમણે ઉચ્ચારેલું કે એવા ભાગ્યશાળી નરનું તેં શું નામ પણ સાંભળ્યું નથી? આમ કહીને પછી તરત જ નિમ્ન શબ્દોમાં તેમનું વર્ણન શરૂ કર્યું:

રૂપમાં કામદેવ, વાણી વદવામાં વાચસ્પતિ, બુદ્ધિમાં ભલભલા પંડિતોને ટક્કર મારે તેવો, તેજસ્વિતામાં સૂર્યને પણ ટપી જાય એવો અને શીલવંતોમાં શિરોમણિ મારો તે મિત્ર ખરેખર એક નિઃકલંક ને સદાચારી પુરુષ છે.

'સખી! એ શ્રવણ કરતાં જ મારા મનમાં એ શેઠ પ્રતિ રાગ જન્મ્યો. ત્યારથી મારું મન વિહ્વળ બન્યું. કોઈ પણ

રીતે એક વાર તેની સાથે પ્રસંગ પાડવાની વૃત્તિ જોર કરવા લાગી.

એક દિવસ મારા પતિ પરગામ ગયેલા. તે ત્યાં બે દિવસ રોકાવાના હતા. તે તક સાધી, નિશાકાળ થતાં હું સુદર્શનશેઠને ઘેર પહોંચી ગઈ અને ગળગળા સાદે જાણે કે દુઃખથી બરાબર બોલી પણ શકતી ન હોઉં તેવો ભાવ ભજવી ' તેમના મિત્ર અર્થાત્ મારા પતિ એકદમ ગંભીર માંદા પડયા છે ને તમોને એકાએક બોલાવે છે. ' એમ જણાવ્યું.

મિત્ર માટે મરી ફીટનાર એ શેઠ હાથમાંનાં કાર્યો પડતાં મેલી તરત જ મારી સાથે ચાલવા માંડયું. હું પણ તેમને આગળ કરી, ઘર આવતાં કમાડ ઉઘાડી તેમને ઉપર જવાનું કહી, પાછળ અંદરથી કમાડ બંધ કરી ને હું હર્ષભેર ઉપર ગઈ અને તેમને શયનગૃહના પાછળના કમરામાં તેડી ગઈ. એ કંઇ પ્રશ્ન કરે તે પૂર્વે તેમની ઉપર મારો રાગ કેવી રીતે બંધાયો તે વર્ણવી દેખાડી, મારી મનોકામના પૂર્ણ કરવાની પ્રાર્થના કરતી હું ઊભી રહી.

' ભગિની ! આ જાતની છેલરમિંડી કરવી તને શોભતી નથી.' એમ ઉચ્ચારતાં જ તે પાછા વળવા માંડયા. હું તરત જ દોડી તેમને વળગી પડીને કહેવા લાગી કે ' જ્યારથી તમારું સ્વરૂપ મેં સાંભળ્યું છે ત્યારથી હું તમારી પાછળ દિવાની બની છું. આ સમય સાનુકૂળ છે. કોઇ જાતની ભીતિ ધરાવવાપણું નથી, મારી જોડે આ શય્યા પર પધારી મારી કામજ્વાળા શમાવો. મારી ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય તમને અહીંથી ખસવા દેનાર જ નથી. ' આટલું કહી તેમના શરીર સાથે કુચેષ્ટા કરવા લાગી.

સખી ! સાચે જ કહું છું કે એમ છતાં ન તો તેમનું એક રૂંવાડું સરખું ફરકયું કે ન તો તેમના મનમાં જરા પણ વિકારની છાયા ઉદ્ભવી.

ઠંડકથી એક જ ઉત્તર દીધો કે— ' બેન ! તારા પતિ પણ જે એક વાત જાણતા નથી અને મને કોઇને પણ જણાવવી યોગ્ય લાગતી નથી તે નછૂટકે આજે તારી પાસે કહેવી પડે છે. તારા આવા હાવભાવ અને ક્રીડાકેલિના પ્રયાસ છતાં મને કામનું ઉદ્દીપન જ થતું નથી, કેમકે હું નપુંસક છું.'

'ભગિની ! એટલી કૃપા કરજે ને મારી આ વાત ગુપ્ત રાખજે. તારી આશા ભંગ થાય છે એ કરતાં પણ મારું આ દુઃખ મને વધુ સાલે છે. લાચારીથી એની જાહેરાત આજે કરવી પડી છે. વધુ જાહેરાત ન થાય એની તારે તકેદારી રાખવાની છે.'

સખી ! શેઠનાં આ વાકયો મને ખારાં લાગ્યાં, તેથી મેં પણ મારું વર્તન ગુપ્ત રાખવાનું વચન લઇ કમાડ ઉઘાડી તેમને જવા દીધા. ત્યારપછી જાણે કંઇ બન્યું જ નથી એવી રીતે એ પ્રસંગ સ્મૃતિપટમાંથી ભુંસી નાખ્યો. આ વાત અંતરની સહચરી એવી તારી પાસે પ્રથમ વાર જ પ્રગટ થાય છે. મારા પતિનો શેઠ સાથેનો સુહૃદ્ સંબંધ

પૂર્વવત્ ચાલુ છે. ફક્ત ત્યારપછી પુનઃ હું એ ઘર તરફ ફરકી જ નથી.' રાણી બોલી: 'સખી! સાચે જ એ વણિકપુત્ર તને આબાદ બનાવી ગયો. જબરો સદાચારી! આવો ઇંદ્રિયજયી મેં જીવનકાળમાં પ્રથમ વાર જ જોયો. એક વાણીઆની તે આટલી પ્રશંસા હોય? 'કપિલા બોલી'–તારી ચતુરાઈ તો ત્યારે જ પરખાય કે એ વાણિયાને પરાભવ પમાડે; રાણી બોલી: 'અહો! એમાં તે શી મોટી વાત છે?'

ચોકસી

# શ્રી મહાવીરસ્વામીના માંસાહારને અંગે ખુલાસો

લે૦ મહોપાધ્યાય કાશીવિશ્વનાથ પ્રહ્‌લાદજી વ્યાસ સાહિત્યાચાર્ય
કાવ્યસાહિત્યવિશારદ મીમાંસાશાસ્ત્રી
એલ. એ. એમ, ઊંઝા ફાર્મસી-ઊંઝા

'પ્રસ્થાન'ના કાર્તિક ૧૯૯૫ના અંકમાં 'શ્રી મહાવીરસ્વામીનો માંસાહાર' નામે લેખમાં (૧) કપોતનો કબુતર (૨) માર્જાર નો બિલાડો અને (૩) કુક્કુટ-નો કુકડો અર્થ કર્યો છે; પરંતુ આયુર્વેદમાં તેના નીચે પ્રમાણે અર્થો થાય છે:—

(૧) કપોત એટલે પારાવત. પારાવત નામનું ફળ થાય છે. જુઓ સુશ્રુતસંહિતા અધ્યાય ૪૬ ફળવર્ગ.

(૨) માર્જાર એટલે ખટાશ. જુઓ વૈદ્યકશબ્દસિંધુ.

(૩) કુક્કુટ એટલે ચૌપત્તીઆ ભાજી, ચાર પત્તાવાળી ભાજી. જુઓ શાલિગ્રામ નિઘંટુ શાકવર્ગ.

શ્રી ગોપાલદાસે પ્રાણીવાચકના બદલે ઉપરના અર્થો કર્યા હોત તો તે વધારે બંધ બેસત, કારણ કે આ ચીજોના ગુણો જોતાં શ્રી મહાવીરસ્વામીના રોગમાં તે અત્યંત ઉપયોગી છે જુઓ—

પારાવત ફળના ગુણ—દાહનાશક, જ્વરનાશક તથા શીતળ.

ચૌપત્તીઆ ભાજી—દાહનાશક, જ્વરહર, શીતલ તથા મળરોધક (દસ્ત બંધ કરનાર)

ખટાશ—ભાજીના શાક દહીં નાખીને ખાટાં કરવાનો રિવાજ જાણીતો છે. એટલે ખટાશની જગ્યાએ દહીં લઈએ તો અત્યંત ફાયદાકારક છે.

આવી રીતે આ ચીજો રોગની દષ્ટિએ ઉપયોગી છે એટલું જ નહીં પણ પ્રભુ મહાવીર જેવા આત્માર્થી પુરુષ માંસાહાર ન કરે તે દષ્ટિએ પણ ઉપરના અર્થો વધુ બંધબેસતા છે. વધુ માટે મારો "મહાવીરસ્વામી માંસાહારી કે શાકાહારી?" નામે લેખ પ્રસ્થાનમાં છાપવા મોકલ્યો છે તે છપાયે જોઈ લેશો.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

## પુ. ૫૪ મું

સં. ૧૯૯૪ ના ચૈત્રથી સં. ૧૯૯૫ ના ફાગણ સુધીના અંક ૧૨ ની
વાર્ષિક અનુક્રમણિકા

### વિભાગ ૧ લો

### પદ્યાત્મક લેખો

## વિભાગ ૨ જો

### ધાર્મિક–નૈતિક ગદ્ય લેખો

પેટા વિભાગ જુદા ગણતાં લેખ ૧૬૬



## વિભાગ ૩ જો

## પ્રકીર્ણ લેખો

પેટા વિભાગ જુદા ગણતાં લેખ ૩૩–

**ત્રણે વિભાગના મળીને કુલ લેખ ૨૪૫**



# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

(સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

## પોષ માસની પત્રિકા.

**ધાર્મિકપ્રવૃત્તિઓ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે દરેક ક્રિયાઓ થઈ રહેલ છે.

### વિવાદસભા

| વિષય. | વક્તા. | પ્રમુખ. |
|---|---|---|
| ગામડામાં કેળવણી | વિ. કાન્તિલાલ કરશનજી શાહ. | વિ નાગરદાસ મણીલાલ શાહ. |
| આરોગ્યતા. | વિ. કાન્તિલાલ ત્રિભોવન શાહ. | શ્રીયુત્ વીરચંદ ફુલચંદ શાહ. |
| Health & povey. | Mr. M. P. Shah. | Mr. J. C. Shah. |

### આવક.

| | |
|---|---|
| ૨૦૩–૧૨–૦ શ્રી નિર્વાહ ફંડ ખાતે | ૫૦૨-૦-૦ શ્રીસ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડખાતે |
| ૨૩૪–૧૦–૦ શ્રી ભોજન ફંડ ખાતે | ૨૦૨-૦-૦ શ્રી દૂધ ફંડ ખાતે |
| ૧–૦–૦ શ્રી કેળવણી ફંડ ખાતે | ૨૦-૦-૦ શ્રી દેરાસર ખાતે |
| ૫–૦–૦ શ્રી કપડ ફંડ ખાતે | ૧૧૬૮–૬–૦ |

**જમણવાર**—

| | | |
|---|---|---|
| ૧ શેઠ વાડીલાલ સાંકલચંદ | મુંબઇ | પો. શુ. ૪ |
| ૨ શેઠ નગીનદાસ પુરચંદ ઝવેરી | સુરત | પો. શુ. ૯ |
| ૩ શેઠ જેશીંગભાઈ પ્રાણભાઇ | અમદાવાદ | પો. શુ. ૧૦ |
| ૪ શેઠ સેનાભાઈ હેમચંદ | અમદાવાદ | પો. શુ. ૧૦ |
| ૫ શેઠ નગીનદાસ કરમચંદ જરીવાલા | સુરત ( સંઘમાં ) | પો. શુ. ૧૩ |
| ૬ શેઠ નેમચંદ લલ્લુભાઇ | અમદાવાદ | પો. વ. ૧ |
| ૭ શેઠ દુલભદાસ રૂગનાથ પારેખ | ભાવનગર | પો. વ. ૨ |
| ૮ એક ગૃહસ્થ ( સંઘમાં ) હ. ભીખાભાઇ ધરમચંદ | | પો. વ. ૩ |
| ૯ શેઠ વીરપાળ ખુશાલભાઇ | પ્રભાસપાટણ | પો. વ. ૧૦ |

**ભેટ**—સીતુણીર્ણ નહાર. ૧) રેશમી ચંદરવો. ૧) અતારા ભરેલું તોરણ.

**મુલાકાત**—શેઠ ઝવેરચંદ જેઠાલાલ છત્રાંસા–લાલપુર. શેઠ ભોગીલાલ વાડીલાલ–અમદાવાદ. શેઠ ચકુભાઈ હેમચંદ–અમદાવાદ. શેઠ લાલભાઈ જેશીંગભાઇ–અમદાવાદ શેઠ ઉમેદચંદ દોલતચંદ બરોડીયા–મુંબઇ. શેઠ ભીખાભાઇ ધરમચંદ–રાંદેર

આ માસમાં સંસ્થાની મેનેજીંગ કમીટીની મીટીંગ નિમિત્તે શેઠ ચીનુભાઈ લાલભાઈ તથા પરી. ચુનીલાલ દુલભદાસ તથા શેઠ અમરચંદ કુંવરજી વગેરે આવ્યા હતા.

## માહ માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન પ્રભુપૂજા વગેરે દરેક ક્રિયાઓ થઈ રહેલ છે.

### વિવાદ સભા

| વિષય. | વક્તા | પ્રમુખ. |
|---|---|---|
| રાજકોટ જંગ. | વિ ગીજુલાલ મણીલાલ. | શ્રી લલ્લુભાઈ ડાભાઈ દેશાઇ. |
| રાજકોટનો પ્રશ્ન. | વિ. લક્ષ્મીચંદ હીરાલાલ. | શ્રી કાંતિલાલ છોટાલાલ શાહ. |

### મહા માસની આવક

| | | | |
|---|---|---|---|
| ૧૨-૮-૦ | નિર્વાહ ફંડ ખાતે | ૧૧-૦-૦ | મકાન ફંડ ખાતે |
| ૧૩૮-૮-૦ | ભોજન ફંડ ખાતે | ૧૦૧-૦-૯ | આંગી પૂજા ખાતે |
| ૨૦૨-૦-૦ | દૂધ ફંડ ખાતે | ૩૦-૪-૦ | દેરાસર ખાતે |
| | | ૪૯૫-૪-૦ | |

**જમણવાર:**—

| | | |
|---|---|---|
| ૧ એક ગૃહસ્થ | ભાણવડ (વરસાદ) | મા. શુ. ૨ |
| ૨ શેઠ દલપતરામ પ્રેમચંદ | અમદાવાદ | મા. શુ. ૬-૧૪ |
| ૩ શેઠ મૂળચંદ પોચાલાલ | અમદાવાદ | મા. શુ. ૧૦ |
| ૪ બાબુસાહેબ ભગવાનલાલજી પનાલાલજી | મુંબઇ (નોકારશી) | મા. શુ. ૧૩ |
| ૫ શેઠ માણેકલાલભાઇ મનસુખભાઈ | અમદાવાદ | મા. વ. ૨ |
| ૬ પારેખ દુલભદાસ રૂગનાથ | ભાવનગર | મા. વ. ૫ |
| ૭ શેઠ માણેકચંદ જેચંદ (જાપાન) | ભાવનગર (વાંઠી) | મા. વ. ૯ |
| ૮ શેઠ નરોત્તમદાસ ભાણજી | ભાવનગર | મા. વ. ૧૩ |

**ભેટ:**—બેન છબકોર હેમચંદ—અમદાવાદ. વીંજણો ૧). રકાંબી ૧). શેઠ દલપતરામ પ્રેમચંદ. અમદાવાદ. ફાનસ ૨)

**મુલાકાત:**—શેઠ મોતીચંદ સુરચંદ બુહારી. બેન મણિબેન અમદાવાદ. શ્રી હીરાચંદજી યતિ. શેઠ જમનાદાસ અમરચંદ ગાંધી—ભાવનગર. શેઠ વનાજી લખમાજી.

**અઠ્ઠાઇ મહોત્સવ:**—દેરાસરજીની વર્ષગાંઠ પ્રસંગે અમદાવાદવાળા શેઠ દલપતરામ પ્રેમચંદના ધર્મપત્ની બેન મણિબેન તરફથી દેરાસરજીમાં અઠ્ઠાઇ મહોત્સવ કરવામાં આવ્યો હતો. આઠે દિવસ ભક્તિપૂર્વક આંગીઓ કરવામાં આવી હતી તથા પંચકલ્યાણક, અંતરાયકર્મ વગેરેની પૂજાઓ ભણાવી હતી. રાત્રે ભાવના રાખવામાં આવતી હતી. આ બધી ક્રિયાઓમાં સ્ટાફના માણસો તેમજ વિદ્યાર્થીઓએ ભક્તિપૂર્વક ભાગ લીધો હતો.

**સમાજના દાનવીરોને:**—હજુ મકાન ફંડ ખાતે રૂા. ૮૦૦૦ તથા દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦ નો તોટો છે. સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ પણ ઘણી બાકી છે. સંસ્થાને સંગીન મદદ મોકલી આપવા વિનતિ છે.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૧૫)

**ધનથી કે બાપદાદાની મોટાઈથી માણસ મોટો થતો નથી,**
**પણ વિશુદ્ધ ચારિત્ર અને ખાનદાન સ્વભાવથી મોટો થાય છે**

ધનથી સાંપડેલી મોટાઇ અલ્પજીવી અને કાચા પાયા પર રચાયલી હોય છે. અને વસ્તુત: એમાં મોટાઇ માનવી કે મનાવવી એ ખ્યાલી વ્યવહાર છે. ધનપતિઓના જરા વધારે ગાઢા સંબંધમાં આવો તો તમે તેમના આખા જીવન પર વિષાદની ધુમસ ફેલાયલી જોઇ શકશો. આસમાની સુલતાનીથી ધનપતિ થઇ પડેલા એ માણસોનાં આંતરજીવનનો અભ્યાસ ઊંડા ઉતરીને કરશો તો ઘણી નવાઇ જેવી બાબતો જડી આવશે. એના ઘરનો વ્યવહાર, એની સુઘડતા, સ્વચ્છતા કે વ્યવસ્થા જોશો તો તમને કમકમાટી આવશે અને તે ફુરસદનો વખત કેવી જાતની વાતો કરવામાં કે બડાઇ હાંકવામાં કે ગંજીપો રમવામાં કાઢે છે તે તમે જોશો તો તેમાં બાલિશતા અથવા તો વગડાઉપણું કે સ્વચ્છંદીપણું જણાશે. આ સંસ્કાર વગરના ધનપતિની વાત છે અને તે અવલોકન કરવાથી સાચી જણાયા વગર રહે તેમ નથી. એના જીવનમાં ઉચ્ચ આનંદને, શાંતિને, માનસિક વિચારણાને કે કોઇ જાતની મહત્તાને સ્થાન હોતું નથી. અને બાપદાદાની આબરૂ પર મહત્તા માણનારમાં તો કાંઇપણ સત્ત્વ કે અનુકરણીય તત્ત્વ હોતું જ નથી. એ તો અમારા દાદાએ ઝાંપે ચોખા મૂક્યા હતા અને તેની આગલી પેઢીના વડિલે દેશતેડાં કર્યાં હતાં. એવી એવી નિર્માલ્ય વાતો હાંકયે રાખશે. એ આખા ચિત્રમાં એ પોતે તો શોધ્યો પણ જડશે નહિ. એ જાતની વડિલોપાર્જિત મહત્તાના તો કાંઇ મૂલ્ય નથી એ સ્વતઃ સમજાય તેવી વાત છે.

એની સામે પાંચ પચીશ રૂપીઆ કમાઇ સંતોષથી રહેનાર દંપતીનો અનુભવ લો, એનો પ્રમાણિક ત્યાગ જુઓ, એનો આત્મસંયમ જુઓ, એની ઊંડી દાક્ષિણ્યતા જુઓ, એનો સત્યનો પ્રેમ જુઓ, એની નિયમિતતા જુઓ—તમને એના પર પ્રેમ થયા વગર રહેશે નહિ. ધનવાનો તો કેંક આવ્યા અને ગયા, તે સર્વે ધન અહીં મૂકીને જ ગયા છે, પણ આત્મપ્રગતિ ઇચ્છનારને ધન તરફ આકર્ષણ થાય જ નહિ. એ હોય તો ફેંકી ન દે, પણ એની પાછળ ગાંડો ન થાય. સ્વભાવની ઉચ્ચતા અને ઉત્તમ ચારિત્ર આગળ તો મોટા માંધાતાઓ પણ શીર ઝુકાવે છે અને જીવન જીવવાની ખરી ઝીણવટ તો એવા પ્રકારના હાર્દિક વિશિષ્ટ તત્ત્વોમાં જ રહેલી છે. ધનની મોટાઇ તો ચાર દહાડા ટકે છે, પણ અંતે ખરે વખતે માણસ એના સાચા સ્વરૂપમાં પકડાઇ જાય છે. ધનવાન અને ચારિત્રવાન હોય તો સોનામાં સુગંધ મળે છે, પણ એમાં મહિમા સોનાનો નથી, સુગંધનો છે અને સુગંધ તો ઉદાર આશય, વિશિષ્ટ મનોરાજ્ય અને શુદ્ધ વર્તનમાં જ છે. એનાથી પ્રાપ્ત થયેલ મહત્તા સાચી ચિરસ્થાયી છે અને સ્વાભાવિક રીતે આકર્ષક, મર્મગ્રાહી અને તલસ્પર્શી છે, દુનિયા ધનવાનને ધક્કો મારશે, પણ ઉચ્ચગ્રાહી સાચા સંતને ચરણે તો સર્વદા શીર ઝુકાવશે; એ ધનવાનને વિસરશે, પણ સચ્ચારિત્રશાલીને કદી અવગણશે કે ભૂલશે

નહિ.. જીવનમાં સાચું મૂલ્ય તો વર્તનના દોરમાં નિર્ભર થાય છે અને મનની મોટાઇ દુશ્મનને પણ વશ કરી શકે છે.

"It is not wealth nor ancestry, but honourable conduct and a noble disposition that makes men great." OVID ( 23-10-37 )

( ૧૧૬ )

## આપણી ખરી મહત્તા કદીપણ ન પડવામાં નથી, પણ જ્યારે જ્યારે પડીએ ત્યારે ત્યારે ઊભા થઈ જવામાં છે

'ઘોડે ચઢે તે પડે,' ન ચઢનારને પડવાનું કારણ નથી, પણ પડવાના સંભવ ખાતર ઘોડે ન ચઢવાનો નિર્ણય કરવો એ કાયરપણું છે. 'ભાઇ! ઘોડે ચઢતો નહિ, ચઢીશ તો કયાંક પડી જઇશ.' એ શિક્ષણનો એક પ્રકાર છે અને 'સ્વારી કર, ગભરાઇશ નહિ, સહુ સારાં વાનાં થશે.' એ બીજો પ્રકાર છે. અતિ સંભાળભરી આળપંપાળ કરનારા પ્રથમ કક્ષામાં આવે છે, ત્યારે સાહસિક શૂરવીરો બીજી કક્ષામાં આવે છે. પોતાની શક્તિનો ખ્યાલ કરી કામ લેવું એમાં ડહાપણ છે, પણ વિનાકારણ ગભરાટમાં પડી જઇ ડગલું પણ આગળ ન ભરવું એ બાયલાપણું છે. જિંદગીમાં આડાઅવળા ન થતાં સીધે સીધું ચલાવવાની અપેક્ષા રાખવી એમાં કાંઇ જીવન જેવું નથી, ચૈતન્ય જેવું નથી, દમ જેવું નથી.

બીજી વાત એ છે કે પડતાંના સાથે જ ઊભા થઇ જવાની આવડત હસ્તગત કરી જોઇએ. ગાડીનો ઘોડો લપસી જાય ત્યારે હાંકનાર ઉસ્તાદ હોય તો બરાબર લગામ ખેંચી લે છે અને એને ઊભો કરી દે છે, બાકી જો પડી જાય અને ચાર પગ છૂટા થઇ જાય તો તો પછી બાજુનાં જોતર કાપવાં જ પડે અને ઘોડાના તોફાનનો ભય પણ વહોરી લેવો પડે. આ દરરોજના અનુભવનો વિષય છે અને તેનો ફલિતાર્થ એ થાય છે કે પડવામાં પણ સાવધગીરી જરા પણ છોડવા જેવું નથી. પડીને તુરત ઊભો થઇ જાય તે બરાબર બાહોશ ગણાય છે અને એ પ્રમાણે જેને વર્તતાં આવડી જાય તે માણસ કુશળ ગણાય છે.

જીવનમાં પણ આ ક્રમ દરેક બાબતને-દરેક બનાવને બરાબર લાગુ પડે છે. આસમાની સુલતાની તો દરેક પ્રાણીને લાગે છે. વ્યાપારમાં અણધારી બજાર બેસી જાય કે નોકરને ઉપરી અધિકારીની અપ્રીતિ થાય એવા અનેક પ્રસંગો વારંવાર બને છે. એવી નુકસાની કે અવકૃપાથી ગભરાવું નહિ, પણ પડતાની સાથે જ ટટાર થઇ જવાની કળા હસ્તગત કરી રાખવી. જીવનપલટા તો ઘણાના જોયાં, પણ એનાથી જેઓ હારી જાય છે તે તો દુનિયાના પટ પરથી નહિવત્ બની જાય છે. એવા જીવન અને મરણ વચ્ચે ભાગ્યે જ કાંઇ અંતર હશે. ખરી વાત તો પડવાનું, નીચા થઇ જવાનું કે અકૃપાનું પાત્ર બનતાં માણસે અક્કલને ઠેકાણે રાખવી અને પોતાની પુનર્ઘટના સારામાં સારી રીતે કેમ થાય તેના માર્ગો શોધી લેવા. એક સરખી-પ્રાગતિક સ્થિતિ તો કોઇ નસીબદારની જ ચાલુ રહે છે, બાકી તો જીવનમાં ઊંચા નીચા થઇ જવાય છે, પણ એવું બને ત્યારે મન પર કાબૂ રાખવો અને પતનમાંથી ઊંચા આવવાના રસ્તા તરફ સ્વાભાવિક વલણ લેવાની ચાંપ હસ્તગત કરી રાખવી. જો બાજુનાં જોતર કાપવાં પડે તો ભારે નુકસાન થાય અને કેંક વાર તો ઘોડો